## હાઈકોર્ટ મુંબાઇ

**મુકદમો નં. ૧૯૩૪ સને ૧૯૩૮નો**

ઇશ્વરભાઇ લલ્લુભાઇ
માલિક:શ્રી નલિની પ્રિન્ટરી
જાંબુલવાડી, કાલબાદેવી–મુંબાઇ

**તે ઉપલા મુકદમાના વાદી જોગ**

તમોએ ઉપરનો દાવો ફરિયાદ અ-૨જી સાથેના 'એ' નિશાનીવાળા દસ્તાવેજમાં જણાવેલાં કલામય ડ્રૉઇંગ અને ચિત્રોમાંના તમારા કૉપીરાઇટનો ભંગ કરવા બદલ મારી સામે માંડ્યો હતો. મેં તમોને સદરહુ ડ્રૉઇંગ અને ચિત્રો અથવા તેનો કોઇ પણ ભાગ અથવા તેનું અનુકરણ લગ્નપત્રિકા અથવા બીજી પત્રિકા અને પરબીડિયાં અથવા બીજી કોઇ પણ ચીજ ઉપર ન વાપરવાની કબુલાત આપી તથા તમારા દાવાનો ખરચ આપી તે દાવાની પતાવટ કરી છે; અને તેની શરતો અનુસાર તમારા સદર કૉપીરાઇટના મેં કરેલા ભંગ બદલ અંતઃકરણપૂર્વક દિલગીરી જાહેર કરું છું. આ પત્ર તમો મારે ખરચે 'જન્મભૂમિ' તથા 'કુમાર'માં છપાવો એવું મેં તમારી સાથે કબૂલ કર્યું છે.

મુંબાઈ
તા. ૧૭મી માહે ડીસેંબર સને ૧૯૩૮

Sd. કીકાભાઇ કેશવજી
**માલિક: અમૃતસાગર પ્રેસ**
મારવાડી બજાર, મુંબાઇ

True Copy
**Malvi Ranchoddas & Co.**
Attorneys for Ishwarbhai Lallubhai





## ફોટો હરિફાઈ.





**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર : ડાબી બાજુ, 'ફાનસવાળો'–ભાઈ ચીમનલાલ વેરા (ભાવનગર) પહેલું ઇનામ; જમણી બાજુ, 'સાંજશોભા'–ભાઈ રમણીક શાહ (ભાવનગર) ત્રીજું ઇનામ; નીચે : ડાબી બાજુ, 'ટિળકનું સ્મારક' ભાઈ ચતુરભાઈ પટેલ (ખાનપુર) બીજું ઇનામ; જમણી બાજુ 'પનિહારી'–ભાઈ જયકુમાર પંડ્યા (અમદાવાદ) ઉત્તેજના ઇનામ.

# નિશીથ

કવિના એ જ નામના નજીકમાં બહાર પડનાર સંગ્રહમાંથી

(છંદ : સંમિશ્ર)

૧

નિશીથ હે! નર્તક રુદ્રરમ્ય!

સ્વર્ગંગનો સોહત હાર કંઠે,
કરાલ ઝંઝા ડમરૂ બજે કરે,
પીંછાં શીર્ષે ઘૂમતા ધૂમકેતુ,
તેજોમેઘોની ઊડે દૂર પામરી.
હે સૃષ્ટિપાટે નટરાજ ભવ્ય!

ભૂગોલાર્ધે પાયની ટેક લેતો;
વિશ્રાન્તનો વ્યાપતો ગર્ત ઊંડા.
પ્રતિક્ષણે જે ચકરાતી પૃથ્વી,
પીઠે તેની પાય માંડી છટાથી
તાલી લેતો દૂરના તારકોથી.
ફેલાવી બે બાહુ, બ્રહ્માંડ ગોલે
વિંઝાઈ રહેતો, ઘૂમતી પૃથ્વી સાથે.
ઘૂમે, સુઘૂમે ચિરકાલ નર્તને.
પડે પરંતુ પદ તો લયોચિત
વસુંધરાની મૃદુ રંગભોમે,
બજંત જ્યાં મંદ્ર મૃદંગ સિંધુનાં.

૨

પાયે તારે પૃથ્વી ચંપાય મીઠું,
સ્પર્શે તારે તેજરોમાંચ ધીને.
પ્રીતિપોયાં દંપતીઅંતરે કો
વિકારવંટોળ મચે તું-ફૂંકે.

૩

નિહારિકાનાં સલિલે ખેલનારો,
લેનાર જે તાગ ઊંડા ખગોલના,
રંકાંગણે તું ઉતરે અમારે.

દીઠો તને સ્વૈર ઘુમંત વ્યોમે;
અગસ્ત્યની ઝૂંપડીએ ઝુંકતો,



કે મસ્ત પેલા મૃગલુબ્ધ શ્વાનને
પ્રેરંત વ્યોમાંત સુધી અટેલ.
સમર્પનો વા કરીને પતંગ
ચગાવી રહેતા ધ્રુવશું રમંતો.
પુનર્વસુની લઈ હોડલી જરી
નૌકાવિહારે ઉરને રિઝાવતો.
કે દેવયાની મહીં જૈ ઝુલંતો.

દીઠેલ હેમંત મહીં વળી, મઘા
તણું લઈ દાતરડું નિરંતર
શ્રમે નભક્ષેત્ર તણા સુપકવ
તારાગણો–ધાન્યકણો–લણંતો.
ને વર્ષોમાં લેટતો અભ્ર ઓઢી.
હે રૂપોમાં રાચતા નવ્ય યોગી!

૪

નિશીથ હે! શાંતમના તપસ્વી!
તજી અવિશ્રાંત વિરાટ તાંડવો,
કદીક તો આસન વાળી બેસતો
હિમાદ્રિ જેવી દૃઢ તું પલાંઠીએ.
ઉત્ક્રાંતિની ધૂણી ધખે ઝળાં ઝળાં,
ઉડુસ્ફુલિંગો ઉડતા દિગંતમાં.
ત્યાં ચિંતવે સૃષ્ટિરહસ્ય ઊંડાં
અમાસઅંધારતલે નિગૂઢ તું.

અને અમે માનવ મંદ ચેતવી
દીવો તને જ્યાં કરીએ નિહાળવા,
જૃમ્ભાવિકાસ્યું મુખ જોઇ ચટ
તારૂં દૃગોથી રહીએ જ વીંટી
નાની અમારી ઘરદીવડીને.
ને ભૂલવાને મથીએ ખિલેલું
સ્વરૂપ તારૂં શિવરુદ્ર વ્યોમે.

૫

સંન્યાસી હે ઊર્ધ્વમૂર્ધા અઘોર!
અંધાર અર્ચેલ કપોલભાલે,
ડીલે ચોળી કૌમુદીશ્વેતભસ્મ.
કમંડલું બંકિમ અષ્ટમીનું
કે પૂર્ણિમાના છલકંત ચંદ્રનું.
કરે રસપ્રોક્ષણ ચોદિશે, જે
સ્વયં ચરે નિઃસ્પૃહે, આત્મલીન,
દ્વારેદ્વારે ઢૂકતો ભેખધારી.

પ્રસુપ્ત કોઇ પ્રણયી યુગોનાં
ઉન્નિદ્ર-હૈયાકમલો વિષે મીઠો
ઢોળાવતો ચેતનનો પરાગ.
સ્વયં સુનિશ્ચલ, અન્ય કેરાં
રાચે કરી અંતર મત્ત ચંચલ.
ખેલન્દા હે શાંત તાંડવોના!

મારા દેશે શાશ્વતી શર્વરી કો,
નિદ્રાઘેરાં લોચનો લોકકેરાં,
મૂર્છાછાયાં લોળુડાં લોકહૈયાંઃ
તે સર્વે ત્વન્નીરવનૃત્યતાલે
ન જાગશે ધીનટ હે વિરાટ?

મારે ચિત્તે મૃત્યુઘેરી તમિસ્રા,
રક્તસ્રોતે દાસ્યદુર્ભેદ્ય તન્દ્રા.
પદપ્રપાતે તવ, હે મહાનટ,
ન તૂટશે શું ઉરનાં વિષાદ એ?
તાલે તાલે નૃત્યના રક્તવેણે
સંગીત આંહીં શું નહિ સ્ફુરે નવાં!

શ્રાન્તોને તું ચેતના દે, પ્રફુલ્લ
શોભાવતો તું પ્રકૃતિપ્રિયાને,
ને માનવોની મનોમૃત્તિકામાં
સ્વપ્નો કેરાં વાવતો બી અનેરાં
તું સૃષ્ટિની નિત્ય નવીન આશા.
ન આટલું તુંથી થશે? કહે, કહે
નિશીથ વૈતાલિક હે ઉપાના!

ઉમાશંકર જોષી




### સોળમે વર્ષે

● પંદર વર્ષો વીતી ગયાં. પહેલા વર્ષથી 'કુમાર'નો પરિચય જેઓ પાંમ્યા હતા તેઓ તો આજે પ્રૌઢ બની ગયા છે, જગતના વ્યવહારમાં સક્રિય ભાગીદાર થઈને પોતાનું અને દેશનું ઘડતર કરી રહ્યા છે. તેમાંના કોઈક જ હવે 'કુમાર' જોવાની જરૂર ધારતા હશે; પણ એમનાં મન એટલી સાક્ષી તો જરૂર પૂરશે કે 'કુમારે' જે પ્રકારનાં આદર્શો અને વ્યવહાર શિક્ષણનાં વિધાનો બાંધ્યાં હતાં. તે આજે લગભગ ખરાં પડ્યાં છે. જે શાળાશિક્ષણની સામે 'કુમાર'નો સતત પોકાર હતો તે આજે સર્વાનુમતે દેશની અધોગતિ અને બેકારીનું વાહન ઠર્યું છે. યુનિવર્સિટીના ખર્ચાળપણા અને વંધ્ય શિક્ષણ-પ્રચારે સૌની આંખ ઉઘાડી છે અને સ્વાનુભવ, સ્વપ્રયોગ તથા હસ્તકૌશલ્યને પુનઃ શિક્ષણનાં ઉપયોગી તત્ત્વો ઠરાવ્યાં છે. શરીરસ્વાસ્થ્ય, તાલીમ, સંઘશિસ્ત અને રાષ્ટ્રસેવા જ માણસની લાયકાતની કસોટી ગણાવા લાગી છે. આ નવીન જીવનપ્રણાલી માટે વિદ્યાર્થીને માર્ગદર્શન આપે એવા શિક્ષકો શાળાઓ કે હાઈસ્કૂલોમાં ક્વચિત જ અપવાદરૂપે સાંપડશે.

### આપણી કેળવણીની લાચારી

● પાઠ્યપુસ્તકો અને પરીક્ષાઓની પાછળ તગડાવી જીવન, સમય, સ્વાસ્થ્ય અને શક્તિનો વિના પરિણામ ઘાત કરનારા શિક્ષાગુરુઓને તો શું કહેવું? એમની નોકરીઓ અને પગારોના સ્વાર્થ આડે એમણે કદી સાચી કેળવણીના પોકારમાં સહાનુભૂતિ કે સહાય માટે અક્ષરે ઉચ્ચાર્યો નહોતો; પણ આજે તેનું પ્રાયશ્ચિત્ત કરવા રાષ્ટ્રે ઘડેલી ઔદ્યોગિક તેમજ બૌદ્ધિક કેળવણીની યોજના એ વિચારે ને વ્યક્તિગત લાગણીથી વિદ્યાર્થીઓને તે અપનાવવા પ્રેરણા આપે તેમજ તેમના પ્રયત્નોમાં પ્રોત્સાહ અને સહાય આપે.

સાદી સમજ આપણને શીખવે છે કે લાખો રોજગારીઓ, વેપારીઓ, કારીગરો અને કામદારોએ પોતાનો જીવનનિર્વાહ શોધવામાં અને વ્યવહાર ચલાવવામાં આ લોહીપીતાં અને માનસધ્વંસ કરતાં કારખાનાંનો લેશ પણ આશ્રય લીધો નથી હોતો. છતાં બુદ્ધિના ઇજારદાર શિક્ષકો અને માસ્તરોએ વિદ્યાર્થીઓમાં પરીક્ષાના સર્ટિફિકેટ વિના પાર જ ન પડાય એવો એક પ્રકારની નિસહાયતા અને લાચારીનો મંત્ર ફૂંકી દીધો છે કે તેમની આગળ જગતના અનેક સ્વપ્નસાધકો અને પ્રયોગિકોનાં દૃષ્ટાંતો અફળ જાય છે.

આઇઝાક ન્યૂટન શાળાના વર્ગમાં છેલ્લો રહેતો અથવા એડીસન ઘરમાં ગડભાંગ કરતો કે ફૉર્ડ ઘડીઆળો વીંખીને સમી કરી શકતો એવી બડી બડી વાતો ચોપડીમાં વાંચ્યા પછી એ શિક્ષકોએ વિદ્યાર્થીઓની રજામાં ઉદ્યોગ, વેપાર, વિજ્ઞાનપ્રયોગ કે પ્રવાસોનાં મંડળો કરવામાં અગ્ર ભાગ લીધો હોય એવા દાખલા ગુજરાતમાં બહુ જ થોડા મળશે. વિજ્ઞાનની ખાનગી પ્રયોગશાળા તો હજુ સાંભળી જ નથી. પ્રોફેસરના ઘરમાં કે શાળાના છાપરા નીચે ઉદ્યોગ માટે એકાદ કાતર ચપ્પુ કે હથોડી જેવાં સાદાં ઓજારો કોઈ વિરલાને જ નાનપણમાં મળ્યાં હશે. બગીચો, ખેતીવાડી કે કાંતણ અને વણાટનો યશ તો માત્ર સત્યાગ્રહાશ્રમ જ લઈ શકશે. સારાં અંગ્રેજીનો વકીલી પટપટારો કરનાર અને ઇસ્ત્રીબંધ કપડાં પહેરી ફરનાર આગળ રચના કરનાર કે મૂર્તિ કરનાર આલેખનકાર કે સમાજની સેવા કરનાર નવરા અને કમઅક્કલના ગણાય. કારીગરો અને સમાજના ઉપયોગી પદાર્થો સરજનાર માત્ર વેઠીઆ અને અણઘડ મનુષ્યોમાં ખપે. ત્યારે કેળવણીમાં સુજનતા, બંધુભાવ કે માનવ સમાનતાનાં તત્ત્વો ક્યાંથી ઊગે?

'કુમાર', સોળમે વર્ષે, નવાયુગની ઉઘડતી ઉષામાં આશા અને ઉત્કર્ષના સંદેશા વાંચી રહ્યું છે. સંઘજાગૃતિ, સ્વાભિમાન, સ્વપ્રયાસ અને સ્વનિર્ણયના મંત્રો પ્રજાને સજીવન કરી રહ્યા છે. એની ખરી ખેતી તો વિદ્યાર્થી માનસમાં જ હોઇ શકે અને પ્રૌઢતાએ એનો ફાલ ઊતરે ત્યારે ક્યાંથી એ બીજ વવાયાં તે શોધવું હોય તો શિક્ષણ આપનાર સંસ્થાઓમાં જ શોધ કરવી પડે. એ પછી શાળાઓ હોય, મંદિરો હોય કે સંત પુરુષોનો સમાગમ હોય અથવા સુવાચન અને સદ્ગ્રંથો હોય. કુમાર નમ્રપણે માને છે કે તેણે પ્રજાજીવનના પાયામાં પોતાનો યથાશક્તિ જીવતો ફાળો આપ્યો છે અને માર્ગરચના કર્યાં કરી છે. ભવિષ્યમાં કોઇ વિશેષ પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ તેથી વિશેષ કરી બતાવશે જ એ ભાવના ને આશા તો અમે હમેશાં રાખી છે અને રાખીશું પણ.

પ્રિય વાંચનારાઓ, 'કુમાર' માટે તમને કંઇ પણ પક્ષપાત બંધાયો હોય તો જેઓ તેના પરિચિત ન હોય તેમની આગળ તેના પ્રચાર અને પ્રવાસની વાત જરૂર કરજો.

ર. મ. રા.

# ગુજરાતની સરસ્વતીને પરોપજીવી મટાડનાર

સોરઠના અહરિપુને હરાવી ગુજરાતની અસ્પષ્ટ રૂપરેખાને સીમાબદ્ધ બનાવનાર અને રુદ્રમહાલયના નિર્માતા મહાન શૈવ શાસક મૂળરાજ પછી પાંચમી પેઢીએ રાજ્યારૂઢ થએલ, અને 'यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित्' એ આખ્યાથી પ્રકીર્તિત એવો સિદ્ધરાજ જયસિંહ બાર વરસના યુદ્ધ બાદ માલવપતિ યશોવર્માને હરાવી સંવત ૧૧૯૨માં વાજતેગાજતે પોતાની રાજધાની પાટણમાં પ્રવેશી રહ્યા છે, ત્યાં એક પ્રશસ્તિ તેને કાને અથડાય છે:

भूमिं कामगविस्वगोमयरसैरासिंच रत्नाकरा ।
मुक्ता स्वस्तिकमातनुध्वजमुडुपत्वं पूर्णकुम्भीभव ॥
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा ।
न्याधत्त स्वकरैर्विजित्यजगतीं नन्वैतिसिद्धाधिपः ॥

'હે કામધેનુ, તારા દૂધથી તું આ પૃથ્વીને છાંટ; હે રત્નાકર, તું તારાં રત્નો વડે પાટણ શહેરમાં મોતીના સાથીઆ પૂર; હે ચન્દ્રમા, તું પૂર્ણ કુંભરૂપ થા; હે દિશાના દિક્પાલો, તમે કલ્પવૃક્ષનાં પાંદડાં વડે પાટણમાં તોરણો બાંધો. કારણ, આજે પ્રખ્યાત સિદ્ધરાજદેવ બાહુબળ વડે પૃથ્વી પર વિજય મેળવીને પાટણમાં પધારે છે.'

આ પ્રશસ્તિકાર બીજા કોઈ નહિ પણ આવતા એપ્રિલ માસમાં જેમનો જયંતીઉત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો છે તે, ભારતવર્ષના એક મહા પંડિત, ગુજરાતના વિદ્યાચાર્ય અને ગુજરાતની અસ્મિતાના આદ્ય દ્યોતક શ્રી હેમચંદ્રાચાર્યજી.

પરંતુ પ્રશસ્તિથી પ્રસન્નચિત્ત થવાને બદલે સિદ્ધરાજ તો મ્લાન મુખે ઉત્તર વાળે છે, 'માલવવિજયનો પૂર્ણ આનંદ મારાથી પામી શકાતો નથી. કારણ, અવન્તીમાં મેં ગુજરાતનો પરાજય અનુભવ્યો છે. યશોવર્માના ગ્રંથભંડારમાં મેં ભોજવ્યાકરણ જોયું છે. એવું વ્યાકરણ ગુજરાતમાં ક્યાં? મેં સાંભળ્યું છે કે ગુજરાતમાં પણ એ જ વ્યાકરણ શીખવાય છે. એ કંગાલિયત દૂર કરવા કોણ ઉદ્યુક્ત થશે!'

અને હેમચન્દ્રાચાર્ય એ જ પળે એ આહ્વાન ઝીલે છે. અવન્તી પર પાટણની સાહિત્યિક શ્રેષ્ઠતા સિદ્ધ કરવા સિદ્ધરાજ તેમને રાજ્યાશ્રય આપે છે. દેશદેશનાં વ્યાકરણો મગાવી એમના ચરણે રગસે કરે છે, ને એ ઉથલાવી ઉથલાવી હેમચન્દ્રાચાર્ય કસ કાઢતા જાય છે. છેવટે એ એકાંતિક તપસાધના પૂર્ણ થાય છે અને આશ્રયદાતા ને આશ્રિત બંનેને અમર કરતું 'સિદ્ધહૈમ' વ્યાકરણ પ્રાકટ્ય પામે છે. સૂત્રો, ઉણાદિ સૂત્રોથી બનતા શબ્દોનું પત્રક, મૂળ ધાતુઓના કોષ, જાતિ સંબંધી નિયમો ને વિસ્તૃત ટીકા એમ પાંચ વિભાગોમાં, કોઈ પણ એક વૈયાકરણીથી અસાધ્ય એવા એકલે હાથે પરિપૂર્ણ કરેલા એ ગ્રન્થની નકલો ઉતરાવી ઉતરાવી સિદ્ધરાજ દેશપરદેશોમાં મોકલાવી આપે છે ને એકીમતે સઘળા તદ્વિદો તેની સપ્રમાણતા માન્ય રાખે છે. આમ, એક જ વ્યક્તિના પરિશ્રમે ગુજરાતનું પાટનગર શ્રીપત્તન (પાટણ) ભારતનાં સારસ્વત કેન્દ્રો અવન્તી, અયોધ્યા કે પાટલિપુત્રની હરોળમાં આવી જાય છે. વિદ્વાન વૈયાકરણી કાયસ્થ કક્કલ એ વ્યાકરણનું અધ્યાપન હાથમાં લે છે અને—અને ગુજરાતની સરસ્વતી પરોપજીવી મટી જાય છે.

એ દૃઢપ્રતિજ્ઞ વ્યક્તિને મધ્યકાલીન ગુજરાતનું એક જાજ્વલ્યમાન રત્ન ગણી શકાય. મહારાષ્ટ્રના હિરેરા સમા ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર પોતાના 'ગુજરાતી જ્ઞાનકોષ'ના પુરોવચનમાં આજની ગુજરાતી સંસ્કૃતિના બે જ મહાન પ્રણેતાઓમાં યોગ્ય રીતે જ શ્રીમદ્ વલ્લભાચાર્યની જોડાજોડ હેમચન્દ્રાચાર્યને સ્થાપે છે.

ગુજરાત અને કાઠીઆવાડની સીમાડાની રેખાઓ જ્યાં સમન્વિત બની છે એ સ્થાને આવેલા ધંધુકા મુકામે વિ. સં. ૧૧૪૫ના કાર્તિકી પૂર્ણિમાના રોજ મોઢ વ્યવહારી કુટુંબમાં એ પ્રભાવશાળી પુરુષનો જન્મ થયો હતો. એમનું જન્મનું નામ ચામુંડ ગોત્રના આદ્યાક્ષર પરથી ચાંગદેવ. પિતાનું નામ ચાચિગ અથવા ચચ્ચ, માતાનું નામ પાહિણી અથવા ચાહિણી. માતાએ પાછળથી જૈન ધર્મની દીક્ષા લીધેલી. પિતા ધર્મે માહેશ્વરી—અત્યારે જે મેશ્રી વાણિયા કહેવાય છે તે—હોવાનું અનુમાન છે.

બાલક ચાંગદેવમાં નાનપણથી જ અપ્રતિમ બુદ્ધિમત્તા ઉપરાંત ધાર્મિક વૃત્તિનું યે પ્રાગટ્ય હતું. વિહાર કરતા કરતા પાટણમાં આવી ચડેલા પૂર્ણતલ્લ ગચ્છના મુનિ શ્રી દેવચન્દ્રજીની નજરે પડતાં જ તે એમની

# મધ્યકાલીન ગુજરાતનું એક જાજ્વલ્યમાન રત્ન

કલિકાલસર્વજ્ઞ

# હેમચન્દ્રાચાર્ય



હેમચન્દ્રસૂરિ અને કુમારપાળ
વિ.સં. ૧૨૦૦ની સાલના એક પ્રાચીન ચિત્રને આધારે
(શ્રી સારાભાઇ નવાબના સૌજન્યથી)

**જે પ્રતિભાવાન ગુજરાતીએ પોતાના અનન્ય સાધારણ પાંડિત્યવડે ભારતવર્ષના સાહિત્ય ઇતિહાસમાં મહાપંડિતોની પંક્તિમાં સ્થાન લીધું ને પોતાની તેજસ્વી કૃતિઓ વડે ગુજરાતના પાટનગર શ્રીપત્તન (પાટણ)ને ભારતનાં અગ્રગણ્ય સારસ્વત કેન્દ્રો અયોધ્યા, અવન્તી, કાશી ને પાટલિપુત્રની હરોળમાં બેસાડ્યું**

પ્રતિભા પર મુગ્ધ બન્યા. તેમને એનાં અંગપ્રત્યંગમાં જગદ્વિલક્ષણ લક્ષણો જણાયાં. 'જો ક્ષત્રિયકુલમાં એનો જન્મ થયો હોત તો એ સાર્વભૌમ ચક્રવર્તિ બનત; જો વિપ્રકુલે જન્મ થયો હોત તો મહામાત્ય બનત; પણ હવે એને દર્શનશાસ્ત્રમાં નાખ્યો હોય તો આ તુર્યયુગ કૃતયુગનો તે યુગપ્રધાન બની જાય' એમ માની તેને પોતાનો દીક્ષિત શિષ્ય બનાવવા તેના મામા નેમિની અને કદાચ તેની માતાની રજા લઈ દેવચંદ્રજી ચાંગદેવને પોતાની સાથે ખંભાત લઇ ગયા.

પિતાને ખબર પડી. અન્નનો ત્યાગ કરી એ પુત્રની શોધમાં નીકળી પડયા. ખંભાત મુકામે પત્તો ખાધો. પણ ત્યાંના ઉદયન મન્ત્રીનો પ્રભાવ આડો આવ્યો. ઉદયને ચચ્ચના ખોળામાં સમૃદ્ધિનો ઢગલો કર્યો. ચચ્ચને વસ્તુસ્થિતિનું જ્ઞાન થયું અને એ સમૃદ્ધિમાંથી રજમાત્રનો પણ એણે સ્વીકાર ન કર્યો, પણ પુત્રને દીક્ષા દેવાની રજા આપી.

धनधान्यस्य दातारः सन्ति क्वचन केचन ।
पुत्रभिक्षाप्रदः कोऽपि दुर्लभः पुण्यवान् पुमान् ॥

દીક્ષિત ચાંગદેવ હવે સોમચન્દ્ર બન્યા અને 'પ્રભાવકચરિત્ર'કારના કથન મુજબ બાર વરસ સુધી પ્રમાણ, ભાષા, વ્યાકરણ કાવ્ય, વગેરેનું અનુશીલન કરી, એકવીસમા વરસની વયે સોમચંદ્રે પોતાના પાંડિત્યથી સૂરિપદ પ્રાપ્ત કર્યું; અને હેમના જેવી જેની દેહકાંતિ અને ચન્દ્રની જેમ જે લોકોને આનંદ કરનાર હતા તે હેમચન્દ્રસૂરિને નામે ખ્યાત થયા. આટલી નાની વયે તર્કલક્ષણ અને સાહિત્ય સમી એ યુગની મહા વિદ્યાઓમાં અસાધારણ પાંડિત્ય મેળવનાર હેમચન્દ્ર ભારતવર્ષના મહા પંડિત થાય એમાં શું આશ્ચર્ય?

ગુજરાતમાં જૈનોનું પ્રાબલ્ય તો છેક દસમી સદીથી ઉત્તરોત્તર જામતું જ રહ્યું હતું અને ઓસવાળ તથા પોરવાડ જેવી વણિક ક્ષત્રિય કોમોએ ભિન્નમાળથી પાટણમાં ઊતરી આવી એ પ્રાબલ્ય અનેકગણું વધારી મૂક્યું હતું. ખુદ સિદ્ધરાજની માતા મીનળદેવી સુદ્ધાં જૈન હતી, ને તેમાં વળી સિદ્ધરાજ મારફત હેમચન્દ્રાચાર્યના પ્રભાવે એ ધર્મને રાજ્યાશ્રય મળ્યો, પછી શું પૂછવું? સિદ્ધરાજ સાથે એમને એવું તો સખ્ય બંધાએલું કે, 'કુમારપાલપ્રતિબોધ' કારના કથન મુજબ, અમૃતસરખી વાણીમાં વિશાલ એવા એમને ન મળાય તો જયસિંહદેવને સંતોષ થતો નહિ.

એમણે સ્વરચિત વ્યાકરણનાં ઉદાહરણો દર્શાવવા 'દ્વયાશ્રય'નામનું કાવ્ય રચી તેમાં ચાલુક્યવંશનો સંસ્કૃત પ્રાકૃત ભાષામાં આખો ઇતિહાસ વણી નાખી એક પંથે બે કાજ સાધ્યાં. એ કૃતિની મહત્તા નાનીસૂની નથી. કાશ્મીરનો અંકોડાબંધ ઇતિહાસ સાચવતા 'રાજતરંગિણિ' સિવાય એવો બીજો કોઇ કાવ્યેતિહાસ હિંદની ભાષાઓમાં નથી મળતો. પ્રો. કેશવલાલ હિંમતલાલ કામદાર એ મહાગ્રન્થનું મૂલ્ય આંકે છે કે 'દ્વયાશ્રય મહા

કાવ્ય છે, અને એના પ્રથમ શ્લોક ઉપરથી જ જણાય છે કે કર્તાની અભિલાષા તેને કાલિદાસના રઘુવંશની કોટિએ મૂકવાની હશે. તે કાવ્ય વ્યાકરણ અને ઇતિહાસ ઉપર છે, પણ તેમાં મુખ્યત્વે વ્યાકરણને પ્રાધાન્ય આપેલું હોઇ તેની ઐતિહાસિક ઉપયોગિતા એટલે અંશે ઓછી થઇ જાય છે. જોકે એમાંથી એક દૃષ્ટિએ પણ હજુ સુધી તેનો વિગતવાર અભ્યાસ કોઇએ કર્યો હોય એમ જણાતું નથી. ગુર્જરરાષ્ટ્રના તમામ સમાજે શ્રી હેમચન્દ્રાચાર્યની અપ્રતિમ પ્રતિભા માટે અભિમાન ધરાવવું જોઇએ.'

સાહિત્યપ્રવૃત્તિમાં પ્રવૃત્ત હેમચન્દ્રાચાર્યે 'દ્વયાશ્રય' કાવ્ય પછી તરત જ 'અભિધાનચિંતામણિ' અથવા 'નામમાળા' એટલે કે એકાર્થવાચી (Homonymic) શબ્દોનો કોશ રચ્યો, અને એને અનુષંગી બીજો 'અનેકાર્થસંગ્રહ' એટલે કે અનેકાર્થી (Synonymic) શબ્દોનો કોશ તૈયાર કર્યો. આટલું કરી એમણે પોતાના વ્યાકરણ ને કોશનું કાર્ય સંપૂર્ણ કર્યું. ત્યાર પછીના ગાળામાં એમણે 'ધન્વંતરીનિઘંટુ' ને 'રત્નપરીક્ષા'ના અનુકરણે 'શેષનિઘંટુ' લખેલું જણાય છે. એના એમણે ૭ ખંડો લખેલા, પણ તેમાંથી એક વૈદક પર, એક વનસ્પતિ પર ને એક રત્નો પર એમ ત્રણ ખંડ જ હાલ ઉપલબ્ધ છે.

ત્યાર પછી આવે છે સાહિત્યવિષયક ગ્રંથક્રમ. એમાં સૌથી પહેલું 'કાવ્યાનુશાસન' અને ત્યાર પછી 'છંદોનુશાસન' આવે છે. આઠ અધ્યાયમાં વિભાજિત ૭૬૩ સૂત્રોનું 'છંદોનુશાસન' પ્રાકૃત અને અપભ્રંશ છંદોની માહિતી માટે આજ લગી અમૂલ્ય રહ્યું છે. 'કાવ્યાનુશાસન' ઉપર એમણે 'અલંકારચૂડામણિ' નામની ટીકા અને તે બંને પર પાછી 'વિવેક' નામની મોટી ટીકા લખી છે. મમ્મટ વગેરેના અઘરા ને અધૂરા ગ્રન્થોને બદલે એમના આ ગ્રન્થો અત્યંત સુબોધ અને સંપૂર્ણ ગણી શકાય. પ્રમાણશાસ્ત્ર પર લખેલું 'પ્રમાણમીમાંસા' આ કૃતિઓ રચાયા બાદ એમણે રચ્યું.

**આ** સાહિત્યપ્રવૃત્તિ નિરંતરાય ચાલી રહી હતી ત્યાં સિદ્ધરાજ અપુત્ર જ મરણ પામ્યો ને તેના પછી તેનો ભત્રીજો કુમારપાળ પાટણની ગાદીએ આવ્યો. હેમચન્દ્રાચાર્યનો એ ઋણી હતો, કારણ સિદ્ધરાજને પોતાની પછી કુમારપાળ ગાદીએ આવે એ બિલકુલ રુચતું ન હોઇ, તેને મારવા માટે મારા મોકલેલા ત્યારે હેમચન્દ્રાચાર્યે ખંભાતના ઉપાશ્રયમાં તેને આશ્રય આપેલો.

સિદ્ધરાજ સાથેનો હેમચન્દ્રનો સંબંધ મિત્ર સરખો હતો; પણ કુમારપાળ અને તેની વચ્ચે તો ગુરુ-શિષ્ય જેવો સંબંધ જણાય છે. ડૉ. બુહ્લર વગેરેનાં લખાણો પરથી જણાય છે કે કુમારપાળ ઉપરના પોતાના પ્રભાવથી તેના રાજ્યકાળમાં હેમચન્દ્રે વિચક્ષણ કુનેહપૂર્વક જૈનધર્મની શ્રેષ્ઠતા પ્રસ્થાપિત કરવા તથા તેની મહત્તા પ્રચારવા ઘણા પ્રયત્નો કરેલા. કુમારપાળ ઉપર તેની અંગત અસર વિશેષ હોવાને કારણે ઉત્તર અવસ્થાએ એ રાજા 'બારવ્રતધારી શ્રાવક' જેવું જીવન ગાળતો થયો હશે એમ લાગે છે પણ જૈનધર્મીઓના કહેવા પ્રમાણે તે કેવળ જૈન થઇ ગયો હશે અગર પોતાના કુલદેવતા શિવની આરાધના–પૂજા છોડી દીધી હશે એમ માનવાનું કોઇ કારણ નથી.

એના રાજ્યઅમલના છેલ્લા જ વર્ષમાં વિ. સં. ૧૨૨૯ના ભાવબૃહસ્પતિના લેખમાં એને 'માહેશ્વર નૃપાગ્રણી' જ કહ્યો છે. વળી નાડોલના પાર્શ્વનાથના સંવત ૧૨૧૩ના પિટર્સને ઉતારેલા લેખમાં પણ એના જૈનધર્મી હોવાનો કશો ઉલ્લેખ નથી. વળી જૈન ગ્રંથો કહે છે તેમ તેના સઘળા મંત્રીઓ જૈન જ નહિ, પણ કપર્દી, દેવબોધિ, યશોધવલ વગેરે જેવા જૈનેતરો પણ હતા બાકી તો કનોજ ને સ્થાણ્વીશ્વરનો હર્ષવર્ધન જેમ બુદ્ધ, બ્રહ્મા ને મહાવીર ત્રણેને પૂજતો તેમ કુમારપાળમાં પણ એવી સર્વધર્માનુકંપા હોવી સહજ છે એટલું ખરું કે એના રાજ્યઅમલથી હેમચન્દ્રના ઉપદેશથી અહિંસાધર્મનો જુવાળ આખા દેશમાં ફરી વળ્યો. ખાટકીઓને પોતાનો ધંધો છોડી દેવો પડ્યો દારૂબંધી તો એટલી હદે પ્રવર્તી કે એના પાન માટે કુંભારોએ વાસણો બનાવવાં છોડી દીધાં. જુગારને નિષેધ થયો, જાનવરોની સાઠમારી બંધ થઇ, અને કાલિદાસે પોતાના 'અભિજ્ઞાન શાકુન્તલ'માં પણ જેનો ઉલ્લેખ કર્યો છે એવો, પુત્ર વગર મરણ પામેલ આસામીની વિધવાની સઘળી મિલકત જપ્ત કરવાને એ વખતનો સર્વવ્યાપી કાયદો પણ રદ થયો. આ છેલ્લ કૃત્ય માટે તો 'કીર્તિકૌમુદી'ના બ્રાહ્મણ કર્તા સોમેશ્વ

પણ હેમચન્દ્રાચાર્યની ભારોભાર પ્રશંસા કરેલી છે.

જોકે હેમચન્દ્રાચાર્યનું સ્વપ્નું તો જૈન ગુજરાત જોવાનું હતું. સોમનાથની પૂજા કરનાર, રુદ્રમાળના શિવનું સ્તવન ગાનાર એ કાળેલ પુરુષને શૈવ સંપ્રદાયને જૈન ધર્મનો એક પેટાવિભાગ બનાવી દઇ, જૈન ધર્મને જ વિશાળ રાજધર્મ બનાવી દેવાનો ઇરાદો હતો. રાજકુમારો અલ્હણ ને કલ્હણને અપાએલા બક્ષિશપત્રના મંગળમાં એ કહે છે, 'બ્રહ્મા, શ્રીધર અને શંકર દેવો જેઓ મનોવિકારથી મુક્ત હોઇને દુનિયામાં જિનો તરીકે પ્રસિદ્ધ પામ્યા છે તેઓ તમને મોક્ષ આપો.' અહીં એમણે બ્રાહ્મણ દેવોને જિનો તરીકે ઘટાવ્યા છે, પણ વાસ્તવિકતઃ તો એ બ્રાહ્મણ શાસ્ત્રગ્રંથો પ્રત્યે એટલા ઉદાસીન હતા કે તેમને જ્યારે જ્યારે પોતાની દલીલો મજબૂત કરવા તેમનો આશ્રય લેવો પડ્યો છે ત્યારે ત્યારે 'મિથ્યા શાસ્ત્રો પણ આમ કહે છે' એ ઉક્તિથી પોતાનું સમર્થન કરેલું છે. પણ એમનો એ મનોભાવ ફળીભૂત થવા નહોતો નિર્મીયો, કુમારપાળ મરણ પામતાં ગાદીના ખરા હક્કદાર પરંતુ શિવમાર્ગી અજયપાળનો હક્ક દૂર કરી કુમારપાળના દૌહિત્રને ગાદીએ લાવવાની મુત્સદ્દીગીરી ખેલવા પણ એ ઉદ્યુક્ત થએલા. જોકે એમાં એમને નિષ્ફળતા મળી. વિ.સં. ૧૨૨૯માં ૮૪ વર્ષની એ કાળધર્મ પામ્યા ને એમની સાથે એમનું મહદ્ સ્વપ્ન પણ વિલીન થયું.

## એક નાનોશો ફેરફાર

આજ પંદર વર્ષ સુધી 'કુમાર'ની વાર્ષિક અંકસંખ્યા હિંદુ સંવત પ્રમાણે પોષ માસથી શરૂ થઇને લેખાતી આવી છે. આ વર્ષથી તે ફેરવીને ઈસવી સન મુજબ જાન્યુઆરીથી ડીસેમ્બરની પદ્ધતિએ રાખી છે. વસ્તુતઃ શરૂઆતથી 'કુમાર'નું હિસાબી વર્ષ તો વ્યવહારમાં જાન્યુઆરીથી જ ગણાયા કરતું હતું માત્ર પ્રકાશનમાસ તેના સમાગત માસ તરીકે પહેલા અંકથી પોષ શરૂ કરેલો તે ચાલ્યો આવતો હતો. પણ પોસ્ટખાતું, જાહેરખબર આપનારાઓ વગેરે સાથેના વ્યવહારની અનુકૂળતા અને હિસાબી સરળતા ખાતર આ ફેરફાર કરવો અનુભવે અમને આવશ્યક લાગ્યો છે. આ સોળમા વર્ષની શરૂઆતથી હવે કુમારના પ્રકાશનમાસ જાન્યુઆરીથી ડિસેમ્બર ગણાશે. —સં.

પણ જૈન ધર્મના પ્રચારક તરીકેની હેમચન્દ્રાચાર્યની એ ઝુંબેશ વિસરાતી જાય છે ને વિસરાઇ જવા યોગ્ય જ છે. એક મતપ્રચારક તરીકે તે કોઇ પણ સામાન્ય કોટિના માણસ જેટલા જ ઝનૂની હશે, પરંતુ એ ફિરકા-





બંધીનો બુરખો ઉતારીને એ જે કોઇ પ્રવૃત્તિ પાછળ પ્રવૃત્ત થયા છે તેમાં તો લોકોત્તરરીતે પ્રકાશી ઊઠ્યા છે. 'પ્રમાણમીમાંસા' પૂરું કર્યા બાદ કુમારપાળના શાસનકાળમાં એમણે વૈયાકરણી, કોશકાર કે દાર્શનિકને બદલે ચરિતકાર બનીને 'દ્વયાશ્રય' કાવ્યને ઠેઠ કુમારપાળના અમલ સુધી લાવી મૂકી 'ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત'ની રચના કરી. આ બીજા ગ્રંથમાં એમણે ૬૩ જીવનચરિત્રો મૂક્યાં છે—૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ ત્રિષ્ણુદેવો, ૯ બળદેવો અને ૯ વિષ્ણુદ્વિષો અથવા વિષ્ણુના અવતારોના દુશ્મનોની કથાઓ. જિનમંડનના કહેવા પ્રમાણે તેના ૩૬૦૦૦ અનુષ્ટુપ શ્લોકો હોઈ તેની મહાભારત સાથે સરખામણી થઇ શકે.

કુમારપાળ પોતાના રાજ્યારોહણ પહેલાં વરસો સુધી આખા હિંદુસ્તાનમાં શૈવસંન્યાસી તરીકે રખડેલો હોઇ, યોગમાર્ગ પ્રત્યે તેને ખૂબ ચાહ હતો. એના આગ્રહથી હેમચન્દ્રાચાર્યે 'યોગશાસ્ત્ર'નો પણ એક ગ્રંથ લખ્યો છે, જેનું વલણ નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિ પ્રત્યે વિશેષ છે. એ સિવાયની એમની કૃતિ તે 'વીતરાગસ્તોત્ર' જેના ૧૮૬ શ્લોકોમાં વ્યક્તિ, વિચાર અને કાવ્યનું અદ્ભુત સંમિશ્રણ થએલું છે. જોકે રાજશેખર તો કહે છે કે હેમચન્દ્રાચાર્યે ત્રણ કરોડ જેટલા શ્લોક લખેલા છે, પણ આ લેખમાં જણાવેલી કૃતિઓ સિવાય તેમનું બીજું લખાણ ઉપલબ્ધ નથી.

પણ એમની આ આટલી કૃતિઓએ ભારતવર્ષના

આજ સુધીના સર્વ ગદ્ય-પંડિતોમાં એમનો વરવું સ્થાન અપાવે છે ને એ સ્થાનના એ પૂર્ણતઃ અધિકારી છે. એક વખત પૂર્ણ વિકસિત પ્રાકૃત ભાષાસાહિત્યનાં એમણે માત્ર પોતાના વ્યાકરણમાં દૃષ્ટાંતો તરીકે જે અવતરણો વાપર્યાં છે તે સિવાયનું સઘળું આજે લુપ્ત થઈ ગયું છે. એ અવતરણો આજની ગુજરાતી, હિંદી ને રાજસ્થાની ભાષાઓની પ્રાથમિક ભૂમિકાઓ પર ખૂબ પ્રકાશ પાડે છે ને સઘળી ભાષાઓ સંસ્કૃતમાંથી જ સીધી નીપજી છે એ ભ્રમને રૂખસદ આપતાં આવે છે.

આવા સર્વક્ષેત્રવ્યાપી જ્યોતિર્ધરને શ્રી મુનશીએ ગુજરાતની ગદ્દતાના વિશ્વકર્મા ગણ્યા છે, કારણ, 'એમણે જે સાહિત્ય પ્રણાલિકાઓ સ્થાપી, જે ઐતિહાસિક દૃષ્ટિ કેળવી, એકતાનું ભાન સર્જાવી જે ગુજરાતી અસ્મિતાનો પાયો નાખ્યો, તેના પર આજે અગાધ આશાના અધિકારી એવા એક અને અવિભાજ્ય ગુજરાતનું મંદિર રચાયું છે.'

આથી ઉત્કૃષ્ટ અંજલિ એમને ભાગ્યે આપી શકાય. અશોક હર્ષ

કરનલ બેલીની સામે થવા માટે ટીપૂના સૈન્યની કૂચ

(From Wall Paintings; Daria Daulat Bag, Mysore, with the kind permission of the Superintendent, Government Gardens, Mysore.)

'ભારતમાં અંગ્રેજી રાજ્ય' એ નામના પંડિત સુંદરલાલજીના વિખ્યાત
ગ્રંથના તાજેતરમાં બહાર પડેલા અનુવાદના ગ્રંથ ૧લા માંથી
પ્રકાશક શ્રી ચતુર્ભુજભાઈ જસાણીના સૌજન્યથી



સિંગનપુર નું એક ખડક-ચિત્ર



ઉપરઃ હોશંગાબાદથી બે માઇલ દૂરના ખડક ઉપરનું ચિત્ર, જેમાં શિકારીઓના હાથમાં ભાલા છે. તે તથા બીજાં ચિહ્નો પરથી તે પ્રાચીન નહિ પણ થોડા સૈકા ઉપરનું મનાય છે.

છે જે પત્થરનાં હથિયારો વાપરે છે. હજી એ ભાગોમાં પત્થરયુગ સમાપ્ત થયો નથી. ઑસ્ટ્રેલિયા પાસે ટાસ્માનીઆ ટાપુના વતની ગઇ કાલ સુધી પુરાતન પાષાણયુગમા હતા, એટલે કે તેઓ એ કાળનાં હથિયારો વાપરતા હતા. માટે જ ઉપર આપેલો પત્થરયુગનો સમય પૃથ્વીના બધા નહિ પણ ઘણાખરા ભાગની જાતિઓનો સમજવો જોઇએ.

| યુગ | કાળ | સમયઃ ઇ.સ. પૂર્વે |
|---|---|---|
| પત્થરયુગ | પુરાતન પાષાણકાળ (Palaeolithic age) | ૫૦૦૦૦થી૨૦૦૦૦ |
| | માધ્યમિક પાષાણકાળ (Mesolithic age) | ૨૦૦૦૦થી૧૫૦૦૦ |
| | નૂતન પાષાણકાળ (Neolithic age) | ૧૫૦૦૦થી૬૦૦૦ |
| ↓ | | |
| ધાતુયુગ | તામ્ર પાષાણકાળ (Chaleolithic age) | ૬૦૦૦થી૪૦૦૦ |
| | કાંસાનો કાળ (Bronze age) | ૪૦૦૦થી૨૦૦૦ |
| | લોહકાળ (Iron age) | ૨૦૦૦થી ચાલુ |

માનવજાતિએ જ્યારથી ખેતી કરવા માંડી છે ત્યારથી જ ધાતુનો પણ ઉપયોગ કર્યો છે. પત્થરયુગમાં વિશેષ કરી શિકાર ઉપર ગુજરાન ચાલતું. આ બન્ને યુગોમાં માનવજીવન વચ્ચે આ પ્રમાણે અંતર હતું:

| પત્થરયુગ | ધાતુયુગ |
|---|---|
| ૧–શિકાર અને જંગલના ફળમૂળાદિ પર જીવનનિર્વાહ. | મુખ્યત: ખેતી ઉપર જ નિર્વાહ. |
| ૨–ગુફાઓ અને સરોવરોમા વસવાટ. (Lake dwelling) | ઘર બાંધીને રહેવું. |
| ૩–ખોરાકી મેળવવાની અનુકૂળતા પ્રમાણે વસવાટની અસ્થિરતા. | ખેતીની અનુકૂળતા માટે નદી અગર જળાશયને કાંઠે ગામો અગર નગરોના રૂપમાં સ્થિર વસવાટ. |
| ૪–પ્રાણીઓનાં ચામડાં અગર છાલો વડે શરીરરક્ષણ. | ઊન અગર રૂનાં વસ્ત્રો વડે શરીરરક્ષણ. |

પ્રસ્તુત લેખનો સંબંધ આદિ મનુષ્ય સાથે હોઇ અહીં આપણને પત્થરયુગ સાથે જ નિસ્બત છે. આ યુગના ત્રણ પેટાવિભાગ (કાળ) છે એ આપણે જોઇ ગયા. એ પેટાવિભાગ તેમનાં હથિયારોને અપાએલા કળામય રૂપના આધારે જ પાડવામાં આવ્યા છે.

પ્રારંભમાં અણી અગર ધારવાળા કુદરતી પથરાઓ-નો જ મનુષ્યે ઉપયોગ કરવા માંડ્યો. પછી ચકમક અને બીજી જાતના કઠણ પથરાઓને બીજા પથરાઓ વડે છોલી મનગમતા ઘાટનાં હથિયારો બનાવવા માંડ્યાં. આમ કરતાં ઘર્ષણથી પથરોમાં અગ્નિના તણખા ઝરતા જોવામાં આવ્યા અને તેનાથી ઘાસ ઇત્યાદિ સળગતાં જોયાં. આમ, મનુષ્યને અગ્નિનું જ્ઞાન થયું. આ હથિયારો(જેમને Chipped stones કહે છે.)ની સપાટી ખરબચડી થતી હતી. પુરાતન પાષાણ યુગનાં બધાં હથિયારો એવી ખરબચડી સપાટીનાં જ હોય છે. ત્યાર પછી એ હથિયારોને ઘસીને લીસા બનાવવા લાગ્યા જે Polished stones કહેવાય છે. એ હથિયારોનો જ કાળ તે નૂતન પાષાણકાળ. આ બન્નેની વચ્ચેના સંધિકાળને માધ્યમિક પાષાણયુગ કહે છે. નૂતન પાષાણકાળનાં હથિયારો પર જાતજાતની કલાત્મક આકૃતિઓ કોતરેલી મળી આવે છે, પણ પુરાતન પાષાણકાળના હથિયારો પર કલાત્મક આકૃતિઓ નથી દેખાતી. આથી એમ ન સમજવું જોઈએ કે એ કાળના માનવીને કળાનું જ્ઞાન નહોતું. તેના જીવનમાં કળાનો પ્રારંભ તો થઈ ગયો હતો: પણ પત્થર જેવી કઠણ વસ્તુ કોરતાં હજી એને નહોતી આવડી. એથી એ સમયના મનુષ્યો પ્રાણીઓનાં હાડકાં પર મનગમતી આકૃતિઓ કોરી પોતાની રસવૃત્તિને સંતોષતા. ઉપરાંત એ લોકોની કલાની એક ખાસ વિશેષતા તેમના ભીંતચિત્રો અને ખડકચિત્રો છે જે આજે સંસારના પ્રત્યેક ભાગમાં મળી આવે છે.

### પુરાતન પાષાણકાળનું માનવજીવન

રસવૃત્તિ એ કળાની જનની છે, ને માનવજાતિમાં એ શી રીતે ઉદ્ભવી તેની નોંધ આપણે લીધી. પુરાતન પાષાણકાળનો માનવી એ જ આદિમ મનુષ્ય હતો. શરીરશાસ્ત્રની દૃષ્ટિએ તે આપણા જેવો નહોતો. હજી તેની આકૃતિમાં નરવાનરનાં થોડાંક લક્ષણો હતાં. બીજા શબ્દોમાં તેનું સ્થાન આપણી અને નરવાનરો-(apes)ની વચ્ચે હતું. દરેક મનુષ્ય પોતાના કુટુંબ સાથે એકાદ ગુફામાં રહેતો. સવાર પડતાં તીરકામઠાં લઈ જંગલમાં પ્રાણીઓના શિકાર માટે નીકળી જતો. કોઈક વેળા શિકાર તરત મળી આવે, કોઈક વેળા આખો દિવસ રઝળવું પડે તો વળી કોઈક દિવસે નિરાશ



સિંગનપુરના ખડકચિત્ર સાથે મળતું આવતું સ્પેનની ગુફાનું ચિત્ર

થઈને પણ ઘેર આવવું પડતું. પરંતુ માંસભક્ષણ એ તેનો મુખ્ય ખોરાક નહોતો. બનતાં સુધી તે ફળ-મૂળાદિ ખાઈને રહેતો, પણ જ્યારે એ ન મળે ત્યારે, અગર તો સ્વાદિષ્ટ આહાર માટે જ તે પ્રાણીઓનો જીવ લેતો. અગ્નિનું તેને જ્ઞાન હતું, એટલે માંસને ભૂંજીને ખાતો. વળી શિકારનો બીજો ઉદ્દેશ હતો ચામડાં તથા હાડકાંની પ્રાપ્તિ. ચામડાં તેને વસ્ત્રો તરીકે કામ લાગતાં અને હાડકાંમાંથી વસ્ત્રો શીવવા માટે સોયાઓ બનતા. એ કાર્યો તેની સ્ત્રી કરી લેતી. હરણ, કુક્કર, પાડા, બળદ આદિ પ્રાણીઓ તેના મુખ્ય શિકાર હતાં.

### ચિત્રકળાનો આરંભ

એ કાળના મનુષ્યનું જીવન સાદું અને સરળ હતું. ખોરાકી તથા વસ્ત્રોની પ્રાપ્તિ. અને જીવલેણ પ્રાણીઓથી રક્ષણ કરવું એ જ તેના જીવનના મુખ્ય ઉદ્દેશો હતા. એવા સંજોગોમાં તેને થોડીઘણી ફુરસદ પણ મળી રહેતી. એ ફુરસદે તેને આસપાસની વસ્તુઓ (environments) વિષે વિચાર કરવાની તક આપી અને તેનામાં રસવૃત્તિ જાગી. પરિણામે તે પોતાની ગુફાની ભીંતો અગર બહારના ખડકો

જાતિઓ વસે પર પ્રાણીચિત્રો કરવા લાગ્યો.

એ ચિત્રોનો વિષય શિકારનાં પ્રાણી અથવા તો તેમના શિકારનાં દશ્યોનો જ હોય છે. પર્વત, નદી આદિ ન ચીતરતાં ફક્ત એ જ દશ્યો ચીતરવામાં પુરાતન પાષાણકાળના મનુષ્યનો કોઈ મુખ્ય ઉદ્દેશ દેખાઇ આવે છે. નિષ્ણાતો એમ માને છે કે એ પ્રાણીઓ ચીતરવાથી તે તે પ્રાણીઓ એ સ્થળે આવશે અને પોતાને સહેલાઇથી શિકાર મળી રહેશે એ વિશ્વાસથી તેઓ એ ચીતરતા હશે તેમ જણાય છે.

જ્યાંજ્યાં પુરાતન પાષાણકાળના મનુષ્યના વસવાટનાં ચિહ્નો મળ્યા છે ત્યાંત્યાં પૃથ્વી પર સઘળે આવાં ગુફા અને ખડકચિત્રો મળી આવ્યાં છે. નવાઇની વાત તો એ છે કે દુનિયાના ગમે તે ભાગમાં એ મળ્યાં હોય, પણ તેમના વિષયમાં સાર્વદેશી સમાનતા જોવામાં આવે છે અને એમ જ જણાય છે કે સરખી ભાવનાઓ અને માન્યતાઓ ધરાવતા કોઇ એક જ માનવકુળની એ ભિન્નભિન્ન કૃતિઓ છે. આ ઉપરથી સિદ્ધ થયું છે કે માનવજાતિ કોઈ એક જ સ્થળે નરવાનરમાંથી વિકાસ પામી મનુષ્ય બની હતી અને પછી સર્વત્ર પૃથ્વી પર ફેલાઇ ગઇ હતી. પ્રાચીન કાળમાં એશિયા, આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ અને અમેરિકા વચ્ચે આજની માફક સમુદ્રની આડખીલીઓ નહોતી. આફ્રિકા અને દક્ષિણ એશિયાને જોડતો હિંદી મહાસાગરમાં એક મોટો ખંડ હતો; પૂર્વ બાજુએ જવાથી ઑસ્ટ્રેલીઆ થઇ છેક અમેરિકા સુધી એક બીજો ભૂમિખંડ હતો ને આટલાંટિક મહાસાગર વચ્ચે પણ એક એવો જ મહાદ્વીપ હતો જે આફ્રિકાને યુરોપ અને અમેરિકા જોડે સાંધતો હતો. આમ તે સમયે પૃથ્વી પર આજના કરતાં જમીનનો ભાગ વધારે હતો અને ગમે ત્યાં સ્થળમાર્ગે વાટે અવરજવર કરી શકાતી. આથી જ પુરાતન પાષાણકાળમાં મનુષ્યજાતિ સર્વત્ર જઈ વસી.

### માનવજાતિની ઉત્પત્તિભૂમિ

ત્યારે માનવજાતિનું એ મૂળ વતન કયું હતું કે જ્યાં આખી પૃથ્વી પર ફેલાયા પૂર્વે નરવાનરમાંથી તેનો વિકાસ થયો હતો? આ પ્રશ્નનો નિર્ણય હજી થઇ શક્યો નથી. ઇજિપ્ત, દક્ષિણ આફ્રિકા, જાવા અને હિંદુસ્તાન એ ચાર દેશોમાંથી એક એવો હોવો જોઇએ એમ ત્યાં મળેલાં ફૉસિલો વડે સિદ્ધ થયું છે. વળી આ ચારે દેશોમાંથી ઉત્તર હિંદમાં શિવાલિક પર્વતમાળા અને કાશ્મીરમાં જ માનવવિકાસનાં પ્રમાણો સૌથી વધુ મળી આવેલાં છે. ડૉ. ડી ટેરા અને સર ઇલીઅટ સ્મિથ એમ માને છે કે હિંદુસ્તાનના એ જ ભાગોમાં નરવાનરમાંથી માનવજાતિનો વિકાસ થયો હતો. આ પ્રશ્નનો છેલ્લો નિર્ણય હજી બેચાર વર્ષમાં થશે.

### હિંદુસ્તાનમાં પથરયુગનાં ખડક અને ગુફાચિત્રો

હિંદુસ્તાનમાં દક્ષિણ હિંદ, મધ્ય પ્રાંત, ગુજરાત અને હિમાલયની પશ્ચિમી પર્વતમાળાઓમાં પુરાતન પાષાણકાળના મનુષ્યના વસવાટોનાં ચિહ્નો મળી આવ્યાં છે. એ પ્રદેશોમાંથી માત્ર વિંધ્યાચળના પ્રદેશ અને કાશ્મીરના પોહવાર (રાવલપીંડી–કેમ્પબેલપુર)માં ખડકચિત્રો પ્રાપ્ત થયા છે. એની લગની પૂરતી શોધખોળ હજી થઇ નથી. પોહવારનાં ખડકચિત્રો ઇ. ૧૯૩૫માં પ્રકાશમાં આવ્યાં છે, પણ તેમની વિગત બહાર પડી નથી. વિંધ્યાચળની પર્વતમાળામાં સૌથી પહેલાં મીરઝાપુરની નજીક સીંગનપુરમાં ઘણાં ખડક અને ગુફાચિત્રો જોવામાં આવ્યા. પછી મધ્યપ્રાંતના બિલાસપુર જિલ્લાના રાયગઢ સ્ટેટમાં ઘણે ઠેકાણે એવાં ચિત્રો મળ્યાં છે. મધ્યપ્રાંતના પ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ અને હિંદી સાહિત્યના એક વિદ્વાન રા. લોચનપ્રસાદ પાંડેયનો આ સંશોધનકાર્યમાં મોટો ફાળો છે. પછી થોડાંક વર્ષ પૂર્વે ભોપાલ પાસે હોશંગાબાદમાં યે એક ખડક પર એવાં ચિત્રો મળી આવ્યાં છે. આફ્રિકામાં ઇજિપ્ત તથા દક્ષિણ આફ્રિકાના રહોડેસિયા પ્રાંતમાં અને યુરોપમાં સ્પેન તથા ફ્રાંસમાં એવાં જ ચિત્રો ઉપલબ્ધ થયાં છે. ઉત્તર અમેરિકામાં કૅનેડામાં થોડાંક ચિત્રો જડયાં છે, પણ તે પુરાતન પાષાણયુગનાં નથી, કારણ ત્યાંના રેડ ઇન્ડીઅનો આજ પર્યંત એવાં ચિત્રો પાડે છે. તેવી જ રીતે દક્ષિણ આફ્રિકાના બુશમેન લોકો પણ અદ્યાપિ એવાં ચિત્રો પાડતા જોવામાં આવ્યા છે.

આ લેખમાં એ બધા દેશોનાં ખડક તથા ગુફાચિત્રોના નમૂનાઓ આપવામાં આવ્યા છે. ફ્રાંસથી માંડીને અમેરિકા સુધીનાં આ ચિત્રોનાં વસ્તુ અને યોજના સરખાં જ છે. એ બધાં ચિત્રો પુરાતન પાષાણકાળનાં નથી; કેમકે ઉત્તર અમેરિકા, દક્ષિણ આફ્રિકા ને મધ્યપ્રાંતની અમુક જાતિઓ અત્યાર સુધી એવાં

ચિત્રો પાડે છે એટલે એ ચિત્રોવાળી જે જે ગુફાઓમાંથી પુરાતન પાષાણકાળના હથિયારો અગર બીજાં અવશેષો મળી આવે છે તે જ ચિત્રોને એ કાળનાં કહી શકાય. ફ્રાંસ, સ્પેન અને સીંગનપુરનાં ચિત્રો અવશ્ય એ સમયનાં છે. હોશંગાબાદનાં ખડકચિત્રો પર જીરાફ નામના આફ્રિકન પ્રાણીના જેવું પ્રાણી ચીતરેલું મળી આવ્યું છે. આજે એ પ્રાણી હિંદમાં નથી મળતું; પણ હજારો વર્ષ પૂર્વે તેનું અહીં અસ્તિત્વ હતું. એ દૃષ્ટિએ એ ખડકચિત્રો પણ હજાર વર્ષના જૂનાં હોવાં જોઇએ. પણ એ ચિત્રોની નજીકમાં જ એવાં દશ્યો ચિતરેલાં છે કે જેમાં ધાતુ (ઘણે ભાગે લોખંડ)નાં હથિયારો જોવામાં આવે છે અને દશ્યો પણ સીંગનપુર કે સ્પેનનાં જેવાં નથી. આથી આ ચિત્રોને બહુમાં બહુ તો ચાર-પાંચસો વર્ષ જેટલાં પ્રાચીન માની શકાય. જીરાફની આકૃતિવાળાં હોશંગાબાદનાં ખડકચિત્રો અવશ્ય પ્રાચીન છે, પણ તે પ્રાણી ખરેખર જીરાફ છે કે કેમ તે વિષે હજી વિવાદ ચાલે છે. જ્યાં સુધી એ ચિત્રોની નજીકમાં પત્થરયુગનાં સ્મારકો ન મળી આવે ત્યાં સુધી એમને એ યુગના ન કહી શકાય. હજી એ ચિત્રો વિષે વધારે શોધખોળ ચાલે છે. નર્મદાની ખીણમાં એવાં ચિત્રો ઘણે ઠેકાણે મળી રહેવાનો સંભવ છે.

હોશંગાબાદ, ઉત્તર અમેરિકા ને દક્ષિણ આફ્રિકાનાં ચિત્રો ગમે તે કાળનાં હોય પણ એટલું તો ચોક્કસ છે કે એ જાતની ચિત્રકળા પુરાતન પાષાણકાળમાં ઉત્પન્ન થઇ હતી. એ ચિત્રોમાં (અનુસંધાન પૃ ૧૬ પર)









—બાજુનાં ચિત્રો—

ઉપરથીઃ ૧ દક્ષિણ આફ્રિકાના બુશમેન લોકોનું ખડકચિત્ર. ૨ અને ૩ ઉત્તર અમેરિકાના રેડ ઈંડીઅન લોકોએ પાડેલાં ચિત્રો, જેમાં પહેલું ચિત્ર ખડક પર કોતરેલું છે અને ઘણું પ્રાચીન છે. એના ઉપરના ભાગમાં એક માણસ હરણનો શિકાર કરે છે. તીરની ગતિ એક લીટી વડે દર્શાવી છે. બંનેની વચ્ચે સૂર્યની આકૃતિ છે જેનો અર્થ થયો કે દિવસનો સમય છે. વચલી હારમાં મનુષ્યોની સરળ આકૃતિઓ છે અને નીચેની હારમાં રેડ ઈંડીઅન લોકો નૃત્ય કરતા દેખાય છે. પ્રારંભિક ચિત્રોમાંથી ચિત્રલિપિ કેવી રીતે ઉત્પન્ન થઈ તેનો આભાસ રેડ ઈંડીઅનોનાં આવાં ચિત્રોમાં મળે છે. બીજું ચિત્ર આધુનિક છે. જેમાં જૂના સમયનાં તીરકામઠાંનું સ્થાન બંદૂકોએ લઇ લીધુ છે. એવાં ચિત્રો રેડ ઈંડીઅનો આજ સુધી ચામડાં પર પાડે છે. તદ્દન નીચેઃ દક્ષિણ આફ્રિકાની બુશમેન જાતિનું રંગીન ભીંતચિત્ર.

# વિભીષણની શોધમાં

## નીકળેલા એકાદ જૂનવાણી અંધશ્રદ્ધાળુ નહિ પણ એક યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટની રોમાંચક ધૂનની કથા

દુનિયાની એમને ઝાઝી પડી ન હતી. બાલકૃષ્ણ મુખિયાજી વયની બે વીસી પસાર કરી ગયા હતા, છતાં દેખાવમાં હજુ બાળક જેવા જ લાગતા. એમની પહોળી આતુર આંખો ને નિશ્ચલ ચહેરો સહેજે એમની બહુશ્રુતતાની પ્રતીતિ કરાવતો. અમારો પૂર્વપરિચય તો લગભગ વિસ્મૃતિની ટોચે પહોંચ્યો હતો, પણ આ ફરી વારની ઓળખાણથી એ તાજો થયો. અત્યાર સુધી મોટે ભાગે મેં જ બોલવાનું રાખેલું, ને એમણે સાંભળવાનું; પણ સીલોનદ્વીપ નજીક આવીને તાડથી છવાયેલો મનારનો કિનારો દેખાયો એટલે એમણે બોલવાનું શરૂ કર્યું.

દૂરદૂરના કિનારા પર ઝાંખા થતા જતા પ્રકાશ વચ્ચે ઊભેલાં તાડનાં એ ઝુંડ જાણે કોઈ વિસ્મૃત ભૂમિનાં સ્મરણાતીત રહસ્યોની રખવાળી કરતા સંત્રીઓ ન હોય! એ ઝુંડો અને સ્ટીમર ઉપરથી સંપૂર્ણ મૌનપણે માળે વળતા પંખીઓને હું શૂન્યમનસ્ક નજરાતી રહ્યો હતો ત્યાં મુખિયાજીના શબ્દો સર્યા: 'મારી વાત સાંભળી તને મારી બુદ્ધિમાં કદાચ અવિશ્વાસ આવે તો યે નવાઈ નહિ. પણ એ રજૂ કરતાં પહેલાં એક સવાલ તને પૂછી લઉં. તેં રામાયણ વાંચ્યું છે?'

'આખું તો નથી વાંચ્યું, પણ કથા સાંભળી છે.'

'તો યે તને એટલું તો યાદ છે ને, કે રામચન્દ્રજીએ રાવણને મારી વિભીષણને રાજ્ય સોંપ્યું હતું ને લંકાધિપતિ તરીકે તેની પ્રતિષ્ઠા કરતાં તેને અમરત્વનું વરદાન આપ્યું હતું?'

હું કશું સમજી ન શક્યો. એમણે આગળ ચલાવ્યું.

'અને એ વરદાનથી વિભીષણ અમર રહ્યો છે. એના સગાંવહાલાં, એની લંકાપુરી, સઘળાંનો નાશ થઈ ગયો, પણ એ એકલો હજી જીવે છે, ને રામની આધ્યાત્મિક સંગતિ વિના એકાકી જ દિવસો નિર્ગમે છે. મારે એ એકાકી વિભીષણને ખોળી કાઢવો છે.'

ત્રીસ સદીઓ પહેલાંના એક મહાકાવ્યમાં ઉલ્લેખાયેલા પાત્ર તરફ ઉશ્કેરાયેલા મુખિયાજીના આકર્ષણે મને અચંબામાં નાખી દીધો એટલું જ નહિ, પણ મને ખરેખર એમની બુદ્ધિમાં સંદેહ ઉપજાવ્યો.

'તને સંદેહ ઊપજે છે ખરું?' મારો મનોભાવ કળી જઈ એ બોલ્યા; 'તું જાણે છે તેમ હું મારા બાપનો એકનો એક પુત્ર હતો. નાનપણથી જ એમણે મારા માનસમાં રામાયણની સૃષ્ટિ જીવતી કરી દીધી હતી. મારી જુવાની પણ મેં રામને જ સમર્પણ કરી દીધી. એમાં કંઈ પાપ નહોતું જ, અંધશ્રદ્ધા પણ નહોતી જ, કારણ હું મુંબઈ યુનિવર્સિટીનો ગ્રૅજ્યુએટ છું એટલે મારી બુદ્ધિને છેતરાવાનો અવકાશ નહોતો. પિતાનું પરલોકગમન થતાં મેં રાજીખુશીથી અમારું વંશપરંપરાગત મુખિયાપણું સંભાળ્યું ને એ માટે મને આજ દિવસ સુધી લેશ પણ અફસોસ નથી થયો. એના સ્વીકાર અર્થે મેં સરકારી નોકરી છોડી ત્યારે બુદ્ધિશાળી હોવાનો દાવો કરતા ઘણા મિત્રોએ મારી ઠેકડી પણ ઉડાવેલી.'

'વારુ, પણ હવે હું મુદ્દાની વાત પર આવું. વિભીષણનું અમરત્વ નાનપણથી જ મારા મન પર સવાર થએલું છે, તેમાં હમણાં અમારા કુટુંબનો એક જૂનો ચોપડો હાથ લાગી ગયો. એમાં મારા એક પૂર્વજ રામદાસે દખ્ખણ ને લંકાની કરેલી મુસાફરીનું વર્ણન હતું. તેમાં એક ઠેકાણે મારા વાંચવામાં આવ્યું "વિભીષણ હજી જીવે છે. મેં, રામદાસે, એને મારી સગી આંખોએ જોયા છે." બસ ત્યારથી જ વિભીષણને શોધવાનો નિશ્ચય કરી લીધો. બાપીકી સઘળી મિલકત વેચી મારી, સગાંસંબંધીઓને છેલ્લા રામરામ કરી દીધા.'

ધીમેધીમે રાત ઘેરાતી જતી હતી એટલે હું એમને મારાથી બનતો સાથ આપવાનું જણાવી ઊંઘી ગયો. પાછળ એ કોણ જાણે કેટલો વખત જાગતા રહ્યા હશે.

બીજે સવારે અમે કોલંબો પહોંચ્યા. મુખિયાજીની આનાકાની છતાં એક દિવસની મહેમાની મારે ઘેર ચખાડી. વળતે દિવસે એમની અધીરતાએ પાછું જોર પકડ્યું ને ગમે તેટલી વિચિત્ર દરખાસ્ત લાગવા છતાં હું વચને બંધાએલો હોઈ તેમની સાથે જોડાયો. શ્રીપાદ

(અંગ્રેજોએ જેને 'ઍડમ્સ પીક' નામ આપ્યું છે તે) ડુંગરાનાં જંગલોમાં એમણે ખોજ ચલાવવાનું નક્કી કર્યું હતું; એમને મન રાવણની જૂની લંકાપુરી ત્યાં જ વસેલી હોવી જોઇએ. પોલન્નારુવ ને અનુરાધાપુરં પણ એમ જંગલોમાં જ દટાએલાં મળી આવેલાં ને? રાતની ગાડીમાં હટ્ન પહોંચી, ત્યાંથી એક કલાકની મુસાફરીમાં અમે એ ડુંગરની તળેટીએ આવી પહોંચ્યા.

યાત્રાની એ મોસમ ન હોઇ, સઘળું સૂનું પડયું હતું. સૂરજ હજી ઊગવાની શરૂઆત કરતો હતો ત્યારે અમે ડુંગરનાં પગથિયાં ચડવા માંડ્યાં. અમારી બંને બાજુ વૃક્ષોની અવ્યવસ્થિત ઘટા જામેલી હતી. મહામુશ્કેલીએ સૂરજનાં કિરણો તેમાંથી માર્ગ કરી શકતાં. પક્ષીઓનો અવાજ તો ઊડતાંની સાથે એ પોકળ મૌનમાં લોપ થઇ જતો. મધ્યાહ્ન થતાં થોડો અલ્પાહાર લઇ એક ઝરણા પાસે અમે થોડી વિશ્રાંતિ લીધી.

ફરી પાછું અમે આરોહણ શરૂ કર્યું. અત્યાર પહેલાં બાલકૃષ્ણજીએ મને સમજાવેલો કે આ બધાં વૃક્ષો—ખાસ કરીને અશોક—નાં ઝુંડ વાલ્મીકિએ લંકાપુરીની આસપાસના વર્ણનમાં આરોપેલાં વૃક્ષો જ હતાં. પણ હવે તે બિલકુલ મૌન બની ગએલા.

થોડી થોડી વિશ્રાંતિ લેતા, સાંજ થતાં અમે આખરે ડુંગરની ટોચ પર પહોંચી ગયા. એના પરનું નાનું મંદિર ઉજ્જડ પડયું હતું. મંદિરના ગર્ભભાગે એક શિલા પર કોઇનાં પગલાંની છાપ સ્પષ્ટ જણાઇ આવી. મુખિયાજી એને જોતાં જ જાણે સમાધિમાં લીન થઇ ગયા હોય એમ હાથ જોડી, અંતર્મુખ બની ગયા.

રાતના ઓળા ઊતરતા જતા હતા ને વાતાવરણ અનુત્તર મૌનથી ઘેરાતું જતું હતું. મેં સ્ટવ સળગાવ્યો ને મુખિયાજીનો સમાધિભંગ થતાં સુધીમાં કૉફી તૈયાર કરી લીધી. બધું પતાવતાં લગભગ આઠ થવા આવ્યા, એટલે મેં તો મુખિયાજીને જયશ્રી કૃષ્ણ કરી ધાબળાની હૂંફમાં લંબાવી દીધું.

હું જાગ્યો ત્યારે ટેકરીની ટોચો સોનેરી રંગે રંગાઇ ગઇ હતી. આસપાસ નજર ફેરવી તો મુખિયાજી ન જણાયા. કદાચ શૌચસ્નાનાર્થે નીચેના ઝરણ તરફ ગયા હશે એમ માની મેં રાહ જોવા માંડી. એક કલાક થવા આવ્યો તો યે મુખિયાજી ન દેખાયા. બેચાર માણસો લાવી બધે ખોજ કરાવી, પણ નિરર્થક.



ઊંચા પડછંદ બાંધાની વ્યાઘ્રચર્મધારી એ વ્યક્તિ વાલ્મીકિનું શુદ્ધ શિષ્ટ સંસ્કૃત ભાષામાં બનાવેલું સ્તવન ગાવા લાગી.

છેવટે એ ધૂની શહીદ પર થોડો અફસોસ કરી હું મારી પૂર્વપ્રવૃત્તિમાં રત બન્યો.

બે વરસ વીતી ગયાં. બાલકૃષ્ણ મુખિયાજીની સ્મૃતિ મારા સ્મરણપટ પરથી ભુંસાવા આવી હતી. પણ ચાલુ સાલના યાત્રાળુઓની વાતોએ એ સ્મૃતિ એકાએક તાજી કરી મૂકી. એમના કહ્યા મુજબ ડુંગર પર એક સંન્યાસી ક્વચિત દેખા દેતો હતો, પણ તે ક્યાં રહેતો હતો ને શી પ્રવૃત્તિ કરતો હતો તેની કશી ભાળ મળતી ન હતી.

હું તરત ઉપડ્યો. સદ્ભાગ્યે ડુંગર પરના એક જંગલમાં જ અમારો મિલાપ થઇ ગયો. લાગણીવશ બની હું એમને ભેટી પડ્યો, પણ એ તો જાણે મને ઓળખતા જ ન હોય એમ વર્ત્યા. છેવટે મેં એમનું નામ દઇ બધો પૂર્વ ઇતિહાસ એમની પાસે વર્ણવ્યો. પહેલાં તો એ ચમક્યા, પણ ધીમેધીમે તેમની શૂન્ય નિશ્ચલ આંખોમાં સંપ્રજ્ઞાનું તેજ ચમકવા લાગ્યું. કશું બોલ્યા વગર એ ઊઠ્યા ને મને પાછળ આવવા કહ્યું.

એક મહા વિકટ રસ્તો વટાવી અમે એક ગુફામાં પ્રવેશ્યા. એ માર્ગની ભયંકરતા વર્ણનાતીત છે. અંધારામાં અથડાતાકૂટાતા અને ખાખોચિયાંના કાદવથી છંછેડાતા અમે આગળ વધતા ગયા. આખરે ગુફા પૂરી થઇ અને કોઈ સ્વપ્નદશ્ય જેમ એક સુંદર ગોચર મારી નજરે પડ્યું. થોડીક ગાયો ચરતી હતી, પણ મનુષ્યની વસતીનું ત્યાં નામનિશાન ન હતું. નજીકમાં જ અતિ પ્રાચીન જર્જરિત ખંડિયેરો નજરે પડતાં હતાં, પણ એમના રહ્યાસહ્યા ગૌરવને યે નષ્ટ કરવા કટિબદ્ધ થયાં હોય તેમ તેમના શિરોભાગે જુદાંજુદાં ઘાસ અને ઝાડીની ગીચ જટાઓ જામી હતી.

'આ જ એ લંકાપુરી, જેના સ્મશાન પર વિભીષણ રાજ્ય ચલાવે છે,' આંગળીને ટેરવે મારી નજર એ ખંડિયેરો પર દોરતા મુખિયાજી બોલ્યા. અને પછી ગળામાંથી ઊંડના ભૂતકાળના પડઘા કે કબરના કંકાલ જેવા અવાજે પોતાની કેફિયત કહેવા માંડીઃ

'એ રાતે આપણે સૂઇ ગયા પછી તારાં નસકોરાંએ તો થોડીવારમાં આલાપગાન શરૂ કરી દીધું, પણ તારા કરતાં વધુ થાકેલો હોવા છતાં મારી આંખો ન મીંચાઇ તે ન જ મીંચાઇ. આસમાનની તારાજડિત છત હું કેટલી યે વાર સુધી અનિમિષ જોઇ રહ્યો. એ નિઃસ્તબ્ધતામાં ઓચિંતું ભંગાણ પડ્યું તે મને એ એકાકી ડુંગર પર કોઇ આરાધકનાં પગલાંનો રવ અથડાયો. હું તને જગાડવા તૈયાર થયો ત્યાં તો એ આરાધક નખશિખાંત મારી રૂબરૂ આવી પહોંચ્યો. તારાના ઝાંખા તેજ ને ચાંદનીના આછરતા અજવાળામાં હું જોઈ શક્યો કે એણે વ્યાઘ્રચર્મ પરિધાન કરેલું હતું ને હાથમાં દંડ શોભતો હતો.

હું વસ્તુસ્થિતિ કળી શકું તે પહેલાં તો તે મંદિરમાં બેસાં પગલાં નજીક પહોંચી જઇ એ સ્તવન ગાવા લાગ્યો. એ સ્તવને મારા આશ્ચર્યમાં ઓર ઉમેરો કર્યો, કારણ એ વાલ્મીકિના શુદ્ધ શિષ્ટ સંસ્કૃતનું જ પ્રસાદભર્યું સ્તવન હતું. રામ–લક્ષ્મણ–જાનકીને પ્રાર્થનાર એ વ્યક્તિ વિભીષણ સિવાય અન્ય કોઈ નહિ તેની તરત મને પ્રતીતિ થઇ.'

એટલું બોલી મુખિયાજી એ જ મૌન આચારે પાછો મને મંદિરના ગભારામાં લઇ ગયા ને જ્યાં બેસીને વિભીષણે રામસ્તવન કરેલું એ જગ્યા બતાવી બોલ્યા, 'જોયુંને? મારો આતમારામ ખોટી શાખ નહોતો પૂરતો. રામજીના ભક્તને કશું દુર્બોધ નથી. મારો મનખો સાર્થક થઇ ચૂક્યો. તું તારે તારા સંસારમાં પાછો જા.'

**અને** ચાંદનીના પ્રકાશમાં ધીમેધીમે છાયાચિત્ર સમા બનતા જતા બાલકૃષ્ણ મુખિયાજીને ત્યાં જ છોડી હું ખિન્ન ચિત્તે પાછો વળી આવ્યો. વી. આર. ભટ્ટ

## માનવજીવનમાં કલાનો પ્રવેશ . . . . . . . (અનુસંધાન પાછળ પૃ. ૧૩ થી)

મનુષ્યોનાં જૂથની આસપાસ તીરોના માર્ક આલેખાયેલા છે જે આક્રમણની ગતિના સૂચક છે. આ પ્રમાણે ચિત્રલિપિનું મૂળ પણ એ ચિત્રોમાં દેખાય છે.

ફ્રાન્સથી માંડી અમેરિકા સુધીનાં આ પાષણુકાળની સંસ્કૃતિનાં ચિત્રો વિષયની દૃષ્ટિએ સરખાં જ છે. છતાં અમેરિકાનાં ચિત્રો હિંદુસ્તાન, આફ્રિકા, સ્પેન તથા ફ્રાન્સનાં ચિત્રો કરતાં શૈલીની દૃષ્ટિએ જુદાં પડે છે. પૂર્વ ગોલાર્ધનાં ચિત્રોમાં જે ગતિ અને ચૈતન્ય દેખાય છે તેનો પશ્ચિમ ગોલાર્ધનાં ચિત્રોમાં અભાવ છે; પણ પશ્ચિમ ગોલાર્ધના ચિત્રોની વિશેષતા એ છે કે તેમનામાં ચિત્રો દ્વારા લાંબી ઘટનાઓ આલેખવામાં આવેલી હોય છે અને આ પ્રમાણે એમનામાં ચિત્રલિપિની ઉત્પત્તિ નજરે પડે છે. દાખલા તરીકે ચિત્ર નં. ૨માં સમયની સૂચના માટે સૂર્યની આકૃતિ કોતરેલી છે. શિકાર પૂરો થયા પછી લોકો ઘણા રાજી થયા તેનું દશ્ય બીજી હારમાં છે અને શિકારને જમ્યા પછી બધા લોકોએ ખુશાલીમાં નૃત્ય કરવા માંડ્યું તેનું દશ્ય ત્રીજી હારમાં દેખાય છે. આ રેડ ઇન્ડીઅન જાતિના અમુક પર્વની ઉજવણીનું દશ્ય છે. પૂર્વ ગોલાર્ધનાં ચિત્રોમાં માત્ર એક જ ઘટના ચિતરેલી હોય છે. આ ચિત્રો જોકે જુદાજુદા કાળોનાં છે, છતાં તેમની કળા માનવજાતિના પ્રારંભની છે. આ ચિત્રોના રંગોનું તેજ સૈકાઓ અને હજારો વર્ષો થયા છતાં હજી સુધી ઝાંખું પડ્યું નથી. જુદાજુદા રંગોની માટીઓમાં ચરબી અને અમુક વનસ્પતિઓની મેળવણીથી આ રંગો બનાવવામાં આવતા હતા અને કરણ તથા અણીવાળા પત્થરો વડે પત્થરમાં કોરેલાં ચિત્રોમાં પૂરવામાં આવતાં હતાં. અમૃત વસંત



# આદ્ય સૃષ્ટિ



सोऽभिध्याय शरीरास्वात् सिसृक्षुर्विविधाः प्रजाः ।
अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥मनु १–८॥

'સ્વયંભૂ ભગવાને "आपो (પાણી) जायन्ताम्" એવું ધ્યાન કરીને પહેલાંપ્રથમ પાણી સરજ્યું ને એમાં જીવનતત્ત્વ મૂકયું.'

સર જેઇમ્સ જીન્સે એના એક પ્રખ્યાત પુસ્તકમાં આકાશના એક સૂક્ષ્મ ભાગની મોટામાં મોટા દૂરદર્શકથી લીધેલી છબિ આપી છે. એમાં મોટે ભાગે નીહારિકાઓ (એટલે તારાગણના અવ્યક્ત મૂળસ્વરૂપ) છે, તે એટલે દૂર છે કે એનો પ્રકાશ આપણે અહિં પહોંચતાં પાંચ કરોડ વર્ષ લાગે છે. એકએક નીહારિકામાં કરોડો તારાઓ અથવા એની રચનાસામગ્રી હોય છે. આવી વીશ લાખ નીહારિકાઓની છબિ પડી શકી છે, તે ઉપરાંત સંભવ છે કે કોઇ પણ સૂક્ષ્મદર્શકથી અદૃશ્ય રહે એવી કોટિકોટિ નીહારિકાઓ હશે.

થોડીક તારાઓ પૃથ્વી જેવડી છે, પણ ઘણીખરી એટલી મોટી છે કે લાખો પૃથ્વીઓ પ્રત્યેકમાં ભરતાં પણ મારગ રહી જાય; અને ઠેકઠેકાણે પ્રચંડ તારા હોય છે, જેમાં કોટિકોટિ પૃથ્વી માઇ જાય. એકંદર તારા વિશ્વમાં ઘણું કરીને એટલી હશે, જેટલી પૃથ્વીના સમુદ્રોને કાંઠે રેતીની કણી છે. વિશ્વના સર્વસ્વ સામે તુલના કરતાં આપણી નિવાસભૂમિ એટલી ક્ષુદ્ર છે.

આ તારાઓ આકાશમાં ભમે છે. એમાંથી થોડીક સહચરીઓના સંધાનમાં ફરે છે, પણ ઘણીખરી તો એકલ પ્રવાસિની છે. અને તેઓ એવા વિસ્તીર્ણ તથા પક્તા વિશ્વમાં વિહાર કરે છે, કે એક તારા ક્યાંય બીજીના નિકટમાં આવે એવો પ્રસંગ કલ્પનાતીત છે. કોઇ હાલાહમ સમુદ્ર ઉપર એક વ્હાણ ચાલ્યું જાય એમ મોટે ભાગે તો પ્રત્યેક તારા ભવ્ય એકાકિતામાં વિચરે છે. તારા એટલી નૌકા ગણીને ચિત્ર ચિતરિએ તો સરેરાશ નૌકા એની પાસેમાં પાસેની પાડોશણથી પાંચ લાખ કોસ પર આઘી હોય; એટલે એક બીજીને ભોલ.વે એટલી સમીપમાં આવે એવું ક્વચિત જ બને છે.

તેમ છતાં વિજ્ઞાની માને છે, કે આશરે ૨૦,૦૦૦ લાખ વર્ષ પહેલાં આ વિરલ બનાવ બની ગયો, અને આકાશમાં ભૂલાઇ થઇને ભાગેલી એક તારા આપણા સૂર્યને પડખે આવી પહોંચી. જેમ ચાંદાસૂરજને લીધે પૃથ્વી ઉપર ભરતી આવે છે, એમ આ તારાબાઇને લીધે રવિભાઇની સપાટી ઉપર હિમાલયસમો પ્રચંડ જુવાળ ચડ્યો. જતાંજતાં તારાનું તાણ એટલું આકરું થઇ ગયું કે આ ગિરિરાજ ભાંગીને ભૂકો થઇ ગયો, ને એની કરચ ઊડીને આઘે જઇ પડી. તે દીથી માંડીને આ કરચ એના પિતા સૂર્યને ફરતી ચકર મારે છે. પૃથ્વી આદિ નાનામોટા ગ્રહો આ કરચ જ છે.

સૂર્ય તથા બીજી તારામાં એટલો તાપ છે કે એના ઉપર જીવન ઊભી કે ટકી શકે નહિ. સવિતાનારાયણનાં બચ્ચાંની પણ પહેલાં તો એ જ સ્થિતિ હતી. પણ ધીરેધીરે ગ્રહો ઠરવા મંડ્યા. પૃથ્વી ઠરી એટલે નાનાવરણમાં વરાળ હતી એનું પાણી થઇને વર્ષ્યું. ને એના ખાડા ભરાઇ ભરાઇને મહાસાગર થયા.

आपो वा इदमग्रे सलिलमासीत् । तै० संहिता ५-६ ८॥
सर्वं सलिलमेवासीत् । अयोध्याकाण्ड ११०–३ ॥

આ મહાસાગરને કાંઠે અને પછી એને તળિયે જીવના જીવે* દેખા દીધા. પહેલાં કાંઠે છીપ કે હાડકાં વિનાના ચાસણી જેવા પદાર્થ હતા, પછી પાણીમાં સમુદ્રરોપા, છીપમાછલી, કરચલા, કીડા ને છેવટ માછલીની ઉત્પત્તિ થઇ. દશ અવતારમાં પહેલો મત્સ્યાવતાર છે એનો આ જ અર્થ છે.

એકલી સરોજિની જ નહિ, પણ વનસ્પતિ તથા પ્રાણિમાત્ર જલજાત છે. માછલીથી ઊંચાં પ્રાણિમાત્ર અને માણસ પણ જન્મ પૂર્વે એવી ભૂમિકામાંથી નિકળી થાય છે, જેમાં એને માછલીના જેવી શ્વાસ લેવાની ઇન્દ્રિય થાય છે ને ઘસાઇ જાય છે.

જળચારી જીવ કદાચ સ્થળ ઉપર રહી જાય તો પણ એનું શરીર સૂકાઇ ન જાય એટલા સારું એના ઉપર એણે કાચબાના જેવી ઢાલ કાઢી. આનું

*'Water, the element in which life had beginning'—E. Clodd (The story of creation.)

નામ તે કૂર્માવતાર.

પહેલાં તો વનસ્પતિના છોડવાએ જળમાંથી નિકળી સ્થળ ઉપર ઘર કર્યું. એનાં જંગલ થયાં, તેમાં જીવડાં રહેવા મંડ્યા. પછી સર્પજાતિના જીવો આવ્યા ને એમાંથી પક્ષી પેદા થયાં. એના પછી શરીરે ગોવાળા-વાળાં ચોપગાં પશુ આવ્યાં. એટલે વરાહાવતાર થયો. પછી વાનર (નરસિંહ) ને નર (વામન)ના અવતાર થયા.

દેસાઇ વાલજી ગોવિંદજી

# ટિકિટો સંઘરવાનો શૉખ

આ શોખ હવે થોડોઘણો આપણા દેશમાં પ્રસરવા માંડ્યો છે, પરંતુ એના શોખીનોનો મોટો ભાગ એને પૂરેપૂરો ખીલવ્યા વિના જ કંટાળીને મૂકી દે છે. એ કંટાળાના મૂળમાં એમની એવી સમજ રહેલી હોય છે કે, 'એવી મોટી સંખ્યામાં આપણે ટિકીટો ક્યાંથી મેળવી શકાશે? ને તેમાં ય એવી કીમતી ટિકીટો આપણી પાસે ક્યાં આવવાની હતી? તો પછી એવો અધુરો સંગ્રહ શું કામનો!' વગેરે.

એવા હતાશ બનતા શોખીનો માત્ર અભ્યાસની દૃષ્ટિએ પણ ફુરસદનો થોડો સમય તેમના સંગ્રહને આપતા રહે તો જુદાજુદા દેશોના ઇતિહાસ, ભૂગોળ, પ્રાણી અને વનસ્પતિવૈભવ, ઉદ્યોગો વગેરેનું કેવું અજબ જ્ઞાન મેળવી શકે તે આપણે જોયું. એ તો ઠીક, પણ એમાં એમણે કોઇ ટિકીટ ચાલુ કે સામાન્ય તરીકે સંઘરી હોય ને વખત જતાં તે દુષ્પ્રાપ્ય બને, તેમાં કશી ભૂલ જણાઇ આવે, અગર તો લડાઇના કારણે ટિકીટ પર આલેખાએલા દેશની હસ્તી જ નાબૂદ થાય તો તે અકલ્પ્ય એટલી કીમતી મનાય છે. દાખલા તરીકે બ્રિટિશ ગાયેનાની સને ૧૮૫૬ની સાલની એક પેન્સની ટિકીટ, જેની દુનિયામાં અત્યારે એક જ નકલ હસ્તીમાં હોય એમ મનાય છે, તેની કીમત આજે ૮,૦૦૦ થી ૧૦,૦૦૦ પૌંડ અંકાય છે. ભૂલવાળી એક ટિકીટનો દાખલો પણ તાજેતરમાં બહાર આવ્યો છે. ઈંગ્લંડની પ્લેટ નંબર ૬ની ૬ પેન્સની ૧૮૬૫ની સાલની ટિકીટ પર બે વખત છપાયાની છાપ (double impression)ની આજે ૭૧ વર્ષે વિલાયતના ટિકીટના એક મોટા વેપારીએ જાહેરાત કરી છે. બનવા જોગ છે કે એવી કોઇ વિરલ ટિકીટ અજાણ્યે પણ કોઇ શોખીનના સંગ્રહમાં ચડી જાય.

હવે પોતાનો સંગ્રહ કેમ વધારવો એ બાબત પર આવીએ. એ માટે બે રીતો પ્રચલિત છે. એક તો વિનિમય (exchange) ની, એટલે કે બીજા દેશના પોતાના બરાબરિયા સંગ્રહ કરનારને પોતાના દેશની ટિકીટો મોકલી તેની પાસેથી તેના દેશની અગર પડોશી મુલ્કોની ટિકીટો મગાવવાની. નાનો કે મોટો *દરેક સંઘરનાર આવા વિનિમય માટે તૈયાર હોય છે.*

બીજી રીત એ કે દેશાવરની જે પેઢીઓ કે સ્નેહીઓ સાથે પોતાનો પત્રવ્યવહાર ચાલતો હોય તેમને લખી તે તે મુલ્કની ટિકીટો મગાવતા રહેવું. વળી ઘણી વાર કોઇના જૂના મકાનમાં વરસોથી પડી રહેલા કાગળો ફેંકી દેવાય છે તે જો ધ્યાનપૂર્વક મેળવી લેવાય તો યે સંગ્રહ સારી રીતે વધી શકે છે.

આ રીતો વડે એકે પૈસાના ખર્ચ વિના તમે ચાહે તેટલી ટિકીટો મેળવી શકો. ક્યારેક તમારા ખીસાને અનુકૂળ રકમ પણ ખર્ચી કાઢો તો તમારો સંગ્રહ સહેજે સમૃદ્ધ બની શકે.

હરિલાલ બૅન્કર







મહાયુદ્ધને અંતે સ્વાતંત્ર્ય સાંપડતાં શૃંખલામુક્ત રાષ્ટ્રદેવીનું ચિત્ર દર્શાવતી ઝેકોસ્લોવાકિયાની ટિકીટ અને આજે એના પુનઃ થએલા અંગભંગનું નિરૂપણ કરતી ટિકીટ. વખત જતાં આવી ઐતિહાસિક ટિકીટો બહુમૂલ્ય બની જાય છે.



# નવા પ્રયોગો



ગ. 'કુમાર'માં ગયે વરસે એક અનિયમિત લેખમાળા આપવામાં આવતી હતી: 'નાની કેડીઓ'. એ તરફ વાચકવર્ગનું ઠીકઠીક ધ્યાન ખેંચાયું હતું. એ લેખમાળા ચાલુ કરવાનો હેતુ એ હતો કે જે લોકોના મગજમાં નવીનવી યોજનાઓ ફૂટતી હોય તેઓ એ ટૂંકી નોંધો મારફત પોતાની યોજના જનતાને સોંપી તેના બોજાથી મુક્ત થઇ શકે. પરંતુ જોકે એ નોંધો ઘણા રસપૂર્વક વાંચનારા તો ઘણા છે એમ જાણવામાં આવ્યું છે, છતાં વાચકો તરફનો સક્રિય સહકાર તેમાં હજુ સુધી બહુ ઓછો મળ્યો છે. આથી બે કલ્પના કરી શકાય છે: કાં તો નવી યોજનાઓ આપણને થોકબંધ સ્ફૂરે એવું મૌલિક વિચારબળ આપણે કેળવી શક્યા નથી, અથવા તો એવી યોજનાઓ સ્ફૂરવા છતાં એવી અપૂર્ણ રહેલી યોજનાઓના બોજાથી આપણે ત્રાસી જઇએ એવું સહૃદય માનસ આપણું થયું નથી. આ બન્ને વસ્તુસ્થિતિ અનિચ્છનીય છે. અને તેથી આપણે એ જાતની મૌલિકતા અને સહૃદયતા બન્ને કેળવવાની જરૂર છે.

આ જાતની કેળવણીમાં આપણી આસપાસના જગતમાં થઇ રહેલા નવા પ્રયોગોનું નિરીક્ષણ ખૂબ મદદકર્તા થઇ પડે તેમ છે, એવી ધારણાથી 'કુમાર'ના વાચકો આગળ વાચનમાંથી તારવી કાઢેલું નવનીત અહીં પીરસાય છે. એમાં વૈજ્ઞાનિક પ્રગતિના અહેવાલો કે 'Believe it or not' જેવી બાબતો નહિ આવે, કેમકે એવી વસ્તુ ગુજરાતી વાચક સમક્ષ આજ ખૂબ રજૂ થઇ રહી છે. પણ કેટલાક નવીન સામાજિક અખતરા, જેની પાછળ સમાજ હિતની કોઇ અદૃષ્ટ ભાવના કે ફિલસૂફી હોય, કે જનસ્વભાવની અજબ સમજ હોય અથવા તો માત્ર ગમ્મત, મશ્કરી કે તોફાન કરવાની કોઇ વિચક્ષણ રીત હોય અને જેની પાછળનું માનવતત્ત્વ આપણને એક યા બીજી રીતે આકર્ષી રહે તેમ હોય એવા કિસ્સા અહીં અપાશે.

આવા નવીન પ્રયોગોનું વાચન વાચકના વિચારબળને તાઝગી તો જરૂર આપશે જ. પણ એમાંથી આપણે શીખવાનું છે તે એટલું જ નથી. આપણે જોવાનું એ છે કે કેવી વિવિધ રીતે માણસની વિજિગિષા વેગ લઇ રહી છે; અને પછી આપણે કરવાનું એ રહે છે કે આપણા ઘણા અણઉકલ્યા સ્થાનિક પ્રશ્નોના ઉકેલમાં કેવીકેવી મૌલિક યોજનાઓ કારગત થઇ શકે તેમ છે તેવો વિચાર કરવો. આવા મૌલિક વિચારબળને કાંઇક વેગ આપવો એ જ આ લેખમાળાના લેખકની મહેચ્છા છે.

ન્યૂ યૉર્કમાં આવતા માર્ચ માસમાં વિશ્વમેળો ભરાવાનો છે. આ પહેલાં શિકાગોમાં ભરાએલા આવા મેળાની હકીકતોથી વાચકો પરિચિત હશે. એ મેળાનાં મકાનોનાં ખાતમુહૂર્ત કરતી વખતે ઇ.સ. ૬૯૩૯ની જગતપ્રજા ઉપર એક સંદેશો પ્રો. આઇન્સ્ટાઇને લખી આપ્યો છે. એ સંદેશો અત્યારે સુરક્ષિતરીતે જમીનમાં મૂકાઇ ગયો છે. પાંચેક હજાર વરસ પછીની પ્રજા તે વાંચશે ત્યારે તે કેવો રોમહર્ષ અનુભવશે તે આ નીચેનો સંદેશો કહેશે:

'અમારો યુગ જીવનનાં સુખસગવડો વધારી આપનારી શોધકબુદ્ધિમાં ખૂબ સમૃદ્ધ છે. નૈસર્ગિક શક્તિઓ ઉપર વિજય મેળવી અમે માણસજાતને શારીરિક કામ કરવાની ફરજમાંથી મુક્ત કરી છે. એ શક્તિથી અમે સમુદ્રો ઓળંગીએ છીએ, આકાશમાં ઊડીએ છીએ અને વિદ્યુતનાં મોજાંના જોરે અમારા સંદેશા જગતભરમાં ફેલાવી શકીએ છીએ.

પરંતુ અમારામાં પદાર્થોની ઉત્પત્તિ અને વહેંચણી એવી અવ્યવસ્થિત છે કે દરેકને ગરીબીના ભય માં રહેવું પડે છે. વળી જુદાજુદા દેશોમાં રહેનારા અનિયમિત વખતે એકબીજાની કતલ કરે છે, અને તેથી ભવિષ્યનો વિચાર કરી રહેલો વિચારક હમેશાં ભયમાં જીવન ગુજારે છે. આનું કારણ એ છે કે જે થોડા લોકો ઉપયોગી પદાર્થોનું ઉત્પાદન કરે છે તેના કરતાં જનતાના મોટા ભાગનાં બુદ્ધિ અને ચારિત્ર્ય ઘણી નીચી કક્ષાએ છે.

મને ખાત્રી છે કે ભાવી પ્રજા આ હકીકતો વાંચી પોતાની નિર્વિવાદ ઉચ્ચતા માટે હકસરનો ગર્વ લેશે.'

યુનાઇટેડ સ્ટેટ્સના જ્યૉર્જિયા પ્રાંતના એક ગવર્નરે એક વાર આબાદ સ્ટંટ કરી આમ જનતાનું દિલ હરી લીધું. એક ખેતર નજીક તેણે પોતાના ભાષણનો કાર્યક્રમ ગોઠવેલો. રસ્તામાં પોતે એક સ્થળે ઠંડું પીણું પીવા રોકાએલો તે દરમ્યાન તેણે જોયું કે કેટલાક લોકો પેલા ખેતરના માલિકને ઝોળીમાં નાખી લઇ જતા હતા. કારણ પૂછતાં જણાયું કે હળ હાંકતાં ખચ્ચરે તેને લાત મારેલી. અમેરિકન ગવર્નરો આમ જનતામાંથી જ આવેલા છે એ સાબિત કરવાનો આ સરસ મોકો તેને મળ્યો. તુરત દોડી ખચ્ચરના કાન આમળી, હળ પર ચડી, તેણે હળ હાંકવા માંડ્યું. અને એમ ચાલતા હળે તેણે ભાષણ આપ્યું. જોકે મૂળ ખેડુતને ખેતર તો આખું ફરીથી ખેડવું જ પડ્યું, કેમકે ભાષણ સાંભળનારા પણ હળની પાછળ પાછળ ખેતરને એક છેડેથી બીજે છેડે ચાલ્યા કરતા હતા! પણ આ તુરખાથી ગવર્નર આમ જનતાના હૃદયની ખૂબ નજદીક આવી ગયો.

ઇંગ્લંડના એક ડૉકટરની સારવાર નીચે એક કુમારિકા હતી. એક અઠવાડિકમાં આવતી ચાલુ વાર્તા તે ઘણી જ રસપૂર્વક વાંચે છે એમ ડૉકટરના જાણવામાં આવ્યું. તે વાર્તાના શરૂનાં બધાં પ્રકરણો એકઠાં કરી તે પાછળનો ભાગ વાંચી ગયો, એટલે તેને તેનું કારણ સમજાયું. કેમકે એ વાર્તાની નાયિકા એ કુમારિકાના જેવા જ દર્દથી પીડાતી હતી. વાર્તાના થોડા હપ્તા હજુ બાકી હતા. એ જ પળે ડૉકટર એ વાર્તાના લખનારને ઘેર ગયો અને વાર્તાનો અંત શો આવવાનો છે તેની તપાસ કરી. લેખકની યોજના પ્રમાણે નાયિકાનું મૃત્યુ થવાનું હતું. ડૉકટરે એ કરુણ અંત બદલવા લેખકને વિનવ્યો, અને નાયિકા તથા પેલી કુમારિકા બન્ને જીવતી રહી!

ઘણા જૂના વખતની વાત છે જે યુગમાં વિજ્ઞાન જેવી કોઇ ચીજ ન હતી તે વેળા પણ અરબ પ્રજામાં વૈદકનું વ્યવહારૂ જ્ઞાન સારૂં હતું. એક વખત એક મોટું દવાખાનું બંધાવવાનો ખલીફાએ નિશ્ચય કર્યો. આખા દેશમાં જે ગામની હવા સારામ સારી હોય ત્યાં જ એ બાંધવું એવો વૈદ્યોએ નિર્ણય કર્યો. પણ તંદુરસ્ત હવા માપવી કેવી રીતે! એક જણને તુરંગો સૂઝ્યો. એક તંદુરસ્ત જાનવરનું માંસ કાપી ગામેગામ ખુલ્લી હવામાં તેના ટુકડા લટકાવવામાં આવ્યા. જે ગામમાં એને સડી જતાં વધારે વખત લાગે ત્યાંની હવા સારી, કેમકે એ હવા માણસના શરીરમાં પણ વિક્રિયા ઓછી કરે! હવે, એ દવાખાનું આખા દેશ માટે હતું, અને એવી જંગી ઇમારત બાંધવાની યોજના ખર્ચાળ થઇ પડે તેમ હતું. એ ખર્ચમાં થોડી રાહત મળે તે માટે એવું ફરમાન થયું કે એ રસ્તેથી જે પસાર થાય તે અમીર હોય કે ફકીર, પણ અમુક નિયત સમય માટે તેણે જાતે મજૂરી કરવી!

આવા જ એક કોયડાનું સમાધાન સ્વીડને જુદી રીતે આણ્યું. ચા અને કૉફી એ બે નવી આવેલી વસ્તુમાંથી કયી વસ્તુ વધુ નુકસાનકારક છે એ વિષયનો વિવાદ ખૂબ ગરમ થઇ પડ્યો. પ્રજાની તંદુરસ્તીને ખાતર આનો સાચો નિર્ણય આણવાની જરૂર હતી, પણ એ જાણવા માટે કાંઇ વૈજ્ઞાનિક ઉપાયો શોધાયા ન હતા. રાજાએ ભેજું ચલાવ્યું. બે જોડિયા ભાઇ ખૂન કરવા માટે તાજા જ મોતની શિક્ષા પામ્યા હતા. રાજાએ ફરમાવ્યું કે તેમની મોતની સજાને જન્મકેદની સજામાં પલટાવી નાખવી, પણ એ શરતે કે એકને હંમેશાં ખૂબ ચા પાવો અને બીજાને એટલી જ કૉફી. પ્રયોગ ચાલુ થયો. તેમાંનો એક ચા પીનારો છેવટે ૮૩ વર્ષની ઉમરે મરણ પામ્યો, એટલે સ્વીડનની પ્રજાએ સમાધાન મેળવ્યું કે કૉફી ઓછી નુકસાનકારક છે. આજ પણ ત્યાં ચા કરતાં કૉફીનો વપરાશ વધુ છે!

અમેરિકાના ઓહાયો પરગણાની વેસ્ટર્ન કૉલેજ ફૉર વીમેન નામની સંસ્થાએ થોડા વખત પહેલાં ઓરેલીઆ કૉમ્પ્ટન નામની સ્ત્રીને એલએલ. ડી.ની પદવી આપી. એ પદવી માટેની તેની લાયકાત એ કે તેણે પત્ની અને માતા તરીકે આદર્શ કામ કરી બતાવ્યું છે. સામાન્ય સ્થિતિમાં હોવા છતા તેણે ઘરના વાતાવરણથી જ બાળકોને એવી રીતે કેળવ્યાં કે એ ગૃહકેળવણીને પરિણામે એનાં ચાર ફરજંદ થયાં તે બધ જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં મહત્ત્વ મેળવી શક્યાં છે. એનો મોટો પુત્ર દેશની એક આગળપડતી વૈજ્ઞાનિક સંસ્થાનો પ્રમુખ છે, એની પુત્રી હિંદમાં એક શાળાને

પ્રિન્સીપાલ છે, એનો ત્રીજો પુત્ર પ્રખ્યાત વકીલ છે, અને સૌથી નાના પુત્રે ફીઝિક્સમાં નોબેલ ઇનામ મેળવ્યું છે. અને આ બધાં સંતાનોએ જીવનમાં પોતાને મળેલી ફતેહનાં બીજ બાલ્યાવસ્થામાં પોતાની માતાને હાથે કેવી રીતે રોપાયાં તેનો સરસ અહેવાલ આપ્યો છે!

ઇટનની એક શાળામાં એક વિચિત્ર પદ્ધતિ છે. કોઈ વિદ્યાર્થી બહુ મોટો અપરાધ કરે ત્યારે તેને સોટી મારવી પડે છે. પણ એ શાળા માને છે કે શાળાને આવી રીતે સોટી મારવી પડે એ એક અણગમતી ફરજ છે; એટલે એવી સોટીઓનો શાળાની ફી ઉપરાંત જુદો ચાર્જ થાય છે. અને દવાની ગોળી આપી હોય એ રીતે તેનું બિલ વિદ્યાર્થીના વાલી પર મોકલી એ ચાર્જ વસુલ લેવાય છે!

મેક્સિકોમાં વિદ્યુત્બળ પૂરું પાડનારી પરદેશી કંપનીઓ છે. આંતરરાષ્ટ્રીય કરારોને અંગે ત્યાંની સરકાર તેઓને સીધી રીતે નુકસાન આપી શકે તેમ નથી. પણ લોકોએ તેમની સામે વિચિત્ર લડત ઉપાડી છે. માણસો છડે-ચોક પાવરની ચોરી કરે છે. કાયદો તરફેણમાં હોય તો આવી ચોરી બહુ અઘરી નથી; કેમકે બારી સામે પસાર થતી લાઇનમાંથી પાવર લઇ શકાય, અથવા તો મીટરમાંથી પસાર થતા તારને મીટરની બહાર ટાંચણીથી કાણુ પાડી કામચલાઉ મફત કરંટ લેવાની તરકીબ ઘડી શકાય. અને કાયદો તેમની તરફેણમાં છે; કેમકે કાયદો એવું ફરમાવે છે કે કોઇ માણસે વિદ્યુત્પ્રવાહની ચોરી કરી છે એમ જાણવામાં આવે એટલે ચોરેલા પ્રવાહની કિંમત સરકાર તે માણસ પાસેથી કંપનીને અપાવે. આ ઉપરાંત નહિ કાંઇ દંડ કે નહિ કાંઇ સજા. પણ કેટલો પ્રવાહ ચોર્યો તે કંપની સાબીત કેવી રીતે કરે? આથી એ કંપનીઓ ત્રાસી ગઇ છે!

દક્ષિણ અમેરિકામાં આવેલા પેરૂ દેશમાં એક યુગમાં એક પ્રજા જીવી ગઇ. આજ તો ધોળી પ્રજાઓએ એના અવશેષ પણ રહેવા દીધા નથી. પણ એ પ્રજાની સાદી સંસ્કૃતિમાંથી એક વસ્તુ અત્યારે પણ ઘણાને મુગ્ધ કરે છે. ત્યાં કોઇ બાળક જન્મે એટલે દેશની જમીનમાંથી અમુક માપનો ટુકડો એનાં માવતરને મળે. પુખ્ત વયમાં આવે એટલે એ પોતે તે સંભાળે અને મરે એટલે પાછો એ ટુકડો સ્ટેટમાં જમા થાય. અને ત્યાં તો બીજો કોઇ હકદાર જન્મ્યો હોય જ!

એ દક્ષિણ અમેરિકા આજે સંસ્કૃતિઓનું સંગ્રામ-સ્થાન બની રહ્યું છે. યુનાઇટેડ સ્ટેટ્સની ઇચ્છા એવી છે કે બંને અમેરિકાનો એક અતૂટ એકમ બને અને તે પૂર્વ ગોળાર્ધની રાજદ્વારી ખટપટોથી અલિપ્ત રહી પોતાનો વિકાસ પરસ્પરના સહકારથી સાધે. પણ યુ.એસ.એ.માં આટલી જાગૃતિ આવ્યા પહેલાં તો ત્યાં સંગ્રામનાં બીજ રોપાઇ ચૂક્યાં છે. જર્મની અને ઇટલી પોતાના વાદનો પ્રચાર અમેરિકામાં કરવા તલસી રહ્યાં છે, અને દક્ષિણ અમેરિકાની ભોળી પ્રજા એ પગપેસારા માટે આબાદ હથીઆર બની ગઇ છે. આથી આજ ત્યાં પ્રાંતેપ્રાંતમાં જર્મન અને ઇટાલિયન રેડીઓ સોંઘી કીમતે વેચાય છે, એ દેશોના સિદ્ધાંતોનો છૂટથી પ્રચાર થાય છે, અને વધુમાં જર્મનીએ તો એવી યોજના ગોઠવી છે કે દક્ષિણ અમેરિકા મોકલવાના રેડીઓ માત્ર જર્મન બ્રોડકાસ્ટ લઇ શકે એવા જ બનાવવા, અને પછી કેન્દ્રિત બ્રોડકાસ્ટની તેણે શોધેલી નવી પદ્ધતિથી જર્મનીથી મોકલાતા પ્રોગ્રામો આખી પૃથ્વી પર ફેલાઇ ન જતાં પૂરા જોરથી સીધા જ દક્ષિણ અમેરિકા પહોંચે છે. આ બધા સાથે જાપાન પણ ત્યાં પોતાનો સૂર પુરાવી રહ્યું છે. જાપાનીઝ જાસુસો માછીમાર, હજામ કે ફેરીઆને વેશે ત્યાં ફરતા રહે છે, કેમકે એ ધંધા તેમને પ્રજાની ખૂબ નિકટમાં લાવી શકે છે. અને એવી રીતે તેઓ બેવડું કામ કરે છે: એક તો જાપાનીઝ માલનો પ્રચાર કરે છે, અને બીજું બીજા દેશોની ચાલબાજીની હકીકત સ્વદેશને પહોંચાડતા રહે છે.

(ચાલુ) હરિકૃષ્ણ વ્યાસ

# Our Friends Abroad

અમેરિકામાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો (ગયા અંકથી ચાલુ)

Philip Chel 3138 East 10th Ave
Denver Colorado (U.S.A.)

પશ્ચિમ સ્ટેટ્સમાં લગભગ ૩ લાખની વસ્તીનું તેનું શહેર છે. વેપારધંધો, લેવડદેવડ અને માલ ઢોર ખેતીનાં વેચાણનો છે. ભાઇની ઉમર ૧૮ વર્ષની છે. કલકત્તા, કૃષ્ણનગર, કટક વગેરે ઠેકાણેથી હિંદી મિત્રો પત્ર લખે છે અને તેમાં ગમ્મત મેળવે છે. ગુજરાતનો પરિચય કોઇ આપો.

William J. Beer, Jr.
P.O.B. 75 Cheshire, Massachusetts (U.S.A.)

Harold E. Pound 622 Shipping Street
Laurencebury Indiana (U.S.A.)

એક સાથે એક જ કાગળમાં આવેલાં નામોનું ઝૂમખું:

Mr. John Jarusalu, age 15
V. Sepa Street 5 Parnu, Estonia (Europe)

Mr. Harold Cornish
23 Sullivan St. Toronto, Ontario (Canada)

Mr. Maurice Herman age 18
179 Flanklin Avenue, Chelsea Mass. (U.S.A.)

Mr. Burton Parker, age 17
162 Franklin Ave Chelsea Mass. ( „ )

Miss Helen Cashman, age 14
74 Hawthron Str. Chelsea, Mass. ( „ )

Miss Shirley Kaity, age 16
11 Lynn Street Chelsea Mass. ( „ )

Kenneth G. Murphy
P. O. Box 332 11 Ewistown Pa.

ઉલટા ભાઇ હિંદની છાપ પડેલી ટીકીટ મળે એટલા ખાતર જ ભલે એક લીટીનો પણ, પત્ર માગે છે.

H. Roumshi
756 E. 13 Str. Erie Pa. (U.S.A.) વર્ષ ૧૩

Lewis Scott 2605 Uan Buren Avenue
Ogden, Utah (U.S.A) વર્ષ ૧૪

Emma Varyen
By 58½ R. D. E. Calbot, Penna (U.S.A.)

Perry Currant
Phone Spring Valley 561-R 27 Van Orden
Spring Valley New York (U.S.A.)

Walter Skaskin
R.F.O. 11 Little falls New York (U.S.A.)

સાડા પાંચ ફૂટ ઊંચાઇનો ૧૯ વર્ષનો આ જુવાન આજે તો ગ્રૅજ્યુએટ થઇને માબાપની સાથે ૩૦ એકરના નાના (તેના મનથી) ખેતર પર જીવન વીતાવે છે, પણ તેની નજર તો દક્ષિણ યુરોપમાં તેના નાનકડા વતન યુક્રેન ઉપર છે. તેના ૬,૦૦૦,૦૦૦ બાંધવોને પોલૅંડ રૂમાનિયા અને રશિયાએ ભૂખે મારી નાખવા તેની બળતરા કરે છે અને એક દિવસે એ બધાની આઝાદી થાય એવી તમન્ના સેવી રહ્યો છે. તેણે ન્યૂ યૉર્ક દૂરથી જ જોયું વિશાળ નગરી જોઇ એ છક થયો પણ સાથે બેકારોનાં લશ્કરો જોયાં. તેને વિમાની થવું હતું પણ પૈસા પહોંચ્યા નહિ, સ્ટામ્પ, પોસ્ટકાર્ડોના સંગ્રહના ચોપડા ભર્યા છે કાગળ લખવે યાદ ઓગ નથી.

Robert J. Havell
Bromall, Delaware Country Penn. (U.S.A.)

૨૧ વર્ષનો ખાનદાન તરુણ છે. પત્રથી નવા મિત્રો પાસેથી પરિચય અને માહિતીઓ માગે છે.

Howard H. Olson
Box 979 Litchfield, Minnesota (U.S.A.)

સરસ પત્રો લખવાની ખાત્રી આપે છે. ઘણા પરદેશી મિત્રો અનુત્તર રહ્યા તેથી ખેદ બતાવે છે પણ હિંદમાંથી કોઇ જરૂર તેને લખજો.

Malcolm Haryeg
3212 Cetti Houston, Texas (U.S.A.)

પત્રો અને સ્ટાંપો લેવાદેવાના બહુ જ ઉત્સુક છે. ટિકિટો ઘણી સારી મોકલી શકે તેમ છે.

Robert W. Benson R.F.D. 2
વર્ષ ૨૦ Tamaqua Penn. (U.S.A.)

Elden C. Clemens
વર્ષ ૧૩ Omahah E. Penn.

આ બંને જણે એક જ કાર્ડમાં નામ લખી મોકલ્યાં છે. અક્ષરો તથા ભાષામાં આપણા ફર્સ્ટ સ્ટાંડર્ડમાં છે.

Mortimer Tarshis Cohen AP+8B.
150 W. 875 New York (U.S.A.)

૧૬ વર્ષનો વિદ્યાર્થી ન્યૂયૉર્કમાં જ ભણે છે અને શેતરંજ, સાયન્સ, રેડિયો, પૉલિટિક્સ કે મેળાની મિજલસોનો શોખીન છે. પત્રો લખવામાં નિયમિત રહેવાની ખાત્રી આપે છે.

Richard Johnston
104 2nd N. W. North St. Paul, Minnesota

૧૪ વર્ષનો હોશીલો વિદ્યાર્થી છે.

Charles David Gustafson
Westervet Homes Summerland Heights
Batesbury S C.

આ ભાઇ તો અંગ્રેજી શીખ્યા પહેલાં ગુજરાતી બોલી જાણતા હતા! તેના પિતા રેવરંડ સી. એ. ગસ્ટાફસન મેથડકામાં પાદરી છે. હિતાકામંડની શાળામાં અભ્યાસ કર્યો છે અને વધુ માટે ૧૯૩૭માં જ હિંદુસ્તાન છોડયું સારસ્વભાવના લાગે છે.



## ગીતો સૂણ્યાં

• મંદાક્રાન્તા–સ્રગ્ધરા •

ગીતો સૂણ્યાં ગરુડઉરનાં; આભ માપી ઉડન્ત
પક્ષીરાજ્ઞ તણી નિત સ્પૃહા વ્યોમ છે વીંધવાની:
ચારે પ્હોરે ઉડીઉડી પછી યે નહિ આવવાની
ભૂ-પૃષ્ઠે એ પળભર વિરામાર્થ; વાંછયો અનન્ત.
વાસો જૂદા નભ-જગતમાં; છાંય-પૃથ્વી વરાળે
સ્વાતંત્ર્યાર્થી ખગપતિતણાં સ્વૈરચારી ઉડાણ.
હૈયું, તો યે અવની સહવાસે દુભાયે વિપણુ
છો ને બેઠો ખડક શિખરે નીરવ-સ્થાન માળે.
ગીતો સૂણ્યાં કરુણ સ્વરનાં ક્રન્દીને છાનું છાનું
અન્તે પ્રાયઃ સહુ શગી રહ્યાં કીરનાં પંજરસ્થ;
આકાંક્ષાઓ વન, ઝરણુને સંસ્મરે અન્તરસ્થ,
આજે જેનું નભ ગરુડના નીડથી યે છ નાનું.
ત્યારે હૈયે વધાવું ગરુડઉરતણો ઊર્ધ્વગામી વિષાદ,
ને ઝંખું કીર કેરો અનવરત સુખોલ્લાસપૂરેલ સાદ.

**તનસુખ ભટ્ટ**

## એક મિત્રને

•શિખરિણી•

સખા! સાથે જાતાં જીવનમહીં એવુંય બનતું
ગમે રંગો, સૂરો, રૂપ સકલ તારા હૃદયને
મને પ્યારા લાગે નવ જરી ય તેઃ ને મુજ ગમ્યા
ન યે પામે તારા ઉરમહીં જરી સ્થાન પણ તે.
રહે તારી દૃષ્ટિ સતત ઉડતી 'કાલ' ઉપરે,
અને મારાં નેનો સતત ભમતાં 'આજ' મહીં રે;
મથે તું શ્રદ્ધાથી કંઇક જગ કાજે કરી જવા,
મને થાયેઃ એવા મન મહીં વળી ગર્વ કંઇ શા?
ઉંચા આદર્શોના પળપળ તને સાદ પડતા,
અને વ્હેવારોના મુજ મન વિષે ખ્યાલ ભમતા;
ભારી આશા હૈયે તુજ અવનિ આ સ્વર્ગ બનશે,
રહે પૃથ્વી પૃથ્વી મુજ મન વિષે એ અધિક છે.
વિરોધો વચ્ચે આ ઝરણુ ઉરનું નિત વહશે
દિશે તારી મારીઃ તુજ ઝરણુ તેને શું મળશે?

**પ્રહ્‌લાદ પારેખ**

## અનંતની પગદંડીએ

•મિશ્ર•

અનંત ઊભું પગદંડીએ ઝણે
વસંતની સૌરભને સિતાર
ઝીણે નિગૂઢે સ્વર આવકાર
હૈયું ચડે આગમને હુલાસણે.
સાથે લીધો સાજ બધો ત્રિકાલનોઃ
—ઝોળી સમું હૈં કરી વર્તમાનનું
પાથેય માંહીં ભરી ભૂતકાળનું
કરે ધર્યો મેં દૃઢ દંડ ભાવિનો.
પદે પદે કો નવલા હુલાસમાં
અનંતનું અંતર વાંચતો વહું,
ક્ષણે ક્ષણે રે ક્ષિતિજો નવી લહું,
ભાથું ખૂટે સાજ રહે ન કામનાં.
અનંત ઊભું વીધિએ પ્રસારણે
પદે પદે બાલ ઢળું વિમાસણે.

**રાજેન્દ્ર શાહ**

## 'વિભુ અવતરો'

• મંદાક્રાન્તા •

કૈં વર્ષોથી વિભુ જનમતો મંદિરે પારણામાં
ઝુલાવંતા મનુજ પ્રભુને—જે ઝુલાવે બધાને;
તો યે સૌ કહે 'વિભુ! અવતરો ભારથી પૃથ્વી કંપે.'
ને શું આ નાટક થતું રહે મંદિરે વર્ષ–કાળે?

**ભાનુ લ. શુકલ**

## પીડા ઉરે છો

(વસંત-સ્રગ્ધરા)

ધારે સમુદ્ર વડવાનળજ્વાળ હૈયે,
તો યે વિચી-લહરશાં સ્મિત વાન ઢોળે
પૃથ્વીઉરે ધગધગે પ્રલયાગ્નિ લાવા
તો યે ન દે સ્મિતવતી ધરણી કળાવા.
હું યે પીડા ઉરે છો, પણ સ્મિતલહરી લેશના દેં ભુંસાવા.

**જેઠાલાલ ત્રિવેદી**

# આ મહિનો (જાન્યુઆરી) . . . અને એની પ્રતિભા

**તા. ૧** ઑસ્ટ્રેલિયાનું કૉમનવેલ્થ જાહેર થયું—(ઇ. ૧૯૦૧) * * અંગ્રેજ કાફલાએ થાણા ને અલીગઢનો કબજો લીધો—(ઇ. ૧૭૫૭) * * બ્રહ્મદેશના આરાકાન પ્રદેશમાં સખત ધરતીકંપ—(ઇ. ૧૭૬૧).

**તા. ૨** ગ્રૅનેડાના યુદ્ધમાં મૂરોનો પરાજય થઇ યુરોપ પરની ઇસ્લામી સત્તા નાબૂદ થઇ—(ઇ. ૧૪૯૨).

**તા. ૮** હુમાયૂંએ ચુનારને ઘેરો ઘાલી શેરખાન પાસેથી છીની લીધું—(ઇ. સ. ૧૫૩૮).

**તા. ૧૦** ઇંગ્લંડમાં પેની પોસ્ટની સ્થાપના—(ઇ. ૧૮૪૦).

**તા. ૧૫** બ્રિટિશ મ્યૂઝિયમ ખુલ્લું મૂકાયું—(ઈ. ૧૭૫૯). એ જ દિવસે ઇંગ્લંડના રાજા જ્યૉર્જ બીજાએ પોતાનું શાહી પુસ્તકાલય તેને ભેટ આપ્યું.

**તા. ૧૬** શહેનશાહ પાંચમા જ્યૉર્જનું અવસાન—(ઇ. ૧૯૩૬).

**તા. ૧૮** વર્સાઇ મુકામેથી જર્મન સામ્રાજ્યની જાહેરાત—(ઇ. ૧૮૭૧) * * ઇંગ્લંડના સામ્રાજ્યવાદી કવિ રડિયાર્ડ કિપ્લિંગનું અવસાન—(ઇ.૧૯૩૫)

**તા. ૨૩** મહાન ફ્રેન્ચ ચિત્રકાર ગસ્તવ દોરેનું અવસાન—(ઇ. ૧૮૮૩)

**તા. ૨૪** પ્રુશિયાના મહાન ફ્રેડરિકનો જન્મ—(ઇ. ૧૭૧૨) * * શ્રી ગોકળદાસ કહાનદાસ પારેખનો જન્મ—ઇ. ૧૮૪૭)

**તા. ૨૬** શીતળાની રસીના શોધક ઍડવર્ડ જેનરનું અવસાન—(ઇ.૧૮૨૩)

**તા. ૨૭** મહાન જર્મન સંગીતકાર વૉલ્ફગાંગ આમાડયૂસ મોઝાર્ટનો જન્મ—(ઇ. ૧૭૫૬) * * ઘેલા જર્મન કૈઝર વિલિયમનો જન્મ—(ઇ.૧૮૫૯).

**તા. ૩૦** ઇંગ્લંડના રાજા પહેલા ચાર્લ્સનો વ્હાઇટહૉલ મુકામે વધ—(ઇ. ૧૬૪૯).

**તા. ૩૧** ઇંગ્લંડની પાર્લમેન્ટને આગ લગાડવાનું કાવતરૂં રચનાર ગાય ફૉક્સનો વેસ્ટમિન્સ્ટર મુકામે વધ—(ઇ ૧૬૦૬)



આ માસની વિભૂતિ
ગોકળદાસ કહાનદાસ પારેખ

ઈ. ૧૮૪૭ના જાન્યુઆરીની ચોવીસમી તારીખે ઉમરેઠ મુકામે જન્મ. નાનપણથી જ મુંબાઇ આવી રહ્યા ને ત્યાં જ સઘળું શિક્ષણ મેળવ્યું.

ઇ. ૧૮૬૫માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં બી. એ.ની પરીક્ષા પસાર કરી પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યા.

ઇ. ૧૮૬૭માં સૂરત હાઇસ્કૂલમાં ગણિત શિક્ષક રહ્યા. એક વર્ષ સુધી એ પદ સંભાળ્યા બાદ મુંબાઇની ગુજરાતી શાળાઓના ડેપ્યુટી ઇન્સપેક્ટરની જગ્યા એમને મળતાં મુંબાઇ ગયા.

ઈ. ૧૮૭૦માં એલ એલ બી. પસાર કરી થોડો વખત કચ્છ રાજ્યમાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કર્યું.

ઈ. ૧૮૭૧માં મુંબાઇ હાઇકૉર્ટમાં વકીલાત શરૂ કરી. એ ધંધામાં એમને ખૂબ ફતેહ મળી ને હિંદના દરબારના ગામોના તથા ઠેઠ જંગબાર જેવા પરદેશોના વકીલાતપત્રો તેમને મળવા લાગ્યા. એ કમાણીમાંથી ઉમરેઠમાં એમણે એક અંગ્રેજી શાળા ઊભી કરી.

ઇ. ૧૮૮૦માં મુંબાઈ યુનિવર્સિટીના ફેલો તથા જસ્ટીસ ઑવ ધ પીસ બન્યા. સાથોસાથ મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં પણ તેઓ ચૂંટાયા ને એ રીતે સાર્વજનિક સેવાકાર્યથી મુંબાઇ ઇલાકાના જાહેરજીવનમાં એક અગત્યની વ્યક્તિ બની ગયા.

પરંતુ એમની સાચી ને ચિરંજીવી સેવા તો ગુજરાતના ખેડૂતોના હિતમાં એમણે ઉપાડેલી પ્રચંડ લડત જ છે. હિંદમાં છપ્પનિયાનો ભયંકર દુકાળ પડ્યો એવા સમયે સરકારે ખેડૂતોને કંઈક રાહત આપવાનો બંદોબસ્ત કરવાની વાત બાજુએ મૂકી, ઊલટું બળજબરીએ એમની પાસેથી મહેસુલ વસુલ લેવા માડ્યું, જે ખેડૂતોને ભૂખે મરી બરબાદ કરી આપવું પડેલું.

છતાં જ્યારે કોઇના પેટનું પાણી ન હાલ્યું ત્યારે એકલા ગોકળદાસે જ પૂનાની ધારાસભામાં એ અત્યાચારો જાહેર કરી તે પર ન્યાય માગ્યો. સરકાર એવા આક્ષેપો સાંભળી લેવા તૈયાર ન હતી. એણે એમને એ વિષયના પુરાવા આપી ખાતરી કરાવવાનું આહ્વાન કર્યું. એ આહ્વાન સાથે જ ગોકળદાસ કામધંધો છોડી ગુજરાતમાં આવ્યા ને એક સરખા અઢી વરસ ગુજરાતને ગામડેગામડે ફરી, હકીકતો મેળવી, સરકારી નોકરોની સખ્તાઇ ને ગેરવર્તણુકોના લાંબા અહેવાલોવાળું મેમોરિયલ સરકાર પાસે રજૂ કર્યું.

પણ સરકારે એને દાદ આપવાને બદલે ઊલટું સને ૧૮૭૮નાં લૅન્ડ રેવન્યુ કોડમાં સુધારો કરવાને એક ખરડો તૈયાર કર્યો, જે અનુસાર ખેડૂત તેની જમીનનો માલિક મટી મજૂર જ બની જાય. પડયા ઉપર પાટુ મારવા જેવો એ બનાવ હતો. એ ખરડો ધારાસભામાં આવતાં જ સર ફિરોજશાહ મહેતાની આગેવાની નીચે લોકનિયુક્ત સભાસદો કાઉન્સીલ હૉલ છોડી ગયા હતા (જે ધારાસભાના ઇતિહાસમાં એવો પહેલો જ દાખલો હતો), છતાં અફસોસની વાત છે કે હજુ યે સરકાર ખેડૂતોની કંગાળતા ટાળવાની લોકનેતાઓની માગણીને અવગણી, એ જ પૂછડું પકડી બેઠી છે કે ખેડૂત કરજ કરતો અટકે અને કરકસર કરતાં શીખે તો જ તેની સ્થિતિ સુધરે એમ છે

જેનો જલરાશિ, જેનો ઉન્માદ ને જેની હિંમત કોઈ જગદેક સમ્રાટને શોભે એવાં છે તે

## અદ્‌ભુત ભીષણ અને રોમહર્ષણ

# જોગના ધોધનું પુનર્દર્શન



બાજુએ જોગનો 'રાજા' ધોધ
ફોટો : શ્રી હરીનાથ ઇનામદાર

હિમાલય, વિન્ધ્ય અને સહ્યાદ્રિ જેવા તુંગ પર્વતો; ગંગા, સિન્ધુ, નર્મદા, બ્રહ્મપુત્રા જેવી સુદીર્ઘ નદનદીઓ; ચિલકા, વુલર તથા મંચર જેવાં પ્રસન્ન સરોવરો જે દેશમાં વિરાજતાં હોય તે દેશમાં એકાદ મહાન, ભીષણ અને રોમાંચકારી જલપ્રપાત ન હોય તો પ્રકૃતિમાતા કેવી રીતે કૃતાર્થતા અનુભવે? દક્ષિણ હિન્દમાં આવેલા કારવાર જિલ્લા તથા મૈસૂર સંસ્થાનની સરહદ ઉપર એવો એક ધોધ છે કે જે જગતમાં અદ્વિતીય અથવા સર્વશ્રેષ્ઠ પદનો એકમાત્ર ભોક્તા ન હોય તો ય એવા સર્વશ્રેષ્ઠ ધોધમાંનો એક છે એમાં શંકા નથી. અંગ્રેજો તેને 'ગેરસપ્પા ફૉલ્સ'ને નામે ઓળખે છે. તેનું દેશી નામ 'જોગ' છે.

લૉર્ડ કર્ઝન જ્યારે હિન્દુસ્તાનમાં આવ્યો ત્યારે જોગનો ધોધ જોવા એ એટલો ઉત્સુક થયો હતો કે આ દેશમાં આવ્યા પછી પહેલી તકનો લાભ લઈ તે જોગનો ધોધ જોવા ગયો, અને તેના અદ્‌ભુત સૌન્દર્યથી તેણે પોતાની આંખો ઠારી. તે વખતથી આપણા દેશમાં આ ધોધની પ્રતિષ્ઠા વધી. જે જગ્યાએથી લૉર્ડ કર્ઝને ધોધ જોઈ પોતાની જાતને કૃતાર્થ કરી તે જગ્યાએ મૈસૂર સરકારે એક બાંકડો મૂકાવ્યો છે. તેને 'કર્ઝન સીટ' કહે છે.

ધોધની નજીકમાં જ મૈસૂર સરકારે એક અતિથિશાળા બંધાવી છે. તેની વિઝિટર્સ બુકમાં કુદરતપ્રેમી દેશી પરદેશી પ્રવાસીઓએ વખતોવખત પોતાના આનન્દોદ્‌ગાર લખી મૂક્યા છે. આ ઉદ્‌ગારોનો જ એક સંગ્રહ છપાવવામાં આવે તો તે પ્રકૃતિ-કાવ્યનો એક અસાધારણ ગુચ્છ થાય. એ આખું કાવ્ય ભલે ઊંચી કક્ષાનું હોય તોપણ જોગના પ્રત્યક્ષ દર્શનથી તો તેની અપૂર્ણતા જ સિદ્ધ થાય છે અને મોઢામાંથી એકદમ ઉદ્‌ગાર બહાર પડે છે: અંતાવાન્ અસ્ય મહિમા અતો જ્યાયાંશ્ચ પૂરુષ: ।

શરાવતી એક નાનકડી નદી. છતાં તેનાં ત્રણત્રણ નામ શા માટે પડ્યાં હશે? પ્રથમ તે ભારંગી અથવા બારગંગા નામથી ઓળખાય છે; વચલા ભાગમાં તેને શરાવતી કહે છે; અને જ્યાં તે પ્રૌઢપણે સમુદ્રને જઈ મળે છે ત્યાં તેને બાલનદી કહે છે. શરાવતીના પ્રવાહે એ રોમાંચકારી પ્રપાતનું રૂપ ધારણ ન કર્યું હોત તો ય તેણે પોતાના કુદરતી સૌન્દર્ય વડે માણસનું મન હરણ કર્યું જ હોત. પણ એવું થાત તો તે હિન્દુસ્તાનની અનેક નદીઓમાંની જ એક નદી ગણાત. આ પ્રપાતને કારણે નાનકડી શરાવતી નદી ભારતવર્ષની એક અદ્વિતીય નદી થઈ બેઠી છે.

જોગના આ અલૌકિક દૃશ્યનું દર્શન કરવા માટે રાજાજી તથા બીજા મિત્રો જોડે હું પ્રથમ ગયો હતો તે વખતનું વર્ણન 'જોગનો ધોધ' નામના લેખમાં અગાઉ આપી ચૂકેલો છું. 'લોકમાતા'માં એ

વાંચવાને મળશે. તે વખતનાં તે અદ્ભુત દૃશ્યના દર્શનથી એક કુતૂહલ તૃપ્ત થવા માંડ્યું, એટલામાં

માનવીસ્વભાવને અનુસરી એક નવો સંકલ્પ મનમાં આવ્યો, કે આટલી ઊંચાઓએથી કૂદકો માર્યા પછી આ નદી આગળ ક્યાં જાય છે, ત્યાં કેવી દેખાય છે, અને સરિત્પતિ જોડે તેનો મેળાપ કેવી રીતે થાય છે એ બધું એક વખત જાતે જોવું જોઈએ, અને બની શકે તો બાળકની જેમ શરાવતીના વક્ષ-સ્થળ ઉપર નૌકાવિહાર કરવો જોઈએ. અન્તરાત્મા-ની આ જિજ્ઞાસાને સત્યસંકલ્પ પરમેશ્વરે સાશીર્વાદ વધાવી લીધી અને એક તપનો અવધિ પૂરો થવા આવતાં જોગનું બીજો વાર દર્શન લેવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું. પહેલી વાર અમે ઉપરની બાજુએથી ધોધ તરફ ગયા હતા; આ વખતે નદીના મુખ તરફ-થી પ્રવેશ કરી હોડીમાં બેસીને અમે પ્રતીપપ્રવાસ કર્યો અને હોડી અટકી પડી ત્યાંથી તૈલવાહનની (મોટરની) સહાયથી ઘાટ ચડી ધોધને માથે જઈ પહોંચ્યા.

ત્યાં શરાવતીના અર્ધચન્દ્રાકાર દરીમાં ચાર ધોધ છે. જમણી બાજુએ 'રાજા' નામનો ધોધ છે તે ઉપર-થી એકદમ ૯૬૦ ફૂટ નીચે કૂદકો મારે છે. એનું રાજા નામ યથાર્થ જ છે. તેનો જલરાશિ, તેનો ઉન્માદ, અને તેની હિંમત કોઈ જમદેકસમ્રાટને શોભે તેવાં જ છે. તેની ડાબી બાજુએ મહારુદ્રની જેમ ગર્જના કરનારો 'રુદ્ર (Roarer) પ્રપાત' રાજાના ચરણ ઉપર જઈ પડે છે. રુદ્રની ઘોર ગર્જના આસપાસની ટેકરીઓ તથા ખીણને માઈલો સુધી નિનાદિત કરી મૂકે છે. તેના ધ્વનિને નહિ કહી શકાય મેઘગંભીર કે નહિ કહી શકાય સાગરગંભીર. કારણ મેઘગર્જના આકાશવિદ્રાવી હોય તો પણ ક્ષણજીવી હોય છે અને સાગરની સનાતન ગર્જનાને ભરતીઓટના ઝોકા ખાવા પડે છે. રુદ્રનો ધ્વનિ અવિરત, અખંડ અને ધારાવાહી છે. તે ધ્વનિનો ઉન્માદ કંઈ વિલક્ષણ હોય છે.

રાજાને અને રુદ્રને દુનિયામાં કોઈ પણ ઠેકાણે સમ્રાટની પદવી મળી શકે. પણ જોગનો સાચો વૈભવ તો આકાશમાં વિવિધ રૂપે ઊડનારી વીરભદ્ર (Rocket)ની શુભ્ર જટાજાલને લીધે છે. વીરભદ્રનો પ્રપાત હાથીના ગંડસ્થળ જેવા એક વિશાળ શિલાખંડ ઉપર પડતાંની સાથે જ તેમાંથી દારૂખાનાનાં બાણ જેવા ફુવારા ઊંચે ને ઊંચે ઊડતા જ જાય છે. આ શું શંકરનું તાંડવ નૃત્ય? કે મહાકવિ વ્યાસની પ્રતિભા-નો નવનવોન્મેષશાલી કલ્પનાવિલાસ? કે સૂર્યબિંબ-ના પૃષ્ઠભાગમાંથી બહાર પડતી સર્વસંહારકારી પણ કલ્પનારમ્ય જ્વાળાઓ? કે વળી ભૂમાતાના વાત્સલ્ય-પ્રેરિત સ્તન્યધારાના ફુવારા? એવી અનેક કલ્પનાઓ મનમાં ઊઠે છે. સાચે જ વીરભદ્ર જોનારની આંખોને પાગલ બનાવી દે છે.

વીરભદ્રની ડાબી બાજુએ કર્પૂરગૌરા, તન્વંગી અને અનુદ્ધરી પર્વતકન્યા પાર્વતી (Lady) પોતાના લાવણ્ય-થી આપણને આનંદિત કરે છે.

ચારે પ્રપાતોનું જાણે રક્ષણ કરવા માટે જ તેમની બન્ને બાજુએ બે પ્રચંડ પર્વતો ઊભા છે. *ઊભા ઊભા આ સંતરી બીજું શું કરી શકે? પ્રપાતોની* અખંડ ગર્જનાને પ્રતિક્ષણ પ્રતિધ્વનિત કરવી, તેમનાં બિન્દુપતનુને ધારણ કરવાં, અને વિવિધ પ્રકારની વનસ્પતિથી પોતાનો દેહ શણગારી પુલકિત રહેવું— એ જ તેમનો અવિરત ઉદ્યોગ થઈ બેઠો છે.

આ વખતે અમે ગયા ત્યારે ઉનાળાના દિવસો હતા. મારંગીનાં પાણી સારી પેઠે ઓસરી ગયાં હતાં. વીરભદ્રની જટાઓ ક્યાંય દેખાતી ન હતી. રુદ્રની લાંબી લાંબી છલંગો પણ ટૂંકી થઈ ગઈ હતી. પાર્વતીએ હવે વિરહિણીનો વેષ ધારણ કર્યો હતો. કંઈ નહિ તો 'રાજા'નો વૈભવ તો જોવા જેવો હશે જ એવી અમે આશા રાખી હતી, પણ વિશ્વજિત યજ્ઞને અન્તે જેમ કોઈ સમ્રાટ અકિંચન બની જાય છે અને એ રીતે પણ પોતાનો વૈભવ વ્યક્ત કરે છે-બરાબર એવી જ દશા 'રાજા'ની થએલી હતી.

આ વખતે અમે શરાવતીની જમણી એટલે કે ઉત્તર તરફની બાજુએ આવી પહોંચ્યા હતા. અતિથિગૃહમાં ન રોકાતાં અમે દોડતા સીધા 'રાજા' પ્રપાતને પડખે જઈને ઊભા.

ત્યાં એક તરફથી સખત તડકો અને બીજી તરફથી નીચેથી ઊડતા તુષારોનું ઠંડું ધુમ્મસ એ વચ્ચે સપડાયાથી અમારી જે દશા થઈ તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. રાજાના મુગટ જેવા શોભતા ગરમ ગરમ પત્થરો ઉપર વાંકા વળીને નીચે ખીણ-માં અમે ડોકિયું કર્યું. ઉપરથી રાજાની જે ધારા નીચે

પડતી હતી તે ઊંડે જમીન સુધી પહોંચતી જ ન હતી. કોઈ મદોન્મત્ત હાથીની સૂંઢ જેવો એક પ્રચંડ સ્રોત ઉપરથી નીચે પડતો અમને દેખાતો હતો. નીચે પડતાં પડતાં તે શતધા વિદીર્ણ થઈ તેની સહસ્ર ધારાઓ બની જતી અને આગળ જતાં તે ધારાના મોટા જલબિંદુ બનીને મોતીની માળાની જેમ તેઓ શોભવા લાગતી. આ મોતીઓનું પણ હજી આગળ જતાં ચૂર્ણ થઈ તેના મોટા મોટા કણ દેખાવા લાગ્યા. હવે નીચે આગળ વધવું છોડી દઈ તેઓએ થોડોક સ્વચ્છન્દવિહાર શરૂ કર્યો. એ મોટા કણ પણ છિન્નભિન્ન થઈ ગયા અને તેઓએ સીકરપુંજનું રૂપ ધારણ કર્યું અને વાદળાંની જેમ તેઓ વિહરવા લાગ્યા. પણ આટલેથી પ્રકૃતિમાતાને સમાધાન થયું નહિ. આ વાદળાં-

જોતા તેટલી દર્શનની પિપાસા વધ્યે જ જતી. કલાક બે કલાક જ અહીં થોભી શકાશે એમ અમે જાણતા હતા. પ્રતિક્ષણે અમારું પુણ્ય ક્ષીણ થતું જાય છે, અને થોડા વખતમાં જ અમારે મર્ત્યલોકમાં જવાનું છે એનું અમને ભાન હતું. સ્વર્ગલોભી દેવો જે વિષાદથી સ્વર્ગ-સુખનો ઉપભોગ લે છે, પરાક્રમી પુરુષો પોતાના યૌવનના ઉત્તરાર્ધમાં પોતાના સંકલ્પની પૂર્તિ માટે જેવા અધીરા બની જાય છે તેવા વિષાદથી અને તેટલા અધીરા થઈને અમે બધા પેલી ગંધર્વનગરીનું આંખ, કાન, ઘ્રાણ અને આખી ત્વચાથી સેવન કરવા લાગ્યા અને સાથેસાથે અમારી કલ્પનાઓ દ્વારા તે જ આનંદને શતગુણિત કરીને તેનો લહાવો લેવા લાગ્યા.

સાદ કરીને 'આ જ તે ગઓ રાત્રિનું સંગીત' એમ એકબીજાને જણાવવા માટે પોતાનાં મસ્તકો હલાવવાની શરૂઆત કરી. રાત્રિનો જલવિહાર સાચે જ સાત્ત્વિક, શાંતિમય અને યૌવનમય હતો.

પ્રાતઃકાલનો જલવિહાર સાત્ત્વિક, શાંતિમય અને યૌવન-પ્રસન્ન હતો ખરો, પણ ધોધનું આ દર્શન માત્ર અદ્ભુતભીષણ અને રોમહર્ષણ હતું. હવે તે બાળાઓના મોઢા ઉપર પ્રાતઃકાળની મુગ્ધ પ્રસન્નતા રહી ન હતી. 'આવું અદ્ભુત દૃશ્ય કેવી રીતે સર્જાયું હશે? સાચે જ આપણે પૃથ્વીતલ પર છીએ કે સ્વપ્નસૃષ્ટિમાં?' એ જાતનો વિસ્મય તેમના મોઢા ઉપર સ્પષ્ટ દેખાતો હતો; તેઓ એકબીજાની આંખ સામે જોઈને પોતાનો વિસ્મય વધારતી જતી હતી. અને એમનો તે વિસ્મય જોઈને અમે જ જાણે આ કાવ્યમય સૃષ્ટિના વિધાતા છીએ એવું અભિમાન અમને થતું હતું.

ખાવાનો સમય થઈ ગયો હતો. અમે એક ગામડા નજીક આવી પહોંચ્યા હતા. ત્યાં એક ડાંગર ભરડવાની ઘંટી હતી. મક્ મક્ મક મક્ કરતી તે મિલ લોકોની શાંતિ, તેમનું સ્વાસ્થ્ય અને તેમની આજીવિકાને મરડી નાખતી હતી. અમે ધરાઈને જમી લીધું અને અમારી વાટ જોતા ઊભેલા તૈલવાહનમાં આરૂઢ થયા.

રસ્તામાં અમારો સારથી પેટ્રોલના ડબામાં થોડું તેલ હતું તેમાં જ પાણી ભરી લાવ્યો અને તે તેણ મોટરમાં રેડ્યું. પાણી ગરમ થયું અને તેલનો ધુમાડો પાણીમાં મળ્યો એટલે પૂછવું જ શું? ડગલે ને પગલે મોટર અડવા લાગી, ચીસો પાડવા લાગી, તકરાર કરવા લાગી અને દુર્ગંધ છોડવા લાગી. અમે કંટાળી ગયા, ચીડાયા, ક્રોધ ભરાયા અને કશો ઉપાય નથી એ જોઈને ઠંડા પડી ગયા. જેમતેમ કરીને મહામુશ્કેલીએ પાણીવાળી જગ્યાએ જ્યારે આવી પહોંચ્યા ત્યારે જૂનું બંડખોર પાણી અમે કાઢી નાખ્યું અને સજ્જન પાણી ભરી લીધું. ત્યાર પછીનો અમારો માર્ગ સાવ સહેલો થઈ ગયો.

•

ગેરસપ્પાના ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરવી કે નહિ તેની ચર્ચા કેટલાં ય વર્ષોથી ચાલુ છે. શરાવતીનું પાણી એક બાજુએ વાળી લઈને મોટામોટા નળમાંથી નીચે ઉતારીને ત્યાં તેની મદદથી વીજળી પેદા કરવામાં આવે તો આખા મૈસૂર સંસ્થાનને સસ્તામાં સસ્તે ભાવે તે પૂરી પાડી શકાય. એટલું જ નહિ પણ ઉત્તર અને દક્ષિણ કાનડા જિલ્લાને પણ તે પૂરી પાડી શકાય. તેથી લોકોને ભારે લાભ થશે. પણ આમ કરવાથી એ અદ્ભુતરમ્ય પ્રાકૃતિક દૃશ્ય કાયમનું નષ્ટ થશે. આ બે વસ્તુમાંથી કયું વધારે ઇષ્ટ છે તેનો હજી નિર્ણય થઈ શક્યો નથી. હજારો—નહિ લાખો લોકોને પેટ ભરતું ખાવાનું મળશે, સેંકડો વિજ્ઞાનવેત્તા નવજુવાનોને પોતાની લાયકાત સિદ્ધ કરવાની તક મળશે, હજારો જનાવરોની પીડા દૂર થશે, એક ઠેકાણે આવી જાતનું કારખાનું યશસ્વી થાય તો હિંદુસ્તાનના બધા પ્રપાતોનો આવો જ ઉપયોગ કરી શકાશે અને દેશને એક મહાન શક્તિનો કાયમનો માટે લાભ થશે. તો પછી શું કેવળ એક ભીષણરમ્ય દૃશ્યના લોભથી આપણે આ અનેક હિતકર વસ્તુઓને જતી કરવી? કલાના શોખને પણ કંઈ મર્યાદા હોય છે નહિ? પોતાની રાણીના મનોવિનોદન ખાતર પોતાની રાજધાની રોમને બાળી નાખનાર નીરોની કુલનાની વૃત્તિમાં અને આવી કલાભક્તિમાં તત્ત્વતઃ શો ફરક છે?

આ પ્રશ્નના જવાબમાં જે ઉત્તર આપવામાં આવે છે તેનો ઉલ્લેખ કરતાં પહેલાં થોડુંક વિષયાંતર કરવાની જરૂર છે. યુરોપમાં જ્યારે મહાયુદ્ધ શરૂ થયું અને યુરોપમાં લાખો જુવાનો તોપો તથા બંદૂકોના ભોગ બન્યા ત્યારે સાહિત્યશિરોમણિ રોમેં રોલાંની ભૂતદયા દ્રવીભૂત થઈ અને તેમણે ઘવાએલા લોકોની સેવાનો થોડોક પ્રબંધ કર્યો. પણ ઉભયપક્ષના શત્રુઓએ જ્યારે એકબીજાની કલાપૂર્ણ ઈમારતો ઉપર બૉંબનો વરસાદ શરૂ કર્યો ત્યારે માત્ર તેમનાથી રહેવાયું નહિ; તેમનો કલાત્મા પુણ્યપ્રકોપથી સળગી ઊઠ્યો અને તેમણે બુલંદ અવાજે આખા યુરોપને ચેતવણી આપી કે "હે કમબખ્તો, તમે એકબીજાને મારવા હોય તો ભલે મારી નાખો, તમારે જગતમાંથી સદંતર નષ્ટ થવું હોય તો નષ્ટ થાઓ; પણ આ કલાકૃતિઓ તો આત્માની અભિવ્યક્તિની અમર કૃતિઓ છે; એની દ્વારા જ સમસ્ત માનવજાતિનો આત્મા પોતાને વ્યક્ત કરે છે—કંઈ નહિ તો એમનો તો તમે નાશ ન કરો!"

રોમેં રોલાંની આર્ષવાણી યુરોપના આત્માઅે સાંભળી અને યુધ્યમાન પક્ષોઅે કલાકૃતિઓનો સંહાર બંધ કર્યો. તો કલાકૃતિઓ શું સાચે જ માનવઆત્માની અભિવ્યક્તિની દ્યોતક કે પ્રેરક છે? કે પછી તે માત્ર અુચ્ચ અભિરુચિના આવરણ પાછળ રહેલી વિલાસિતાની જ સાધનસામગ્રી છે?

કલાને જેણે સાચેસાચ ઓળખી છે તે તરત જ કહી દેશે કે કલા અને વિલાસિતા વચ્ચે આસ્માન-જમીન જેટલો તફાવત છે, અને કલાકૃતિદ્વારા માણસને જે નિરતિશય આનંદ થાય છે તે ખરેખર સૂતેલા આત્માને જાગૃત કરે જ છે. કરોડો વૉલ્ટની વીજળીક શક્તિ અુત્પન્ન કરીને લાખો લોકોની આજીવિકાની વ્યવસ્થા કરવી અે કંઅી જેવીતેવી વસ્તુ નથી; પણ કલાદ્વારા જે આનંદ અને સંસ્કારિતા માણસને મળે છે તે તો આત્માને પોષનારી વસ્તુ છે.

અને જોગ કંઅી માનવકૃત કલાકૃતિ નથી. અુલટું અે તો કલાકારોને ભવ્યતા અને રમણીયતાનું અેકી-સાથે શિક્ષણ અને દીક્ષા આપનારી પ્રકૃતિમાતાની અલૌકિક વિભૂતિ છે. તેને બગાડવી અે નાસ્તિક વિદ્રોહ કરવા સમાન છે અને તેમ કરવા જતાં પહેલાં આપણે હજાર વખત વિચાર કરવો પડશે. જોગનો પ્રપાત કંઅી આ ચાલુ જમાનાની સંપત્તિ નથી. આપણા અનેક ઋષિપૂર્વજોઅે અેની પડખે બેસી પરમેશ્વરનું ધ્યાન ધર્યું હશે, અને આપણા વંશજોના વંશજો પણ તેનાં દર્શન કરી પોતાના જીવનની અજ્ઞાત શક્તિઓનો સાક્ષાત્કાર કરશે.

અુપયુક્તતાવાદનો આશ્રય લઅી 'અલ્પસ્ય હેતોર્બહુ હાતુમિચ્છન્' અેવા વેદિયા આપણે ન બનીઅે. આ પ્રપાતને સુરક્ષિત રાખીને તેમાંથી કોઅી લાભ અુઠાવી શકાતો હોય તો ભલે અુઠાવો. અે વસ્તુ માનવબુદ્ધિ માટે અશક્ય ન હોવી જોઅીઅે. પણ આ તાંડવયોગના દર્શનથી મનુષ્યજાતિને વંચિત કરવાનો ધર્મતઃ કોઅીને હક નથી. મંદિરમાં આપણે મૂર્તિની સ્થાપના કરીઅે છીઅે; કુદરતે પણ અેવી જ રીતે અહીં વિરાટ સ્વરૂપની ભવ્ય પ્રતિમાઓ અમારી આગળ સ્થાપન કરેલી છે. અહીં કેવળ દર્શન, ધ્યાન અને અુપાસના માટે જ આવવું અને હૃદયમાં કંઅી સામર્થ્ય હોય તો કલાકાર થઅી જવું. **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## COMPETITION FOR INDIAN SCHOLARS

In occasion of its ten year jubilee the India Institute of the 'Deutsche Akademie' in connection with the study groop 'Das Ahnenerbe' has selected in October 1938 the following subject for a competition:

Symbols in India
Their meaning, historical development and present position

This competition is open only to Indian scholars who have already graduated and completed their study.

All papers must be submitted on or before the first of April 1940.

Prizes to be awarded in this competition:

The first prize is a scholarship for one year in a German university town including the costs for the journey from India to Germany and back.

The second prize is a scholarship for one year in a German university town but exclusive of the costs of the journey.

The third prize is a scholarship in a German university town for half a year and exclusive of the costs of the journey.

The winner of the first prize will receive a monthly stipend of RM 300.—during his stay in Germany. The winners of the second and third prize will receive a monthly stipend of RM 200.—each.

All winners will receive in addition the journal of the 'Deutsche Akademie' and one of the journals of the study groop 'Das Ahnenerbe' according to their own choice free for three years.

The India Institute of the 'Deutsche Akademie' acquires the right to print and publish any of the prize winning papers. The printed papers will bear a notice showing them to be the prize winners in the competition of the India Institute of the 'Deutsche Akademie' and of the study groop 'Das Ahnenerbe'.

Papers which have not been awarded a prize will be returned. The committee however cannot undertake any responsibility with regard to the reading and returning of any paper that may be submitted to them.

Applications for participation in this competition will have to be sent to the *India Institute* of the *Deutsche Akademie, Munchen 8, Maximilianeum, Germany.*





# શુક અને સારિકા

## [૧] શુક

સવારના છએક વાગ્યા હશે. શિયાળો હમણાં જ ઊતર્યો હતો એટલે પવનમાં ટાઢનો સહેજ ચમકારો જણાતો હતો. એવે વખતે હું એક વાઘરીને સાથે લઈને પોપટના માળા શોધવા નીકળ્યો હતો. જમાલપુર દરવાજે થઈ પીરાણાના રસ્તે જતાં વચ્ચે આંબા અને મહુડાની ઝાડી આવે છે. એમાં અમે પેઠા. પણ ત્યાં તો માળા બાંધનારને જોવામાં માળા જોવાનું જ ભૂલી ગયો! પોપટ તો હું રોજ જોઉં છું. સાંજસવાર ઘર ઉપર થઈને ઊડી જતાં એમનાં ટોળે-ટોળાં અનેક વખત નજરે પડે છે. પણ એ દિવસે જેટલા પોપટ મેં જોયા એટલા તો કદી પણ એક સ્થળે એક વખતે મેં દીઠા નથી. પાંચ-પચાસ નહિ, સો-બસો યે નહિ; પણ આ તો હજારો! 'હજારો' કહું છું તેમાં રજ પણ અતિશયોક્તિ નથી કરતો. આખું આકાશ પોપટથી ભરાઈ ગયું હતું. ઊગતા સૂરજનો આછો લાલ પ્રકાશ એમની પાંખોમાંથી ગળાઈને આવતો એ પણ રંગાઈને લીલો થઈ ગયો જણાતો હતો. માળા માળાને ઠેકાણે રહ્યા અને એ અદ્ભુત દૃશ્ય જોવામાં હું ખરે શુદ્ધબુદ્ધ વીસરી ગયો.

મારી સાથેનો વાઘરી મારી બેવકૂફીથી પૂરો વાકેફ હતો. એક વખત જંગલી અગનનાં વખાણ કરીને એણે મારી પાસેથી પાંચેક રૂપિઆ પડાવેલા ત્યારથી મારી અક્કલ માટે એને બહુ માન તો ન હતું; પણ રૂપિયાનાં ચાર બચ્ચાં ઘેરબેઠાં મળે એવા અતિસામાન્ય પંખીની પાછળ હું આટલે આઘે આવું અને બહોતની પેઠે મોં પહોળું કરીને વગડા વચ્ચે ઊભો રહું એ તો એની સમજમાં ન ઊતર્યું. માળા શોધવાને બદલે એણે મારું ધ્યાન બીજે દોરવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ હું તો બીજું બધું ભૂલીને ઝાડના રંગ સાથે ભળી જતા આ સજીવ નીલમણિઓના ઝગમગાટ જોવામાં, એમના કર્કશ કંઠધ્વનિ સાંભળવામાં અને એમના આગમન–ફેરફૂદનની વિચિત્ર ક્રીડા નીરખવામાં તલ્લીન થઈ ઊભો હતો. આખરે તો એ દૃશ્યે ઓગળી ગયું અને ટાઢ ઓછી થવાથી પ્રભાતની હૂંફમાં પોપટ યથાસ્થાને પ્રયાણ કરી ગયા.

સુરપાણ અને રાજપીપળાનાં જંગલોમાં પોપટ તો તીડનાં ટોળાં પેઠે ઊભરાય છે, પણ સૂકા રણના વાયરા જ્યાં સોંસરા નીકળી જાય છે એવા ઉત્તર ગુજરાતના આ લૂખા પ્રદેશમાં પંખીઓનો આવો મેળો જોવા મળે એને મારા મનથી હું મોટો લ્હાવો ગણું છું. આફ્રિકાની નદીઓના વિશાળ તટ ઉપર પથરાએલા લાખો સુરખાબની છબીઓ મારા જોવામાં આવી છે. અસંખ્ય કુંજની સમૂહલીલાનાં ચમત્કારી વર્ણનો પણ મેં વાંચ્યાં છે. શિયાળામાં બસો ચારસો નીલકંઠને આમલી, જાંબુ અને બોરસલી જેવાં ઝાડની ગીચ ઘટામાં પેસી જતાં, ઊડતાં, ચીસોટી મારતાં મેં જોયા છે. પણ પોપટના પ્રણયકાળના આ સમૂહસંચાર જેવું દૃશ્ય અન્ય કોઈ પણ પક્ષીવિશેષનું આ પ્રદેશમાં ક્યાંય પણ જોવા મળે કે કેમ એની મને શંકા જ છે.

બુદ્ધિમાન ગણાવાને લીધે જેમ વાનરવંશ પશુઓમાં મૂર્ધન્ય સ્થાને વિરાજે છે, એમ પોપટ પંખીઓમાં કુલશ્રેષ્ઠ ગણાયો છે. આપણે ત્યાં પ્રાચીન કાળથી ક્રીડાર્થે પરિગૃહીત પક્ષીઓમાં એ પ્રથમ સ્થાન પામ્યો છે. ગરીબ હોય કે તવંગર, કલાકાર હોય કે અબૂઝ, ઘેરઘેર એના પાળનાર હતા અને હજી યે છે. રૂપાળાં પંખી હોય તે ભલે રહ્યાં, પણ 'દ્વિજવર' 'દ્વિજ કુલપતિ', 'મેધાસિન્ધુ', 'સુભાષિતકોવિદ', 'નૃપહસ્તોપલાલિત' તો આ શુક જ. આવાંઆવાં તો એનાં અનેક બિરુદ સાહિત્યમાં વેરાએલાં પડ્યાં છે.

પણ આ બધી મહત્તા શાના લીધે? એને કોઈ ગાયક પંખી નથી કહેતું. એના કંઠરવથી મુગ્ધ થનાર

કોઇક જ હશે. રૂપમાં પણ એનો એકડો પાછળ આવે છે. ત્યારે? એની મહત્તા તો એની અસાધારણ અનુકરણશક્તિને લીધે છે. કાળોકોશી અને એવાં બીજાં કોઇકોઇ પંખીઓ સાંભળેલું બોલી જાય છે, પણ મનુષ્યવાક જાણીને, શીખવેલું શીખે, સાંભળેલું યાદ કરી જાય અને કવચિત્ સ્વયંસ્ફુરિત વાક્યો પણ સમયાનુકૂળ કહી દે, એવું પંખી તો પોપટ એકલો જ: આપણા દેશમાં તેમ પરદેશમાં પણ. એની આ શક્તિથી મુગ્ધ બનીને મહાન સિકન્દરનો દરીઆઇ સેનાપતિ ઓનેશીક્રીટસ સીલોનમાંથી પોપટ સાથે લઇ ગયો હતો. અને એ રીતે યુરોપમાં પોપટના વંશમાં પ્રથમ પગપેસારો કરનાર તે આપણો અતિ પરિચિત્ હિંદીવાન 'હુડો' જ.

પોપટ બધાં પંખીઓથી બે રીતે જુદો પડી જાય છે: એક તો, શબ્દાનુકરણ કરવાની એની લોકોત્તર શક્તિથી અને બીજું, એના પગની વિશિષ્ટ રચનાને લીધે. ઘણાંખરાં પંખી ઝાડ પર બેસે છે, જમીન પર હરીફરી અને કૂદી શકે છે, પરંતુ જેમને ઝાડ પર 'ચડતાં' આવડતું હોય એવાં—ચડવાને અનુકૂળ સ્નાયુમંડિત પગવાળાં—પંખી તો ગણ્યાંગાંઠ્યાં જ છે. આવાં[1] પંખી તે પોપટ, લક્કડફોડા, કંસારા અને કોયલ તથા એનાં સગોત્રી બપૈયો, મોતીડો વગેરે. એમના પગનાં આંગળાં ચાર: બે આગળ, બે પાછળ—મગનગરાંની પાંખો પેઠે સામસામાં જોતરાએલાં[2] હોય છે. એને લીધે એ ડાળી પકડી બેસી શકે છે તેમ ઝાડના થડ ઉપર, પહાડની સપાટ કરાડ ઉપર કે ધરતી છત ઉપર સરલતાથી ઝંપાટાબંધ ચડી દોડી ફરી શકે છે: જોકે દરેક પંખી જુદીજુદી રીતે. દાખલા તરીકે ડાળેડાળે ચડવામાં પોપટ ચાંચનો આધાર લે છે, ત્યારે લક્કડફોડા મજબૂત પગ અને જરઠ પીછાંવાળી પૂછડીના ટેકાથી થડ પર ચોંટી રહે છે. ચાંચ તો એમને થડ પરની છાલ ઉખેડી તેની પાછળ ભરાએલાં જીવડાં પકડવા પૂરતી જ કામ લાગે છે. કોયલ વગેરે ઝાડ પર 'ચડતાં' જોવામાં નથી આવતાં, તોપણ એમના પગ તો 'ચડનાર'નાં પૂરાં લક્ષણવાળા હોય છે.

પોપટ માટે અંગ્રેજી ભાષામાં બે શબ્દ છે: Parrot અને Parrakeet. આમાંના 'પૅરટ' તે બધા વિવિધ વર્ણના દેહવાળા અને શરીર કરતાં ટૂંકી અને છેડેથી ચોરસ પૂછડીવાળા. જંગબારી પોપટ અને કાકાકૌવા એ આવા 'પૅરટ'. 'પારાકીટ'નો વર્ણ મોટે ભાગે લીલો હોય છે અને એની પૂછડી શરીર જેવડી કે શરીરથી મોટી અને લાંબી, લટકતાં ચડઉતર પીછાંવાળી અને છેડેથી પાતળી અણીદાર લાગે છે. આપણા પોપટ બધા આવા 'પારાકીટ' જ.

ભારતવર્ષમાં પોપટની ત્રણ જાત થાય છે.

[૧]

આ લેખને મથાળે જેનું વર્ણન છે અને જેનાં ટોળેટોળાં આખા ભારતવર્ષમાં પ્રત્યેક સ્થળે લીલા તેમજ સૂકા પ્રદેશમાં નજરે પડે છે એ પોપટ: Rose Ringed અગર Green Parrakeet.[3] આપણે ત્યાં 'હુડા' નામે તે ઓળખાય છે.

એનું કદ ૧૬–૧૭ ઇંચ. શરીરનો વર્ણ લીલો. નરની ડોક ઉપર કાળો કાંઠલો: એની અડોઅડ ગુલાબી રંગનો પટો. ચાંચ ચળકતા આછા ઘેરા લાલ રંગની; દેખાવમાં ખાખરાના ફૂલ જેવી. માદાને લાલ પટો નથી હોતો, પણ એને બદલે ઘેરા ચળકતા લીલા રંગની સાંકડી પટી હોય છે.

---

૧ Scansores પંખીઓનો એક વિશિષ્ટ વર્ગ Picariae એટલે લક્કડફોડના વર્ગ (Picus=લક્કડફોડ)ને નામે ઓળખાય છે. એમનાં ઈંડાં ચળકતા શ્વેત વર્ણનાં: એકાદ અપવાદ સિવાય બધાંય કોઈ પણ રંગના છંટ કે ડાઘ વિનાનાં. એમને માળા બાંધતાં આવડતું નથી પણ મોટે ભાગે ઝાડની તૈયાર બખોલ, ભીંતનાં બાકોરાં કે પહાડની કરાડમાં ઇંડા મૂકે છે.

એમના બે અવાન્તર વર્ગ છે: ચડી શકે એવી વિશિષ્ટ રચનાવાળા પગવાળાં (Zygodactyles કે Scansores) અને મોંની પહોળી ફાડ વાળાં (Fissirostres); આ બીજા વર્ગનાં પંખીના પગ નાના અને નિર્બળ તથા પગનાં તળિયાં સપાટ હોવાથી એમનાથી સહેલાઇથી હરીફરી શકાતું નથી, પણ એક જ આસને બેસીને ત્યાંથી થોડું ઊડી, જીવાત પકડી, પાછાં આવીને આસને બેસી જવાની ટેવવાળાં હોય છે.

૨ તેથી જ Zygodactylae. ચકલીના વર્ગનાં (Passares) એટલે ડાળી પકડી બેસનાર પંખીઓના પગે ત્રણ આંગળાં આગળ અને એક જ આંગળું પાછળ હોય છે. આ વર્ગનાં કોઇકોઈ પંખીને 'ચડતાં' આવડે છે, પરંતુ તે માત્ર મહાવરાને લીધે; નહિ કે 'ચડના'ની રચનાવાળા પગને લીધે.

3 Psittaci Krameri

આ જાત ટોળે વળીને રહે છે. એમનો આહાર ફળ તથા અનાજ છે. ખાવા કરતાં વધારે બગાડ કરવાની એમની ટેવને લીધે એ પાકને ભારે નુકસાન કરે છે.

વસંતઋતુ એમનો ગર્ભાધાન કાળ. એ વખતે એ ઝાડની બખોલમાં ૪ થી ૬ ઇંડાં મૂકે છે.

એને પાળવામાં આવે છે, પરંતુ શીખવામાં એ રમતિયાળ હોવાથી ઓછા આદરને પાત્ર ગણાયા છે.

[૨]

બીજી જાતના પોપટ Large Indian અથવા Alexandrine Parrakeet[૪] નામે ઓળખાય છે. ઉત્તર ગુજરાતમાં એ નથી રહેતા, પણ સૂરપાણ તથા રાજપીપળાનાં ગીચ જંગલમાં ખૂબ મળી આવે છે. આખા ભારતવર્ષમાં એ છૂટાછવાયા નજરે પડે છે.

એનું કદ ૧૯ આંગળ. આપણા બધા પોપટમાં મોટામાં મોટો આ જ. એનો રંગ ઘેરો લીલો. પૂછડીમાં આછા લીલા અને પીળા રંગનાં પીછાં હોય છે. પાંખમાં ખભા ઉપર લાલ લાખું. આવું લાખું સુડાના ડીલ પર નથી હોતું. ગળા ઉપર લાલ કાંઠલો. માદાને આવો કાંઠલો નથી હોતો. ચાંચ ઘેરી લાલ. વસંતઋતુમાં એ ઝાડની બખોલમાં ૨–૫ ઇંડાં મૂકે છે.

શરીરે ભરાવદાર અને દેખાવમાં ગૌરવશાળી દેખાતા આ જાતના પોપટ પાળવા માટે ખૂબ યોગ્ય મનાય છે, જોકે કોઇકોઇ અનુભવીઓ એની બોલવાની શક્તિ વિષે શંકા દેખાડે છે.

[૩]

આપણો ત્રીજો પોપટ તે Blossom-headed Parrakeet.[૫] સૌથી નાનો, પણ કંઠની મીઠાશમાં બીજા એને આંટે એવો આ પોપટ ઉત્તર ગુજરાતમાં બહુ ઓછા પ્રમાણમાં નજરે પડે છે. એનું કદ ૧૪". નર માદા બીજી રીતે એકસરખાં લીલા રંગનાં. પેટ પરનો રંગ આછો, પીળાશ પડતો. ફેર માત્ર માથાના રંગમાં. નરનું માથું આછા આસમાની રંગની છાયાવાળા લાલ રંગનું. માદાનું માથું આસમાની છાયાવાળા ભૂખરા રંગનું. બંને પંખીના ખભા ઉપર લાલ લાખું હોય છે. નરના ગળા ઉપર કાળા તથા લીલા રંગનો અને માદાના ગળા ઉપર પીળા રંગનો પટો હોય છે. આ જાત સ્વભાવે ગીચ જંગલની રહેવાસી છતાં મેદાનોમાં પણ દેખાય છે. એનાં ટોળાં નજરે નથી પડતાં.

વસંતઋતુ એમનો પ્રજનનકાળ. અન્ય પોપટની પેઠે એ પણ ઝાડની બખોલમાં ૪થી ૬ ઇંડાં મૂકે છે.

વનેચર

૪ Psittaci Eupatria

૫ Psittaci Cyanocephala

## સ્વપ્નાં

• મિશ્ર •

વર્ષા તણા સ્નાનથી નીતરેલી
પૃથ્વી ઉરે અંકુર રમ્ય રોપવાં;
હજાર જીવો તણી પ્રાણદોરી–
ટકાવવાં–નીતમ રંગ રેલવાં–
કૃષિકની ઓરણીથી અનેક,
બીજો પડંતાં ભૂમિ–ક્ષેત્ર–ચાસે!
સાચાં જ બીજો દલશુદ્ધ પોતે
અંકૂરતાં: વ્યર્થ હજાર બીજાં
તુરેલ નાકાં–કીટથી ખવાયાં–
સડે દટાઇ ભૂમિના પથારે!
સાચાં તમે સ્વપ્ન ય પાંગરીને
પ્રફુલ્લશો: જૂઠ જશો કચરી યે!.

માણેકલાલ શુક્લ

## કેડીઓ પ્રગતિતણી

• છન્દલય •

મને લાગે છે કે, રાશીગર્વી વસે ડાંગ ધરથી,
પડે તેવી રીતે સરલ પથમાં પ્હાણ મૂળથી;
રહે ડાંધા જેવા,
પડે પ્હાણા તેવા, ઉભય મહીંથી કો ન ઘટશે;
શશીઠું ડાઘાથી જઇને રૂપ શું રમ્ય, અહદું!
અને પ્હાણાથી તો પથગમનનું ગૌરવ વધ્યું!
શશીમાં ડાઘા એ સરસ રસનિષ્પત્તિ અગીની,
નહિ નહિ કલંકોની કથની;
પથે પ્હાણા એ તો પથગમનકૌશલ્ય ખીલવે,
વિઘન ધરશે ના પથિકને:
ભલેને ગોળથી વર્ષે પત્થરો કાંઇ દૈત્ર શા!
ગારા એ પત્થરો થાશે કેડીઓ પ્રગતિતણી.

'મોહિનીચન્દ્ર'



# જીવનનું પરોઢ

મહાત્મા ગાંધીજીના લોકોત્તર વ્યક્તિત્વના ઘડતરમાં સવિશેષ ફાળો આપનાર દક્ષિણ આફ્રિકા. ફીનિક્સ આશ્રમની સ્થાપના એ એ ઘડતરનો મંગળ પ્રારંભ. આ લેખમાળાનો ઉદ્દેશ એ કાળના વાતાવરણનો ઘરગથ્થુ પરિચય આપવાનો છે. અનિવાર્ય એવી કેટલીક અંગત હકીકત ન છૂટકે આવવા દઈ, જે અનેરા રંગોમાં પોતાના જીવનનું પરોઢ વીત્યું તેની, લેખકે એ કાળની બાળપણની નજરે આપેલી આ પરિચયમાળામાં સત્યાગ્રહના કમકાળની, ગાંધીજીના પુણ્યશ્લોક ચારિત્ર્યની તેમજ તેમના ખડતલ તપસ્વી જીવનની કથાનું આલેખન મુખ્ય ભાગ ભજવે છે.

ભાગ બીજો

## પ્રકરણ સોળમું: અન્નજળ ત્યાગ

હવે તો, બાપુજીના એકવીસ દિવસ જેવા કપરા ઉપવાસ જગજાહેર થઇ ગયા છે (અને તેમાંથી ઇશ્વરકૃપાએ દેશને તેઓ પાછા પણ મળ્યા છે), એટલે ફીનિક્સના લાંબા અને આકરા ઉપવાસોની કથા નવાઇભરી નથી રહી. છતાં જ્યારે-જ્યારે એ ઉપવાસો આરંભાયાની વાત યાદ આવે છે ત્યારેત્યારે હજીયે ધ્રુજારી છૂટે છે. સર્વધર્મસમભાવ, અસ્પૃશ્યતાનિવારણ, હિંસાશમન વગેરે માટેના બાપુજીના ઉપવાસો જેટલા જગજાહેર થઈ ગયા છે તેટલાં ફીનિક્સના આશ્રમના શુદ્ધિકરણ માટે કરવામાં આવેલાં અનુષ્ઠાનો જાહેરમાં નથી આવ્યાં. તેમ એ સાવ અજાણ્યાં યે નથી રહ્યાં. મને ભય છે કે આજે પચીસ વરસ પછી એને તાજાં કરી બત્રીસીએ ચડાવવામાં હું કદાચ ગુનેગાર ગણાવાનો. ફીનિક્સ શું કે આશ્રમ શું, એ ગમે એટલાં જાહેર સ્થળ બની જવા છતાં આખરે તો એ એક મોટું કુટુંબ જ ગણાય. અને ખાનદાનીની આપણી મર્યાદા છે કે:

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानि च ।
वंचनं चापमानं च मतिमान्न प्रकाशयेत् ॥

એથી વિરુદ્ધ હું આ પ્રકરણોમાં અમારી નામોશી ચીતરવા બેઠો છું. પણ ખાનદાનીની એ મર્યાદા પરાયા પાસે જાળવવાની હોય, જ્યારે આ લખાણ વાંચનારા પરાયા ભાગ્યે જ હોવાના. પૂજ્ય બાપુજીની વધુ સમીપ પહોંચવા ઇચ્છનારાઓને કામનું થઇ પડે એ હેતુ આ લખતી વખતે નજર સામે છે. છતાં આમાંથી કોઇ વગોવવાની સામગ્રી શોધી કાઢે તો તે સારુ મારે લાચારી બતાવવી રહી. સ્વજનો કરતાં યે વધુ સ્વકીય એવાં ફીનિક્સનાં એ ભાઇ-બહેનોને વગોવણીમાંથી બચાવવા ખાતર અહીં એમનાં ખરાં નામને બદલે કૃત્રિમ નામ આપીશ.

સત્યને માટે જ જીવનારા પરમ તપસ્વીની કાંખમાં જૂઠાણું અને ચોરી અદરાય ત્યારે એ પરસ્પર વિરોધી તત્ત્વોનું પ્રચંડ ઘર્ષણ થયાં વિના શી રીતે રહે? એવા ઘર્ષણમાંથી પુણ્યપ્રકોપ પ્રજ્વળી જ ઊઠવાનો અને એ જ્વાળામાં આસપાસનું બધું બાળીને ખાખ થઇ જવાનું. પરંતુ બાપુજીનો પુણ્યપ્રકોપ પણ અમૃતભર્યો. કીડીનેયે કોચવતાં અચકાય એવા બાપુજી પોતાના અંતેવાસી વિદ્યાર્થીને મનથી યે શાને શાપે? ભારેમાં ભારે દુશ્ચરિતને પણ અમૃત છાંટીને જ નામશેષ કરવાનો એમણે હમેશાં આગ્રહ સેવ્યો છે.

એક વાર વિદ્યાર્થીઓમાંના એક જણને સ્ટેશને જતાં એક શિલિંગ જડી આવ્યો. અંદરઅંદર ઉહાપોહ ચાલ્યો કે એ શિલિંગનું કરવું શું? 'બાપુજીને આપી દઇએ', 'સ્ટેશનની દુકાનેથી કંઇક ખાવાનું મગાવીએ', એવા બે વિરોધી પ્રસ્તાવ છાનાછાના ચર્ચાયા. ખાવાનું મગાવવા તરફ બધાનો વધુ ઝોક હતો. પણ એની ચાડી કોઇની પાસે જઇ ન પહોંચે તે માટે વ્યૂહો રચાવા માંડ્યાં. એક સવારે હું ગણિતના વર્ગમાં પહોંચ્યો ત્યારે જોયું કે ભણાવનારાં ધૈવતબેન ગણિતને બદલે શું અને કેવી રીતે ખાવાનું મગાવવું એ વિષે વિદ્યાર્થીઓ સાથે પોતાની બુદ્ધિ વાપરી રહ્યાં હતાં. આખો સમય એ ચર્ચામાં વીતી ગયો, ત્યારે ઠર્યું કે ગંવાર છુટ્ટી ઉપર એક દિવસ ડરબન જાય અને પાછા વળતાં એ શિલિંગનાં ઉત્તમ ભજિયાં લઇ આવે. ધૈવતબેન એને સૌ વચ્ચે સરખી રીતે વહેંચી આપે, જેથી કોઇને પાછળથી ફરિયાદ કરવાપણું જ ન રહે અને બાપુજી પાસે વાત ન પહોંચે.

ચાડી ખાશે તો પોતાના જ પગમાં કુહાડો મારશે. એનો વિનાશ આવ્યો છે એટલે જ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" થયો છે; ઇ.' ત્યારે મને ધૈવતબેન બહુ સારાં અને મપો સાવ વંઠેલો લાગે. પણ મારી ફરજેની આટલેથી જ અટકતી ન હતી. ધૈવતબેન લટકાથી પૂછે કે તરત તેમને મપાની ટોળીની સાંભળી આવેલી બધી વાત જણાવી દઉં. અને મપાની ટોળીમાં બેસું એટલે ધૈવતબેનની બધી વાતો ત્યાં પહોંચાડી દઉં. મને ભાન ન હતું કે આમ કરી હું કેટલી ભૂંડાઇ વહોરી લેતો હતો. મને દરેક જણ સારો લાગતો અને જેની પાસે જાઉં તેને ભાવતું કરવાનો પ્રયાસ કરતો. પરિણામે બંને પક્ષને લડાવવામાં હું અજાણે હથિયાર બન્યો.

જોહાનિસબર્ગથી બાપુજીને આવ્યે થોડા દિવસ વીતી ગયા હતા. બધું કામ નિયમિત ચાલતું હતું. એવામાં એક દિવસ પાપનો ઘડો ફૂટી ગયો. ખેતીનું કામ, નિશાળનું કામ અને બીજાં કામો કોરે રહ્યાં અને બધે એક જ વાત એક જ તપાસ અને એક જ કામ ચાલ્યું. ઘણી વાતની ખબર મને વહેલી પડી જતી. પણ આ વાતની મને બધા વિદ્યાર્થીઓમાં સૌથી છેલ્લી ખબર પડી. તપાસ કરતાં મેં જાણ્યું કે 'આજે સવારના પહોરમાં બાપુજીએ ધૈવતબેન સાથે કલાક સવા કલાક વાત કરી, ને અત્યારે ગંધારને લઇને બાપુજી પ્રેસને રસ્તે રસ્તે નીચે ગયા છે.' વાત કાને આવી કે હું સીધો શું ચાલે છે એ જોવા ઊપડ્યો.

મેં જોયું કે નીચેથી ગંધાર સાથે વાત કરતા બાપુજી પોતાના ઘર તરફ આવી રહ્યા છે. હું વાડની ઓથે એક બાજુએ ઊભો રહ્યો. ત્યાંથી મોટા ઘરની ઓસરી નજરે પડતી હતી. ત્યાં મગનભાઈ, રાવજીભાઇ, બીજા મોટા માણસો ને અમારા મંડળમાંના ઘણાખરા છોકરાઓ ઊભા હતા. બધા ખિન્ન વદને ઘુસપુસ વાતો કરી રહ્યા હતા. બાપુજી ગંધારને મૂકી આવી બીજા ફેરામાં મપાને લઇને વાતો કરતા નીકળ્યા. બેચાર આંટામાં એને પતાવીને બીજા એક છોકરાને સાથે લીધો. એમ કલાક બે કલાક સુધી ઘરથી પ્રેસ સુધી ને પ્રેસથી ઉપર ઘર સુધી તેઓએ આંટા માર્યા કર્યા. એક વાર બાપુજી ધૈવતબેનના સત્રીજાને પણ લઇ ગયા. પણ મને તો તેઓએ બોલાવ્યો જ નહિ. હું તો મનમાં ઊંચોનીચો થઇ રહ્યો હતો કે 'બાપુજી શા માટે નકામી આટલી મહેનત કરે છે? મને બોલાવે તો હું બધું કહી દઉં!' તેઓ મને બોલાવે એટલા માટે કેટલી યે વાર એમના રસ્તામાં હું આડો ઊતર્યો પણ તેમણે મને બોલાવ્યો જ નહિ.

સૌથી છેવટે બાપુજી દેવદાસકાકાને વાત કરવા લઇ ગયા. બેચાર વાર તો તેઓ ઉપરથી નીચે આવ્યા, પણ ત્રીજી કે ચોથી વાર બાપુજી નીચે ગયા તે પાછા પંદરવીસ મિનિટ સુધી દેખાયા જ નહિ. અમે બધા ખેતરમાં, ઓસરીમાં આમતેમ આંટા માર્યા કરતા હતા અને શો નતીજો આવે છે એ જાણવા એકપગે થઈ રહ્યા હતા, ત્યાં સાંભળ્યું કે 'બાપુજી બહુ જ રોષે ભરાયા છે. એમણે પાંચ તમાચા માર્યા.' હું સમજ્યો કે તેમણે દેવદાસકાકાને એ તમાચા માર્યા છે એટલે મનમાં ને મનમાં ધ્રૂજી ઊઠ્યો. મને થયું કે એમને એકલાને એટલા બધા તમાચા શા માટે માર્યા હશે! અમારો પણ ગુનો હતો. હું આવા વિચારોમાં ગૂંથાયો હતો ત્યાં એક જણ પાકા ખબર લાવ્યો કે 'એ તમાચા તો બાપુજીએ પોતાના જ ગાલ ઉપર માર્યા છે અને તે એટલા જોરથી માર્યા કે સારી પેઠે દૂર ઊભેલા છોકરાએ પણ એ સાંભળ્યા.' બાપુજીએ પોતાને તમાચા માર્યા એ સાંભળી મન સાવ ભાંગી ગયું. કંઇક ઉશ્કેરાયું અને પછી થયું કે 'હું કેવો સદ્‌ગુણી! મારો તો કંઇ યે વાંક ન દેખાયો; અને બીજા કેટલા બધા ખરાબ કે તેને કારણે બાપુજીને પોતાને તમાચા ખાવા પડ્યા!'

એ સાંજની પ્રાર્થના પૂરી થઈ એટલે સૌ બાપુજી સામે ટાંપીને જોઇ રહ્યા થોડી વાર સુધી બાપુજી સાવ મૂગા બેસી રહ્યા અને પછી ધીમેધીમે બોલવા માંડ્યાઃ

'આજે બપોરે તો મેં ખાધું, પણ સાંજે કંઈ નથી ખાવું. પાણી યે કડવું ઝેર જેવું થઇ પડ્યું છે. દીકરા થઇ બાપને આટઆટલું છેતરી શકાય છે એ જાણી મારું અંતર કપાઇ જાય છે. પણ હું શાંત રહ્યો છું. મારાથી ન જ રહેવાયું ત્યારે મેં પોતાને પાંચ તમાચા લગાવી લીધા છે. કોઇને હું મારું તે કરતાં મને પોતાને જ મારું એ સારું. એ વિના મને આવી જાતનું વર્તન કેવું કડે છે એ નહિ સમજાય. દેવાએ તો મારી પાસે બધી વાત કબૂલી છે અને પોતે ખૂબ

દરમિયાન એક રવિવારે અમે ઇનાન્ડાની ઉજાણીએ ગયા. ત્યારે વળી ડુંગર ચડતાં અમારામાંના એક જણને ત્રણ પેનીનો ચાર આની જેવડો સિક્કો જડી આવ્યો. હું એ જ સિક્કાને ઓળંગી ગયો હતો. મને એ ન દેખાયો અને મારી પછીના છોકરાએ એ ઉઠાવી લીધો તેથી સૌ મને મૂરખ બનાવવા લાગ્યા ને પેલાની વાહવાહ કરી. મારી એ ભૂલ માટે મને એટલું લાગી આવ્યું કે મેં પોતાને સાવ નાલાયક અને પત્થરથી યે બેદ માન્યો. મનમાં થયું કે 'સામેના શોભીતા પહાડનો એક પત્થર નીપજ્યો હોત તો બીજાઓને જોવાને તો કામ આવત! પગ તળેની વસ્તુ જોઇ ન શકું એ હું શા કામનો?' પરંતુ મને ખબર ન હતી કે મારી આ ગ્લાનિ અને હોશિયારીનો અભાવ મને ભીષણ બળતરામાંથી બચાવનાર છે.

આ પછી કેટલેક દિવસે બાપુજી જોહાનિસબર્ગ ગયા. એમના ગયા પછી ત્રીજે કે ચોથે દિવસે અમારો ગુજરાતીનો વર્ગ પૂરો થયો કે એક મોટો વિદ્યાર્થી મને અને ઋષભને ધૈવતબેન પાસે બોલાવી ગયો. ધૈવતબેને ચોતરફ નજર કરી ને કોઇ અણઇચ્છ્યું માણસ ન દેખાતાં હળવેકથી મેજના ખાનામાંથી થાળી કાઢી અમારી પાસે મૂકી અને અમારા ભાગનાં ભજિયાં ખાઈ લેવા ફરમાવ્યું. એક શિલિંગનાં ભજિયાં આવેલાં અને ઇનાન્ડા ફૉલ્સવાળી ત્રણ પેનીનાં ચિત્રો આવેલાં. મારા ભાગનું એક ચિત્ર તો મેં પસંદ કરી લઈ લીધું, પણ મારા ભાગનાં ભજિયાં લેવાની મેં ના પાડી. ધૈવતબેને પૂછ્યું 'કેમ, તારે નથી ખાવાં? તારે સારુ તો સરસમાં સરસ કઢી રાખી છે.' 'ના, હું ક્યાં મીઠું ખાઉં છું?' મેં કહ્યું 'પણ આ ક્યાં જમતી વખતે ખાવાનું છે? શાકદાળમાં તો મસાલો હોય એટલે બાપુજી તને એ ખાવા નથી આપતા. આ તો ખવાય.' 'ના, મારે નથી ખાવું'. 'પણ તું ખાઇશ તો યે તારા અલૂણાનો ભંગ નહિ થાય!' 'અંહ, મારે ખાવું જ નથી ને!' 'પણ આપણે ભજિયાં ખાધાં છે એ વાત જ કોઇની પાસે જવાની નથી; પછી બાપુજીને કોણ કહેવાનું? એટલે પછી તેં મીઠું ખાધું છે એ બાપુજી ક્યાંથી જાણશે?' ધૈવતબેને છેલ્લો પાસો ફેંક્યો. પણ કોણ જાણે ક્યાંથી મને જોર આવી ગયેલું, એટલે મેં યે મનનો ઊભરો કાઢ્યો: 'તેઓ ન જાણે તો યે મારે તો એમને કહેવું જોઇએ ને, કે મેં મીઠું ખાધું છે. એક વાર બાપુજી પાસે અલૂણાનું મેં વ્રત લીધું એટલે આ શનિવારે બે અઠવાડિયાં પૂરાં ન થાય ત્યાં સુધી હું આ ભજિયાં નહિ ખાઉં. મારે એમને છેતરવા નથી.

મારી આ વાત સાંભળી ધૈવતબેન કંઇક પાછાં પડ્યાં અને બોલ્યાં, 'ઠીક ત્યારે, ન જ ખાવાં હોય તો તારી મરજી; પણ શનિવાર સુધીમાં તો આ બગડી જશે.' મેં પણ પોતાનો રસ જણાવ્યો કે 'જો તમારે મને ભાગ આપવો જ હતો તો મોડેથી મગાવવાં હતાં; તમને તો ખબર છે કે મારું અલૂણું ચાલે છે.'

તેમણે જવાબ આપ્યો: 'પણ પછી તો બાપુજી આવી પહોંચે ને?' 'ત્યારે જવા દો.' એમ કહી મેં મારાં ભજિયાં ઋષભને આપી દીધાં અને એને ભજિયાં ખાતાં જોવાનો આનંદ લેવા માંડ્યો. નાક જેટલું પાસે લઈ જવાય એટલું લઇ જઇ ખૂબ ધરાઇ ધરાઇને મેં એ સૂંઘ્યાં.

વાત પતી ગઇ, નિશાળના દરવાજા બંધ થયા ને હું નાચતોકૂદતો ભાગી ગયો. બાપુજીને છેતરવામાંથી બચવાના આનંદથી મારું લોહી ઉછાળા મારવા લાગ્યું.

ભજિયાં મેં ખાધાં ન હતાં, પણ હું ચોરમંડળીમાંનો એક હતો તો ખરો જ. ગોઠિયાઓ પોતાની ચર્ચાઓ મને સાંભળવા ન દેતા, છતાં આંખમીંચામણાં, ઇશારા, બીજાને દૂર રાખીને થતી વાતોથી મને ઘણુંખરું સમજાઇ જતું. ભજિયાંચોરીને ઝાઝા દિવસ ન વીત્યા ત્યાં તો બે મજબૂત પક્ષો ઊભા થયા. મારામાં એટલી શક્તિ ન હતી કે હું બેમાંથી એક પક્ષમાં ભળી જાઉં. જ્યારે જે પક્ષ વચ્ચે બેઠો હોઉં ત્યારે હું તે પક્ષનો થઇ જતો. બંને પક્ષની વાતો સાંભળતો. એક ટોળી વાતો કરતી હોય કે 'ધૈવતબહેનને મોટાં બનાવ્યાં ખરાં, પણ એ અન્યાયી છે, લુચ્ચાં છે, પોતાના ભત્રીજાને દબાવી રાખ્યો છે, ઋષભને ફોડી લીધો છે જેથી બાપુ પાસે પોતાની કંઇ જ ફરિયાદ ન પહોંચે.' એ વખતે મને ધૈવતબેન નઠારાં અને કપટી લાગતાં. પણ ફરી પદશિષ્યો વચ્ચે બેઠેલાં ધૈવતબેનને કહેતાં સાંભળ્યું કે, 'મકાની જોહુકમી વધી ગઈ છે, જેને તેને દબડાવ્યા કરે છે અને હવે ઇર્ષ્યામાં ને ઇર્ષ્યામાં બાપુજીને જઇ ગારી

ચાડી ખાશે તો પોતાના જ પગમાં કુહાડો મારશે. એનો વિનાશ આવ્યો છે એટલે જ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" થયો છે; ઇ.' ત્યારે મને ધૈવતબેન બહુ સારાં અને મપો સાવ વંઠેલો લાગે. પણ મારી ફજેતી આટલેથી જ અટકતી ન હતી. ધૈવતબેન લટકાથી પૂછે કે તરત તેમને મપાની ટોળીની સાંભળી આણેલી બધી વાત જણાવી દઉં. અને મપાની ટોળીમાં બેસું એટલે ધૈવતબેનની બધી વાતો ત્યાં પહોંચાડી દઉં. મને ભાન ન હતું કે આમ કરી હું કેટલી ભૂંડાઇ વહોરી લેતો હતો. મને દરેક જણ સારો લાગતો અને જેની પાસે જાઉં તેને ભાવતું કરવાનો પ્રયાસ કરતો. પરિણામે બંને પક્ષને લડાવવામાં હું અજાણે હથિયાર બન્યો.

જોહાનિસબર્ગથી બાપુજીને આવ્યે થોડા દિવસ વીતી ગયા હતા. બધું કામ નિયમિત ચાલતું હતું. એવામાં એક દિવસ પાપનો ઘડો ફૂટી ગયો. ખેતીનું કામ, નિશાળનું કામ અને બીજાં કામો કોરે રહ્યાં અને બધે એક જ વાત, એક જ તપાસ અને એક જ કામ ચાલ્યું. ઘણી વાતની ખબર મને વહેલી પડી જતી. પણ આ વાતની મને બધા વિદ્યાર્થીઓમાં સૌથી છેલ્લી ખબર પડી. તપાસ કરતાં મેં જાણ્યું કે આજે સવારના પહોરમાં બાપુજીએ ધૈવતબેન સાથે કલાક સવા કલાક વાત કરી, ને અત્યારે ગંધારને લઇને બાપુજી પ્રેસને રસ્તે રસ્તે નીચે ગયા છે.' વાત જાને આવી કે હું સીધો શું ચાલે છે એ જોવા ઊપડ્યો.

મેં જોયું કે નીચેથી ગંધાર સાથે વાત કરતા બાપુજી પોતાના ઘર તરફ આવી રહ્યા છે. હું વાડની ઓથે એક બાજુએ ઊભો રહ્યો. ત્યાંથી મોટા ઘરની ઓસરી નજરે પડતી હતી. ત્યાં મગનભાઈ, છગનભાઇ, બીજા મોટા માણસો ને અમારા મંડળમાંના ઘણાખરા છોકરાઓ ઊભા હતા. બધા ખિન્ન થઇને ઘુસપુસ વાતો કરી રહ્યા હતા. બાપુજી ગંધારને મૂકી આવી બીજા ડેરામાં મપાને લઇને વાતો કરતા નીકળ્યા. બેચાર આંટામાં એને પતાવીને બીજા એક છોકરાને સાથે લીધો. એમ કલાક બે કલાક સુધી ઘરથી પ્રેસ સુધી ને પ્રેસથી ઉપર ઘર સુધી તેઓએ આંટા માર્યા કર્યા. એક વાર બાપુજી ધૈવતબેનના ત્રીજાને પણ લઇ ગયા. પણ મને તો તેઓએ બોલાવ્યો જ નહિ. હું તો મનમાં ઊંચોનીચો થઇ રહ્યો હતો કે 'બાપુજી શા માટે નકામી આટલી મહેનત કરે છે? મને બોલાવે તો હું બધું કહી દઉં!' તેઓ મને બોલાવે એટલા માટે કેટલીયે વાર એમના રસ્તામાં હું આડો ઊતર્યો પણ તેમણે મને બોલાવ્યો જ નહિ.

સૌથી છેવટે બાપુજી દેવદાસકાકાને વાત કરવા લઇ ગયા. બેચાર વાર તો તેઓ ઉપરથી નીચે આવ્યા, પણ ત્રીજી કે ચોથી વાર બાપુજી નીચે ગયા તે પાછા પંદરવીસ મિનિટ સુધી દેખાયા જ નહિ. અમે બધા ખેતરમાં, ઓસરીમાં આગનેમ આંટા માર્યા કરતા હતા અને શો નતીજો આવે છે એ જાણવા એકપગે થઈ રહ્યા હતા, ત્યાં સાંભળ્યું કે 'બાપુજી બહુ જ રોષે ભરાયા છે. એમણે પાંચ તમાચા માર્યા.' હું સમજ્યો કે તેમણે દેવદાસકાકાને એ તમાચા માર્યા છે એટલે મનમાં ને મનમાં ધ્રૂજી ઊઠ્યો. મને થયું કે એમને એકલાને એટલા બધા તમાચા શા માટે માર્યા હશે? અમારો પણ ગુનો હતો. હું આવા વિચારોમાં ગૂંથાયો હતો ત્યાં એક જણ પાકા ખબર લાવ્યો કે 'એ તમાચા તો બાપુજીએ પોતાના જ ગાલ ઉપર માર્યા છે અને તે એટલા જોરથી માર્યા કે સારી પેઠે દૂર ઊભેલા છોકરાએ પણ એ સાંભળ્યા.' બાપુજીએ પોતાને તમાચા માર્યા એ સાંભળી મન સાવ ભાંગી ગયું. કંઇક ઉશ્કેરાયું અને પછી થયું કે 'હું કેવો સદ્ગુણી! મારો તો કંઇયે વાંક ન દેખાયો; અને બીજા કેટલા બધા ખરાબ કે તેને કારણે બાપુજીને પોતાને તમાચા ખાવા પડ્યા!'

એ સાંજની પ્રાર્થના પૂરી થઈ એટલે સૌ બાપુજી સામે ટાંપીને જોઇ રહ્યા. થોડી વાર સુધી બાપુજી સાવ મૂગા બેસી રહ્યા અને પછી ધીમેધીમે બોલવા માંડ્યા:

'આજે બપોરે તો મેં ખાધું, પણ સાંજે કંઈ નથી ખાધું. પાણીયે કડવું ઝેર જેવું થઇ પડ્યું છે. દીકરા થઇ બાપને આટઆટલું છેતરી શકાય છે એ જાણી મારું અંતર કપાઇ જાય છે. પણ હું શાંત રહ્યો છું. મારાથી ન જ રહેવાયું ત્યારે મેં પોતાને પાંચ તમાચા લગાવી લીધા છે. કોઇને હું મારું તે કરતાં મને પોતાને જ મારું એ સારું. એ વિના મને આવી જાતનું વર્તન કેવું કઠે છે એ નહિ સમજાય. દેવાએ તો મારી પાસે બધી વાત કબૂલી છે અને પોતે ખૂબ

પસ્તાવો થવાનું જણાવે છે. ફરી એવી ભૂલ ન કરવાનું આશ્વાસન તેણે મને આપ્યું છે. પણ હજુ મારાથી ખવાય એમ નથી. હજુ છોકરાઓએ મારી પાસે મન છુપાવ્યું છે. છોકરાઓ એક કહે છે, ધૈવતબેન બીજું કહે છે. એકબીજાની વાતને સૌ કાપે છે. એટલે કોણ સાચું છે ને કોણ જૂઠું છે એની ખબર નથી પડતી. મેં બધાને બહુ વિનવ્યા, પણ સાચું બોલવાને કોઈ તૈયાર નથી થયું. મારી પાસે જૂઠાણું રહે તો મારા જીવતરમાં ધૂળ પડી. એટલે જ્યાં સુધી મને સાચ ન મળે ત્યાં સુધી મારે જીવવાનાં ફાંફાં મારવાં વ્યર્થ છે. આજ આખો દિવસ મેં ખૂબ વિચાર કર્યો અને છેવટે એ નિર્ણય પર આવ્યો છું કે મારે માટે દાણોપાણી વર્જ્ય છે. જ્યાં સુધી છોકરાઓ આવી પોતાની મેળે ચોખ્ખી વાત મારી પાસે નહિ કરે ત્યાં સુધી હું નથી મારા મોઢામાં અન્નનો દાણો મૂકવાનો કે નથી પાણીનું ટીપું મૂકવાનો.' થોડી વાર તેઓ થોભ્યા. પ્રાર્થનામાં બેઠેલા સૌ આ વીજળી પડવાથી સ્તબ્ધ બની ગયા. ઓરડાની દીવાલો પણ જાણે ગમગીન થઈ ગઈ. નીરવતા તોડવાની કોઈની હિંમત ન ચાલી. ફરી બાપુજી આગળ બોલ્યા: 'જેને મારા પર દયા આવતી હોય એણે મને ખાવાને મનાવવાની જરૂર નથી. સત્યને શોધતાં મારું મોત થશે તો એના જેવું સોનાનું મોત બીજું કયું હોઈ શકે? ઈશ્વરના અનેક આશીર્વાદ હોય, કેટલા યે જન્મનાં પુણ્ય હોય તેને એવું મોત મળે. તમારે બધાએ તો એ દિવસ ઊજવવો જોઈએ, જે દિવસે સત્યને ખાતર મારો દેહ પડે. એટલે મને વિનવવાની કોઈ મહેનત ન કરે. વિનવવા જ હોય તો છોકરાઓને વિનવે અને સત્ય શોધી કાઢવામાં મને મદદ કરે.'

આ પછી મોટાઓ વચ્ચે ધીમી વાતો શરૂ થઈ અને અમને સૂઈ જવાની સૂચના મળી. પથારી ભેગો થતાં મને થયું કે ઇનાન્ડા ફૉલ્સથી આવતાં પેલી ત્રણ પેની મને ન મળી એ ભગવાને કેટલું બધું સારું કર્યું! નાહકનો તે દિવસે હું પસ્તાયો.

બીજે દિવસે બપોરની ગાડીએ બાપુજીને ફરી જોહાનિસબર્ગ જવાનું હતું. સવારે ઊઠી મારા પિતાશ્રીની પાછળ પાછળ હું યે બાપુજી પાસે પહોંચ્યો. તેઓ હજુ પથારીમાં બેઠાબેઠા દાતણ કરતા હતા. રાવજીભાઈ અને ધૈવતબેન તેમની પાસે હતાં. મારા પિતાશ્રીએ પૂછ્યું, 'નબળાઈ જણાતી હશે.' બાપુજીએ જવાબ આપ્યો: 'ના રે ના, હજુ ઉપવાસ તો આજે શરૂ થશે.'

વખત થયે બાપુજી સ્ટેશને ચાલતા ઊપડ્યા. ભૂખ્યે પેટે અઢી માઈલનો એ પંથ કાપવાનો હતો. પણ બાપુજીનું ધ્યાન સ્થૂલ શરીરથી પર હતું. આખે રસ્તે તેઓએ પોતાની મુલાકાત ચાલુ રાખી. એમની પાછળ ફીનિક્સનાં નાનાં મોટાં બધાં માણસો મૂંગે મોઢે અતિશય ચિંતાતુર બની ચાલતાં હતાં. બેત્રણ છોકરાઓ ધૈવતબેન સાથે વાતો કરતા આગળ ચાલતા હતા. હું દરેકના ચહેરા પર ચિંતા અને સમાધાનના બદલાતા જતા ઓળાઓ જોતો ચાલતો હતો. એમ કરતાં અમે સ્ટેશને પહોંચ્યા. સ્ટેશને પહોંચતાં રાવજીભાઈ અને ધૈવતબેનને લઈ મારા પિતાશ્રી બાપુજી સાથે સૌથી વેગળા વાતો કરતા એક તરફ ગયા અને થોડી વારે પાછા આવ્યા.

એટલામાં ટ્રેન આવી. બાપુજી ટ્રેનમાં બેઠા. ટ્રેને ચાલવાની તૈયારી કરી. ત્યાં મારા પિતાશ્રીએ બાપુજીને વિનવ્યા કે 'હવે રુસ્તમજી શેઠને ત્યાં જમીને જ આગળ જજો'. પણ બાપુજીએ કહ્યું, 'ના એની કંઈ જરૂર નથી. બસ, મારે મન સત્ય મળી ગયું એ જ ખોરાક છે. હવે આજનો દિવસ તો હું ઉપવાસમાં જ વીતાડીશ. આવતી કાલે ખાઈશ. હજુ વધુ વિગત વાળો કાગળ ધૈવત અને બીજાઓ મને લખે.'

ટ્રેન ઊપડી ગઈ.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

## વીરની ઉક્તિ

'માગ્યાથી દેઉં જ્યારે, શિર પણ વધુમાં લે!' કહે વીર એવું:
'નાક ના માગ્યે દેવું.'

બેકાલાલ ત્રિવેદી

પોતાનો ડર જાહેર કરવાની શરમ અને અણઘડ જોશ એ બેના પ્રેર્યા અમે

# સિંહણનો સામનો

કરતાં તો કર્યો; પણ ...



[મારી સફર • ૧૮]

પલામઉના ભીલપ્રદેશની અમારી સફર ભયંકર હતી; પણ હવે તે આનંદપ્રદ પર્યટન રૂપ બની ગઇ. બીજે દિવસે પણ અમે રોકાઇ ગયા. સિંહની વાત નીકળતાં અમારી હિંમતની ચર્ચા થઇ. સિંહનાં બચ્ચાંને જોઇને જ અમે ઊંડેઊંડેથી ડરી ગયા હતા અને પાછા ફરેલા. અમારી જુવાન અને મરણિયા ગણાતી ટોળી માટે એ શરમભરેલું હતું એમ લાગ્યું. પણ ડર એ પ્રકૃતિના ગુણ રૂપે બક્ષિશ મળેલી વસ્તુ છે, એનું ભાન અમને નહોતું. પોતાનામાં ડર છે એવું કોઇને જાણવા દેવું એ અમારી જાતનું અપમાન જાતે જ કર્યા જેવું અમે માનતા હતા.

મિત્રે કહ્યું: 'આજ ફરીને જઇએ. આ ભીલ લોકો હિંમતથી સામે જાય અને આપણે ડરીને ચાલ્યા આવીએ એ તો ઠીક નહિ.'

મેં કહ્યું: 'એમાં શરમ જેવું કંઇ નથી. સિંહ એ મહા હિંસક અને બળવત્તું પ્રાણી છે. એક તો તેને હેરાન કરવું એ જ ખોટું છે. અને તેની સામે થવામાં બે જ પરિણામ હોય. કાં તો એ મરે અને કાં આપણને મારે. તો પછી એવું ભયંકર સાહસ વગર સમજ્યે કે વગર જરૂરિયાતે શા માટે કરવું?'

મિત્રે કહ્યું: એ ફિલસૂફી આપણે ન જોઇએ. એ બધું કાયરતા છુપાવવાનું તત્ત્વજ્ઞાન છે.

વાત સાચી હતી. મને ડર હતો અને બધાને પણ તે જરૂર સતાવતો હતો. પરંતુ તેઓ તેને દાબી દેતા હતા, હું તેને જાહેર કરતો હતો. નક્કી થયું કે સિંહની બોડ પાસે જવું.

બપોરે અમે ચાલ્યા. સાથે ત્રણ ભીલને લીધા. બોડ પાસે ગયા ત્યારે બધાનાં હૃદય થડકતાં હતાં. અત્યારે તો લાગે છે કે એવું સાહસ હવે ન થઇ શકે. એ ખુમારી અને જોશ જુદા જ પ્રકારનાં હતાં. બોડમાંથી આવતી દુર્ગંધે જાણે અમને ચેતની દીધા હોય તેમ ધીમે પગલે ચાળીસેક વારને છેટે જઇ ઊભા. થોડી વાર એમ જ ઊભા રહ્યા. બાદ ભીલે એક પથરો લઇ બોડમાં ફેંક્યો. કંઇ અવાજ કે ઘુરઘુરાટ ન સંભળાયો. સિંહ હોય તો એની બોડમાં કોઇ પથરો નાખે એ અપમાન સહન કરે જ નહિ. અમે નિશ્ચય ઉપર આવ્યા કે બોડમાં બચ્ચાં જ છે. તેમને બહાર કાઢવાં અને એકાદને પકડી લેવું. આ વિચારે અમે આનંદમાં આવી ગયા. સિંહનું બચ્ચું પકડવું એ હવે ગમ્મતની વાત હતી.

ભીલે તીર ફેંક્યું. સીધું બોડમાં જતું રહ્યું. ભયંકર ઘુઘવાટ સાથે સિંહણનું મોં બોડમાં દેખાયું. કોણ હતભાગી તેને આંગણે આવીને તીર ફેંકવા જેવી મૂર્ખાઇ કરી રહ્યું છે, તે જોતી હોય તેમ એ જોઈ રહી. અમે તો જડ બની ગયા, અમારા ઉપર નજર પડતાં જ તે બોડમાં ઘૂસી ગઇ પણ પછી તરત જ ઘુરઘુરાટી કરતી બહાર નીકળી આવી. મિત્રે તમંચો વાપરી દીધો. ગોળીના છૂટવા સાથે ભયંકર અવાજથી જંગલ ધણેણી ઊઠ્યું. અમારા હૈયામાં જાણે તેનો પડઘો પડ્યો હોય તેમ ઝણેણાટી વ્યાપી ગઇ. સિંહણને તો આહ્વાન મળી ગયું. ડાચું ફાડતી આગળ ધસી આવી. મિત્રે બીજી ગોળી છોડી. આ ઠીક થાય છે કે નહિ તેનો વિચાર કરીને સલાહ સૂચના કરવા જેટલી સ્વસ્થતા કોઇને હતી જ નહિ. હું તો એવો જડ બની ગયો હતો કે સિંહણ મારું માથું મોમાં લઇ લે તોયે સામનાનો કંઇ ઉપાય કરી શકું એવી સ્થિતિ નહોતી. મને શિકારનો થોડોઘણો અનુભવ હતો, પણ મિત્રો તો તદ્દન અજાણ્યા હતા. પણ તેમનામાં મારા કરતાં અણઘડ જોશ વધારે હતું એટલે પરિણામના ભાન વિના ધસી ઊભા હતા. બીજી ગોળી સિંહણના પગ પાસે જમીનમાં ઘૂસી ગઈ. મને ડર લાગ્યો.

મેં કહ્યું: 'જોજે, ભાઇ! બધી ગોળી ન છોડતો.'

હવે હું સ્ફૂર્તિમાં આવી ગયો. સ્ફૂર્તિ આવી કે બધું અશક્યત્વ જતું રહ્યું. ભીલને મેં સિંહણના મોમાં તીર મારવા કહ્યું. સિંહણ બીજી ગોળીની રાહ જોતી હોય તેમ શિકાર પર તરાપ મારવાનો પેંતરો ભરીને

થાઈ ગઈ હતી. ભીલે તીર માર્યું. આંખના ઉપરના ભાગ પર ચોંટી ગયું. તીર વાગતાં જ તે ભયંકર બની ગઈ. વિકરાળ સ્વરૂપે જાણે કાળ નાચી ઊઠ્યો. તીણી ચીસ પાડીને તે એકદમ ધસી આવી. એકાદનો કાળકોળિયો ભરાઈ જશે એમ લાગ્યું. આ જ વખતે નાનાં બે બચ્ચાં ઝાડના મોંમાં આવી ઊભાં. માતાની શક્તિ પર વિજયનો જ વિશ્વાસ હોય એ રીતે જાણે નિશ્ચલ ભાવે બધું જોઈ રહ્યાં.

અમે ભયના ગભરાટમાં જે સૂઝે તે અને જેને ફાવે તેમ સામનાનો ઉપાય અજમાવવા તૈયાર હતા. સિંહણ ઉપર ધસી આવે એમાં શંકા જેવું નહોતું. શું પરિણામ આવશે તે પણ કલ્પી શકાય તેમ નહોતું. અમારું આયુષ્ય હજી ખૂટ્યું નહિ હોય. મિત્રે ગોળી છોડી. બરાબર સિંહણનું કપાળ વીંધી નાખ્યું. ભયંકર ગર્જના સાથે તે કૂદીને નીચે પડી. ભીલોએ પણ એક સાથે તીર છોડ્યાં. પણ તેની તાકાત સિંહણને ગભરાવે તેવી નહોતી. તમ્મર આવ્યા અને તે જમીન પર આળોટવા લાગી. વગર નિશાને બીજી બે ગોળીઓ ગોં પર મારી. સિંહણનું મગજ છેદાઈ ગયું. સારું થયું કે આ ગોળીઓ માથામાં જ વાગી. નહિ તો અમારે ભયંકર ભોગ આપવાનો હતો. અમારી ગોળીઓ સિંહ કે વાઘના શિકાર માટેની નહોતી.

સિંહણ પડી કે અમે નાઠા. પાછું વાળીને જોયું તો બંને બચ્ચાંને મૃત્યુમુખે ઊભેલી માતાના ઘામાથી નીકળતા લોહીને સૂંઘતાં અને નિર્દોષ ભાવે પૂંછડીઓ ઊંચી લઈને 'મા કેમ પડી છો?' એમ પૂછતાં હોય તેમ માતાના શરીર પાસે ટળવળતાં જોયાં. આ કરુણ ચિત્ર અમારે માટે ભયંકર હતું. પ્રભુકૃપાએ બચ્યા સમજી વેગવતે પગે અમે ગામ તરફ ચાલતા થયા.

આ પ્રસંગ યાદ આવે છે અને કંપારી છૂટે છે. વીરત્વ એ સાધના છે, પ્રકૃતિ નથી. પ્રકૃતિ ભયની છે. બીજા પણ મારી પેઠે ખૂબ ડર્યા હતા. હા; બડાઈ તો એમ હાંકતા હતા કે જરા યે નહોતા ડર્યા. હું પણ તેમ કહી શકતો હતો. પણ સ્વભાવનું વિશ્લેષણ કરવાની મારી આદત એવું કહેવા ન દેતી. પશુ અને પંખી, માનવ અને જંતુ બધામાં ડર સામાન્ય છે.

વગર રજાએ સિંહનો શિકાર ખેલવાની મનાઈ છે. અધિકારીઓને ખબર પડે તો અમારી ખબર લેવાય તેમ હતું. જોકે આ જંગલમાંથી તે ખબર કચેરી સુધી પહોંચતાં વખત લાગે તેમ હતું. છતાં અમે તો બચવાની જ તદબીર પ્રથમ વિચારતા. રાતમાં ને રાતમાં ડાલ્ટનગંજ પહોંચવા ચાલ્યા.

સવારમાં ડાલ્ટનગંજ પહોંચ્યા. સોનનાં આછાં નીરે નાહ્યા. સોનનું મૂળ કયાં એ વાત થતાં રાંચી યાદ આવ્યું. અમે નવરા જ હતા. ચાલો જઈએ રાંચી. બપોરે મોટર ભાડે કરીને રાંચી ગયા. રાંચી બિહાર સરકારનું શીતળ મથક છે. ઉનાળો ગાળવા સરકારી અમલદારો અને ગવર્નર અહીં આવે છે. સુલલિત અરણ્ય અને વચ્ચે સુરમ્ય ટેકરીઓથી રળિયામણો બનેલો આ પ્રદેશ સહેલાણીઓને ખૂબ આનંદ આપે છે.

રાંચીમાં ચાર દિવસ રહ્યા. અહીંથી દસ પંદરેક માઇલ દૂર હુડ્રુનો જળધોધ છે. જંગલ અને ટેકરીઓ વચ્ચે તેની શોભાએ અચળ સૌંદર્ય ધારણ કર્યું છે. રજતકણ વેરતો, થૈ થૈ ગાતો આ જળધોધ ચંદ્રનું દર્શન કરે છે ત્યારે તો જાણે મદમસ્ત બનેલો ભાસે છે.

રાંચીથી પટણે ગયા. ત્યાં ખબર મળ્યા કે બનારસથી તેડું આવ્યું છે. હું તે જ દિવસે બનારસ ગયો. મિત્રો અને હમદર્દોએ અમારે શું કરવું તેની ચર્ચા શરૂ કરી. અંતે વાદળાં સાફ ન થાય ત્યાં સુધી આ પ્રદેશથી મારે દૂર જ રહેવું એમ ઠર્યું.

બરેલીમાં એક પંડિત મારા મિત્ર હતા. તેમનો ભૂતકાળ સમૃદ્ધિવાન હતો. કાળના ચક્રમાં આવી ગયા અને રાંક હાલતમાં આવી પડ્યા. તેમનું જીવન આખું સંસારના સાર રૂપ ગણી શકાય. પાસે દોલત હતી ત્યારે પોતે ખૂનીઓને પણ છોડાવી લાવી પોતાને ત્યાં આશ્રય આપતા. મોટા ખાં ગણાતા માણસો યે તેમને વંદતા. ખરા દિવસ આવ્યા ત્યારે તેમનું કોઈ ન રહ્યું તેમને માથે ખૂનનું તહોમત આવ્યું. જોકે ખોટું હતું પણ તે વખતે તેમની પત્ની ને માએ સંઘરવા પણ ના કહી હતી. હું તેમને ત્યાં ગયો. રંક હાલત છતાં દિલ તો અમીરનું જ હતું. મેં બધી હકીકત તેમને કહી.

તેમણે કહ્યું: 'આ તો કંઈ નથી. કદાચ તમે ખરેખરા અપરાધી હો તો પણ હું મારી જાતને ભોગે તમને સંઘરું.'

ચારેક દિવસ રહીને અમે બંને નૈનીતાલ ગયા.

(ચાલુ) જીવરામ જોષી







# પંચતંત્રની વાર્તાઓ

'શ્રી રામકથા' નામથી રામાયણ, 'ભારતી' નામથી મહાભારત અને 'ઇશુચરિત' નામથી બાઈબલનો કથાસાર લોકસમાજને રુચે એવી સરળ અને પોતાની વિશિષ્ટ શૈલીમાં ટૂંકામાં ઉતાર્યા પછી શ્રી વાલજીભાઇએ જગત-સાહિત્યનો એટલો જ વિખ્યાત, અને કદાચ સૌથી વધારે પ્રચાર પામેલો ગ્રન્થ 'પંચતંત્ર' એવી જ શૈલીમાં ટૂંકામાં ઉતારવા માંડ્યો છે અને તે ગયા વર્ષથી 'કુમાર'માં કટકે કટકે આવે છે. તેનો આ ત્રીજો હપતો છે.

દમનક ગયો ને પ્રણામ કરીને રાજા આગળ બેઠો. પિંગલકે કહ્યું, 'છો તો સાજાનરવા ને? બહુ દિવસે દેખાણો.'

દમનક કહે, 'દેવને તો અમારું કાંઇ પ્રયોજન નથી, તોપણ અવસર આવ્યે સેવકે સ્વામી આગળ આવ્યે જ છૂટકો. દાંત ખોતરવા સારુ તણખલાનું યે કામ પડે છે, તો માણસનો ખપ કેમ ન પડે? કોઇ પુરુષ મુકુટમાં કાચ રાખે, ને પગે મણિ બાંધે તો એમાં મણિને દૂષણ લાગતું નથી, પણ પુરુષની બુદ્ધિનું મૂલ્ય થઇ જાય છે. જે દેશમાં પરીક્ષક ન હોય ત્યાં સમુદ્રજાત રત્નોનું કાંઇ ન ઉપજે. આભીરદેશમાં ગોવાળિયા ચન્દ્રકાન્ત મણિને ત્રણ કોડીએ વેચે છે.'

પિંગલક કહે, 'ભદ્ર દમનક, તું તો અમારો પ્રધાન-પુત્ર છે: એટલે તારે જે કહેવું હોય તે સંકોચ વિના કહે.' દમનક કહે, 'દેવ, કાંઇક વિજ્ઞપ્તિ કરવાની છે.' પિંગલક બોલ્યો, 'તારે જે નિવેદન કરવું હોય તે કર.' એટલે દમનક કહે, 'સ્વામી પાણી પીવા ગયા હતા તે પાણી પીધા વિના વિસ્મિત જેવા કેમ અહીં આવીને બેસી ગયા?' પિંગલકે ઉત્તર દીધું, 'દમનક, દૂરથી મોટો અવાજ આવે છે તે તેં સાંભળ્યો? હું આ વન છોડવા ઇચ્છું છું, કારણ આ કોઇ અપૂર્વ જનાવર અહીં પેઠું છે, જેનો આ મોટો સાદ સંભળાય છે. જેવો એનો શબ્દ છે એવું જ એ પરાક્રમી ને પ્રતાપી હશે.' દમનક કહે, 'શું શબ્દમાત્રથી સ્વામી

'દાત ભાંગી જાય એટલું બળ કરી ભેરીનું મુખ ચીરીને અંદર પેઠો તો ત્યાં કાંઇ ન મળે!' (ચિત્રકારઃ રવિશંકર પંડિત).

ભયભીત થઇ ગયા? કહ્યું છે, કે

પૂર્વે મેં જાણિયું એમ, મેદથી આ ભરેલ છે।
આલીકોર તપાસ્યું તો ચામડું લાકડું તથા ॥૧૧૭॥

પિંગલક કહે, 'એ કેમ?' દમનકે કહ્યું:

## કથા ૩

એક ભૂખ્યો શિઆળ ખાવાનું ગોતતો ભમતો હતો, ત્યાં તેણે બે સૈન્યનું રણક્ષેત્ર જોયું, અને ત્યાં મોટો અવાજ સાંભળ્યો. એનાથી ડરીને તેણે વિચાર્યું કે 'આ શું? માર્યો આ તો ! તોપણ જોઉં તો ખરો.' એમ કહીને જ્યાં આંખ ફેરવી તો મોટું ઢોલ પડ્યું હતું, અને પવનથી ઝાડની ડાળી એના ઉપર પડતી ત્યારે તે અવાજ કરતું હતું. શિઆળ એની પાસે ગયો તો એને થયું કે 'બહુ દિવસે આ ભારે ખાવાનું મળ્યું, આ અવશ્ય માંસ, ચરબી ને લોહીથી પરિપૂર્ણ હશે,' પછી દાંત ભાંગી જાય એટલું બળ કરી ભેરીનું મુખ ચીરીને અંદર પેઠો તો ત્યાં કાંઇ ન મળે ! એટલે મનમાં ને મનમાં હસીને તે આ શ્લોક બોલ્યોઃ "પૂર્વે મેં જાણિયું. . . ." ઇત્યાદિ.

એટલે હું કહું છું કે માત્ર શબ્દથી ન ડરવું. આને પ્રસંગે જ સેવકની પરીક્ષા થાય છે. હું જીવતો છું ત્યાં લગી આપે નિર્ભય રહેવું. પણ સંકટમાં પુરુષ સમવાય દુર્લભ છે એટલે કરટક આદિને આશ્વાસન આપો.'

એટલે દમનક કરટકને રાજાએ પુષ્કળ ભેટ આપી, ને ભયનું ઓસડ કરવાની પ્રતિજ્ઞાપૂર્વક તે ચાલી નિકળ્યા. કરટક કહે, 'ભયનું કારણ જાણ્યા વિના ભય દૂર કરવાની પ્રતિજ્ઞા કરી રાજાનો પ્રસાદ લીધો તે ઠીક ન થયું.' દમનક કહે, 'મિત્ર, તું કાંઇ બોલ મા. ભયકારણ હું જાણું છું. એ તો બળદ ભાંભરે છે, ને બળદ તો આપણું યે ભક્ષ્ય છે, પછી સિંહની વાત જ ક્યાં' કરટક કહે, 'તો સ્વામીને ત્રાસ લાગ્યો છે તે ત્યાં મટાડવો હતો ને?' દમનક કહે, 'ત્યાં જ ત્રાસમટાડ્યો હોત તો મહાપ્રસાદનો લાભ ક્યાંથી થાત? બીજું,

'સ્વામીને સેવકે નિશ્ચિન્ત ન કરવો. છતાં કરે તો એની દશા દધિકર્ણના જેવી થાય.'

કરટક પૂછે છે, 'એ કેમ?' દમનક કહે છે.

(ચાલુ) દેસાઇ બાલજી ગોવિંદજી

## પતંગ હટો ને ભમરડો



હટો કહે છે હું ધબધબ ઊછળું
કેવી ઉસ્તાદીથી ઠેક્યા કરું !
જંગલનાં હરણાં યે હારે હાંફીને
એવું પરાક્રમ ખેલ્યા કરું.



એવું સુણીને પછી બોલ્યો પતંગ, ત્યાં,
હું કેવો આકાશે ખેલ્યા કરું!
દમકો સેતો કેવો નાચું મગનથી
પંખીની પેઠે હું તર્યા કરું!



ભમરડો પાસે ઊભો'તો, એ બોલ્યોઃ
મારી શક્તિની વાત હાર્યા કરું.
મોટા મોટા મુનિ થાક્યા મથીને
હું કેવો શાંતિથી ઊંઘ્યા કરું!



નાનકડી બાલા એ ત્રણેનું સાંભળી
બોલી મોઢે સ્મિત મીઠું કરી,
'ખેલોને, કૂદોને, નાચો ભલે પણ
ત્રણેની દોરી મેં હાથે ધરી!

—રમણલાલ સોની—




## અને નજીકની

જગતનું રાજકારણ પોતાનું સ્થૈર્ય દિવસોદિવસ ગુમાવતું જાય છે. એક પછી એક તેમાં પડતા જતા પથરાથી ઊઠતા હિલોળો હજુ શાંત પડ્યા ન પડ્યા ત્યાં તો એક નવો પથરો આવી પડે છે ને એ વળી નવો જ ક્ષોભ ઊભો કરે છે.

એવો નવો પથરો હાલમાં જ ઇટલીએ ફેંક્યો છે. ઇટલીના એકેએક જુવાનના મોંમાં આજે 'ટ્યુનિસ! નાઇસ! કૉર્સિકા!' એ શબ્દો રમી રહ્યા છે, ને ત્યાંનો પરદેશમંત્રી સિયાનો ઇટલીની એ કુદરતી આકાંક્ષાઓ સફળ થવાની ખાત્રી આપી એ જુવાનિયાઓની પીઠ થાબડી રહ્યો છે.

ઉત્તર આફ્રિકાની વેરાન કંઠાર પર આવેલા અરધા ઉજ્જડ ને અરધા હરિયાળા આ ટ્યુનિસિયા પર ઇટલી આજકાલ કરતાં પચ વર્ષથી રંજ સેવે છે. અત્યાર સુધી એ મેદાને નહોતું પડ્યું, પણ હવે ફ્રાન્સની કમજોરી ને જર્મનીની મૈત્રિનો લાભ લઇ એણે બરાબર સોગઠી મારી છે.

એમ તો ઇટલીનું ટ્યુનિસિયા પ્રત્યેનું આકર્ષણ ઠેઠ સીઝરોના જમાના સુધી જાય છે. આજના એના પાટનગર ટ્યુનિસ બંદરથી એકાદ બે માઈલ પર રોમનું હરીફ કાર્થેજ આવેલું. ત્યારની દુનિયામાં રોમનું એ જબરામાં જબરું પ્રતિસ્પર્ધી હતું. વેપારમાં એ એની હરીફાઇ કરતું એટલું જ નહિ, પણ લાગ મળતાં રોમના કિનારા પર તે છાપા પણ મારતું રહેતું. હાનિબાલ પછી એ કાર્થેજિયન સામ્રાજ્યનું પતન શરૂ થયું ત્યારથી રોમને આફ્રિકાના ચૂર્યેરનપિત કિનારાનો સંગોઢ લાગેલો.

પણ એ કંઈ કરી શકે ત્યાં તો તુર્કો આડા આવ્યા ને આફ્રિકાનો આખો ઉત્તર પ્રદેશ સર કર્યો. પરંતુ કાળબળે એમની યે પતિતાવસ્થા શરૂ થઈ. યુરોપનાં ગીધરાજ્યો ટાંપીને જ બેઠાં હતાં. ટુકડેટુકડે દુનિયાના પ્રદેશો લંડન ને પારીસમાં જ સમાઇ જવા લાગ્યા. ઇટલીને પણ એ કાળે આટલાંટિકથી તે મિસર સુધી રોમન સામ્રાજ્ય ઊભું કરવાનું સ્વપ્નું જાગ્યું એણે ઇટાલિયન વસાહતીઓ ટ્યુનિસિયામાં ઉતાર્યાં, વેપારની કોઠીઓ નાખી ને ટ્યુનિસથી ગોલેટા સુધીની બ્રિટિશ રેલવે પણ ખરીદી લીધી.

ઇટલીનું આ સ્વપ્ન નિર્વિઘ્ન પાર પડત; પણ જર્મનીના લોખંડી પુરુષ બિસ્માર્કે બધી બાજી ઊંધી વાળી. ફ્રાન્સ પાસેથી આલ્સેસ-લૉરેનનો પ્રદેશ એણે પડાવી લીધેલો. પણ એની નિપુણ બુદ્ધિ પામી ગઇ હતી કે એ રાષ્ટ્રીય અપમાન માટે ફ્રાન્સમાં ક્યારે ને ક્યારે પ્રત્યાઘાત ઉપજશે, એટલે

જગતના દેશોના રાજકારણના ચાલુ અગત્યના પ્રશ્નોની અત્યંત સરળ ભાષામાં ટૂંકી પિછાન આપતી લેખમાળા

### [૬] નવો પથરો

કોઈપણ રીતે એનું ધ્યાન બીજી દિશામાં વાળી દેવાય તો જર્મનીની વિશેષ મહત્વાકાંક્ષાઓને એ બાધક ન નીવડી શકે.

અને એ અનુસાર એણે મોકો જોઇ ફ્રાન્સના કાનમાં મંત્ર ફૂંક્યો કે, 'જો, ઇગ્લંડ નવાં નવાં સંસ્થાનો સ્થાપી વિસ્તાર સાધતું જાય છે. જર્મનીને તો તેની જરૂર નથી, પણ ફ્રાન્સને ઇગ્લંડના હરીફ તરીકે ઊભા રહેવા એ ખાસ આવશ્યક છે. ઉસમાનિયા સામ્રાજ્ય મુડદાલ બની ચૂક્યું છે, તો તેનો ઉઠાવાય તેટલો લાભ ઉઠાવી લો.'

ફ્રાન્સે અલજીરિયા ને મોરોક્કો લઇ, ત્યાંથી કોઇ જંગલી જાતિને સજા કરવાની જાહેરાત કરી સૈન્ય આગળ વધાર્યું, પણ એ બહાનું જ હતું. એણે સીધો પાટનગર ટ્યુનિસ પર હલ્લો કરી તે કબજે કર્યું. વસાહતી ઇટાલિયનોના હિતના ને ઇટલીની રાષ્ટ્રીય મહત્વાકાંક્ષાના આ ધ્વંસ સામે પણ ઇટલી ગમ ખાઇ બેસી રહ્યું, કારણ એ નાકોવત હતું

પણ યુદ્ધ પહેલાંના બે દાયકાથી આ પ્રશ્ન પર ખામોશ રહેલું ઇટલી, યુદ્ધ બાદ એના ફાશિસ્ટ નવજન્મથી એક પ્રબળ એકમ બની ઊઠ્યું ને એ આત્મભાને એના દૂર પડેલા પુત્રોમાં પણ નવો આમોશ પેદા કર્યો. માલ્ટાના બ્રિટિશ વસાહતીઓને ટ્યુનિસિયામાં એમનું રાષ્ટ્રીયત્વ જાળવવા દેવામાં આવે તો ઇટાલિયનોને શા માટે નહિ? એમણે નષ્ટ થએલા હક્કોની નવેસરથી માગણી મૂકવા માંડી.

ફ્રાન્સે આના તોડ માટે ૧૯૩૫માં રોમમાં મુસોલિની-લાવલ સંધિનો ખરીતો ઘડ્યો, તેમાં મુસોલિનીને આબીસીનિયાનો કબજો સોંપી દઈ, ટ્યુનિસિયા પોતે રાખવાનું તય કર્યું. એ વખતે મુસોલિનીએ જાહેર્યું કે આબીસીનિયાથી ઇટલીની પ્રાદેશિક માગણી પરિતૃપ્ત થઇ છે. એ વક્તવ્ય પર વજન મૂકી ફ્રાન્સ પોતાની સોદાગરી કુનેહ પર મુસ્તાકી અનુભવવા લાગ્યું. પણ ઇટલીએ ચાર વર્ષમાં જ ફરી માથું ઊંચકી બતાવી આપ્યું છે કે એ સઘળી કુનેહ ગેરવલ્લે ગઇ છે. ફ્રાન્સે પોતાનો કરેલો છળ એ આજ આટલા વરસે યે નથી ભૂલ્યું, તેમ ટ્યુનિસિયાની ખનિજ સમૃદ્ધિ-ક્ષારો, જસત, સીસું, લોખંડ, ફોસ્ફરો વગેરે—ને એની વનસમૃદ્ધિ યે એ નથી ભૂલ્યું.

ટ્યુનિસિયા આફ્રિકાનો ઇટલીને નજીકમાં નજીક આવેલો ભાગ છે ને એ હાથ આવે તો ઇટલીને પોતાના આફ્રિકામાંના બીજાં સંસ્થાનો લીબિયા, ઇટાલિયન સોમાલીલૅન્ડ, એરિટ્રીઆ ને આબીસિનિયા માટેનો ટૂંકામાં ટૂંકો જળ-

દાખલ થઈ જાય. ને એમ થતાં, તેના ભૂમધ્ય-સાગરના આધિપત્યના સ્વપ્નને પણ પૂર્તિ મળે. ટ્યુનિસિયા ફ્રેન્ચોના હાથમાં છે ત્યાંસુધી ઇટલી તેને સિસિલી ને ઈટલીના દક્ષિણ કિનારા માટે ભયસ્થાન ગણે છે.

ઇટલીની બીજી માગણી નેપોલિયન બોનાપાર્ટ ને ફ્રિસ્ટોફર કોલંબસની જન્મભૂમિ કોર્સિકા ટાપુની છે. પહેલાં એ પૂર્વ રોમન સામ્રાજ્યને તાબે હતું, પણ પછી સાર્ડિનાએ એ છીની લીધેલું. ત્યાર બાદ એ મૂરો, પિઝનો, જેનોવીઝો વગેરેની હકૂમતમાં થઈ જેનોઆને તાબે રહેલું. ૧૫૫૬માં ફ્રાન્સે એ લઈ લીધું, પણ થોડા વખત બાદ પાછું જેનોઆને આપી દીધું. ને જેનોઆના ઉમરાવો તેની દેખભાલ કરવા લાગ્યા. પણ બાળંદી ચાંચીઆ સામે ટકી રહેવા અશક્ત નીવડતાં ફ્રાન્સે પાછું એ લઈ લીધું ને આજે માર્સેલ્સ તથા અલ્જીરિયાને મેરોક્કો વચ્ચે એનું એ મહત્ત્વનું યુદ્ધમથક બની ગયું છે. તોતીંગ યુદ્ધનૌકાઓ એના બારામાં નાંગરેલી રહે છે, ને એની ભૂમિ પર યુદ્ધવાહનોનાં ભંડારો મથકો ઊભાં થયાં છે.

નાઇસ પણ મૂળ રોમનું. અનેક સત્તાઓના વારાફેરા બાદ ૧૮૬૦માં સાર્ડિનિયા પાસેથી ફ્રાન્સે એ ખૂંચવેલું છે.

ઇટલી આ ત્રણે પ્રદેશોની પ્રાપ્તિકલ્પનાને પોતાની કુદરતી આકાંક્ષાઓ જણાવે છે. આમ જોતાં જણાશે તો ફ્રાન્સને કશો નૈતિક હક તો એ પ્રદેશો પર છે જ નહિ. છતાં, ઇટલીની એ આકાંક્ષાઓ જગતના રાજકારણમાં નવો ક્ષોભ જગાવ્યા સિવાય તો નહિ જ રહે.




### ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'ફાનસવાળો'–ભાઇ ચીમનલાલ વોરા (ભાવનગર); બીજું ઇનામ: 'રિબકનું સ્મારક', ભાઇ ચતુરભાઇ પટેલ (આનંદપુર); ત્રીજું ઇનામ: 'સાંજ શોભા'–ભાઈ રમણીક શાહ (ભાવનગર) ઉત્તેજના ઇનામ: 'પનિહારી'–ભાઇ જયકુમાર પંડ્યા. નોંધપાત્ર: ૧ નારાયણરાવ ચૌહાણ (દાદર); ૨ કનુ રાવત (અમદાવાદ); ૩ ડી. ડી. બારોટ (વડોદરા); ૪ રામભાઈ પટેલ (ડાકોર); ૫ કનુભાઈ (વસો).

ભાઇ ચીમનલાલ વોરાનો 'ફાનસવાળો' વીજળીના વર્તમાન જમાનામાં પણ જરૂરી એ સમાજસેવકની સ્મૃતિ તાજી કરે છે. ગામડાંઓ અને તાલુકા ગામોમાં સાંજ સાંજે હરહમેશ અચૂક એ દેખા દે છે.

સન્ધ્યાના અંધારામાં છાયાચિત્ર ખડું કરતો ફાનસવાળો ચિત્રમાં ફાનસની ચીમની લૂછતો રહ્યો છે. માનવીનું પ્રોફાઇલ, ચીમની લૂછવાનો એ હાથ, સીડી, ફાનસનો થાંભલો, ઘરનું છાપરું, એ બધા વિષયના અંગો, ચિત્રવસ્તુનો પૂરો ખ્યાલ આપે છે અને છાયાચિત્રમાં સુરુચિકર ડીઝાઇન ઉપજાવે છે. નીચેથી કંઈક ટ્રીમ કરીને મોટું એન્લાર્જમેન્ટ કરવાથી સરસ ચિત્ર તૈયાર થશે.

ભાઇ ચતુરભાઇએ, ધોળા વાદળાંની બૅકગ્રાઉન્ડ પર રિબકના પૂતળાને મોકળી સિલ્હુઍટના કોઇ પ્રકાર રૂપે ચિત્ર ઉપજાવવાનો પ્રયત્ન કર્યો છે. પણ ફોકસિંગ ખામીવાળું છે ને પ્રકાશ વિષયને અનુરૂપ જણાતો નથી. મદના, આ ગોઠવણમાં ઉઠાવ તરી આવતો નથી.

ભાઇ રમણીક શાહે સાંજની શોભામાંથી આકર્ષક સ્નૅપ લીધો છે. દૃશ્ય રમ્ય છે પરંતુ ચિત્રવિસ્તારમાં બહુ વસ્તુઓ સમાવવાના લોભમાં ચિત્રમાં ગુંચવાડો ઊભો થયો છે. કલાકાર એકાદ ઝાડની સુંદર ડાળીઓને ડૂબતા સૂર્યની આડે રાખી વાદળાંની રેખાઓની મદદથી ઉત્તમ છાયાચિત્ર ઉપજાવી શકે એટલી ચિત્રસામગ્રી અને સંજોગો આ સ્નૅપ લેવાયો ત્યારે હતા. એ તકનો ભાઇ શાહે પૂરો ઉપયોગ કર્યો નથી.

ભાઈ જયકુમારની પનિહારી પણ છાયાચિત્રમાં ઉતારવામાં આવી છે. વિષય અને વાતાવરણનો પૂરો લાભ લેવાયો નથી. વિષયરચના ડીઝાઇનને અનુકૂળ નથી. પ્રિન્ટને ઉપર નીચે જગાવી અને ડાબી બાજુ ચારે ધારથી લગભગ પોણો ઇંચ ટ્રીમ કરવાની જરૂર છે.

ભાઈ ચૌહાણના 'પ્રેસીડેન્ટ'માં ને ભાઈ બારોટના 'તલ્લીન'માં બાળકના ભાવ સારા છે. છાયાપ્રકાશ પણ ઠીક ગણાય. પણ વિષયના હાથપગની રચના બરાબર નથી. ભાઇ કનુ રાવતનો સ્નૅપ સારો છે પણ તેમાં ખાસ કલાતત્ત્વ નથી. ભાઇ રામભાઇએ ફૂલોની છબી પાડી તેનું નામ 'હૉલીહૉક' આપ્યું છે. ફૂલોનું અંગ્રેજી નામ છે? ઉપરના ઇંચ પ્રિન્ટને કાપવો જોઇએ ને નીચે અરધો ઇંચ જગા ઉમેરવી જોઇએ. કનુભાઈ દવેએ સાપની જાત વગે સમજી શકાય, તેમ વધુ નજીકથી ગરેલા સાપનો ફોટોગ્રાફ લેવાની જરૂર હતી.

અલખાનંદ જ

---

હોજ કરી વા ઝેરી ચીજ ખવાઈ જતાં કે બીજે કોઇ પ્રસંગે કૃત્રિમરીતે ઉલટી કરાવવાની જરૂર પડે તો:

ગળામાં આંગળાં નાખીને અગર તો પીંછું ફેરવીને.
સાધારણ ગરમ પાણીમાં રાઇનો ભૂકો કે મીઠું પાઇને
તેલ અગર ઘી પાઇને.
તંબાકુનું પાણી પાઇને.
સાબુની અંદરના મેલનું પાણી આપીને.
છાતી ગાબી પકડીને મોળામાં ગોળી વાળી આપી



# મધુકરી

"પુરુષાર્થ તો પામરને મહા કરે,
મહાનને ઈશ્વર જેવડો કરે.
નિકુંજ સંજીવન થાય, ભોળો
પ્રિયં વદે, બાહુક કુબડો બને
રૂપે ભર્યો, બર્બર બુદ્ધના સમો
કવિ-કલાકોવિદ પૌરુષે . . . "—પ્ર.

## વય અને સિદ્ધિ

'કુમાર'ના ૧૯૭મા અંકમાં અમે જણાવેલું કે માનવ-પ્રાપ્ય સિદ્ધિઓનું સંચાલક બળ હમેશાં પુરુષાર્થ જ રહ્યું છે, લિંગ કે વય સાથે તેને કશો સંબંધ નથી કે તકવાદ સાથે એને કશા લેવાદેવા નથી. એ માટે માત્ર એક જ વસ્તુની જરૂર છે, અને તે સ્વયંજાગૃત આત્માની.

તાજેતરમાં જ વિદેહ થએલા કમાલ આતાતુર્ક એ સ્વયંજાગૃત આત્માનું સૌથી મહાન ઉદાહરણ પૂરું પાડે છે. 'હું તમારા જેવો નથી થવા માગતો, મારે "કંઈક" થવું છે' એ શબ્દો વડે અન્ય વિદ્યાર્થીઓથી અતડો રહેતો દસ વર્ષનો કિશોર મુસ્તફા કોઈની સલાહ વિના એટલી નાની ઉમરે લશ્કરી શાળામાં પોતાનું નામ નોંધાવી આવ્યો હતો ને કુમળી વયે જ કપ્તાન બની અનેક યુદ્ધો ખેડેલાં. આજની હયાત વ્યક્તિઓ લઈએ તો પણ અસંભવ મનાય એ વયે લૉઈડ જ્યૉર્જ (૩૪ની વયે) બ્રિટનનો પ્રાઈમ મિનિસ્ટર બનેલો, ને રૂઝવેલ્ટ (૨૮ની વયે) અમેરિકાની સેનેટમાં પ્રવેશ મેળવેલો! જ્યારે રશિયાનો સ્ટાલિન તો ૧૮ જ વર્ષની વયે ટિફલિસના માર્ક્સવાદીઓનો નેતા સ્વીકૃત થઈ ચૂકેલો!! જર્મનીના ગોબેલ્સે ૩૦ વર્ષની વયે 'આગ્રિક'નું તંત્ર સંભાળેલું.

વળી જેમની કીર્તિની જગત આજ પણ ઈર્ષા કરી રહ્યું છે તે નેપોલિયન ને જુલિયસ સીઝરે વયના ૨૪મા વર્ષે જ લોકહૃદયમાં પોતાનું સ્થાન મેળવી લીધેલું, જ્યારે જંગીસખાન તો પંદર જ વર્ષની વયે એશિયાનાં મેદાનો સર કરવા નીકળી પડેલો!

જેમ કુમાર વય સિદ્ધિને બાધક નથી તેમ પ્રૌઢ વય પણ નથી. આજે સ્પેનમાં લોહીની નદીઓ વહેવડાવતો ફ્રાન્કો ઠેઠ ચુમાળીસમે વર્ષે જગતની જીભે ચડ્યો છે. વળી ૧૯૧૪ના મહાયુદ્ધમાં લડનારા ફૉશ ને હેગની ઉમર અનુક્રમે ૬૩ ને ૫૩ વર્ષની હતી. ડેમલરે તેનું 'ઇંટર્નલ કમ્બસ્ટશન એન્જિન' પચાસ વર્ષે શોધેલું.

જીવનના હરકોઈ ક્ષેત્રમાં વયના કશા બાધ વિના વિશિષ્ટ વ્યક્તિઓએ મેળવેલી સિદ્ધિઓની સૂચિ તો આગળ પણ અનેક ગણી વિસ્તારી શકાય. કહેવાનું માત્ર એટલું જ કે તમે મહત્ત્વાકાંક્ષી હો તે સાથે સદા સ્વયંજાગૃત આત્મા ધરાવતા હો તો જીવનના કોઈ પણ કાળે સિદ્ધિ મારેલી તમારી તક જેવી ને તેવી તાજી જ રહે છે.

## સરોભૂમિ ફિન્લૅન્ડ

આપણું ભૌગોલિક અજ્ઞાન કેટલું બધું છે? આવતું ઑલિમ્પીક ક્રીડાંગણ ફિન્લૅન્ડ ખાતે કાબુ થવાની તાજેતરમાં જે જાહેરાત થઈ છે એ પરથી આ સવાલ પૂછવાનું સહેજે મન થાય કે આપણા સુશિક્ષિત વર્ગમાંથી પણ એ દેશ વિષે જાણનારા કેટલા? બહુ બહુ તો એટલું કહી શકશે કે એ રશિયા કે સ્વીડનની નજીક આવેલું છે ને ખૂબ ઠંડો પ્રદેશ હોઈ લોકોને એની હિમશીત ભૂમિ પર દુષ્કર જીવનસંગ્રામ ખેડવો પડે છે. એકાદ પેઢી આગાઉ કદાચ ફિન્લૅન્ડનું આ ચિત્ર કંઈક વાસ્તવિક લેખી શકાત, પણ આજે તો એ બિલકુલ વજુદ વગરનું ગણી શકાય.

ઈ. ૧૯૧૭ની રશિયન રાજ્યક્રાન્તિ પછી રશિયન સામ્રાજ્યથી જુદું પડી સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઊભેલું આધુનિક ફિન્લૅન્ડ અનેક ચમત્કૃતિઓથી ભરપુર છે. એના પહેલવાનોએ દુનિયાને ચકિત કરી નાખી છે. સંગીતમાં એના સિબેલિયસે ને સ્થાપત્યમાં સારિનેને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવેલી છે.

અને ફિનિશ સહકારિત્વ તો જગતભરમાં અજોડ છે. એની પ્રગતિક વલણ એટલા પરથી માપી શકાશે કે એનું પાટનગર હેલ્સિન્કી જગતનું એવું પહેલું જ નગર છે જેણે પોતાના જાહેરરસ્તા પરથી ઘોંઘાટને બિલકુલ નાબૂદ કર્યો હોય! સ્ત્રીસ્વાતંત્ર્યની પહેલી હિમાયત આ દેશે જ કરી ને સ્ત્રીઓને પહેલવહેલું મતસ્વાતંત્ર્ય આપ્યું. એથી યે વધુ ચમત્કારિક તો એની શિક્ષણાત્મક પ્રગતિ છે ને એ બાબતમાં દુનિયાના બધા દેશોમાં તેનું સ્થાન મોખરે છે. આપણા દેશમાં સેંકડે ૯૩ ટકા નિરક્ષરો છે તેના પ્રમાણમાં ત્યાં પૂરો એક ટકો પણ નથી.

૩૫ લાખની જ વસતિના આ નાનકડા દેશે એટલી તો પ્રગતિ સાધી છે કે તેની 'નૅશનલ ડાએટ'ની મતગણતરીનું કામ પણ વીજળીક સાધનોથી થાય છે એ જાણીને ઘણાને નવાઇ લાગશે. ડાએટના દરેક સભ્યના મેજ પર બે વીજળીક બટનો હોય છે, એક પર યાહ (હા)ને બીજા પર એઇ (ના) લખેલું હોય છે, ને તેમાંનું ગમે તે દબાવતાં ડાએટની એક મોટી પૅનલ પર તેની નોંધ ઊઠે છે. બે બટન સાથે દબાયાં હોય કે ન દબાયાં હોય તેની યે નોંધ ઊઠે છે!

ફિન્લૅન્ડની સહકારી પદ્ધતિનાં બી તો વીસમી સદીમાં ને ખાસ કરીને રશિયાથી છુટકારો મેળવ્યા પછી નખાયાં છે, પણ એટલા ટૂંકા કાળમાં યે એણે સાધેલી પ્રગતિ કોઇને પણ આશ્ચર્યચકિત કરી દે. મુરીમર્જા (પ્રોતપ્રદેશની રાસબેરીનું શરબત)ને માખણના વેચનારાઓથી માંડી વીજળીના કારખાનાદારો ને બૅન્કરો સુધીના લગભગ ૫૦૦૦ થી ૬૦૦૦ જેટલી તો રજિસ્ટર્ડ સહકારી સંસ્થાઓ ત્યાં અસ્તિત્વ ધરાવે છે.

એની રાજધાની હેલ્સિન્કીની સૌથી આગળપડતી વિશેષતા એ છે કે યુરોપનાં બીજાં શહેરો માફક ત્યાં 'સ્લમ્સ'નું નામનિશાન નથી. ટૅમ્પેર એ તેનું સૌથી મોટું ઔદ્યોગિક શહેર છે, પણ બીજાં ઔદ્યોગિક શહેરો જેવી કલુષિતતા ત્યાં સહેજ પણ નથી. એને 'સ્મોકલેસ મૅન્ચેસ્ટર'નું લાયક જ નામ મળ્યું છે. મોટે ભાગે કામદારોથી વસાએલા છતાં આ શહેરની સફાઇ તો મોટાં મોટાં અમેરિકન શહેરોને પણ શરમાવે

અને ધાર્મિક બાબતોમાં શું કે રાજકીય બાબતોમાં શું, ફિન્લૅન્ડની સહિષ્ણુતા પણ ગજબની છે. ત્યાં સ્વીડિશ બોલાય છે, ને એના બોલનારા કરતા ફિનિશ બોલનારો વર્ગ આઠગણો વિપુલ છે, છતાં બન્ને ભાષાઓને સરખું જ સંમાનિત સ્થાન આપવામાં આવ્યું છે. એની વસતિના ૬૯,૦૦૦ જેટલા પ્રજાજનો ગ્રીક ઑર્થોડૉક્સ પંથના છે, જે ગણવા જઇએ તો કુલ વસતિના પૂરા બે ટકા પણ ન થાય; છતાં ત્યાંની પ્રજાસત્તાક સરકાર પોતાના બજેટમાં બાર ટકા જેટલી રકમ એ પંથને માટે જુદી કાઢે છે. આવી પરધર્મસહિષ્ણુતા ભાગ્યે બીજા કોઈ મુલકમાં મળી આવે.

સહેલસફરીઓ માટે તો ફિન્લૅન્ડને દુનિયા પરનું જીવતું જાગતું સ્વર્ગ ગણી શકાય. સાઠ હજારથી યે વધુ નાનાં મોટાં પારદર્શક આસમાની સરોવરો ધરાવતી એની સરોભૂમિ પર શાંતિ ને સૌન્દર્યે જાણે ચિરનિવાસ સાધ્યો છે. એના ક્ષેત્રફળમાંથી (લાડોગા સરોવરને બાદ કરીએ તો યે) સરોવરનું જ ક્ષેત્રફળ ૧૮૦૦૦ ચોરસ માઇલ જેટલું છે. લાડોગા તો મીઠા પાણીનો દરિયો જ કહી શકાય એવડું, યુરોપમાં મોટામાં મોટું (૧૩૦ માઇલ લાંબું ને ૮૦ માઇલ પહોળું) સરોવર છે. એ ઉપરાંત અહીંના નાના મોટા અસંખ્ય ટાપુઓ, યુરોપમાં જબરામાં જબરો ઇમાત્રા ધોધ, કૅમેરાની ફિલ્મો પર સૌથી અંકિત થએલું એનું પંકાહર્જુનું સૌન્દર્યકેન્દ્ર, સંત ઓલેફનો કિલ્લો—સહેલસફરીને એ બધું જોતાંજોતાં ધરવ જ ન થાય.

જો કે નૉર્વેને 'મધરાતના સૂર્યની ભૂમિ' કહેવામાં આવ્યું છે, પણ ખરું જોતાં એ પ્રશંસાનું પહેલું હકદાર ફિન્લૅન્ડ છે. જૂન ને જુલાઇમાં તેના દિવસો ૨૦ કલાક જેટલા લાંબા હોય છે અને એ દિવસોની રાત્રિઓ પણ એટલી પ્રકાશમય હોય છે કે ઠેઠ મધરાતે પણ કશા કૃત્રિમ પ્રકાશની મદદ વિના ખુલ્લામાં સરળતાથી વાંચી શકાય. એના ઉત્તરપ્રદેશમાંના બંદરો લિનાહમારી ને પેટ્સામો મુકામેથી તો ઉનાળાના દિવસોમાં સૂરજનો અનસ્ત ગોળો બરાબર બે મહિના સુધી અનવરત દેખી શકાય છે.

આવી રંગદર્શી ભૂમિની વિદાય લેતાં ગમે તેવા પરદેશી પ્રવાસીનું દિલ પણ દ્રવી ઊઠે, તેમાં નવાઇ નથી.

## બ્રિટનની પરદેશ કચેરી (ફૉરેઈન ઑફિસ)

પૈસાના બળે ખરીદી શકાય એવી જગતમાં ઉત્તમ કેળવણી પ્રાપ્ત કરેલા વીસથી ત્રીસ બ્રિટિશ તરુણો ખાસ ચૂંટી કઢાય છે, તેમાંથી દરેક પાસ થાય છે ને પાસ થએલા દરેકને વાર્ષિક ૨૦૦ પૌંડના દરમાયાનો હોદ્દો સુપ્રત કરવામાં આવે છે. એ હોદ્દો તે ઇંગ્લંડની ફૉરીન ઑફિસનો, જે એટલો બધો રહસ્યમય છે કે એનું એકાદ રહસ્ય ફૂટી જાય તો આખા યુરોપને સળગાવી દે. પ્રાઇમ મિનિસ્ટરના કમરાના મુખ્ય દરવાજા સામે આવેલી એ ઑફિસમાં પ્રવેશતા તરુણ માટે ઘણી ઉત્તેજક ભાવિ કારકિર્દી રાહ જોતી હોય છે.

એનું કારણ, ફૉરીન ઑફિસ સદા જાગ્રત હોય છે. વરસના ત્રણ સો પાંસઠે દિવસ, ચોવીસ કલાકમાં દર ત્રણ મિનિટે, તારથી કે ટેલીપ્રિન્ટરથી, ટપાલથી કે ખેપિયા મારફત તેને એકાદ સંદેશો મળતો જ રહે છે. એ બધાથી ફૉરીન સેક્રેટરીને જ્ઞાત રાખવા સારુ ત્રણ ખાનગી મંત્રીઓ હોય છે. એક મુલાકાતો ગોઠવે છે ને હાઉસમાં તેને આપવાના જવાબોનું સાહિત્ય પૂરું પાડે છે, બીજો ડિપ્લોમૅટિક ને કૉન્સ્યુલર સર્વિસ પર નજર રાખે છે ને ત્રીજો નાની બાબતો ને રોકાણો ગોઠવે છે.

હાલના ફૉરીન સેક્રેટરી લૉર્ડ હેલીફૅક્સ (હિંદના

વખતના વાઇસરૉય લૉર્ડ અર્વિન) એ પદના પહેલા હોદ્દેદાર છે. એ પદનું એટલું સંમાન છે કે રામ્સે મૅકડોનલ્ડે તે વડા પ્રધાનપદ સાથે ભેળવી દેવાનું મન કરેલું. આ ઑફિસમાંથી જ લૉર્ડ હેલીફેક્સ બ્રિટનના ૧૮ એલચીઓ ને પરદેશોમાંના ૩૨ પ્રધાનોની પ્રવૃત્તિઓને દોરવણી આપે છે. એના ખાતાના પંદરે વિભાગોની કામગીરી અહીં જ કેન્દ્રિત થાય છે.

પણ ફૉરીન ઑફિસનાં બધાં રહસ્યો ફૉરીન સેક્રેટરી યે નથી જાણતો હોતો. એ તો છે વાર્ષિક ૩૦૦૦ પૌંડનો પગાર ખાતો પરમેનંટ અંડર સેક્રેટરી. બ્રિટનના જાસૂસીખાતાના એકેએક સભ્યને તે નામ સહિત જાણતો હોય છે. એના જેટલી ખાનગી બાબતો વડો પ્રધાન પણ નથી જાણતો હોતો.'

ફૉરીન ઑફિસની કામગીરી યે નાનીસૂની નથી. માદક પદાર્થો ને હથિયારોની દાણચોરી તથા આંતરરાષ્ટ્રીય ગુનેગારો પર જાપતો રાખવા ઉપરાંત રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય અનેક બાબતો તેની સાથે સંકળાએલી છે. એનું ૮૦,૦૦૦ પુસ્તકોનું પુસ્તકાલય આંતરરાષ્ટ્રીય રાજકારણનો સહુથી સંગ્રહ લેખાય છે.

ફૉરીન ઑફિસનું સૌથી અગત્યનું ખાતું સંધિખાતું છે. કૉન્ફરન્સોની ટેબલો પર ડેલીગેટોના સંભાષણોમાં બ્રિટનનું હિત જાળવવાનું કામ એ કરે છે. એક બીના નોંધવા જેવી છે કે એ ખાતા મારફત પરદેશોમાં જે શાહી સંદેશા મોકલાય છે તેમાં ઇંગ્લંડનો રાજા સામા રાજાને માત્ર 'હિઝ મજેસ્ટી' કહીને નહિ, પણ શરૂઆતમાં 'સર, માય બ્રધર' કહીને સંબોધે છે ને અંતે, 'સર, માય બ્રધર, યૉર મૅજેસ્ટીઝ ગૂડ બ્રધર' કહીને સમાપ્તિ કરે છે.

ફૉરીન ઑફિસને ભોંયતળીએ એક ભોંયરા જેવો ખંડ આવેલો છે. એ ત્યાંની સરકારનું ખાનગી છાપખાનું છે. કૅબિનેટના મિનિસ્ટરો ને મોટામોટા અફસરોને આપવાનાં સર્ક્યુલરો તથા ખાનગી સંજ્ઞાલિપિઓ ત્યાં છપાય છે. કોઇ પણ કંપોઝીટરને તેનું આખું પાનું ગોઠવવા દેવામાં નથી આવતું, ને જરૂર કરતાં વધુ નકલો જણાય તો એ જ વખતે સળગાવી દેવામાં આવે છે.

આજથી એકસો છપ્પન વર્ષ પર જ્યારે ફૉરીન ઑફિસ પહેલવહેલી સ્થપાઇ ત્યારે સ્ટાફ પર માત્ર ૧૪ જણ હતા. પામર્સ્ટન જ્યારે ફ્રેન્ચોને દબાવવાની વાત કરતો હતો ત્યારે ૪૦ હતા. પણ આજે, અર્લ ઑફ હેલીફેક્સના હાથ નીચે ૬૦૦નો સ્ટાફ કામ કરે છે.

### શંકાભર્યો પત્રવ્યવહાર કેમ ફોડાય છે?

હમણાં હમણાં બ્રિટિશ પોસ્ટ ઑફિસે પોતાના મુલકમાં આયાત થતી આવરિશ સ્વીપ ટિકીટો ઉપર ખૂબ જાપતો રાખવા માંડ્યો છે. બ્રિટિશ હોમ ઑફિસને મળેલા શંકા પડતા ખાનગી કાગળો ફોડવાના અખત્યાર પરથી તેની સૂચના મુજબ એણે એ કામગીરી આદરી છે. ઇંગ્લંડના બધા સેક્રેટરીઝ ઑવ સ્ટેટ્સને એવો અધિકાર છે. યુદ્ધમંત્રી, ગૃહમંત્રી, વિદેશમંત્રી, વિમાનમંત્રી કે સંસ્થાનમંત્રી હરકોઇને કોઇ પણ પળે પોસ્ટ માસ્ટર જનરલને હુકમ આપી અમુક કાગળો અટકાવવાના હક રહે છે જ.

પત્રલેખક કે પત્રનો મેળવનાર બેમાંથી એકે કળી ન શકે એવી તરકીબથી પછી એ જપ્ત થએલા કાગળો ફોડાય છે. એ માટે અમેરિકામાં આ પદ્ધતિ યોજાય છે: પહેલાં તો પરબીડિયાની એક બાજુએથી એક ઇંચના ૧૬મા ભાગ જેટલી કાપલી ખૂબ તીક્ષ્ણ હથિયાર વડે બારીકીથી કાપી લેવામાં આવે છે. એથી પડેલા કાપામાંથી પછી આખો કાગળ સેરવી લેવાય છે. ત્યારબાદ એ કાગળનો ફોટો લઇ લેવાય છે, તેમાં યે સહી અને તારીખની બાબતમાં ખાસ કાળજી લેવાય છે. બધું પતી ગયા પછી ખાસ બનાવટના કાગળના માવા વડે એ કાપ સફાઇથી ચોડી દઇ કાગળને દબાણ આપવામાં આવે છે એટલે એ એવો અકબંધ બની જાય છે કે ચુનંદો ડીટેક્ટીવ પણ તે કળી ન શકે.

બીજી રીત એક્સ-રે વડે કાગળો તપાસી લેવાની છે, પણ એ એક જ પાનાનાં હોય તો ફાવે. એકથી વધુ પાનાં માટે તો 'સ્ટીમ ઍન્ડ સ્ટીલ મેથડ' જ યોજવામાં આવે છે. પહેલાં તો ટિકીટ ઉખેડી લેવાય છે. પછી એ ટિકીટવાળા લંબચોરસ ભાગમાં એક કાપો પાડી કોરૂગેટેડ સોયને મળતું એક નાજુક ઓજાર તેમાં દાખલ કરવામાં આવે છે. તેને ફેરવતાં આખો કાગળ એકે સળ પડયા વિના તેની આસપાસ વીંટળાઇ જાય છે. એ વીંટાને કાઢી તેના પર પૂર્વ મુજબ ફોટોગ્રાફીની પ્રક્રિયા શરૂ થાય છે. જવલ્લે જ કોઇ સંજોગોમાં એનો કાપો પૂરવા કાગળનો માવો અજમાવવો પડે છે, બાકી તો ટિકીટ પાછી ચોડી દેવાનું જ રહે છે.

આપણે માનીએ કે પોસ્ટ ઑફિસના અધિકારીઓ સીલો તો નહિ ઉખેડી શકતા હોય, પણ એ માત્ર ભ્રમ જ છે. સીલ કરેલા કવરનું પાંખડું તપાવી, સીલની નીચે ગરમ કરેલું પાનું ખોસતાં એ સહેલાઇથી માર્ગ આપી દે છે. પણ કોઈ વખત એ નમતું ન આપે ને અંદરનું લખાણ અગત્યનું હોય તો પોસ્ટ ઑફિસ સીલ તોડી પણ નાખે છે, ને પછી એ જ મુજબનું નવું સીલ બનાવડાવી તેની છાપ મારે છે.

### ટપાલને લગતું મ્યૂઝિયમ

ચાલુ અને જૂની ટિકીટો, વિચિત્ર સરનામાંના કવરો, પોસ્ટના વિકાસની જયંતીઓને લગતા ફોટોગ્રાફો વગેરે જેવી અવનવી વસ્તુઓનું સંગ્રહસ્થાન તાજેતરમાં જ ન્યૂ દિલ્હી મુકામે ખુલ્લું મૂકવામાં આવ્યું છે.

આવું એક સંગ્રહસ્થાન ઊભું કરવાની ઇચ્છા ડિરેક્ટર જનરલ ઑવ પોસ્ટ્સ ઍન્ડ ટેલીગ્રાફ સર ગુર્ટીં રૉસને

ઠેઠ ૧૯૩૦ના જૂનમાં થએલી. આજથી ચારેક વર્ષ પહેલાંથી એ ખાતાએ હિંદના જુદા જુદા ભાગોમાં ભરાતાં પ્રદર્શનોમાં પોતાનો યે એક સ્ટૉલ રાખવા માંડ્યો હતો.

હવે આ સંગ્રહસ્થાન દ્વારા હિંદની ટપાલ પદ્ધતિ માટે એક કાયમનું સ્મારક ઊભું થઇ શક્યું છે. એમાં સંઘરાએલી ટિકીટોની કીમત ચાર લાખ રૂપિયાથી યે ઉપર થવા જાય છે. ઇ. ૧૮૫૨માં સિંધમાંથી સર બાર્ટલ ફ્રીઅરે બહાર પાડેલી પહેલવહેલી ટિકીટો—જે દુનિયાની વિરલમાં વિરલ ટિકીટોમાંની ગણાય છે—થી માંડી, છેલ્લામાં છેલ્લી ટિકીટોના નમૂના તેમાં આવી જાય છે. પોસ્ટલ ઑર્ડરો કે કૅશ સર્ટિફિકેટોની જુદીજુદી ડીઝાઇનો પણ જાળવવામાં આવી છે.

હિંદમાં પહેલવહેલી છપાએલી ટિકીટો ½ આનાની લાલ રંગની ને તાડ ને સિંહની ડીઝાઇનવાળી, ૯½ આર્ચાઅની હતી. એના માત્ર નવ સો જ શીટો લિથોગ્રાફીથી છાપેલા હતા. પણ એ કદી બહાર જ ન પડી, કારણ છપાયા પછી થોડા જ વખતમા તેમનો રંગ ઊડી ગયો. છેવટ એ માટે આસ્માની રંગની ૮ આર્ચાઅની ડીઝાઇન નક્કી થઇ. તેના પરનો પહેલો વૉટરમાર્ક હાથીના માથાનો હતો, ૧૮૬૬થી તે તારાનો રહ્યો છે.

ટિકીટોનું પહેલું પ્રાકટ્ય મદ્રાસથી થયું. ઇ. ૧૮૫૪ના સપ્ટેમ્બરની ૧૫મીએ ½, ૧, ૨ અને ૪ આનાની કીમતની તે બહાર પાડવામાં આવી. ૧૯૨૬ સુધી તો લંડનની દ લા રૂ ઍન્ડ કંપની જ બધી ટિકીટો છાપતી પણ ત્યાર પછીથી નાશિકના સિક્યૂરિટી પ્રિન્ટીંગ પ્રેસમા છપાય છે. નોંધવા લાયક બીના એ છે કે કંપનીનું રાજ્ય ગયું છતાં ૧૮૮૨ સુધી ટિકીટો પર 'ઇસ્ટ ઇંડીઆ પોસ્ટેજ'ની છાપ હતી, જે ત્યાર પછીથી બદલી 'ઇન્ડીઆ પોસ્ટેજ' થઇ છે.

આ ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્યના દેશોની અનેક ટિકીટો એરમેઇલની ટિકીટો, પેની પોસ્ટના સ્થાપક રોલૅન્ડ હિલ વગેરેના દુષ્પ્રાપ્ય ફોટોગ્રાફો વગેરે અનેક વસ્તુઓ એ સંગ્રહસ્થાન ધરાવે છે.

### સંસ્કૃતિનો અકબંધ સંગ્રહ

ઈ. ૧૯૩૯ સુધી ક્યા પ્રકારની સંસ્કૃતિ દુનિયા પર હતી એ પાંચ હજાર વર્ષ પછીની પ્રજાને કેવી રીતે જણાવી શકાય એ માટે અમેરિકાના વિજ્ઞાનીઓએ 'ટાઇમ કૅપ્સ્યુલ' નામથી વિખ્યાત થએલી એક વિશિષ્ટ રચના કરી છે. બૉમ્બશેલ જેવા આકારવાળી આ પોલી નળીનું વજન ૮૦૦ રતલ છે. કોઇ પણ પ્રકારે નાશ ન પામે એવી વિદ્યુત્ ગુણવાળી 'કપલોય' નામની વસ્તુમાંથી એનું બાહ્ય આવરણ તૈયાર કરતાં મહિનાઓ લાગ્યા છે. એ કૅપ્સ્યુલમાં ન્યુઝરીલ્સ, પુસ્તકો અને ઇતર જે રીતે આજની સંસ્કૃતિનો ફેલાવો થવા પામ્યો છે એ સર્વને માઇક્રોફીલ્મ પર ઉતારી અકબંધ કરવામાં આવી છે અને તેને, ન્યુયૉર્કમાં જે જગાએ ૧૯૩૯માં જગતમેળો ભરાવાનો છે ત્યાં જમીનમાં પચાસ ફૂટ ઊંડે દાટવામાં આવી છે. આ કૅપ્સ્યુલનું અંદરનું ખોળીયું પાયરેક્સ કાચનું છે. એમાં નાઇટ્રોજન ભરવામાં આવ્યો છે અને એને બરાબર સાફ કરી સીલ કરવામાં આવ્યું છે. એ ખોળીઆને કૅપ્સ્યુલમાં મૂકતાં પહેલાં ન ભીંજાય એવી વસ્તુમાં વીંટાળવામાં આવ્યું છે. આ પોલાણ સાત ફૂટ લાંબું અને તેની મધ્ય વ્યાસરેખા સાડા છ ઇંચની છે.

આ કૅપ્સ્યુલમાં માઇક્રોફીલ્મ ઉપરાંત ચારસો કરતાં બીજી વધુ વસ્તુઓ છે. ફાઉન્ટન પેન, યાંત્રિક પેન્સીલ, ઘડીઆળ, વીજળીનો દીવો, તમાકુની અરેચી, ચુંગી, સીગારેટ, સ્ત્રીઓની હેટ, ચશ્મા, મંજન અને બ્રશ, કૅમેરાનો નમૂનો, અસ્ત્રો, ટીનકટર, જુદા જુદા સિક્કાઓ, ઘણીખરી શુદ્ધ અને મેળવણીવાળી ધાતુઓ, વસ્ત્રના નમૂનાઓ, કાચના તાંતણા, રબર, એસ્બેસ્ટોસ, ધાન્યના દાણા અને કોલસાના નમૂનાઓ પણ એમાં મૂકવામાં આવ્યા છે. વિજ્ઞાનીઓની એવી માન્યતા છે કે પાંચ હજાર વર્ષ પછી આ બધી વસ્તુઓ ભાગ્યે જ મેળવી શકાય એવી છે.

એમાં એક માઇક્રોસ્કોપ ઉપરાંત ન્યુઝરીલ પણ મૂકવામાં આવેલ છે, જેમાં ઇ. ૧૯૩૮ની પ્રજા આપણા સમયના ઐતિહાસિક તેમજ નોંધપાત્ર બનાવો અવલોકી ને સાંભળી શકે એવાં વીસેક દશ્યો ઉતારેલાં છે. (ગુજરાતનું

### પર્યટનના યોજકોને

દરવર્ષે ઉનાળે તથા શિયાળે શાળાઓના અને વિદ્યાલયોના ઘણા વિદ્યાર્થીઓ રજાઓમાં ફરવા નિમિત્તે ટુકડીઓમાં આબુ, પાવાગઢ, નર્મદાકિનારે, એમ જુદાંજુદાં સ્થળોએ જાય છે; આ ભાઇઓ અને બહેનો પૈકી ઘણાં 'કુમાર'ના વાચકો હશે એમ હું માનું છું આ પર્યટનો ગોઠવનારા આચાર્યો અને શિક્ષકો તેમના વિદ્યાર્થીઓને દિશાસૂચન કરી ફરવા જવા ઈચ્છનારની કેટલીક ટુકડીઓને ઉપર જણાવેલ નક્કી કરેલી જગ્યાએ જવાનું ન સૂચવતાં ગામડાંઓની મુલાકાતે ગોઠવે એ ઈચ્છવા યોગ્ય છે. ગામડાંઓની સ્થિતિ દિનપ્રતિદિન વધારે ગરીબ થતી જાય છે, એ નિર્વિવાદ છે અને ગામડાંના પ્રશ્નો સમજવાને માટે ટુકડીઓ, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ પછાત ગણાતા પ્રદેશો જેવા કે મહીકાંઠા એજન્સી, મહેસાણા પ્રાંત, રેવાકાંઠા એજન્સીના રાજ્યોની મુલાકાત લેશે તો વિદ્યાર્થીઓના અનુભવમાં અનેકગણો વધારો થશે; અને આ અનુભવ દેશના આર્થિક અને સામાજિક પ્રશ્નો સમજવામાં ઉપયોગી થઈ પડશે. આઠ દસ વર્ષની ઉમરનાં બાળકોને પોતાનાં વાલીઓને ઉદરપોષણનાં કામમાં કેવી જાતની મહેનત અને મદદ આપવી પડે છે અને શાળાઓ વગેરેનો લાભ હોય તો યે કેમ જતો કરવો પડે છે તે જાણવાનું, અને છેવટે કરબારના હજારો ખેડૂતો અને મજૂરોના પૈસાના બદલામાં કેવું નજીવું

વળતર મળે છે, તે જાણવા માટે આ પ્રવાસ ઉપયોગી થઈ પડશે.

જુદીજુદી જાતના દેખાવો જોવા માટે આપણે આણુ તરફ જવું પડે છે, જ્યારે હમણાં જ મેં આકર્ષક દેખાવો માટે ફરતા યુરોપીઅન મુસાફરોને લુણાવાડાના જંગલોમાં જતા જોયા.

—પરીક્ષિતલાલ મજમુદાર

## જુદાજુદા દેશોનાં રાષ્ટ્રગીતો

| | |
|---|---|
| હિંદ | 'વન્દે માતરમ્' |
| તુર્કી | સ્વાતંત્ર્યની કૂચ |
| મિસર | ખેદીવસ્તોત્ર |
| ઇંગ્લંડ | 'ગૉડ સેવ ધ કિંગ' |
| જર્મની | Lied der Deutschen |
| ઇટલી | શાહી કૂચ |
| યુનાઈટેડ સ્ટેટ્સ | 'My Country, 'tis of Thee' |
| સ્વિટ્ઝરલેંડ | 'Rufst du mein Vaterland' |
| ફ્રાન્સ | લ માર્સેયાઝ |
| સોવિયેટ રશિયા | ધી ઇન્ટરનૅશનલ |
| ચીન | કુઓમિન્ટાંગનું ગીત |
| જાપાન | કિમિગાયો |
| ગ્રીસ | પ્રજાસ્તોત્ર |
| આયરિશ ફ્રી સ્ટેટ | સૈનિકનું ગીત |
| ઝેકોસ્લોવાકિયા | 'Kde Domov Muj' (ક્યાં છે મારી માભોમ?) |
| હૉલૅન્ડ | Wien Nierlansch |
| ડેનમાર્ક | 'Kong Christian Stod Ved Hojen Mast' |
| બલગારિયા | શુમા મારિચા |
| સ્વીડન | 'Der Svensku Njirtans' |
| નૉર્વે | 'Ja vi elseker Dette Landet' (અલબત્ત, અમે આ દેશને ચાહીએ છીએ) |
| હંગેરી | 'Ishem ald meg a Magyart' |
| બેલ્જિયમ | લા બ્રેબાંકોં |
| કૅનેડા | 'ધ મેપલ લીફ ફૉર એવર' |

## ૧૯૩૯ માટે કૅલેન્ડર

કાળો ઘોડો ઘેર જઈને
ખાતો ચણી જગણુ ગણીને
છે કેવો ચેરો છોગાળો!

ઉપલાં ત્રણ વાક્યોમાં બાર શબ્દો છે. તેમાંનો પહેલો શબ્દ જાન્યુઆરી માટે, બીજો ફેબ્રુઆરી માટે એમ છેલ્લા શબ્દ સુધી બારે મહિના માટે ગણી લેવા.

બારાખડીના પહેલા સાત અક્ષરો (ક,ખ,ગ,ઘ,ચ,છ,જ)ના ક્રમ પ્રમાણે રવિવારથી પહેલો દિવસ ગણીને જેટલામો દિવસ હોય તેટલામો વાર તે એ માસની પહેલી તારીખ.

દાખલા તરીકે જૂનની પહેલી તારીખ શોધવી છે. હવે 'જૂન' એ છઠ્ઠો મહિનો આવે છે અને ઉપરની લીટીઓમાં છઠ્ઠો શબ્દ 'ચણી' છે. એ શબ્દ 'ચ'થી શરૂ થાય છે. અને 'ચ' બારાખડીમાં પાંચમો છે તેથી જૂનની પહેલી તારીખ રવિવારથી ગણતાં પાંચમે દિવસે–એટલે કે ગુરુવારે–આવશે. આમ પહેલી તારીખ મળવાથી એ માસમાં બીજી કોઈપણ તારીખના વાર સહેલાઈથી મળી જશે.

—સાકરલાલ જી. પંચાલ (ભરૂચ)

# વિકસતું વિજ્ઞાન

રંગકિરણો વડે રોગો મટતા હોવાની વાત આપણે જાણીએ છીએ, પણ હવે અવાજનાં આંદોલનોથી પણ રોગો મટાડવાનું વિજ્ઞાન ઊભું થયું છે, જેને 'સાઇકોફોની' એવું નામ અપાયું છે. સરેરાશ માણસ એક સેકન્ડનાં ૧૭૦૦ આંદોલનો સાંભળી શકે છે. એથી વધુ સંખ્યાનાં આંદોલનો 'અલ્ટ્રાસોનિક' કહેવાય છે ને સામાન્ય અવાજો કરતાં એઓનામાં પુષ્કળ શક્તિ હોય છે. એ શક્તિની જ હવે રોગનિવારણમાં સહાય લેવાવા માંડી છે.

ઇમારતો બાંધવાના કામમાં લોખંડનો પગપેસારો દિનોદિન વધતો જાય છે. હવે અમેરિકામાં તો દરેક ઇંટમાં બે બાજુ કાણાં પાડવામાં આવે છે ને એક પર એક પડ જેમ ચણાતું જાય છે તેમ તેમ એ કાણાંઓમાં સળંગ લોઢાના સળિયા દાખલ કરી તેમને જકડી લેવામાં આવે છે.

પૃથ્વી પર વસતા જંતુઓની આજ સુધીમાં પાંચ લાખથી યે વધુ જાતો નોંધવામાં આવી છે ને ભિન્નભિન્ન તેમાં નવા ઉમેરા થતા જ જાય છે. એક અમેરિકન વિજ્ઞાનીએ એમાંની કેટલીક જાતોના અભ્યાસ બાદ ઘણી હેરત પમાડે એવી બાબતો બહાર આણી છે. એના કહેવા મુજબ ડ્રૅગન માખી બે જ કલાકમાં એના પોતાના જેટલા વજનનું ખાઈ જાય છે. પણ મૉનાર્ક જાતના પતંગિયાની ઇયળની ભૂખના પ્રમાણમાં તો એ કંઈ વિસાતમાં નથી. એ ઇયળ જેટલી આપણી હોજરીની તાકાત હોય તો એક જ બેઠકે આપણે ૧૦૦ રતલ ખોરાક ઉડાવી જઈએ. પોલી ફેમસ જાતના વંદાની વૃદ્ધિનો દાખલો પણ એવો જ છે. એની ઇયળનું વજન સાત અઠવાડિયામાં ૪,૧૪૦ ગણું વધે છે. આપણામાંથી દસ રતલ વજનનું બાળક એ રીતે વૃદ્ધિગત બને તો એટલા સમયમાં તેનું વજન ૨૦ ટન થઈ જાય.

---

ઘણા વખત સુધી બંધ પડેલા ઘરમાં પ્રવેશતાં આટલું ધ્યાનમાં રાખજો:

દરવાજો ખોલીને તરત અંદર જવું નહિ.

ફાનસ લઈને અંદર જવું નહિ.

ખારા યા આમલીના પાણીથી કે માત્ર પાણીથી પલાળેલા કપડાથી મોં ઢાંકીને જવાય તો વધુ સારું.

બહાદુર ગ્રીક સૈનિક પૉસેનિયસે શત્રુ ઇરાનીઓને છાની મદદ આપવા માટે લખેલા પત્રો પકડાતાં સજાથી બચવા તે એક દેવળમાં ભરાયો. દેવળમાં કોઇને પકડાય નહિ, તેથી લોકોએ દેવળનું બારણું પૂરી નાખી એને ત્યાં જ જીવતો ચણી લેવાનું ઠરાવ્યું, અને એ પૂરવામાં પહેલો જ પથ્થર એક વૃદ્ધ સ્ત્રીએ મૂક્યો: એ વૃદ્ધ સ્ત્રી તે પુત્રના દેશદ્રોહનું પ્રાયશ્ચિત્ત કરતી તેની માતા.

અનેકાર્થી શબ્દ: કાતર=કાતરવાનું ઓજાર; બીકણ કે કાયર, દુઃખી, ભયભીત; કતરાતું વા વાંકું; વાળ ખરી પડવાનો જનાવરોને થતો એક રોગ; કાતરના જેવી ધારવાળી પાતળી ઠીકરી કે પતરૂં.

ગણિત ગમ્મત

અમુક રકમ ધારો; તેમાં એક ઉમેરો; જે આવે તેને બે વડે ગુણો; એ ગુણાકારમાંથી ત્રણ બાદ કરો; પછી જે આવે તેને બે વડે ભાગો. હવે જે આવે તેમાં ½ (અરધો) ઉમેરો એટલે તમારી ધારેલી રકમ આવશે!

કહેવતોના અર્થ: 'જમતો પરોણો ભેંસ માને': ભોજનને અંતે પરોણા માટે ઘરધણીએ દૂધ મગાવતાં સ્ત્રીએ ભેંસ વસૂકી ગઇ હોવાનો જવાબ આપ્યો. પરોણાએ કહ્યું, 'કંઇ નહિ, મારે ત્યાં ખાડુ છે તેમાંથી એક મોકલી આપીશ.' પણ ઘેર જઇને એ વાત જ ભૂલી ગયો. કામ લેતી વખતના ગરજવાન માણસની વૃત્તિ કામ સર્યા પછી ફરી જાય છે તેના ઉદાહરણમાં આ કહેવત વપરાય છે. એને મળતી કહેવતો: 'ગરજ સરી કે મતિ ફરી (અથવા વૈદ વેરી)'; 'ગૂમડું ફૂટ્યું કે વૈદ વેરી' વગેરે.

શિક્ષક:(ઉંદિરની વાત કરીને) સિંહની ગુફામાં જઇને પાછું કોણ આવેલું, રમુ?
રમુ: સિંહ, સાહેબ.

તંદુરસ્ત સાપ દર બે મહિને પોતાની કાંચળી બદલાવે છે.



અમેરિકાના મિસુરી પ્રાંતનો રહીશ વિલિયમ મૅકફર્સન આંધળો છે, હાથ પણ ગુમાવ્યા છે; છતાં હું કે તમે વાંચી શકીએ તે કરતાં યે સરળતાથી બ્રેલ પુસ્તકો પર જીભ ફેરવતો વાંચી શકે છે. ઇ. ૧૮૮૩માં પોતાની સ્ત્રી સાથે કોલોરાડોની પથ્થરોની ખાણોમાં પહોંચ્યો. ત્યાં સુરંગ ફોડતાં અકસ્માતે ઝડપાયો. હવામાં ત્રીસ ફૂટ ફેંકાયો તેમાં તેના હાથ અને આંખ ગયાં. બધા આંધળાઓ બ્રેલલિપિ હાથ ફેરવીને વાંચે છે, પણ આને તો તે સાધન પણ નહોતું. જીભનું ટેરવું ગરમ કે ઠંડું કહી શકે, પણ આકૃતિ કહે એ કોણ જાણે? પણ ધીરજ અને આત્મવિશ્વાસ રસ્તો કરી આપે છે. તેનો શિક્ષક બરકા પર આંગળીનો લીટો કરે અને તે પ્રમાણે જીભ કાગળ પરનો મરોડ પરખે. એ રીતે તે વાંચતાં શીખ્યો અને આજે પોતાને જરા ય દુઃખી માનતો નથી.

દુનિયાભરમાં પુસ્તકપ્રકાશનમાં પહેલે નંબરે બ્રિટન (વર્ષે ૧૭,૦૦૦ ઉપરાંત) અને બીજે નંબરે અમેરિકા (વર્ષે ૧૧,૦૦૦ ઉપરાંત) આવે છે.



માંકડાં શરીર ખંજવાળે છે તેનું કારણ તેમના વાળમાં ચાંચડ હોવાનું નથી. શરીર પર બાઝી ગએલાં એના પરસેવાના બારીક કણો માટે એ ખંજવાળે છે.

બ્રાઝિલમાં એક જાતનાં ઝાડ થ છે, જેનું લાકડું એવું તો લાલચોળ હ છે કે અંગારા જેવું લાગે. પોર્ટુગી અંગારાને 'બ્રાઝા' કહેતા હોઇ, એ પરથી એ દેશનું નામ બ્રાઝિલ પડ

બ્રિટિશ મ્યૂઝિઅમમાં ભોજપત્ર તિ વાંસ, લાકડાં, પશુનાં ચામડાં, હાડ નળિયાં, સીસા લોઢા કે ત્રાંબા પતરાં, ઇંટો તથા છીપો પર લખાએ ચોપડીઓ પણ છે.

'હિઝ મૅજેસ્ટી'નો ખિતાબ પહેલે ફ્રાન્સના રાજા નવમા લૂઇ માટે વ પાયો. તે પહેલાં રાજાઓ 'હિઝ હાઇ નેસ' અને 'હિઝ ગ્રેઇસ' કહેવાતા.

આરપાર જોઇ ન શકાય એવો કાચ બનાવવાની બહુ સહેલી રીત છે: ઠંડ પાણીમાં બે ચમચી એપ્સન સૉલ્ટનું કરેલું મિશ્રણ તે પર લગાડી દેવું.

દુનિયામાં ટૂંકામાં ટૂંકી રેલવે રોમ ના વેટિકન સિટી (પોપના નિવાસ સ્થાન)માં છે. તે માત્ર એક માઇલ ના ત્રીજા ભાગ જેટલી જ લાંબી છે

તાજાં ટમેટાંનો ડીટડાંને મીણ ચો ટાડી રાખવાથી તેનું તાજાપણું ટકે છે

છાલ સાથે રાંધેલા બટાટા સંધિવ ઉપર ફાયદો કરે છે.

છત્રી પરના કાદવના ડાઘ મેથીલે ટેડ સ્પીરિટથી તદ્દન સાફ થશે

૧૯૦૭માં અમેરિકાનું સેગ્નીન ગા ૨,૭૩૪ કલાક ધુમ્મસે ઢંકાઈ રહેલું

કલાકે ૬૦ માઇલ ગતિના પવન દબાણ દર ચોરસ ફૂટે ૧૮ પૌંડ હોય છે.

મગરૂ દોઢ માસ ભૂખ્યા રહી શકે છે

નેપોલિયન બિલાડીથી બીતો હતો

કોપનહાગનમાં ચાર મેયર ચૂંટાય છે

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજબ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબુ આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.




**કીંમત**
પા રતલના પૉટનો રૂ. ૧॥
અરધા રતલના પૉટના રૂ. ૨॥
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું: સયાનીરોડ મુંબાઈ-૨૩

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લિ

દુકાન: જૂની મહાજનવાડી મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ · ભોગીલાલ બ્રધર્સ · ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો.



અવસાન તા. ૫–૨–૩૯ રાત્રે નવ વાગ્યે

નવયુગના ભવ્ય આદર્શો અને પરાક્રમોનાં સ્વપ્ના પાછળ જીવનભરતની
ઘડભાંગનો અપૂર્વ ઇતિહાસ મૂકી જનાર સમર્થ રાજવી શ્રીમંત મહારાજ
સયાજીરાવ ગાયકવાડ સરકારના આત્માને પરમાત્મા અનંત શાંતિ આપો.

ગુજરાતમાં જ્ઞાનપ્રચાર, કલાપ્રચાર, વિજ્ઞાનશિક્ષણ, ગ્રામસુધાર, અંત્યજો-
દ્ધાર, નારીવિકાસ અને રાષ્ટ્રપ્રેમની અવનવી ભાવનાઓ દેશપરદેશથી ઉતારી,
પોતાની પ્રજા માટે સતત ચિંતા અને પુરુષાર્થ કરનાર આ 'વિરાટમાનવ' માત્ર હિન્દના જ
નહિ પણ જગતના એક મહાન પુરુષ તરીકે અમર રહેશે. મુંબાઈના પ્રસિદ્ધ શિલ્પકાર કરમારકરે
તેમના ખુદ ઉપરથી આ મૂર્તિ તૈયાર કરી તેમના અવસાન પૂર્વે બે અઠવાડિયાં પહેલાં જ તેમની પાસે રજ
કરી હતી. જીવનભર યુરોપની કળા પાછળ વડોદરાનું દ્રવ્ય વહેતું રહ્યું હતું પણ કળાપરીક્ષકને લાયક હિન્દી કળાકા
ળાનાં જ તેની કદર કરવામાં સંપૂર્ણ તેમણે દિલાવરી દાખવી હતી–માંદગીના બિછાને હતા તે વખતે પણ તેમણે પોતાન
મ જાગૃત રાખ્યો હતો તેનું અપૂર્વ દૃષ્ટાંત તો એ છે કે વર્ષો પૂર્વે તેમણે કાઠીઆવાડના ધારી ગામમાં એક તરુણ શિકારીને
થી પર મુગ્ધ બની શિલ્પમાં તેને અમર કરવા હુકમ આપેલા તે યાદ કરી શ્રી વિનાયકરાવ કરમારકરને એ
કામ પૂરું નહિ થાય ત્યાં સુધી તેમને શાંતિ નહિ થાય તો. ૫ માસે કામ તો પૂરું થયું. પણ તેમની તે પર નિગાહ ન પડી–ન



આવતી કાલના નાગરિકોનું માસિક · વર્ષ સોળમું · અંક બીજો · ફેબ્રુઆરી '૩૬

# મિલનનું સ્વપ્ન

· શિખરિણી ·

ત્યજીને ખોળો કો ગિરિવર તણો, ને વનવનો
તણાં ગાનો કેરા નિજ લહરમાં ઝીલી પડઘા,
કદી વા ઊંચા કો ખડક કપરા કાળ સરખા
ગજાવીને ગાને, ઘુમટ રચીને શીકર તણો,
ઘડીમાં દોડે કો તરલ મીઠી કન્યા સમ, અને
ઘડીમાં ફેલાતી ઉભય તટ પે ગૌરવભરી
મહારાજ્ઞી જેવી, વહતી સરિતા જેમ ચમકે
સુણીને પ્હેલાં તો રવ ઉદધિનો–કિન્તુ ઉછળી
પછી રે'તી તે ત્યાં જ્યમ ગહનના ભવ્ય સપને–

પ્રભો! તેવી રીતે કદી સરળ વા કષ્ટ વહતી,
કદી કાન્તારોમાં પરમ સુખના, વા ખડક પે
મહા દુઃખો કેરા, કુદતી ફરતી, જીવન-નદી
સુણે આઘાતે જ્યાં ગહન ગહરો કાલરવ ત્યાં
લખાશે ના ભાગ્યે મિલન-સપનાં તું-ઉદધિનાં?

'સ્નેહરશ્મિ'





## શ્રી બલુભાઇ ઠાકોર

● એ હતા તો શાળાશિક્ષક, પણ બન્યા સમર્થ રાષ્ટ્રવિધાયક કારણ કે એ પોતે જ એક નરશાર્દૂલ હતા. જન્મથી જ બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિની લાક્ષણિક નીડરતા અને હિંમત તેમનામાં સંપૂર્ણ ખીલી હતી. અપમાન સહી લેવું એ તો સ્વભાવમાં જ નહોતું. ૧૯૦૭માં સરકારી હાઈસ્કૂલની નોકરી છોડી, માત્ર પોતાના સંબંધીને દાખલ થવાની રજા ન મળી તે પરથી તેમણે અને જીવણલાલ દિવાને ૧૯૦૮માં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ કાઢી ને સરકારી સંસ્થાને ઝાંખી પાડી દીધી. મ્યુ. સભ્ય બનીને અમદાવાદની કેળવણીના અગ્રણી બન્યા. સત્યાગ્રહમાં મોટાં જોખમો ખેડી ઝૂઝ્યા. ધારાસણા કૂચમાં પણ પહેલે મોરચે હતા. લડત પહેલાં અને પછી અમદાવાદની મ્યુ. ના પ્રમુખપદે રહી નગરસેવા અને સુધારણામાં જોર આપ્યું. આજે અમદાવાદની એકે એક સંસ્થા તેમના ઉદાર ઉત્તેજન અને પ્રેરણાનો ઉપકાર અનુભવે છે 'પ્રજાબંધુ અને ગુજરાત સમાચાર'ની પાછળ રહી તેમના પુત્ર ઇન્દ્રવદન ઠાકોર મારફત તેઓ આખા દેશની સેવા કરી ગયા. જાહેર હિંમત અને પ્રામાણિકતાનો તેઓ અદ્વિતીય નમૂનો હતા મુંબાઈની ધારાસભામાં અને યુનિવર્સિટી સેનેટમાં પ્રજાની નવી કેળવણીના ઘડતરમાં તેમનો જીવનભરનો અનુભવ અને શક્તિ પાયારૂપ થયાં છે. એ ગયા ત્યારે સરદારે કહ્યું કે 'તેમની ખાંપ ગઇ છે,' અને ખરેખર, દેશનો એક મહારથી ગયો છે. એમના જીવનકાર્યની પ્રતિમારૂપ કંઇક કામગીરીઓથી તેમનો કીર્તિકોટ અમર રહેશે

## શ્રી મોતીભાઇ અમીન

● ગુજરાતમાં 'સાહિત્ય' અને જ્ઞાનનાં અજવાળાં વિસ્તર્યાં તે પૂર્વે આ ધ્રુવતારક સમી વ્યક્તિએ દેખા દીધી અને છેવટ સુધી અનેક ગ્રહમંડળોના તે ધ્રુવતારક જ બની રહ્યા હતા. એ પણ વસોના એક શિક્ષક જ હતા; પણ સેવાની ધગશ, જ્ઞાનની પિપાસા અને આદર્શપરાયણતાને લઇ નવગુજરાતના એ અરુણ દેવતા બન્યા અને નવાં નવાં સ્વપ્નાં સિદ્ધ કરવા નવા નવા જીવનપ્રયોગો પોતે આચર્યા, અપનાવ્યા અને પ્રચાર્યા. વિદ્યાર્થીઓનાં જીવન સુધારવા પેટલાદ બોર્ડીંગ ચલાવી એ બોર્ડીંગે સ્વ રણજીતરામ અને નાનાભાઈ ભટ્ટને





શ્રી દક્ષિણામૂર્તિ ભવન સ્થાપવાની પ્રેરણા આપી. વિદ્યાર્થીની પાકી વયમાં બાળપણની કેળવણીની ઉણપો એમણે જોઈ અને કિન્ડરગાર્ટન શાળાઓ શરૂ કરી અને કરાવી. ચરોતરનું કેળવણી મંડળ કર્યું, તેના પ્રાણરૂપે જીવનભર રહ્યા. આખી પાટીદાર કોમનાં કેળવાએલા જુવાનોના પિતા અને પાલકનું સ્થાન સાચવ્યું. લોન ફંડ કરી કંઈકને પરદેશના પારંગતો થવાની તક કરી આપી. તેઓ એમના સદ્ગુણો અને શક્તિનો પ્રકાશ પોતે જ ઢાંકી રાખવા મથતા પણ એક વાર જેમને તેની સુગંધ મળી તે તેમના ગનવચનની દ્વારા બનતા શ્રીમંતો કે અમલદારો શ્રી મોતીભાઈની ચારિત્ર્યશીલતા અને સેવાપરાયણતા આગળ શિર ઝુકાવતા. સ્વ. શ્રીમંત સયાજીરાવ મહારાજનો તેમના પર વિશ્વાસ અને વ્હાલ હતાં છતાં પદવી, બદલો કે કીર્તિ મેળવવાની કદી ચેષ્ટા પણ કરી નહિ. પોતાનું જીવનધ્યેય તેમણે સંપૂર્ણ વિચારણા અને યોજનાથી સંગીન બનાવ્યું હતું એ પોતાને National નહિ પણ Rational ગણાવતા, છતાં સ્વદેશી પાલનમાં આગ્રહશીલ હતા. હજારો વિદ્યાર્થીઓ, સેંકડો લેખકો, સેંકડો આગજનો, શિક્ષકો તેમના જન્મભરના ઋણી છે. આજના ગુજરાતમાં 'મોતીભાઈ'નું સ્થાન પૂરનાર બીજું કોઈ નથી.




## મહારાષ્ટ્રના બર્નાર્ડ શૉ 'મામા' વરેરકર

● પ્રાંતીયતાની વાડોથી અકળાએલા કેટલાક હિંદી જનોમાં 'મામા' પહેલા હરોળે રહેવા ઇચ્છે છે. એ પોતાને મહારાષ્ટ્રીય કે ગુજરાતી કહેવરાવવા કરતાં 'બોમ્બાઈટ'— 'મુંબઈગરા' કહે છે તેથી પોતાનું પ્રાંતાભિમાન નહિ પણ સ્થાનની ઓળખાણ આપે છે. ૨૫ વર્ષથી તેમણે મુંબઈમાં વાસ કરી પોતાનાં નાટકો, વાર્તાઓ અને નવલકથાઓથી મહારાષ્ટ્રીય જનતાને ઘણું સાથે સુણાવી જાગૃતિ અને ચેતનના ચમકારા આપ્યા કર્યા છે અને આજે પણ પોતાની ભાષાની સેવા પોતાની રીતે કરી રહ્યા છે. પ્રાંત પ્રાંત વચ્ચે ઓખલાસ અને એકતા સ્થાપવાં હોય તો હિંદી કે અંગ્રેજીનો પ્રયોગ સૌને બેસતો થાય કે ન થાય પણ પડોશી પ્રાંતોએ અરસપરસની ભાષા સાંભળીને સમજતા થઈ જવું જોઈએ. ગુજરાતી બોલે તે મહારાષ્ટ્રીએ સમજવું જોઈએ ને મહારાષ્ટ્રની વાણી ગુજરાતીએ સમજવી જોઈએ આ હેતુથી તેમણે ગુજરાતમાં પહેલું ભાષણ મહારાષ્ટ્રીય ભાષામાં આપ્યું અને પોતાની વાત ખરી કરી બતાવી. પ્રજાને ઓળખવા તથા ભાષા સમજવા અને રાષ્ટ્રસુધારણા કરવા નાટ્ય એ સબળ અને અમોઘ સાધન છે એ તેમણે સિદ્ધ કર્યું છે અને એટલે જ આજે તે દેશભરમાં ફરી ફરી ઉત્સાહી કળાકારો, વિદ્વાનો અને સુશિક્ષિતોને રાષ્ટ્રીય રંગભૂમિ સ્થાપવા પ્રેરણા આપી રહ્યા છે. પોતે મેટ્રીક પણ થયા નથી પરંતુ તેમની સાહિત્યકાર તરીકેની પ્રતિભાએ તેમને બે વાર મહારાષ્ટ્રની સાહિત્ય પરિષદના પ્રમુખ ઠરાવ્યા છે. તેમણે મહારાષ્ટ્રની રંગભૂમિને વીસેક નાટકો લખી આપ્યાં હતાં તે બધાં ભજવાઈ ચૂક્યાં છે. સંખ્યાબંધ ટૂંકી વાતો અને ચારેક નવલકથાઓ એમના ગ્રંથો છે. નાગપુર યુનિવર્સિટીએ B.A.ના અભ્યાસક્રમ માટે તેમનાં પુસ્તકોને પાઠ્યગ્રંથો ઠરાવ્યા છે. તેમના લેખો ગુજરાતી ભાષામાં અનુવાદિત થવા લાગ્યા છે એટલે 'મામા' વરેરકરની પ્રતિભાનો હવે સત્વર ગુજરાતને પરિચય થશે.

મામાએ ગુજરાતના તરુણ વર્ગને પોતાની સેવાઓ અર્પવાનું પ્રતિપન્ન કર્યું છે. ત્રીસ વર્ષની સમર્થ નાટ્યસાધનાએ તેમને આ સ્થાનના અધિકારી ઠરાવ્યા છે. ર.મ.શા.

# આંબો મસાણિયો

**કોઇના પણ મરણના સમાચાર સાંભળતાં વેંત ઊભે પગે એ સ્મશાને દોડતો, પણ એની સ્મશાનયાત્રા તો . . . . . . . .**

દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે એમ હોત તો તમે આંબા ગેરાઇને કોઇ ચોટા ચકલામાં નાની સરખી દુકાનમાં મહામહેનતે સૂર્યના પ્રકાશ-માં સોય ઊંચી રાખી દોરો પરોવતો જોયો હોત. પણ આંબાએ તો લાગલાગટ ચાળીસ વર્ષ સુધી દરજીનો ધંધો કરી આખરે ક્ષેત્રસંન્યાસ લઇ લીધો છે. આંબો કામ કરતો હતો ત્યાં સુધી, આપણા કેટલાક ડૉક્ટરો પોતાને સ્ત્રીઓ તથા બાળકોના ખાસ સ્પેશ્યાલિસ્ટ કહેવડાવે છે એમ, પોતે સ્ત્રીઓ તથા બાળકોનો ખાસ દરજી છે એમ પાટિયું પણ લગાવ્યા વિના ગામમાં આંબાએ એ જાતની આબરૂ જમાવી હતી. સ્ત્રીઓ માટે નવીનવી ઢબનાં પોલકાં સીવી, બાળકો-ને હવેલીના મહારાજની બંડી જેવા ચસચસતા પણ નહિ અને ફકીરની કફની જેવા ઢીલા પણ નહિ એવા ઝભલાં પહેરાવ્યાં હતાં. આજકાલ આપણી સ્ત્રીઓ પુરુષોના ગંજીફરાક જેવા જે ટૂંકી બાંયના કે બાંય વિનાનાં બ્લાઉઝ પહેરે છે એની ગામમાં શરૂઆત કરનાર આંબો ગેરાઇ જ હતો એમ હું તમને કહીશ ત્યારે મારી વાત કદાચ માનશો નહિ. તમે અશ્રદ્ધાથી મારી સામે જોઇ રહી પૂછશો 'આંબો?!'

આંબાને તમે એની જુવાનીમાં જોયો હોત તો તમે કહેત, 'ખરેખર, કોઇ રસિક જીવડો લાગે છે!' એનું સફેદ મલમલનું કડિયું, 'નાનકલાટ'નું પહેરણ, કછોટો મારેલું લાલ કિનારનું ધોતિયું, માથે ફૂલ ગુલાબી રંગની આંટીવાળી અસલ કાઠિયાવાડી પાઘડી અને સાંજે દુકાન વધાવી હાથમાં લીલાછમ દાતણ-ની બે છડીઓ લઇ બજારમાંથી એ ચાલ્યો જતો હોય તો બે ઘડી આંખો ઠારીને તમે જોઇ રહો!

એ આંબો આજ ડોસો છે છતાં ય પાંત્રીસ વર્ષ-ના જુવાન જેટલી એના શરીરમાં ચપળતા છે. માત્ર આંખો બરાબર કામ આપતી નથી. છોકરુંછૈયું તો આંબાને પહેલેથી હતું જ ક્યાં, અને વહુ પણ દસ વરસ થયાં સ્વર્ગે સિધાવી ગઇ હતી. આંબાએ બજારમાંથી દુકાન ઉપાડી લીધી છે. હજી જો ઇચ્છા હોય તો કોઇને બાગડું મારી આપે, કોઇની સાડીને લેસ મૂકી આપે, કોઇનું ધોતિયું સાંધી આપે ને એવું એવું પરચુરણ કામ કરી રોજ આનો બે આના રળી કાઢે. પણ આંબાને એવા લોભીવેડા કરવા ક્યારે પસંદ હતા? હવે તો એણે જે કાંઇ એકઠું કર્યું હતું એમાંથી રોટલોખીચડી ખાય છે, ઘરમાં કાંઇ કામ ન હોય તો ચૂલા પર ધીમે તાપે ખીચડી મૂકી રસ્તા પરના ઓટલા પર બેસી હુક્કો પીએ છે, નાનાં નાનાં છોકરાંઓ જોડે વાતો કરી વખત વિતાવે છે. પૈસાની પિપરમેંટ લઇ છોકરાંઓને વહેંચી આપે છે. અને બીજા હાથમાં સંતાડી રાખેલી એક પિપરમેંટ પોતાના મોઢામાં મૂકી દે છે. રસ્તા પરથી જાણીતું ગાડું નીકળે છે તો લેવાદેવા ન હોવા છતાં ઊંચે સાદે ભાવ પૂછે છે. અને—ક્યાંયથી ખબર મળે કે ન્યાતમાં મરણ થયું છે તો ખાંધે ફાળિયું નાખી તરત સ્મશાને ચાલી નીકળે છે. કંઇક વખત પસાર થતો એ ખાતર પણ ખરું અને કંઇક .... કોણ જાણે શા માટે; એ બધાને કાંધ દેવા સ્મશાને જતો. પોતે ઘરડો થયો અને મરે ત્યારે બધા ન્યાતીલાઓ પણ એને કાંધ દેવા આવે અને પોતાની સ્મશાન-યાત્રા ઠાઠમાઠથી નીકળે એવા સ્વાર્થથી તો નહિ જ. આંબો એવી પરવા કરે એવો નહોતો.

મરણના સમાચાર સાંભળી કોઇ જાય કે નહિ, પણ આંબો તો ઉઘાડે પગે સૌથી વહેલો જઇ ઊભો રહેવાનો. એથી એની મશ્કરીઓ પણ થતી એ વાત આંબો પોતાને મોઢે જ કહેતો, અને કહેતો, 'પણ ઘેર નવરો બેઠો શું પાણો ભાગું?'

મહોલ્લામાં સગાંવહાલાં કુટુંબને ભલે આંબાની કંઇ કિંમત ન હોય પણ કોઇ એકલદોકલ ડોસોડોસી, વિધવા એને મન તો આંબાની બહુ કિંમત હતી, અને તે પણ શિયાળાની કડકતી ટાઢમાં—જ્યારે સગો કાકાનો દીકરો માની મોટે 'તબિયત બરાબર નથી'નું



'તારી મા મરી ગઇ તો હું શું કરૂં? હું શું નવરો છું તો ગામ આખાનું આભડવા જાઉં? જા, હું નહિ આવું.'
તો ય છોકરો થોડી વાર મૂઢની જેમ ઊભો રહ્યો. એની આંખમાં આંસુ આવતાં આંબાએ ઝાંખાં ઝાંખાં જોયાં.

બધાનું કહેવડાવી પગ નીચે ગોદડું ભરાવતો પડી રહેતો ત્યારે આંબો એનું સાઠ વરસનું ખખડધજ્જ છતાં ય કુંભારના ઘરના નવા માટલા જેવું ટકોરા કરતું અણનમ શરીર લઇ ત્યાં હાજર થતો, ને જરૂર પડયે કાંધિયા પૂરા ન હોય તો હિમ જેવા ઠંડા પાણીથી નાહી ખાંધ દેવા પણ અચકાતો નહિ.

બીજાને કાંધ દેવામાં, સ્મશાને જવામાં પોતાને આટલો રસ કેમ છે એનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ કરવાની આંબામાં શક્તિ નહોતી. પણ એ ક્રિયા એ રાજીખુશીથી અને હોંસથી કરે છે એટલું તો એ સમજતો હતો. છતાં કોઈ પ્રસંગે સ્મશાને જવા માટે માણસો એકઠા થતા હોય અને કોઇ મોડો આવનાર આંબાને વહેલો આવી ગએલો જોઇ વ્યંગમાં કહે, 'કેમ, આવી ગ્યો છોને, આંબા!' ત્યારે આંબાની ભમ્મર જરા સંકોચાતી અને કપાળમાં જરા કરચલી પડતી—આંબાને થતું, 'આભડવા આવવામાં જાણે મને કોઇ પોટલું બંધાવી દેવાનું હોય નહિ!'

મરણપ્રસંગે મોખરે થનાર આંબો ન્યાતીલાના વરઘોડામાં શોધ્યો પણ મળે નહિ! કોઇએ વળી ખાસ માયા મમતા બતાવી પાનગુલાબ લેવા પધારવાનું આંબાને આમંત્રણ આપ્યું હોય તો, ક્યાંક પાછળ-પાછળ પહેરણ ઉપર પાઘડી નાખી એ ઉજળી મંડળીમાં નિસ્તેજ જેવો મૂંગોમૂંગો ચાલ્યો જતો નજરે પડે.

વરઘોડા અને માંગલિક પ્રસંગોમાં આંબાની હાજરી અશુભ ગણાતી! કારણ તો ત્યારે એટલું જ કે કાંઇ પણ સ્વાર્થ વિના દાંતની બત્રીશી ખખડી જાય એવી ઠંડીમાં, કે પગનાં તળિયાંમાં ફોલ્લા પડે એવા તાપમાં એ મરણના સમાચાર સાંભળી ચાલી નીકળતો!

આંબો રસ્તે જતો હોય ને કોઇ છોકરાઓ સામા મળે તો છોકરાઓ આંબા તરફ નજર સુદ્ધાં ન કરે, પણ થોડે દૂર જઇ જોસથી બૂમ મારે 'એ . . . આંબા!'

આંબો એના તોફાનને ઉત્તેજન નહિ આપવાની ખાતર પાછું વાળી જુએ પણ નહિ, વળી બૂમ આવતી, 'એ . . . . આંબા! આંબો મસાણિયો . . . . આંબો મસાણિયો.' અને તાળીઓ પાડી કિકિયારી કરી, ખડખડાટ હસી ક્યાં ય સુધી બોલ્યા જ કરે 'આંબો મસાણિયો . . . . આંબો મસાણિયો!'

આંબો કોઇ વાર ગુસ્સામાં ફરી આહ્વાન કરે, 'ઊભા રહેજો! તમારી માના!' અને કોઇ વાર હદપાર ચીડાઇ જાય તો રસ્તા પરથી પથરો ઉપાડી ફેંકતો પણ ખરો, પણ છોકરાઓ તો ડરી જવાને બદલે ઊલટાના બેવડા જોસથી બોલતા 'આંબો મસાણિયો' અને નાસી જતા.

નિશાળેથી પાછા ફરતા છોકરાઓએ એક વખત આંબાને ખૂબ રંજાડ્યો, કિકિયારીઓ બોલાવી. એક છોકરો તો સાહસ કરી ધીમે પગલે આંબાની પીઠ સુધી જઇ પહોંચ્યો અને પાછળથી આંબાના ધોતિયાની કાછડી ખેંચી દોડી ગયો. આંબો અત્યંત ક્રોધે ભરાયો, બગડ્યો. પણ છોકરાઓ તો દૂર ઊભા ખડખડ હસતા હતા. ક્રોધમાં આંબાએ રસ્તા પરથી એક હાથ આવ્યો એ પથરો ઊંચક્યો અને એ ટોળા તરફ ફેંક્યો. પણ કોણ જાણે શું થયું એ પથરો સીધો એક સાતેક વરસના નાના છોકરાના કપાળ પર જઈ પડ્યો. અને માથામાંથી પુષ્કળ લોહી નીકળવા લાગ્યું. છોકરાઓમાં હાહાકાર થઇ ગયો, આસપાસ માણસો એકઠા થવા લાગ્યા. આંબો ગભરાટને લીધે ત્યાંથી સરકી ગયો, પણ ત્યાર પછી એનું હૃદય ખૂબ બળવા લાગ્યું. એને થયું, 'આંખ પર વાગ્યું હત તો!' વિચાર આવતા એ છોકરાનો આંખ વિનાનો ચહેરો નજરસમક્ષ આવ્યો અને એ ઘોર ચિત્ર નજર પાસેથી દૂર કાઢવા આંબાએ આંખો દાબીને બંધ કરી દીધી.

ઘેર આવી આંબાએ ચૂલે ખીચડી મૂકી. ખીચડી પણ થઇ ગઇ, પણ ખાવા બેઠો ત્યારે કોળિયો ગળે ચોંટતો લાગ્યો. આંબાને ફરી એ જ વિચાર આવવા લાગ્યા અને એનો જીવ બળ્યા કરતો હતો. આખરે થાળી ઠેલી દઇ આંબો ખાધા વિના જ ઊભો થઇ ગયો: વળી એને વિચાર આવ્યો, 'શા માટે નહિ! . . . . એ જ લાગનો હતો! . . . . શું કામ મને એવે નામે બોલાવે છે . . . . હું એને બતાવું છું! ઉંહ! હવે હું કોઇ સારુ મસાણે જવાનો જ નથી. શું કામ જાઉં . . . . જશને બદલે જુતિયાં ખાવા!'

એક છોકરાને સજા થઇ છતાં છોકરાઓ તો આંબાને જોઇ, સલામત અંતરે પહોંચ્યા પછી ઘાંટો પાડી આગળ માફક બોલતા જ રહ્યા: 'આંબો મસાણિયો, આંબો મસાણિયો!'

. . .

મકરસંક્રાન્તના દિવસોમાં આકાશમાં ઊંચે ઊંચે પતંગો ઊડતા હોય ને બે પતંગ વચ્ચે લડાઇ જાગે ત્યારે દોરની ચરખીમાં ઢીલ મૂકાય—સરરર સરરર કરતી દોર નીકળ્યા જ કરે તેમ આંબાની જીવનદોર નીકળ્યા જ કરે છે, પણ એનો છેડો ક્યાં ય નજરે પડતો નથી. બનવા જોગ છે, એ ઝડપમાં જ એક સામટો એ દોરનો છેડો આવી જશે અને પછી પતંગ પણ હાથ નહિ રહે તેમ આંબો પણ એક દિ ગુમ થઇ જશે. એ તો થાય ત્યારે. અત્યારે આંબાને જીવન ટકાવી રાખવા બૈરાંઓની સાડીને બેચાર આના ખાતર લેસ પણ મૂકી આપવી પડે છે ને કોઇ વાર જૂના ગાભામાંથી રજાઇ પણ બનાવી આપવી પડે છે.

ઠાઠડી બનાવતાં કોઇ મરણના સમાચાર લઇ આવે તો આંબો હવે બગડતો, 'હું તે શું નવરો બેઠો છું તે બધે આભડવા જાઉં!' પણ આભડવા ન જવામાં જેટલું કામનું કારણ હતું એટલો આભડવા જવા તરફનો વૈરાગ પણ હતો. એક તો ઠોકર ખાતો સ્મશાને જાય અને ઉપરથી લોકો એને મસાણિયો કહી એની મશ્કરી કરે! એ હવે ન જોઇએ.

આથી જ અનેક વખત નજીકના સગામાં મરણ થયું હોય અને માણસ બોલાવવા આવ્યું હોય તો ય આંબો હવે કદી સ્મશાને જતો નહિ. અને આથી જ એક બપોરે આંબો બીડી ફૂંકતો ઉંબરામાં બેઠો હતો ત્યારે દસેક વરસનો એક છોકરો આવ્યો અને એની મા ગુજરી ગયાના સમાચાર આપ્યા ત્યારે પારકા દુઃખે ગળગળો બની જતો આંબો 'હાલ, આવું છું' એમ કહેવાને બદલે એને મારવા ધાયો, 'તારી મા મરી ગઈ તી હું શું કરું? હું શું નવરો છું તી ગામ

આંબાનું આભડવા જાઉં! જા, 'હું નહિ આવું!'

આંબાએ હુંકારી કાઢ્યો તો ય એ છોકરો થોડી વાર મૂઢની જેમ ઊભો રહ્યો. આંબાના આવા શબ્દ સાંભળી છોકરાની આંખમાં આંસુ આવતાં આંબાએ ઝાંખાંઝાંખાં જોયાં.

થોડી વાર રહી છોકરો ત્યાંથી ચાલી ગયો.

આંબો બીડીનું ઠૂંઠું હાથમાં પકડી ત્યાં ને ત્યાં બેસી રહ્યો. કંઇક ખોટા વિચારે પોતાને ચડી ગએલો માની, એમાંથી ઝબકીને એ વિચારો જાણે હાંકી કાઢવા એણે બીડીનું ઠૂંઠું ફરી હોઠે મૂકી ચૂસવા માંડ્યું, પણ બીડી ઠરી ગઈ હતી. ચીડથી આંબાએ જોસથી રસ્તા પર ઘા કર્યો અને 'ઊંહ!' કહી ઘૂંટણ પર હાથ ટેકવી ત્યાંથી ઊઠ્યો.

પણ રીંછ જેમ પાંજરામાં આગથી તેમ ફર્યા કરે તેમ આંબો પીઠ પાછળ હાથ રાખી આંટા મારવા લાગ્યો. જાણે એને કંઇ ચેન પડતું નહોતું. થોડી વાર પછી જાણે કાંઈક નિર્ણય ઉપર આવી ગયો હોય એમ એક ફાળ ભરી ખભે ધોતિયું નાખી તે સ્મશાને જવા નીકળ્યો.

રસ્તામાં પેલો છોકરો ફરી સામો મળ્યો, અને સ્મશાને આવવા જેવું દુઃખદ આમંત્રણ આપવા પોતે આવ્યો છે એટલું પણ વિસરી જઇ, આંબાને આવતો જોઇ એના મો પર જરા હર્ષનું તેજ આવી અદ્રશ્ય થઇ ગયું. એ હર્ષમાં બોલ્યો, 'હું તમને જ બોલાવવા આવતો'તો.'

આંબો એ છોકરાને જોતાંવેંત જ ઓળખી ગએલો. એની માં આંબાની જ ન્યાતની એક વિધવા બાઇ હતી અને બીજી ન્યાતના એક માણસ જોડે ઘરઘી ગઇ હતી એટલે ન્યાતે એને ન્યાત બહાર ઠરાવેલી. એ મુજબ એના પર સખત પ્રતિબંધો મુકાયા હતા. એની જોડે ન્યાતનું કોઇ માણસ કોઇપણ જાતનો વ્યવહાર ન રાખી શકે, એના ઘરનું ખવાય નહિ, પાણી પણ પીવાય નહિ. કમનસીબે થોડાં વરસો બાદ એનો બીજો પતિ પણ ગુજરી ગયો અને એ બાઇ અત્યાર સુધી દળણાં દળી, પાણી ભરી, કામ કરી અત્યંત દુઃખમાં દિવસો વિતાવતી મરી ગઇ.

ન્યાતબહાર હોવાથી ન્યાતનું કોઇ પણ માણસ એને સ્મશાને પહોંચાડવા ગયું નહિ. આંબાને વળી આટલા દિવસે પ્રતિજ્ઞા તોડવાનું સૂઝ્યું તે આવી ચડ્યો અને બીજા બે ચાર પરન્યાતીલાઓને એકઠા કરી એને બાળી આવ્યા. જો આત્માને વાચા હોત, તો એ બાઇના આત્માએ આંબાને શું આશીર્વાદ આપ્યા હોત?

એ બાઇના મૃત્યુને આઠ દસ દિવસ થયા હશે ત્યારે ન્યાતની એક અસાધારણ સભા ભરાઇ. ન્યાત બહાર હોય એવા કોઇપણ ઇસમના શુભ કે અશુભ અવસરમાં ન્યાતના કોઇપણ માણસે ભાગ લીધો હોય તો ન્યાતે શું પગલાં લેવાં એનો વિચાર કરવાનો હતો. સભામાં ગિર્દી પુષ્કળ હતી. જેમજેમ વખત થતો તેમતેમ માણસો ભરાતાં ગયાં. વાતાવરણ તંગ બનતું જતું હતું. સ્પષ્ટ નહોતું કરવામાં આવ્યું છતાં બધા જાણતા હતા કે એ પ્રશ્ન કેમ ઉપસ્થિત થયો હતો. બધા એકબીજાના કાનમાં ગુસપુસ કરતા, આંબા તરફ આંગળી ચીંધી કાંઇ કહી લેતા.

પટેલ આવતાં સભા ચાલુ થઇ અને ગરમાગરમ ભાષણોને અંતે એમ નક્કી કરવામાં આવ્યું કે કોઇ ન્યાતીલો ન્યાતના ઠરાવ વિરુદ્ધ વર્તાવ કરે તો એને ન્યાત બહાર મૂકવાની સજા થવી જ જોઇએ, ત્યારે એ જ સભામાં આંબાનું નામ બોલાયું અને ન્યાતબહાર મૂકાએલ બાઇના શુભ અથવા અશુભ અવસરમાં ભાગ લેવા બદલ ન્યાતને સંતોષકારક ખુલાસો કરવા એને કહેવામાં આવ્યું.

આંબો થથરતા અવાજે બોલવા ઊભો થયો. થોડી દલીલો કરી પણ એની અસર પટેલો ઉપર કાંઇ ન થતી જોઈ ઝનૂનમાં એ ફાવે તેમ બકવા લાગ્યો; પણ પટેલે એને વચ્ચેથી જ બેસાડી દીધો, અને સર્વાનુમતે આંબાને ન્યાતબહાર જાહેર કર્યો

સભા બરખાસ્ત થઇ અને આંબો નીચું માથું નાખી સૌની પાછળપાછળ ઊંડા વિચારમાં ચાલ્યો જતો હતો એવામાં પોતાના ખોવાએલ જોડા શોધવામાં મોડા પડેલ એક ન્યાતીલાએ આંબા પાસે આવી કહ્યું, 'આંબા, ઇ નાતબાર હતી ઇ' તું જાણતો'તો તો ય ભલા માણસ, શું જાણીજોઇને દીવો લઇને કૂવામાં ઊતર્યો! તને વળી આ શું સૂઝ્યું!'

દાઝ્યા ઉપર ડામ પડતો હોય એમ છંછેડાઇ આંબો ઘુરક્યો, જાને તું તારે રસ્તે! મોટો આવ્યો છે મને કહેવા. "ઇ તને શું સૂઝ્યું!" ભલા, મને સૂઝ્યું

ઇ મેં કર્યું! ઉહ, આવા ને આવા હાલી નીકળ્યો છે દુનિયામાં!'

પોતે ન્યાતબહાર થયો એ દિવસથી આંબાએ ફરી કામ છોડી દીધું અને આખો દિવસ બારણું બંધ કરી અંદર જ બેસતો એટલો આઘાત એને લાગ્યો હતો. માત્ર રાત્રે જ્યારે લોકોની અવરજવર બંધ પડતી ત્યારે રસ્તા પરનું બારણું ખોલી, હથેળી પર મો ટેકવી ક્યાંય સુધી બેસી રહેતો. રાત્રિની શાન્તિનો ભંગ કરતા કૂતરાનો દૂરથી ભસવાનો અવાજ સંભળાય કે રોન મારવા નીકળેલા પોલિસના વજનદાર બૂટ અને લાઠીનો ખટખટ અવાજ સાંભળી ઝબકી જાય, અને વળી એમને એમ ક્યાંય સુધી બારણામાં પૂતળાં જેવો બેસી રહે. સવારે સાડાચાર પાંચના સુમારે કૂકડા બોલે અને સવારનો ઠંડો પવન નીકળે, માડાવાળા ગાડા લઇ વહેલાવહેલા રસ્તે જતા જુએ ત્યારે આંબો બારણું બંધ કરી લેતો.

દિવસે દિવસે આંબો શરીરે ઘસાતો ગયો. પહેલાંનું એનું ખડતલ અણનમ શરીર હવે કાંઇ પણ શ્રમ કર્યા વિના પણ થાકી જતું. હાથની અને કપાળની નસો દેખાવા લાગી. આંખોના ગોખલામાં એની આંખો ઊંડે ઊતરવા લાગી. કોઇકોઇ વખતે ઝીણો તાવ પણ આવી જવા લાગ્યો. માથું દુખે, પેટમાં દુખે અને વાંસો ફાટે. આટલાં વર્ષે આંબાને હવે વૃદ્ધાવસ્થાના ચિહ્નો દેખાયાં.

આમ સહિનોક કેદ જેવું જીવન ગાળ્યું એવામાં એક રાત્રે નિત્યક્રમ પ્રમાણે રસ્તા પરના બારણાની પાસે બેઠો હતો ત્યારે એને વિચાર આવ્યો, 'એક મૂઠી ધાન ખાવું એમાં તો ગામમાં ન કોઇની જોડે બોલવું કે ન કોઇ જોડે ચાલવું. મૂઠી ધાન તો ભગવાન ગમે ત્યાં આપી રહેશે. હાલને જીવ ક્યાંક .. જૂનાગઢ જાઉં. આમ તે કેમ જિંદગી ખૂટશે!

બીજે દિવસે આંબો કપડાંની એક ગાંઠડી બાંધી લઇ, જે થોડાં વાસણકુસણ હતાં એ એમ જ રહેવા દઇ, સવારની વહેલી ગાડીએ જૂનાગઢ જવા નીકળ્યો. સ્ટેશને જતાં રસ્તામાં કૂતરાં ટાઢમાં કારમી ચીસો પાડતાં હતાં. ઠંડો પવન સુસવાટ કરતો વાતો હતો. શિયાળાની વહેલી સવારની ગાડી હતી એટલે ડબ્બામાં ઉતારુઓ પણ જૂજ જ હતાં. સૌ ટાઢથી થથરતાં બેઠાં હતાં. જરા જરા વારે, જોરથી મોઢું દાબી રાખવા છતાં ય સૌની દાંતની ડાકલી વાગી જતી. ગાડી ચાલુ થઇ એટલે ઉતારુઓ ડબ્બાની બધી બારીઓ બંધ કરી દઇ, માળખો પગથી તે માથા સુધી ઢાંકી સૂઇ ગયા, આંબો થોડી વાર સુધી ગુમસુમ બેસી રહ્યો. બારીની તડમાંથી શુકાશ શુકાશ કરતો પવન આવતો, ને આંબાનું શરીર ટાઢથી ધ્રૂજી ઊઠતું. અદબ વાળી પાટલી પર આંબો ઊભે પગે બેઠો. પણ ઠંડ ઓછી થતો નહોતો. માગેલા પોટલી છોડી એમાંથી એક ધોતિયું કાઢી, એક પાથરી, બીજું ઓઢી આંબો પણ એક પાટલી પર ધોતિયું ઢાંકી સૂઇ ગયો.

એક પછી એક સ્ટેશન જતાં હતાં. કડકડતી ટાઢમાં જેને ન છૂટકે મુસાફરી કરવી પડતી હોય એવો કોઇ મુસાફર એકાદ ઊતરે કે એકાદ ચડે. એ સિવાય કો કશી હીલચાલ વિનાની ભારખાના જેવી ગાડી એક પછી એક સ્ટેશનો વટાવી આગળ જતી હતી.

રાજકોટ જંક્શન નજીક આવતાં બારી ખોલી કોઇ ઉતારુ બારી બહાર મોઢું કાઢી કાંઇક જોઇ લેતો, સ્ટેશન નજીક આવતું ગયું તેમ તેમ ઉતારુઓ આળસ મરડી બેઠા થતા ગયા, અને પોતપોતાનો સામાન એકઠો કરી ઊતરવાની તૈયારી કરતા હતા; કારણ કે ત્યાં ગાડી બદલવાની હતી.

સ્ટેશન આવ્યું એટલે ધીમેધીમે બધા ઉતારુઓ ઊતરી ગયા અને ગાડી આખી ખાલી થઇ ગઇ. કેટલાક સામે ગાડી બદલી બીજી ગાડીમાં બેઠા.

બીજી ગાડી ઊપડી ગઇ ત્યાર પછી એક પોલિસ જમાદાર લાકડીના ગોદા વતી પાટિયાં ઠબકારતો એક પછી એક કમ્પાર્ટમેન્ટ જોવાની પોતાની ફરજ ફરજ બજાવતો હતો. કોઇ વાર એ ફરજ બજાવવાના બદલામાં પગાર ઉપરાંત અરધું પીધેલું સીગારેટનું પાકિટ મળી જતું. કોઇ વાર ઉતાવળમાં રહી ગએલા ભાતાનો ડબ્બો કે પાણીનો કુંજો પણ હાથ આવી જતાં.

આજ બે ડબ્બા જોયા એમાંથી દીવાસળીની લગભગ પૂરી થવા આવેલી પેટી સિવાય હજી સુધી કશું જ હાથ આવ્યું નહિ એમ મનમાં મનમાં ચિડાતો એ ત્રીજા ડબ્બામાં દાખલ થયો ત્યારે, એક પ્રમાદી માણસને ગાડી ઊપડી ગયા પછી પણ નિરાંતે ઊંઘતો જોઇ એને હસવું આવ્યું. એ હસવું દાબી દઇ









**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર: ડાબી બાજુ, 'પરદેશી પીણું'–ભાઈ ચતુરભાઈ પટેલ (ખાનપુર), પહેલું ઈનામ; જમણી બાજુ, 'મગરણ માતા'–ભાઈ પૂનમચંદ કમાણી (અમરેલી), બીજું ઈનામ; નીચે: ડાબી બાજુ, 'ખોસકોલી'–ભાઈ હાસમ સુતાર (નડીઆદ), ઉત્તેજના ઈન જમણી બાજુ, 'થાકેલો સાથી' ભાઈ રાવજીભાઈ પટેલ (નડીઆદ), ત્રીજું ઈનામ

અમલદારી કડકાઈથી એણે લાકડી પછાડી બૂમ મારી, 'અલ્યા' કોણ છે એ! ઊઠ!'

પણ પેલો માણસ સળવળ્યો નહિ. બીજી બૂમ મારી, ડંડો પછાડ્યો. ત્રીજી બૂમ મારી. પછી ખીજમાં લાકડીનો ગુંદો ભરાવ્યો, છતાં ય એ માણસ તો નિરાંતે ઊંઘતો જ રહ્યો. ચિડાઈને જમાદારે એનું ઓઢવાનું કપડું ખેંચી લીધું અને નીચા નમી જોયું તો આંખો ખુલ્લી આંખો રાખી કાં તો ઊંઘતો હતો ને કાં તો જમાદારને બનાવતો હતો.

સ્ટેશન માસ્તર, પોલિસ અમલદાર અને જમાદારે મળી આંખાનું પંચનામું કર્યું અને ભંગીને લાસ ખસેડવાનો હુકમ થયો. (અનુસંધાન આગળ પૃ. ૬૪ મે)

કુદરતનું એ અદ્‌ભુત-રમ્ય, ભીષણ-મનોહર દૃશ્ય જોઇને એક જ વિચાર આવે છે:
સમર્થ કોણ? વજ્રકાય પ્રાચીન પહાડ?
કે નમ્ર છતાં આગ્રહી જીવનધર્મી નીર?

## પહાડને વહેરીને વહેતું ઝરણું

# ગુચ્છુપાની

ગુચ્છુપાની કુદરતની એક મઝાની રમત છે. બે વર્ષ ઉપર જ્યારે દેહરાદુન ગયો હતો ત્યારે એક દિવસની નવરાશ હાથમાં હતી. કોઈકે કહ્યું કે આપણે ગુચ્છુપાની જઈએ. બીજા ભાઈઓએ કહ્યું કે 'સહસ્રધારા' જોવા ચાલો. ગુચ્છુપાની નામ તો ગમ્મતનું લાગ્યું; પણ વિસ્મૃતિના ભાર તળે દબાએલા જૂના સંકલ્પે સહસ્રધારાની તરફેણમાં પોતાનો મત આપ્યો હતો એટલે ગુચ્છુપાની જવાનું રહી જ ગયું

આ વર્ષે જ્યારે કન્યા ગુરુકુળના ઉત્સવ ઉપર આવવું જ પડ્યું ત્યારે હવે કાંઈ ગુચ્છુપાની બોલાવ્યા વગર છોડે? બે ત્રણ કલાક પાસે હોય તો દેહરાદુનથી ગુચ્છુપાની સુખેથી જઈ શકાય. મોટરમાં નહિ પણ પગપાળા જઈ આવતાં ત્રણ સાડા ત્રણ કલાકથી વધારે નહિ લાગે. પ્રથમ તો દોઢેક માઈલ સુધી તૈલાદન માટે બનાવેલો આસ્ફાલ્ટનો વજ્રલેપ રસ્તો આપણને ધીમેધીમે ઊંચાં ઊંચાં ઝાડ વચ્ચે થઈને ઊંચે ચડાવે છે; અને સામેના પહાડ ઉપર ચળકતી મસુરીની સં પર્વતનગરીનું દર્શન કરાવે છે. ત્યાંના બંગલાઓની વાંકીચૂંકી હાર જ્યારે સંધ્યાકિરણોમાં ચળકવા માંડે છે ત્યારે ચકમકનાં ચોસલાં આડાંઅવળાં ગોઠવાયાં હોય એવો આભાસ થાય છે.

અમે રસ્તો છોડી ડાબી બાજુના ખેતરોમાં ઊતર્યા. ત્યાં તો સામે સાલનાં બાલવૃક્ષોની એક ઘટા દેખાવા લાગી. એ ઘટા વચ્ચે થઈને એક પહાડની છોકરી પથરા સાથે રમતી દક્ષિણ તરફ દોડતી જાય છે એનું દર્શન થયું. અત્યારે તો એના પાત્રમાં પાણીનું નામ ન હતું. કેવળ વાંકાચૂંકા પણ લીસા સફેદ પથરા જ ત્યાં પથરાએલા હતા. પાણી વગરની નદી આપણને સામાન્યપણે ગમતી નથી. પણ જ્યારે બન્ને બાજુ ઊંચી ઊંચી ટેકરીઓ હોય છે અને આખો પ્રદેશ નિર્જનરમ્ય હોય છે ત્યારે સૂકાએલી નદી પણ-મોહક રમણીય રૂપ ધારણ કરે છે. પાણીનો પ્રવાહ ભલે ન હોય, પણ લીલાંલીલાં જંગલમાંથી થઈને ધોળાધોળા પથ્થરોનો પટ જ્યારે ડુંગરામાં પોતાનો રસ્તો કાઢતો જાય છે ત્યારે સહેજે મનમાં થાય છે કે આ પથરાઓ નિશાળના છોકરાઓની પેઠે દોડતી દોડ રમતા રમતા એકાએક થોભી ગયા છે.

અમે આગળ ચાલ્યા. ફરી ચડ્યા ને ફરી ઊતર્યા. કોતરોમાં થઈને જવાનું હતું, એટલે દૂર સુધી જોવાને બદલે આકાશ તરફ જોઈને જ સંતોષ માનવો પડતો હતો. વચમાં વચમાં પીળાં અથવા ધોળાં ફૂલોનું ઝુંડઝુંપણું જોઈને લાગતું કે અહીં કોઈકનો બંગલો હશે; પણ બીજી જ ક્ષણે ખાતરી થતી કે આવાં દૃશ્યો જોઈને જ શહેરના બંગલાવાળાઓને આસપાસ ફૂલો ગોઠવવાનું સૂઝ્યું હશે. બંગલાની ચાર દિવાલો તો કુદરતના ખોળાથી વિખુટા પડેલા માનવી માટે જ હોય. અહીં તો કુદરતનો વિશાળ પ્રાસાદ છે. ચાર દિશા એની ચાર દિવાલો અને આકાશનો કટાહ એ એનો ઘુમ્મટ. રાત પડે એ પહેલાં જ એ ઘુમ્મટમાં ચન્દ્રતારકાનો ચંદરવો નિયમસર તાણવામાં આવે છે. હવા બગડે છે ત્યારે એ ચંદરવો મેલો ન થાય એટલા માટે કોઈકોઈ વાર એના ઉપર વાદળાંનો પડદો ઢાંકવામાં આવે છે એ ખરું.

ફૂલો પ્રસન્નપણે હસતાં હતાં. કોને જોઈને હસતા હતા કોણ જાણે! અમે આવવાના છીએ એની સૂચના તો અમે આપી નહોતી અને સૂચના મળી હોત તો યે પોતાના શિકારીઓનું આગમન એમને વહાલું લાગત કે કેમ એ પણ એક સવાલ છે.

વચ્ચેવચ્ચે નાનીનાની ઝૂંપડીઓ, અને એ ઝૂંપડીઓનું અપમાન ન કરે એવા ચુનામાટીનાં ઘરો આવતાં હતાં. રસ્તાઓ અને મ્યુનિસિપાલિટીની સગવડ

વગરનાં આ ઘરો વનશ્રીની સાથે સુંદર રીતે મળી જતાં હતાં અને ત્યાંનું ગામડીઆ જીવન શોભાવતા હતા. ગોરાઓની ફોજી નોકરીમાંથી નિવૃત્ત થએલા ગોરખાઓ અહીં કુદરતના ખોળામાં નિવૃત્તિનો આનંદ અનુભવે છે અને પોતાનાં ઘરડાં પહાડી હાડકાંઓને આરામ આપે છે.

અમે આગળ ચાલ્યા. આગળ એટલે સીધા આગળ તો નહિ જ. પહાડી કેડીઓના ચકરાવામાં તો જેમ પેસાય એમ પેસવાનું હોય છે. ડાબી બાજુ જવું હોય તો યે કોકકોક વાર જમણી વાટ લઈ એની ખુશામત કરતાં એને વાળવાનું હોય છે. ચંદન કહે છે 'આસપાસનું રૂપાળું દૃશ્ય અને આકાશના ક્ષણે ક્ષણે બદલાતાં દૃશ્યો પોતા તરફ ધ્યાન ખેંચે છે, પરંતુ એક ક્ષણ માટે પણ પગ તરફનું ધ્યાન ચૂકાયું તો પેલી પહાડી નદીના પત્થરાની માફક ગબડી જવાનું માથે આવવાનું.' અને એ વાત સાચી હતી. પગ તળે જેટલા મોટા મોટા પથરાઓ હોય તેમને માથે પગ દઈને ચાલીએ તો વિશેષ સુખ અનુભવાય છે. એ મોટામોટા પથરા સરખે અન્તરે શાના જ હોય? એટલે કોણ કયાં છે, કોણ આપણો ભાર માથે આવવા છતાં ડગે નહિ એવા ધીરોદાત્ત છે એની 'સર્વે' કરતાંકરતાં જ્યાં આગળ જવાનું હોય ત્યાં દરેક ડગલે આપણું ચિત્ત પરોવવું પડે છે. હાથમાં પુણી લઈ સુતર કાંતતી વખતે જેમ તસુંતસુમાં આપણું ધ્યાન પણ કંતાય છે, તેમ આવી પહાડી યાત્રામાં ડગલે ડગલે આપણુ ચિત્ત યાત્રા સાથે વણાય છે, અને તેથી જ યાત્રાનો આનંદ ઘટ્ટ થતો જાય છે.

હવે તો એક મોટી પહોળી નદી નીચે દેખાવા લાગી. જમણી બાજુની ખીણમાંથી આવી ડાબી બાજુએ બે શાખામાં એ વિભક્ત થઈ જતી હતી. સામી બાજુની ટેકરી ઉપરથી તારખાતાના થાંભલાઓએ પાંચસાત તારોની હાર છોડીને આ ઠાંઠે દૂર નીચાણમાં એ ફેલી હતી. જાણે કોઈ બાળકે પોતાના હાથ અને પોતાની આંખો નળાય તેટલી તાણીને નદીની પહોળાઈ આટલી છે એમ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો.

એ નદીના પટ પર થઈને બે ફીણા પ્રવાહો કોઈ રાજાના અસ્ત થએલા વૈભવની પેઠે ધીમેધીમે જતા હતા. પાણી તો બાળકોના હાસ્ય કે રીસ જેટલું જ નિર્મળ. થયું કે થોડુંક પાણી પેટમાં પહોંચાડીએ. પણ ત્યાં ધર્મદેવજીની રસિકતા આડે આવી. એમણે કહ્યું, 'પેલું સામે ઝરણું દેખાય છે એનું પાણી એક વખતે હું રોજ સવારે અહીં આવીને પીતો. ત્યાં જ જઈએ.' અમે ગયા, ત્યાં એક ઊંચી પહાડીની કેડ ઉપર એક નાનો સરખો ગોખલો હતો એમાંથી અમૃત જેવા ઝરણને નીકળી આવવાનું સૂઝયું હતું. કોઈ પરોપકારી માનવીને એ ગોખલા આગળ એક લાકડાની પરનાળ ગોઠવવાનું મન થયું એટલે અમને જલદાનનો સ્વીકાર કરતાં સહેલું પડ્યું. પાણી પીતાં પહેલાં પશ્ચિમ તરફ ઢળતા સૂર્યને એક મનોમય અર્ઘ્ય આપતાં હું ભૂલ્યો નહિ.

હવે તો જે દિશાએ સૂર્યકિરણો ફેલાતાં હતાં ત્યાં અમે ધીમેધીમે નદીના પટમાં ચડવા માંડયું. આગળ શું દેખાશે એની કલ્પના થતી ન હતી. નદીનો ઉગમ હશે, કે ઉપરથી પાણી ટપકતું હશે કે સહસ્રધારાની પેઠે પાણીમાં ગંધક હશે, એવી અનેક કલ્પનાઓ મનમાં થતી હતી. એ ઝરણાના નામની પેઠે એનું રહસ્ય પણ અમારે માટે ગુહ્ય હતું. (ગુચ્છુ શબ્દ ગુહ્ય ઉપરથી આવ્યો હશે એમ મનાય છે.)

દૂર એક બખોલ દેખાતી હતી. ત્યાં સુધી પહોંચ્યા તો બધું જુદું જ નીકળ્યું. અહીં અમને ખબર પડી કે ગુચ્છુપાની એટલે શું?

જેમ પહાડને તોડીને રેલવે લઈ જવા માટે સુરંગ અથવા બોગદા ખોદાય છે તેવી જ રીતે એક આખી ઝરણાએ એ આખી ટેકરી આરપાર વીંધીને પોતાનો રસ્તો કાઢ્યો છે. ના. આ તો ખોટી ઉપમા અપાઈ. જેમ કોઈ કરવત લાકડાને કે પોરબંદરી પથરાને વહેરતી વહેરતી નીચે ઊતરે છે તેમ આ ઝરણાએ એક ટેકરી સીધી વહેરી કાઢી છે. આમાં યુક્તિ નથી વપરાઈ, કેવળ સત્યનો જ એ ખેલ છે. નજીવાય પાષાણોને વીંધીને નીર જ્યારે નીકળી જાય છે ત્યારે આશ્ચર્યચકિત થએલું મન સવાલ પૂછે છે કે સમર્થ કોણ? અડગ પહાડ અને એના પ્રાચીન પથરાની અભેદ્ય દિવાલ કે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના પોતાનું બલિદાન આપવા તૈયાર એવાં ચંચલ અને તરલ નીર?

એ વિવરમાં ઘુસતાં જાતામાં જરા ધડધડ થાય તો આશ્ચર્ય નહિ, એટલું આશ્ચર્યકારી એ દૃશ્ય હતું. મોતના મોઢામાં પ્રવેશ કરવા જેવું એ સાહસ ગણાય.

અંદર ઘુસતાં મને તો ગીતાના અગિયારમા અધ્યાયના શ્લોકો યાદ આવવા લાગ્યા. છતાં પહાડ અને જલની શક્તિથી પોતાનું સામર્થ્ય વ્યક્ત કરનાર પ્રકૃતિમાતાના સ્વભાવ ઉપર વિશ્વાસ રાખી અમે અંદર પ્રવેશ કર્યો. સીમેન્ટમાં પથરા ચણ્યા હોય તેવી રીતે ઊજળા ધોળા અને લાલ ગોળમટોળ પથરાઓ એ ટેકરીના કુદરતી વજ્રલેપમાં ચણેલા હતા. અને પગ તળેના નાના નાના પથ્થરો ઉપર થઈને જળનો નગ્ન પ્રવાહ પોતાનો વિજય બોલતો દોડતો હતો. માથું ઊંચું કરીને જોયું તો પાણીએ ટેકરી વહેરીને બનાવેલી આશરે વીસ ત્રીસ ફૂટની બે દિવાલો પોતાના લાખો વરસના ઇતિહાસની સાક્ષી પૂરતી હતી. મારે બદલે કોઈ ભૂસ્તરશાસ્ત્રી અહીં આવ્યો હોત તો એણે એ પથરા ગ્રેનાઈટના છે કે સૅન્ડસ્ટોનના એ પહેલાં જોયું હોત; પછી દિવાલની ઊંચાઈ કેટલી છે, પાણીનો ઢાળ કેટલો છે, દરવર્ષે આ પાણી કેટલું ઊંડું જાય છે એ બધાનો હિસાબ કરી આ કુદરતી સુરંગની આવરદા એણે નક્કી કરી હોત; અને કહ્યું હોત કે આ પર્વતીય પ્રવાહની આ રમત પચાસ હજાર કે બે લાખ વર્ષ સુધી ચાલતી આવેલી છે. બાજુની દિવાલમાં ફસાઈ પડેલા રંગબેરંગી પથરાઓ જોઈ એણે એમને એમની ઉમર પૂછી હોત અને એમને પકડી બેઠેલી માટીનું વજ્રલેપ સીમેન્ટ થતાં કેટલાં વર્ષો ગયાં હશે એનો હિસાબ કાઢી એણે ટેકરીની ઉમર પણ આપણને ગણી આપી હોત, અને જો એને કોઈ અહીં થઈ ગએલા ધરતીકંપનો ઇતિહાસ આપી દેત તો પોતાના ગણિતમાં તે પ્રમાણે ફેરફાર કરી નવા નિર્ણય પણ એણે આપણને આપ્યા હોત. એ વજ્રલેપ સીમેન્ટમાં ચામડા જેવાં કે ફીણાં જાળાં જેવી વચમાં વચમાં ભાત કેમ પડી છે અને એમાં થઈને પાણીની સૂક્ષ્મ સેરો કેમ નીકળે છે એ પણ એણે આપણને કહ્યું હોત. ખરેખર નક્ષત્રવિદ્યા જેટલી જ આ ભૂસ્તરવિદ્યા પણ અદ્‌ભુત-રમ્ય છે. મનોવિજ્ઞાન કરતાં એની ખોજ ઓછી અટપટી નથી. આ ત્રણે વિદ્યા માનવીના બુદ્ધિબળનો વિલાસ છે.

અમે એ વિવરમાં દૂર સુધી ગયા. એક ઠેકાણે ઊંચે પણ ચઢવું પડ્યું. પાસે જ પાણીનો નાનકડો પ્રપાત થતો હતો. સહેજ આગળ ગયા ત્યાં પત્થર અને ચૂનાથી માણસે બાંધેલી બે દિવાલો જોઈ હું કેમે કરી મારું હસવું ખાળી ન શક્યો! માનવીએ માન્યું કે પહાડનું હૈયું વીંધી જનાર પાણીને બે દિવાલોથી આપણે અટકાવી શકીએ! મારો ભાવ સમજતાં વેંત પેલો વિજયી ધોધ પણ મને કહે, 'અને હું પણ એ જ કારણે હસું છું.' પહાડનું ચીરાએલું હૃદય મગ્ન છતાં, ભવ્ય દેખાતું હતું, જ્યારે માનવીની આ ભાંગેલી દિવાલ એના મનોરથની પેઠે જ તિરસ્કાર અને હાસ્ય ઉપજાવતી હતી. કોઈ ઉદ્ધત માણસને તમાચો મળે અને ફરી ગએલું એનું મોઢું વ્હીલું દેખાય તેવી આ દિવાલો ફરી ફરી વખત જોવાની ઇચ્છા પણ થતી નહોતી. કોઈની ફજેતીના સાક્ષી પણ આપણાથી લાંબા વખત સુધી કેમ થવાય?

જેમ અંદર જઈએ તેમ એ વિવરની શોભા વધતી જ જાય' એટલામાં એક મોટો પથરો એ બે દિવાલ વચ્ચે પડતો પડતો અટકેલો જોવામાં આવ્યો. ઉપર થઈને એણે ભૂસકો માર્યો હશે અને પાસેની હેતાળ દિવાલોએ એને કહ્યું હશે, 'અલ્યા થોભ, પાણીની રમતમાં ભંગ પાડીશ નહિ.' શું કરે બિચારો! લટકતો ત્યાં ને ત્યાં જ ઊભો છે. ઊંધે માથે લટકતાં પાણીની રમત ખરાબ જોયા જ કરવી એ એના ભાગ્યમાં લખ્યું હતું. એની દયા ખાતા આગળ જઈએ ત્યાં બીજો એક પથરો એવી જ રીતે લટકતો અને પોતાની પીઠ ઉપર પોતાથી ત્રણગણા મોટા પત્થરનો ભાર વહેતો રોકાએલો દેખાયો. એની નીચે થઈને પણ અમે પસાર થયા. જો બાજુની દિવાલો જરા ઘસીને પહોળી થઈ હોત તો અમારાં હાડકાંનાં કકડા શું, ચૂરા જ થઈ જાત અને બેચાર પળને માટે પાણીનો રંગ લલ લાલ થાત. પછી તો કુદરત કહેત કે આપણને કશી ખબર જ નથી ચાર માનવી અહીં આવ્યાં હશે અને પોતાની નવરી જિજ્ઞાસાની કિંમત એમણે આપી હશે. એ બીના થોડી જ ધ્યાનમાં રાખવા લાયક છે? એમના જેવા જ બીજા માનવી અહીં ફરી આવશે અને એમને પથરામાં દટાએલા કેટલાક અવશેષો જડશે એટલે ખરીખોટી કલ્પનાઓ દોડાવી એક દ પ્રકરણ ઊભું કરશે; બીજું શું?

અમે ચાલીને તો થાક્યા નહિ. પણ ઠંડા પાણીમાં પથરાઓમાં થઈને ઉઘાડે પગે ચાલતાં પગ દુખવા માંડ્યા અને ઇન્કાર ન કરાય. પણ એ વિવર-

પ્રવેશની અદ્ભુતતા અનુભવતાં અનુભવતાં ધરાયા. જઈએ જઈને અંદર કેટલું જવાય? આખરે આગળ જવાનો ઉત્સાહ મંદ પડ્યો. પણ મન કહેવા લાગ્યું, હાર ખાઈને પાછા કેમ જવાય? આટલે સુધી ગયા છીએ તો આરપાર ગયે જ છૂટકો. છેડો ન જુએ તો એ માનવા મન નહિ.

આગળ જતાં જરા પહોળી જગ્યા આવી ગઈ, ને પ્રવાહની મીઠાશ ઓછી થઈ ગઈ એટલે ડાહ્યા થઈને અમે માની લીધું કે હવે આગળનું દૃશ્ય મોળું મોળું જ હશે. ત્યાં ન જઈએ તો ચાલે. અમે પાછા વળ્યા. ફરી એ ને એ જ દૃશ્ય, એ ને એ જ ભીતિ; એ ને એ જ ઉત્કંઠા અને એ ને એ જ ભાવનાઓ!!

એ વિવરમાંથી બહાર નીકળતાં અમે ખાસી સોળ મિનિટ લીધી!!! મારા રિવાજ પ્રમાણે એ યાત્રાના સ્મારક તરીકે લીસા રૂપાળા બે પથરા મેં લીધા અને અમે અંધારામાં ઝપાટાભેર રસ્તો કાપતાં પાછા ઘેર આવ્યા. મનમાં એક જ વિચાર ચાલતો હતો. સમર્થ કોણ? આ વજ્રકાય પ્રાચીન પહાડ કે આ નમ્ર છતાં આગ્રહી જીવનધર્મી સત્યાગ્રહી નીર?

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# ફોટોગ્રાફીની કળાનો અજબ કીમિયાગર
# આર. ભારદ્વાજ



કૅમેરા અને ફિલ્મો પર અજબ કાબૂ ધરાવતો આ તરુણ જુવાન હવે તો કોડાક કંપનીની ફિલ્મો વાપરતા દરેક સ્ટુડિયોનો પરિચિત મિત્ર બની ગયો છે. એકાદ નોકરને સાથે લઈ તે ગમેતેવા પણ કોડાકનો સામાન વાપરતાં અજાણ્યા સ્થળે પહોંચી જાય છે; અને પોતાની ઓળખાણ આપી, જેવીતેવી ડાર્ક રૂમમાં જેતે કૅમેરાથી પોતાની પાસેની કોડાક ફિલ્મ પર છબી ઉતારી, ભર ઉનાળાની ગરમીમાં બરફ વિના પોતાની જ ફૉર્મ્યુલાથી ફિલ્મ પર આબાદ નેગેટિવ ઉતારી હાથ ઘસતાં કચકારા કરતા તે બહાર આવે છે ત્યારે ફોટોગ્રાફરો તાજુબીથી તેની કરામત નીરખી રહે છે. કોડાક કંપનીના તે દર્શક પ્રતિનિધિ છે.

કોડાક કંપની તરફથી પ્રતિનિધિત્વ કરી તેણે હજારો સ્ટુડિયોને ફિલ્મ વાપરતા કર્યા છે. હિંદુસ્તાનના ફોટોગ્રાફરો ભાગ્યે જ ફોટોગ્રાફીનું વિજ્ઞાન સમજી, તેનો કલાત્મક અભ્યાસ કરીને ધંધો ચલાવે છે; તેઓ ગતાનુગતિક જે કાચ ને દવાઓ અથવા જે ફર્નિચર અને માણસની જે ગોઠવણી મૂળથી ચાલતી આવી હોય તે જ ચાલુ રાખે છે. તેમાં ફોટોગ્રાફીના ધૂમકેતુ જેવો એકાદ ભારદ્વાજ આવી ચડે ત્યારે એમને તો જાણે આસમાન ફાટ્યું હોય એમ જ લાગે છે.

શ્રી ભારદ્વાજ નથી માગતા ખાસ સગવડ, ખાસ લાઇટ કે નવો સામાન. ફોટોગ્રાફરના જ સ્ટુડિયોમાં બેસી, તેના જ સંગ્રહની દવાઓ જોખી, પોતાની ફૉર્મ્યુલા પ્રમાણે ડેવેલપર તેના દેખતાં જ તૈયાર કરે છે; છતાં ફોટોગ્રાફરે કદી નહિ ધારેલું પરિણામ તે કુશળતાથી બતાવે છે અને ફોટોગ્રાફરને નવે શીશે ચડાવે છે.

સ્ટુડિયોમાં, ઘરમાં, મેદાનમાં અથવા કારખાનામાં,—ગમે ત્યાં ભારદ્વાજને ફોટોગ્રાફી કરવા કહો તો તે તેના પ્રકાશનો અંદાજ મેળવી, નહિ ધારેલી એવી સરસ અચૂક છબી ઉપજાવી આપશે. તેની ફોટોગ્રાફીમાં રજેરજ ઝીણવટ હશે, અને તે સાથે એક પણ આકારનો ઉઠાવ જવા નહિ દે. સફેદ દિવાલ પર સફેદ વસ્ત્રોવાળું પાત્ર ગોઠવીને પણ તે કપડું, ભીંત કે ચશ્માંના કાચ જુદાં જ રહે એટલો બારીક હિસાબ ફિલ્મ પર ઉતારી લાવશે. કોડાક કંપની પોતાના પ્રયોગદર્શક પ્રવાસી તરીકે તેને નીમવામાં કંઈ કાચી નથી. તેના સારા પગાર ઉપરાંત રોજનું ભથ્થું અને મરજી પડે એટલી ફિલ્મો કે કાગળો તેના પ્રયોગ માટે ન્યોચ્છાવર કરવામાં તેણે માણસની પિછાન અને પસંદગી પૂરી કસોટીએ કરી છે.

એ ભાઈ તો લાહોરને એક ખૂણે નાનકડો સ્ટુ-

ડિયો ચલાવતા અને કોડાકની ફિલ્મ પર ફોટોગ્રાફી કરતા. કોડાક કંપનીના મૅનેજરને જણાયું કે એક તેના સ્ટુડિયોમાં જ ફિલ્મનો ઠીક વપરાશ થાય છે અને બીજે કેમ થતો નથી? તે પરથી ત્યાં જોવા ગયા અને તેના કામની વિવિધતા, સુરુચિ અને સંપૂર્ણતા જોઈને તેના પર એટલા મુગ્ધ થયા, કે તેનો સ્ટુડિયો બંધ રખાવી કંપનીના કામ પર લઈ લીધા. તેને ય ચારપાંચ વર્ષો થયાં અને હજુ તે એ જ કામ પર છે.

લાહોરથી ૧૧૦ માઇલ પર હોશિયારપુર જિલ્લામાં ખાડપંજ્જણ તેનું વતન છે. થોડો વખત તેણે સીમલામાં કાઢ્યો હતો. ચિત્રો કાઢવાનો શોખ બચપણથી જ હતો; પણ તે સાથે ક્લાસના અભ્યાસમાં પહેલો બીજો નંબર રાખી શકતા. તેમના બીજા એક ભાઈ છે તે વતનમાં રહી જમીન સંભાળે છે, શ્રી ભારદ્વાજને પણ વતન તો ખૂબ પ્રિય છે એમ છતાં તેણે લગ્ન કરવામાં જુદું જ કર્યું હતું. લગભગ ૩૦ વર્ષે લગ્ન કર્યું અને તે પણ પોતાનાં પત્નીને પ્રથમ જોઈ પરસ્પર સંમતિ મેળવીને. આજે તેમને લગભગ ૩૬-૩૭ વર્ષ થયાં હશે.

ચિત્ર શીખવાના શોખથી તેઓ લાહોર આર્ટ સ્કૂલમાં જોડાયા ને મિ. ચુઘતાઈના હાથ નીચે તાલીમ લીધી. એ વખતે સ્કૂલમાં ફોટોગ્રાફીની ગોઠવણ હતી, પણ વર્ગો નિયમિત નહોતા; છતાં સ્વપ્રયાસથી તે શીખી લીધા. તેમાં કેમિસ્ટ્રી, લાઇટશેડ, કલરિંગ, ડ્રૉઇંગ વગેરેનું યથાર્થ જ્ઞાન મેળવી લીધું. તેની વિવિધ લાયકાતથી આર્કીઑલૉજિકલ ખાતામાં નોકરી મળી, પણ તે ન ગમી અને સ્ટુડિયો કર્યો. ત્યાંથી જ કોડાકના જનરલ મૅનેજર મિ. નોબલે તેને પ્રવાસી દર્શક (ડેમૉન્સ્ટ્રેટર) બનાવ્યા.

હિંદુસ્તાન આખું ફરીફરીને તેણે ખૂબ ફોટોગ્રાફી કરી છે અને અનેક ફોટોગ્રાફરોનો પરિચય સાધ્યો છે; પણ તેણે સાચા ફોટોગ્રાફરો તો ત્રણ કે ચાર જ જોયા છે. તેમાં મલબારના એક કારકૂની કરતા સાદા ગૃહસ્થની તે વાત કરે છે કે માત્ર પાંચ રૂપિયાના કૅમેરાથી તેણે જે ચિત્રો તૈયાર કર્યાં છે તેવાં હજારોની કીમતના કૅમેરાવાળાઓ કરી શકતા નથી.

શ્રી ભારદ્વાજને ફોટોગ્રાફીની તમામ કારીગરી, કરામતો, નુસખાઓ ને રસાયણક્રિયાઓ સુસાધ્ય છે એટલું જ નહિ, પણ યુરોપ–અમેરિકા ફોટોગ્રાફીમાં જે પરિણામો લાવી શકે છે તેવું જ કામ હિંદુસ્તાનમાં જરૂર થઈ શકે એમ એની ચુસ્ત માન્યતા છે. ગરમ પ્રદેશમાં ફોટોગ્રાફી સારી ન જ થાય એ વાતને તે નકારે છે અને તેણે પોતે ઘરમાં કે બહાર, ખરા પ્રકાશથી કે રોશનીથી, માણસો, પદાર્થો, ઘરેણાં, ફર્નિચરો વગેરે ભાતભાતની ફોટોગ્રાફી સંપૂર્ણ સફળતાથી કરી આપીને એ વાત સાબિત કરી બતાવી છે. ગયા વર્ષમાં ઑસ્ટ્રેલિયા ખાતે સિડનીના ફોટોગ્રાફિક સૅલોંમાં તેને પહેલો સુવર્ણપદક મળ્યો એથી તેની શક્તિની યથાયોગ્ય કદર થઈ છે ને ભારતીય કળાનું ગૌરવ વધ્યું છે.

## આંબો મસાણિયો . . . . . . . .

(અનુસંધાન પાછળ પૃ. પરથી)

ભંગીને તો સ્ટેશને 'ડ્યુટી' પર જવાનું હતું એટલે આંબાને બાળવા એ જઈ શકે એમ હતું નહિ, પણ એનો દસેક વર્ષનો દીકરો હતો અને મ્યુનિસિપાલિટિના બીજા ત્રણ ભંગીની મદદ મળે એમ હતું; એ રીતે આંબાની સ્મશાનયાત્રાની વ્યવસ્થા થઈ.

લંબાઈમાં ત્રણ ઊંચાનીચા ભંગી અને ચોથો તદ્દન નાનો ઠીંગણો બટુક જેવો છોકરો, એટલે આંબાની નનામીના ચાર છેડા સરખા રહેતા નહોતા, પણ ઊંચાનીચા થતા હતા જે બાજુ છોકરો હોય એ બાજુ તદ્દન નમી જતી. છોકરો એને બને એટલી ઊંચે પકડતો પણ બિચારો થાકી જાય તો શું કરે? ત્યારે વળી કોઈ પાછળનો ભંગી એકાદ ગાળ દઈ હસતો હસતો કહે, 'ઊંચું ઝાલ, ઊંચું ઝાલ, જો, નીચો પડશે તારો કાકો . . . એ . . . તારા સમ . . . જો જો પડશે! અરે, અરે, મશ્કરી નહિ, સરખું પકડ! હાં, બોલ બોલ હે રામ શ્રી રામ, જય રામ શ્રી રામ . . . જો . . . એય, આ બાજુ નમાવ મા. પડશે હો . . . તારા સમ.'

અને બધા ખડખડાટ હસી પડતા.

ઉમેદભાઈ મણિયાર



બધી મેનાંઓમાં સુકોમળ મધુર સ્વરવાળી કાળી મેનાં

## —વનવગડાનાં વાસી—

# શુક અને સારિકા

## [૨] સારિકા = મેનાં = કાબર

સામાન્ય રીતે પંખીઓ પળાવામાં આવે છે, તે એમની વાણીને લીધે. જેટલું વધારે સારું 'બોલી' શકે, એટલું પંખી વધારે વખણાય. એમાં ય આપણી પેઠે વિચારપૂર્વક બોલતાં જેમને આવડે, એ પંખીની મહત્તા ઘણી ભારે લેખાય. એથી—સ્વયંસ્ફુરિત 'વિચાર'[1] દર્શાવવાની વિદગ્ધતાને લીધે—જ પોપટ સર્વ પંખીઓમાં પ્રથમ પંક્તિનું પાત્ર પંખી ગણાયો છે. એની વિચક્ષણતાનાં અનેકવિધ દૃષ્ટાન્ત આપી શકાય. એક વખત ઇંગ્લંડમાં પોપટની વાક્પટુતાની પરીક્ષા કરવા માટે સમારંભ યોજવામાં આવ્યો હતો. ભાતભાતના પોપટ એમની કળાનું પ્રદર્શન કરી ગયા પછી છેવટે એક ઢાંકેલું પાંજરું પરીક્ષકો આગળ મૂકવામાં આવ્યું. એના ઉપરનું આવરણ દૂર કરતાંવેંત જ, આસપાસની વસતિને જોઈ, અંદરથી શુકદેવ મરજી ઊઠ્યાઃ 'અહા, આટલા બધા પોપટ શા!'[2] એનો એકડો પહેલો ગણાયો, એ કહેવાની જરૂર છે?

આવી એની સ્ફુટ વક્તૃતાનો પડછો કરનાર અન્ય કોઈ પંખી હોય તો તે મેનાં[3], એકલી જ. બંનેના વાગ્વિલાસ પંખીસૃષ્ટિમાં અજોડ છે. પ્રાચીનતમ કાળથી ગૃહસ્થના ઘરના એ બંને ભૂષણ ગણાતાં આવ્યાં છે. એમના આવા નિત્ય સહચારને લીધે પોપટ અને મેનાં—શુક અને સારિકા—વરવધૂ પણ મનાયાં છે, એટલું જ નહિ પણ કવચિત્ તો એ પક્ષિયુગલના સ્થૂલ વિવાદનો વિધિ પણ આચરવામાં આવતો જોઈએ છીએ.[4] આજે પણ ભારતવર્ષમાં સ્થળેસ્થળે મેનાં-પોપટની બેલડી પંજરાવસ્થામાં લોકની નજરે પડે છે.

પોપટ જેવી જ સ્ફુટ વાચાથી મેનાં ઘણી વખત બુદ્ધિવાદ વદતી દેખાય છે. ન્યૂ યૉર્કના મ્યૂઝીઅમમાં એક મેનાં હતી. એને કોઇ મળે તે કહે તો પણ એ સાંખી લેતી. માત્ર જો એને 'કાળી' કહી તો બોલ

---

1 'વિચાર' એટલે સારાસારની તુલના કરવાની શક્તિ. આવી શક્તિ મનુષ્યેતર પ્રાણીઓમાં નથી હોતી, એવી દૃઢ માન્યતા પ્રવર્તે છે છતાં કવચિત્ એવું માનવાનું કારણ પણ મળી આવે છે કે એની કાંઈક શક્તિ ઓછાવત્તા પ્રમાણમાં કેટલાંક પ્રાણીઓમાં હોવી જોઈએ પરંતુ આ વિષય વિવાદાસ્પદ છે. એટલે અહીં 'વિચાર' શબ્દ કેવળ ઔપચારિક રીતે વાપર્યો છે, તે એ રીતે કે, જેમ વિશિષ્ટ જાતનાં વાંદરાંમાં આવી શક્તિનો પરિચય થાય છે તેમ પોપટની સ્વયંપ્રેરિત વાણીમાં પણ કવચિત્ વિચારના છાંટાઅણસાર છે. એ પૂરતાં એ બંને પ્રાણી 'વિચાર' કરી શકે છે એમ કહીએ તો ખોટું ન કહેવાય.

2 'By Jove, what a lot of parrots!'

3 મેનાં તથા કાબર સ્ત્રીલિંગ નામો છે છતાં અહીં એમનો વર્ગવાચક શબ્દ તરીકે ઉપયોગ કર્યો છે.

4 સરખાવો કાદમ્બરી: પૂર્વ ભાગમાં 'કાલિન્દી' સારિકા અને 'પરિહાસ' શુકના પરિણયનો પ્રસંગ.

કરી, તે પર ચળકતા ઘેરા વાદળી રંગનાં અને ઓછાવત્તા રતુમડા ડાઘવાળાં ૨ થી ૩ ઈંડાં મૂકે છે.

કાબરની પેઠે એ ટોળે વળીને રહેતાં નથી તોય ક્વચિત્ પાંચસાત ભેગાં ફરતાં પણ દેખાય. જંગલનિવાસી છે એટલે ઉત્તર ગુજરાતમાં જોવા નથી મળતાં.

(૨)

એની અન્ય એક જાત હિમાલયની તળેટીમાં રહે છે. એનું નામ Indian Grackle[૮] આ પહાડી મેનાં પણ બોલવામાં ભારે ઉસ્તાદ હોવાથી રસિકજન એના ઉપર ફિદાફિદા થઇ જાય છે. પંજરાવસ્થામાં પણ એ ખૂબ આનંદથી મ્હાલતી લાંબું આયુષ ભોગવે છે. અન્ય પંખી પેઠે એને આહારોપાદનની ભારે ખટપટ કરવી નથી પડતી. ભાત, કેળાં, ગમે તેથી એને ચાલે છે. રૂપેરંગે ઉપરની મેનાંને મળતી આવે છે.

બોલની મેનાં'ની બીજી થોડી જાતો ભારતવર્ષમાં કહીંકહીં નજરે પડે છે, પરન્તુ એમનો વસવાટ વિરલ સ્થળે હોવાથી એ સામાન્ય પંખી ન ગણાય.

સંસ્કૃત સાહિત્યમાં જે સારિકાનાં વર્ણન છે તે પંખી આ બેમાંની એક જાતનું હોવું જોઇએ.

### કાબરચીતરી મેના

### (૧) વૈયાં

'બોલમેનાં'—એટલે કાબરો—માં પ્રથમ આવે વૈયાં અથવા ગુલાબી મેનાં: Rosy Pastor અથવા Rose-coloured Starling.[૯] અનાજના પાકને મહાન ઉપદ્રવ કરનારૂં આ પંખી વળી Jowari Bird એવા યથાર્થ નામે પણ ઓળખાય છે.

દેખાવમાં કાબર જેવડું અને જેવું, પણ માથા ઉપરના ફૂલાવેલા કે ઉભા કરેલા વાળના જથ્થાને લીધે આ પંખી ઝટ ઓળખાય છે. એનું માથું, ગરદન, છાતી, પાંખો અને પૂછડી શ્યામ વર્ણનાં: વાદળી રંગની છાયાવાળાં. શરીરનો બાકીનો ભાગ ગુલાબી રંગનો. ચાંચ ગુલાબી કે લાલ. પગ મેલા બદામી.

બધી કાબરોમાં સૌથી વધારે 'વગડાઉ' કોઇ હોય તો આ ગુલાબી મેનાં જ. વળી બધી મેનાંઓમાં કોઇનાં મોટાં ટોળાં દેખાતાં હોય તો પણ આ વૈયાંનાં જ;



વૈયાં અથવા ગુલાબી મેનાં

૨૫ કે ૫૦થી ૧૦૦–૨૦૦ જેટલાં, ક્વચિત્ તેથી યે મોટાં. એટલે, જે ખેતર પર પડ્યાં તેમાંના પાકનો તો ઘાણ જ કાઢી નાખે. શીઆળામાં પીલુનાં બીજ ખાવા એ વગડાનાં ઝાડ ભરી નાખે છે. પાંદડાં આડે લપાતાં છૂપાતાં એકેક ઝાડમાં ૧૦૦–૧૦૦ પંખી પણ સમાતાં નથી. એ વખતનો એમનો કકળાટ ક્કડાટ કાગડા કે પીળકને પણ શરમાવી મૂકે છે. અનાજ અને જંતુ એમનો આહાર હોવાથી એમને ખેતીનાં ઉપકારક ગણવાં કે અપકારક, એ સમસ્યા થઇ પડે છે; છતાં જ્યારે તીડ પડે છે ત્યારે એ મહામારીનો વિનાશ કરવામાં વૈયાં મોખરે રહેતાં હોવાથી એમની એટલા પૂરતી ઉપકારકતામાં શંકા નથી.

વરસનો મોટો ભાગ એ નજરે પડે છે, છતાં વૈયાં આપણા દેશનાં સ્થાયી વાસી નથી ગણાતાં. જુલાઇની અધવચ્ચે એ યુરોપ અને એશિયાના મધ્ય પ્રદેશમાંથી ટોળે વળીને ભારતવર્ષમાં ઉતરી પડે છે અને મે મહિનાની આખર સુધીમાં પાછાં ઘરભેગાં થઇ જાય છે. એ રીતે તે આપણે ત્યાં ન દેખાતાં હોય તો માત્ર મહિનો દોઢ મહિનો પૂરતાં જ. પરંતુ આ સંબંધમાં હજુ અવલોકનની પૂરી જરૂર છે. વખતે આ પંખી કોઇ કોઇ સ્થળે સ્થાયી નિવાસ પણ કરતાં હોય.

### (૨) તેલિયા મેનાં

જેવાં વૈયાં યાયાવર પંખી છે એવી જ બીજી એક

---

૮ E. Javanica intermedia

૯ Pastor roseus

વાને બચાવ્યો માનવો. કારણ મનુષ્યનો સહવાસ જેમને અત્યંત પ્રિય છે એવાં સામાન્ય પંખી આ ત્રણ જ. જ્યાંજ્યાં માણસે નવા વસવાટ કર્યા છે ત્યાંત્યાં બધે આ ત્રણે મહાચારીઓ (!) આગળની આગળ જ હોય છે. ત્રણે એકસરખાં બેવકૂફ. ત્રણેના સ્વરની કર્કશતા અને અવિશ્વસનીયતા એકસરખી. રીઝે ત્યારે આછા ધીરા કોમળ સ્વરે કૂજન કરી રીઝવે; મંડે ત્યારે કલબલાટથી માથું પણ પકાવી નાખે માળા બાંધવામાં પણ ત્રણે સરખાં બેપરવાહ. ગમે તે સ્થળે, ગમે તેટલા અસ્થિર આધારે એ માળા બાંધશે. માળા વીખરાઈ જાય, ઈંડાં ફૂટી જાય, છતાં એ ને એ સ્થળે માળા બાંધવાનાં તે બાંધવાનાં જ. એક વરસ અમારા ઘરની પાસે ધાબાનું પાણી જવાના નળમાં કાબરો માળા બાંધતી હતી. આખો દિવસ માળા બાંધી થાકી જાય, પરંતુ રાત્રે વરસાદ આવે એટલે નળમાંના માળા ધોવાઇ નીચે પડે! છતાં સવારે પાછા ત્યાં જ માળા બાંધવામાં એ કાબરો મશગૂલ બની જતી. એમની નજર સામે જ પાણી ભેગો માળો ધોવાઇ જતો દેખાય, તોપણ એ જ તણખલાં ડાંખળાં ઊપાડી વરસતા વરસાદમાં એ જ નળમાં પાણીના વેગ સામે પ્રવેશ કરવા મથતી હું જોતો. આવાં બેવકૂફ પંખીની ઓળખાણ કરવાનો શો અર્થ? અને ઓળખાણ કરવાની જરૂર પણ શી છે! કારણ કાબર સમગ્ર ભારતવર્ષનું પરિચિત પંખી છે. સ્વભાવે જમીન ઉપર જ રહેનારું હોઇ એનો આહાર મુખ્યત્વે જંતુ છે. ક્વચિત્ ઝાડ પર પણ બેસતાં ચરતાં નજરે પડે છે. એમનો સ્વર કઠોર અને તીણો છતાં એની અનુકરણશક્તિ જેવીતેવી નથી. એક વખત એક પોપટના જોડાને ગેલ કરતું જોઇ એક કાબરે એમની બોલીની એવી તો આબાદ નકલ કરેલી કે હું પૂરો છેતરાઇ ગયો હતો. એમના આ ગુણને લીધે એ પંખીને પાળનારા પણ ઘણા પડ્યા છે.

મે થી ઑગસ્ટ સુધીનો કાળ એમની સંતાનોત્પત્તિને અનુકૂળ હોય છે. એમનાં ઈંડાંની સંખ્યા ૪-૫. બધાં એકસરખાં વાદળી રંગનાં.

### (૫) ઘોડા કાબર

છેલ્લી આવે ઘોડા કાબર. એને 'ગંગા કાબર' પણ કહે છે. દેખાવે અને કદમાં આપણી સામાન્ય કાબર



કાબર

જેવી લાગતી છતાં ભૂખરાં શરીર અને નારંગી ચાંચ તથા પીળા પગ અને કાળી પાંખોથી સહેજે ઓળખાઇ જતી આ કાબર આપણાં રેલવે સ્ટેશનો પર પ્લૅટફૉર્મનાં છાપરાંમાં એમના અડ્ડા જમાવે છે અને ભારે ત્રાસ રૂપ થઇ પડે છે. નીચેથી ભખભખ કરતાં ઍન્જિન જતાં હોય, બંદૂકના ભડાકા કરી એમને ઊડાડી મૂકવાના પ્રયત્ન થતા હોય, છતાં આ કાબરો એમનો વસવાટ છોડતી નથી. દિવસના ટોળે મળીને એ રહે છે અને રાતે પણ એક જ ઝાડ પર ટોળે વળીને ઊંઘે છે. છતા નવાઇની વાત તો એ છે કે એમને માળા બાંધવા માટે ભીંત, છાપરાં કે ઝાડ કામ નથી લાગતાં પણ નદી તળાવની ભેખડો જ શોધવી પડે છે! એથી તો એમનું અંગ્રેજી નામ The Bank Myna[૧૩] રાખવામાં આવ્યું છે. નદીની ભેખડમાં પાંચપચાસ કાબરો ભેગી થઇ માળો બાંધે છે. શાહીબાગમાં કૅમ્પના મેદાન સામે સાબરમતીની એક જ ભેખડમાં એક વખત મેં ૭૫ જેટલા 'માળા' જોયા હતા. આવાં સમૂહવાસી છતાં દરેકનો માળો સ્વતંત્ર. ૨' થી ૭' જેટલા ઊંડા દરને તળીએ ઘાસ બિછાવી તે ઉપર ૩ થી ૫ ઈંડાં મૂકે છે. ગ્રીષ્મ ઋતુ એમનો પ્રજનનકાળ.

ભારતવર્ષમાં આ મેનાં પણ સ્થાયી રહેનારી છે. એની કર્કશ વાણીથી એ પાળવા યોગ્ય નથી ગણાઈ.

૧૩ A. Ginginianus

વ. ને. ચર

કોઈ રાહબર નહિ, નિર્દેશક નહિ; જીવનની સહેજસરખી તમા નહિ; આફતની પરવા નહિ;—
આવી સ્થિતિમાં, શરૂઆતમાં જ્ઞાન મેળવવાની પિપાસાથી અને પાછળથી દેશ ખાતર જાન નિસાર કરવાની તમન્ના દિલમાં ભરીને કરેલી

# મારી સફર

[૧૯]

## બરેલી · રામપુર · આલમોડા

બરેલીમાં કૉલેજ છે. એક લાખ ઉપરની વસતિનું શહેર છે. બળવા પહેલાં નવાબી હતી. 'એશોઆરામ' અથવા 'વિલાસ'નું સાચું સ્વરૂપ સમજવું હોય તો બળવાની આસપાસનાં વર્ષોની નવાબીનો ઇતિહાસ વાંચવો. લખનઉનો વાજિદઅલી શાહ બધાનો શિરમોર હતો. એના તુક્કાની, એનાં અડપલાંની, પારિસના ફૅશન–શોધકોની પેઠે, બધે નવાબીમાં નકલ થતી. લખનઉ, અયોધ્યા, બરેલી, રામપુર આ બધાં એક સીગાડાના નવાબી રાજ્યો. એશઆરામમાં એકએકને ટપી જાય. વાજિદઅલી શાહ બળવામાં પકડાયો અને કોઇએ તેની 'નજાકત' જોઇને કટાક્ષમા કહી દીધું કે 'આનું મોત કેમ થશે?' નવાબ સાહેબ સમજ્યા નહિ. બોલી ઊઠ્યા, 'કોઇ પરેશાની નહિ. મેલું ભરેલા ટોપલા મારી પાસે થઇને લઈ જાય તો તેની વાસથી હું મરી જઇશ.' આ ઐતિહાસિક સત્ય છે વાજિદઅલી શાહે દુર્ગંધ કેવી હોય તે જાણ્યુ નહોતું.

બળવા વખતે બરેલીના ખાંસાહેબો જાગ્યા કે હેં...અંગ્રેજોએ લખનઉ છીનવ્યું? પડ્યો હોકારો. હથિયારો તો મળે નહિ. જાણે અહિંસાનો પેગામ આવવાનો હોય તેમ નિઃશસ્ત્ર થઇને બેસી ગએલા. જેને જે મળ્યું તે લઇને લડવા નીકળ્યા. પાવડા ને કોદાળી, લાકડીઓ અને વાંસના ડંડા; જૂની કટાએલી તલવારો જેના હાથમાં હોય તે તો પોતાની મેળે જ પોતાને સર્વોચ્ચ સમજી લેતો. સામેથી આવે અંગ્રેજ ઘોડેસવારો કે પેદળો. સંતાઇ રહેલા એ વીરો તૂટી પડે. જેમ જાદૂના ગાર્યા ઢળી પડે તેમ ગોળીઓથી વિંધાઇને જમીન પર ઢગલો થઈ જાય. આ રીતે લડતાં ખપ્યા અને અંગ્રેજોએ બરેલી હાથમાં લીધું. હિંદુઓએ આ વખતે 'મુસ્લિમભાઇઓ ખાતર' સેંકડો જાન દીધા.

હું બરેલી ગયો ત્યારે મને એ લખનઉનું નાનું બચ્ચું હોય એમ લાગ્યું. બોલવામાં નવાબી નજાકત, ચાલવામાં એ જ ઢંગ; કપડાં પહેરે તેમાં પણ એ ઠાઠમાઠ. જોકે ચૂલો અને હાંડલાં બિચારાં રોતાં હશે કે આ બધી ઠાઠમાઠમાં તો નવાબી, પણ દુર્ભાગ્ય અમારાં જ કે બધાનું વજન અમારી પાસેથી લેવાનું. ઇદ સિવાય મુર્ગીની ટાંગ જોવા નથી મળતી.

મારા મિત્ર પંડિતજી ઘેર નહોતા. હું તેમની રાહ જોઇને બેસી રહ્યો. છેક સાંજે તેઓ આવ્યા. ખાસ કામ હોવાથી રાતે જ અમે રામપુર ગયા.

રામપુર નવાબી રાજ છે. હાલના નવાબ યુવાન અને ભાવનાશાળી વ્યક્તિ છે. તેમના પિતા વાજિદઅલી શાહનો બીજો નમૂનો હતા. સ્વ. હકીમ અજમલખાનની ખ્યાતિ સાંભળીને પૌષ્ટિક પાકો બનાવવા તેમને શાહી હકીમ બનાવેલા. પણ હકીમજીને એમની પ્રવૃત્તિ નહિ રુચવાથી સંબંધ ટક્યો નહિ. જનાનખાનામાં સો ઉપરાંત બીબીઓ હતી. અને તેમને માટે કિલ્લામાં ખાસ જનાના મહેલ બંધાવેલો તે તરફ કોઇ પુરુષાકારે જતુ માલૂમ પડે તો ગોળી મારી દેવાનો હુકમ હતો. નવાબસાહેબ એટલા આરામપ્રિય કે મહેસૂલ ઉઘરાવવાની અને તે માટે અમલદારો રાખવાની ઉપાધિરૂપ વ્યવસ્થા કોણ કરે? લગભગ અપાય તેટલાં બધાં ગામો ઠેકે (ઇજારે) આપી દીધેલાં. દર વરસે અમુક રકમ આપવી. ઇજારદાર પછી ગમે તે રીતે ખેડૂતો પાસેથી કર વસૂલ કરે. પંડિતજીના પિતાજી પણ આવા એક ઠેકેદાર હતા. બે ગામ ઠેકે રાખેલાં.

રામપુરમાં એ વખતે ખરેખરી નવાબી ખીલેલી. શહેરમાં ૯૦ ટકા મુસલમાનોની વસતિ છે. એમ જ માલૂમ પડે કે કોઇ મુસ્લિમ પ્રદેશના મુસ્લિમ શહેરમા આવ્યા છીએ. હિંદુસ્તાનમાં આ પ્રદેશ જેવો ફળદ્રુપ પ્રદેશ બીજો ભાગ્યે હોય તો! પાણી દૂધ જેવું. કદાવર, પુષ્ટ અને અલમસ્ત માણસો અહીં જોવા મળે. ગામડાં તો જાણે હરિયાળી કુંજો. ઘાસ ચારે

માસ લીલું મળે. ભેંશનાં દૂધ ગીરની ભેંશોને શરમાવે એવાં. ઠેકેદારોના જુલ્મથી ગામડાં ગરીબીનાં ઘર બન્યાં હતાં, જ્યારે રામપુરમાં આઝાદી સ્વચ્છંદતાની બહેનપણી બનીને બેઠી હતી. રસ્તે ચાલતાં કોઇને ધક્કો વાગી ગયો હોય તો છરીઓ કાઢીને લડવા બેસે. પ્રતિસ્પર્ધી ટોળીઓનો પાર નહિ. રોજ બે પક્ષો કોઇ ને કોઇ જગ્યાએ લડતા જ હોય. ઘણી વખત તો ભર બજારમાં મારામારી ચાલે ને નવાબની મોટર આવે તો લડાઇ ખતમ થતાં સુધી ઊભી રહે.

ગુંડાગીરીમાં પણ રામપુર પૂરૂં. છૂપીરીતે કોકીનનો વેપાર આખા દેશમાં રામપુરીઓ કરતા હતા હથિયારો પણ જોઇએ તેટલાં પૂરાં પાડે. નવાબ ગુજર્યા પછી હાલના યુવાન નવાબે આ બધું બંધ કરાવ્યું. ઠેકેદારી પદ્ધતિ પણ બંધ કરી. આથી ત્યાંનો મુસ્લિમ વર્ગ છંછેડાયો અને તેને રાજકીય પટ દઇને એક આંદોલન ખડું કર્યું. દેશનાં છાપાંઓ અને નેતાઓએ સમજ્યા વિના તેમની તરફેણ કરી. ખરૂં તો નવાબ પોતે સુધારાપ્રિય હતા. પાછળથી આવી કનડગત થતાં કંટાળી ગયા. મર્હૂમ નવાબની બધી બીબીઓને કહી દીધું કે જેને પુનર્લગ્ન કરવું હોય તેને છૂટ છે.

રામપુરમાં દેશી કારીગરો બંદૂકો અને તમંચા બનાવે છે એવી ખબર મળી હતી. મેં પંડિતજીને કહ્યું કે એકાદ તમંચો મળે તો લઇએ. પંડિતજી એટલે રામપુરના પટેલ. કોઇ બદમાશ એનાથી છૂપો નહિ. રસ્તે જતાં જ 'આદાબ પંડતજી!'કહીને એક ફક્કડ મિયાંએ સલામ ભરી. પંડિતજીએ ખબરઅબર પૂછ્યા પછી તેને કહ્યું, 'એકાદ ચીજ જોઇએ.'

'વખત તો જુઓ છો જ. આ છોકરા નવાબે બધું બગાડી માર્યું છે. મોટાં ચાકુ બનાવવાની પણ બંધી કરી દીધી છે. કદાચ પકડાઇએ તો તો મૂઆ જ. ઠેકઠેર શુપ્તચર ફરે છે. પણ તમે તો ઘરના માણસ. જોઇશે તો આપીશ.'

બીજે દિવસે અમે એ ભાઇને ત્યાં ગયા. તેણે ડેલામાં ખાટલો નાખી આપ્યો. બે તમંચા લઇને આનારા હાથમાં મૂક્યા. રામપુરમાં જ બનેલા પણ જરા મે ખામી વગરના, ૩૮ આંકની ગોળીના હતા. પાંચ ગોળી ભરી શકાતી. મને શંકા થઇ કે કામ બરાબર આપતા હશે કે નહિ? મિયાંએ તરત જ તમંચો હાથમાં લઇ ઘરની દીવાલમાં બે ગોળી છોડી.

'હં, હં! કોઈ જોશે તો?' મેં કહ્યું.

'આ મહોલ્લામાં કોઇની તાકત નહિ કે અમારૂં બૂરૂં કરે!' મિયાંએ કહ્યું.

'હમણાં તો બહારગામ જવું છે. વળતાં લઇ જઇશું' આવો જવાબ આપીને પંડિતજીએ પતાવ્યું.

કલકત્તામાં આ રામપુરી ભાઇઓ પરદેશથી આવતાં હથિયારો છૂપી રીતે વેચવાનું કામ મોટા પાયા પર કરતા હતા. ચીનમાંથી કોકીનનો મોટો જથ્થો આ જ લોકો કલકત્તાના બંદરે ઉતારતા.

પાછા બરેલી આવ્યા. એક દિવસ રસ્તામાં મારો હાથ પકડીને કોઇએ કહ્યુંઃ 'જોષીજી, આપ કહાંસે?' એ આલ્મોડાના મારા એક જૂના વિદ્યાર્થીમિત્ર હતા. કાશીમાં તેઓ હિંદુ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસમાં મારા કરતાં વધતા હતા, છતાં સદ્‌ભાવપૂર્વક તેઓ મને ચાહતા હતા. મારી પરિસ્થિતિની મેં તેમને વાત કરી ત્યારે તેમણે આલ્મોડા આવવા આગ્રહ કર્યો. મારે આરામ જોઇતો જ હતો. હિમાલયનો એ પ્રદેશ પણ જોવાનો લોભ હતો. મેં તૈયારી કરી.

તેમની સાથે હું નૈનીતાલ ગયો. બરેલીથી કાઠગોદામ સુધી આગગાડી જાય છે. ત્યાંથી મોટરમાં નૈનીતાલ ગયા. નૈનીતાલ સુધી તો હિમાલયની તળેટી જ કહેવાય. છતાં તેનું સૌંદર્ય હિમાલયનું જ છે. ઊગતો સૂરજ તેનાં કંકુવરણાં કિરણો નાની મોટી ટેકરીઓ પર પાડે છે ત્યારે તેમાંનું સુષુપ્ત સૌંદર્ય હસતું હસતું ફૂટી નીકળે છે. દહાડાનો સૂરજ તો ભૂમિતિનો રસિયો ચિત્રકાર હોય તેમ ટેકરીઓ પર અને ખીણોમાં પડછાયાની અવનવી આકૃતિઓ દોરતો દોરતો ક્ષિતિજ પર પહોંચે છે. આથમ્યાની અણી પર હોય ત્યારે એકાદ ઠીકઠીક ઊંચી ટેકરી પર ચડી જવું. ચારે કોર માથાની ટોચ કાઢીને પથરાએલી ટેકરીઓ હજાર હજાર ઘા ઝાલીને લોહી નીતરતા દેહે રણમેદાનમાં ઊભેલા વિજિત યોદ્ધા હતાનો પશ્ચાત્તાપ કરતો હોય એવી ભાસશે. છતીને હારવાનું છે. પ્રાપ્ત કરીને ખોવાનું છે. જગત એ બાજીગરની દુનિયા છે એવો પાઠ ભણાવતી પ્રકૃતિ સંધ્યા આથમ્યા પછી સાચી સંધ્યાની સાધનામાં ગેબ થતી જોશો.

એક અઠ્વાડિયું નૈનીતાલમાં ગાળ્યું. આખી જિંદગી આ પ્રદેશમાં ગાળવાનો નિશ્ચય કરવાનું મન થઇ જતું હતું. આપણા પ્રાચીન આર્યોએ આ પ્રદેશને સ્વર્ગ ગણ્યો છે! પણ પહેલાં જ્યાં જીવનની સાધનામાં મસ્ત એવા સંતોની કુટિરો હતી ત્યાં આજે વીજળીના દીવાથી પ્રકાશિત બંગલાઓ ખડા થાય છે.

અહીંથી આલ્મોડા જવાનું નક્કી થયું. નૈનીતાલ છોડવું નહોતું ગમતું. પણ છૂટકો ન હતો. ત્યાંના આગેવાન શ્રી. ગોવિંદવલ્લભ પંતને મળવાની ઇચ્છા હતી. અચાનક તેઓ નૈનીતાલ આવ્યા. તેમની તબિયત ઠીક નહોતી છતાં મેં મિત્રદ્વારા પુછાવ્યું તો ગમે તે વખતે ખુશીથી મળવાનું કહેવડાવ્યું. તેમને હું મળ્યો. ઘણાં નેતાઓ જોયા હતા. તેમાં આ વ્યક્તિ તરફ મને વિશેષ સન્માન પેદા થયું. તેમની દેશદાઝ નિર્મળ અને સદાચારી જણાઇ. મને તેમણે આશ્વાસન આપ્યું.

નૈનીતાલથી આલ્મોડા જવા માટે અમે પગપાળા જ ચાલ્યા. ત્રણ દિવસ ગાળ્યા. તે દરમિયાન પહાડી લોકોનો ઠીક પરિચય થયો. મને તો એવું લાગતું હતું કે જાણે હું ગુણિયલ ગુજરાતીઓમાં આવી વસ્યો છું. હિમાલયનો પ્રદેશ સ્વર્ગ કહેવાય છે, તો ત્યાંના આ પહાડી નિવાસીઓ પણ ખરેખર સ્વર્ગના વાસીઓ છે. તેમનામાં પાપનું નામ નહિ. ઘરને તાળાં મારવાનાં નહિ. કોઇની ચીજ મળે તો રસ્તે ઝાડ પર લટકાવી જાય. બે ત્રણ દિવસમાં કોઇ લઇ ન જાય તો પાસેના ગામના પટેલને ત્યાં જમે થાય. પ્રેમાળ પણ એવા જ. હું જ્યાંજ્યાં ગયો અને મને રાત રહેવાની જરૂર જણાઇ ત્યાંત્યાં જાણે તેમનો કોઇ પરિચિત મહેમાન હોઉં તેમ આવકાર મળતો હતો.

અહીંના બ્રાહ્મણો તો ખરેખર ગુજરાતનું જ ભાન કરાવે છે. તેમની અટકો જોશી, પંડ્યા, પંત, ત્રિપાઠી, ભટ્ટ એવી છે. વ્યવહાર અને આચારમાં પણ મળતા છે. પહાડી ભાષામાં કેટલા યે શબ્દો ગુજરાતીના અપભ્રંશ હોય એમ લાગે છે. ગુજરાતીઓ ધર્મપ્રિય અને વ્યાપારપ્રિય રહ્યા છે. હિંદના દરેક શહેરમાં સૈકડો વરસ પહેલાં જઇને વસી ગયા છે તેમ અહીં પણ આવી વસ્યા હશે. ઐતિહાસિક સત્ય જોવાની મને જરા યે જરૂર નહોતી. મારે તો મારી રખડપટ્ટીની મુશ્કેલીનું જ નિદાન શોધવાનું હતું. ત્યાં આવી નવરાશના ધંધાની વાત ક્યાંથી સૂઝે?

આ પવિત્ર પ્રજામાં પણ હવે સંસર્ગદોષ લાગતો હોય તેમ દેખાયું. પહાડ પર શહેરીઓની વસતિ નથી પણ તેઓ હવે વેપારને અંગે ચડી આવવા લાગ્યા છે. તેમની રહેણીકરણીએ અને આદતોએ કેટલીક ખરાબ ટેવો પ્રસરતી દેખાય છે. તેઓ નાણાં પણ લેતા થયા છે. આથી જ પહાડી લોકો દેશી કહે છે દેશી લોકો લુચ્ચા અને જૂઠ્ઠા હોય છે એવો તેમને દૃઢ વિશ્વાસ થઇ ગયો છે.

જીલ્લાનું મુખ્ય મથક આલ્મોડા છે. પહાડી પ્રદેશમાં તે મોટામાં મોટું શહેર છે. કેટલાક મિત્રોને મળ્યો. વાતચીત થઇ. મારે અહીં જ રહી જવું એવી સલાહ મળી. મારી કુમળી ભાવનાઓ ફૂલતા ફાલતા શમી રહી હતી. તે માટે એને કેવું પાણી જોઇએ તે હું જાણતો નહોતો. કોઇ રાહબર નહિ. કોઇ નિર્દેશક નહિ. મારી શક્તિને યોગ્ય રાહે વાળવાનું સાધન કેવું અને ક્યાં છે તે હું સમજતો નહોતો. દેશની આઝાદીના સ્વપ્નમાં મશગૂલ હતો. ભાવનાના જોશમાં એની યથાર્થતા સમજાતી નહોતી. જીવનની જરા સરખી પણ પરવા નહોતી. દેશ ખાતર ફના થઇ જવાની એક તમન્ના હરઘડી કુરબાનીનાં ગીતો ગવડાવતી હતી. સાચે જ એવાં કેટલાંક ગીતો મેં યાદ યાદ કર્યાં હતાં પરિસ્થિતિથી મુંઝાઉં ત્યારે એ ગાઉં અને ગાતો જાઉં તેમ તેના ભાવમાં ડૂબતો જાઉં. આફતની શી પરવા? ટુકડે ટુકડે જિંદગી ખપાવી દેવામાં શાનું દર્દ!

બંગાળના પ્રથમ રાજનૈતિક ષડ્યંત્રના અભિયુક્ત ઓમ્પ્રકાશ બાબુને કાળાપાણીની સજા થઇ ત્યારે તેમણે અદાલતમાં સ્વરચિત એક ગીત ગાયું હતું. ગીત લાંબું છે. એની એકે એક લીટી કવિએ પોતાની જિંદગી નીચોવીને તેના તત્ત્વ વડે લખી છે. તેમાંની એક કડી ગાતો ત્યારે તો દેશ માટે ફના થઇ જવાની મારી ભાવના ગાંડી બની જતી. ઘણી વખત તો રડી પડતો.

મેં નિર્ણય કર્યો કે મારે એક જગ્યાએ બેસીને આરામ નહીં કરવો. કષ્ટ સહીશ, રખડીશ, ભટકીશ પણ મારી જિંદગીનો આનંદ જેમાં મેં ભરી દીધો છે એ કાર્ય નહિ છોડું.... . જીવરામ જોષી

## શ્રી કૃષ્ણના સમયથી માંડી છેક બખ્તયાર ખિલજીના કાળ સુધી શ્રી અને શક્તિનું, ભક્તિ અને ભૂતિનું જે મહાધામ બની રહેલું તે

# રાજગૃહ

### અથવા આજનું રાજગિર

હિંદુ, બૌદ્ધ અને જૈન, ત્રણે દૃષ્ટિએ મહત્ત્વના સાંસ્કૃતિક પુરાતન અવશેષો ધરાવતા, ભારતના એક મહત્ત્વાભર્યા પ્રાચીન સ્થાનનો વિગતવાર પરિચય

રાજગિર એ રાજગૃહનું અપભ્રંશ છે. મૌર્યોની પહેલાં રાજગૃહ મગધ દેશની રાજધાની હતી. મહાભારતના યુદ્ધ પછી ભારતનું કેન્દ્રસ્થાન હસ્તિનાપુર મટીને મગધ બન્યું હતું. મગધના રાજાઓ ચક્રવર્તી કહેવાતા. એ રાજાઓની વંશાવળી પુરાણોમાં મળી આવે છે. આ બાબત લક્ષમાં લેતાં મહાભારતનું એક ફળ એ થયું કે આર્ય સંસ્કૃતિ પૂર્વમાં ખસી. આ વસ્તુ કૃષ્ણ ભગવાનની રાજનીતિને પ્રશસ્ય નથી, કારણકે તેમના મહાન પ્રયત્નો છતાં આમ બન્યું હતું. તે વખતમાં જરાસંધની સરદારી નીચે મગધ પ્રગતિ કરી રહ્યું હતું. તે અટકાવવા માટે કૃષ્ણ ભગવાને ભીમને લઇને જરાસંધ પર ચડાઈ કરી તેને હણ્યો હતો. પરંતુ પંજાબમાં આર્યોની પડતી અને મગધની પ્રજાની ચડતી કોઇ અટકાવી શક્યું નહિ. યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ નામનો જ હતો. જરાસંધની એ રાજધાનીના અવશેષો આજે પણ જોતાં તેના વિષે અતિશય માન થયા વગર રહે જ નહિ.

આર્ય સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન હસ્તિનાપુરથી ખસીને મગધ ગયું તેમાં પસ્તાવાનું કારણ બીલકુલ નથી. તેથી અકથ્ય લાભ થયો છે. પણ તેનું માન આર્યોને ઘટતું નથી. જરાસંધને તેમણે અસુર કહ્યો છે. તે જાતે અનાર્ય હતો. હાલ આ પ્રદેશમાં જે રાજવાડ લોકોનો વાસ છે તે જ જાતનો કદાચ જરાસંધ હોય. એના પછીના સમયમાં બ્રાહ્મણોએ પ્રગતિ ઘણી જ કરી હતી તે તો એ વખતના સંસ્કૃત સાહિત્ય ઉપરથી માલમ પડે છે. પરંતુ તે રાજ્યાશ્રયે નહિ. તે બધું તો થયું કાશીમાં. પરંતુ જેને લીધે રાજગૃહ હાલ જોવા યોગ્ય છે, તે તો બે અબ્રાહ્મણોને લીધે: બુદ્ધ ભગવાન અને મહાવીરસ્વામી.

એક ખાસ નોંધવાલાયક બીના એ છે કે તે વેળાના હિંદુ, જૈન અને બૌદ્ધ સાહિત્યમાં પ્રત્યેકે બાકીના બેને તદ્દન અવગણ્યા છે. હિંદુ સાહિત્યમાં બુદ્ધ ભગવાનના અવતાર તરીકેના ઉલ્લેખ સિવાય બીજું કાંઇ જ નથી. જૈન અને બૌદ્ધ સાહિત્યમાં બીજા કોઇ ધર્મ વિષે ઉલ્લેખ જ નથી. આ નીતિ અત્યારે પણ પ્રવર્તે છે. દાખલા તરીકે અહીં એક ડુંગર પર પત્થરના ચોરસ બુરજ જેવો ઓટલો છે. ત્યાં બુદ્ધ ભગવાનનો શિષ્ય કશ્યપ રહેતો હતો. પરંતુ અહીંના પંડ્યાઓ તેને જરાસંધની બેઠક કહે છે અને કશ્યપ વિષે તેઓ તદ્દન મૌન રાખે છે. એ જ પર્વત ઉપર મહાવીર સ્વામીએ ઘણા ચાતુર્માસ ગાળ્યા હતા; પરંતુ બૌદ્ધ સાહિત્યમાં તેનો ક્યાંયે ઉલ્લેખ નથી ! બુદ્ધ અને મહાવીર બન્ને સમકાલીન હતા અને બુદ્ધ ભગવાનની લીલા આ મુખ્ય ક્ષેત્ર હતું, છતાં જૈન સાહિત્યમાં તેનો બિલકુલ

ઉલ્લેખ નથી !

આપણા લોકોને ઐતિહાસિક લાગણી જ બીલકુલ નથી. જેમ બીજી ઘણી જગ્યાઓ ભૂલાઇ ગઇ છે, તેમ આ જગ્યા પણ ભૂલાઇ જાત. પરંતુ ગુપ્તોના વખતમાં ચીની જાત્રાળુ ફાહિયાન અને હર્ષના વખતમાં હ્યુએનત્સાંગ આ દેશમાં જાત્રાર્થે અને જ્ઞાનલાભાર્થે આવ્યા હતા તેમનાં પ્રવાસવર્ણનો ઉપરથી આ જગ્યાનો ઉદ્ધાર ગયા સૈકામાં થયો.

વિંધ્યાચળની એક શાખા ઉત્તરે ગયા આગળ થઇને રાજગૃહ સુધી વિસ્તરેલી છે. મહાભારતના વખતમાં અહીં આવવાનો રસ્તો ગયા થઇને હતો. પહાડોની હાર અહીં એકસરખી નથી; અને આ છેવટના ડુંગરા તો છુટા છવાયા આમતેમ મેદાનમાં ઊભા છે. વચ્ચેનો પ્રદેશ એકદમ સપાટ—રમતના મેદાન જેવો સપાટ અને નદીઓના કાંપનો બનેલો છે. રાજગૃહના પહાડો અને ગયાના પહાડો વચ્ચે લગભગ ૪૦ માઇલનું અંતર છે અને તેટલા ભાગમાં અસંખ્ય નાનીનાની નદીઓ વહે છે. રાજગૃહની ઉત્તરે પચાસ માઇલ દૂર ગંગા સુધી તેવો જ સપાટ પ્રદેશ છે. પ્રદેશ તદ્દન ખુલ્લો ને જંગલરહિત છે, જમીન ઘણી ફળદ્રુપ છે ને હવાપાણી સારાં છે. હાલ રાજગૃહ જવાનો રસ્તો ગંગાકિનારેથી તેમજ ગયાથી બંને છે. ખાસ રાજગૃહની બહાર એકદમ પહાડોની તળેટીમાંથી જ રસ્તાની શરૂ થાય છે.

રાજગૃહના પહાડો લગભગ એક હજાર ફૂટ ઊંચા, દેવગઢબારીઆના પહાડો જેવા, પણ લીલોતરીથી છવાએલા છે. અહીં સાત પહાડો છે. વચમાં સપાટ ખીણ છે અને તે ઘણા વહેળાઓથી વિભક્ત છે; ઉત્તરે અને દક્ષિણે ઘાટ છે. ત્યાંથી પાણી વહી જાય છે. ગયાથી જૂનો માર્ગ પણ આ જ દ્વારોમાં થઇ પ્રવેશે છે અને બહાર નીકળે છે. હાલ આ ખીણ નાનાનાનાં જંગલી ઝાડોથી ભરપૂર છે. પણ પાવાગઢની આસપાસ હતું તેવું ગાઢ ઊંચું જંગલ ક્યાંય નથી.

ખીણનું ક્ષેત્રફળ લગભગ નવદસ ચોરસ માઇલ છે, પરંતુ આટલા ભાગમાં એક પણ ગામ અથવા ઝૂંપડું કે કોઇપણ જાતની વસતિ નથી. ઇતિહાસને માટે તો આ એક અણધાર્યો લાભ છે, કારણકે જો અહીં વસતિ હોત તો અત્યારે જે અવશેષો છે તેનું નામનિશાન પણ રહેત નહિ. જુઓ આ સાથેનો નકશો.

પહાડો સાત છે, પણ બૌદ્ધ અને જૈન સાહિત્યમાં પાંચ જ પહાડો વર્ણવ્યા છે. રત્નાગિરિ અને ગૃધ્રકૂટ જુદા નથી ગણ્યા; અને પશ્ચિમનો નનામો પહાડ તો કોઇએ વર્ણવ્યો નથી. ઉત્તરે સરસ્વતી નદી અને દક્ષિણે બાણગંગા એ બે જ પ્રવેશદ્વારો છે. હવે આપણે હિંદુ, જૈન અને બૌદ્ધ ત્રણે દષ્ટિએ એ પ્રદેશનાં વર્ણનો જોઇએ.

## હિંદુ

ગિરિવ્રજ અથવા કુશાગ્રપુર જરાસંધની રાજધાની હતી.* તેનો ઇતિહાસ ઓછામાં ઓછો સાડા ત્રણ હજાર વર્ષ જૂનો તો ખરો. બે પહાડોની વચ્ચે અને જ્યાં પહાડોના ઢોળાવ ઓછો હોવાથી રક્ષણની જરૂર હોય ત્યાં પત્થરનો કોટ છે. કેટલેકાણે બુરજો પણ છે. કોટ વીસ ફૂટ પહોળો છે. અને ઊંચાઇ વીસથી ત્રીસ ફૂટ છે. નાનામોટા પત્થરો ગોઠવીને જ કોટ બનાવ્યો છે. ચણતર બીલકુલ નથી. ગિરિવ્રજ નગર અત્યારે તો એક પુરાઇ ગએલી ખીણ જ છે અને જૂના મકાનોના ઢગલાથી ભરાઇ ગએલી છે. ગામ બહાર જમીન પર માટીનો થર છે, પણ નગરમાં બધે જ ઇંટો ને પથ્થરો વેરાએલા છે. શહેરની ઉત્તરે એક અને દક્ષિણે એક એમ બે માટીના પાળા બાંધેલા છે આને જરાસંધના બંધ કહે છે. પહાડનું પાણી નિકાસ કરવાને માટે આ કોઇ વ્યવસ્થા હશે.

અગ્નિ ખૂણે કોટની બહાર રણભૂમિ છે. ત્યાં જરાસંધ અને કૃષ્ણ વચ્ચે યુદ્ધ થએલું. કપટ સિવાય આવું સુરક્ષિત નગર જીતવું અશક્ય. જરાસંધને કોઇ પણ યુક્તિથી કોટ બહાર આણેલો અને પછી તેને હણેલો. જૂના અવશેષોમાં હાલ બે જગ્યાએ ખોદકામ થએલું છે. નગરની અંદર રાજગઢ જુદો પડે છે. ત્યાં કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં વર્ણવેલું છે તેવું જ બરાબર કોષાગાર અથવા રાજાનો પોતાનો સૂવાનો ખંડ છે. તે વખતના રાજાઓ તીજોરી જેવી સુરક્ષિત જગ્યાએ સૂતા. તેનો પાયો ચતુષ્કોણ અને

* અહીં જે મૌર્ય કાળ પૂર્વેના અવશેષો મળી આવ્યા છે તેમને લગતી વિગત 'કુમાર'ના હવે પછીના અંકમાં પ્રગટ થનાર 'રાજગૃહ અને ત્રિપુરી (મધ્ય પ્રાંત)નો પૅસિફિક મહાસાગરના બેટોની પુરાતન સંસ્કૃતિ સાથે સંબંધ' એ નામના લેખમાં આપવામાં આવશે.

અષ્ટકોણ બંને છે અને ઉપરનો ખંડ ગોળ કૂવા જેવો છે. પાણી નિકાસને માટે સુરક્ષિત ગટર છે. ત્યાંથી ઘરકામને યોગ્ય માટીનાં વાસણો વગેરે રાચરચીલું મળી આવેલું છે. આની આસપાસ ચારે બાજુએ ખાઇ છે. મકાન ઈંટોનું છે.

પહાડો ઉપર બધે જૂના વખતનો રસ્તો છે. આને જરાસંધનો રસ્તો કહે છે. વૈભાર પર્વત ઉપર એક જૂનું શિવાલય છે. પ્રથમ એ દૃષ્ટિએ પડ્યું ત્યારે ઇંટોનું ખંડેર હતું. તેને સાફ કરતાં બૌદ્ધ મંદિર નીકળ્યું અને વધારે ખોદકામ કરતાં તથા પાયો તપાસતાં તળેથી મહાદેવનું દહેરૂં નીકળ્યું. તે પથ્થરનું છે. કાળા પથ્થરનો નંદી છે અને લિંગ છે. બંને ખંડિત છે. નંદીનું માથું હાથ લાગ્યું નથી. શિવાલય બૌદ્ધ કાળ પૂર્વેનું હોવું જોઇએ અને તેને તોડીને ઉપર બૌદ્ધોએ પોતાનું મંદિર બનાવ્યું હશે. શિવાલય પથ્થરના સ્તંભો પર ટેકવેલું છે. તે સિવાય ખાસ કારીગરી નથી.

બૌદ્ધ અને હિંદુ મંદિર વચ્ચે આટલો તફાવત હોય છે:

૧ બુદ્ધની પ્રતિમાનો ખંડ બહારના સભામંડપથી ઊંચો હોય છે, જ્યારે મહાદેવનો ગર્ભખંડ હંમેશાં જમીનથી નીચો હોય છે.

૨ બૌદ્ધ મકાનમાં તળીઆથી છત સુધીનું અંતર ૮ થી ૧૦ ફૂટ જ હોય છે, જ્યારે આ મહાદેવના દહેરામાં તે અંતર પંદર ફૂટ હશે.

૩ બૌદ્ધ મંદિર ઇંટોનું છે અને તેની દિવાલોએ પ્લાસ્ટરની અથવા પત્થરની મૂર્તિઓ છે. જ્યારે શિવાલય પત્થરનું છે.

૪ બૌદ્ધ મંદિરમાં કોતરકામ બારીક હોય છે. જ્યારે શિવાલયમાં કોતરકામ નથી એમ કહીએ તો ચાલે. પત્થરના થાંભલા કરકરા છે.

વૈભારની તળેટીમાં ઊના પાણીના ઘણા ઝરા છે અને ઔષધ તરીકે તેની કિંમત ઘણી છે. ચામડીના દરદીઓ અને સંધિવાના રોગીઓ તેનો લાભ બહુ લે છે. દરેક ઝરા આગળ પત્થરનો કુંડ બનાવ્યો છે. તેમાંથી પાણી ઉભરાઇને બહાર ચાલ્યું જાય છે. તળે કાંકરા છે અને વપરાશ ઘણો છે. સૌથી મોટો કુંડ છે તેમાં તળીએથી પાણી નીકળે છે અને ઉભરાઇને ચાલ્યું જાય છે. આથી ઘણા યાત્રાળુઓ છતાં સ્વચ્છતા બહુ રહે છે અને નહાવું ગમે તેવી જગ્યા છે. મોટા કુંડની બાજુમાં જ પહાડમાંથી ઊના પાણીનો ફુવારો ફુટે છે. ત્યાં પ્રથમ નાહીને પછી મોટા કુંડમાં જવા દે છે. આને લીધે ચોખ્ખાઇ ઘણી સારી જળવાઇ રહે છે. પાણીમાં ગંધક જેવા પદાર્થો હશે. પીવાને માટે ફુવારાનું પાણી વપરાય છે. તે ઠંડું થાય છે ત્યારે નદીના પાણી જેવું લાગે છે.

આ કુંડ હિંદુઓનું જાત્રાસ્થાન છે. હાલના રાજગિર ગામમાં જૈન ધર્મશાળાઓ છે. ત્યાં હિંદુઓને ઊતરવા દે છે. તે ધર્મશાળાઓમાં આશ્ચર્યજનક ચોખવટ છે અને જગ્યા સગવડભરેલી છે. રાજગિર કુંડનું એક નાની લાઇન પર ટર્મીનસ સ્ટેશન છે. અને મોટી લાઇનના બખ્ત્યારપુર સ્ટેશનથી ત્યાં જવાય છે. કુંડોની નીચે સરસ્વતી નદી વહે છે. તેના ઉપર વિપુલાચલ અને વૈભારને સાધતો જંગી કિલ્લો અને દરવાજો હોવા જોઇએ. હાલ બે બાજુના બુરજ અને મિનારાનાં ખંડેરો ઊભાં છે. દરેક અધિક માસમાં અહીં મેળો ભરાય છે, અને બે ત્રણ લાખ માણસો તે અરસામાં આવે છે.

ગૃધ્રકૂટ સિવાય બીજા પહાડો પર ચડવું સહેલું છે પણ પત્થરો લપસણા હોવાથી જાળવવું પડે છે. એક પહાડ પરથી બીજા પહાડ પર એમ ચારે તરફ જવાના રસ્તા છે. એ રસ્તે જૈનો પ્રદક્ષિણા કરે છે. હિંદુ અવશેષો જોતાં ચણતરકામમાં અને ઘર બાંધવામાં ગયાં ૩૦૦૦ વર્ષમાં આપણે શી પ્રગતિ કરી તે જણાતું નથી. કદાચ પાછા હઠયા છીએ.

અહીંનાં હવાપાણી સારાં છે અને પંડ્યાઓનો ત્રાસ નહિ જેવો છે એટલે હવાફેર માટે પણ અનુકૂળ સ્થાન છે. દૂધઘી અને અનાજ સારાં અને સસ્તાં મળે છે. ધર્મશાળામાં બેડંબેડ મળે છે. ધોબી, હજામ બધા જ ત્યાં ઓરડીએ ઓરડીએ રોજ આવી જાય છે. ધોબી રોજનાં રોજ કપડાં ધોઇને બીજે દિવસે પાછાં આપે છે. મોંઘું કાંઇ હોય તો હજામો. તીર્થક્ષેત્રમાં તેમની મહત્તા પંડ્યાઓથી પણ ચડે!

નવા રાજગૃહની બહાર પુરાણું સ્મશાન છે. ત્યાં સરસ્વતી નદીને બંને કિનારે બાંધી દીધેલી છે. એક બાજુએ મહાદેવની દહેરી છે. ઘાટ વિશાળ અને સગવડવાળો છે. ઉપરની છત હાલ હયાત નથી.

એકંદરે જગ્યા નિર્જન પણ સુંદર છે. હજુ પણ તે સ્મશાન તરીકે જ વપરાય છે.

### બૌદ્ધ

બુદ્ધ ભગવાનનું મૂળ વતન કપિલવસ્તુ (હાલનો ચંપારણ જિલ્લો). તેમને જ્ઞાન થયું બુદ્ધ ગયામાં. તે વખતે હિંદુસ્તાનનું કેન્દ્રસ્થાન મગધની રાજધાની રાજગૃહ હતું. તે જ કારણે બુદ્ધ ભગવાને ઘણો કાળ અહીં ગાળેલો. રાજગૃહની રજેરજ બુદ્ધ ભગવાનના ચરણસ્પર્શથી પુનિત થઇ છે. તેમના જીવનના ઘણા તલસ્પર્શી બનાવો અહીં બન્યા હતા અને તેનાં સ્થાનો હાલ નિર્દિષ્ટ છે. તેમની સાથે તેમના પ્રખર શિષ્યો કશ્યપ, સારિપુત્ર, મૌદ્દગલ્યાયન, આનંદ વગેરે અહીં રહેલા. સારિપુત્ર મૌદ્દગલ્યાયનનાં તો જન્મસ્થાન તેમજ નિર્વાણસ્થાન પણ આ પ્રદેશમાં. કશ્યપનું નિર્વાણ-સ્થાન વૈભાર પર્વત ઉપર. આનંદનું નિર્વાણસ્થાન વેણુવનમાં. પ્રખ્યાત બૌદ્ધ વિદ્યાપીઠ નાલંદા અહીંથી આઠ માઇલ દૂર છે.

ચીની બૌદ્ધ યાત્રાળુઓ પ્રથમ બુદ્ધગયા ગએલા ત્યાંથી પાટલીપુત્ર થઇને અહીં આવેલા અને બુદ્ધ જીવનનાં સઘળાં સ્થાનોનાં દર્શન તેઓએ કરેલાં. તેનું આબે-હૂબ વર્ણન દિશા ને અંતરની વિગત સાથે તેઓએ કરેલું મળી આવે છે. તે ઉપરથી હાલ તે બધી જગ્યાઓ પરખાય છે. પરંતુ પ્રથમ ચિહ્ન શી રીતે જડ્યું તે જોઇએ.

બખ્તિયાર ખીલજીએ આ મુલક ઉપર ચડાઇ કરેલી અને કેટલોક વખત બિહાર ગામમાં તેણે રાજ-ધાની કરેલી. તેણે અહીંના બધા પંડિતોને કાપી નાખેલા, તેમનાં પુસ્તકો બાળી નાખેલાં અને જૂનાં મંદિરો તથા બીજાં મકાનો તોડી નાખેલાં. કાળક્રમે તે બધાં ઢગલો થઇને પડેલાં; તે ઉપર વનસ્પતિ ઊગી અને પછી માટીના ઢગલામાં તેનું રૂપાંતર થયું. આવા માટીના ઢગલા આ પ્રદેશમાં ઘણા છે. આપણે આગળ જોયું તેમ છેક ડુંગરની તળેટીથી ગંગા સુધી બધો મુલક એકદમ સપાટ છે. તે ઉપર માટીના આ ઊંચા ઢગલાની નિયમિત પંક્તિ માલૂમ પડે તો જિજ્ઞાસુ મનને જરૂર એમ લાગે કે આનું કંઈ કારણ હોવું જોઇએ. આવા ઢગલા સાફ કરતાં નાલંદાનાં ભવ્ય ખંડેરો અને રાજગૃહના અવશેષો નીકળ્યા. એકવાર ઢગલો થઇને પડ્યા પછી અને તે ઉપર માટી થઇ ગયા પછી અંદરની વસ્તુઓ કેવી કાયમ રહે છે તેનો આશ્ચર્યજનક એક જ દાખલો: નાલંદામાં આગ લાગેલી તેમાં કેટલીક ઈંટો બળી ગએલી તે હજુ દિવાલમાં જેવી ને તેવી છે; અને એક રસોડામાંથી તો બળેલા ચોખા પણ મળ્યા છે! નવું રાજગૃહ—ચીની મુસા-ફરોના કહેવા પ્રમાણે—અજાતશત્રુએ ગિરિવ્રજ છોડીને નવું રાજગૃહ પહાડોની બહાર ઉત્તરે બંધાવ્યું. આ નવા શહેરનો કોટ હજુ સાબૂત છે: અલબત્ત, માટીથી છવાએલો. લગભગ ચોરસ છે અને દરેક બાજુ ચાર્પો માઇલ લાંબો છે. કોટની દિવાલ ચૌદ ફૂટ જાડી અને વીસ ફૂટ ઊંચી ચણ્યા વગરના પથ્થરની છે. ઠેકઠેકાણે બુરજો છે અને દરવાજાની જગ્યાઓ ખાલી છે. કોટ અંદરનો ભાગ મકાનોના ઢગલાઓથી પુરાઇને ઊંચો થઇ ગયો છે. હાલ તે ઉપર ખેતી થાય છે. પણ ઈંટ ને પથ્થરથી ભરપૂર હોવાથી પાક સારો થતો નથી. હજુ અહીં કંઇ ખોદકામ થયું નથી. ફક્ત કોટનો કેટલોક ભાગ બહાર કાઢ્યો છે.

બુદ્ધ ભગવાન પ્રથમ રાજગૃહ આવ્યા ત્યારે બિ-બિસાર રાજ્ય કરતો હતો. જૂની રાજધાનીમાં તેણે પોતાનું ઉપવન વેણુવન બુદ્ધ ભગવાનને અર્પણ કરેલું. આ જગ્યા હાલ ઓળખાય છે. બુદ્ધ ભગવાન રોજ ભિક્ષા માગવા જૂના નગરમાં જતા. પરંતુ સાંજના ગૃધ્રકૂટ પર્વત પર જતા અને રાત ત્યાં રહેતા. આ પર્વત ઉપર ચઢાણ ઘણું કઠણ છે. તેની ટોચ પર મંદિર હતું. આ પર્વત વિષે એવી દંતકથા છે કે પૂર્વ-જન્મમાં બુદ્ધ ભગવાન અને તેમનો શિષ્ય આનંદ ત્યાં તપ કરતા. તે વખતે માર અથવા કામ ગીધનું સ્વરૂપ લઇને આનંદને બીવડાવવા લાગ્યો, ત્યારે ભગ-વાને હાથ લંબાવીને આનંદની પીઠ થાબડી: ‘નિર્ભય રહેવાનું કહ્યું: તે ઉપરથી તેને ગૃધ્રકૂટ કહે છે. બુદ્ધે તેમને સર્વોત્તમ ઉપદેશ આ શિખર પર કરેલો. બિ-બિસાર પછી અજાતશત્રુએ પોતાના રાજવૈદ જીવકને ભગવાનની તથા સંઘની તંદુરસ્તી જોવાનો ભાર સોંપેલો. જીવકને ગૃધ્રકૂટ જવું રોજ ભારે પડતું એટલે પોતાનું આમ્રવન (રણભૂમિની પાસેનું) ભગવાનને અર્પણ કર્યું. આ જગ્યા તથા બુદ્ધ ભગવાન અને આનંદ પૂર્વ-જન્મમાં તપ કરતા તે ગુફાઓ પણ જણાય છે.

રાજગૃહ (રમણલાલ શં. ત્રિવેદી)

વૈભાર પર્વત ઉપર કશ્યપ રહેતો. તેની ગુફા પીપલી ગુફાને નામે પ્રસિદ્ધ હતી. તે હાલ બતાવાય છે. એક વખત કશ્યપ માંદો પડેલો ત્યારે તેને જોવા ભગવાન ત્યાં ગએલા, તેથી બૌદ્ધોને મન તે પુનિત જગા છે.

અજાતશત્રુ રાજા પરાક્રમી અને એકદંડ્યુ સત્તાવાદી હતો. લોકોમાં પોતાના સિવાય બીજા કોઇની આણ વર્તે તે તેને ગમતું નહિ. મગધની આસપાસ પ્રજાસત્તાક રાજ્યો હતાં. બુદ્ધ ભગવાનનો પોતાનો પ્રદેશ પ્રજાસત્તાક હતો. તેમની હસ્તી અજાતશત્રુને ખૂંચતી. પરંતુ ભગવાનની હયાતીમાં તેમને તે અડકી શક્યો ન હતો. આવાં કારણોને લઇને બુદ્ધ ભગવાનને તે હમેશાં ઇર્ષ્યાની દૃષ્ટિએ જોતો. જોકે તેમને યથોચિત માન આપવાનું કદી ભૂલતો નહિ. લોકો પર ભગવાનની એટલી સત્તા હતી કે અજાતશત્રુ તેમને ખુલ્લી રીતે નાખુશ કરવાનું સાહસ કરી શકતો નહિ.

બુદ્ધ ભગવાનનો એક શિષ્ય દેવદત્ત વિશ્વાસઘાતક નીવડ્યો. તેને હાથ કરીને બુદ્ધ ભગવાનને હણવાના અજાતશત્રુએ કેટલાક ઉપાયો યોજ્યા હતા. એક વખત બુદ્ધ ભગવાન ભિક્ષા લેવા જતા હતા ત્યારે રાજના હાથીને દારૂ પાઇને તેમના પર છોડી મૂકેલો; પરંતુ તેમને જોતાં વેંત જ હાથી નરમ થઇને ઉભો. આ જગા ઉપર સ્તૂપ બાંધેલો તેનાં ચિહ્નો છે.

તે વખતે નિગ્રંથ નામના લોકોનો એક પંથ હતો. તે લોકો બૌદ્ધોના કટ્ટા શત્રુ હતા. રાજગૃહનો એક વાણીઓ નિગ્રંથ હતો ને તેની સ્ત્રી બૌદ્ધ હતી. તેણે તેની સ્ત્રીને પૂરી રાખી અને વિષમય ખાદ્યો તૈયાર કરીને બુદ્ધ ભગવાનને ભિક્ષા લેવા આમંત્યા. તેમના બેસવાના સ્થાન નીચે છળ કરીને પોલાણ રાખીને તેમાં સળગતી ભઠ્ઠી રાખેલી. પરંતુ ભગવાન બેસતાં વાર જ તે જગાએ સુંદર કુંડ અને તેમાં કમળ થઇ રહ્યાં. એક વખત બુદ્ધ ભગવાન ગૃધ્રકૂટ પર્વતની બાજુમાં ચંક્રમણ (હેરાફેરા) કરતા હતા, તે વખતે દેવદત્તે ઉપરથી પથ્થર ગબડાવ્યો. પથ્થર શિલા પર પડ્યો. તેનો એક ટુકડો ભગવાનના પગ ઉપર પડ્યો હતો. તે બંને જગ્યાઓ હાલ બતાવાય છે. આ બધા પ્રસંગોએ બુદ્ધ ભગવાનને તેમના શિષ્યોએ આગળથી ચેતવ્યા હતા, પણ તેમણે કશું ધ્યાનમાં લીધું ન હતું.

એક વખત બુદ્ધ ભગવાનનો શિષ્ય અશ્વજિત



## ત્યાગી

• અંજનીગીત •

પાન કર્યાં તેં પ્રભુ રટવાને,
જીવનમાં એકલ અટવાને;
—મેં જગદુઃખો ભોગવવાને:
ત્યાગી તું કે હું?

જગબંધન તુજને જકડે છે;
મુજ માનવજીવન રખડે છે,
જગકાજે સુખમૂર્તિ ઘડે છે:
ત્યાગી તું કે હું?

તું જગભીરુ; હું જગભેરૂ,
અંતર સેવાવેલ ઉછેરૂં,
જીવન કણકણ જગમાં વેરૂં:
ત્યાગી તું કે હું?

વેણીભાઇ પુરોહિત



રાજગૃહમાં ભિક્ષા માગવા ગએલો ત્યાં તેણે સારિપુત્રને જોયો. સારિપુત્રને જોતાં વેંત જ અશ્વજિતે તેનું મહત્ત્વ પારખ્યું. સારિપુત્ર એક ઘરમાં ભિક્ષા માગી રહ્યા પછી અશ્વજિત તેને મળ્યો અને બુદ્ધ ભગવાન વિષે વાત કરી તેને ભગવાનની પાસે લઇ ગયો. આ મિલનજગા પણ હાલ બતાવાય છે. પછી સારિપુત્ર બુદ્ધનો પરમ શિષ્ય થયો હતો.

બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી અજાતશત્રુએ કપિલવસ્તુ અને વૈશાલી ઉપર ચડાઈ કરેલી અને ભગવાનના અવશેષો તે બધા લઇ આવેલો. તેણે રાજગૃહની બહાર એક પ્રચંડ સ્તૂપ બાંધીને ત્યાં અવશેષો દાટ્યા હતા. આ જગા પણ બતાવાય છે.

ત્યારપછી બૌદ્ધધર્મની પ્રથમ સંગીતિ અહીં થએલી. ચીની જાત્રાળુ અનુસાર સપ્તપર્ણી ગુફામાં તે થએલી. આ ગુફા વૈભાર પર્વત ઉપર છે. અશોકે અજાતશત્રુનો સ્તુપ તોડીને ભગવાનના અવશેષો બહાર કાઢ્યા હતા અને તે અનેક તીર્થસ્થાનોએ વહેંચીને તે પર સ્તુપો બંધાવ્યા હતા. એવો એક સ્તુપ અને તેની પાસે કીર્તિસ્તંભ તેણે રાજગૃહની પશ્ચિમે બંધાવેલો તે જગા પણ નિર્દિષ્ટ છે. કશ્યપનું નિર્વાણસ્થાન વૈભાર પર્વત ઉપર, આનંદનું નિર્વાણસ્થાન વેલુવન પાસે. આ ઉપરાંત શહેર બહાર તે વખતે ઘણા સંઘારામો

(બૌદ્ધ મુસાફરખાનાં) હતાં. તેના અવશેષો દેખાય છે.

### નાલંદા

નાલંદા અવશેષોનો રાજા છે. તેના જેવા ભવ્ય અવશેષો ક્યાંય ગળ્યા નથી. આ ખંડેરો જોવાથી એમ જ થાય કે તે વખતે ભારતવર્ષમાં શું નહિ હોય? ફાહિયાન અને હુએનચંગ બંનેના વખતમાં ત્યાં જીવંત વિદ્યાપીઠ હતું, છેક બખ્ત્યાર ખીલજીના વખત સુધી ત્યાં પંડિતો રહેતા. ત્યાં સઘળા વિષયોને સઘળાં સાહિત્યોનો અભ્યાસ થતો. હુએનત્સાંગ ત્યાં સંસ્કૃત શિખેલો. તે ત્યાં દોઢ વરસ રહેલો. અને ફરી પાછો ત્યાં આવેલો તે વખતે તે અધ્યાપકની સ્થિતિએ હતો.

નાલંદા એક સુવ્યવસ્થિત અને સુરચિત વિદ્યાનગર હતું. તેની લંબાઈ દોઢ માઈલ હશે. હાલ ખોદકામ થએલું છે. અર્ધા માઈલ સુધીમાં બે હારો ખોદેલી છે. એક હારમાં સ્તૂપો છે; વચમાં સો વાર જગ્યા છે. અને પછી બીજી હારમાં છાત્રાલયો, શિક્ષાલયો, પાઠશાળા વગેરે છે. બંને બરાબર સીધી લીટીમાં છે. હુએનત્સાંગના કહેવા પ્રમાણે કેટલાંક છાત્રાલયો ચાર પાંચ માળનાં હતા. બે પાઠશાળાઓમાં તે વખતના કૂવા છે. તેનું પાણી હજુ પીવા યોગ્ય છે. છાત્રાલયો ને શિક્ષાલયોમાં વચમાં ચોક ને આજુબાજુ ઓરડીઓ, ઓટલાઓ અને દ્વારની સામે ગુરુની બેઠક અને તેની પાછળ બુદ્ધની મૂર્તિ એવી રચના હતી. બધું કામ ઈંટ અને ચૂનાનું છે. થાંભલા પત્થરના છે ને તે ઉપર સુંદર કોતરકામ છે. ચૂલા પણ ચણેલા છે.

સૌથી ભવ્ય તો બે મંદિરો છે. એક ઘણું ઊંચું છે તે કદાચ વેધશાળા હશે. અગાશી સુધીનો ભાગ સાબૂત છે. મંદિર તે ઉપર હતું. આની દિવાલોમાં અતિ સુંદર મૂર્તિઓ છે. આની ઉંચાઈ બધું મળીને ૨૦૦ ફૂટ હશે. બીજું એક મંદિર છે, તે ચોરસ છે. અને તેમાં એક ચોરસ ઉપર બીજો ચોરસ એમ ત્રણ ચાર માળ છે. સૌથી નીચેના ચોગાનમાં ઘણા નાનાનાના સ્તૂપો છે અને તે ઉપર સુંદર બારીક કોતરકામ છે. આ જગ્યાની ભવ્યતાનો ખ્યાલ એકલા વર્ણનથી ભાગ્યે જ આવી શકે.

છાત્રાલયોની બહાર એક પત્થરનું હિંદુ મંદિર છે. તે સૌથી સુંદર છે. તદ્દન પત્થરનું બાંધેલું છે. તે ઉપર કોતરકામ અતિશય બારીક અને મોહક છે. આ છેવટની ગુપ્તોના સમયની કળા.

### જૈન

રાજગૃહના પહાડો તે જૈનોનું પંચાયતન. વિપુલાચલ, રત્નાગિરિ, ઉદયાચલ, સોનગિરિ અને વૈભાર ઉપર તીર્થંકરોએ તપશ્ચર્યા કરેલી. ખુદ મહાવીર સ્વામીએ ઘણા ચાતુર્માસ અહીં ગાળેલા અને વૈભાર ઉપર તેમણે તપશ્ચર્યા કરેલી.

મહાવીર સ્વામીનું નિર્વાણસ્થાન પાવાપુરી. તેમનું જન્મસ્થાન પણ ત્યાંથી અદૂરે છે. (બુદ્ધ ભગવાન પણ પાવામાં ગએલા. તેમના છેલ્લા દિવસોમાં તેમણે રાજગૃહથી કપિલવસ્તુ પ્રયાણ કરેલું. રસ્તામાં પાવામાં માંદા પડ્યાં હતા.) પાવામાં મહાવીર સ્વામીના નિર્વાણસ્થાન પર મંદિર બાંધ્યું છે અને ત્યાં તેમનાં ચરણચિહ્નો જાળવેલાં છે. તે ઉપરાંત તેમના અવશેષો ઉપર એક નાનું મંદિર હતું. તેની આગળ પાછળ એક મોટું કમળથી ભરેલું તળાવ છે. હાલ તે મંદિર ઉપર આરસ જડી દીધા છે. પણ કલાના નમૂના તરીકે તેની ગણતરી નથી. મહાવીર સ્વામીનું નિર્વાણ દિવાળીને દિવસે થએલું. દિવાળી ઉપર પાવામાં મોટો મેળો ભરાય છે.

**રમણલાલ શંકરલાલ ત્રિવેદી**




### ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામઃ 'પરદેશી પીણું'–ભાઈ ચતુરભાઇ પટેલ (ખાનપુર); બીજું ઇનામઃ 'મગરબ માતા'–ભાઇ પૂનમચંદ કપાણી (અમરેલી); ત્રીજું ઇનામઃ 'થાકેલો સાથી' રાવજીભાઇ પટેલ (નડીઆદ); ઉત્તેજનાર્થ 'ખીસકોલી'–ભાઇ હાસમ સુતાર (નડીઆદ). નોંધપાત્ર (ગુણ પ્રમાણે) (૧) રાવજીભાઈ પટેલ (નડીઆદ); (૨) જે. પી. વાસા (જામનગર); (૩) ચામુંડજી રાંગડ (કચ્છ માંડવી); (૪) ચતુર્ભુજ વલ્લભદાસ (ઘાટકોપર).

અર્ધગોળાકાર બારી આડે સ્ટવ પર ચા બનાવતા સુતારની છબીને ભાઇ ચતુરભાઈ પટેલે 'પરદેશી પીણું' નામથી ઓળખાવી છે ચિત્રવિષયને યોગ્ય નામ અપાયું નથી. તો પણ ચિત્રસંયોજન (ટેક્નીક) અને ચિત્રવસ્તુ સારાં હોવાથી આ ચિત્ર ઈનામ જીતે છે. બારીમાં આવતા પ્રકાશ સામે કૅમેરા ગોઠવીને લેવાએલા ચિત્રમાં સારું એક્સ્પોઝર અને

ડેવેલપમેન્ટ તેમજ યોગ્ય ગ્રેડના પેપર ઉપર એન્લાર્જમેન્ટ કરવાથી ચિત્રની વિગત (detail) બરાબર આવી છે ને ચિત્ર આંખને આકર્ષે છે. પાત્ર પોતાના કાર્યમાં મશગૂલ હોવાથી કૃત્રિમતા જણાતી નથી. સાદી બૅકગ્રાઉન્ડ ચિત્રમાં ઉઠાવ આણે છે.

ભાઈ પૂનમચંદના ચિત્રમાં ઈંડાં સેવતી કબૂતરી જરા આઉટ ઑવ ફોકસ રહેલી છે. આટલા બધા નજીક આવ્યા વિના છેટેથી ફોટોગ્રાફ પાડીને જરૂરી ભાગ એન્લાર્જ કરવો જોઈએ, અગર તો ડાયાફ્રામ વધારીને પ્રમાણમાં એક્સપોઝર વધારવું જોઈએ. પરંતુ એમાંથી કયો ઉપાય આ જ વિષય માટે અનુકૂળ બને તે તો સંપૂર્ણ પરિસ્થિતિ જાણ્યા સિવાય કહી શકાય નહિ.

ખેતીને અંગે આપણા દેશમાં બળદનો અનેકવિધ ઉપયોગ થાય છે. બળદ જેવા મૂગા પ્રાણી માનવીનો બોજો ઉપાડે છે, સેવા કરે છે, પણ એ મૂગા સેવકની છબી ભાગ્યે જ કોઈ ઉતારે છે. ઍમેટરે બળદનાં સારાં પોર્ટ્રેટ લેવાં જોઈએ અને તેમાં થતી જાતો વચ્ચેના ભેદ અને તફાવત સમજાવતાં ફોટોચિત્રો ઉપજાવવાં જોઈએ. બળદની જોડીમાંથી એક સાથી થાકતાં ખેતરમાં જે પરિસ્થિતિ ઊભી થાય છે, તે બતાવવાનો રાવજીભાઈએ પ્રયાસ કર્યો છે. નજીકથી લેવાએલા બળદના ચિત્રમાં પર્સ્પેક્ટિવ જળવાઈ છે. કેટલીક વાર બહુ જ નજદીકથી પ્રાણીની છબી ઉતારવા જતાં પ્રાણીનાં અવયવો બેહુદાં આવે છે. આ ચિત્ર તેની ક્ષતિથી રહિત છે.

'ખિસકોલી'ને આબાદ ઝડપવા માટે તેના યોજક ભાઈ હાસમ સુતારને અભિનન્દન ઘટે છે. સહેજસાજ ખખડાટ થતાં સહેજમાં નાસી જતી ખિસકોલીને તેના કુદરતી ભાવમાં ભાઈ હાસમે રજૂ કરી છે. તેની આંખ બહારથી આવતા ભયની રાહ જોતી જણાય છે.

નાકમાંથી લાળ પાડતા ભિખારીની લાચારી રાવજીભાઈના 'ભિખારી' ચિત્રમાં તરી આવે છે. પરંતુ ભિખારીને સામેથી લેવાની જરૂર હતી.

'Tug of war'ની રમતના ફોટોચિત્રને 'પરિશ્રમ' નામથી સંબોધવું સાવ અનુચિત ગણાય. છાયાચિત્રમાં ડિઝાઈન અગત્યનો ભાગ ભજવે છે. ડિઝાઈનનાં તત્ત્વો ભાઈ વારાના ચિત્રમાં છે પણ ચિત્રસંયોજન આહ્લાદક બનતું નથી. ચિત્રની ટેક્નીક સારી છે.

'આણંદજી સંપટના ચિત્રમાં મૂગલીને ધાવતું બચ્ચું પાડવામાં આવ્યું છે. યોગ્ય પળે જ એક્સપોઝરની ચાંપ દાબવામાં આવી છે, પરંતુ ફોકસિંગ ખામીવાળું છે ને બૅકગ્રાઉન્ડ બરાબર નથી.

ભાઈ ચતુર્ભુજે બે હાથ પર માથું મૂકીને ભરનિંદમાં પડેલ બાળકનું ચિત્ર ઉતાર્યું છે. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે આંખ, નાક વગેરે ફોકસમાં છે પણ હાથ વધુ પડતા આઉટ ઑવ ફોકસ હોવાથી ચિત્ર બનતું નથી. આવે વખતે જરા દૂરથી ચિત્ર લેવું જોઈએ.

**બલવન્ત ભટ્ટ**

# આ અંકનું મુખચિત્ર

## રાજરાણીનું અવસાન

કોઈ એક રાજાએ બુદ્ધ ભગવાનની દીક્ષા મેળવી સાધુપન લીધું હતું. છતાં રાણી અને તેની વચ્ચે ઘણો કાળ ચિત્તનું આકર્ષણ રહ્યા કર્યું તેથી પરસ્પરનાં પુનઃ પુનઃ દર્શન થતાં દુઃખ થયા કરતું. આથી રાજસાધુના ધાર્મિક ચિંતનમાં વિક્ષેપ થતો. કેટલીક વાર રાજાને સંસારમાં પાછા આવવાની ઈચ્છા પણ થતી. એવી એક નબળાઈની પળ બુદ્ધ ભગવાનની નજરે પડતાં તેમણે તેને વિહારમાં જ રહેવાની આજ્ઞા કરી. રાણીને આ ખબર મળતાં જ વ્યાકુળતા અને દુઃખથી તેની મૃત્યુદશા આવી. અંતઘડીએ તેણે પોતાના પતિના સ્મરણ રૂપે તેના રાજમુકુટના દર્શનની ઈચ્છા બતાવી તે પ્રસંગનું આ ચિત્ર છે. તેની બંને પુત્રીઓ પાસે જ છે. નાની પુત્રીએ તેને જરા ઊભી કરી છે, છતાં તેના મોં પર સ્પષ્ટ ભાવ છે કે 'ઓ પ્રભુ! માતા વિદાય લઈ રહી છે.' મોટી પુત્રી સહેજ ટેકો દઈ રહી છે અને જુએ છે કે રાણીની દૃષ્ટિ બંધ થવાની તૈયારીમાં છે. દાસી પંખો ઢોળે છે પણ દરદીને જરાકે ઝાપટ ન લાગે તેની સાવચેતી સેવે છે. ઉપરની પરસાળમાં રાજવૈદ્ય ઔષધની કુપ્પી લઈ ખસી જતો જણાય છે. તેને બીજું પાત્ર ખબર પૂછે છે, તેની સામે 'હવે કોઈ આશા રહી નથી અને થોડી જ વાર છે' એવો ભાવ બતાવે છે. વૈદના મો પર અનુભવની દૃઢતા છે. તે લાગણીવશ કરતાં કર્તવ્યપરાયણ વધુ લાગે છે. પ્રત્યેક પાત્ર ઉપર દુઃખની છાયા છવાઈ ગઈ છે. નાની પુત્રીને લાગે છે કે માતા વિલય પામે છે; એ મારૂં સર્વસ્વ હતી. મોટી પુત્રી વધુ ધીરજવાન દેખાય છે. એમ છતાં બંને કુમારીઓની આંખોમાંથી હમણાં અશ્રુઓ સરી પડશે એવી વેદના દેખાય છે. અજ્ઞાત કળાકારે આ ચિત્રના ભાવો પકડી આબાદ પ્રસંગ ઉતારતાં કળાની પરિસીમા બતાવી છે. રાજમુકુટ ધરી રહેલા બે પુરૂષો બહુ વિનય અને સન્માનથી ઊભા છતાં રાણીનું કષ્ટ સહાનુભૂતિપૂર્વક જોઈ રહ્યા છે. પ્રાચીન કળાકારો અનેક ભાવો સમજી શકતા અને કરુણા ને ભય જેવા પ્રાસંગિક રસો તાદૃશપણે જાગૃત કરી શકતા તેનો આ સુંદર નમૂનો છે. શિબિરના છાપરે પાળેલો મોર શું થાય છે એ સમજતો હોય એમ નમીને મૂંગો ઝુકી રહ્યો છે.

ચિત્રનું સંવિધાન બહુ ઉત્તમ પ્રકારનું છે. મુખ્ય પાત્ર રાણી અને તેની કુમારીઓ ઉપર આપણી નજર સ્થિર રહે છે તે સાથે આસપાસનાં પાત્રો તેમના પૂરક અભિનયો સાથે ચિત્રના પ્રસંગમાં યથોચિત હમેશ આપી રહ્યાં છે. ચિત્રનો મધ્યવર્તી વિષય રાજમુકુટનું દર્શન છે. તે ધરી રહેલા પાત્રોને જોઈતો અગ્રભાગ મળ્યો છે. અજન્તાનું લગભગ પ્રત્યેક મહત્ત્વનું ચિત્ર આ રીતે વિચારપૂર્વક અને કળાપૂર્ણ શૈલીથી યોજાએલું છે.

**ર. મ. રા.**

# Our Friends Abroad

અમેરિકામાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો (ગયા અંકથી ચાલુ)

Wilbur Myers

Sulphur springs Texas (U.S.A.).

એની પાસે હજારો અમેરિકન કુમારોનાં સરનામાં છે. અમેરિકાના ગમે તે ભાગ માટે તમને પત્રમિત્ર મેળવી આપી શકશે અમેરિકા પર નિયમિત પત્રો મોકલી શકે એવા હિંદી વિદ્યાર્થીઓની યાદી માગે છે. ત્યાંના રાજ્યની કેટલીક વપરાએલી ટીકિટો માગે છે. તેમની શરતો આવી છે:

(૧) પૂરું નામ અને સરનામું મોકલવું, (૨) ઉમ્મર અને શોખ જણાવવાં, (૩) તમે કયા વિભાગમાં મિત્ર મેળવવા ચાહો છો (૪) તમે અમેરિકાનું કોઈ માસિક ચાહો છો તો તે મિત્ર તમને મફત મોકલશે.

Bruce M. Lankester

State College Mississippe (U.S.A.)

૧૫ વર્ષનો છે પણ ૭ ફૂટની ઊંચાઇ સર કરી છે. ૧૧મા ધોરણમાં ભણે છે. લોકસાહિત્યમાં રસ લે છે. તેના પ્રાંતના ચારણોની પરિષદ મળી તેમાં હાજરી આપી હતી. ૧૯૩૮ના એપ્રિલમાં ચારણોની ત્રીજી પરિષદ થઇ હતી તેમાં ૩૦૦૦ ચારણોએ કાવ્યસ્પર્ધા કરી હતી.

Mr. Clinton Zeengg

Jamestown Missouri (U.S.A.)

એમણે ખાત્રી આપી છે કે હિંદમાંથી કોઈ તેના ઉપર પત્ર લખશે તો યુનાઇટેડ સ્ટેટ્સની કંઇ ભેટ મોકલશે ઉપરાંત તેના દેશ વિષે કોઈ પણ પ્રશ્નના જવાબો આપશે હિંદના કુમાર તથા કુમારીઓ તેને પત્ર લખે એટલા માટે બહુ ઇંતેજારી બતાવે છે. તેણે ઘણાને કાગળો લખી જોયા પણ કોઇ જવાબ આપતું નથી. પણ કોઇ એ મેણું ટાળે એવી માગણી છે. સ્ટાંપ, સિક્કા, ફોટોગ્રાફોની આપલે કરશે.

Billy Sheeler

Terlton Oklahama Box 50 (U.S.A.)

૧૪ વર્ષનો ખેડુનો છોકરો છે. ૭૦૦ એકર જમીન પર તેના બાપની ખેતી છે. ઢોર અને ભૂંડનો ખૂબ ઉછેર કરે છે. ઘોડા, ગાય વગેરે પણ ખૂબ છે. તેને પરદેશની છાપવાળી ટિકીટો ગમે છે. તે માટે પત્રવ્યવહાર કરતાં તેને પૂછેલા પ્રશ્નોનો જવાબ આપશે. ખેતી કરતા કેટલાક પત્રમિત્રો અહીં તેને મળશે?

Sam Despotovich

3312 South 22 Street Ohama Nebraska

ચોક્કસ માણસ જણાય છે. ૧૬ વર્ષનો, અનુભવે કાવકો લાગે છે. ૨૦૦૦ સ્ટાંપ ભેગી કરી છે. એને હિંદુસ્તાનની વપરાએલી સ્ટાંપો જોઇએ છે. વેસ્ટ પેપર બાસ્કેટમાંથી તેના માટે ખજાનો મળશે. હિંદના વિદ્યાર્થીઓએ હજી એ ચીજની પૂરી કદર કરી જાણી નથી.

Jack Turner 619 Samanther Street

Tansing Michigam (U.S.A.)

૧૫ વર્ષનો તરુણ વિદ્યાર્થી, મેદાની ખેલ, પ્રવાસ, કસરત વગેરેનો શોખીન છે ઉનાળામાં ખૂબ તરવું, શીયાળામાં સ્કેટીંગ પર લપસવું એની મોજ છે. સાથે ઉમેરો તો હોવાનો જ અને શિયાળામાં ટપાલ પરથી ટિકીટો ભેગી કરવાનો. તેના પ્રદેશમાં ઉનાળો એટલે ૯૦ કે ૯૫ ડીગ્રી, શિયાળો એટલે શૂન્યથી પણ આગળ ૧૦-૧૫ સુધી પારો ઊતરી જાય. લાનસિંગ શહેર મિશિગન પ્રદેશનું મથક છે. ૭૮,૩૯૭ વસ્તી છે. લાનસિંગનો મોટો ધંધો મોટરો બનાવવાનો છે. ખેતીવાડીનાં ઓજારો પણ ત્યાં બને છે. શહેરમાં નાનું મ્યુઝીયમ છે. આપણો મિત્ર અમેરિકાના નૌકાસૈન્ય વિષે ઘણું જાણે છે જગતમાં તે સૌથી મોટો કાફલો છે. જેક ટર્નર દરેક જાતનાં વહાણો ઓળખી શકે છે. આવા મિત્રનો પરિચય કરવો જ.

Richard E. Jones, 606 E. North St.

Wapakoneta, Ohio (U.S.A.)

૧૭ વર્ષનો ભાવનાશાળી કુમાર છે. જગતમાં યુદ્ધ ટાળવા અને આંતરરાષ્ટ્રીય બંધુભાવ વધારવા દરેક જણે કંઇક કરવું જોઇએ એમ માની પોતાના ભાગ પૂરતું પત્રવ્યવહારથી એ કાર્યમાં કંઇક બનતું કરવું એમ માને છે. સર્જન થવાનો અભ્યાસ કરી રહેલ છે. શોખના વિષયોમાં સંગીત, સ્કાઉટકર્મ, પત્રવ્યવસાય, મેદાની અને પાણીના ખેલ પણ ખૂબ ગમે છે

Lawrence Wojcik 117 N. Spring St.

Bhoomfield N. J. (U.S.A.)

Vernon Vallted

8x-157 Wooland Wyoming

૧૪ વર્ષનો કુમાર, કાગળ સરસ લખી શકે છે. બહુ સુંદર પ્રદેશમાં વસે છે.

Dick. L. Spreckels

Route 1 Harlingen, Texas

૧૫ વર્ષ રીયો ગ્રાન્ડ વૅલીના મધ્યમાં જ તેનું ગામ છે. રીયો ગ્રાન્ડ નદી પાસેથી જ વહે છે. મેક્સીકોથી તે પંદર માઇલ દૂર છે, મેક્સીકોના અખાતથી માત્ર ત્રીસ માઇલ થાય છે.

Frank Marsh, Barbara Marsh — 955 N. W. Third Street, Miami, Florida (U.S.A.)

આ ભાઇબેન બંને પત્રવ્યવહાર નિયમિત કરવાની ખાત્રી આપે છે. ટિકીટો, આલ્બમો, નવાઇની ચીજોની આપલે કરશે.

Joe Kicia, R. O. 2 Union Ave

Somerville, N. V. (U.S.A.)

૧૭ કે ૧૮ વર્ષના કોઇ પણ પત્રમિત્ર સાથે ટિકીટો, ચિત્રો, જૂનાં હથિયારોની આપલે કરશે.

# જીવનનું પરોઢ



મહાત્મા ગાંધીજીના લોકોત્તર વ્યક્તિજીવનના ઘડતરમાં સવિશેષ ફાળો આપનાર દક્ષિણ આફ્રિકા. ફીનિક્સ આશ્રમની સ્થાપના એ એ ઘડતરનો મંગળ પ્રારંભ. આ લેખમાળાનો ઉદ્દેશ એ કાળના વાતાવરણનો ઘરગથ્થુ પરિચય આપવાનો છે. અનિવાર્યે એવી કેટલીક અંગત હકીકત ન છૂટકે આવવા દઈ, જે અનેરા રંગોમાં પોતાના જીવનનું પરોઢ જીવ્યું તેની, લેખકે એ કાળની બાળપણની નજરે આપેલી આ પરિચયમાળામાં સત્યાગ્રહના ફળગમકાળની, ગાંધીજીના પુણ્યશ્લોક ચારિત્ર્યની તેમજ તેમના ખડતલ તપસ્વી જીવનની કથાનું આલેખન મુખ્ય ભાગ ભજવે છે.

●

ભાગ બીજો

## પ્રકરણ સત્તરમું: ઉપવાસ

અન્નજળનો ગળાગળી મૂકનારો ત્યાગ તો જોકે એક જ દિવસમાં આટોપાઈ ગયો, પણ એની અસર તેનાથી યે આકરી થઈ. રાતના ભૂખ્યા અને તરસ્યા બાપુજીને લઈ ફીનિક્સ સ્ટેશનેથી ટ્રેન રવાના થઈ ગઈ તે પછી અમારી બેચેની વધી ગઈ. આંગળી પર હથોડી પડે અને તે કચરાઈ જાય ત્યારે એ એટલી નથી દુખતી જેટલી થોડે કલાકે કળ ઊતર્યાં પછી દુખે છે. બાપુજી ગયા પછી એમને થએલી પીડા અને વેઠવો પડેલો ઉપવાસ અમને ડંખવા લાગ્યો. કોઈને બીજાની સામે જોવાની યે હિંમત ન પડી. સ્ટેશનેથી પાછા વળતાં અમારો સંઘ મોટો હોવા છતાં જાણે એકાકી જંગલમાં ચાલ્યા જતા હોઈએ એવી અમારા મનની હાલત થઈ પડી. અને બીજે દિવસે સૂરજ ઊગતા છતાં જાણે ઊગ્યો જ ન હોય એવી અકળામણ થવા લાગી.

લગભગ દસેક દિવસે બાપુજી પાછા ફર્યાં એમના અન્નજળત્યાગની અરેરાટી મનમાં જેવી ને તેવી હોવા છતાં બીજી વાતોની મને ગમ ન હતી. બાળસ્વભાવ મુજબ હું મારા રોજના કાર્યક્રમમાં આનંદ માણતો થઈ ગયો હતો. મને ખબર ન હતી કે મોટેરાઓના મનમાં શા ઘાટ ઘડાઈ રહ્યા છે. રિવાજ મુજબ અમે બાપુજીને લેવા ટોળે વળી સ્ટેશને પહોંચ્યા.

રેલના ડબ્બાનું બારણું ઉઘાડી બાપુજી બહાર નીકળ્યા પણ મુદ્દલ હસ્યા નહિ. એમની પાછળ કેલનબેક સાહેબ પણ લૂખે ચહેરે ઊતર્યા. બાપુજી હસે નહિ ત્યારે એમનું ગાંભીર્ય એમની પડખે ઊભનારને મૂંઝવી નાખનારું હોય છે. વારાફરતી પગે લાગી, પોટલાં ઊંચકી અમે પાછા વળ્યા. કોઈ કંઈ બોલ્યું જ નહિ. ઘણાખરાઓને આગળ વધવા દઈ બાપુજી ફક્ત કેલનબેક સાહેબ અને મારી સાથે રાખી ચાલવા લાગ્યા. જેઓ ખૂબ આગળ વધી ગયા ન હતા તેઓ બાપુજીથી વીસ ત્રીસ ડગલાં પાછળ રહ્યા. હું રમતો ખેલ કરતો સૌને નિહાળતો બાપુજીથી પાંચેક ડગલાં પાછળ પાછળ ચાલ્યો. એમની આજુબાજુમાં મારા સિવાય બીજું કોઈ ન હોવા છતાં મને ન સૂઝ્યું કે કંઈ ખાનગી વાતો ચાલે છે. મારે કાને જેટલા શબ્દો પડતા હતા તે બધા હું રસપૂર્વક સાંભળતો હતો. એ પરથી મેં અનુમાન બાંધ્યું કે "બાપુ વધુવધુ તપતા જાય છે. ખિન્ન થતા જાય છે અને પોતાનો બચાવ રજૂ કરતા જાય છે. લગભગ રાત્રે ઘેર પહોંચવા આવ્યા ત્યારે દેવદાસકાકાએ મને જરા દૂર બોલાવી લીધો અને કહ્યું, 'કોઈ ન સાંભળતું હોય એ પણ તારે તો સાંભળવું જ જોઈએ કાં?' મને સાન આવી ને હું દૂર ખસી ગયો. સાથેસાથે અટકળ પણ કરી કે કંઈક ગંભીર પ્રકરણ ચાલે છે. ઘેર પહોંચતાં ધૈર્યબહેન પણ બાપુજી પાસે પોતાને ઊતરી ગએલે ચહેરે આવ્યાં અને બાપુજીએ એમની સાથે એકાંતમાં વાત કરી. મને સ્પષ્ટ થયું કે ચોરી-જૂઠાણાનું જે પ્રકરણ ઊખળ્યું હતું તે પૂરું નથી થયું, હજુ ચાલે છે.

સાંજે પ્રાર્થનામાં બાપુજી બોલ્યા: ઘણાખરાઓને તો ખબર પડી ગઈ છે કે આજથી સાત દિવસ સુધી મારે ઉપવાસ છે. પેલી પ્રતિજ્ઞા લીધી હતી એટલી આ બીવડાવનારી નથી. પેલામાં તો અન્નનો

હાણો કે પાણીનું ટીપું લેવાય એમ ન હતું. આમાં મેં પાણીની છૂટ રાખી છે ને સાથેસાથે સાત દિવસની અવધી પણ છે જ. એટલે આમાં મને કંઇ ભારે આપત્તિ આવી પડવાની છે એવું છે જ નહિ. દેશમાં તો કેટલાયે એવા સાધુ આજે પણ મોજૂદ છે કે જેઓ ચાલીસચાલીસ દિવસના ઉપવાસ કરે છે.

'આ ઉપવાસ હું એમને સજા કરવા માટે કરૂં છું એમ કોઇ ન માની લેતા. મારી કચાશ દૂર કરવા માટે જ એ કરૂં છું. આપણા ઋષિમુનિઓનું તપ એવું હતું કે એમની પાસે વાઘ અને ગાય બંને ગેલ કરે. એમનું તપ એટલું મોટું હતું. મને એવો મેલા દિલનો માણસ એમની પાસે જઇ ચડે તો પણ તે શરમિંદો બની જતો અને એનું સાચુંખોટું તરત તોળાઇ આવતું. આપણે એટલા ન પહોંચીએ ત્યાં સુધી કંઇ મોક્ષ નથી મળવાનો. પણ આજે તો એ સ્થાનેથી આપણે મજલો દૂર છીએ. ત્યાં પ્હોંચતાં પ્હોંચતાં તો આપણા અનેક જન્મ વીતી જાય.

'જે માણસ બીજાને સારા કરવા સારૂ પોતાની પાસે રાખે, ખોટે રસ્તેથી સારે રસ્તે લઇ જવાને પોતાની આસપાસ નાનામોટાંઓનું ટોળું જમાવી રાખતો હોય એણે તો કેટલા બધા સાચા રહેવું જોઇએ! એની પાસે તપશ્ચર્યાના તો ભરપૂર ભંડારો હોવા જોઇએ. મારી પાસે કશું નથી. આજ સુધી મેં કંઇ તપશ્ચર્યા કરી જ નથી. હું અનેક ઉપાધિઓમાં આવી પડ્યો છું. ક્યાંક એકાદ જંગલમાં પહોંચી તપશ્ચર્યા કરવા જાઉં એવા સંજોગો જ મને નથી આવ્યા. અને તે આવે તો યે અહીં તો ક્યાંથી આવે? દેશમાં એ બધું થઇ શકે. પણ જો એવી પાર્વતી જેવી ભારે તપશ્ચર્યા કરવાનું ન બને તો યે અહીં બેઠે જે થઇ શકે તે તો કરૂં. કામ કરવું એ તો જેમ આપણે ખાઇએ છીએ, પીએ છીએ, શ્વાસ લઇએ છીએ તેમ કામ કરીએ છીએ. એ તો આપણે કર્યા કરીએ. કામ કરવામાં કંઇ આપણને ઝાઝી મહેનત નથી પડતી. શરીરને કામ કરવાનુ હોય છે તે કર્યા કરે છે. પણ માણસ જન્મીને આપણને જો કંઇ ખાસ કરવાનું હોય તો તે માત્ર તપશ્ચર્યા જ. એ તપશ્ચર્યાનો પહેલો અનુભવ મને મળે છે ત્યારે તમારે બધાએ રાજી થવું જોઇએ. દુ:ખી રહી, બેબાકળા બની જઇ મારા દુ:ખમાં વધારો ન કરવો જોઇએ, પણ પ્રસન્ન રહી મને દરેક રીતે મદદ કરવી જોઇએ. મારી સાથે બા, રામદાસ, ધૈવતી, સા અને બીજાઓ સાત દિવસની લાંઘણો કરવા માગે છે પણ મેં બધાંને કરવાની તો ચોકખી ના પાડી છે.

'કેલનબેકનો તો ધર્મ થઇ પડ્યો છે કે મારા દરેક વ્રતમાં સાથ દેવો. અને વધુમાં ફક્ત સાને મેં મારી સાથે લાંઘણ કરવાની છૂટ આપી છે. એ છૂટ ન આપું તો એના અંતરને શાંતિ વળે એમ નથી. એ દેહ હવે પશ્ચાત્તાપના અગ્નિમાં તવાઇને શુદ્ધ થશે ત્યારે જ એનાથી નભાવી શકાશે. અને એ ઉપવાસ એ સહન તો કરી જ શકશે: પણ જો કદાચ ન કરી શકે ને એનો દેહ પડી જાય તો મને એમાં દુ:ખ નથી થવાનું. હું પછી શોક કરતો નહિ ફરૂં પોતાની શુદ્ધિ કરતાંકરતાં જો માણસને મોત ભેટી પડે તો તો એના જેવો શુભ અવસર બીજો કયો હોઇ શકે? પણ એવું કંઇ થવાનું જ નથી. મારા કરતાં એ વધારે ઉપવાસ સહન કરી શકે એમ છે. પ્રશ્ન થશે કે સાને અને કેલનબેકને મેં પ્રાયશ્ચિત્ત કરવાની રજા આપી તો ધૈવતીને કેમ ન આપી? એનું એ ગજું નથી. અને પ્રાયશ્ચિત્ત કરવું હોય તો બીજી રીતે પણ તે કરી શકે છે. વળી એના અંતરમાં શું શું ચાલી રહ્યું છે એનો હજુ મને પૂરો ખ્યાલ નથી આવ્યો. અને પ્રાયશ્ચિત્ત કરવું હોય તો પોતાના બધા વાળ કાપી નાખે, રંગબેરંગી કપડાં પહેરવાનું બંધ કરી ધોળી સાડી જ પહેરે, નિશાળના વર્ગો લેવાનું પંદર દિવસ માટે છોડી દે, વાતો કરવાનું ને ફરવા જવાનું બંધ કરે અને ટેવીબહેન (મિ. વેસ્ટની બ્હેન) સાથે દિવસ કાઢે એ એનું પ્રાયશ્ચિત્ત છે. મેં એને એ પ્રમાણે કરવાનું કહ્યું છે. એણે કબૂલ્યું પણ છે. એટલે કાલે સવારે પહેલવહેલા હું એના વાળ કાપવાનું કામ કરવાનો છું. બાકી રામદાસને કે બાને કે બીજા કોઇને પણ મારી સાથે ઉપવાસ કરવાની જરૂર નથી. એમને શાનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે? અને જો કોઇને કરવાનું કારણ હોય તો હું મારા ઉપવાસ પુરા કરૂં ત્યાં સુધી રાહ જુએ પછી તેઓ ભલે કરે. હું ઉપવાસ કરીશ એટલે રાંધવામાં, ખેતરમાં, મોચીની કોડમાં બધે મારૂં કામ

ઓછું થવાનું એ બધાને પહેલાંથી વળાવું એ જ તમારું કામ છે. મારા ઉપવાસ ચાલતા હોય ત્યારે તમારે બધાએ બેવડા ઉત્સાહથી કામ કરવું જોઈએ અને ઉપવાસ કરતાં મારી પેઠે તમારા કોઈનો ઉત્સાહ ટકવાનો નથી. મારે આજે સાંજે બે કલાક સુધી મેં બાને ને રે ને સમજાવ્યાં; પણ હજુ મારી વાત તેમને ગળે નથી ઊતરી. તેઓ સમજે તો સારું.

'બીજું મારે બધાંને—અને ખાસ કરીને છોકરાંઓને કહેવાનું કે તમારે સૌએ આ વાતની અંદરઅંદર કશી ચર્ચા કરવાની નથી. ગુનો કરનારાઓની ફજેતી કરવી અને નિંદા કરવી એ બહુ ખરાબ કહેવાય. આપણે બધા સરખા જ ગુનેગાર છીએ. જો ન હોઈએ તો આપણી વચ્ચે એવું બનવા જ ન પામે. એક માણસ ગુનો કરે એમાં બધાનું પાપ હોય છે. આગલો માણસ ઠોકર ખાય એથી આપણે ચેતવાનું રહ્યું. આપણે તેને હસીએ અને ઊંચું જોઈને ચાલીએ તો આપણે પણ એવી જ ઠોકર ખાવાના. એટલે આપણે જો શાણા હોઈએ તો બીજાની ઠોકર જોઈને—બીજાને ભૂલ કરતા જોઈને—નમ્ર બનવું જોઈએ, વાંકા વળવું જોઈએ અને ચેતીચેતીને ચાલવું જોઈએ. જેને ઠોકર લાગી હોય તેની સેવા કરવા આપણે દોડી જઈએ છીએ અને દુઃખ ઓછું લાગે એવી મીઠાશ એના પ્રત્યે વાપરીએ છીએ. એવી જ રીતે આપણા સાથીમાંથી કોઈ ભૂલ કરી બેઠું હોય અને તેનું અંતર પીડાતું હોય તો તેની પ્રત્યે મીઠાશ રાખવી જોઈએ અને તેને દિલાસો આપવો જોઈએ.'

છેવટે તેમણે કહ્યું કે 'આ ઉપવાસથી જ મારું કામ પતે એમ નથી. સાત દિવસના ઉપવાસ પૂરા થતાંની સાથે જ ચાર મહિનાનું એકટાણું ચાલુ થશે. અને હવે બીજી વાર પ્રાયશ્ચિત્ત કરવાનું આવશે તો મારે ચૌદ દિવસના ઉપવાસ અને એક વર્ષનાં એકટાણાં કરવાં પડશે. અને ત્રીજી વાર તો એકવીસ દિવસના ઉપવાસ વગર મારું પ્રાયશ્ચિત્ત થયું જ ન ગણાય. એકવાર પ્રાયશ્ચિત્ત કર્યું એટલે બધી લપમાંથી છૂટી જવાપણું નથી હોતું. પ્રાયશ્ચિત્તથી પરવાર્યા એટલે હળવા બની હળવે હૈયે વરતવા લાગીએ તો એ પ્રાયશ્ચિત્ત નકામું. આપણે શરીર ઉપરની ધૂળ ખંખેરી નાખીએ છીએ તેમ પ્રાયશ્ચિત્તથી પાપ ખંખેરી નખાતાં નથી. પ્રાયશ્ચિત્તને અંગે જવાબદારી અનેકગણી વધી જાય છે. એકવાર પ્રાયશ્ચિત્ત કરનારને બીજીવાર પ્રાયશ્ચિત્ત કરવાનો પ્રસંગ આવે તો તેણે પહેલાં કરતાં બમણું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. ત્યારે હું તો માત્ર દર વખતે એક અઠવાડિયું વધારવાની જ વાત કરું છું.'

ઉપવાસના પ્રારંભમાં જ નહિ, પણ ઉપવાસ દરમીઆન દરરોજની સાયંપ્રાર્થનામાં બાપુજીએ પોતાના વલોવાતા હૃદયમાંથી સમર્થ વાક્પ્રવાહ વહેવડાવેલો. એ શબ્દો પૂરા યાદ રહેવા અશક્ય. માત્ર ઝાંખી સ્મૃતિ ઉપરથી ઉપર મેં એનો ખ્યાલ આપ્યો. એ વખતે એ શબ્દો લખી લેવાની ચીવટ અમારામાં કોઈને પેદા થઈ ન હતી.

પ્રાર્થના અને પ્રવચન પૂરાં થયાં પછી પાછા રામદાસકાકા બાપુજી પાસે પહોંચ્યા અને ઉપવાસમાં ભળવાનો આગ્રહ કરવા લાગ્યા. છેવટે પહેલે અને છેલ્લે દિવસે જેને બાપુજી સાથે ઉપવાસ કરવો હોય તે સૌને એ કરવાની રજા મળી.

બાપુજીના અમૃતભર્યા ઉપદેશ અને પ્રવચનથી અમારી ગમગીની કંઈક હળવી થઈ, પણ સાત દિવસ સુધી ખાધાપીધા વિના બાપુજી કેમ જીવી શકશે અને જીવી ન શકતા દેહ પડશે તો કેમ થશે એ ચિંતા અમારા હૈયાને કોરી ખાવા લાગી. બાપુજીના આટલા લાંબા આ પહેલા જ ઉપવાસ હતા. અમારી વ્યાકુળતા અસાધારણ હતી. પણ જાણે કંઈ નવી વાત જ નથી બની એમ બાપુજીએ ઉપવાસ આરંભી દીધા. આખા દિવસનો કાર્યક્રમ પહેલાંની પેઠે જારી રાખ્યો. અમારા વર્ગો પણ લેવાનું ન છોડ્યું. પોતે ઉપવાસ કરતા છતાં અમને પીરસવાની અને પ્રસન્નતાપૂર્વક જમાડવાની ચીવટ રાખી. ઝાઝું ચાલતા ફરવાનું ઓછું કર્યું, છતાં છેવટ સુધી હરતાફરતા જ રહ્યા. સૂતા નહિ. એ દિવસમાં અમારા વર્ગમાં જે ગીતાનાં પ્રવચનો તેમણે કરેલાં ત્યારે મારું ધ્યાન અસાધારણ રીતે એમાં એકાગ્ર રહેવા લાગ્યું. બાપુજીને કોઈ રીતે ત્રાસ ન થાય એની ચીવટ સારુ અમે બહુ ડાહ્યાડમરા બની ગયા. છેક સાતમે દિવસે અમારી સાપ્તાહિક પરીક્ષાના પત્રો તપાસતાં તપાસતાં એક મિનિટ સારુ તેઓનું માથું ઝૂકી ગયું! સૌએ કહ્યું, બાપુજીને મૂર્છા આવી! ત્યાં તો પાછા સાવધ થઈ

ગયા અને અમારી પરીક્ષા લેવાનું કામ પતાવ્યું!

ટૂંકમાં કહું તો એ ઉપવાસ જેટલા બીવણ દેખાતા હતા એટલા જ બાપુજીના અપાર મનોબળે કરી રમત વાતમાં ઊકલી ગયા. એ ઉપવાસો ભૂલાઇ પણ ગયા. પરંતુ સાત દિવસની એ પ્રાર્થનાઓમાં બાપુજીએ જે મહા નાગરજ્ઞ કર્યો એવાં એકધારાં આર્દ્ર પ્રવચનો એમના જીવનમાં બીજી વાર થયાનું મને યાદ નથી આવતું. મને સાંભરે છે કે એ પ્રાર્થનાઓમાં તો બાપુજીએ પોતાના દેહનું જ નહિ, સાંભળનારાઓના દેહનું પણ અસ્તિત્વ ભૂલાવી દીધું હતું. આત્માને જાણે મૂર્તિમંત કર્યો હતો.

સાતે દિવસ સુધી શ્રીમદ્ રાજચન્દ્રનું
'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે
ક્યારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું તીક્ષ્ણ છેદીને
વિચરીશું કવ મહત્ પુરુષને પંથ જો!'

એ ભજન ગવાયું અને કડીએ કડીએ બાપુજીનાં પ્રવચનો થયાં. મગનકાકા ગંભીર અવાજે એ ગવડાવતા. મણિલાલકાકા 'ઑરગન' ઉપર એના મૃદુલ સ્વરો ઉપાડી લઇ આખા ઓરડાનું વાતાવરણ ગજાવી દેતા અને બહુ જ લાલિત્યથી મારી બા વગેરે એ ભજન ઝીલતા. ભલભલા સંગીત જલસાઓમાં હૃદયની રેલ એવી રીતે નથી ચાલતી જોઇ, જે રેલ એ દિવસોએ ચાલેલી. વાચકને એ ભજનની કડીઓ પરનાં પ્રવચનોનો પ્રસાદ અહીં આપી શકવાની શક્તિ મારામાં નથી. હું શ્રદ્ધાળુને એટલું જ કહું કે એ ભજનો ફરી ફરી વાચવા ગાવાથી જ બાપુજીના આ પ્રવચનનો પડઘો તેમાં સંભળાશે. આજે મે 'અપૂર્વ અવસર'નું એ ભજન મારે માટે 'અપૂર્વ' જ રહ્યું છે અને હજાવે હૈયે નથી ગાઇ શકાતું.

એ ભજન પૂરૂં થયું અને નિર્વિઘ્ને બાપુજીના, કેલનબેક સાહેબના અને સાત ઉપવાસો પૂરા થયા. કેલનબેક સાહેબ ઠીક ઠીક લેવાઇ ગયા. પણ એમના ચહેરા પર શાન્તિ ભારે હતી. બાએ પણ બાપુજીના જેટલી જ ધીરજ અને બહાદુરીથી ઉપવાસો ઉકેલ્યા એટલું યાદ છે. એને આરામની વધુ જરૂર પડી એવું કંઇક ખ્યાલમાં આવે છે. ઉપવાસ તોડવાની સાથે જ બાપુજીએ એકટાણું શરૂ કર્યું. ઉપવાસની નબળાઇ દૂર થતાં સુધી પણ તેઓ થોભ્યા નહિ.

બાપુજીના આ ઉપવાસોની અસર શી થઇ એ મને ત્યારે ક્યાંથી જ સમજાય? પણ ત્યાર પછી ઉપવાસનું ચલણ વધ્યું. મને કંઇક એવો ખ્યાલ તો છે કે ધૈર્યબેને એ ઉપવાસો પછી કેટલેક દિવસે બેચાર ઉપવાસ કર્યાં. ઘણા દિવસો સુધી તેઓ મૂગાં રહ્યાં. આશ્રમમાં સૂઇ રહેવાનું તથા કંઇ પીવાકરવાનું માગવું હોય ત્યારે ચિઠ્ઠીઓ લખતાં. બીજા છોકરાઓએ પણ એકેક બબ્બે દિવસના ઉપવાસો કર્યાનો ખ્યાલ છે. આ પ્રવાહમાં મેં પણ એક ઉપવાસ કર્યો.

વાત એમ બની કે એક દિવસ સાંજે બગીચાને એક ખૂણેથી હું રસ્તે જતો હતો ત્યાંથી ધૈર્યબેને મને બોલાવ્યો: 'કેમ પ્રભુદાસ, તું શું સમજે છે તારા મનમાં? હું તો ધારતી'તી કે તું એક સાદ દિલનો નાનો છોકરો છે, પણ તું તો ભારે લુચ્ચો નીવડ્યો. મોટા પણ ન કરે એવી ચતુરાઇ તેં વાપરી છે. હવે આ ભણવા કરવાનું મૂકી દે અને ઠગવિદ્યામાં પારંગત થઇ જા. એમાં તું એક્કો નીવડશે.'

'એટલે શું? મેં શું કર્યું છે?'

આંખ ચડાવીને તેઓ બોલ્યાં, 'શું કર્યું છે! મારી પાસે ભોળો પટુડો થઇને તેં બધી વાત કઢાવી લીધી ને પેલા મંડળને કહી અને એમની વાતો પણ એવી ધૂર્તતાથી કઢાવી મને કહી. અમારી વચ્ચે ભાઇએ નારદ મુનિનું કામ કર્યું.'

હું તો સ્તબ્ધ જ બની ગયો. મેં એ ગુનો કર્યો છે અને હું કરતો આવું છું એનું ભાન પણ મને ન હતું. પણ ધૈર્યબેનના ઠપકાથી મારી આંખ ઊઘડી. મેં જાણી લીધું કે હું ગુનેગાર છું. પણ એનું કારણ ધૈર્યબેન પોતે જ હતાં. એમણે જ મને બીજાઓને એવા ધૂર્ત સવાલો પૂછવાનું અને બેનની પોતાની નિંદા કરી એમના હરીફ મંડળનું મનોગત જાણી લેવાની યુક્તિઓ બતાવેલી. ઊલટું મેં એનો ઉપયોગ પણ નહોતો કર્યો, કારણ હું સમજી ગયો હતો કે ધૈર્યબેન મને જૂઠું શીખવે છે. હું ઓળખી શકતો એ જૂઠાણાંથી તો હું દૂર રહેતો. મેં જે કંઇ કર્યું હતું તે બંને મંડળનો સરખો વિશ્વાસપાત્ર રહેવા ચાલાકીઓ વાપરી હતી. એ પણ જૂઠાણું હતું એની મને ખબર ન હતી. બધું કામ (સાત ઉપવાસ વગેરે)

ઉકલી ગયા પછી આવી રીતે અચાનક હુમલો મારા પર થયો એટલે હું મનમાં બળી ઊઠ્યો. પ્રાઇમસ સ્ટવના સ્પિરિટને જ્યાં સુધી દિવાસળી નથી ચંપાઇ ત્યાં સુધી એ ઠંડો અને આહ્લાદક લાગે છે, પણ દિવાસળી ચાંપતાં વેંત ભડકી ઊઠે છે; તેમ ધૈર્યબેનની દીવાસળી ચંપાતાંની સાથે હું ભડકી ઊઠ્યો. મારી ભૂલને લીધે હું પણ બળવા લાગ્યો અને મારા ક્રોધથી ધૈર્યબેનના હોઠ એ ને એ ક્ષણે દાઝી દેવા પગભર થઇ ગયો. મેં એમને થોડી વાર મૂગો રહીને પછી પૂછ્યું, 'શું એમાં મારો વાંક છે?' 'હા, સાત વાર તારો જ વાંક છે. તેં જ એ બધી લુચ્ચાઇ કરી છે.' 'મેં?' 'હા; એક તો ટગાઇ કરી છે ને પાછો સામો થાય છે કાં? હું બાપુને કહેવાની છું કે તમે બધાને વઢો છો પણ પહેલો વઢવા લાયક અને બધાં કાવત્રાંનું મૂળ તો પ્રભુદાસ જ છે. પછી જોજે તારી ફજેતી થાય છે તે. તારું બધું દોઢડહાપણ નીકળી જવાનું છે.' 'પણ આ બધી ખબર તમને આજે પડી? આજ સુધી તમે કંઇ ન બોલ્યાં અને આજે કેમ. . . . .' 'એ જ હું કહી રહી છું ને કે તારી સફાઇ મોટમોટાને પછાડી દે એવી છે. હું તો કાલે ગંધાર સાથે વાત કરતી હતી ત્યારે જ મને તારી પક્કાઇની ખબર પડી. મને શી ખબર કે તું અમને બંનેને રમાડે છે. એ લોકો પણ મારા પર ચીડાયા છે અને બાપુજી પાસે તારી હાજરી લેવરાવશે.' 'ભલે; પણ મેં તમારો વાંક અજાણતાં કર્યો છે, જાણી જોઇને નથી કર્યો.' 'હજુ કબૂલ નથી થતો કાં? આટલી બધી લુચ્ચાઇ કોઇ અજાણતાં કરી શકતું હશે ખરું?' 'ઠીક ત્યારે, મેં ભૂલ કરી અને હું એનું પ્રાયશ્ચિત્ત કરીશ.' 'હા, હવે એ સફાઇ બાકી છે, એ યે કર.' એમના છેલ્લા વાક્યે મારા પર વીજળી નાખી. મારાથી કંઇ બોલાયું નહિ. હૈયું ભરાઇ આવ્યું અને મારી બંને આંખ દડ દડ દડ વહેવા માંડી. 'ઠીક, હવે રોવાનો ઢોંગ કરે એટલે હું તને પડતો મેલું!'

હું ત્યાંથી ચાલ્યો ગયો. કોઇને મેં મોઢું બતાવ્યું નહિ. મારી ભૂલ હોવાને લીધે મારાથી મારું સ્વાભિમાન જળવાય એમ ન હતું, પણ ગમે તેમ, મારે દરેક જણ સાથેનો સંબંધ તોડી નાખવો હતો અને ધૈર્યબેનનું સારું વાળવું હતું. એ સારું તો એ જ બન્યું કે તે દિવસ પછી કોઇ દિવસ એમની સાથે હું બોલ્યો નહિ.

સવારે ખેતરમાં કામ ચાલતું હતું. બધા છોકરાઓ થોડે છેટે છેટે ઘાસ કાઢવામાં મશગૂલ થઇ ગયા હતા. હું બાપુજીને જમણે હાથે એમની પાસે જ ખોદતો હતો, પણ મારું ચિત્ત વ્યાકુળ હતું. મને પેટમાં કંઇનું કંઇ થઇ જતું હતું. અનેક વાર આગળ પાછળ થઇ છેવટે મારા હોઠ ઉઘડ્યા:

'બાપુજી, આજે મારે ખાવું નથી; આખા દિવસનો ઉપવાસ કરવાનો છું.' 'કેમ?' 'ધૈર્યબેનનો મેં ગુનો કર્યો છે એમ તે કહે છે.' 'શો ગુનો?' 'એમની વાત મેં ગંધાર આદિને કહી અને ગંધાર આદિની એમને કહી. મારાથી એ ટગાઇ થઇ ગઇ છે.' ગળે ડૂમો બાઝ્યો હતો. મારાથી વધુ બોલાતું ન હતું. આંખમાં પાણી આવી ગયાં. બાપુજીએ ટૂંકો જવાબ આપ્યો: 'તને કામમાંથી છુટ્ટી નહિ આપું.' 'મારે જોઇતી જ નથી.' 'આજે શુક્રવાર છે; છાપખાનામાં પણ આકરું કામ કરવું પડશે. ત્યારે મારી પાસે રજા લેવા ન આવતો કે ઝોલાં પણ ન ખાતો.' એમણે કહ્યું. મેં કહ્યું 'હું કામ કરીશ અને ઉપવાસ પણ કરીશ.' ફરી બાપુ કહે, 'સાંજે હું આપું તે થોડું ખાઇશને?' મેં જવાબ આપ્યો, 'નાજી, મારે કંઇ જ ખાવું નથી. તમારી પેઠે જ મારે ઉપવાસ કરવો છે. ગુનાના ઉપવાસમાં ખવાય?' 'ન જ ખવાય. તારી હિંમત છે તો કર ઉપવાસ.'

બાપુજી સાથે પહેલે કે સાતમે દિવસે મેં ઉપવાસ નહોતો કર્યો, પણ એ દિવસે પહેલો ઉપવાસ મેં કર્યો. આખો દિવસ કામ કર્યું. અકળામણ તો થઇ, પણ હિંમત રાખી. સાંજે પ્રાર્થના વખતે બાપુજીએ મને સાવ પોતાની જ પાસે બેસાડ્યો અને પ્રવચન કર્યું. મારું ધ્યાન એ વખતે પ્રવચનમાં ન હતું, પણ બીજે દિવસે શું મળશે તેમાં હતું. પ્રાર્થનાની જગ્યાએ જ ક્યાંકથી આવી પડેલું એક કાજુ હતું. ખ્યાલ વિના એ મોઢામાં ક્યારે મુકાયું અને કેમ ચવાઇ ગયું એની મને ખબરે ન પડી. બીજા કોઇને યે ખબર ન પડી. પણ એ ખાઇ લીધા પછી પસ્તાયો કે એક કાજુના દાણા સારુ મારો ઉપવાસ અશુદ્ધ બન્યો! પણ એ બીજા કોઇને કહેવાની મારી હિંમત ન ચાલી.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી



# એનું નામ તે સેવિકા*



ઈ. ૧૯૧૭માં 'ફિન્લૅંડ' નામે વહાણ અમેરિકન સૈનિકોને લઈને ફ્રાન્સ જવા નિકળ્યું ત્યારે તે વહાણ ઉપર મિસ ઍલિસ જી. કાર નામે એક નર્સ પણ હતી, તે આ લેખની નાયિકા છે. પણ એ તો નિકળી તે નિકળી. એના નિકળ્યાને એકત્રીશ વર્ષ થઈ ગયાં, તો ય તે હજી પાછી ઘેર નથી ગઈ.

બે દસકા થયાં તે યુદ્ધઅસુરના હાથેપગે નીચે છૂંદાઈ ગયેલા લોકોની સેવા કરે છે, રોગચાળો અટકાવે છે અને ભૂખ્યાંને અન્ન તથા નાગાંઓને વસ્ત્ર પહોંચાડે છે. ફ્રાન્સ, પોલૅંડ, સર્બિયા, ચેકોસ્લોવેકિયા, ગ્રીસ તથા એશિયા માઇનોરમાં એણે કામ કર્યું છે.

ઓહાયો સ્ટેટ યુનિવર્સિટીએ એને માનાર્થે 'ડિગ્રી' આપી છે અને ગ્રીક સરકારે એને 'ઑર્ડર ઑવ્ ધ કમાંડર ઑવ્ સેંટ જ્યૉર્જ'ની સભ્યા બનાવી છે, પણ એમાં કાંઈ મોટી વાત નથી; મોટી વાત તો એ છે કે એણે અનેક જીવ બચાવ્યા છે, રોગને ડામ્યા છે તથા મરકીસ્થાનક ચોખ્ખાં કર્યાં છે.

વિશ્વવિગ્રહ પછી તુર્કોએ દસ લાખ ગ્રીકને એશિયા માઇનોરમાંથી નસાડી મૂક્યા એટલે એ ગ્રીસમાં આવીને ઉભરાયા. આથેન્સમાં જ્યાં જુઓ ત્યાં–નાટકશાળા, મંદિર તથા કોઠારમાં જ નહિ પણ ઘર ઘરના ઉંબરા આગળ પણ–માંદા તથા ભૂખ્યા લોકોનાં ટોળેટોળાં. એના ઉપર દુઃખના તો ઝાડ જ ઊગ્યાં, રાષ્ટ્રસંઘે ગ્રીસને સહાયતા કરી, તોપણ ગ્રીસ આગળ બહુ સાધન ન મળે. મારેમારે આ નિરાધાર લોકોની એણે સાર સેવા માંડી, પણ એ બધા કામની દેખરેખ કોણ રાખે?

આને સારુ મિસ કાર કટિબદ્ધ થઈ. શરીરે સુખી કેમ રહેવું તથા કેમ કરીને કમાવું તે એણે (નિરાધારોને) બતાવ્યું. એના કામનું મહાવાક્ય આ હતું: 'સારો આરંભ કરવો અને લોકોને પોતાને જ કામ ચલાવતા કરી દેવા.'

પોતાના કામને સારુ મિસ કાર અમેરિકામાં ફાળો કરે છે. પણ અલ્પ ઉપકરણથી મોટાં કામ ઉકેલવામાં એની શક્તિ વિસ્મયકારી છે. કોરિન્થ ૧૦,૦૦૦ માણસની વસ્તીવાળું ગામ છે ત્યાં 'નીઅર ઇસ્ટ રિલીફ'વાળા સ્મર્નાથી ૩૦૦૦ અનાથ છોકરાંને લઈ આવ્યા, ને એને ન છૂટકે જૂનાં લશ્કરી બરાક-માં રાખ્યાં. પણ બે સપ્તાહમાં ૨,૦૦૦થી વધારે છોકરાં મેલેરિયલ તાવથી માંદાં પડી ગયાં.

મિસ કારે કોરિન્થનાં ઉત્તમ કુટુંબની સ્ત્રીઓને તૈયાર કરીને એની સેનિટરી ઇન્સ્પેક્ટરની ટોળી ઊભી કરી. અનાથ છોકરામાં મોટા હતા એને એણે પાણી સૂકવવાની ખાળ ખોદવા કામે લગાડ્યા. ગાંઠના ૫૦૦ ડૉલર આપીને એણે એક વપરાયેલ મોટર લીધી, અને જ્યાં પાણી દેખે ત્યાં એના ઉપર તેલ રેડતી તે આખા શહેરમાં ફરી વળી. કૂવામાત્રને એણે ઢંકાવી દીધા, અને જ્યાં જ્યાં ખાબોચિયાંમાં કે પછી ખાબડમાં પાણી ભરાઈ રહ્યું હોય ત્યાં ત્યાં એણે કાં પુરાવી દીધું ને કાં તેના ઉપર તેલ રેડાવ્યું. સો માઇલ લાંબી ખાળો ખોદાવી. હજારો માણસ મેલેરિયા સામે ઝૂઝતાં શીખ્યા. અને ૧૯૨૪-૨૬માં ત્રણ વર્ષનું કામ મિસ કારે પૂરું કર્યું. ત્યારે કોરિન્થનો મેલેરિયા અંકુશમાં આવી ગયો હતો, અને માણસોના જીવ બચ્યા હતા.

એક વાર આથેન્સથી સેંકડો માઇલ આઘે ટાઇફૉઇડ ફાટી નીકળ્યો એને રોકવાનું કામ મિસ કારને ભાગે આવ્યું. રોકવો હોય તો જૂ મારવી જોઈએ, પણ જૂનાશક યન્ત્ર ક્યાંથી કાઢવું? અમલદારો કહે નહિ મળે, પણ મિસ કારે આથેન્સમાં એક જૂનું લડાઈ વેળાનું યન્ત્ર ખોળી કાઢ્યું, ને એને વહાણ ઉપર ચડાવ્યું. કેમકે એનું વજન લગભગ એક ટન હતું. વહાણ ઉપરથી યન્ત્રને ડક્કા ઉપર ઉતાર્યું તો જરણ ડક્કો ભાંગી ગયો. મિસ કારે ગામના મેયરને અડધી રાતે જગાડ્યો, એની આગળ માણસ તથા ઘોડાં માગ્યાં, યન્ત્ર પાણીમાંથી કાઢ્યું અને ટાઇફૉઇડને રોક્યો.

એક વાર મિસ કાર આથેન્સમાં ક્ષયની સામે

* 'અમેરિકન લીજ્યન મૅગેઝીન'માંના જેરમ બેરીના લેખ પરથી

મુદ્દે ચડી હતી. આ કામમાં એને પોલિસની મદદ હતી, તોપણ ખાવાનું વેચનારા સ્વચ્છતાના નિયમો પાળે નહિ. એટલે મિસ કારે સ્ત્રીઓમાં બળવો જગાડ્યો. હાટ કેવું સ્વચ્છ રાખવું, ખોરાકને જાળીમાં અને કાચમાં કેમ ગોઠવો એનાં એણે મોટાં ચિત્ર ટંગાવ્યાં. અને કોઇ હાટ ગંદું દેખાય તો ત્યાં સ્ત્રીઓની ટોળી આવી ચડે, હાટવાળાને વઢે અને કહે કે તમે અમારાં બાળકોની હત્યા કરો છો. આમ દુકાનો તરત સાફ થઈ ગઇ.

એક વાર મિસ કાર મોઝલ ગામમાં ગઇ, જ્યાં ઍસિરિયન છોકરાં હજાર જન્મે એમાંથી ૭૦૦ ઉપર મરી જાતાં હતાં. મિસ કાર ત્યાં દોઢ વર્ષ રહી અને બાળમરણનું પ્રમાણ ઘટાડીને હજારે ૧૫૦ ઉપર આણી દીધું તથા એવી ચતુરાઇથી કામ ગોઠવ્યું કે પોતે મોઝલ છોડ્યા પછી પણ સ્થાનિક સમિતિના હાથ નીચે તે ચાલુ રહ્યું.

આથેન્સને પડખે કાઇસરિયાની નામે ૧૦,૦૦૦ નિરાધારોનું ગામ હતું ત્યાં મિસ કારે ચાર વર્ષ કામ કર્યું. અહીં લોકો એટલા ગરીબ હતા કે ૧૦૦૦ કુટુંબમાં ૪૩૦ ક્ષયના દર્દી હતા અને એની સંખ્યા વધવામાં હતી.

ત્રણ વર્ષ પછી એ જ ઠેકાણે ૧,૩૩૨ કુટુંબોમાં ૩૩ જ ક્ષયરોગી હતા. ઇસ્પિતાલ કરવાના પૈસા ક્યાંથી કાઢવા? એટલે મિસ કારે સ્ત્રીઓને ખોરાક, રસોઇ, સ્વચ્છતા, ચેપનું જોખમ તથા સૂર્યપ્રકાશની આવશ્યકતા સમજાવી સમજાવીને આ સરસ પરિણામ આણ્યું હતું. એક દવાખાનું તો એણે રાખ્યું હતું, પણ વસ્તુતાએ પોતાનાં ઝૂંપડામાં જ પોતાના ઉપચાર કરવાનું લોકોને એણે શીખવ્યું હતું.

કાઇસરિયાનીમાં માકડનો ત્રાસ બહુ. મિસ કારે જોયું તો એક જાતના ભૂરા કરોળિયા માકડનો શિકાર કરતા હતા. એટલે પ્રયોગ દાખલ તેણે પેટીમાં એક કરોળિયો તથા ૫૦ માકડ મૂક્યા. બીજે દિવસે જોયું તો કરોળિયાને ખાતાં એમાંથી ૫ વધ્યા હતા. આ ઉપરથી ગ્રીસમાં બધે આ કરોળિયાનો ખપ લાગ્યો, ને રશિયાથી પણ એની માગણી આવી.

ગ્રીસમાં મારાથૉન ગામમાં મેલેરિયા બહુ હતો, ત્યાં મિસ કારે ૪૩ દર્દીઓને જેને ઘણાં વર્ષો મેલેરિયાનો ચેપ લાગ્યો હતો અને તેથી કરીને જે




મંચુરિયા અને રશિયાની સરહદ પર આવેલા એક ગામ ચાંગકુફુંગની ટેકરીની બાબતમાં જપાન અને રશિયા વચ્ચે ગરેલી ચકમક થોડા વખત પર ઓલવાઇ જઇ મહાયુદ્ધની એક સંભાવના ઓછી કરી પરંતુ પૅરીસના 'Soir' પત્રના કૉરસ્પોન્ડન્ટ મિ. લીઓં દર્માને એક અજબ વૃત્તાન્ત બહાર પાડ્યું છે કે એ ટેકરી જપાનીઝ પણ નથી ને રશિયન પણ નથી, પરંતુ ચેકોસ્લોવાકિયન છે! ઈ. ૧૯૨૦માં સાઇબીરિયાને પૂર્વ કિનારે આથડતા ચેકોસ્લોવાકિયાના કેટલાક ફોરેઈન લેજિયોનેર્સ ત્યાં જઇ ચડેલા. ત્યાંની ભૂમિના કસથી આકર્ષાઇ એમનો નેતા લાડીમીર નેકારો ત્યાંના સોવિયેટ પ્રતિનિધિ સાથે તેની હકૂમત માટે વાટાઘાટ ચલાવી ને પરિણામે નજીકમાં આવેલા નાના ગામડા પોસિયેટ મુકામે વાર્ષિક ૪૦૦ યેન લેખે ૯૯ વર્ષ માટે રશિયાએ તેને એ પટો આપતું ખાનગી લખાણ કરી આપ્યું.

જપાનીઝ ખબરખાતાને આ ખબર પડતાં એ ટેકરી પર પોતાનો કરો હક સાબિત કર્યા સિવાય જ ત્યારે કોરીઆમાં રહેલા નેકારોને પકડી જેલમાં નાખી દીધો ને તેના પર કોરીઆના ક્રાન્તિકારી દળને સહાય કરતો હોવાનો આરોપ મૂક્યો. પરંતુ કશા સાક્ષી પુરાવા ન મળતાં ત્રણ દિવસ પછી તેને છોડી મૂકવામાં આવ્યો ને નેકારો ૧૯૨૧માં પોતાના વતનમાં જઇ રહ્યો. હાલ પણ તે પ્રાગની સોકોલસ્કા સ્ટ્રીટમાં રહે છે. સોવિયેટ સાથેના તેના કૉન્ટ્રાક્ટનું લખાણ પ્રાગની બૅન્કમાં સચવાએલું પડ્યું છે.

---

મેલેરિયાપ્રૂફ થઇ ગયા હતા એવા માણસોના લોહીના ઇન્જેક્શન આપ્યા, અને તે બધા સાજા થઇ ગયા.

મિસ કાર મારાથૉન ગઇ ત્યારે ૪૦ ટકા કાર્યકરો એટલા માંદા હતા કે ખેતર ઉપર ન જઇ શકે. એ જ મારાથૉન આજે મેલેરિયાથી લગભગ મુક્ત છે. વળી મિસ કારે સ્ત્રીઓને વણતાં ને દંશ તથા રેશમના કીડા ઉછેરતાં શીખવ્યું, આથી ત્રણ ગામના ખેતરોની આવક ચાર વર્ષમાં ૯૬૦૦૦ ડૉલરમાંથી વધીને ૧,૭૫,૦૦૦ ડૉલર થઇ ગઇ.

આનું નામ તે સેવિકા. આવી સેવિકા ભારતમાં પાકે તો કેવું સારું? દેસાઈ વાલજી ગોવિંદજી







# પંચતંત્રની વાર્તાઓ

## કથા ૪

ઉત્તરાપથમાં અર્બુદ નામે પર્વતમાં દુર્દાન્ત નામે સિંહ હતો. તે ગુફામાં સૂતો ત્યાં નિત્ય આવીને કોઇ ઊંદર એની કેશવાળી કાપી જતો. ઊંદર ઉપર સિંહને રોષ ચડ્યો, પણ તે એને હાથ ન આવ્યો. એટલે ગામમાં જઇને એ દધિકર્ણ નામે બિલાડાને લઇ આવ્યો, ને તેને માંસાહાર દઇને ગુફામાં રાખ્યો. પછી તો બિલાડાના ભયથી ઊંદર ભોણમાંથી નીસરતો નહિ, એટલે સિંહ સુખેથી સૂતો. પણ જ્યારે જ્યારે ઊંદરનો શબ્દ એને કાને પડતો ત્યારે ત્યારે તે બિલાડાને ખાવાનું આપતો. હવે ભૂખનો માર્યો ઊંદર એકદાણ બહાર નિકળ્યો એટલે દધિકર્ણે એને ઝાલીને મારી નાખ્યો. પછી તો સિંહ ઊંદરને જુએ નહિ, ને એનો અવાજ સાંભળે નહિ, એટલે બિલાડાને ખાવાનું દેવાનું ક્યાંથી સાંભરે? દધિકર્ણ તો આહારવિરહથી દૂબળો થઇને મરવા પડ્યો. એટલે કહું છું કે "સ્વામીને સેવકે નિશ્ચિન્ત ન કરવો. . ." ઇત્યાદિ.'

એક ખીજડા તળે પછી બે ય ભાઇ સંજીવક આગળ ગયા અને કરટક ભભકા સહિત બેઠો.

દમનકે સંજીવક સમીપ જઇને કહ્યું, 'અરે બળદ, પિંગલક રાજાએ મને આ અરણ્યની રક્ષા કરવા રાખ્યો છે. સેનાપતિ કરટક આજ્ઞા કરે છે કે તરત આવ, નહિ તો આ વનમાંથી નિકળી જા. નકર એમાંથી સારું ફળ નહિ આવે.'

એટલે સંજીવક કરટક આગળ આવ્યો ને કહ્યું, 'સેનાપતિ, મારે શું કરવું તે કહો.'

પછી તો સિંહ ઊંદરને જુએ નહિ, ને એનો અવાજ સાંભળે નહિ,' એટલે બિલાડાને ખાવાનું દેવાનું ક્યાંથી સાંભરે?

કરટક કહે, 'બળદ, તું આ વનમાં રહે છે, એટલે અમારા રાજાને પગે પડ.'

સંજીવક કહે,'મને અભયદક્ષિણા આપો તો આવું.'

કરટક કહે, 'સાંભળ રે બળદ, એવી શંકા તારે ન કરવી. વરાળિયો નીચાં નમેલાં ખડને ઉખેડતો નથી, પણ ઊંચા તરુવરને જ તોડે છે.'

પછી તેઓ સંજીવકને થોડે દૂર રાખીને પિંગલક આગળ ગયા. રાજા કહે, 'એને દીઠો?' દમનક કહે, 'દેવ દીઠો. એ આપના દર્શનાર્થે આવે છે; પણ મહાબળિયો છે, એટલે સજ્જ થઈને બેસો. પણ ફક્ત અવાજથી બિહીવું નહિ, કહ્યું છે, કે

અકળાવું ન શબ્દોથી ન જાણી શબ્દકારણ ।
શબ્દકારણ જાણીને ગણિકા માન પામતી ॥

રાજાએ કહ્યું, 'તે કેમ?' દમનક કહે છે,

## કથા ૫ *

શ્રીપર્વત ઉપર બ્રહ્મપુર નામે નગર હતું. પર્વતના શિખર ઉપર ઘંટાકર્ણ નામે રાક્ષસ વસે છે એવી વાત ચાલતી. એક વાર એક ચોર ઘંટ લઈને ભાગ્યો એને વાઘે મારી નાખ્યો. એના હાથમાંથી ઘંટ પડી ગયો તે વાંદરાઓને જડ્યો. પછી વાંદરા એ ઘંટ વારેવારે વગાડે. હવે નગરજનોએ એ માણસને ફાડી ખાધેલો દીઠો અને ક્ષણેક્ષણે ઘંટનાદ સાંભળ્યો. એટલે ઘંટાકર્ણ ક્રોધ કરીને માણસને ખાય છે અને ઘંટ વગાડે છે એમ કહીને સર્વે લોકો નગરથી પલાયન કરી ગયા. પણ કરાલા નામે એક ગણિકા હતી એણે જઈને જોયું તો માંકડાં ઘંટ વગાડતા હતા. એટલે એણે રાજાને વિજ્ઞપ્તિ કરી, કે 'દેવ કંઈક ધન વાવરો તો આ ઘંટાકર્ણને હું સાધું.' રાજાએ તેને ધન દીધું અને તેણે ગણેશની સ્થાપના ને એવા ઢોંગધતુરા કર્યાં, તથા પછી પોતે વાનરને ભાવતાં ફળ લઈને વનમાં ગઈ, ને ફળ ત્યાં વેર્યાં; એટલે વાનરો ઘંટ છોડીને ફળ ઉપર તુટી પડ્યા. ગણિકાએ ઘંટ નગરમાં આણ્યો ને સર્વે લોકોએ એને બહુ માન આપ્યું.

એટલે હું કહું છું 'અકળાવું ન શબ્દોથી' ઇત્યાદિ.

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી

* હિતોપદેશમાંથી



વાનરો ઘંટ છોડીને ફળ ઉપર તુટી પડ્યા એટલે ગણિકાએ ઘંટ લઈ લીધો ને નગરમાં આણ્યો.

# આ મહિનો (ફેબ્રુઆરી) . . . અને એની પ્રતિભા

**તા. ૧** ઇટલીમાં લશ્કરી તાલીમ ફરજિયાત જાહેર થઈ—ઇ. ૧૯૩૫.

**તા. ૪** બારડોલી સત્યાગ્રહના પ્રારંભે જ ચૌરીચૌરામાં હુલ્લડ કરી લોકોએ ૨૧ પોલીસોને મારી નાખ્યા—ઇ ૧૯૨૨. આ બનાવ પછી તરત જ તા. ૧૧–૧૨મીએ કૉંગ્રેસની વર્કિંગ કમિટીએ મળી સત્યાગ્રહ મોકૂફ રાખવાનો નિર્ણય જાહેર કર્યો

**તા. ૬** રશિયા-જાપાનીઝ યુદ્ધનો પહેલો દિવસ—ઈ. ૧૯૦૪.

**તા. ૭** અંગ્રેજ નવલકથાકાર ચાર્લ્સ ડીકન્સનો જન્મ—ઇ. ૧૮૧૨

**તા. ૧૧** ફોનોગ્રાફના શોધક ટોમસ આલ્વા એડીસનનો જન્મ—ઇ. ૧૮૪૭ * * કાઠીઆવાડ રાજકીય પરિષદના જનક અને અગ્રણી રાજદ્વારી કાર્યકર્તા શ્રી મનસુખલાલ રવજીભાઇ મહેતાનું અવસાન—ઈ. ૧૯૨૪.

**તા. ૧૪** બ્રિટિશરોએ સિંગાપોર ખાતેનું યુદ્ધમથક ખુલ્લું મૂક્યું—ઇ. ૧૯૩૮.

**તા. ૧૭** દિલ્હીનો ધ્વંસ કરનાર તૈમુર લંગનું અતરાર મુકામે અવસાન—ઇ. ૧૪૦૫.

**તા. ૧૯** યુરોપના મહાન ખગોળશાસ્ત્રી ને પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ નિયમના સ્થાપક કોપરનિકસ (પોલિશ નામ Nicolus Kappernigh)નો થોર્ન મુકામે જન્મ—ઇ ૧૪૭૩.

**તા. ૨૨** ૮૯ વર્ષની ઉંમરે ઔરંગઝેબનું અહમદનગરમાં અવસાન—ઇ. ૧૭૦૭ * * ચીફ સ્કાઉટ લૉર્ડ બેડન પૉવેલનો જન્મ—ઇ. ૧૮૫૭

**તા. ૨૬** ફ્રાન્સના સર્વોત્તમ નવલકથાકાર વિક્ટર હ્યુગોનો જન્મ—ઇ ૧૮૦૨ * * દેશનિકાલની સજા ભોગવતો નેપોલિયન એલ્બામાંથી નાસી છૂટ્યો—ઇ. ૧૮૧૫.

**તા. ૨૮** કોલંબસના સાહસકૃત્યથી ઉત્તેજિત થઈ પોર્ટોરિકોના ગવર્નર સ્પેનિશ ખલાસી વિન્સેન્ટ યાનેઝ પિન્ઝોને આમાઝોન નદી શોધી કાઢી—ઇ ૧૫૦૦ * * ઇટલીના કૉમ્યુનિસ્ટો ને ફાશિસ્ટો વચ્ચે ફ્લોરેન્સ મુકામે પહેલો વિગ્રહ—ઇ. ૧૯૨૧ * * મિસર બ્રિટનના રક્ષણ નીચેથી નીકળી સ્વતંત્ર જાહેર થયું—ઇ. ૧૯૨૨.



આ માસની વિભૂતિ
અબ્બાસ તૈયબજી

ઈ. ૧૮૫૪ના ફેબ્રુઆરીની ૧લી તારીખે ખંભાત મુકામે જન્મ. નાનપણથી એમની તબિયત ખૂબ અસ્વસ્થ રહેતી હોવાથી અગિયાર વર્ષની વયે તેમને વિલાયત મોકલવામાં આવ્યા ત્યાં તબિયત સુધરી તે સાથે અભ્યાસમાં પણ ઉજ્જ્વલ કારકિર્દી સંપાદન કરી. એકવીસ વર્ષની વયે બૅરિસ્ટરની પરીક્ષા પસાર કરી હિંદુસ્તાન આવ્યા.

મુંબઈ આવી ચાર વર્ષ સુધી ત્યાંની હાઇકોર્ટમાં બૅરિસ્ટર તરીકે કામ કર્યું. ત્યાંથી ગાયકવાડી પ્રદેશમાં જુદા જુદા પ્રાંતોના ને પછી વડોદરાના સિટિ જજ તરીકે એમણે પોતાની કીર્તિ જમાવી. ન્યાયાસને એમણે ન્યાયની એવી મક્કમ સમતુલા જાળવેલી કે એ 'કડા સાહેબ'નાં સંસ્મરણો હજી પ્રજા યાદ કરે છે. વળી સ્વમાની પણ એટલા હતા કે શ્રીમંત સરકારના આમંત્રણ સિવાય કોઇ દિવસ એમની મુલાકાતે ન દોડતા.

પણ એ વખતનું એમનું અને એમના કુટુંબનું જીવન તો સંપૂર્ણ અંગ્રેજી રંગે રંગાએલું હતું. ગુજરાતી પણ અંગ્રેજી થઇ પડી હતી, ને એટલે સુધી કે બીજી ભાષાનો શબ્દ બોલાઇ જવાય તો રૂપિયો દંડ અમુક દંડ ભરવાનો કુટુંબમાં ધારો થએલો.

ઈ. ૧૯૧૩માં પેન્શન લઇ એ નિવૃત્ત થયા ને દેશનાં રાજકીય તથા કેળવણીના ક્ષેત્રમાં તેઓ થોડોઘણો ફાળો આપવા લાગ્યા. પણ એમને આત્મશુદ્ધિ કરાવનાર તો અસહકારના મંત્રદ્રષ્ટા ગાંધીજી અને એમની ભારતોદ્ધારની માનવતાભરી વિનમ્ર હીલચાલ. એ વિનમ્ર હીલચાલે જાતે બિલકુલ અનાક્રમક હોવા છતાં દેશહિતથી વિમુખ એવી અનેક જાજ્વલ્યમાન વ્યક્તિઓનાં દિલોમાં જબરાં ઘમસાણો મચાવી મૂક્યાં ને અબ્બાસ તૈયબજી યે તેમાંથી બાકાત ન રહ્યા. વૈભવવિલાસમાં પાશ્ચાત્ય તોર ને અફસરી દિમાગમાં જીવતા અબ્બાસ સાહેબને યે લાગ્યું કે આખરે તો હું યે હિંદનો એક પુત્ર છું. અને એ ભાન થતાં જ અત્યારસુધી એશઆરામમાં રહેલા કરોડો ગરીબોની પરતંત્ર દશાનાં દૃશ્યો તેમની નજર સામે ખડાં થયાં.

અને એ આત્મભાન થતાં જ, કુરુક્ષેત્રમાં શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ શબ્દોએ કૃષ્ણ પાસે તત્ત્વદર્શન યાચતા અર્જુન જેમ એ ગાંધીજીને શરણે ગયા. જીવનમાં ઊથલો ને ઉદ્દામાં ઉદ્દામ ફેશનના અંગ્રેજી પોશાક ધારતું એ કુટુંબ ખરબચડી ખાદીધારી બની ગયું, ને ગાંધીજીને સૌજન્યની મૂર્તિ સમા અબ્બાસ સાહેબ અદ્‌ભુત ઉત્સાહ ને ઉમંગથી પ્રજામાં નવજીવન જગાવવા ગામડે ગામડે ફરી રહ્યા.

કર્મયોગની સાચી પ્રતીતિરૂપ આ બુઝર્ગ દેશભક્ત ૧૯૩૬ના જૂન માસમાં અવસાન પામ્યા, પણ એમની સ્મૃતિ એમની કર્મભૂમિ ગુજરાતને હજી યે પ્રેરણા આપી રહી છે.



# માધુકરી

**થવું વિલીન વીજ શું !**

વહા પ્રબળ હેળે પ્રલય પૂર; ઘેરી દિશા
બને; ગગનમાં છવાય ગમગીનતા: મેઘલી
નિશા પ્રતિપળે કરાલ બનતી: ગાંડા વાયુના
પ્રચંડ સુસવાટ છો સકલ સૃષ્ટિ રંજાડતા—
તદા જન તણાં મિચેલ નયનો ઉઘાડી ઘડી
થવું વિલીન વીજ શું !

—હરિલાલ મો. પંડયા

### પર્લ બક

ગઈ સાલનું સાહિત્યનું નોબેલ ઇનામ અમેરિકાની સુપ્રસિદ્ધ લેખિકા મિસીસ પર્લ એસ. બકને મળ્યું છે. પણ મેટ્રોગોલ્ડવીન મેયર કંપનીએ તેની એક નોવેલ પરથી ઉતારેલી 'ગૂડ અર્થ' ફિલ્મે તો એને વહેલી જ જગવિખ્યાત કરી દીધેલી. અને આ ઇનામ પણ જેના પરથી એ ફિલ્મ ઉતારેલી એ 'ધ મધર' નામક નોવેલને માટે જ અપાયું છે.

એનો જન્મ ઈ. ૧૮૯૨ની સાલમાં અમેરિકામાં વેસ્ટ વર્જિનિયા પ્રાંતમાં થએલો. નાનપણમાં એ અમેરિકન પાદરી પિતા ને અંગ્રેજ માતા સાથે ચીન આવી રહી ત્યારથી જ ચીનને એ પોતાની માભોમ ને ચીનવાસીઓને પોતાનાં ભાંડુઓ માનતી આવી છે. લંડન કે ન્યૂયૉર્કના કૃત્રિમ જીવન કરતાં હિંદ કે ચીનના રહસ્યમય અને આપત્તિપૂર્ણ જીવન પ્રત્યે એને વિશેષ આદર છે.

સત્તરમા વર્ષે એ અમેરિકા ગઈ ને ત્યાંની યુનિવર્સિટીની પરીક્ષા પસાર કરી ચીન પાછી ફરી જેમજેમ ચીનના લોકજીવનના તળમાં એ ઊંડે ઉતરતી ગઇ, વધુ ને વધુ અનુકંપાભર્યે દિલે એમના વિષમ જીવનનું નિદાન શોધતી ગઈ તેમ તેમ તેને ધર્મપ્રચારની પોકળતા ને પાદરીઓનાં કાવતરાંની વધુ ને વધુ વાસ લાગતી ગઇ. તેણે એ પર 'પરદેશોમાં ધર્મપ્રચારની જરૂર છે ખરી?' એ નામથી એક સનસનાટી ભર્યું પુસ્તક લખી કાઢ્યું, જેણે અનેક પ્રચારક વર્તુળોમાં ખૂબ ઉહાપોહ મચાવી મૂક્યો અને કેટલા યે પાદરીઓનો રોષ તેને વહોરી લેવો પડ્યો.

આ ઇનામ મળતાં જ એની મુલાકાતે ગએલા કોઈ પત્રના પ્રતિનિધિને એણે જણાવેલું, 'મારી જાતના' જાહેરાતો ને ચિત્રોથી મારી પોતાની જાહેરાત કરવાનું મને નથી ગમતું. મારાં પુસ્તકો વડે જ માત્ર ઓળખાવાનું હું વધુ પસંદ કરું છું. ચીના લોકો આ બાબતમાં બહુ ન્યાયી હોય છે. તેઓ કલાકારને એની કલા પૂરતું જ મહત્ત્વ આપે છે. કલાકારના વ્યક્તિત્વની એમને બહુ એષણા નથી રહેતી.'

પર્લ બક પહેલી હરોળની નવલકથાકાર છે તેમ એવી જ સિદ્ધહસ્ત નવલિકાકાર પણ છે; એટલું જ નહિ, એ સાથે એ પ્રથમ પંક્તિની પત્રકાર પણ છે ને વર્ષોથી 'એશિયા' પત્ર સાથે તે જોડાએલી છે. એ પત્રમાં જવાહરલાલ નેહરુની આત્મકથાની તેણે કરેલી સમાલોચના એ પુસ્તક પરત્વેની સઘળી સમાલોચનાઓમાં અગ્રપદે હોવાનું જવાહરલાલે જણાવેલું. વળી એના આગ્રહથી જ રવીન્દ્રનાથ ટાગોર પોતાના 'ચાર અધ્યાય'નું અંગ્રેજી ભાષાંતર કરવા પ્રવૃત્ત થએલા જે પાછળથી 'Four Chapters' શીર્ષક નીચે 'એશિયા' પત્રમાં છપાએલું.

જીવનની સામાન્ય ઘરેડનાં પાત્રો પર્લ બક ઉઠાવે છે. ને પછી એની કલમને રંગે એમાં રહેલી અસામાન્યતાઓ બહાર આણે છે. કથાનકનો મારીમચડીને સુખી અંત આણવાની તે બિલકુલ વિરુદ્ધ છે. એના કહેવા પ્રમાણે, એવા પ્રકારનું વાંચન વ્યક્તિને માનવજીવનની સમસ્યાઓનો સામનો કરવાની તાકાત નથી આપી શકતું કે એની મુશ્કેલીઓ ઓળંગવાની બુદ્ધિ પણ નથી આપતું.

એના વિપુલ નવલિકા સાહિત્યને બાદ કરતાં પર્લ બકની વાઙ્મયરચનામાં આ સમર્થ કૃતિઓ ગણાવી શકાય. 'ધી મધર', 'સન્સ', 'ધી પ્રાઉડ હાર્ટ' 'ધી યંગ રેવોલ્યુશનિસ્ટ', 'ઈસ્ટ વિન્ડ વેસ્ટ વિન્ડ'.

ટેડ સ્ટેટ્સમાં તો ગ્રેટ બ્રિટનના રેલવે કરતાં યે તેલના નળો વધુ વિસ્તરેલા છે—લગભગ ૭૦,૦૦૦ માઇલ જેટલા, જેમાં થઇને દર વરસે ત્રીસ કરોડ બૅરલ તેલ પસાર થાય છે.'

## અમેરિકાના ઇતિહાસનો પ્રારંભ

સ્પેનના ઇટાલિયન દરબારી ક્રિસ્ટોફર કોલંબસે ઇ. ૧૪૯૨માં અમેરિકા શોધ્યો. એ દિવસોમાં હિંદ સાથેનો વેપાર જમીનરસ્તે ચાલતો, પણ એ રસ્તો ઘણો બાધારૂપ હતો એટલે યુરોપના વેપારી દેશોને હિંદ પહોંચવાનો સસ્તો ને સહીસલામતીભર્યો રસ્તો શોધવાની જરૂર જણાઇ. કોલંબસ જાણતો હતો કે પૃથ્વી ગોળ છે ને એ પશ્ચિમ બાજુ હંકાર્યે જ જશે તો હિંદ પહોંચી જવાશે. એને મન હિંદ એ આટલાંટિકની બીજી જ બાજુ આવેલો દેશ હતો.

એણે અમેરિકા પહોંચીને જોયું તો આખો દેશ સંસ્કૃતિની જુદી જુદી પાયરીએ રહેલી એક છૂટી ને તામ્રવર્ણી પ્રજાથી વસાએલો જોયો. મોટે ભાગે એ લોકો શિકાર પર જ ગુજારો ચલાવતા, પણ થોડાંક ધાન્ય ને વનસ્પતિ પણ વાવતા. એમાંથી ત્રણ છોડ તો ત્યારે યુરોપને પણ અજાણ્યા હતા. એક તો મકાઇ, જે અમેરિકામાં 'ઇંડીઅન કૉર્ન' કહેવાય છે. બીજા બટાટા, જે આજે ઘણાખરા દેશોનો મુખ્ય ખોરાક થઇ પડયો છે. અને ત્રીજી તમાકુ જે આખી દુનિયામાં ફેલાઇ ગઇ છે.

હિંદને બદલે આ તો કોઈ નવો જ ખંડ શોધાયાની ખબર પડતાં જ પોર્ટુગલ, હોલૅન્ડ, ફ્રાન્સ, સ્પેન ને ઇંગ્લંડે એ નવા ખંડ પર પોતાનો હક જમાવવા પોતપોતાના શોધસફરીઓને મોકલાવવા માંડયા. પોર્ટુગીઝોએ બ્રાઝીલ (દક્ષિણ અમેરિકા)માં સંસ્થાનો સ્થાપ્યાં. ડચોએ હાલનું ન્યૂ યૉર્ક, ફ્રેન્ચોએ કૅનેડા, સ્પેનિશોએ ફ્લોરિડા, મેક્સિકો ને મધ્ય અમેરિકા અને અંગ્રેજોએ આટલાંટિક કાંઠો.

ડચ પ્રજાસત્તાક યુરોપના સર્વ દેશોમાં ત્યારે વાણિજ્યમાં પ્રધાનપદ ભોગવતું હતું. ન્યૂ યૉર્કમાં સંસ્થાન સ્થાપી, આજુબાજુ એણે કેટલાંય વ્યાપારકેન્દ્રો ઊભાં કર્યાં. કોઇ પણ ડચ ત્યાં જઈ વસે તેને જમીન બક્ષિસ મળતી. પણ પછી ૫૦ જ વર્ષમાં અંગ્રેજોએ એ નવી દુનિયામાંથી ડચોનો પગદંડો ઉખેડી નાખ્યો ને કૅનેડાથી તે ફ્લોરિડાની સરહદો સુધીનો પ્રદેશ કબજે કર્યો.

ફ્રેન્ચો તો ખાસ કરીને રૂંવાંના નફાકારક વેપારમાં જ પરોવાયા હતા. એમાંથી ભાગ્યે જ કોઇને નવા ખંડમાં પોતાનાં ઘરબાર વસાવવાની દરકાર હતી. વસેલાઓનો પણ મોટો ભાગ ખેડૂતોનો હતો, જેમને શિક્ષણ કે સ્વરાજની કંઇ પડી ન હતી. ઇન્ડીઅનો સાથેનો તેમનો વર્તાવ મિત્રાચારીભર્યો હતો. તેમાંના કેટલાક મિશ્રવિવાહથી જોડાએલા પણ હતા, ને ઇંડીઅન પહેરવેશ ને રીતરસમો અપનાવી હતી

સ્પેનિશો પણ વેપાર માટે જ વસેલા. એમણે શોધેલી ભૂમિ સુવર્ણ ને રજતથી સમૃદ્ધ હતી ને એ સમૃદ્ધિ એમણે ખૂબ લૂંટવા માંડી. ઇંડીઅનો પ્રત્યે એ ખૂબ ક્રૂરતાથી વર્તતા ને ધાર્યે ઠેકાણે તો એમનો એમણે બિલકુલ ઉચ્છેદ કરેલો.

ઇ. ૧૭૬૩માં યુરોપિયન યુદ્ધના પરિણામે ફ્રેન્ચોએ કૅનેડા પરનો ને સ્પેનિશોએ ફ્લોરિડા પરનો બધો અધિકાર છોડી દીધો ને અંગ્રેજોને ઠેઠ મિસિસિપિ નદી સુધીનું આખું ઉત્તર અમેરિકા કબજે આવ્યું.

હવે અંગ્રેજ સાંસ્થાનિકો આ નવી દુનિયામાં આવી વસવા લાગ્યા. એમાંનો મોટો ભાગ ધાર્મિક અસહિષ્ણુતાનો ભોગ બનીને આવેલો, જ્યારે બાકીનો ભાગ આર્થિક પરિસ્થિતિને અંગે આને લઇને આ નવા વસાહતીઓ આર્થિક, સામાજિક કે ધાર્મિક બાબતોની સ્વતંત્રતા પર ખૂબ મક્કમ રહ્યા હતા. એ ઇંડીઅનોને હૃદયથી બહાર ધિક્કારતા. પરિણામે અમની કતલ આદરી એમણે એમને 'વેસ્ટ' તરફ ધકેલી કાઢી બધી જમીનનો કબજો મેળવી લીધો. પણ પછી માતૃદેશનું શાસન પણ તેમને આકરું લાગવા લાગ્યું, ને ઇંગ્લંડથી સ્વતંત્ર થવાની હીલચાલ શરૂ થઇ. પૅટ્રિક હેનીના એ વખતના આ શબ્દો ત્યારના બધા વસાહતીઓનું માનસ બતાવી આપે છે: 'I know not what course others may take; but as for me, give me liberty, or give me death.'

ઇ. ૧૭૭૪માં એક સિવાયનાં બધાં સંસ્થાનોની પહેલી કૉન્ટીનેન્ટલ કૉંગ્રેસ મળી; ને બીજે જ વરસે ભરાએલા બીજા અધિવેશનથી કોઇની અનુજ્ઞાની પરવા રાખ્યા વગર રાષ્ટ્રીય સરકાર તરીકે એ શાસન ચલાવવા લાગી. એક લશ્કર પણ ઊભું કર્યું ને જ્યૉર્જ વૉશિંગ્ટનને તેનો સેનાપતિ બનાવ્યો. ૧૭૭૬ના જુલાઇની ૪થીએ સ્વાતંત્ર્યનું જાહેરનામું બહાર પાડયું ને અંગ્રેજ સરકાર સાથે પાંચ વર્ષ લડી બ્રિટિશ જનરલ લૉર્ડ કૉર્નવૉલિસને હરાવી આખરે પોતાનું સ્વાતંત્ર્ય માન્ય કરાવ્યું.

## વિનાશનું શહેર

દિલ્હી તેના એક હજાર વરસના ઇતિહાસમાં આગ અને તેમથી ધ્વસ્ત બની સાત વખત પુનર્નિર્માણ પામ્યું હોવાનું આપણે જાણીએ છીએ. પણ તાજેતરમાં જ જેના સમાચારો બહાર આવ્યા છે એ દક્ષિણ અમેરિકાના ચિલિ દેશનું કન્સેપ્શન શહેર તેના ૨૮૯ વર્ષના ટૂંકા જ ઇતિહાસમાં ચાર વખત વિનષ્ટ થઇ ચૂકયું છે—મનુષ્યની દુશ્મનાવટથી નહિ પણ કુદરતના કેરથી.

ચિલિ જીત્યા પછી ઈ. ૧૫૫૨માં પેડ્રો વાલ્ડીવિયાએ આ શહેર વસાવ્યું ને લગભગ ૨૦૦ વર્ષ સુધી તો તે પૂર્ણ આબાદી ભોગવતું રહ્યું. ઈ. ૧૭૩૯માં જ્વાલામુખીજન્ય ધરતીકંપની પહેલી આફત તેના ઉપર ઊતરી ને એ માત્ર ખંડિયેરોનો ખડકલો બની ગયું. એ ખંડિયેરો પૂરાં પુનર્નિર્માણ

# अस्माकम्

¶ મહાભારતના સૌથી યશોધવલ પાત્ર કર્ણ પરનું સુન્દરમનું કાવ્ય એમની સિદ્ધહસ્ત કલમ સાથે એવી જ સિદ્ધહસ્ત પીંછીની સંગતિથી કુમારના આ અંકનું પ્રથમ આકર્ષણ બની રહે છે. 'એવું કશું કર્યું હતું જ તત્ત્વ કે' એ આખરી પ્રશ્નાર્થ કડિકાઓમાં જ એના ઉત્તરનું સુરેખ સંગોપન સાધી લેખકે નિઃશંક આપણા અમર કાવ્યફલમાં વરવા સ્થાનની અધિકારી એવી અમૂલ્ય કૃતિ આપી છે. ¶ 'ચિત્તાનો સામનો'ની શિકાર-કથા કુમારજીવનમાં જવાબદારી કરતાં વધુ માત્રામાં રહેલી જિદ્દ સાથે જોશનું આબેહૂબ નિરૂપણ કરતી લાગશે. ¶ પોતાના કાર્યમાં નિઃસ્વાર્થ તમન્ના સેવી ગયેલા કર્મયોગીઓનાં ચરિતો આપણા માનસ પર હમેશાં પહેલું પરિબળ જમાવે છે; આ અંકમાં કેળવણીના ભેખધારી એવા જ એક કર્મયોગીનું ચરિત્ર આલેખાયું છે કશી આડખીલીથી ઉદાસ ન થતાં પત્નીના નાગીના સુદ્ધાં વેચી કેળવણીનો યજ્ઞ આદરનાર એ શ્રી ચુનીલાલ શાહનું ચરિત્ર નિર્વ્યાજ સેવાનું અનુકરણીય ઉદાહરણ બની રહે છે. ¶ શ્રી હરિકૃષ્ણ વ્યાસના 'નવી નજરે'માં જેટલું નાવીન્ય છે એટલો જ નજરનો વિસ્તાર છે. તમારી નજરની ક્ષિતિજ વિસ્તારવામાં પણ એ કદાચ સહાયભૂત નીવડે તો નવાઇ નહિ. ¶ અજોડ જેવા રસ, કુતૂહલ ને ગાંભીર્યભર્યો વિષય પણ આ અંકમાં આવી જાય છે અને તે ઇતિહાસકાળમાં માણસે છેલ્લા જ શોધેલા ત્રણ નવા ગ્રહ પરનો લેખ. ¶ 'વનવગડાનાં વાસી'ના શોખીનો તો આપમેળે 'લક્કડકોડા ને કંસારા' શોધી લેશે, અને 'મારી સફર'ના શોખીનો યે લેખક સાથે 'માયાવતી આશ્રમ તરફ' ધપ્યા સિવાય નહિ રહે. ¶ ગાંધીજીના વિભૂતિમત્તાનો સુશ્લિષ્ટ વિકાસ આલેખતી 'જીવનનું પરોઢ'ની લેખમાળા તો તમને હવે અનિ-પરિચિત થઇ ચૂકી છે, છતાં આ અંકમાં નિવૃત્તિ મૂલ્યુલક્ષ નથી જવાના તેમના ટીમિયાનો નિર્દેશ કર્યા વિના નથી રહી શકાતું. ¶ અને હવે આટલી આરકીઓ તો ? બાકી કહેવાનું તો કુમારનાં પાનાં તમને નહિ કહે ?






મુદ્રક - બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક - રવિશંકર રાવળ કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ: વાર્ષિક રૂ. ૬ બ્રહ્મદેશના રૂ. ૬॥. પરદેશના ૧૨ શિ. : મુંબાઇના ખાસ કૅન્વાસિંગ એજન્ટ અને જાહેરખબરનો સોલ એજન્ટ શ્રી સાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ; બીજા એજન્ટો: આર. આર શેઠની કં, શ્રી જમનાદાસની કં. શાળા પ્રિન્સેસ સ્ટ્રીટ.

# આવતી કાલનો વિચાર

સૌ આજે આવતી કાલનો વિચાર કરી રાખે છે. ખાસ કરીને કુમારો ને જુવાનો તો આવતી કાલની આકાંક્ષાઓ ઘડવામાં રાચે છે. પોતાની ભાવી કરીઅર–કારકિર્દી ઘડવાનાં સ્વપ્નાં સૌ આજથી ઘડી રાખે છે; સાથે સાથે તેની તૈયારી પણ કરે છે. એવી તૈયારીમા મદદરૂપ થાય તેવું એક ઉપયોગી પુસ્તક હમણા બહાર પડ્યું છે:

આવતી કાલની તમારી આકાંક્ષાઓ શી છે! તમે ભવિષ્યમા પત્રકાર થવા ઇચ્છો છો? કોઈ બાહોશ અમલદાર, વિચક્ષણ વકીલ કે કાબેલ મંત્રી થવા ઇચ્છો છો? તો એ પુસ્તક 'ગુજરાતી લઘુલિપિ' આજથી તમારા પાયાના અભ્યાસ અને શરૂઆતનાં પગથિયાં માટે ખાસ ઉપયોગનું. વર્તમાનપત્રના રીપોર્ટરો, પોલીસ અમલદારો, ઑફિશ્યલ રીપોર્ટરો, વકીલો, ઑફિસોના સેક્રેટરીઓ, ઝડપી પત્રવ્યવહાર કરનારાઓ, ખબરપત્રીઓ દરેકને ગુજરાતી શૉર્ટહૅન્ડની ખાસ જરૂર છે. એ તૈયારી વિના તમારે પાયો કાચો જ રહેવાનો. અને એ પૂરા પાડનારું સંપૂર્ણ શાસ્ત્રીય ઢબનું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં તદ્દન નવું જ છે.

## ગુજરાતી લઘુલિપિ

**શ્રી હરિકૃષ્ણ વ્યાસ રચિત**

કુમારમાં કટકે કટકે આવેલી લેખમાળા બીજી વધારાનાં નવાં પ્રકરણો સાથે સંપૂર્ણ રૂપમાં મોટું ગજબત પૂરું • કીમત ત્રણ રૂપિયા

• કુમાર કાર્યાલય • અમદાવાદ

# સંપૂર્ણ બેઝિક શબ્દકોશ

**વાક્પ્રચાર તથા વ્યાકરણસાર**

યોજક • હરિકૃષ્ણ વ્યાસ

(મૂલ્ય રૂ. ૧ • પોસ્ટેજ જુદું)

બેઝિક ઇંગ્લિશ શીખનારાઓને આ પુસ્તકમાંથી ઘણી ઉપયોગી વસ્તુઓ મળશે જેવી કે (૧) બધા બેઝિક શબ્દોના અર્થ (૨) આંતરરાષ્ટ્રીય, નાણાં પ્રકરણ, વેપારવાણિજ્ય, શાસ્ત્રીય શબ્દોના અર્થ (૩) આ બધા શબ્દોના ઉચ્ચાર શીખવાની મૌલિક પદ્ધતિ (૪) બધા વાક્પ્રચારના ગુજરાતી અર્થ (૫) ચાલુ જરૂરિયાતના ગુજરાતી શબ્દોના બેઝિક રૂપાંતર (૬) વ્યાકરણ ઉપર ટૂંકી પણ સચોટ સૂચનાઓ ઈ.

લખો: બેઝિક ઇંગ્લિશ ક્લાસ લાઠી (કાઠિયાવાડ)

**તા. ક.** આ પુસ્તક અત્યારે કુમાર પ્રિન્ટરીમાં છપાઇ રહ્યું છે અને મ ર્ચ માંઝી બહાર પડશે. તે દરમ્યાન એટલે તા. ૫-૪-૩૯ સુધીમાં માત્ર ૦-૧૪-૦ પોસ્ટલ ઑર્ડરથી મોકલી અગાઉથી થનારા ગ્રાહકોને તે પ્રસિદ્ધ થયે પહોંચતું કરવામાં આવશે. આ ઘટાડેલો ભાવ પુસ્તક પ્રસિદ્ધ થતાં સુધી જ રહેશે



કનુ દેસાઈનો

નવો ચિત્રસંગ્રહ

માત્ર ચાર મહિનામાં આવૃત્તિ વેચાઇ ગઇ એ જ એની લોકપ્રિયતાની સાબિતી છે

નવી આવૃત્તિ છપાય છે

આઠ પૂર્ણરંગી રંગચિત્રોનો પોર્ટફોલિયો કિ. રૂ. ૧-૪-૦

કુમાર કાર્યાલય • અમદાવાદ









**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપરઃ 'સંધ્યાકાળ'–ભાઈ જયંત મધવાણી(મુંબાઈ), બીજું ઈનામ; વચ્ચેઃ 'સ્ટિલલાઈફ' –ભાઈ ચીમનલાલ ત્રિવેદી (નડીઆદ), નોંધપાત્ર; નીચેઃ 'આરસના ઓવારે'–ભાઈ દાઉદ આદમદ (રાજકોટ), ત્રીજું ઈનામ.



કર્ણ

ચિત્રકાર • રવિશંકર રાવળ

દ્રૌપદી (કુમાર અંક ૧૪૭) પછી મહાભારતના એવા જ
પ્રાણવાન બોલ પાત્રનું એ જ કવિને હાથે કાવ્યાલેખન

કુમાર

માર્ચ • ૧૯૩૯

# કર્ણ

કવિ • સુન્દરમ્

સુશોભનકાર • રસિકલાલ પરીખ

અનુષ્ટુપ

સરિતા ઝલકાતી વ્હે ઝીલતી ભાનુભર્ગને
ઝૂલે છે નીરમાં એનાં અનેરું મનુપદ્મ કો.

રથોદ્ધતા

વિશ્વનાં સકલ પદ્મનો પિતા
વૃન્તથી ચ્યુત બનેલ એક કો
પદ્મને— વિકસિયા નિજાંશુથી,
ત્યાં તણાતું અસહાય જોઈ રહે.

વંશસ્થ

જગત્પિતાના કમનીય સૂનુને
અંકે ધરી, એ શિશુની ય માતથી
સુભાગી ઝાઝી નિજને ગણી નદી
લજાઈ આછું સરકી વહી રહી.



રથોદ્ધતા

તાતના વિપુલ તેજવૈભવો
તો ય કાષ્ઠપુટમાં પુરાઈને
પામી અંધ તમનો શું વારસો
બાળ જીવનપ્રવાહમાં રમરે?

દ્રુતવિલંબિત

અચુત સૂતતણા કરને વિષે
સરિત લેઈ ગઈ નવ બાળને,
પદમ શાં દગ ખોલી નિહાળતો
શિશુ શિશુત્સુક બે દગપદ્મને.

વંશસ્થ

ન ભેર વાગી, નહિ બંદીઓ સ્તવ્યા,
પુરોહિતો મંત્ર લઈ ન ઊમટ્યા
વધાવવા એ શિશુજન્મ, માત્ર ત્યાં
હર્ષાશ્રુ રાધા નયનોથકી અર્ઘ્યાં.

અંધારે આરંભી એવું જીવવું સુત સૂર્યનો
પ્રકાશી પૌરુષે ઊઠચો ઝાઝેરા શત સૂર્યથી.

(૨)

ભારોભાર ભર્યો વીર્યે સૂર્ય દેવાધિદેવના
કૌન્તેયો મહીં તે શ્રેષ્ઠ જન્મેલા ઇન્દ્ર આદિથી.

વૈતાલીય

વિધિએ તુજ કાજ નિર્મિયું,
થઇ ચ્યાડું જીવવું ભવાહવે,
પણ તેં વિધિથી વધી જઇ
રચી ગાથા અભિજાત ગૌરવે.

રથોદ્ધતા

દૈવપ્રાપ્ત અકુલીનતા તણા
શ્યામ તાર મહીં ભાત પૂરીને
પૌરુષે ઝળકતાં સુકાર્યની
શો અપૂર્વ કિનખાબ તેં વણ્યો!

રાજ્ય? રાજપદ તેં ક્ષણેકમાં
પક્વ આમ્રફલ શું ચુંટી લીધું,
કૌરવોની અસહાયતા તણા
આપમાં પણછ થૈ ચડી ગયો.



અંગના અધિપ! ઉચ્ચ વિક્રમે
રાજમંડળ મહીં વિરાજતો,
રાજલક્ષ્મી વરી, કીર્તિલક્ષ્મી યે,
એક ના વરી તને જ દ્રૌપદી.

દ્રૌપદી સમ કૃપા ગુરુની યે
ના તને વરી પ્રચણ્ડ ક્ષત્રને,
દ્રૌપદી કરી જ સૂતપુત્રથી
ગુરુકૃપા ય કરી ક્ષત્રપુત્રથી.

કો અધન્ય રહ્યું એ અલગ્નથી
જાણું ના, પણ સુધન્ય સૃષ્ટિ થૈ
જાણી કે, જગતમાંહિ બેજમાં
ક્ષાત્રતેજ વસ્યું કર્ણ-અર્જુને.



દ્રૌપદી દગ મીંચી વરી 'ર્જુન,
વીર્યશ્રી પણ સમાન બેઉમાં
એકનું વરણ ના કરી શકી
કર્ણમૃત્યુ લગી સંશયે ઝુલી.

(૩)

કૌરવી કુલકાન્તારે તું યે માતંગ વન્ય શો
વસ્યો, દૌર્જન્યની છાંયે ઢંકાતો મદઝૂલતો.

દ્રુતવિલંબિત

તિમિરને કદી ના સહનારનો
સુત ઘડી તિમિરે જ રહ્યો ડુબી,
વસનહીન થતી સતી દ્રૌપદી
નિરખતાં નહિ આંખ તને ડસી.

વળી સુદીન સુયોધન સંગમાં
વન વિષે વિજયી ન શક્યો થઈ,
કુટિલ કૌરવનીતિની નીકમાં
પ્રબળ પૌરુષ તારું ગયું વહી.

કુરુસુતોતણી દુર્ગુણતા તણાં
જલથી સિંચિત જીવન તાહરે
વિમલ પદ્મપિતાતણું બીજ હા
વિકસી કોચ બની ક્ષણ રે રહ્યું.

સકળ એ લઘુતા કુરુચિત્તની
લઘુક ભૂમિ પરે વધી ગંજ થૈ,
લઘુક એ તણખો ઈરખા તણો
થઈ દવાનલ-ભૂમિ દહી વળ્યો.



(૪)

કૃષ્ણના મુખથી તારા કુલની તેં કથા સુણી,
અગ્નિમાં ઓગળેલાને વ્યર્થ વારિકણી સમી.

રથોદ્ધતા

કર્ણ! કેશ શિરથી જ પીંખતાં
કૃષ્ણનાં વચન તું સુણી રહ્યો.
'આજ એહ ઘટના કહો જ કાં,
જાણકાર ધરથી તમે જ જો?
સંભવે કથન સત્ય આપનું,
તો ય કૌરવશું ભાગ્ય માહરું
જન્મથી જ જકડી દીધું તમે.
જાવ, ના ડગ લીધું હવે ફરે.'
કૃષ્ણ ચૂપ થઈ, રાશ અશ્વની
ખેંચીને શિબિર પાંડવો તણે
પ્હોંચિયા, અક્રૂર યુદ્ધની સ્થિતિ
જોણી વ્યૂહરચના વિષે મચ્યા.
કિન્તુ એ વિજયના વિમર્શમાં
કર્ણ એક દુરજેય ટૂંક શો
તાતદત્ત કવચે ય કુંડલે
રાજતો નજરમાં રમી રહ્યો.

એ અવધ્ય અવિજેય યોધને
વધ્ય-જેય કરનાર વિશ્વમાં
આત્મઘાત વિણ અન્ય કૈં ન'તું,
ચિત્ત કૃષ્ણતણું એમ ચિંતતું.



તાત તત્પર થયો જ પાર્થનો
યાચવા સ્વસુત કેરૂં રક્ષણ.
સ્વર્ગનો અધિપ દીન ભિક્ષુ થૈ
ટેકના અધિપ પાસમાં પળ્યો.

(૫)

દાનની જાહ્નવી તીરે વિરાજ્યો વસુષેણ ત્યાં
પૃથ્વીમાં યાચકોકેરૂં યાચનાતીર્થ પુણ્ય થૈ.

શાલિની

કાને આવેઃ 'દેહિ ભિક્ષાં, વરેણ્ય!'
ધ્યાને ડૂબ્યાં કર્ણ નેત્રે ખુલે છે.
'શું ઇચ્છો છો?' પ્રશ્ન ત્યાં ઉત્તરાતોઃ
'તારાં યાચું કુંડળો ને તનુત્ર.'

'ના ના દેતો.' ભાનુની દિવ્ય વાણી
વારે છે ત્યાં: 'ઇન્દ્ર એ છદ્મ રૂપ
યાચે તારૂં મૃત્યુ ને પાણ્ડવોની
આ સંગ્રામે જીત; ના મૂઢ થાતો.'

'હો એ ઇન્દ્ર,' મૃત્યુ હો વા સ્વયં હિ,
યાચ્યું એનું પામશે એ ધ્રુવં હિ.'
'તો યાચી લે શક્તિ એની અમોઘ.
બેટા, યુદ્ધે જીતવા શું સ્પૃહા ના?'

'યુદ્ધે? જીતું જીવને તો ઘણું યે.'
બોલી તેણે અંગથી એ ઉખેડી
તાતે દીધાં રક્ષણો, આપી દીધાં
દૈન્યે ડૂબ્યા ઇન્દ્રના હસ્ત માંહે.



રથોદ્ધતા

એમ કર્ણ કરી વધ્ય એ ગયો
તો ય એહ કરમાં અમોઘ તે
શક્તિને અક્રૂર દેઈ, પાર્થથી
કર્ણને અતિબલી કરી ગયો.

(૬)

અને ત્યાં યાચવા રક્ષા કુન્તા પુત્રોતણી પળી,
વદને ધારીને ઘેરી દીનતાકેરી વાદળી.

રથોદ્ધતા

'કર્ણ!' 'કોણ? જનની સુપુત્ર તે
પાંચ પાંડવતણી?' 'હું તે જ હા!'
'ધન્ય હું, કયમ કૃપા લહું જ આ?'
'પાંડવો છ કરવા હું આવી છું,'
'એ શું?' કર્ણ ચમકી વદે અને
કુન્તીના મુખથકી સુણી રહે
જન્મની નિજ કથા પુનઃ, તથા
કૈં પ્રલોભન સુરમ્ય રાજ્યનાં.
'પાટવીપદ ચ પાંચ ભાઇની
ભક્તિ, દ્રૌપદીતણો જ પ્રેમ ને
રાજ્યનું તિલક પામતાં જય,
કીર્તિ જીવન અલભ્ય અક્ષય.'
કુત્કૃતિ વદનથી સરી જતી
રોકી કર્ણ ધરી ધૈર્ય ઉચ્ચર્યોઃ
'વાત આજ, અતિ મોડી તોય તે
આપના મુખથી જાણી ધન્ય છું.
જાણું છું કંઈક કાલથી કથા
આ મનુષ્ય-ઉર-ભીરૂતા તણી.
કિન્તુ માત થઇ ધર્મનાં તમે
કાં અધર્મ જ કરાવવા પળ્યાં?

હું હવે શું થઉં પુત્ર પાણ્ડુનો?
હું અમિત્ર થઉં કૌરવો તણો?
વૃક્ષ પૌરુષનું મારું જ્યાં ખીલ્યું,
માહરાં ફળ જશે જ ત્યાં ખરી.
તો ય જાવ નહિ મારું અન્યને;
પાંચ પાણ્ડુસુતમાંથી માત્ર છે
પાર્થ એક બસ લક્ષ્ય માહરું,
એહને હણીશ કે હણાઈશ.
ને તમે જનની પાંચ પુત્રની
ના કદાપિ મટશો જ; અર્જુન
જો મરે, હું તમ પુત્ર થૈશ; વા
હું મરું, તમ અખંડ પાંચ છે.
જાવ માત, અહીં ધર્મક્ષેત્રમાં
ધર્મ કેવળ ન પાણ્ડવો કને.
આ અધર્મ પણ ધર્મની રીતે
આદરી અહીં રહ્યા અમે ગણું.'
ને કઠોર નિજ ધર્મ પાળતો
તો ય માત ઉર-વ્યગ્રતા-વ્યથા
જાણી અંતરવલોણું સંયમી
કર્ણ તત્પર કરી રહ્યો જ જવા.

(૭)

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે મંડાયું ત્યાં અપૂર્વ કો
ધર્મને રક્ષવા કુળો હણવા યુદ્ધ ભારત.

રથોદ્ધતા

ધર્મને બહુ પિછાણતા છતાં
કૌરવો ન ગ્રહી ધર્મને શક્યા,
માનવીહૃદયમાં વસેલ બે
વૃત્તિઓ જ ઉતરી શું યુદ્ધમાં!
એકએક થકી ઉચ્ચ વિક્રમી
વીર પક્ષ ઉભયે ઝુઝી રહ્યા,

એક વૃક્ષ જ તણી શું ડાળી બે
સ્પર્ધતી વિજય જાતી પામવા!
કિન્તુ એ ફળી ફુલેલ ડાળનાં
સૌ ગ્રસી ફળ ગયો કૃતાન્ત ત્યાં,
ને રહ્યું જ અવશેષ માત્ર ત્યાં
ઠૂંઠું એક નૃપવંશવૃક્ષનું.

એ મહાહવ મહીં દિને દિને
ભીષ્મદ્રોણ થકી પૂર્ણ રક્ષિત,
સૈન્ય કૌરવ તણું થતું ગયું
ક્ષીણ જેમ જલ અબ્ધિ-ઓટનાં.

તે પિતામહ સુવૃદ્ધ ભીષ્મને
ભક્તિપૂર્વક રચેલ બાણના
તીક્ષ્ણ વીર શયને સુવાડીને
પૌત્રકર્મ કર્યું યોગ્ય અર્જુને.

ને પછી સુગુરુ દ્રોણની મહા
અસ્ત્રવૃષ્ટિ સમરે અનન્ય થે
માત્ર ધર્મછળથી જ એમનું
ધૃષ્ટદ્યુમ્ન શિર છેદી હા શક્યો.



એ સુઘોર દિન પૂર્વરાત્રિએ
કર્ણનું અતુલ શસ્ત્ર—ઇન્દ્રની
શક્તિ કૌશલ થકી ખપાવી ગયો
પ્રાણને ખપવીને ઘટોત્કચ.

(૮)

યુદ્ધની ઘોર ભૂમિમાં સોળમો દિન ઊગિયો,
સારથ્યે શલ્યના કર્ણ વિજિગીષુ રણે ચડ્યો.

રથોદ્ધતા

કુંડળો કવચ પાસ ના હવે,
ઇન્દ્રશક્તિ પણ હા હરાઇ'તી;
ને શિરે ભમત શાપ બાજ શા
બે હતા દ્વિજ અને ગુરુ તણા.

સંમુખે વળી રથે જ શલ્યના
મોંથી શલ્ય સમી વૃષ્ટિ શબ્દની
ક્યારની ય રહી વીંધી મર્મને,
શત્રુના શર થકી ય કારમી.

ત્રાણ-અસ્ત્ર-સુસહાયહીન એ
શાપદગ્ધ, અતિત્રસ્ત સારથી.
સારથી-કવચહીનતા સ્વયં
નોતરી અજય નોતર્યો હતો.

તો ય વિક્રમ ઉપાસ્યું જન્મથી
કેમ તે રગરગેથી ઓસરે?
મારું અર્જુન મરાઉં વા સ્વયં,
એક માત્ર સ્વર કર્ણ ત્યાં રટે.

ધર્મભીમસહદેવ આદિ પે
શસ્ત્રપાત તણી વ્યર્થ કાં કૃપા?
ટાળી માર્ગ થકી એ સહુયને
કર્ણ અર્જુન ભણી રહ્યો ધપી.

શ્વેત અશ્વ રથ પાર્થના તહીં
કૃષ્ણ-કૌશલ થકી સુચારિત,
કર્ણના હય સમક્ષ યુદ્ધમાં
ઘેરું ઘોર હહણી તહીં ખડા.

શલ્યના મુખથી શલ્ય: 'લે અલ્યા
સૂતપુત્ર! અહીં પાણ્ડુપુત્ર આ
તારી આગળ ખડો સુદર્શન
દુઃખજેય તવ શક્તિ દાખવ!'



તીવ્ર એક કરી પાત દૃષ્ટિનો
શલ્ય પે, વચનથી ન, બાણથી
કર્ણ ઉત્તર દિયે જ કારમો,
ચોયરા નિજ શરોથી ઢાંકતો.

(૯)

યુદ્ધમાં પુત્રનાં કર્મ આજેરાં ગળશે હજી,
ચિંતી પોઢેલ ભાનુનાં ચક્ષુ પાછાં ખુલે ત્યહીં.

રથોદ્ધતા

કર્ણ ક્રુદ્ધ થઇને કૃતાન્ત શો
કે અમોઘ શર સાંધતો ગયો.
પાર્થ ત્યાં ય શર વીર શત્રુના
કૃષ્ણ સ્હાય થકી વારતો ગયો.

મિશ્ર વંશસ્થ

અંતે, સુગોપ્યું બહુ પાર્થ મારવા
ને પૂજી સોનારજમાં સુવાડીને
અમોઘ જેને કીધ તેહ કાઢીને
આકર્ણ જ્યા કર્ષી બલાઢ્ય કર્ણ
વ્હેતું મૂક્યું શર યમકર શું પાર્થકેરી દિશામાં.

દિશા અને ત્યાં નભ થ્યાં ઝળાંઝળાં
ઉલ્કા ખરી ઘોર અનેક આભથી;
તે પાર્થના કાતિલ શત્રુ નાગને
કંઠે ધરી અર્જુન મેર હા ધસ્યું.

અશ્વો ઝુકાવી જ અતીવ કૌશલે
સર્વજ્ઞ કૃષ્ણે શર વ્યર્થ એ કર્યું.
અર્જુનનું શીશ અહંત બાણ એ
કિરીટ લૈ માત્ર ગયું કિરીટીનો



ને નાગ ભોઠો પડી, કર્ણ પાસ જૈ
છતો થઈ, પાર્થ વધેરવાને
સહાય દેવા તલસ્યો, પરંતુ

કર્ણે કહ્યું 'રે મર, તારી સ્હાયથી
શું પાર્થને કર્ણ રણે જ મારશે?'

ને ઉગ્ર આંખે ગુરુ 'રામથી મળ્યાં
શસ્ત્રો સ્મર્યાં—જે ઘણું યે મથ્યાં હતાં
નક્ષત્રી પૃથ્વી કરવા અનેકશઃ,
સંહારવા આ નર ક્ષત્રિયોત્તમ.

ચડાવિયું જ્યા પર બાણને જ્યાં
વિદ્યા સરી સર્વ સ્મૃતિથી બાણની,
ને રે હતૌજસ્ થઇ વીર કર્ણ
સુરક્ષિત કો ભાણ્ડ મહાન શો ખડો.

ને શાપ બીજો દ્વિજનો ય ત્યાં ચડ્યો,
અશક્તને જેમ ચડે જ પ્રજ્વર,
ધરા ગ્રસી ત્યાં રથચક્રને રહી
વ્યાલી સમી કો અતિકાય પક્ષીને.

આધાર જો જીવનનો—ધરિત્રી
ગ્રસંત તેનું રથચક્ર—તેહને
આરાધવા કર્ણ અધીર ઊતર્યો
ત્યાં પાર્થ-ચાપે શર ઉગ્ર રે ચડ્યું!



'રે રાજ! આ ધર્મ નથી જ યુદ્ધ!
પોકારતો કર્ણ, ધરાથી ચક્ર
ખેંચી રહે છે બલથી, અને ધરા
ગ્રસ્યે જતી, કૃષ્ણની વાણ એનું
રહ્યુંસહ્યું ધૈર્ય ગ્રસી જ રે ગઇ!

'રે ધર્મભક્ત! કયહીં ભક્તિ ધર્મની
એકાંતિકા તેં કરી છે કદી ય કે?
રહે, કૌરવોને સહુ કૂટ કર્મમાં
તું યે હતો શું નહિ પ્રેરનાર?'

ને શત્રુ સામે ત્યહીં કર્ણ ઝૂઝતો
ધરા અને પાર્થની અસ્ત્રવૃષ્ટિ શું
ધરા ગ્રસંતી હતી ચક્ર, કર્ણની
વિદ્યા ગ્રસી ગૈ શર સર્વ પાર્થના,
કરંતી તેને ક્ષણ સંશયાકુલ.

'હવે વિલંબાવ ન મૃત્યુ કર્ણનું.'
કૃષ્ણે કહ્યું, અર્જુનના નિષંગથી
છૂટેલ અસ્ત્રે શિર કર્ણનું ત્યાં
ઉતારી લીધું, જયમ પુષ્પ વૃન્તથી.

એવી રીતે પાણ્ડવશત્રુ ઊર્જિત
ધરા ઢળ્યો, સત્તરમા દિને, ને
હજી ય આશા જયની કરંતા
તે કૌરવો કાજ બન્યો જ દુર્દિન!



રવિની અરુણ આભા તે દિને અસ્ત પામતાં
પૂર્વે સૌ દિનથી ઝાઝાં રહી રક્તાશ્રુના ઝરા,
કર્ણના વધકારુણ્યે પીગળ્યું વ્યોમ, ના ધરા.

[૧૦]

અજાણ્યો જન્મ, ને મૃત્યુ એવું યે અસહાય હા,
શસ્ત્રહીન ગતિહીન દશામાં ધરણી ઢળ્યો.
શ્યામળાં બિન્દુ બે વચ્ચે લીટી શું તીવ્ર તેજની
તારી આયુઃકથા કર્ણ દિવ્ય કૈં ભર્ગથી ભરી.
પ્રભાના વ્યોમસંચારે અભ્રો કાળાં યૂ આથડી
વચમાં આવરે તેની નિર્મળી પાવક દ્યુતિ,
તેમ કૈં તાહરાં કર્મો કૃષ્ણ જે કૃષ્ણે ઉચ્ચર્યાં
હશે, એ કૂટ કાલે ત્યાં કોને મેશ નથી અડી?
ધર્મને રક્ષવા કૃષ્ણે અધર્મો યે ન છોડિયા;
કર્ણ, ત ધર્મને કાજે અધર્મ ન તજ્યો અહો.

મિશ્ર વંશસ્થ

એવું કશું કર્ણ, હતું જ તત્ત્વ કે
જે અર્થ તેં કૃષ્ણની કાકલૂદી
ઉવેખીને પાણ્ડવ થૈ જવાની,
ધારી રહ્યો નામ જ સૂતપુત્રનું?

એવું કશું કર્ણ, હતું જ તત્ત્વ કે
તું જાણતો ઇન્દ્ર છતાં ય તેં દીધાં
ઉતારીને કુંડળ દાનમાં કવચ
અવધ્યતાને તજી વધ્યતા ગ્રહી?

એવું કશું કર્ણ, હતું જ તત્ત્વ કે
કુન્તી તણી આર્જવવંત આરઝૂ
નકારી તેં પાણ્ડવપૂજ્ય થૈ રહી
નૃપાલના યે બનવા નૃપાલની?

એવું કશું કર્ણ, હતું જ તત્ત્વ કે
બે શાપ માથે ભમતા હતા છતાં
ને જીતવા પાર્થ સ્પૃહા ઘણી છતાં
તે નાગને તેં તરછોડી કાઢ્યો
આવ્યો સ્વયં જે તવ સ્હાય અર્થે?

એ તત્ત્વ તારો જય છે ચિરંતન,
મૃત્યુ રહ્યું તે નહિ મૃત્યુ, જીત ત્યાં
મળેલ તે જીત નથી કદાપી,
જે જીતતો જીવનજંગ તે જયી.

તે જન્મથી રે અપમાનની ઝડી,
વિદ્યાગુરુ પાસ કસોટીની ઘડી!
તે દ્રૌપદીઓલ શું મર્મ દાહતા!
ને પાંડવોની પટછંદ ધિક્કૃતિ!

ને ત્યાંથી ઊંચા શિખરોનું દર્શન;
નૃપત્વનું ઉજ્જવલ ભાલઅર્ચન.
ને જ્ઞાન તો યે નિજ શત્રુતાતને
અર્પી સ્વરક્ષા, યમને નિમંત્રણ.

આ ઉચ્ચતા, આ કપરી જ-તાવણી,
હૈયાતણાં આ ધમસાણ ઘોર,
કોણે ઝીલ્યાં વજ્જર છાતીએ હા?
કો અર્જુને? ભીમ યુધિષ્ઠિરે કો?

અધર્મ ગર્તે પણ ધર્મભાવથી
એવો ટકી કોણ જ અન્ય ત્યાં રહ્યો?
આવો પ્રચણ્ડોજ્જવલ મૈત્રીભાવ
વિના તું બીજે ક્યહીંથી કદી વહ્યો?

વૈતાલીય

વિધિની જગધારણાર્થે જો
પ્રકટેલા કુરુપાણ્ડુ યુદ્ધમાં
લઘુ તો યે અતિ ઘટ્ટ વજ્જનું
ચણિયારું અનિવાર્ય તું થયો.

અનુષ્ટુપ

તોળાયાં તું પરે મોટાં દ્વારો તોતીંગ યુદ્ધનાં
મૂકીને છેવટે તેં એ તોડયો સંગ્રામ સર્વથા

જય, હે જયના સ્વપ્ન! પૂજ્ય હે પાણ્ડવોતણા!
અંજલિ શ્રાદ્ધની છેલ્લે તને છે ધર્મથી મળી!

જય હે ભાનુના ભર્ગતણા વર્ચસ્વી વારસ,
તારી યશઃકથા તીણા ત્યાગના ટાંકણા થકી
કોરેલી અંતરે ધારી રહેશે કાલ-આરસ!



(૧) વૃન્ત-દાંડલી; સૂનુ-પુત્ર; કર્ણ-સૂર્યથી કુન્તીનો પુત્ર, તેને નદીમાં વહેતો મૂકી દીધેલો તે અપુત્ર સારથીને હાથ આવતાં તેની સ્ત્રી રાધાએ ઉછેર્યો; (૨) કૌંતેયો-અર્જુન વગેરે કુન્તીના બીજા પુત્રો; અભિજાત-ઉચ્ચ; અકુલીનતાના આવા દૈવયોજિત શ્યામતારમાં પુરુષાર્થનાં ઝળકતાં કાર્યો ગૂંથી તેણે અપૂર્વ જીવનકિનખાબ વણ્યો; કાન્તાર-મહાવન (૩) મહાભારતનો દાવાનળ સળગ્યો; (૪) કૃષ્ણે જઈ કર્ણને એની કુલકથા કહી પાંડવપક્ષે ભળવા સમજાવ્યો, પણ વ્યર્થ, વિમર્શ-વિચારચક્ર; પાર્થ (અર્જુન)નો તાત ઇન્દ્ર સૂર્યે દીધેલાં કર્ણનાં રક્ષણકારી કવચ અને કુંડલ દાનમાં માગવા ભિક્ષુક રૂપે આવ્યો; (૫) વસુષેણ-કર્ણ; છન્ન-છૂપું; સૂર્યે તેને ચેતવ્યો; પણ કર્ણે ન માનતાં ઇન્દ્રને ભીક્ષા દીધી; બદલામાં ઇન્દ્ર તેને અમોઘ શક્તિનુ વરદાન આપી ગયો; (૬) હવે કુન્તા પોતાના અર્જુનાદિ પુત્રોનું અભય યાચવા કર્ણ પાસે આવી- પાંડવો પાંચ છે તેના છ કરવા આવી છું; કર્ણ અડગ જ રહ્યો; જ્યા-પણછ; (૭) યુદ્ધ શરૂ થયું; જાણે માનવહૃદયમાં વસેલી બે વૃત્તિઓનું જ એ યુદ્ધ હતું, કૃતાન્ત-કાળ; અહાહવ-મહાયુદ્ધ; ભીષ્મ બાણશય્યા પર પોઢ્યા, ધૃષ્ટદ્યુમ્ને છળથી દ્રોણને હણ્યા, ઇન્દ્રની દીધેલી કર્ણની અમોઘ શક્તિ ઘટોત્કચને મારવામાં ખપી ગઈ; (૮) યુદ્ધનો સોળમો દિવસઃ ત્રાણ-રક્ષણ; સુધારિત-સારી રીતે દોરેલા; (૯) હજી પોતાનો પુત્ર ઝાઝાં પરાક્રમ કરશે એમ વિચારી પોઢેલા સૂર્યદેવે ફરી ચક્ષુ ખોલ્યાં-યુદ્ધનો સત્તરમો દિવસ ઊગ્યો, અંતે કર્ણે છેલ્લું નાગાસ્ત્ર અજમાવ્યું; સુગોપ્યું-સારી રીતે રાખેલું; આકર્ણ જ્યા કર્ષી-કાન લગી પણછ ખેંચીને; ઉડ્ડુ-તારા; પણ કૃષ્ણે કુશળતાથી ઘોડો ઝુકાવી નાગાસ્ત્ર ચુકાવ્યું અને તે અર્જુનનો કિરિટ (મુકુટ) માત્ર લઇને ગયું; નાગે કર્ણ પાસે જઈ છતા થઈ સહાય કરવા કહ્યું; પણ કોઇની સહાયથી અર્જુનને મારવાનું કર્ણે નકાર્યું; અને પરશુરામે પૃથ્વી નક્ષત્રી કરવા વાપરેલાં શર જે પોતાને મળ્યાં હતાં તે કાઢ્યાં; 'રામથી-પરશુરામથી; પણ જેવું બાણ પણછ પર ચડાવ્યું તેવી પરશુરામના શાપની અસરથી વિદ્યા બધી ભૂલી ગયો; તરત બીજો શાપ પણ વેરી વળ્યો અને તેના રથનું ચક્ર પૃથ્વીમાં ખુંચી ગયું; તે કાઢવા કર્ણ રથથી નીચે ઊતર્યો તેવું જ અર્જુને ચાપ પર બાણ ચડાવ્યું; આ અધર્મ સામે કર્ણ સંશયાકુલ થઇ રહ્યો ને લડયો; અંતે અર્જુનના બાણે કર્ણનું માથું ઉતારી લીધું; નિષંગ-ભાથું; ઊર્જિત-મહાબલિ; (૧૦) 'એવું કશુ કર્ણે હતું જ તત્ત્વ?' એ આખરી પ્રશ્નાર્થ કંડિકાઓમાં જ એના ઉત્તરનું સુરેખ સંગોપન સાધી લેખકે મહાભારતના એ પ્રતાપવાન પાત્રનું કરેલું આલેખન નિ:શંક આપણા અમર કાવ્યકાલમાં વસવા સ્થાનની અધિકારી એવી અમૂલ્ય કૃતિ આપે છે.



'ચિત્તો બેઠેલો જોયો ને બાબુસાહેબ પૂતળું બની ગયા!'

# ચિત્તાનો સામનો

ચિત્રકાર • રવિશંકર પંડિત

બાબુ વિશ્વેશ્વરપ્રસાદ સિંહ પટનાના શ્રીમંત જમીનદાર હતા. ઉનાળામાં એક બે મહિના નૈનિતાલની હવા ખાવા આવતા. નૈનિતાલમાં મકાનની વ્યવસ્થા ન થઇ શકી અને ભીમતાલમાં રહેવા આવ્યા. એ જ મકાનમાં હું અને પંડિત હરપ્રસાદ ઊતર્યા હતા.

રાતે સ્થાનિક મિત્ર મોતીરામ આવે. ગપ્પાં લડાવીએ અને ઊંઘ ઘેરાય ત્યારે સૂઇ જઇએ. આંખમાં ઊંઘનો પડછાયો પણ ન રહે ત્યારે જ ઊઠીએ. હાથે રાંધીને પરવારતાં એક વાગે. ખાઇ પીને બેસીએ કે ભજનો નિશો ચડે. હિમરાજની ઠંડી ફૂંકો તબિયત તર કરી દે. પછી ઊંઘ્યા વિના ચાલે જ કેમ? ઊંઘીએ તે ઠેઠ સૂરજ ઢળતાં સુધી. ઊઠીને બેસીએ કે મોતીરામ આવે અને ચાલે ગપ્પાં. સાંજ થાય ને રાંધવાનું ચાલે. આમ મકાનમાં જ દિવસ પૂરો થતો. અમારી આ મસ્તી જોઇને બાબુ સાહેબે તો અમને પૂરા એદી જ સમજી લીધા.

આઠમે દિવસે બાબુ સાહેબ સવારમાં ફરવા ગયા અને લોહીવાળે કપડે પાછા આવ્યા.

'બાબુ સાહેબ, આ શો ખેલ ખેલી આવ્યા?' પંડિતજીએ પોતાના વિનોદી સ્વભાવે પૂછ્યું.

'જીવતો આવ્યો એ કહોને?' બાબુ સાહેબે કહ્યું.

વાત બની એમ, કે બાબુ સાહેબ બએક માઇલ દૂર ચાલ્યા ગયા હતા. માર્ગ છોડીને કેડીએ ચાલતા હતા. લઘુશંકા કરવા બાજુ પર ગયા. ઝાંખરાની ઘીચ ઝાડી જેવું હતું. અંદર ઘૂસીને બાબુ સાહેબ માથું ઊંચું કરે ત્યાં સત્યાનાશ! દસ ડગલાં દૂર જ ચિત્તો બેઠો જોયો. આ વખતે એમની શી સ્થિતિ થઇ હશે, એ તો પોતે જ વર્ણવી શકે.

બાબુ સાહેબ પૂતળું બની ગયા. મસ્તિષ્ક શૂન્ય બની ગયું. ન પાછો પગ પડે કે ન આગળ. કિંકર્તવ્યવિમૂઢ થઇ ઊભા.

ચિત્તાને આશ્ચર્ય તો થયું જ હશે કે આ બે માથાનો માનવી કેવો? કોઇ મૃત્યુંજય હશે, કે મરણિયો વીર હશે! નહિ તો આમ બેધડક સામે આવીને ઊભા રહેવાની હિમ્મત કોણ કરે! હજી સુધી તો પોતાનાથી ડરીને નાસતા માણસો જ એણે જોયા હતા. આ કોઇ અજબ માનવી! આવાં સામટાં આશ્ચર્યે ચિત્તાજી થાકી ગયા. ધારી ધારીને એ મરણિયાને જોતા હોય તેમ બેઠાબેઠા જ તાકી રહ્યા.

બાબુ સાહેબ ભયના ઘેનમાંથી જાગૃત થયા, કે



ચિત્તાથી ઝટ ઊંચે ચડી શકાય તેમ નહોતું. કૂદીને ટેકરીના ઢોળાવ સાથે તે બાઝી પડ્યો

પાંચેક મિનિટ પછી પંડિતજી ઊઠ્યા. લઘુશંકા કરવા કોતરના વળાંકમાં ગયા. તરત જ પાછા આવ્યા.

'બાઘ ખોજ લાયા.' સામાન્ય શાંતિથી પંડિતજીએ આવીને કહ્યું. ચિત્તાને એ લોકો વાઘ કહે છે.

'વાઘ' શોધી લાવનારની વાતમાં એવી શાંતિ હોય નહિ. અમે કંઈ લક્ષ ન આપ્યું

'રૂકણે રહિયે' કહીને ગોતીરામ હસ્યો.

પંડિતજીએ આવીને તરત જ બંદૂક ઉઠાવી. 'ખડે હો, મજાક નહીં, ગોડકે સામને હી બાઘ ચલા આ રહા હૈ.'

'સચ?'

'સચ.'

ચિત્તાના આવવાની ધાત માની શકાય એવા સ્વરમાં પંડિતજી બોલ્યા કે અમારી શારીરિક દશા બદલાઇ ગઇ. ગોતીરામનો ઝોળો નીચે જ પડી રહ્યો ને એ ઝટ બંદૂક લઇને ઊભો થઇ ગયો. આખો દિવસ ભટક્યા છીએ, થાકનું ઝેર હાડકાંમાં પસરી ગયુ છે, એ બધું ભૂલાઇ ગયું.

ત્રણે ય ડગાતે પગલે વળાંકને ખૂણે જઇને ઊભા રહ્યા. પચીસ ગજ લાંબી ખીણ હતી. વન્ય કૂવેરના છોડ, દાડમડી અને ઝાંખરાંની આછી ઝાડીમાં ઝીણી નજરે જોયું. પણ દર્શન થયાં નહિ.

'વાહ યાર, ખૂબ મઝાક જાનતે હો!' ગોતીરામનું ધૈર્ય ખૂટ્યું અને કહ્યું.

ગોતીરામ બોલ્યો, કે તરત દસેક ગજ દૂર ટેકરીના ચઢાવ ઉપર ઘુરઘુરાટ સાંભળ્યો. ચમકીને અમે જોયું.

ઘુરઘુરી એની જ હતી. સાવધ થઇને જોયું પણ દેખાયો નહિ. ફરી ધીમો ઘુરઘુરાટ સંભળાયો.

'કર દૂં આવાઝ?' પંડિતજી બોલી ઊઠ્યા.

'રહને દો.' ગોતીરામે કહ્યું.

ફરી ઘુરઘુરાટ થયો. ધ્યાનથી જોયું તો પત્થરની આડમાં ઉપલા ભાગ ઉપર ચિત્તાનું મોં દેખાયું.

અમારા અવાજથી એ પણ ચમક્યો હશે. પથ્થરની આડમાંથી નીકળીને જરા ઊપર ખસી આવ્યો. તેના પગ અને પાછલો ભાગ દેખાયાં નહિ. કેવળ મોં અને ગરદન જોઈ શકાયાં. એનું મોં જોતાં જ રોમાંચની વીજળીએ ઝટકો માર્યો. કાળમંદિર સમા એના મોંને જોઈ મૃત્યુની યાદ આવે જ.

ગોતીરામ ઊભો જ હતો. પંડિતજી છાતીએ કુંદો દાબીને બેસી ગયા હતા. મારા હાથમાંનો તમંચો સ્તબ્ધ હતો.

ધડુડુડુમ પહાડમાં પડઘા ગાજ્યા. પંડિતજીએ ગોળી છોડી દીધી. ચિત્તો ઝડપથી મોં ફેરવીને તરાપ મારી કૂદ્યો. ઊંચે ઝટ ચડી શકાય એવું નહોતું. કૂદીને ટેકરીના ઢોળાવ સાથે ભાઝી પડ્યો. આગલા અને પાછલા પગ સીધા થઈ ગયા. મોં ફેરવીને અમારી સામે ડાચિયાં કરતો જોઈ રહ્યો. અત્યારે આ દૃશ્ય ઘણું જ મોહક લાગે છે. કૅમેરામાં ઝડપી લેવા જેવું જ. પણ એ સમયની સ્થિતિમાં સૌંદર્યકળા વિચારવા જેટલી વૃત્તિ પણ વેવલાપણું જ ગણાય.

ગોતીરામે ગોળી છોડી. પાછલા થાપા ઉપર ચિત્તાએ ઝીલી લીધી. ભયંકર ત્રાડ સાથે આડે કૂદીને નાઠો. સીધું દોડી જવાય એવું નહોતું. અમારા માથા પર જ પથ્થર ગબડાવતો પેલી બાજુએ કોતર તરફ ગયો.

હું તો તમંચો લઈને ઊભો ઊભો જોઈ જ રહ્યો. નાહક ગોળી છોડીને જનાવર સાથે દુશ્મની બાંધવામાં શો લાભ! આમ વિચારીને હું અટકી ગયો હોઉં એવી સ્થિતિ થઈ ગઈ. કોણ જાણે કેમ, પણ ગોળી છોડવાની પ્રવૃત્તિ જ ન થઈ. માનસિક આંદોલનોનું ભવિષ્ય નથી કળી શકાતું. મારી સ્થિતિ આવી થશે એવું મેં કલ્પ્યું જ નહોતું.

નાસતો કાળ જોઈને મુડદામાં પણ ચેતન વ્યાપે. આપણાથી દુશ્મન ડર્યો છે, એવો વિશ્વાસ આવતાં જ આપણે શૂર બની જઈએ છીએ. અમે જાણે ચિત્તાને નસાડ્યો હોય એવા ભાવે દોડી નીકળ્યા. વાંક વળોટ્યા અને ખાણ કૂદીને ચિત્તો બીજી ટેકરી ઉપર ચડતો દેખાયો. મને શૂરાતન આવ્યું. નેમ લઈને ધડુમ કરતો તમંચો ફોડ્યો.

'વાહજી! માર દિયા બાઘ!' પંડિતજીએ હસીને કહ્યું

'હવે મર્યો.' ગોતીરામ બોલ્યો.

'ઉસકે નામકી ગોલી રહ જાય વો અચ્છા નહિ યાર!' મેં કહ્યું.

'અચ્છા, આપ ભી મના લેં, કિ બાઘ પર ગોલી છોડી થી.' પંડિતજીએ કહ્યું.

ચિત્તો નજરના પડદાની પેલે પાર જતો રહ્યો. સૂરજ ભગવાન છેલ્લી સલામ ભરતા હતા. હવે કંઈ જ નહિ બને સમજીને અમે ચાલતા થયા.

નવ વાગતાં લગભગ ગામ આવ્યું. લથડતે પગે ગામમાં ગયા. મુખીનું ઘર શોધી કાઢ્યું. ભાખરી મેં પકાવી. દૂધ સાથે જમી ગયા. ઊંઘ તો ક્યારની રાહ જોતી બેઠી હતી. દબાવ્યા તે સૂર્યોદય પછી જ છોડ્યા.

બીજે દિવસે સવારે એ જ માર્ગે અમે ટેકરી ચડ્યા. ચિત્તો ઘાયલ થયો હતો એ સ્થાન જોયું. લોહીને ટપકે પતો લાગવાની ધારણા ખોટી નીકળી. લોહીનાં ટીપાં દેખાયાં નહિ. ખીણ ઓળંગીને ચિત્તો ગયો હતો એ ટેકરી ઉપર ગયા. ટેકરીનું માથું સપાટ બનતું ઢોળાવ લઈને બીજી ટેકરી સાથે મળી જતું હતું.

ભટકતાં ભટકતાં બપોર થયા. બપોર એટલે બે વાગ્યાનો વખત. આજના નાસ્તામાં દૂધે બાંધી દળદાર ભાખરી અને ગોળ હતાં. પાણીને અભાવે નાસ્તો થઈ શક્યો નહિ. પંડિતજીની 'આંતે કાટતી રહી.'

ઘાયલ જનાવરનો પત્તો મેળવવો મુશ્કેલ તો ખરો જ. ઘાયલ થઈને નાસે તો એ ક્યાં અટકશે તે કહી ન શકાય. ન જાણે ક્યાં છૂપાયો હશે! ભટકી ભટકીને દસથી બાર માઈલનું ચક્કર પૂરું કર્યું. લગભગ ચાર વાગે વિશ્રાંતિ લેવા બેઠા. તાજા થઈને વળી ચાલતા થયા

શિકારનો છંદ એ અજબ નશો છે. હિંસક પ્રાણી સામે જવામાં મોત માથે બાંધી લેવું પડે છે. શિકારી મોતથી એટલો જ ડરતો હોય છે જેટલા બીજા બધા. છતાં શિકારના નશામાં એ ભૂલી જાય છે. મોતને ભૂલનારો મરણિયો બને છે. એ જ સ્થિતિમાં એ શિકાર ખેલી શકે. સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી ભૂખ્યો ને તરસ્યો શિકારી વગડામાં ભટકતો હશે. પંદર પંદર દિવસ સુધી એ થાકનો ઓતાર નહિ ઊતરતો હોય છતાં શિકારનો એને અણગમો નહિ થાય. એ જ શિકારનો નશો. શિકારી શિકારે ચડે છે ત્યારે જગતને ભૂલી જાય છે.

સૂર્ય દૂરદૂર જતો ગયો. અમારું જગત વધારે નજીક આવતું ગયું. 'હવે કાલે' જાણીને ગામ તરફ પગલાં ભર્યાં. અંધારાના કાળા પછેડામાં જગત લપેટાયું અને અમે ગામમાં ધૂસ્યા.

પહાડી લોકો આતિથ્ય-પ્રેમી હોય છે. અમે આવીશું કે નહિ તેનો નિશ્ચય નહિ હોવા છતાં ભલા મુખીએ દૂધ દોહીને રાખી મૂક્યું હતું. અહીં દૂધ મોંઘું ગણાતું નથી. પશુઓને ચારો બારે માસ ભરપેટ મળે છે. વેચાતો લાવવાની કે વધારે એકઠો કરી રાખવાની જરૂર નથી.

રાંધ્યું, ખાધું, ઊંઘ્યા અને સવાર થયું. વહેલા પરવારીને વગડાનો માર્ગ પકડ્યો.

'એક કામ કરીએ. ત્રણે ય જણ ભિન્ન ભિન્ન દિશામાં જઈને મધ્ય સ્થાને એકઠા થઈએ. ત્યાંથી આગળ જઈએ' મોતીરામે કહ્યું.

'સબસે અચ્છી.' હું બોલ્યો.

'ત્યારે નક્કી કરીએ.' મોતીરામે કહ્યું.

'અને જનાવર મળે તો શું કરવું?' હું બોલ્યો.

'અક્કલ હોશિયારીથી, વંશવારસોને કબૂલ રહે તેમ, કોઈ પણ જાતના નશા વગર, માથે પ્રભુ રાખીને કામ કરવું.' દસ્તાવેજી ભાષામાં પંડિતજીએ જવાબ દીધો.

'સામેની ઊંચી ટેકરી ઉપર એકઠા થવાનું.' મોતીરામે કહ્યું.

'મંજૂર.' પંડિતજીએ કહ્યું.

પંડિતજી અને મોતીરામે પૂર્વ અને પશ્ચિમમાં થઈને ઉત્તરમાં વળી આવવાનું રાખ્યું; મારે વચ્ચે થઈને સીધા ટેકરી પર પહોંચવાનું હતું

ચાલ્યા. બંદૂકોને. અવાજે જનાવરની સૂચના સમજવાનું ઠરાવ્યું હતું. પંડિતજી અને મોતીરામ ટેકરીઓની આડે દેખાતા બંધ થયા. તમંચાનું ઘરૂં ડોકમાં લટકાવીને હું મનમાં ઘોડા ઘડતો સીધો ચાલવા માંડ્યો. સૌ પ્રથમ ટેકરીએ પહોંચી જવાની જ મને લાગી પડી હતી.

બે કલાક વીતાવીને હું ટેકરી ઉપર પહોંચી ગયો. ચિત્તાનો ભેટો થયો હતો એ સ્થાન એક જ ફર્લાંગ દૂર હતું. શાંતિથી એક ઊંચા પથ્થર પર બેસી ગયો. વધારે વખત સૂર્યનો તાપ સહી શક્યો નહિ. પથ્થરની આડ લીધી. ધૂપભરેલાં હિમરાજનાં શિખરો ધ્યાનસ્થ થઈને સૂર્યવ્રત ઉજવતાં હતાં. સ્તબ્ધ ચિત્તે એ દૃશ્ય નિહાળતો હું બેસી રહ્યો.

એક કલાક વીતી ગયો. પંડિતજી કે મોતીરામ આવ્યા નહિ. લાંબી નજરે બધે જોઈ વળ્યો. દૂરદૂર સુધી કોઈ દેખાયું નહિ. મને તરસ લાગી. ખીણમાં ઊતરી ઝરણાંને કાંઠે ગયો. પાણી પી ને ત્યાં જ બેઠો.

લગભગ અરધા કલાક પછી 'કોઈ કિસીકા નહિ યાર ખુદગર્જ ઝમાના હૈ'નો ધ્વનિ સંભળાયો. પંડિતજી વિના વૈરાગ્યનાં ગાન બીજું કોણ ગાય? હું તરત જ દોડતો ટેકરી ચડી ગયો.

'કહો જી, ક્યા માજરા હૈ?' મને જોતાં વેંત જ પંડિતજી બોલ્યા.

'માજરા ક્યા, ઇતની દેર કૈસે?' મેં પૂછ્યું.

'જાદ, તુમ તો અભી ચલે આતે હો!'

'બાબા રે, મૈં તો બૈઠે બૈઠે ઉબ ગયા થા.'

'મોતી નહિ આયા?'

'નહિ.'

'અચ્છા, બૈઠો, બાત સુનાઓ.'

'ક્યા, હય કુછ પતા?'

'પતા હૈ, મગર લાપતા. યહાં સે કરીબ દો મૈલ દૂર મૈંને ચિડીયોં કા શોર સુના હૈ. અપને રામ કી હિમ્મત ઐન મોકે પર કભી કભી ધોખા દેતી હૈ. કોશિશ તો જરૂર કી, કિ ભાગ ખડી હુઈ હિમ્મત કો પકડ લૂં, લેકિન પિછા કરને સે ભી ઇચ્છા તબ હી હો સકતી હૈ, જબ હિમ્મત મોજુદ હો.' કહીને પંડિતજીએ પગ લાંબા કર્યા.

એવામાં મોતીરામ પણ પરસેવાનાં બુન્દ લૂછતો આવી પહોંચ્યો.

'દોડતા આવ્યા લાગો છો.' મોતીરામ બોલ્યો.

'રસ્તામાં તું ક્યાંક સૂઈ રહ્યો હોઈશ' પંડિતજીએ વળતો જવાબ આપ્યો.

'શા સમાચાર?'

'તમે કહો તે.'

પંડિતજીની શોધ મેં કહી સંભળાવી.

'તો પછી બેસી રહેવું ઠીક નહિ. ચાલો ઊઠો. મોતીરામે કહ્યું.

'જરા આરામ તો લો!' પંડિતજી બોલ્યા.



અમારી ધીમી વાત પણ ચિત્તાએ સાંભળી લીધી હોય તે તેમ ઘુરકતો પીઠ ફેરવીને ખડો રહ્યો

'ના, ચાલો.'

પંડિતજી આરામ લઇ ચૂક્યા હતા. ગોતીરામને આગ્રહ કરવાનું વિશેષ કારણ નહોતું. પંડિતજીની રાહબરી નીચે અમે ચાલ્યા.

ઝાડી વધારે સઘન આવવા માંડી. અનુસંધાનના ઉત્સાહમાં વન-સૌંદર્ય જોવાની ફુરસદ નહોતી. અમારા પગરવથી આગળ કૂકડાનું એક ટોળું ભુરરર કરતું ઊડી ગયું.

એક માઇલનું અંતર કાપી અમે ઉત્તરની ઝાડીમાં ઘૂસ્યા.

'મને નથી લાગતું કે આપણે એને શોધી શકીએ'. પંડિતજી બોલ્યા.

'સાંજ પડ્યા પહેલાં તો આપણે કંઈ જ નિર્ણય ન કરી શકીએ.' મેં કહ્યું.

'હવે તો પગ સત્યાગ્રહ કરે એવું લાગે છે.' પંડિતજી બોલ્યા.

'તમને ખબર છે, કે સત્યાગ્રહ હોય ત્યાં અત્યાચાર પણ હોય જ!' મેં કહ્યું.

'હા ભાઇ, અત્યાચારનું ફળ સ્વરાજ હોઇ શકે ખરૂં.' પંડિતજી બોલ્યા.

ધીમી ગતિએ અમે આગળ વધતા હતા. હું અને પંડિતજી ગપ્પાં મારતા પાછળ જતા હતા.

ગોતીરામ ઊભો રહી ગયો.

'કેમ, શું છે?' મેં પૂછ્યું.

'સાંભળો, આ અવાજ શાનો છે?' ગોતીરામે કહ્યું.

ઊભા રહીને અમે સાંભળવા લાગ્યા. ધીમોધીમો ઘુરઘુરાટ બે ત્રણ વખત સાંભળ્યો. કળી શકાયું નહિ કે શાનો અવાજ હશે! ચૂપ થઈને ઊભા રહ્યા. ફરી કંઇ સંભળાયું નહિ.

'ચાલો શોધી કાઢીએ.' પંડિતજી ઉચ્ચ સ્વરે બોલ્યા.

તરત જ જરા વધારે સ્પષ્ટ ઘુરઘુરાટ સંભળાયો. થોડે જ અંતરે જાનવર ઘુરકતું હોય એમ લાગ્યું.

'હંઇક છે.' પંડિતજી ધીમેથી બોલ્યા.

'ચાલો.' કહીને ગોતીરામ બાજુ પર ખસ્યો.

અમે હથિયાર હાથમાં તૈયાર કરીને ધીમેથી ચાલ્યા. ઝાડી વિશેષ સઘન હતી. પચીસેક કદમ દૂર ગયા કે બે પાંચ હાથને છેટે ફૂંફાડા સાથે ઘુરઘુરાટ થયો. અમે ઊભા રહી ગયા. દોડતી નજરમાં કંઇ દેખાયું નહિ. ઝાંસરટમાં કંઇક સળવળાતું હું જોઇ ગયો. નીચો નમીને જોવા લાગ્યો.

'પેલું શું છે, જુઓ!' મેં ધીમેથી કહ્યું.

પંડિતજી અને ગોતીરામ પણ નીચા વળ્યા.

'એ જ.' પંડિતજી બોલ્યા.

ધીમે પગલે અમે તરત જ એક ઝાડની ઓથ લીધી. ઝાડના છેદમાંથી ભૂરા શરીરની ઝાંખી થતી હતી. જાનવરનું શરીર હાલતું ત્યારે જ કળી શકાતું.

મોતીરામ ધીમે ધીમે જાનવરને સ્પષ્ટ જોવા ખસવા માંડ્યો. અમે પાછળ પગલાં દાબતા ગયા. દસેક ગજ ગોળાકાર ચાલ્યા, કે જાનવરની પીઠ દેખાઇ. હવે કંઈ જ શંકા રહી નહિ. એનું પૂછડું સર્પગતિએ આમતેમ હાલતું જોયું:

'ખાલી ગોળીબાર કરો.' મોતીરામે કહ્યું.

'એ તો ચિત્તો છે. ઉપર ધસી પડ્યો તો રામરામ.' પંડિતજી બોલ્યા.

'ત્રણ ત્રણ ગોળી છે તે એને રોકશે નહિ?' મોતીરામે કહ્યું.

અમારી ધીમી વાત પણ જનાવરે સાંભળી લીધી હશે. ઝબકીને ઊભો થઇ ગયો. ઘુરકતો પીઠ ફેરવીને ખડો રહ્યો. મોં અમારી સામે આવી ગયું.

અમે કંઇ પણ વિચારીએ તે પહેલાં જ એ મોં ફાડીને ધસ્યો. પણ તેનો પાછલો પગ ધરબાઇ ગયો. એ જ ઢગલાં આગળ આવીને એક તરફ નાસી ગયો. અમે તો જાણ્યું કે ઉપર જ આવશે. વિચાર કરીને કામ કરવાનો વખત નહોતો. વિચાર કરવા કોઇ રોકાય પણ નહિ. મેં ગોળી છોડી દીધી. નિશાન માથાનું જ સાંધ્યું હતું. નળી જરા નીચી નમી ગઇ અને ગોળી ચિત્તાના પગ પાસે જમીનમાં ઊતરી ગઇ.

ચિત્તો ભયંકર ગુસ્સો કરીને તાડુક્યો. કૂદકો મારીને અમારી ઉપર ધસી પડવા તૈયાર થયો હોય એમ લાગ્યું. તેણે મહેનત કરી, પણ કૂદી શક્યો નહિ. આ જ વખતે પંડિતજીએ ગોળી મારી. પગ ઉપર ગળાનો સાંધો તેણે વીંધી નાખ્યો.

ચિત્તાએ ત્રાડ નાખી. આગલા પગનો એક પંજો વીંઝીને આંખળુકિયાં કરી કુદ્યો. બે જ હાથને છેટે એક ઝાડના થડે એની ગતિ રોકી લીધી. ચાયકાઇ-પડતાં પડતાં તે સાવધ થાય તે પહેલાં જ મેં ગોળી છોડી. ક્યાં વાગી તે જોઇ શકાયું નહિ, પણ નિશાન ખાલી નહોતું ગયું.

પંડિતજી ધામેથી એક ઝાડની આડમાં સરકી ગયા. મોતીરામ બંદૂક લાંબી કરીને ઊભો હતો. ઝાડ સાથે અથડાયા પછી ચિત્તાને મારી ગોળીની કળ વળે એની રાહ તેણે ન જોઇ. ગોળી મારી. બરાબર કાનની સાંધમાં ઊતરી ગઇ. ઘણી જ ધીરજથી તેણે નિશાન તાક્યું હતું. લથડી પડતા ચિત્તાને એ ઘાએ વધારે ગતિ આપી. જમીન પર ઢળી પડતાં વાર ન લાગી. તેનું પેટ મારા તમંચાને ઠીક ગળી ગયું. પણ પેટનું લક્ષ ચૂકાઇ ગયું. પાંસળી તોડની ગોળી ઘુમી ગઇ.

મુકાબલા વખતે શિકારીને જરા સરખો પણ ભયનો વિચાર સ્પર્શી જાય તો નિશાન કદી ઠીક બેસતું જ નથી. એણે કોઇ પણ પ્રકારનો વિચાર કરવા રોકાવું જ ન જોઇએ. એ વખતે એનો જુસ્સો કહે તેમ જ કરવું જોઇએ. જે લક્ષ પર એનું હથિયાર લંબાય એ જ લક્ષને એણે સાધન બનાવવું જોઇએ. શંકાશીલ બનીને વિચારવા રોકાયો, કે એ લક્ષ ઠીક છે કે નહિ, તો એનો હાથ કાચો જાય.

ચિત્તો ઢળી પડ્યો. પડખું ફેરવવા પ્રયત્ન કર્યો, પણ લાચાર! પાંચેક મિનિટ ડોકને આંચકા લાગ્યા, જીવ બહાર નીકળી ગયો.

ઇશ્વરામ જોશી




એક: એક અઠવાડિયા પર આપણે મળેલા; યાદ આવે છે?

બીજો: ના, ખાસ તો નહિ, પણ આ છત્રી પરથી યાદ આવે છે ખરે.

એક: એ તો અસંભવિત છે, કારણ એક અઠવાડિયા પહેલાં મારી પાસે છત્રી હતી જ નહિ.

બીજો: પણ મારી પાસે હતીને?

~

એક કારખાનામાં નવું યંત્ર મૂકવામાં આવ્યું. થોડો વખત ચાલીને એ બંધ પડી ગયું. કારખાનાના મિકેનિકોની કંઇ કારી ન ફાવી એટલે બહારના એક શખ્સને બોલાવવામાં આવ્યો. એણે યંત્ર પર બે ચાર ઠેકાણે હથોડી મારી કે યંત્ર ચાલુ થઇ ગયું, ને તરત રૂા. ૨૦-૧-૦નું બિલ તેણે મેનેજરના ટેબલ પર મૂક્યું.

ફક્ત બે ચાર ઠેકાણે હથોડી ઠોકવા માટેનું આવડું જબરું બિલ મેનેજરને ગળે ન ઊતર્યું. એણે એ આંકડો વિગતવાર પૂરો પાડવા જણાવ્યું. આગંતુકે નવો આંકડો ટેબલ પર મૂક્યો:

| | |
|---|---|
| યંત્ર પર હથોડી ઠોકવાના | ૦-૧-૦ |
| હથોડી ક્યાં ઠોકવી એ માટે મગજ કસવાના | ૨૦-૦-૦ |
| કુલ | ૨૦-૧-૦ |

~

ખૂબ બારીકાઈથી હજામત કર્યા પછી હજામે વિનયપૂર્વક ઘરાકને પૂછ્યું: 'કેમ સાહેબ, હવે કંઇ ચહેરા પર બાકી રહે છે?'

'હા, ચહેરો તો ઠીક આખો ઉઝરડાઇ ગયો છે, પણ હજી નાક બાકી રહી ગયું છે.'



'આ સૌ માયા છે, બેટા!'
ફોટો • શ્રી ભારદ્વાજ





ઉપર – કનુ દેસાઈ ૧૯૨૩ સ્કેચ - રવિશંકર રાવળ. બાજુમાં કનુ દેસાઈ આજે. સ્કેચ: રસિકલાલ પરીખ (આ અંકમાં 'મારી નજરે'માંની હકીકતના સાથે સાથે આ બંને સ્કેચની સરખામણી રસદાયક થઈ પડશે. નીચે: ડાબી બાજુથી ક્રમમ [૧] એમની સ્કેચ બુકનું આ પૃષ્ઠ, જે પર સાંભરેલાં કલામૂર્તિ આદરભર્યું સ્થાન કેમ પામતાં તે દર્શાવ્યું છે. [૨] અને [૩] એ જ કાળની-૧૯૨૩ની-સ્કેચ બુકનાં બે પાનાં. એકમાં રાષ્ટ્રીય વાતાવરણની છાપ છે બીજા બે સ્કેચમાં એમની કલમની પ્રયોગશીલતા બતાવી છે.







## કનુ દેસાઈને રણજીતરામ સુવર્ણચંદ્રક

● જે પુણ્યચરિત ગુજરાતીના નામે આ ચંદ્રક અપાય છે તે આજે હયાત હોત તો ગુજરાતની કળાના તેજસ્વી તારકો તેમનાં સ્તોત્ર કરતા હોત અને બરોબર યાદ છે, મારા જેવા ગુજરાતના એક અદના કલાકારને મુંબાઈની આર્ટ સોસાયટીએ ૧૯૧૭માં પોતાનો સુવર્ણચંદ્રક આપ્યો ત્યારે એનાં અભિનંદન કેમ કરવાં એ કોઈ જાણતું નહોતું. એક માત્ર રણજીતરામ વાવાભાઈના હૃદયમાં ઉમળકાની ભરતી આવી અને આંગળી ચીંધી ગુજરાત સમસ્તની આગળ એ પ્રસંગને એમણે પ્રજાની અસ્મિતાનું પ્રતીક ઠરાવ્યું. ગુજરાતની સંસ્કારિતા જગાવનારાં સર્વ તત્ત્વો, સર્વ બળો, સર્વ વ્યક્તિઓને રાષ્ટ્રની સંપત્તિ સમજી તેનું ગૌરવ લેનારા એ વિરલ ગુજરાતીનું આ ચંદ્રક એક અપૂર્વ સ્મરણ બન્યું છે. આજે વરસોવરસ આ ચંદ્રક રૂપે એકાદ સાહિત્યકાર કલાકાર કે સંસ્કૃતિકાર સુધી રણજીતરામનું ભાવનાજીવન પાંગરતું આવે છે. ગુજરાત છે ત્યાં સુધી રણજીતરામ અમર છે.

રણજીતરામના મિત્ર અને ગુજરાતની અસ્મિતાની એમની ભાવનામાંથી પોતાનો તેવો ભાવનાદીપ પેટાવી છેવટ સુધી તેને માટે પ્રયત્ન કરતા રહેનાર સ્વ. શ્રી હીરાલાલ પારેખે ગુજરાતના એ પુણ્યશ્લોક પુરુષનું સ્મરણ ગુજરાતમાં સદોદિત જળવાઈ રહે તેની આ ચંદ્રકની અત્યંત સમુચિત યોજના ઊભી કરી. અને અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાને એમણે એ પવિત્ર કાર્ય સોંપ્યું તે પછી એ સભાએ એની પરંપરા સાચવી રાખવાનું જે બીડું ઝડપ્યું છે એટલા જ કાર્ય માત્રથી પણ તેણે પોતાનું અસ્તિત્વ ઊજળું કરી બતાવ્યું છે. કનુ દેસાઈની કલા એ ગુજરાતના નવીન યુગનું ઉજ્જ્વળ પ્રકરણ છે અને એ કલાનો સત્કાર સાહિત્ય સભા આ ચંદ્રક આપીને કરે છે એમાં ચંદ્રકની પરંપરા શોભી ઊઠે છે, તો સાથે કનુ દેસાઈના જીવનપટ ઉપર રણજીતરામનું નામ એક અમર પંક્તિએ લખાય છે. ગુજરાત કનુને નહિ ભૂલે, કનુ રણજીતરામને નહિ ભૂલે. ઇતિહાસની સાંકળ દૃઢ બની છે.

કુમારના વાચકોને કનુ દેસાઈની ઓળખાણ આપવાની હોય? એના પ્રથમ ચિત્રથી આજ સુધીની ઉત્તમોત્તમ કૃતિઓ ક્રમબદ્ધ નીરખવાનો જે વાચકોએ લ્હાવ લીધો છે તેમને વળી કનુની નવી ઓળખાણ શી આપવી? છેક કુમાર વર્ષથી જ એ કુમારના લાડમાં પ્રૌઢ બની જવા છતાં જરાયે કુમારથી ભિન્ન નથી; અને આ લખનારને પણ અત્યારે તેનો પરિચય આપવાનો પ્રયોગ એક વિમાસણનો પ્રસંગ લાગે છે.

એટલું તો ખરું જ છે કે કનુએ ગુજરાતની કલાને પ્રજાસમુદાયની લાડીલી બનાવી છે. હિંદના ઇતર પ્રાંતોમાં ગણ્યાગાંઠ્યા કલાકારો વસે છે, પણ એમની કલાની અર્ચના વિદ્વાન ટીકાકારોની વાણી અને પત્રકારોનાં પત્રો પર જ રહી છે; જ્યારે કનુ અને બીજા તરુણ ગુજરાતી કલાકારોની કલા લોકહૃદય પર રાજ કરે છે. કનુનાં ચિત્રો અને આલેખનો હજારો શહેરીઓ, ગામડીઆઓ અને નિશાળીઆઓને નવી લેહ લગાડી રહ્યાં છે. તેની વિચિત્રતાઓ પણ લોકપ્રિય થઈ છે. તેની કલા નિર્બંધ વહેતી છતાં મર્યાદા અને પ્રવાહિતાની મનોહરતા છોડી જતી નથી એ એનો આંગળી ચીંધી બતાવી શકાય એવો ગુણ છે એને વિવેચકો પ્રતિભા કહે છે, લોકો દૈવી બક્ષિશ કહે છે, કલાકારો આત્મપ્રેરણા કહેશે; પણ હું એને કનુની તપસાધનાની સિદ્ધિ કહું છું. તપસ્ અને પ્રયાસથી મેળવેલી એ સિદ્ધિ છે એમ જાણી કોઈ એની કીમત ઓછી ન આંકે. મેં કળાના ઘણા વિદ્યાર્થીને ઉપાસકો નિકટપણે જોયા છે અને હું ખાત્રીથી કહી શકું છું કે તપસ્યાની એ શક્તિ કે જેમ જ ફક્ત દૈવી પ્રેરણા કે આત્મલગની છે. બાકી બધું સિદ્ધિનું મૂલ્ય ભરનાર પ્રયાસ અને સામર્થ્યનું ફળ છે.

૧૯૨૧-૨૨માં મારા ખડખડપાંચમ ભાઈની ધરમાં કેટલાક



ગુજરાતના સાહિત્યકાર, કલાકાર કે સંસ્કૃતિકારને ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ) તરફથી દર વર્ષે કદર અને ઉત્તેજનાર્થે અપાતું ગુજરાતનું મોંઘું ગૌરવદાન

શ્રી રણજીતરામ સુવર્ણચન્દ્રક

# જેણે પોતાની જાત અને જીવન અર્પીને નવું ભારત ઘડ્યું એવા વિશ્વકર્માઓમાંના એક



ગુજરાતની કેળવણીના ભેખધારી

# ચુનીલાલ શાહ

ઈ. ૧૮૮૬માં મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલ ફીના દર અનેકગણા વધારી મૂક્યા અને મધ્યમ તથા ગરીબ વર્ગ માટે શિક્ષણનો બોજો અસહ્ય જેવો બની ગયો. એની પાછળ સરકારની દાનત જ એ હતી કે અમુક મર્યાદિત વર્ગને શિક્ષણ મળી શકે એવો પ્રબંધ ગોઠવવો. સરકારની એ દાનતનો પહેલો સામનો કરનાર સુરતના મુંબઈ યુનિવર્સિટીના ચાર ગ્રૅજ્યુએટો—શ્રી ચુનીલાલ શાહ, જેઠીસનદાસ અડ્ડાવાળા, ડાહ્યાભાઈ બારડોલીવાળા ને ભાઈદાસ રેશમવાળા. જેમને કેળવણી લી પડી ન હતી એમને કેળવણી આપવા કરતાં જે વર્ગને તે ખરેખરી માર્ગદર્શક નીવડી શકે એમને એનો લાભ આપવા એમણે સુરત મુકામે શિક્ષાયજ્ઞ આરંભ્યો.

દરેક જણે ૫૦) રૂ.નો ફાળો આપી રૂ. ૨૦૦) ઊભા કર્યા. જોઈતું ફર્નિચર દરેક ભાગીદારે પોતપોતાને ઘેરથી આણ્યું ને એક વર્ષ સુધી કશો પગાર ન લેવાનું ઠરાવી ઇ. ૧૮૮૮ના ૭મી જૂનના રોજ અંગ્રેજી હાઈસ્કૂલનું મુહૂર્ત કર્યું. સરકારે ઠરાવેલા દરથી ઓછી ફી લેતી આ શાળાને સરકાર તો દુશ્મન જ ગણી લે એટલે તેના તરફથી કશી ગ્રાન્ટ મળવાનો સંભવ જ ન રહ્યો; પણ એ ઉછીની આપાત કરતાં પોતાના પરિશ્રમ પર એ ચારે જુવાનો વધુ મુસ્તાક હતા. જનતાની રૂચિ સ્વાભાવિક જ એ બાજુ વળી, કારણ એથા સસ્તું શિક્ષણ આપતી માત્ર એક જ સંસ્થા હતી–મિશન સ્કૂલ, પરંતુ એનો હેતુ શિક્ષણદ્વારા ધર્મપ્રચારનો મુખ્ય હોઇ જનતાને તે પ્રત્યે રૂચિ રહેતી નહિ.

ઈ. ૧૮૮૯માં કેળવણીખાતાના ઇન્સ્પેક્ટર મિ. જાઇલ્સે આ નવી શાળાની મુલાકાત લઈ, ફી વધારવામાં આવે તો સરકારને ગ્રાન્ટ માટે ભલામણ કરવાનું કહ્યું. પણ સંચાલકોએ એમ કરતાં પોતાનો હેતુ માર્યો જતો હોવાનું જણાવી તેનો ઇન્કાર કર્યો.

પરંતુ એવામાં, ઇ. ૧૮૯૩ના ઑગસ્ટની ૧૩મીએ અડ્ડાવાલાનું અવસાન થયું. શાળા સ્થાપવા માટે એમને જેટલો ઉત્સાહ હતો એટલી જ એના નિભાવ માટે આત્મભોગ આપવાની એમને તમન્ના હતી. વ્યવસ્થાપક તરીકેની પણ તેમનામાં અજબ કુનેહ હતી. હરિ હર્ષદ ધ્રુવ જેવી દેશદાઝીલી વ્યક્તિની પ્રેરણા પામેલો એ જુવાન ધાર્મિક સુધારક પણ હતો. માત્ર અઠ્ઠાવીશ જ વર્ષની વયે થએલા એમના અવસાને સંસ્થાને અણપૂર એવી ખોટ પડી.

અને પછી તો એક યા બીજા કારણે શાળાના બીજા પણ ભાગીદારો છૂટા થઇ જઈ, ૧૮૯૫ના સપ્ટેંબરથી આખી શાળાનો ભાર એકલા ચુનીલાલ પર જ આવી પડ્યો. અધૂરામાં પૂરૂં ૧૮૯૮માં સુરત પર મરકીનો પંજો પડ્યો. મરણસંખ્યા વધતી જ ગઇ. વિદ્યાર્થીઓની સંખ્યા કમ થતી ચાલી ને શિક્ષકોની હાજરી પણ અનિયમિત રહેવા લાગી. પણ એ એકે આડખીલીથી ઉદાસ ન થતાં એ દૃઢપ્રતિજ્ઞ વીરે ઘરનાં નાણાં હોમી, હજારો રૂપિયાનું દેવું કરી, પત્નીના દાગીના સુદ્ધાં વેચી શાળાને ચાલુ જ રાખી.

પણ આ કસોટી યે અધૂરી હોય તેમ વળતે જ વરસે તેમના એક આસિસ્ટન્ટે મતભેદને કારણે છૂટા થઇ નવી શાળા ખોલી. શાદની શાળામાં માત્ર ૮૮ જ વિદ્યાર્થી રહ્યા. પણ એ દુબળા પાતળા શરીરમાં પર્વત જેવું અડગ મનોબળ વસતું હતું. મુરબ્બીઓની સલાહ, મિત્રોના સદાગ્રહ ને વિરોધીઓની

ટીકા એ બરદાસ્ત કરતા રહ્યા પણ શાળાને બંધ પાડવા તે હરગીઝ તૈયાર ન થયા. હા, એક વાત એમનાં મનમાં વસી અને તે શાળાના આર્થિક સ્થૈર્યની જરૂરિયાતની. ૧૯૦૨માં પરિવારના પોષણકર્તા પિતાની છત્રછાયા એમણે ગુમાવી એટલે શાળાના હિતની ખાતર સરકારી ગ્રાન્ટ માટે એક અરજી એમણે સરકારમાં પેશ કરી. પણ કોણ જાણે શા કારણે ઉપરાઉપરી ત્રણ વર્ષ એમણે અરજી કરી ને ત્રણે વર્ષ તે રદ ગઈ.

ચોથે વર્ષે, ઈ. ૧૯૦૬માં મિ. જે.જી. કૉવર્ન્ટને શાળાની મુલાકાત લીધી ને શાળાનું કાયમી ફંડ હોય તો ગ્રાન્ટ માટે સરકારને ભલામણ કરવાનું કહ્યું. ફંડ જો ન હોય તો ગમે ત્યારે એ ગ્રાન્ટ પર પ્રતિબંધ મૂકાય. હવે શું કરવું? ચુનીલાલે શ્રી ત્રિભોવનદાસ માળવીની મુલાકાત લઈ બધી વસ્તુસ્થિતિ સમજાવી ને એ ઉદાર ગૃહસ્થે રૂા. ૩૦,૦૦૦ વિદ્યાદાન તરીકે તેમના હાથમાં સોંપ્યા એટલું જ નહિ પણ આર્થિક પ્રતિકૂળતાઓ આવવા, છતાં આજીવન એ સંસ્થાના સહાયક રહ્યા. એ દાનના બદલામાં એમનું નામ શાળા સાથે જોડવાનો ચુનીલાલે આગ્રહ કર્યો પણ એ ભલા ગૃહસ્થે એની પણ ના પાડી ને શાળા 'સાર્વજનિક હાઈસ્કૂલ' નામે સરકારમાં મંજૂર થઈ.

વીસ વર્ષથી એમના સુખદુઃખમાં સમભાગી શિક્ષકોને ચુનીલાલ શાહ નહોતા વીસર્યા. આ ફંડથી ને સરકારી ગ્રાન્ટથી શાળા પગભર થતાં જ તેમણે તેમને માટે પ્રોવિડન્ટ ફંડની યોજના ઘડી કાઢી.

એમની તબિયત તો પહેલેથી જ નાજુક રહેતી આવતી હતી, ને પોતાના અવસાનથી શાળાનું યે અકાળ અવસાન ન થાય એની એમને હંમેશાં ચિંતા રહ્યા કરતી. ડેક્કન એજ્યુકેશન સોસાયટીનો આદર્શ એમના મનમાં રમતો જ હતો. એવા જ ધોરણે એક સોસાયટી સ્થાપી તેને એ શાળા સોંપી દેવાય તો તેનું સ્વરૂપ ચિરંજીવ બને એમ માની મહાપ્રયાસે એમણે ઈ. ૧૯૧૨ના ઑક્ટોબર માસમાં એ નમૂના મુજબની 'સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી' સ્થાપી ને જે શાળાના પોતે કુલમુખત્યાર ને સ્વતંત્ર માલિક હતા તે મટી સ્વયંસેવક બન્યા. અબાધિત સ્વાતંત્ર્યનો એ ભોગ વિરલ છે, આત્મસમર્પણની પરાકાષ્ઠા છે.

અને એમણે વાવેલા વિદ્યાપ્રદાનના એ બીનું વૃક્ષ આજે એટલું તો ફાલ્યુંફૂલ્યું છે કે એના એ પોષનાર પ્રત્યે આપોઆપ આપણું મસ્તક નમી પડે. આજે સદ્ધર બનેલી એની કૉલેજ, એનું સાયન્સ ઇન્સ્ટીટ્યૂટ, સાર્વજનિક લૉ કૉલેજ, ગર્લ્સ હાઈસ્કૂલ, જૈન સ્કૂલ ઉપરાંત બીજી ત્રણ શાળાઓ, તથા ડ્રૉઈંગ અને ડીઝાઈન ક્લાસ, સાર્વજનિક ઇન્ડસ્ટ્રીઅલ સ્કૂલ અને ટીચર્સ ટ્રેનીંગ ક્લાસ એકલા સુરતની નહિ પણ સમગ્ર ગુજરાતની સેવા બજાવી રહ્યાં છે.

**શ્રી** ચુનીલાલ શાહનો જન્મ ઇ.સ. ૧૮૮૬ના મેની ૫ મીએ એક સાધારણ સ્થિતિના કુટુંબમાં થયો હતો. એમનાં ખંત અને અભ્યાસ એટલાં તીવ્ર હતાં કે દરેક વર્ગમાં એ શિષ્યવૃત્તિ મેળવતા રહેલા હોઈ એમના શિક્ષણનો સહેજ પણ બોજો કુટુંબ માથે ન પડેલો.

એમના શરીરનો બાંધો એકવડો ને તબિયત નાજુક હતી. એ તબિયતને કારણે જ તેઓ બી.એ. પસાર નહોતા કરી શક્યા. પરંતુ એકાદ બે માંદગી સિવાય તેઓ સારું જેવું સ્વાસ્થ્ય જાળવી શક્યા હતા ને દિવસોના દિવસો સુધીની સતત કામગીરી તેમાં કશો વિક્ષેપ નહોતી નાખી શકી. કામનો ગમે તેટલો બોજો હોય છતાં નિશાળે રોજ ચાલતા જ જવાઆવવાનો નિયમ રાખ્યો હતો. ઘઉં ને કઠોળનો એમણે વર્ષોથી ત્યાગ કરેલો. દાળભાત, શાક ને મુખ્યત્વે દહીં ને છાશ એમનો સવારનો ખોરાક. સાંજે બનતાં સુધી જમતા જ નહિ. આમ ખબરદારીએ એમણે પોતાનું સ્વાસ્થ્ય જાળવેલું.

અને સ્વાસ્થ્યનું પૂરું મૂલ્ય જાણતા હોઈ વિદ્યાર્થીઓના ઘડતરમાં એમણે એ બાબત ખાસ સ્વીકારી હતી. વિદ્યાર્થીઓ માટે વ્યાયામ એમણે ફરજિયાત બનાવ્યો હતો એટલું જ નહિ, પણ બહારનું આલતુ-ફાલતુ ખાઈ વિદ્યાર્થીનું આરોગ્ય ન બગડે તે માટે માસિક આઠ આનામાં શાળામાં રોજ અરધો શેર દૂધ, પાંચ પૂરી ને ચેવડાનું ચવાણું આપવાનો પ્રબંધ કરેલો.

સ્વભાવે એ ખૂબ જ નમ્ર હતા. ઈ. ૧૯૧૬માં એમની સેવાની કદર કરી સરકારે 'કૈસરે હિંદ'નો ખિતાબ આપ્યો ત્યારે સુરત અને મુંબઈમાં એમને માનપત્ર આપવા થએલા આગ્રહ સામે પણ એમણે ના સુણાવી દીધેલી. એમણે કહેલું, મારા નામ આગળ વિશેષણનો ઉમેરો કરે એવો કંઈ ઇલકાબ સરકાર આપત તો હું તેનો અસ્વીકાર જ કરત.

નિર્માની જેમ નિર્મોહી પણ એ એટલા હતા કે શાળાનો કબજો કશા બદલા વગર સાર્વજનિક એજ્યુકેશન-સોસાયટીને સોંપી દેતાં સોસાયટીએ એમના હિતમાં રૂા. ૫૦૦૦)ની પોલિસી લીધી. પણ એનાં નાણાં એમણે સોસાયટીને જ અર્પણ કરી તેમાંથી મૅટ્રિકમાં પહેલે નંબરે આવનાર વિદ્યાર્થીને રૂા. ૧૦)ની શિષ્યવૃત્તિ આપવા જણાવ્યું. એ વખતે કેટલાક મિત્રોએ એમના પોતા ખાતર નહિ તો એમની સંતતિ ખાતર પણ એ સ્વીકારવાનું કહ્યું, ત્યારે તેમણે જવાબ આપ્યો, 'મારી સૌથી મોટી ને લાડકી સંતતિ તો મારી શાળા છે ને તેને મારી હયાતીમાં જ મારો એ વારસો આપું છું.'

*ગીતામાં વર્ણવેલ 'નિર્મમો નિરહંકારઃ'* શ્લોકના સ્થૂલ નમૂના સમા ને 'શાહ માસ્તર'ના લાડકા નામે વીસ વીસ વર્ષથી વિદ્યાર્થીઓમાં મોહિની ફેલાવી રહેલા એ શિક્ષાગુરુનું ૧૯૧૮ના ઑક્ટોબરની ૨૩મીએ ૫૨ વર્ષની વયે અવસાન થયું, પરંતુ તેમનું ધ્યેય, કેળવણીનો તેમનો આવેશ, તે દૂંદોથી ૫૨ તેમનું જીવનકાર્ય ગુજરાતી પ્રજામાં અમર જ રહેશે. તૈલચિત્ર ને આરસની પ્રતિમા વડે એ ધ્યેય, એ આવેશ ને એ જીવનકાર્યના મૂગા સાક્ષી ને ઉદ્‌ગાના સમાં એમનાં સ્થૂલ સ્મારકો સુરતની પ્રજાએ સપ્રેમ જાળવી રાખ્યાં છે, જે ગુજરાતમાં ગોખલે ને આપ્ટે જેવાની આરઝૂ ધરાવી ગએલા કેળવણીના એ ભેખધારીની કર્મભૂમિનો ચિરંતન વારસો રહો.

ગયા માસમાં જ સાર્વજનિક સોસાયટીએ પોતાનો સુવર્ણ મહોત્સવ ઊજવી પોતાની યશસ્વી કારકિર્દીનો મહાપર્વ ને એ કારકિર્દીના પાયામાં રહેલ સેવાવ્રતીઓના તર્પણનો સમારંભ આદર્યો. પણ એ સમારંભના સર્વે ઘેષોમાં શ્રી કનૈયાલાલ મુનશીના આ શબ્દો અવિસ્મરણીય બની રહ્યા છે:

'સવા સો વરસ પહેલાં શ્રી રણછોડભાઇ ગિરધરભાઇએ આપણા પ્રાંતની કેળવણીને પાયો નાખવાની ક્રિયા કરી હતી એ વાત આપણે જાણીએ છીએ, પરપ્રાંતીઓ નથી જાણતા. એવી જ રીતે શાહ માસ્તરને આપણે જાણી શકીએ તેટલા બીજા સુરતના માણસો ન જાણી શકે. પણ જેઓએ પોતાના પ્રાણ અર્પીને નવું ભારત ઘડ્યું છે તેમાં સ્વ. શાહ માસ્તરનો પણ ફાળો છે. વિશ્વકર્માઓમાં એમનું અમર ને અગ્રસ્થાન છે.'

અશોક હર્ષ

# આપણું બચાવનામું

અંગ્રેજીમાં એક કહેવત છે કે 'Politics has no conscience' (રાજકાજમાં લાગણી કેવી!) ને કમભાગ્યે આપણી સર્વ બાબતો જેમ આપણા ઇતિહાસ પ્રત્યે પણ અંગ્રેજોએ એવી જ હીન જડતા દેખાડી છે. દુનિયાના કોઇ પણ દેશનો ન મળે એટલી હદે હિંદનો દૂષિત ઇતિહાસ ભાડૂતી અંગ્રેજ લેખકોએ રચી કાઢ્યો છે, ને આપણા શાળાગ્રંથો નર્યાં ભ્રમો, જૂઠાણાં ને વિકૃતિઓથી ભરેલા એ ઇતિહાસોને જ એકવાક છે.

આ ઇતિહાસોએ આપણા રાષ્ટ્રપ્રાણને કચડવામાં કંઇ કમી નથી રાખી. હિંદનો વિદ્યાર્થી એને પાને પાને શીખે છે કે ભારતીઓ કમતાકાત ને ચારિત્ર્યહીન હતા, એમણે કદી પોતાનો દેશ સાચવી રાખ્યો નહોતો, દેશમાં સદા અંધાધૂંધી પ્રવર્તમાન રહેતી ને અંગ્રેજોએ આવી એમાંથી આપણને ઉગાર્યા ન હોત તો કોણ જાણે શી યે ખાનાખરાબી થાત.

વસ્તુતઃ હિંદ માટે આમાંની એકે વાત સાચી નથી. આ આરોપો વાંચી હિંદના અપમાનથી જેમનું શિર શરમથી નીચું ઢળતું હોય તેવા હિંદીઓ માટે એક અપૂર્વ ગ્રન્થમણિ તાજેતરમાં ગુજરાતીમાં બે ભાગમાં બહાર પડ્યો છે અને તે પંડિત સુંદરલાલજીના તાજેતરમાં જ સરકારી જપ્તીમાંથી મુક્ત થએલ 'भारत में अंग्रेजी राज्य'નો ગુજરાતી અનુવાદ. એ એક જ પુસ્તક એવું છે જે બતાવે છે કે ભારતમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના તલવારના જોરે કે બહાદુરીના બળે નથી થઇ પણ અનેક છળકપટો અને અંદરોઅંદર કાપતરાં જગાવવાના કુટિલ પાયા પર એ ઊભી થઇ છે. અંગ્રેજોએ હીણેલા ભારતીય વર્ચસ્વનું એમાં સાચું બયાન વાંચી દરેક હિંદીની છાતી ગજ ગજ ફૂલશે ને એને સગર્વ ખાતરી થશે કે મારા દેશનો ઇતિહાસ જગતના ઇતિહાસોથી કંઇ અપૂર્વ ને અનોખો છે.

આપણા દેશના મુસલમાન શાસકોને અંગ્રેજોએ નિંદ્યા છે, તેમને હિંદુઓને વટાળનારા ગણાવ્યા છે; પણ આ ગ્રન્થ એ વાત ગલત સાબિત કરી જણાવે છે કે અહીં આવ્યા પછી મુસલમાનો સંપૂર્ણ ભારતીય બની ગયા હતા. બહારથી હુમલો કરવા આવતા

મુસલમાનોનો એમણે ગૌરવપૂર્વક મુકાબલો કર્યો છે અથવા પોતે ભારતની સીમાઓ બહાર જઈને મુસલમાન દેશોને ભારતીય સામ્રાજ્યના અંગ બનાવી દીધા છે, અને ક્યારેક તો ભારતના હિંદુ રાજ્યોને ત્યાંના શાસકો નીમ્યા છે. આરબોએ બુદ્ધના સિદ્ધાંતો પર સ્વતંત્ર ગ્રન્થો લખ્યા છે ને ઔરંગઝેબે હિંદુઓને જાગીરો ને હિંદુ મંદિરોને માફી જમીનો બક્ષેલી છે. કેટલાક મુસલમાન શાસકોએ તો પોતાની ભાષા છોડી તે તે પ્રાંતોની પ્રાંતીય ભાષા રાજભાષા તરીકે વાપરેલી ને કેટલાક એ ભાષાઓના સરસ કવિઓ ને વિદ્વાનો બન્યા હતા.

અને એમના પછી શિયાળ જેમ અંધારા ખૂણામાં રહી અંધારા છલાંગોયા જ પોતાના નિશ્ચિત ધ્યેયે પહોંચેલા અંગ્રેજો કેવા હતા? આ પુસ્તકમાં એમના જ જાતિભાઈઓએ એમના જુલમોના ને વિશ્વાસઘાતોની પરંપરાના આપેલા બયાનો મળશે. આ પુસ્તક આપણને જણાવે છે કે અંગ્રેજોએ જેને દુરાચારી ને ઘાતકી ગણાવ્યો છે એ સિરાજુદ્દૌલા તો મિતભાષી, મિતવ્યયકારી ને મિતાહારી ભદ્ર પુરુષ હતો. કલકત્તાની કાળી કોટડીનો પ્રસંગ આખું અંગ્રેજોનું તૂત જ છે. કર્નલ માલેસને પણ ન્યાય તોળ્યો છે કે 'ખાનદાનીની બાબતમાં ક્લાઈવ કરતા સિરાજુદ્દૌલા ઘણો ચડિયાતો છે.'

અને ત્યાર પછીના વૉરન હેસ્ટિંગ્સ પર તો કોલબ્રૂકે લખ્યું છે, 'તેણે રોહિલાઓની કરેલી બેરહમ કત્લ, બનારસની લૂંટ ને બરબાદી, અયોધ્યાની બેગમો પરનો અત્યાચાર જતા કરીએ તો યે તેની કૂટનીતિ ને બેશરમ વિશ્વાસઘાત સદા બ્રિટિશ જાતિના નામ પર કલંક રહેવાના.'

અહીં કંપની સરકાર તરફથી આવતા ગવર્નરોને એક જ સૂચના આપવામાં આવતી, ગમે તે ઉપાયે સામ્રાજ્ય વિસ્તારવું ને હિંદને વટાળવું. વેલ્લેસ્લીના અમલથી હિંદને વટાળવાની પ્રવૃત્તિ રાજ્યાશ્રિત બની. એમની આ નીતિમાં તેમને લોઢાના ચણા ચવડાવનાર કોઈ મળ્યા હોય તો નાના ફડનવીસ ને હૈદરઅલી. નાના ફડનવીસ માટે જે. સલીવાને લખ્યું છે કે, 'એના જેવા શાસકોની સરખામણીમાં અમે તો વેંતિયા લાગીએ છીએ.'

ત્યારે હૈદરઅલી? ફક્ત પોતાના નામનો પહેલો જ અક્ષર લખતાં આવડતો, શૃંગેરી મઠના જગદ્ગુરુ શંકરાચાર્યનો પરમ મિત્ર આ પુરુષાર્થી સમ્રાટ જો ભારતસંતાનોના દિલમાં ગૌરવ પેદા ન કરે તો આપણે બેહયા બની ચૂક્યા છીએ એમ જ માની લેવાનું. અંગ્રેજોના હાથે એકે પરાજય ન પામી, એમને ઠેઠ મદ્રાસના ફાટકમાં પાછા ધકેલી દેનાર એ બહાદુર પર અવશ્ય હિંદનું કુમારમાન મગરૂર બની ઊઠવાનું. એની ધાકથી અંગ્રેજોની છાતીનાં પાટિયાં બેસી જતાં. મદ્રાસના દરવાજા પર એણે એક ચિત્ર ચીતરાવ્યું હતું કે પોતે તોપોના ઢગલા પર બેઠો છે, પાછલી બાજુના કિલ્લા પરના ગવર્નર તથા તેની કાઉન્સીલના સઘળા સભ્યો ઘુંટણભેર પડી તેને પગે લાગે છે ને પરાજિત અંગ્રેજ સેનાપતિ સ્મિથ હાથમાં સંધિપત્ર લઈ પોતાને હાથે તલવારના બે ટુકડા કરે છે.

આપણે નાકૌવત હતા એ કહેનારની જીભે તાળાં લગાવે એવી આપણા રાષ્ટ્રવીરોની આખી વણજાર એકસામટી આ પુસ્તકનાં પાનાં પર આપણી એ પછીની કાપુરુષતા પર નીસાસા નાખતી ચાલી જાય છે. ટુકડેટુકડા થતાં સુધી હાથમાંથી તલવાર ન છોડનાર ટીપુ સુલતાન ને એક સામટી અનેક દાવ ખેલતા નાયિકા સિંધિઆ માંડી જગતના ઇતિહાસમાં અજોડ એવા આપણા 'પહેલા સ્વાતંત્ર્યસંગ્રામની પુણ્ય વિભૂતિઓ નાનાસાહેબ ને તાત્યા ટોપે, લક્ષ્મીબાઈ ને અહમદશાહ એ જ હદવારી આહે બધે એ સમુદાયમાં સાથ આપી રહ્યા છે,

'ખુશ રહો અહલે વતન હમ તો સફર કરતે હૈં'

આ પુસ્તક આપણને આપીને લેખકે આપણા પર અનહદ ઉપકાર કર્યો છે. અમે તો માનીએ છીએ કે સો જેટલાં રંગીન ને સાદાં ચિત્રો ઉપરાંત આવશ્યક નકશાઓ સાથે સાડા બારસો જેટલાં પાનાંના કંપની સરકાર સામેના આ તહોમતનામા ને આપણા બચાવનામાને હિંદી ઘરોમાં મળેલું સ્થાન તે તે ઘરના રાષ્ટ્રપ્રેમની પારાશીશીનો ઉશ્વાસ ગણાવો જોઈએ. કોઈપણ હાઈસ્કૂલ કે કોઈપણ પુસ્તકાલય આ ગ્રંથ વગર રહે તો તેણે પોતાના જ્ઞાનધર્મનો મહાન દ્રોહ કર્યો ગણાશે.




. હજી માત્ર દોઢ સો વરસ અગાઉ સુધીમાં આપણે ઠેઠ પુરાણકાળથી શોધાએલા પાંચ જ ગ્રહોને ઓળખતા હતા: બુધ, શુક્ર, મંગળ, ગુરુ અને શનિ. તે પછી આ ઇતિહાસકાળમાં શોધાયા તે

# ત્રણ નવા ગ્રહો

## યુરેનસ - નેપ્ચ્યુન - પ્લૂટો

શનિ સુધીના ગ્રહો તો માણસને પુરાણકાળથી જ જાણીતા હતા. એના શોધનારાનાં નામ પણ આપણને જ્ઞાત નથી. છેક અઢારમી સદી સુધી એ પૌરાણિક જ્ઞાનભંડારને ગનીમત માની લેવામાં આવેલો ને એ સિવાય સૂર્યમાં આકાશનાં અન્ય કુટુંબીઓ હોવાનો કોઇને સંભવ જ ન લાગેલો.

પણ એ અઢારમી સદીમાં અનાયાસે એક નવા ગ્રહની શોધ થઇ ને એ પરથી પાછા બે ગ્રહો શોધાયા. એ ત્રણ ગ્રહો તે શનિ પછી અનુક્રમે આવેલા યુરેનસ, નેપચ્યુન અને પ્લૂટો. એ ત્રણેની શોધ તાજી હોઇ, એમને વિષે હજુ ઘણું જાણવાનું બાકી રહે છે. વળી ત્રણેનો ઇતિહાસ એકબીજા સાથે એટલો સંકળાએલો છે કે ત્રણેને એકસાથે જ લેવા ઠીક પડશે.

એમાંના પહેલા ગ્રહ યુરેનસનો શોધક કોઇ ખગોળશાસ્ત્રી નહિ, પણ વિલિયમ હર્શેલ નામનો સંગીતશાસ્ત્રી હતો! આકાશદર્શનનો રસ એને અનહદ હતો. અને એ રસવૃત્તિ અનુસાર એણે પોતાને હાથે બનાવેલું એક દૂરબીન ઇ. ૧૭૮૧ના માર્ચની ૧૩મીએ આકાશ તરફ માંડ્યું ને આકાશમાં એક વિચિત્ર તેજપિંડ તેની નજરે પડ્યો. સૂર્યમાળાનું બધું જ્ઞાન એ વેળા તો પર્યાપ્ત થએલું મનાતું હોઇ, એણે એને નવો ગ્રહ ન ધારતાં ધૂમકેતુ જ માની લીધો ને 'એક ધૂમકેતુનો અહેવાલ' એ નામથી તે પરનો પોતાનો નિબંધ રૉયલ સોસાઇટીને મોકલાવી આપ્યો.

એમાં એક વાત પર એણે ભાર મૂકેલો કે એની ગતિ ગ્રહને મળતી આવે છે, પણ એ બાબત પર કોઇએ ખાસ ધ્યાન ન આપ્યું. પછી સેન્ટ પીટર્સબર્ગ (હાલ લેનિનગ્રાડ)ના એક ખગોળશાસ્ત્રીએ તેનું ગ્રહ તરીકેનું અસ્તિત્વ પૂરવાર કર્યું, અને ગ્રીક પુરાણોમાં શનિના પિતા તરીકે આખ્યાત યુરેનસનું નામ તેને આપવામાં આવ્યું.

આ શોધ હર્શેલની કારકિર્દીમાં ક્રાન્તિમૂલક નીવડી ને એ સંગીતશાસ્ત્રી મટી જઇ, જ્યૉર્જ ત્રીજાના પ્રાઇવેટ ઍસ્ટ્રૉનોમર તરીકે ખગોળશાસ્ત્રી બની ગયો.

સૂર્યથી ૧,૭૮,૨૮ લાખ માઇલ દૂર આવેલો હોઇ, તેની પ્રદક્ષિણા કરતાં તેને ખાસ્સાં ૮૪ વરસ લાગે છે. બીજા શબ્દોમાં એમ કહેવાય કે તેનું એક વર્ષ આપણાં ૮૪ વર્ષ જેવડું છે. એ સૂર્યની આસપાસ ફરે છે તો રોજના ૩ લાખ ૭૨ હજાર માઇલના વેગથી, પરંતુ એટલો બધો વેગ આપણી પૃથ્વીના તેવા વેગના તો ચોથા ભાગથી યે ઓછો છે.

ઝાંખા લીલા રંગના બિંબનો એ ગ્રહ, અનુકૂળ સંજોગો હોય તો ક્યારેક નરી આંખે પણ જોઇ શકાય છે. આપણી પૃથ્વીથી સાડાચોદ ગણો છે, પણ એનું ઘટત્વ બહુ ઓછું છેઃ પૃથ્વીથી ચોથા ભાગનું. આપણી પૃથ્વી કરતાં તેને સૂર્યનાં ગરમી પ્રકાશ ૩૭૦મા ભાગનાં જ મળે છે.

એની મધ્ય વ્યાસરેખા ૩૦,૯૦૦ માઇલ લંબાઇની છે. એની સપાટીનું કશું ચોક્કસ નિરીક્ષણ એના અસીમ છેટાપણાને લીધે નથી થઇ શકતું પણ એની ધરી પરની ફૂદડીનો વખત, એટલેકે એના એક દિવસની






યુરેનસનાં બે ચિત્રો - ડાબી તરફ: પોતાના ચાર ચંદ્રો અને તેમની ફરવાની ધરીઓ સાથે યુરેનસ - એ જ ચિત્રમાં ઉપર ડાબે ખૂણે યુરેનસના પ્રમાણમાં પૃથ્વી કેવડી છે તે બતાવ્યું છે. જમણી બાજુનું ચિત્ર: યુરેનસના ચન્દ્રોની વિચિત્ર ખાસિયત એ છે કે તે પૃથ્વી તેમ જ બીજા ગ્રહોના ચન્દ્રો પેઠે ગ્રહની ધરીની દિશામાં નહિ પણ યુરેનસની ધરીને કાટખૂણે (એટલે ઊભા) ફરે છે!

લંબાઇનું પણ ચોક્કસ માપ નથી નીકળી શક્યું. હા, એ નિરીક્ષણમાં એના પૃષ્ઠ પર એક સફેદ પાણું તેના વિષુવવૃત્તની આરપાર જતું જણાયું. વળી એના રંગપટદર્શનમાં ગુરુ, શનિ કે એના પછી શોધાએલા નેપચ્યુન જેવા પટા તેના પર જણાયા છે. નેપચ્યુનથી એ ઓછા ઘેરા છે, પણ શનિ કે ગુરુ કરતાં વધુ ઘેરા. પરંતુ એ પટાનું મૂળ કારણ હજુ હાથ નથી લાગ્યું.

એને બે ચંદ્રો છે—એકાદ બે નહિ, પણ ચચ્ચાર. બે હર્શેલે ૧૭૮૭માં શોધ્યા. એમાંનો અંદરનો ટિટાનિયા ૯ દિવસમાં ને બહારનો ઓબેરોન ૧૩½ દિવસમાં યુરેનસની પ્રદક્ષિણા કરી રહે છે. ત્યાર બાદ ૧૮૫૧–૫૨માં વિલિયમ લાસેલે એનાથી પણ નજીકના બે ચંદ્રો એરિયેલ ને અંબ્રિયેલ શોધી કાઢ્યા. એરિયેલને ૨॥ દિવસ ને અંબ્રિયેલને ૪॥ દિવસ અનુક્રમે તેની પ્રદક્ષિણા કરતાં લાગે છે. એ ચારે ચન્દ્રોની એક વિચિત્ર ખાસિયત એ છે કે બીજા ગ્રહોના ચન્દ્રોની માફક ધરીની દિશામાં નહિ પણ તેને કાટખૂણે–એટલે ઊભા–ફરે છે! (જુઓ ચિત્ર)

યુરેનસની શોધ સાથે જ ગણિતથી તેની કક્ષા નક્કી કરવામાં આવેલી, પણ ૧૮૨૦માં માલૂમ પડ્યું કે તેનો માર્ગ બરાબર એ કક્ષાવર્તી નથી. એનું શું કારણ હોવું જોઇએ? તરત વિજ્ઞાનીઓનાં ભેજાં એ પાછળ કામે લાગ્યાં. ૧૮૩૦માં જર્મન ખગોળશાસ્ત્રી બેસેલે પોતાનું મંતવ્ય બહાર પાડ્યું કે યુરેનસની કલ્પિત ને વાસ્તવિક ધરી વચ્ચેના અંતરનું કારણ કોઇ અજ્ઞાત ગ્રહની અસર હોવી જોઇએ. વળી બધી દૂરબીનો એ નવા ગ્રહની શોધ માટે આકાશ સામે મંડાઇ.

ઇ. ૧૮૪૩માં કૅમ્બ્રિજની સેન્ટ જૉન કૉલેજના તરુણ વિદ્યાર્થી જૉન કોચ ઍડમ્સે ગ્રહાકર્ષણની ગણતરી કરી ગણિતની મદદથી બધું અનુમાન મોકલી તેનાં કાગળિયાં ૧૮૪૫માં ઇંગ્લંડના ઍસ્ટ્રોનોમર રૉયલ પર મોકલાવી આપ્યાં. પરંતુ તેણે એને અનુસરવાની તસ્દી જ ન લીધી. ત્યાર બાદ થોડો જ વખત રહીને ફ્રેંચ વિજ્ઞાની અર્બાં લવેરિયેએ પોતાની ગણતરી ફ્રેંચ ઍકેડેમીને મોકલાવી તથા જર્મન ખગોળશાસ્ત્રીને સૂચના લખી કે આકાશના ફલાણા ભાગમાં દૂરબીન માંડી જુઓ તો કદાચ નવો ગ્રહ દેખાઇ આવે. એ અનુસાર ૧૮૪૬ના સપ્ટેંબરની ૨૩મીએ એણે દૂરબીન માંડી જોતાં એ દૂરની દુનિયા ખરેખર દષ્ટિભૂત થઇ, ને એને સમુદ્રાધિષ્ઠાતા નેપચ્યુન (આપણા વરુણ દેવ)નું નામ આપવામાં આવ્યું.

નરી આંખે તો આ નવો ગ્રહ નથી જોઇ શકાતો, પણ સારા ફીલ્ડ ગ્લાસથી તે એકાદ પ્રકાશાણુ જેવો દેખાઇ આવે છે. દૂરબીનમાંથી તેનું બિંબ લીલાશ પડતું જણાય છે. પૃથ્વી કરતાં એનું કદ ૮૫ ગણું છે, પણ વજન માત્ર ૧૭ગણું; એટલે કે પૃથ્વી કરતાં તેના પરના પદાર્થનું ઘટત્વ માત્ર ⅕ જ છે.

સૂર્યથી તો તે એટલો બધો (૨,૭૯,૩૫,૦૦,૦૦૦ માઇલ) દૂર છે કે આપણી પૃથ્વી કરતાં સૂર્યનાં ગરમી ને પ્રકાશ તેને નવસોમા ભાગનાં જ મળે છે. છતાં તારાઓ કરતાં તેનું તેજ ઘણું પ્રબળ છે—આપણા ૭૦૦ પૂર્ણચંદ્રોના પ્રકાશ જેટલું. તેના પૃષ્ઠ પરથી સૂર્યનું નિરીક્ષણ કરીએ તો ૧૨ કે ૧૩ ફૂટ છેટે પડેલા ૧૨૦૦ કૅન્ડલપાવરના વીજળીક આર્કલાઇટ જેવો લાગે.

એને ચંદ્ર માત્ર એક જ છે ને તે તેની શોધ પછી એક જ વર્ષમાં વિલિયમ લાસેલે શોધી કાઢેલો.





ઉપરના ચિત્રમાં પૃથ્વી અને નેપચ્યુનના કદનુ પ્રમાણ દર્શાવવામાં આવ્યું છે, જ્યારે નીચેના ચિત્રમાં તેઓ બંને સૂર્યથી કેટલે દૂર છે તે અંતરનું પ્રમાણ દર્શાવ્યું છે.

એને 'ટ્રિટન' (ત્રિશૂલ) નામ આપવામાં આવ્યું છે. નેપચ્યુનથી એ ૨,૨૦,૦૦૦ માઇલ પર, એટલે લગભગ આપણી પૃથ્વીથી ચન્દ્રના અંતરે જ આવેલો છે અને ૫ દિવસ ને ૨૧ કલાકમાં પ્રદક્ષિણા પૂરી કરે છે. કદમાં પણ તે આપણા ચન્દ્ર જેવડો જ ગનાય છે. એની વિશિષ્ટતા માત્ર એ કે એ બીજા ચન્દ્રો કરતાં વિરુદ્ધ દિશામાં ફરે છે.

નેપચ્યુન પર કેટલાક ઘેરા પટા દેખાય છે,—પણ એનું પૃષ્ઠ એવું આવરણોથી ભરેલું છે કે તે બાબત કશું ચોક્કસ નથી થઇ શકતું. એ આવરણને લીધે એની પોતાની ધરી પર ફરવાનો સમય પણ નિશ્ચિત નહોતો થઇ શકતો, પણ વિજ્ઞાનીઓ ક્યાં એમ હારી બેસે એમ હતા? એમણે એના વિષુવવૃત્તના ઉપસાણ (bulge) તથા સ્પેક્ટ્રોસ્કોપ વગેરેની મદદથી છેવટે તેની એ ગતિ ૧૫ કલાક ને ૮ મિનિટની તારવી કાઢી.

સૂર્યની પ્રદક્ષિણા કરતાં તો તેને ૧૬૪ વર્ષ ને ૨૮૦ દિવસ લાગે છે! આવા ૪૧ વર્ષ સુધી એક સરખી જ ઋતુ ધરાવતા ગ્રહ પર જો કશી વસતિ હોય (જોકે આ નવા ત્રણે ગ્રહોમાંથી કોઇના પર વસતિનો સંભવ જ નથી, છતાં હોય) તો તેને આપણા કરતાં કેવા નિરાળા અનુભવો મળે!

**એ**તિહાસિક કાળમાં સૌથી છેલ્લો શોધાએલો ગ્રહ તે પ્લૂટો. તેની શોધ તો તાજી જ છે. યુરેનસ ૧૭૮૧માં શોધાયો, નેપચ્યુન ૧૮૪૬માં, જ્યારે પ્લૂટો તો હજુ નવ જ વર્ષ પર ૧૯૩૦માં શોધાએલો ગ્રહ છે.

ર વિજ્ઞાની ક્લાઇડ ટૉમ્બૉ. જોકે એ શોધ પહેલાં વિજ્ઞાનીઓને પચીસ વર્ષ પર તેના અસ્તિત્વની આશંકા ગએલી ને પ્રોફેસર પિકેરિંગે તેનું સ્થાન પણ ગણિતથી નિયત કરી રાખેલું. પણ ટૉમ્બૉએ તેના બદલાએલા સ્થાનના ફોટોગ્રાફો લઈ સાબિત કર્યું કે આકાશનો એ ટુકડો કોઇ તારો નથી પણ ગ્રહ છે. આ વાત દેખીતી લાગે છે એટલી સહેલી નથી. લાખો તારાઓના નકશામાંથી એક ચોક્કસ પિંડની પ્રવૃત્તિ તારવવામાં કેટલાં ખંત, ધૈર્ય ને બુદ્ધિની કસોટી જોઇએ એ તો અનુભવે જ ખબર પડે.

ઇ. ૧૯૩૦ના માર્ચની ૧૩ મી તારીખે ઍરીઝોનામાં આવેલી લૉવેલ વેધશાળામાં આ ગ્રહ શોધાયો ને તેને પ્લૂટો (યમરાજ)નું નામ આપવામાં આવ્યું.

બસ. ત્યારથી પાછો પ્લૂટો વેધશાળાની આંખે નથી ચડ્યો, એટલે એના વિષે વિશેષ પડતી માહિતી પણ નથી મેળવી શકાઇ. કદમાં એ પૃથ્વીથી નાનો મનાય છે. સૂર્યથી તો એ એટલો બધો દૂર આવેલો છે કે આપણી પૃથ્વીને સૂર્યનો પ્રકાશ પહોંચતાં જ્યાં આઠ જ મિનીટ લાગે છે ત્યાં પ્લૂટો પર તે પહોંચતાં સાડા પાંચ કલાક લાગે છે. એ ખૂબ ભારે ને વિપુલ (massive) ગ્રહ મનાય છે. કદાચ મૃત ગ્રહ પણ હોય. તેના પરથી જોતાં સૂર્ય માત્ર એકાદ તારા જેવો લાગે.

સૂર્ય આપણી પૃથ્વીની કક્ષાના બરાબર કેન્દ્રસ્થાને જ હમેશાં નથી રહેતો એ આપણે જાણીએ છીએ, કારણ ઉનાળા કરતાં આપણી પૃથ્વી શિયાળામાં સૂર્યની ૩૦ લાખ માઇલ વધુ નજીક રહે છે. પણ પ્લૂટોની કક્ષા તો એથી યે વધુ લંબવર્તુલ હોઇ, તે નજીકમાં નજીક હોય છે ત્યારે તો નેપચ્યુનથી યે સૂર્યની વધુ નજદીક આવી જાય છે. પણ બંનેની ફરી એવી કોણ કરે છે કે કદી એકબીજાનો રસ્તો નથી કાપતી.

પ્લૂટોનો વ્યાસ સુમારે ૪૦૦૦ માઇલ છે. સૂર્યથી એ બીજા બધા ગ્રહો કરતાં દૂર પડેલો (નજીકમાં નજીકનું અંતર ૨,૭૫,૩૦,૦૦,૦૦૦ માઇલ, દૂરમાં દૂરનું ૪,૬૫,૦૦,૦૦,૦૦૦) હોઇ, તેની આસપાસનો તેનો પ્રદક્ષિણાકાળ પણ સૌથી વિશેષ છે—૨૪૮ વર્ષ! અત્યારે તો એ સૂર્યનો છેલ્લો જ કુટુંબી મનાય છે, પણ પ્રોફેસર પિકેરિંગ તો એના પછી યે હજી એકાદ ગ્રહ રહ્યો હોવાનું માને છે.

'અનિકેત'

# નવી નજરે

સમાજહિતની કોઈ અદ્દષ્ટ ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે મજાકમશ્કરીની વિચક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ,— જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી આપણા વિચારબળને તાજગી આપશે એવી યોજનાથી કુમારનાં ૧૮૨મા અંકથી ('નવા પ્રયોગો' નામથી) શરૂ થયેલી લેખમાળા

---

અમેરિકન પ્રજાએ ખેલદિલી ખૂબ કેળવી છે, એમ આપણે નીચેના કિસ્સાથી જોઈ શકીએ છીએ: એક માણસે એક મોટા ગામમાં આવી એક મહિના પછીની તારીખે એક રાત માટે એક થીએટર ભાડે રાખી લીધું; ને ભાડાના પૈસા રીતસર ચૂકવી આપ્યા. અને તે દિવસે ગામમાં એક પાટિયું માર્યું, 'તે આવે છે!' અમેરિકન લોકો એવી તીવ્ર જિજ્ઞાસાવૃત્તિવાળા છે કે આ 'તે' કોણ છે એ ચર્ચાનો વિષય બન્યો, અને તેથી વધારે જાહેરાત કરવાની તેને જરૂર ન પડી. પંદર દિવસ પછી પાટિયામાં લખાયું, 'તા. ૩૧મી ઑગસ્ટે તમે તેને થીએટરમાં જોશો.' માણસોની જિજ્ઞાસા વધતી ચાલી. વળી બાર દિવસે લખાણ ફર્યું, 'તે આવી ગયેલ છે.' અને ૩૧મી ઑગસ્ટને દિવસે 'આજ રાતે ૮–૩૦ એ થીએટરમાં જોશો.' માણસો આ 'તે' કોણ છે અને શું કરવાનો છે તે જોવા રાત્રે થીએટરમાં ગયાં. 'તે'ણે બારીમાં બેસી બરાબર ૮–૩૦ સુધી એકેક ડૉલરની કિંમતે ટિકીટો વેચી. નોકરો તો તેણે કોઈ રાખ્યા જ ન હતા, એટલે માણસો આવતા ગયા તેમ તેમ થીએટરમાં ગોઠવાતા ગયા. થોડીવારે થીએટરમાં માણસોએ સામે પડદામાં પ્રકાશના અક્ષરોમાં વાંચ્યું, 'તે ચાલ્યો ગયો છે.' અને ખરેખર ટિકીટ ઑફિસમાં 'તે' નહોતો. ઘણાને લાગ્યું કે આમાં છેતરપીંડી જેવું બહુ ઓછું હતું, પણ એક સરસ મજાક હતી!

સેગોઆમાં એક દેશી રાજાએ એક અંગ્રેજ ડૉક્ટરના માનમાં પાર્ટી આપી. ભોજન વખતે મહેમાનને માનપત્ર આપવાનું હતું તે રાજાના વતી એક વક્તાએ વાંચી સંભળાવ્યું. એ માનપત્ર પૂરું થતાં એનો જવાબ આપવા ડૉ. હાશર ઊભા થવા માંડ્યા. રાજાએ કહ્યું, "આપ બેસી રહો, આપને માટે પણ મેં બીજો વક્તા રોક્યો છે. કેમકે અમારે પોલીનીશીઆમાં શીખાઉ બોલનારાઓને જાહેરમાં બોલવાની મના છે."

બૉસ્ટનમાં એક સંસ્થા છે. એ સંસ્થાના બધા સભ્યો ૪૦ વર્ષની ઉપરના બેકાર છે. આ ઉંમરના માણસોને કોઈ નવેસરથી નોકરીમાં રાખતું નથી. તેથી આ લોકોએ નોકરી શોધવાની જુદી યોજના ઘડી છે. તેઓની જુદી જુદી ટુકડીઓ પોતાની સંસ્થામાંના 'બીજા' સભ્યો માટે નોકરી શોધવા જાય છે. આની પાછળ હેતુ એ છે કે સેવાની ભાવના રહેવાથી અપમાનો મળે તો પણ તેમને જીવનનો થાક લાગતો નથી, બીજાના વકીલ તરીકે સામે મ્હોંએ દરેક વાત કરી શકે છે, અને દરેકનું આત્મબળ મુશ્કેલીઓ સામે ટકી રહે છે. વળી જરૂર પડે તો "જો ૪૦ વર્ષનો માણસ અશક્ત ગણાતો હોય તો તમે પોતે ૬૦ એ પહોંચ્યા છો, તેનું કેમ?" આવી જાતની જડબાંતોડ દલીલો પણ કરી શકે છે. અને આ બધા ઉપરાંત સંસ્થાનું તંત્ર ચલાવવામાં દરેકને ભાગે કાંઈ ને કાંઈ કામ આવે છે, તેથી દરેકને સ્ફૂર્તિ રહે છે. સંસ્થાની આન્તરિક વ્યવસ્થા પણ સરસ છે. જેમકે દરેક સભ્ય પોતે કરેલા કામનો અહેવાલ પ્રમુખને આપે છે, પણ બે મિનીટથી વધુ વખત સુધી એક વાત લંબાવવી ન જોઈએ એવો કડક નિયમ છે. આમ સમૂહગત કામગીરીથી નોકરી માટેની અરજીઓ પણ જોરદાર થાય છે, અને તેમને કામ મળે છે. કામે ચડ્યા પછી પણ એ સંસ્થાને ઉપયોગી થતા રહેવાની દરેકની નૈતિક જવાબદારી રહે છે જ.

એક બીજી પણ સંસ્થા વીસ વરસથી સુંદર કામ કરી રહી છે. એનું નામ "અમેરિકન સિવિલ લિબર્ટીઝ યુનિયન." આ સંસ્થા સભ્યોની ફીમાંથી નભે છે, અને તે બધા એક જ વસ્તુ માટે લડે છે: "કોઈ

પણ વ્યક્તિ કે મંડળને પોતાના ગમે તેવા વિચારોને પણ જાહેરમાં મૂકવાનો હક્ક હોવો જોઈએ.'' આથી દેશભરમાં કોઈને પણ પોતાના વિચારો પ્રસિદ્ધ કરવામાં મુશ્કેલી નડી હોય તો આ સંસ્થાને અરજી કરતાં તે તેનું કામ ઉપાડી લે છે. એક પ્રાંતમાં ડાર્વિનનો સિદ્ધાંત શાળામાં શીખવવા માટે એક શિક્ષક બરતરફ થયો. આ સંસ્થાએ એ પ્રશ્ન હાથ પર લીધો. સંસ્થાએ એ જ પ્રાંતમાં બે વાદી પ્રતિવાદી ઊભા કર્યા. એક શિક્ષક જેણે એ સિદ્ધાંત ક્લાસમાં કહ્યો, અને એક ગામનો કોઈ ગૃહસ્થ જેણે પોતાના બાળકને આવો કઢંગો સિદ્ધાંત શીખવવા માટે એ શિક્ષક પર કેસ કર્યો. કહેવાની જરૂર નથી કે એ બન્ને મિત્રો હતા, અને એના કેસ માટે કોર્ટનું બધું ખર્ચ આ સંસ્થાએ આપ્યું. દસ હજાર ડૉલરને ખર્ચે સંસ્થાએ ઉપરની કોર્ટ પાસેથી એ શિક્ષકને એ સિદ્ધાંત કહેવાનો હક્ક હોવાનો ચુકાદો મેળવ્યો.

બીજે એક પ્રસંગે કોઈ ગામમાં હડતાળીઆઓને ગામનો ટાઉન હૉલ ભાડે દેવાની ગામના મુખીએ ના પાડી. એ ટોળીના આગેવાને અમેરિકાનું 'બિલ ઑફ રાઇટસ્' એ મુખીને વાંચી સંભળાવ્યું, જેમાં અમેરિકન પ્રજાજનને સંપૂર્ણ વાણીસ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે. છતાં પોલીસે તેને પકડ્યો. આ સંસ્થા પાસે એ પ્રશ્ન આવ્યો. એટલે સંસ્થાએ તોફાન જગાવવા માટે એક સભ્ય મોકલ્યો, જે છેવટે કેદમાં ગયો. આમ કોર્ટ સમક્ષ એ કેસ આણ્યા પછી એ સંસ્થાએ કાયદેસર લડત ચલાવી ટાઉન હૉલ હડતાલીઆઓને ન આપવાનું મુખીનું કાર્ય ગુનાહીત હોવાનો ફેંસલો મેળવ્યો. કેમકે તે હૉલ ન આપે એટલે તોફાન અનિવાર્ય બન્યું હતું, અને એના સમર્થનમાં અબ્રાહમ લિંકનના આ શબ્દો ટાંકી શકાય તેમ હતા: ''દેશ અને તેની બધી સંસ્થાઓ તેમાં રહેતા લોકોની માલિકીનાં છે. જ્યારે પણ અસ્તિત્વ ધરાવતી રાજ્યપ્રણાલીથી તેઓ કંટાળી જાય ત્યારે તેમને તેમાં કાયદેસર રૂપાંતર કરવાનો અને એ અશક્ય બને ત્યારે ક્રાન્તિ જગાવી તેને તોડી પાડવાનો હક્ક પ્રાપ્ત થાય છે.''

આમ આ સંસ્થા દરેક વર્ગનાં વાણી સ્વાતંત્ર્ય માટે એક સરખી લડત લડે છે. પછી તે હડતાળીઆ હોય કે હેન્રી ફૉર્ડ, શરાફ હોય કે ચોર. કેમકે એ સંસ્થા માને છે કે સંપૂર્ણ વાણીસ્વાતંત્ર્યનો અભાવ થાય કે તુરત સરમુખત્યારી પ્રવેશે છે. અને વાણી-સ્વાતંત્ર્યથી નિરપેક્ષ સત્યને બહાર આવવાની પૂરેપૂરી તક મળે છે. અને ખરાબમાં ખરાબ વિચારોને પણ વાણીસ્વાતંત્ર્ય તો હોવું જોઈએ. કેમકે તે દબાવવાથી તો બેવડા જોરમાં આવે છે. Suppression is the life-blood of propaganda.

ફાટેલા રૂમાલની જ મદદથી માણસ ગવર્નર બની જાય એ વસ્તુ હિંદુસ્તાનમાં અત્યારે શક્ય નથી, પણ અમેરિકામાં આવું જ બને છે. કહેવાય છે કે કાન્સાસ પરગણાના એક ગવર્નર મિ. સ્ટબ્ઝને ફાટેલા રૂમાલે જ ચૂંટણીમાં સફળતા અપાવેલી. તે ભાષણો આપવા જાય ત્યારે આવો એક રૂમાલ ખાસ ખીસામાં રાખતા. પછી ભાષણમાં અધવચ્ચે કપાળ લૂછવા તે રૂમાલ બહાર કાઢે, અને તે ફાટેલ છે તે બાબત આશ્ચર્ય પામી શ્રોતાઓને કહે: 'ખરેખર, મારી પત્નીની બેદરકારીને અંગે જ આવો રૂમાલ મળવામાં ને હું અહીં ભાષણ કરવા આવ્યો છું. પણ કાંઈ હરકત નહિ. મારી પત્ની બીજી રીતે માની ઘણી કાળજી રાખે છે. અને તમને શી વાત કરું? એનો બનાવેલો રોટલો બહુ સ્વાદિષ્ટ હોય છે.'

આમ ધીમેધીમે તે ભાષણના વિષયમાંથી પોતાના ગૃહજીવનનું વર્ણન એવી રીતે કરવા માંડે કે આમ જનતાને પોતાની જ જીવનકથા વંચાતી લાગે. અને પછી એ બધા મત ખેંચી જાય એમાં શું આશ્ચર્ય!

રૉબર્ટ રીપ્લેનાં Believe It or Not વાળાં ચિત્રો આજ જગમશહૂર બની ગયાં છે. એ ચિત્રો જેવાં વિચિત્ર હોય છે એવી જ વિચિત્ર એની ઉત્પત્તિની કથા છે. બન્યું એમ કે રીપ્લેને એક વખત એવું સ્વપ્ન આવ્યું કે જાણે આખી રાત તેની છાતી ઉપર ચીનાઓ ચાલ્યા કરે છે. ગણતરી કરવાનો તેને શોખ હોવાથી સવારે જાગીને રાતમાં કેટલા ચીના એમ પસાર થયા હશે તેનો અંદાજ તેણે કાઢવા માંડ્યો. અને એ ગણિતની રમત કરતાં એને એક વિચિત્ર સત્ય હાથમાં આવ્યું કે ચીનાઓની ચચ્ચારની ટુકડી જો ચાલવા માંડે તો અનંતકાળ સુધી એવી ટુકડીઓ પસાર થઈ શકે. (અનુસંધાન આગળ પૃષ્ઠ ૧૨૬મે)

જોતાંમાં ચડી આવે અને વરસી જાય. દિવસે સખ્ત તાપ હોય પણ સાંજે ટાઢ શરૂ થઈ જાય. યજમાને ગાયનું દૂધ પાયું તે પી ચાલી નીકળ્યો.

ગામ બહાર નીકળ્યો અને ધોરી રસ્તા જેવો માર્ગ મળ્યો તે પકડી લીધો. ઊંચોનીચો રસ્તો ઘડીક ઝાડીની વચ્ચે તો ઘડીક સૂકી ટેકરીના પથ્થરો પર લઈ જતો. દૂધ પેટમાં પડ્યું હતું એટલે મોજથી ચાલ્યો જતો હતો. બપોરે આરામ લેવા એક ઝાડની છાયામાં બેઠો. હવાનું જોર વધ્યું અને મગજને તાજગી મળી. આંખો ઘેરાઈ. સ્વપ્ને ઊડ્યો તો સૂરજ ઢળવા માંડ્યો હતો. આમ અધવચ્ચે સૂઈ રહેવા માટે પસ્તાવો થયો. જાણતો નથી કે ક્યાં જવું છે અને કેટલે દૂર જતાં ગામ આવશે? ઝડપથી ચાલતો થયો, પણ પેટ ખાલી થઈ ગયું હતું. આલ્મોડાથી સાથે લઈ લીધેલા પાંઉરોટીનો આશરો લીધો. સાંજ સુધી ચાલ્યા જ કર્યો. ન કોઈ માણસ ભેટ્યું કે ન ક્યાંય ગામ હોવાનાં ચિહ્ન દેખાયાં. જેમજેમ સૂરજ ડૂબતો ગયો તેમતેમ મારી મૂંઝવણ વધતી ગઈ. આ પહાડી પ્રદેશમાં રાત ગુજારવી એ આફત જેવું તો ખરું જ. જંગલી જાનવરોનો પણ ભય ખરો. છતાં સૂરજ ડૂબ્યા પછી સંધ્યાનું અજવાળું રહેતાં સુધી હિંમતથી ચાલતો રહ્યો. સંધ્યા પણ આથમી. આગળ ગામ ક્યાં હશે તેનો અંદાજ કરી શક્યો નહિ. ભાગ્યજોગે સુંદર સ્થાન રસ્તામાં આવી ગયું. પાણીનું ઝરણું પણ હતું. પાણી પીને ત્યાં જ રાત ગાળવાનો વિચાર કર્યો. એક લાંબો સપાટ પથ્થર શોધી કાઢ્યો. તેના પર કાગળો અને મૃગચર્મ બિછાવી દીધાં. તર્કવિતર્કોમાં આંખ ક્યારે મીંચાઈ ગઈ તે જણાયું નહિ.

જીવરામ જોષી

# નવી નજરે

(અનુસંધાન પૃષ્ઠ ૧૨૨થી શરૂ) એની ગણતરી આ પ્રમાણે હતીઃ ચીનની વસતિ લગભગ ૫૦ કરોડની છે. હવે જો જન્મપ્રમાણ માત્ર ૧૦ ટકા ગણીએ અને જન્મે એના લગભગ અર્ધા તુરતજ ગુજરી જાય છે એમ માનીએ તો પણ દર વરસે ૩ કરોડ ચીના ટુકડીમાં જોડાવા માટે તૈયાર થતા રહે. બીજી બાજુ ચચ્ચારની ટુકડીઓમાં દર વરસે ૨,૯૮,૪૦,૦૦૦ ચીનાઓ જોઈએ. એટલે ટૂંકામાં દર વરસે જેટલી ભરતી થાય એટલા આ કલ્પિત ટુકડીઓમાં ખપી જાય, અને ચીનની વસતિ તો ઊભી જ રહે.

આ બધી ગણતરી એણે હકુચિન રૂપે પ્રથમ પ્રકટ કરી. અને એને એવો સરસ આવકાર મળ્યો કે એ આકસ્મિક ઘટનામાંથી એની આખી ચિત્રશ્રેણી ચાલી. અને પછી તો એ આવી મળેલી તકને ખેડવા જેટલી આવડત એનામાં હતી જ.

યુનાઇટેડ સ્ટેટ્સમાં એક એવી કોર્ટ છે, જ્યાં કોઈ પણ માણસ રાજ્ય સામે કેસ માંડી શકે. ખાસ કરીને રાજ્યની કોઈ અવ્યવસ્થાને અંગે જેઓને આર્થિક નુકસાન ગયું હોય એવા શોધકો, ખેડુતો, જમીનદારો વગેરેના કેસ આ કોર્ટમાં ખૂબ આવે છે, અને બધાને નુકસાની પૂરેપૂરી ભરપાઈ થાય છે. આ કોર્ટની ખાસ વિશિષ્ટતા તો એ છે કે કેસ માંડનારે પોતાને રજૂ કરવાની બધી વિગતોનો એક ખરડો માત્ર કોર્ટમાં પેશ કરી દેવાનો હોય છે પછી જે જે પુરાવા એમાં ટાંક્યા હોય તે પુરાવા મેળવવા માટે કોર્ટ પોતે પ્રયત્ન કરે છે. સાક્ષીઓની જુબાની પણ કોર્ટમાં લેવાને બદલે ન્યાયાધીશો અથવા તેઓના પ્રતિનિધિ સાક્ષીની ફુરસદે તેની પાસે જઈ આવે છે. અને એવી રીતે આખા મુકદ્દમાની યોગ્યાયોગ્યતાનો હિસાબ કોર્ટ પોતાની જાતે જ કાઢી લે છે. અને પછી છેવટનો ચુકાદો વાદી ઉપર મોકલી આપાય છે, અને એ ચુકાદા સાથે, જો તેનો દાવો વાજબી હોય તો, તેને થયેલી નુકસાની બદલના ચેક માટેનો હુકમ પણ સામેલ હોય છે. પ્રજાને આ કોર્ટના ચુકાદામાં સંપૂર્ણ વિશ્વાસ રહે છે, કેમકે તેના ન્યાયાધીશો જીવનભરને માટે નીમાએલા હોવાથી શુદ્ધ ન્યાય આપવા સ્વતંત્ર હોય છે.

આવી વ્યવસ્થાને લીધે આ કોર્ટની નૈતિક છાપ પ્રજા ઉપર બહુ સ્પષ્ટ ઊઠે છે. જેમકે એક કડીઆને એક વખત તેના શેઠના વકીલે કહ્યું, 'તમને એમ નથી લાગતું કે તમારા શેઠના હિતમાં તમારું હિત રહેલું છે? તમે નાહક ગવર્નમેન્ટનો પક્ષ શા માટે ખેંચો છો.' કડીઆએ જરા ટટ્ટાર થઈ કહ્યું, 'હું અમેરિકન છું માટે. હું પોતે જ ગવર્નમેન્ટ છું માટે!'

(ચાલુ)

હરિકૃષ્ણ વ્યાસ

# ફોટોગ્રાફી

## એક્સ્પોઝર તથા ડેવેલપમેન્ટના હેતુ

એક્સ્પોઝર અને ડેવેલપમેન્ટની ક્રિયા તથા હેતુ જુદાં અને સ્પષ્ટ છે. એક્સ્પોઝરથી ફિલ્મ પર આકૃતિ ઝડપાય છે અને આકૃતિની ઘટ્ટતા (density) તેના પર આધાર રાખે છે જ; અર્થાત્ ફિલ્મ પર આકૃતિ ઉપજાવવામાં કારણભૂત એક્સ્પોઝરજ છે અને વિષયનાં ક્યાં ક્યાં અંગ નેગેટિવમાં કેટલા પ્રમાણમાં આવશે તે પણ નક્કી કરે છે. પરંતુ ડેવેલપમેન્ટનો હેતુ આકૃતિને મૂર્તસ્વરૂપ આપવાનો અને તેનાં જુદાંજુદાં અંગોની વચ્ચે પ્રમાણસર ઘટ્ટતા આણવાનો છે.

નેગેટિવના અન્ડર ડેવેલપમેન્ટથી નેગેટિવ પાતળી આવે છે. વિષયના છાયાવાળા ભાગની વિગત તેથી બરાબર આવતી નથી અને તેવી પાતળી નેગેટિવમાંથી ઊઠતા પ્રિન્ટમાં વર્ણભેદ અસલ જેવા હોતા નથી એથી ઉલટું જે નેગેટિવમાંથી પ્રિન્ટમાં વધુ કૉન્ટ્રાસ્ટ આવતો હોય—કાળા અને ધોળા વર્ણ વધારે તીવ્ર હોય તે ઓવર ડેવેલપમેન્ટ થએલું હોવું જોઇએ.

**પિન હોલ્સ**—Pin Holes: **એર બબલ્સ**—Air Bubbles

કેટલીકવાર નેગેટિવના ઈમલ્શનમાં સફેદ કાણાં જેવાં ધોળાં ટપકાં જણાય છે. પ્રિન્ટમાં પણ આવાં ટપકાં ઘણીવાર દેખાય છે આનાં અનેક કારણો છે. ઇમલ્શનના પડમાં ડેવેલપમેન્ટ દરમિયાન થતા ફેરફાર પણ તેને માટે જવાબદાર છે. હવાના પરપોટા ઈમલ્શન પર ચોંટી જવાથી સોલ્યુશન તે ભાગ પર અસર કરતું નથી પ્રિન્ટ કે ફિલ્મને ડેવેલપરમાં મૂકતાં પહેલાં સ્વચ્છ પાણીમાં બોળી નરમ કરવાની જરૂર છે. પ્રિન્ટને એકદમ ડેવેલપરમાં ઊંધો નાખવાથી પણ પ્રિન્ટની સપાટી પર પરપોટા બાઝી રહે છે અને તેટલી જગ્યા પર ડેવેલપમેન્ટ થતું નથી તેથી સફેદ ટપકાં દેખાય છે. પ્રિન્ટમાં કાળાં ટપકાં આવે છે તેનું કારણ નેગેટિવમાં રહેલાં સફેદ ટપકાં જેવાં કાણાં હોય છે. તે કાણાં ઘણી વાર કૅમેરાના અંદરના ભાગમાંથી ધૂળનાં રજકણો ઊડીને એક્સ્પોઝરની પ્લેટ કે ફિલ્મને ચોટે છે એને લઇને હોય છે અને એટલા ભાગ પર ડેવેલપમેન્ટની અસર થતી નથી. તેથી તે સફેદ રહે છે આને પિન હોલ્સ—pin holes કહે છે

એર-બબલ્સ અટકાવવા, ફિલ્મ કે પ્રિન્ટને ૧ થી ૨ મિનિટ સ્વચ્છ પાણીમાં બોળી નરમ કર્યા બાદ જ ડેવેલપરની ડિશમાં મૂકવી. આથી ડેવેલપમેન્ટ એકધારૂં થશે.

કૅમેરામાં ફિલ્મ ચડાવતા અગાઉ, અંદરનો ભાગ સાફ કરવો અને પ્લેટ કે કટ ફિલ્મને સુંવાળા કપડાથી, આંકા ન પડે તેવી રીતે લૂછીને ભરવાં. આથી પિન હોલ્સ આવશે નહિ.

## ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ

પહેલું ઈનામ આ વખતે સારા ચિત્રને અભાવે મોકૂફ રાખ્યું છે. બીજું ઇનામ: 'સંધ્યાટાણું'—ભાઇ જયંત મધવાણી (મુંબાઇ); ત્રીજું ઇનામ: 'ઓજસના ઓવારે'—ભાઈ હાજી અહમદ (રાજકોટ). નોંધપાત્ર: ૧ ભાઇ ચીમનલાલ ત્રિવેદી (નડીઆદ); ૨ ભાઇ જીવણ મધવાણી (મુંબાઇ); ૩ કુ ચન્દ્રા શાહ (મુંબાઇ); ૪ ભાઇ નવનીતલાલ શાહ (મુંબાઇ).

આ માસની હરીફાઈમાં આવેલાં ચિત્રો નબળાં છે. ચોપાટીના દરિયાકિનારે સવારસાંજ અનેક પ્રકારનાં ચિત્રો નજરે પડે છે. ફક્ત ફરવા આવનારાનાં જ પોર્ટ્રેટ જો કોઇ ઍમેટર એકઠાં કરે તોયે ભિન્ન ભિન્ન જાતિઓનો અમૂલ્ય સંગ્રહ બની જાય. તેવી જ રીતે, કલાકાર અને કવિહૃદયોને દ્રવતાં બનાવતી કુદરતનું પણ ભિન્નભિન્ન ઋતુઓનું વેશપરિધાન ત્યાં ઝડપી શકાય. ઍમેટર ફોટોગ્રાફર અને સીનેમૅટોગ્રાફી નામક લંડનથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિકના તંત્રી મિ. મોર્ટીમરે તો છેલ્લાં દસ વર્ષથી ફક્ત દરિયાનાં જ ચિત્રો ઊપજાવ્યાં છે.

ભાઇ જયંત મધવાણીએ સંધ્યા સમયના આકાશથી પ્રેરાઇ દરિયાકાંઠે ફરતા ઘોડેસવારનું ચિત્ર ઝડપ્યું છે. ચિત્રમાં ઘોડેસવારનું કદ જોતાં લેનારે સંધ્યાનું વાતાવરણ ઊતારવાનો વિચાર રાખેલો કે ઘોડેસવારની છબી ઉતારવાનો એ નક્કી કરવું મુશ્કેલ છે વાતાવરણ પકડવા માટે જરા દૂરથી ફોટોગ્રાફ લેવાની જરૂર હતી એકંદરે ફોટોગ્રાફી સારી ગણાય.

ભાઇ હાજી અહમદના 'ઓજસના ઓવારે'માં પણ સંધ્યાનું વાતાવરણ ઊતાર્યું છે. આકાશમાં વાદળાંની સુયોગ્ય રચનાથી ચિત્રનું આકર્ષણ વધે છે. પણ ચિત્રને ખૂબ કાપવાની જરૂર છે. ઉપરથી પોણો ઇંચ અને ડાબી બાજુથી અરધો ઇંચ ઉપરાંત પ્રિન્ટને ટ્રિમ કરવાથી ચિત્રરચના સારી બને છે.

ભાઇ ત્રિવેદીએ ફૂલની છાબડીમાં સીતાફળ ભરીને તેનો 'સ્ટિલ લાઇફ' સ્ટડી કરેલો છે. પણ છાબડીનો આકાર બરાબર નથી તેમજ ફળોની રચના સુરૂચિકર લાગતી નથી. દિલ્હીના 'જયસ્તંભ'નો ભાઇ જીવણ મધવાણીનો સ્નૅપ અનેક વાર પ્રસિદ્ધ થએલા એના એ જ દષ્ટિકોણથી લેવાયો છે. બહુ પરિચિત અને પ્રસિદ્ધ સ્થળોની ફોટોગ્રાફીમાં વાતાવરણ આણવાનો પ્રયાસ કરવો જોઇએ અગર નવા જ દષ્ટિકોણથી તે લેવાવો જોઇએ.

કુ ચન્દ્રાએ ચિત્રનું બહુ લાંબું નામ આપ્યું છે. પાત્રનાં પોઝ અને ભાવ સારાં છે ટેકનીક બરાબર નથી. નવનીતલાલ શાહના 'પ્રતિબિંબ'માં ચિત્રનું મુખ્ય લક્ષ્ય દેખાતું નથી. નથી મૂળ વસ્તુમાં આકર્ષણ કે નથી તેના પ્રતિબિંબમાં. આવા પ્રકારનાં ચિત્રોમાં ડિઝાઇનનાં તત્ત્વો આવશ્યક છે. તે વિના એ ચિત્રો નહિ પણ ફક્ત સ્નૅપ જ રહેવાનાં. **બલવન્ત ભટ્ટ**

# વનવગડાનાં વાસી

જળજંગલની જીવનસૃષ્ટિનો પરિચય આપતી એ નામની લેખમાળાનો આગળ ચાલે

# લક્કડફોડા અને કંસારા



આપણા ગુજરાતમાં થતો હેંગતરો લક્કડફોડો

શુક વર્ણનને અંતે, એની સહચરી રૂપે વખાણાયેલી છતાં ભિન્ન ગોત્રઅવરની મેનાંનો આનુષંગિક પરિચય કરી લીધો. એટલે આડ પ્રસંગ તજીને પુનઃ એક વખત પોપટના સમાન ધર્મીઓની નાતને અનુસરીએ.

## [૧] લક્કડફોડા

પોપટ સાથેનો સમાનધર્મ એટલે ઝાડ ઉપર 'ચડી' શકવાને સમર્થ પગવાળાપણું. એ ધર્મ સૌથી વધારે દીપતો હોય તો એકલા લક્કડફોડામાં[1] જ. આ પંખીના પગ, ઝાડની કઠોરતમ છાલને પણ પકડી રાખી શકે એવા સબળ સ્નાયુવાળા હોય છે. એ ઉપરાંત એની પૂંછડીનાં પીંછાં અત્યંત કડણ છે. એટલે પગવડે છાલને પકડી રાખી, અક્કડ ટટાર પૂંછડીનો છેડો પાછળ છાલમાં ભરાવીને ગમે તેવા સરળ ઊભા સીધા ઝાડ પર એ ઝપાટાબંધ ચડી જાય છે. એને હેઠે ઊતરવું હોય તોપણ, અન્ય પંખીની પેઠે ઝાડ ઉપરથી ઊડીને જ નીચે જમીન પર કે થડના મૂળમાં બેસવાનું કે આખા ફરી ઊંધે લટકતે માથે ઊતરવું નથી પડતું પણ જે શરીર સ્થિતિમાં—માથું ઊંચે, પૂંછડી હેઠળ—એ ઉપર ચડે છે, તે જ સ્થિતિમાં—અવળા ફર્યા સિવાય—પાછળ પગે એક સામટાં બેચાર ડગલાં હેઠળ ઝપાટાબંધ ખસી પડી ઊતરી શકે છે અને એકદમ પાછો ઉપર ચડી શકે છે. આમ પાછળ ખસતી વખતે, એકદમ હેઠળ ઊતરી ન આવે તેમાં એના પગના સબળ સ્નાયુ ઉપરાંત, એની અક્કડ પૂંછડી આડખા (બ્રેક)ની ગરજ સારે છે.

વળી લક્કડફોડા ચડે છે પણ વિશિષ્ટ રીતે. માણસ વગેરે અન્ય પ્રાણીઓને ઝાડ પહાડ કે ભીંત ઉપર ચઢવું હોય ત્યારે, થડમાંથી શરૂઆત કરે ત્યાંથી સીધા, અને ત્યાં સુધી સીધી લીટીમાં ઉપર ચડવાનો પ્રયત્ન કરે છે. જ્યારે લક્કડફોડા નાકની લીટીએ સીધા ચડતા નથી. એમ સીધા ચડવાની શક્તિ હોવા છતાં પણ કોઈ ગૂઢ હેતુથી, સીધા ન ચડતાં, થડને ગોળ ફરતો ચક્રાવો લઈને વક્રગતિએ ચડે છે.

આવી રીતે ઝાડ ઉપર ચડવાનો હેતુ લક્કડફોડાના આહારોપાદાનની વિશિષ્ટતા સાથે દૃઢ સંકળાયેલો છે. એ પંખીનો જીવનઆધાર કેવળ જીવાત ઉપર નભે છે. એ જીવાત પકડવા લક્કડફોડા જમીન ઉપર કવચિત જ ઊતરે છે, કારણ જમીન ઉપર સરળતાથી ફરી શકે એવી શક્તિ એમના પગમાં નથી હોતી. વળી હવામાં ઊડતા જંતુ પકડવાનો પ્રયત્ન પણ એ નથી કરતા, કારણ હવામાં સહેલાઈથી તરી શકે અગર ઝડપથી ઊડતાં જંતુઓને મ્હોંમાં ઊડતાં ઊડતાં જ પકડી લે તેવી રીતે ઊડવાને અનુકૂળ પાંખો પણ એમની નથી. એ ઉપરાંત એમની ચાંચ પણ આવો ઊડતો આહાર ગ્રહણ કરવાને યોગ્ય રચનાવાળી નથી હોતી. એમને તો આહાર શોધવાનો હોય છે ઝાડની છાલ પાછળથી. સામાન્ય રીતે ડાળીઓ કરતાં ઝાડના થડની છાલ વધારે જરઠ અને જાડી હોવાથી, તેની પાછળ સંતાવાનું જીવાતને અત્યંત સુલભ થઈ પડે છે. એટલે લક્કડફોડા ઝાડ ઉપર ચડઊતર કરે છે, તે કેવળ શોખની ખાતર નહિ પણ આ છાલની પાછળ ભરાઈ બેઠેલી જીવાત પકડવા માટે.

આવી રીતે જીવાત પકડવામાં પગ અને પૂંછડીનાં સાધન ઉપરાંત, એટલું કે એ કરતાં ય વધારે મહત્ત્વનું સાધન એની ચાંચ છે. લક્કડફોડાની ચાંચ એટલે લોખંડના તીકમ જેવો બીજો તીકમ જ. પગ વડે છાલ

---

[1] એનું ગોત્ર Picipae

પકડી રાખી, વેરણીઆની ધોકી જેવી પૂછડીના આધારે શરીર ટેકાવીને લક્કડફોડા એમની, મૂળમાં ભારે જાડી અને છેડેથી પાતળી અણીદાર, સીધી કોશના આકારની કઠોર ચાંચથી છાલને ટપ-ટપ-ટપ ટીપીને એમાં કાણું પાડે છે અને તળિયે ભરાઈ બેઠેલી જીવાતને જીભ વડે ઉપાડી લે છે.

એ જીભ પણ છે અન્ય પંખીઓની જીભથી અત્યંત ભિન્ન પ્રકારની: પાતળી, અસાધારણ લાંબી, છેડેથી સ્થૂલ અને વિશિષ્ટ પ્રકારના અત્યંત ચીકણા જિહ્વા-રસથી નીતરતી. આ નીતરતી જીભના છેડા પર જંતુને ચોંટાડી પલકવારમાં એ મ્હોં ભેગું કરી દે છે. આવી જીભ, એ જીભ વડે થતો આવો સફળ અને અનન્ય-સાધારણ શિકારનો વ્યવસાય તો અન્ય પ્રાણીઓમાં માત્ર સરડામાં જ જોવામાં આવે છે.

આહારોપાદાનની વિશિષ્ટતાને લીધે જ લક્કડફોડાના અવયવો આવા વિચિત્ર બન્યા હોય અથવા આવા વિચિત્ર અવયવોને લીધે જ એનો જીવનવ્યવહાર આવો વિશિષ્ટ થયો હશે—વિકાસવાદની આ સમસ્યા ઉકેલવી અત્યંત કઠિન છે. પરંતુ પ્રત્યેક પ્રાણીની શક્તિ અને સાધનોને અનુકૂળ કે અનુરૂપ જીવનસામગ્રી પ્રકૃતિ નિશ્ચિત કરી આપે છે, એ વાત તો લક્કડ-ફોડાના જીવનમાંથી પૂરેપૂરી સિદ્ધ કરી શકાય છે.

છાલ ઊખેડવા, છાલમાં કાણું પાડવાને સમર્થ એવી લક્કડફોડાની ચાંચનો અન્ય પણ મહત્ત્વનો ઉપયોગ હોય છે. એ ચાંચ લાંબી કોશ જેવી અને વિશિષ્ટ રચનાવાળી હોવાથી એનાં પાંખીઆં વચ્ચે કંઈ પણ 'પકડી' શકાતું નથી એટલે તરણાં ડાંખળાં ઉપાડી લાવીને માળો બાંધવામાં લક્કડફોડાની ચાંચનો ઉપયોગ થઈ શકતો નથી. ધારો કે તૈયાર માળો મળી ગયો તોપણ એના પગની વિશિષ્ટ રચનાને લીધે લક્કડફોડો ડાળી પકડીને કે માળાની ધાર ઉપર સલામત આડો બેસી શકતો નથી. એટલે પ્રજનનકર્મ અર્થે માળા જેવું સાધન આ પંખી માટે નિરર્થક તેમ જ અશક્ય છે. એને તો એવી જગાએ ઇંડા મૂકવાનાં રહ્યાં જ્યાં એ સરળતાથી બેસી શકે તેમ અન્ય ઉત્પાતોથી ઈંડાંનું રક્ષણ પણ થઈ શકે. આવું સ્થળ તે બખોલ. ભીંતની બખોલ એને કામ ન આવે: કારણ લક્કડફોડા કેવળ વગડાના વસનારા છે. પહાડોની આડે કે નદી તળાવની ભેખડો પણ એમને માટે નકામી: કારણ દર ખોદતી વખતે એ બેસે શાના આધારે? એટલે એમને તો ઝાડની બખોલ જ કામની. કુદરતી બખોલ મળી જાય તો ઠીક. નહિ તો એકાદ સૂકું ઝાડ શોધી કહાડી, એની ડાળના પડખામાં લક્કડફોડો એની કોશ જેવી ચાંચથી ઝપાટામાં દર કોતરી કહાડે છે અને તળીએ ઈંડાં મૂકી દે છે. એ ઇંડાં માટે નથી એને પાથરણાનું લાવવું પડતું કે નથી ગોઠવવાનું. દર ખોદતાં લાકડાંનાં છોડીયાં, વહેર ભૂકો જે દરમાં પડે તે જ ઈંડાંની સુંવાળી (?) પથારી.

આવી વિચિત્ર જીવનચર્યાવાળા લક્કડફોડાની આશરે પચાસ જાતો ભારતવર્ષમાં થાય છે; એમાંની માત્ર બેત્રણ જ આપણા પ્રાન્તમાં જોવામાં આવે છે. એ ત્રણેમાં રૂપેરંગે ચઢીઆતી જાત તો યથાર્થનામા

૧

### સુવર્ણપૃષ્ઠ

લક્કડફોડ જ: Golden Backed Wood-pecker.[૨] *અત્યંત પ્રાચીન[૩] કાળથી એ શતપત્ર દર્વિદા કે દાર્વાઘાટ નામે પ્રસિદ્ધિ પામ્યો છે.* સમગ્ર પંખીઓમાં સોનલરંગી તો બે જ: આ સુવર્ણપૃષ્ઠ લક્કડફોડો અને હેમજન્મા ચક્રવાક હંસ.[૪] ચક્રવાક તો પરદેશી પંખી: આવે અને જાય; જ્યારે આ ચંપકવર્ણો લક્કડફોડનું દર્શન તો સમગ્ર ગુજરાતમાં સ્થળે સ્થળે થાય છે.

**નર:** માથું તથા તે ઉપરની કલગી ચળકતાં રક્તવરણાં. ગરદન કાળી. ઉપલી પીઠ અને ખભા ચળકતા તપાવેલા સોનાના રંગે. પીઠ વચ્ચે કાળા અને ચટણી રંગનું મિશ્રણ. કેડનો ભાગ અને પૂછડી

---

૨ Bracypternus aurantius

૩ શુક્લ યજુર્વેદમાં અશ્વમેધ પ્રકરણ (૨૪-૩૪) પ્રસંગે લક્કડ-ફોડને યજ્ઞબલિ રૂપે વર્ણવ્યો છે (त्रायवेदर्विदा; મહીધરએનો અર્થ काष्टकुट्ट કરે છે). મહાભારત અને રામાયણ તથા સુશ્રુત તો એને शतपत्र પણ કહેલો છે. શતપત્ર એટલે સોનુ: સોનાના વર્ણ જેવાં રંગીન પીછાંવાળુ પંખી-એવો અર્થ થાય

૪ ચક્રવાક એટલે Brahminy Duck: જુઓ કુમાર: માઘ ૧૯૯૧. નળરાજાએ દમયંતી પાસે મોકલેલો હંસ આ ચક્રવાક જ, એવું શ્રીહર્ષકવિ નૈષધીયચરિતમાં વર્ણવે છે: स तत्र . . हिरन्मयं हंसमबोधि नैषधः । ૧-૧૧૭, વગેરે.

૨

**ભદ્ર**

આપણે બીજો લક્કડફોડ તે Yellow-Fronted Woodpecker.[૬] યોગ્ય ગુજરાતી નામના અભાવે એને આપણે ભદ્ર એવું પ્રાચીન સંસ્કૃત નામ આપીએ તો ચાલે.

આશરે એકાદ વેંત લાંબા આ લક્કડફોડનાં કપાળ અને માથાનો ઉપરનો ભાગ પીળો. આંખો ફરતાં કુંડાળાં. કાન, ગરદન, ગળું અને છાતી વચ્ચેનો ભાગ ભાગ શ્વેત. છાતી તથા પેટ બદામી. પેટની વચ્ચેથી ઠેઠ પૂછડી સુધી સળંગ લાલ પટો. પાંખો અને પૂછડી કાળીઃ એમાં શ્વેત ચટાપટા.

નરમાદામાં ફેર હોય તો માત્ર કપાળ પૂરતો જઃ નરનું કપાળ ચમકતા લાલ રંગનુંઃ માદાનું પીતવરણું.

બંનેની ચાંચ શીંગડા જેવા કાળા રંગની. પગ લાલ.

સ્વભાવે અન્ય લક્કડફોડાને મળતું આ પંખી આપણે ત્યાં સર્વસાધારણ વનવાસી છે. માર્ચ મહિનો એનો ગર્ભાધાનકાળ. એ દિવસોમાં એ સુકાએલા કોહેલા ઝાડમાં દર ખોદી, એને તળીએ શ્વેતરંગી પારદર્શક ત્રણ ઇંડાં મૂકે છે.

ઉપરનાં બંને પંખી અશેષ ગુજરાતમાં બારેમાસ રહેનારાં સામાન્ય પંખી છે. એ ઉપરાંત

૩

લક્કડફોડની એક ત્રીજી જાત આબુ અને ઇડરના પાર્વતીય પ્રદેશોમાં જોવામાં આવે છે. એનું નામ Small Green Woodpecker.[૭] નામ પ્રમાણે ગુણવાળા આ પંખીના શરીરનો ઉપરનો વર્ણ લીલો. હેઠળના ભાગે લીલા-ધોળા-કાળા રંગનું મિશ્રણ. નરનું માથું લાલ; માદાનું કાળું. બંને પંખીની ચાંચ અને પગ કાળાશ પડતા.

આશરે અરધા હાથના દેહવાળો આ લક્કડફોડ આ પહાડી પ્રદેશમાં સ્થાયી રહેનારો છે પણ એ સામાન્ય પંખી ન ગણાય.

## [૨] કંસારા

**પોપટ** અને લક્કડફોડઃ ચડ ઊતર કરી શકે એવા પગવાળાં પંખીઓનાં આ બે ગોત્ર ઉપરાંત અન્ય એક ગોત્ર છે. તેનું નામ Barbets.[૮] એની લગભગ અઢાર જાતો હિન્દુસ્તાનના વિવિધ પ્રાન્તોમાં જોવામાં આવે છે પરંતુ આપણે ત્યાં તો માત્ર બે જાત જ નજરે પડે છે.



૧

એમાંની વ્યાપક અને બાગબગીચા ખેતર વાડી અને પહાડી પ્રદેશમાં સર્વ સ્થળે દેખાતી જાત તે કંસારાઃ Coppersmith અગર Crimson-Breasted Barbet.[૯] એકબીજાથી ચડી જાય એવા લીલા અને લાલ રંગના સંયોગને લીધે એ, બધાં પંખીઓમાં અનોખી ભાત પાડે છે. કદમાં ચકલી જેવડું અને દેખાવે પણ લગભગ એવું જ છતાં એના ચમકતા રંગને[૧૦] લીધે ઓળખવામાં મુશ્કેલી નથી પડતી.

એનો વર્ણઃ ઊપલા ભાગે લીલો. પીઠ પરનાં પીછાં અને પાંખોમાં આછી પીળી છાંટ. હેઠળનો ભાગ પીળાશ પડતો કે લીલાશ પડતો ધોળોઃ એમાં પણ ઘેરાશ પડતા લીલા રંગની છાંટ. એ બધામાંથી પેટ પરની સફેદાઇ તરી આવે છે.

પણ એને ઓળખવાની મુખ્ય નિશાની તો એના કપાળ તથા છાતી ઉપરનાં ચળકતા લાલ રંગનાં લાંછન છે. એ લાંછન હેઠળ સોનેરી અર્ધચન્દ્રાકાર

૬ Picus mahrattensis

૭ Gecinus striolatus

૮ Family: Megalaimidae

૯ Xantholaema haemacephala

૧૦ આલ્ફ્રેડ રસલ વૉલેસ નામનો વિદ્વાન એવો મત ધરાવે છે કે, કોઇ પણ પ્રાણીના જે વિશિષ્ટ અંગમાં અત્યંત ચમકતા રંગ હોય, તે અંગ અથાગ ચૈતન્ય વાળુ હોવું જોઇએ. જેમકે, લક્કડફોડાના માથાનો રંગ ચળકતો હોવાથી, એની ચાંચ દ્વારા એ અંગ અત્યંત બળપૂર્વક લાકડું ઠોકવાની ક્રિયા કરી શકે છે. એવી જ રીતે, માથા અને ગાલ તથા છાતી ઉપરના ચળકતા રંગને લીધે જ, કંસારાનાં તે અંગ, ચાંચ વડે લાકડું ઠોકવાની ક્રિયા દ્વારા પોતાનું ચૈતન્ય વ્યક્ત કરે છે વાસ્તવિક રીતે તો લક્કડફોડા જેટલી ટપાટપ કંસારા ભાગ્યે જ કરતા દેખાય છે, એટલે આ પંખી પૂરતો વૉલેસનો મત નિરાધાર ગણાય.

સાંકળી આવેલી હોય છે. એનું ગળું આછું પીળું. માથાથી ગળા સુધી તથા મૂછ આગળ કાળી પટ્ટી. માથા પાછળનો ભાગ વાદળી છાયાવાળો.

એની ચાંચ કાળી જાડી મજબૂત, પગ ઘેરા લાલ. નહોર કાળા, પૂંછડી ટૂંકી.

વળી આ પંખીની અન્ય એક વિશિષ્ટતા એની મૂછો—ચાંચના મૂળમાંથી, નસકોરાં આગળથી અને દાઢીમાંથી ફૂટતી મૂછો અને દાઢી જેવા ઊભા વાળના ગુચ્છા—જોનારની આંખમાં ખૂંચે છે.

એમનો આહાર મોટે ભાગે ફળ છે.

કંસારો આપણા ત્યાં બારેમાસ વસનારું પંખી છે. ફેબ્રુઆરીથી મે સુધીના ગાળો એનો સંતાનોત્પત્તિનો કાળ છે. એ વખતે એ એકાદ જીર્ણ ઝાડમાં એની કઠોર ચાંચવડે કાણું પાડી, એમા આછા મેલા રંગના ત્રણ ઇંડા મૂકે છે

એનું "કંસારો" નામ પડ્યું છે એ પંખીની વિચિત્ર બોલી ઉપરથી. આડે દિવસે એ બોલનો સંભળાય છે ખરો પણ એની બોલવાની ખૂબી તો જોવામાં આવે છે એની સંવનનની ઋતુમાં. એ વખતે એ આખો દિવસ, સવારથી સાંજ સુધી અવિરત ઉચ્ચ સ્વરે એકાદ ઊંચી ડાળ ઉપર બેસી બોલ્યે જ જાય છેઃ 'ટુક્-ટુક્-ટુક્.' અંગરેજીમા એની બોલીનું શબ્દાનુકરણ "Tonk-Tonk-Tonk"-પદવડે કરવામાં આવે છેઃ જેમ કંસારો એની એરણ ઉપર તાંબાની ગોળીને ટીપતો ટૉક્-ટૉક્-ટૉક્ અવાજ કરે છે, તેમ. પરંતુ આ અનુકરણ ખોડવાળું છે. મેં સેંકડો કંસારા બોલતા સાંભળ્યા છે, અંગરેજ પક્ષિતત્ત્વવિદોનો આ પદારોપ કેટલો તાદૃક્ છે, એ જોવા મેં સ્થળે સ્થળે રખડીને આ પંખીની બોલીની ખૂબ ધ્યાનપૂર્વક પરીક્ષા કરી છે, પણ કહિં પણ કદીય 'ટૉક-ટૉક-ટૉક' કરતું એ સંભળાયું નથી. એના સ્વરની સાચી સરખામણી કરી શકાય તો માત્ર કોસના અવાજ સાથે જ. સૂંઢીઓ કોસ ફરતો હોય ત્યારે એનો નરત ચાલે છે એ ચક્કરમાંથી અગર તો એની રાસ ચાલે છે એ ગરેડામાંથી નીકળતો "ટૂક-ટૂક-ટૂક" અવાજ અને કંસારાનો અવાજ બરોબર એક જ સરખા ગણાતા આવે છે. એટલી હદ સુધી કે કંસારાના બોલ સાંભળી આટલામાં કહિં પણ કોસ ફરતો હશે એવી ભ્રમણામાં પણ હું ઘણી વખત પડ્યો છું.

શરૂઆતમાં આસ્તે, અને આગળ જતાં ચડતા સ્વરે કંસારો ઉપરાઉપરી બોલ્યે જ જાય છે, ત્યારે આપણને અનેરો આનંદ થાય છે. એ ઉપરાંત એના બોલની અન્ય પણ એક ખૂબી છે. કંસારો આપણા માથા ઉપર જ બોલતો હોય છતાં એના સ્વર આવતા લાગે તદ્દન ભિન્ન દિશામાંથી. માથું આમતેમ હલાવી એના સ્વર એ એવી રીતે નાખે છે કે એક જ પંખી આપણને જુદી જુદી દિશાએથી બોલતું લાગે. એની આવી વિચિત્ર શક્તિને લીધે એને ઘણી વખત શોધવો પણ મુશ્કેલ થઇ પડે છે.

લક્કડકોડાના વર્ગનું અને એના જેવા સ્વભાવવાળું હોવાથી, એક વખત એવી માન્યતા પ્રવર્તતી હતી કે કંસારાના "બોલ" ખરેખર એના મ્હોંમાંથી નથી નીકળતા પણ એ, લક્કડકોડની પેઠે એની ચાંચથી લાકડું ખોદે છે, તે ખોદવાનો અવાજ જ આપણને એની 'બોલી' રૂપે સંભળાય છે. પણ આ માન્યતા સાવ ભ્રમમૂલક અને ખોટી છે, એમ કંસારાને ધ્યાનપૂર્વક સાંભળનાર અને જોનારની અલ્પ પ્રયત્ને ખાતરી થાય છે.

કંસારો આપણા ત્યાં સર્વ સ્થળે રહે છે પણ આડે દહાડે એ ઝાઝો નજરે નથી પડતો. માત્ર ઊનાળામાં પીંપળનાં ટેટાં પાકે છે ત્યારે એકેક ઝાડ ઉપર પાંચ સાત પંખી ઊડતાં ફરતાં આપણે સહેજે જોઇએ છીએ.

આપણા ત્યાંનો બીજો કંસારો તે Western Green Barbet[11] આશરે દોઢ બે વેંતની દેહયષ્ટિવાળું આ પંખી ગુજરાતની ઉત્તર બાજુ, આરાવળ ગિરિમાળા—આબુ અને ઇડર—નાં જંગલોનું સ્થાયી વતની છે.

એનો ઉપરનો વર્ણ લીલોઃ હેઠળ અને પડખાંમાં એવો, પણ આછો. પૂંછડી હેઠળ પીળાશ પડતો. માથું, ગરદન, છાતી અને પેટ બદામી.

ચાંચ ઘેરી બદામી. પગ આછા ફિક્કા પીળા

એપ્રિલ અને મેમાં એ ઝાડમાં દર પાડી તેમાં ફિક્કા ધોળા રંગનાં ચાર ઇંડાં મૂકે છે.

આ પંખી ઝાઝું નજરે પડતું નથી.

---

૧૧ Megalaima inornata



# જીવનનું પરોઢ

ભાગ બીજો

## પ્રકરણ અઢારમું - મોત ઓળંગ્યું

સાત દિવસના ઉપવાસ વીત્યાને મહિનોએક થયો હશે ત્યાં એક રવિવારે સવારે ઊઠતાંની સાથે સાંભળ્યું કે 'આજે કોતવાલ સાહેબ આવ્યા છે. ઠૂબતાં ઠૂબતાં બચ્યા. તેઓ દેશ જાય છે.'

ડરબનથી ફીનિક્સ આવનારી ટ્રેનો રવિવારે બંધ રહેતી, એટલે રવિવાર અમારે ત્યાં ગાળવા આવનારને શનિવારની મધરાતની ગાડીમાં આવવું પડતું. ફીનિક્સમાં ચોમાસું પોણો વરસ ચાલતું, એટલેકે વરસાદને ગમે ત્યારે આવવાની છૂટ હતી. બેચાર કલાક વરસાદ ધોધમાર પડ્યો ન પડ્યો ત્યાં તો ટેકરીઓનાં પાણી નાળાંઓને ગાંડાંતૂર બનાવી મૂકે.

ફીનિક્સનાં નાળાંનાં કાંડાબૂડ પાણી ત્યારે ઘડીકમાં છાતીસમાણાં થઇ જતાં. બીજા કોઇ હોય તો અંધારી મેઘલી અધરાતે આવું નાળું ઓળંગવાનું સાહસ ન કરતાં પાછા સ્ટેશને જ જઇને સૂઇ રહે. પણ કોતવાલ સાહેબ તો સિંહ જેવા. સામે પૂરે તરવામાં એમને બમણું શૂર ચડે. તરીને જ તેઓ ઓળંગ્યા હોત તો ફાવી ગે જાત; પણ તેમની પાસે ચંપેનરાના બે ઘડીઆળો, ચંપલની નવી જોડ અને બેએક ચોપડી તથા કપડાંનું પોટકું હતું. તરવા પડતાં એ પલળવાનો ડર લાગ્યો એટલે તેમણે પોટકું ખભે બાંધ્યું અને કાછોટો વાળી લાકડીને આધારે નાળાના ગોળ લપસણા પાણાઓ ઉપર પગ ઠેરવી નાળું ઓળંગતા આગળ વધ્યા.

અર્ધો ઉપરાંત તેઓ આવ્યા ત્યાં પગ લપસ્યો અને આકરા વહેણમાં તણાયા. નીચાણમાં પાણી વધારે ઊંડું હતું અને પગ ઠેરવાય એમ ન હતું. આવે કપરે વખતે પણ કોતવાલ સાહેબે પોતાની બુદ્ધિ સાવધ રાખી અને પોતે ચત્તાપાટ તરતા પૂર સાથે ઘસડાયા. ફર્લાંગેક સુધી તણાયા પછી નાળામાં તણાતું તણાતું અટવાઇ ગએલું એક ખજૂરીનું થડ તેમને પગે અથડાયું. ઘા ન ગણકારતાં તેમણે થડ ઝાલી લીધું અને તેના ઉપર થોડો પલાણી તરતા સામે કાંઠે પહોંચ્યા. આ બનાવ સ્ટેશનથી અર્ધા માઇલ ઉપર બન્યો. બીજા બે માઇલ પૂરા કરી આશ્રમ સુધી પહોંચતાં સુધીમાં બીજાં બેએક નાળાં વટાવવાનાં હતાં, પણ તે કંઇક નાનાં હતાં. વળી એકના અનુભવે કોતવાલ સાહેબ એ કળા શીખી ગયા હતા.

કોતવાલ સાહેબનું આ રોમાંચક વીતક સાંભળી અમે આશ્ચર્યચકિત થઇ ગયા. હું દોડતો તેમની પાસે પહોંચ્યો અને માથાથી પગ સુધી એમને નિહાળીનિહાળીને જોવા લાગ્યો. તેમના ચળકતા દાંત, હસતું મોઢું અને ચહેરા પર પથરાએલું તેજ જોઇ મને તેમના વિષે ઘણું માન ઉપજ્યું. બપોરે જમી પરવારી અમે તેમની સાથે પેલું નાળું જોવા ઉપડ્યા. કોતવાલ સાહેબનાં વહાલાં ચંપલ ને ઘડીઆળ વગેરે ગોતવામાં મદદ કરી. કલાકો સુધી નાળાને કાંઠેકાંઠે કાદવ ને ફાંટા ખૂંદ્યા. પણ એ આકરા પૂરમાં એવી નાની ચીજનો શો પત્તો લાગે!

બેએક દિવસ રહી કોતવાલ સાહેબ દેશ જવા ઉપડી ગયા. અમારી વચ્ચે ચર્ચા ચાલી કે 'કોતવાલ સાહેબ તો ગોખલેજી પાસે રવાના થઇ ગયા! હવે પાર્લમેંટની બેઠક પૂરી થાય એટલે આપણે સૌને મે જવાનું છે. અહીં તો મજા છે. ત્યાં કોણ જાણે કેવી કસોટીએ ચડવું પડશે! મનમાં આવો થડકો છતાં દેશ જવા અમારી અધીરાઇ વધતી હતી. ફીનિક્સના સાંકડા વાડામાંથી છૂટી વિશાળ હિંદુસ્તાનના અનેક અનુભવો લેવાનો અમારો ઉમળકો સાધારણ ન હતો.

પૂજ્ય બાપુજીએ પણ હવે અમને દેશને સારૂ વાતવાતમાં તૈયાર કરવા માંડ્યા હતા અને ઝીણી ઝીણી સૂચનાઓ દેવા લાગ્યા હતા, કે 'અહીં આટલા બધા કાગળો અને નોટબુકો બગાડો છો, પણ દેશમાં જશું ત્યારે એ નહિ પાલવે. ત્યાં તો કાપલીએ કાપલીની ગણત્રી કરવી પડશે. અહીં ઉડાઉપણું નભી જાય છે, પણ ત્યાં કરકસર નહિ કરો તો ક્યાંય પો-

સાંપડતા નથી. આટલાં ગાયનાં ફળ, ફળોર, ચાનાં દૂધ, સૂકો મેવો જે જોઈએ તે ખાઓ ને ખોળો અહીં મળે છે, પણ દેશમાં એ બધા વિના ચલાવી લેતાં આવડ્યું જોઈશે ભાગ્યનરને નાગે અહીં રમત ચાલે છે, પણ દેશમાં તેજસ્વી અને બુદ્ધિમાન છોકરાઓની દારોદાર દીવી નીકળવું એ સહેલું નથી.'

ટૂંકમાં, દેશમાં જતાં અમારી શી વલે થવાની છે તેની ચિંતા અમને રાતદિવસ પજવ્યા કરતી. અગાસ-માંના ઘણાખરાને તો દેશની કંઈ જ કલ્પના ન હતી. જેમકે પલાંઠી વાળીને બેસવું, હાથ વડે ખાવું, ધોતિયું પહેરવું એ બધું જ તેમને નવાઈભર્યું હતું. હું તાજો જ દેશમાં રહી આવેલો એટલે બધા વચ્ચે દેશના રીત-રિવાજની વાતો કરી ઠીકઠીક ગોરાઈ ભોગવતો થયો હતો.

એ જ અરસામાં એક બપોરે દેશમાંથી તાર મળ્યો જેમાં બાપુજીના વચેટ ભાઈ કરસનદાસ કાકાના ગુજરી ગયાના સમાચાર હતા. જ્યારે સમાચાર આવ્યા ત્યારે ઘણે ભાગે બાપુજી છાપખાનાના કાર્યાલયમાં હતા. તેમણે તાર જોઈ લીધો અને પોતાને કામે વળગી ગયા. સાંજે કામનો વખત પૂરો થયો અને અમે રમવા ઉપડ્યા ત્યારે દેવદાસકાકાને અને મને કરસનદાસ બાપુજીનું સ્નાન કરાવવામાં આવ્યું. હવે તો થોડા જ મહિનામાં દેશ જઈને પોતાના કાકાને જોવાની દેવદાસકાકાને આશા હતી; અને ઘરના વડવાઓ પાસે પહોંચવાની એકવાર ઉત્સુકતા જન્મ્યા પછી એમાં આવું બની આવે ત્યારે કેવો આકરો આઘાત લાગે છે એ જેણે વેઠ્યું હોય એ જ કહી શકે. દેવદાસકાકાની ગમગીનીએ મને પણ ઉદાસ કરી દીધો. તે દિવસે અમારા બીજા સાથીઓને પણ રમત સૂઝી નહિ. રમતનો વખત આમતેમ આંટા મારવામાં પૂરો થયો ત્યાં પ્રાર્થનાનો સમય થયો અને અમે રોજ મુજબ ગોઠવાઈને બેઠા.

હું બાપુજી પાસે જ બેઠો. તેમની સ્થિતિ જાણવા હું ઉત્સુક હતો. મેં ધારીધારીને તેમના ચહેરા સામું જોવા માંડ્યું. તેઓ પ્રસન્ન ન હતા; એટલું જ નહિ પણ રોજની જેમ આવીને બેસનારા ભણી એક નજર નાખી જવાની એમની આદત છતાં આજે તેઓ આંખ ઉંચકતા જ ન હતા. એમના હાથમાં એક કાગળ હતો. તેના ઉપર મીટ માંડીને બેઠા હતા. થોડી વારે મેં એમની આંખમાંથી પાણીનાં ટીપાં પડતાં જોયાં. બાપુજીને મેં ઉદાસ ભાગ્યે જ જોએલા, તેમાં વળી એમને આંસુ સારતા જોયા એટલે હું વ્યાકુળ થઈ ગયો. દેવદાસકાકા તો ડૂસકેડૂસકે રોવા લાગ્યા. બેચાર આંસુ ખર્યાં કે બાપુજી સ્વસ્થ થઈ ગયા અને આંખો લૂછીને એમણે પ્રાર્થના શરૂ કરાવી દીધી. પ્રાર્થના પૂરી થયા પછી તેમણે ભોજન ભાગનાં 'પ્રાણીઆ ભજી લેને—' તથા 'જીવને શ્વાસ તણી સગાઈ' એ બંને ભજનો ગવડાવ્યાં. મારી બાએ એ ગાયાં. બાના કંઠમાં પણ એ વખતે એવો કંપ હતો કે એ સાંભળતાં ભલભલાનાં હૈયાં પીગળી જાય.

અમે ગળગળા થઈ ગયા. ભજન પૂરું થયાં પછી ટૂંકામાં બાપુજીએ એ ભજનો ઉપર વિવેચન કર્યું: 'સાચે જ એકબીજાની સગાઈ કહેવા પૂરતી જ છે. બાકી આ શરીરની સગાઈ તો શ્વાસ પૂરતી જ છે. શ્વાસ છૂટ્યો અને જીવ ગયો એટલે આ શરીરની સગાઈ પણ ફોક. એમાં બીજી સગાઈઓનું ગુમાન આપણે કેવી રીતે કરી શકીએ? છતાં દુન્યવી સંબંધોને વળગ્યા વિના આપણાથી નથી રહેવાતું. મારી અને એ ભાઈની વચ્ચે ભારે હેત હતું. અમે સરખે સરખા હોઈ રાતદિવસ સાથે જ રહેતા. ભાઈનો સ્વભાવ મારાથી સાવ જુદો હતો અને મને ન રૂચે એવી વસ્તુમાં હું એનો સાથ ન પુરાવતો તેથી એને બહુ દુઃખ થતું. પણ એણે તો મારા ઉપર સદા યે પ્રેમ જ વરસાવ્યો છે. સગા ભાઈને અનુકૂળ ન થવું એ ઓછા ખેદની વાત નથી; પણ કમનસીબે મારે ભાગે સદા યે એ ખેદ રહ્યો. મારે ભાઈને દૂભવ્યા વિના ચાલે એમ જ ન હતું. છેવટ સુધી મારે એને દૂભવ્યા જ કરવો પડ્યો. અને એ દુભાએલો જ ચાલ્યો ગયો. મનમાં હતું કે હવે દેશમાં જઈને એને પગે પડીશ અને એકબીજાનો અંતરાય દૂર કરવામાં ફાવીશ. પણ ઈશ્વરે કંઈક બીજું જ ધાર્યું હશે.' આટલું તેઓ માંડ બોલી શક્યા બોલતાં બોલતાં બેત્રણ વાર અટક્યા અને વળી પાછાં આંખમાં આવેલાં આંસુ લૂછ્યાં. ફરી બોલ્યાઃ

"આ મારી આંખમાંથી આંસુ પડે છે એ ખોટું છે. આપણાથી એમ શોક થઈ જ ન શકે. મરેલાના ગુણોનું સ્મરણ કરવું એ આપણો ધર્મ છે. પણ એની પાછળ રોવું એ પાપ છે. (અનુસંધાન આગળ પૃ ૧૩૬)







# પંચતંત્રની વાર્તાઓ

પછી દમનક સંજીવકને તેડવા ગયો. એને તેડીને આવતો હતો, ત્યાં દમનકે સંજીવકને શીખામણ આપીઃ 'જો ભાઈ સંજીવક, રાજાનું તું કૃપાપાત્ર થા તો મારી સાથે હળીમળીને ચાલવું હું પણ તારી સાથે સંકેત કરીને જ ચાલીશ. એમ કરશું તો રાજ્યલક્ષ્મી આપણે બે ય ભોગવશું. કેમ કે:

**મદમત્ત ન પૂછે જે ઉત્તમાધમમધ્યમ।**
**પડે દંતિલની પેઠે, રાજમાન્ય ભલે જ હો॥**

સંજીવક કહે, 'એ કેમ?' તેણે કહ્યું:

## કથા ૬

વર્ધમાન નામે નગરમાં દંતિલ નામે સકલપુર-નાયક રહેતો હતો. તેણે રાજકાજ તથા નગરકાજ કરીને રાજાપ્રજા ઉભયને સંતોષ્યાં હતાં. એક વાર દંતિલને ઘેર વિવાહ હતા. તેણે પુરલોકને તથા રાજ-પુરુષોને માનપુરઃસર નોતરીને જમાડ્યા તથા વસ્ત્ર આદિથી સત્કાર કર્યો. વિવાહ પછી એણે રાજાને પણ જમાડ્યો, પણ રાજગૃહમાં વાસીદું વાળનારો ગોરંભ નામે રાજસેવક અનુચિત ઠેકાણે બેઠો હતો એને અર્ધચન્દ્ર દઈને કાઢી મૂક્યો. આ અપમાનને લીધે ગોરંભને રાત્રિએ નિદ્રા નહોતી આવતી, ને દંતિલ ઉપર રાજાની અકૃપા કેમ કરાવવી એની તે ચિંતા કર્યા કરતો હતો.

એક દિવસ પરોઢિયે રાજા શય્યામાં યોગનિદ્રા કરતો પડ્યો હતો ત્યાં સંજવારી કાઢતાં કાઢતાં ગો-રંભ બોલ્યો, 'અહા, દંતિલ કેવો ગર્વિષ્ઠ કે રાણી સાથે અનુચિત વ્યવહાર કરે છે!'

એક દિવસ પરોઢિયે રાજા શય્યામાં યોગનિદ્રા કરતો પડ્યો હતો ત્યાં સંજવારી કાઢતાં ગોરંભ બોલ્યો



## મીની મે'તીની નિશાળ

ઉંદર—બચ્ચાં ગયાં નિશાળે, મીની મે'તી બોલ્યાંઃ
'સમય થયો છે નાસ્તાનો, સૌ ધુઓ હાથમોં પહેલાં?

'પાણી છે નહિ પીપ મહીં!' કો બચ્ચું બોલ્યું ત્યારે,
મે'તી ગરજ્યાઃ 'ધુઓ હાથમોં અહીં જ ને અત્યારે.'

'શેણે ધોવું?' રડતું બોલ્યું બચ્ચું; બોલ્યાં મે'તી,
'જીભ શું કરવાની છે ત્યારે? ચાટી કાઢો રેતી!'

---

રાજાએ સહસા ઊઠીને એને કહ્યું, 'અરે ગોરંભ, તેં કહ્યું તે સાચું? દંતિલ દેવી સાથે અઘટિત વ્યવહાર રાખે છે?'

ગોરંભ કહે, 'દેવ, રાત્રિએ મારે જુગાર રમતાં જાગરણ થયું હતું એટલે મને એકાએક નીંદર આવી ગઇ, અને મેં શું કહ્યું તેનું મને ભાન નથી.'

રાજાએ વિચાર કર્યો, 'સ્વપ્નામાં ને મદોન્મત્ત દશામાં માણુસ સાચું બોલી જાય છે, એમ આ બોલ્યો તે સાચું તો નહિ હોય?' એમ કહીને એણે દંતિલનો રાજદ્વારપ્રવેશ બંધ કર્યો.

राजा मित्रं केन दृष्टं श्रुतं वा । १५८ ।

એ વાક્યના અનુભવી દંતિલને રાજદ્વારે રોક્યો ત્યારે ઝાડુવાળા ગોરંભે હસીને દ્વારપાળોને કહ્યું, 'આને વિચાર કરીને વારજો, નહિ તો જેમ મને તેમ તમને પણ એ અર્ધચન્દ્ર આપશે.' આ ઉપરથી દંતિલ જાણી ગયો કે આ તો ગોરંભનું જ કામ છે. એટલે તેણે ગોરંભને રાતે બોલાવી વસ્ત્રજોડી આપી તથા એની ક્ષમા માગી. ગોરંભને પણ સ્વર્ગરાજ્યસમાં વસ્ત્ર મળ્યાં એટલે પ્રસન્ન થઇને એણે કહ્યું, 'શેઠ, હું તમને ક્ષમા કરૂં છું, અને તમે મોટું સંમાન કર્યું છે તો હવે મારો બુદ્ધિવૈભવ તથા રાજપ્રસાદ જોજો.'

પછી એક દિવસ રાજા અર્ધો જાગતો પડ્યો હતો ને ગોરંભ રાજકુલમાં સંમાર્જન કરતો હતો ત્યાં તે બોલ્યો, 'અહો, આપણા ભૂપતિ કેવા અવિવેકી કે જંગલ જાય છે ત્યાં ચીભડું ખાય છે!'

આ સાંભળીને રાજાએ કહ્યું, 'રે રે ગોરંભ, આમ અપ્રસ્તુત શું લવતો હઇશ? ઘરકામકરો જાણીને હું તારો વધ નથી કરતો. એવું કામ કરતો તેં મને કદાપિ દીઠો છે?'

તેણે કહ્યું, 'મહારાજ, રાતે ઉજાગરો થયો હતો, એટલે સંમાર્જન કરતાં કરતાં મને ઊંઘ આવી ગઇ, અને ઊંઘમાં હું શું બોલ્યો તે હું જાણુતો નથી. નિદ્રાપરવશ મારા ઉપર દયા કરો.'

આ સાંભળીને રાજાએ વિચાર્યું: 'મારે વિષે જેમ આણે અસંભાવ્ય વાત કરી તેમ દંતિલની પે કરી હશે એ નિશ્ચય. એટલે એ બાપડાને માનરહિત કર્યો તે ઠીક ન થયું. એથી તો રાજકાજ તથા પૌરકાજ બધું રખડી પડ્યું છે.' એમ કહીને એણે દંતિલને બોલાવી પોતાના શરીર ઉપરથી વસ્ત્રાભરણ ઉતારીને એને આપ્યાં, અને એનો અધિકાર એને પાછો સોંપ્યો. એટલે હું કહું છું 'મદમત્ત ન પૂજે જે' ઇત્યાદિ.

સંજીવક કહે, 'ભદ્ર, એ વાત સાચી છે. આપે કહ્યું એમ જ હું કરીશ.'

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી

## જીવનનું પરોઢ

(અનુસંધાન પાછળ પૃ. ૧૩૪થી) ઈશ્વર જે કરે એ વિષે માઠું કેમ લગાડાય! આપણે ગાયાં એ ભોળા ભગતનાં ભજનો ઘડીભર ન ભૂલાવાં જોઇએ.

આટલું કહી બાપુજીએ પોતાનો શોક સાવ ખંખેરી નાખ્યો અને એમનો શોક જોઇને અમને જે ઉદ્વેગ થયો હતો તે પણ ટાળ્યો. મૃત્યુભય તરી જવાનો બાપુજીએ અમારા હાથમાં જાણે કીમિયો મૂક્યો.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# Our Friends Abroad

અમેરિકામાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો (ગયા અંકથી ચાલુ)

Charlie Tatalian

409-69th Street BROOKLYN N. Y. (U.S.A.)

'Opan road for boys'ના પાછલા અંકોમાંથી મારું સરનામું મેળવી કાગળ લખ્યો છે. એના શહેરની વાત લખે છે. ૨૦ કુટુંબોવાળા મકાનમાં વસે છે. રસ્તા પર ટ્રોલીઓનો બહુ ધમધમાટ રહે છે. મકાનના પશ્ચિમ ભાગમાંથી ન્યુયૉર્કનો અખાત નજરે પડે છે. તેમાં ફેરી બોટો અને જંગી સાગર જહાજો દેખાય છે. પૂર્વ બાજુએ જમીનની ભીતરમાં રેલવેની સુરંગ છે. ઉપર હર મીનીટે ગાડીઓ અને ખટારા દોડયાં જાય છે. દક્ષિણે દશ માઇલ ઉપર Coney (કોની) ટાપુ છે ત્યાં તમાશા, ઉપાહારગૃહો અને સમુદ્રતટની લહેર છે અને ત્યાં આપણો મિત્ર હર ઉનાળે તરવા ઉપડી જાય છે ને તેમાં ખૂબ મોજ લે છે. ઉત્તરે આઠ જ માઇલ પર આકાશ ચુંબતા ઊંચા મકાનોવાળું ન્યુયૉર્ક દેખાય છે. એમાં પૂલો, નાટકશાળાઓ, ઓપેરા હાઉસ, સંગીતમંડળો, મોટા ડીપાર્ટમેંટ સ્ટોર અને બીજું શું નથી? પોતે હજુ સ્કૂલમાં જાય છે. ફોટોગ્રાફીનો, પત્રવ્યવહારનો, ન્યુયૉર્કમાં ભટકવાનો, પ્રસિદ્ધ નટનટીઓના હસ્તાક્ષરો ભેગા કરવાનો તેમજ દેશદેશની ચીજ સંઘરવાનો શોખીન છે અને હિન્દનું નામ લખેલી વસ્તુની ઝંખના છે.

Robert Curtis, 1006, 144th Street

EAST CHICAGO Indianna (U.S.A.) વર્ષ-૧૩

શીકાગોના એક પરામાં ૨૧ માઇલ છેટે વસે છે. તેના લત્તામાં ઑઇલ રીફાઇનરીઓ (તેલ ગાળવાના કારખાના) અને પોલાદની મીલો છે. તેને રેડીઓ, કેમીસ્ટ્રી અને ફોટોગ્રાફીનો શોખ છે ને પોતાના લત્તાની સ્કુલમાં જ ભણે છે. તેમાં ૧૭૦૦ જેટલા વિદ્યાર્થીઓ છે. રેડીઓ સેટ બાંધવાનો શોખ છે. કેમીસ્ટ્રીના ઘરમાં ઘણા આનંદજનક (Thrilling) પ્રયોગો કરે છે.

Frank Marshall, 207 Ave J.

WEIRTON W. Va. (U.S.A.) વર્ષ-૧૪

આટલાં વર્ષોથી એણે યુનાઇટેડ સ્ટેટ્સની બહાર કોઇને પહેલો પત્ર લખ્યો હોય તો મને જ. એને હિન્દમાંથી ઘણા સરનામા જોઇએ છે. તેમની 'Cquirrel Club'માં તે પ્રકટ કરશે. પણ ગમ્મત તો એ છે કે સરનામાંનું ઝુમખું ૫ સેંટથી વેચી પૈસા પણ કરી લે છે. છતા મને તો સૌજન્યથી મારું તેટલાં મફત મોકલવા તૈયાર છે. દુરદેશવાળાઓને હવાલો આપી દેવા હું પણ ખુશી છું. એનું ગામ ઉતર અમેરિકાની મોટામાં મોટી નદી ઓહાયોના કાંઠે વેસ્ટ વર્જીનીયામાં આવેલું છે. ત્યાં મોટામાં મોટી પોલાદની મીલ છે. પણ શહેર એટલું નાનું છે કે નકશામાં તે મુક્યું જ નથી.

Mrs Bertha M. Kerr

803 East 78th Street SEATTLE Wash (U.S.A.)

આ બાનુ એસ્પેરેન્ટોમાં પત્રવ્યવહાર પસંદ કરે છે, અક્ષરોની લખાવટ અને પત્રની ગોઠ આકર્ષક છે ટીકીટો અદલબદલ કરશે

Stanley Vardas

2967 Main st. WEIRTON W. Va. વર્ષ-૧૭

પોતાની ઉંમરના મિત્ર જોડે સંબંધ કરવા ઉત્સુક છે. તેના મિત્રનું સરનામું પણ સાથે આપ્યું છે જે સાયન્સ અને સર્જરીમાં રસ ધરાવે છે તેનું નામ.

Bob Rase

222, Watson street WEIRTON W. Va.

William Cummings

Wavland NEW YORK (U.S.A.)

તેના પિતા મોટર વેચવાનો ધંધો કરે છે હિન્દમાં અમેરિકન કારો આવે છે કે નહિ તે પૂછે છે. તેના બિછાના આગળ રેડીઓ રાખી આખી દુનિયાના સ્વરો સાંભળે છે. મેં મહાત્મા ગાંધીને નજરે જોયા છે ખરા? એવો પ્રશ્ન કરે છે.

Billy Kline 7 North Market street

FREDERICK MARYLAND (U.S.A.) વર્ષ-૧૪

Shizus Okhada, R. F. D. I.

Clearfield UTAH (U.S.A.) વર્ષ ૧૩

૭૦ રતલનું વજન અને સાડા ચાર ફુટની ઉંચાઇવાળો આ કુમાર સ્ટાંપ અને સિક્કા ભેગા કરવાનો રસિયો છે. યુટાહમાંનાં ગ્રેટ ખારતળાવ છે તેમાં ૨૭ ટકા મીઠું રહે છે. તેને લીધે પાણીમાં સહજ તરી શકાય છે. ભાગ્યેજ કોઇ ડુબે. આ સરોવરના મીઠાની એક પડીકી તેના કાગળ સાથે મારા પર મોકલી છે. યુટાહની નિપજમાં સાકર બીટ, ટામાટા, ડુંગળી, ઘઉં, તડબુચ, ચીભડાં, મૂળા, દ્રાક્ષ, નારંગી, પીચ, આલુ વગેરે જણાવે છે. તેના ગામની ચારે કોર પહાડો છે. નવેમ્બર માસમાં તે બધા ઉપર બરફ છવાઇ જાય છે. હિન્દનો પત્રમિત્ર મેળવવા ઉત્સુક છે.

B. C. Josef 1563 Walton Ave.

Bronz N. Y. NEW YORK CITY (U.S.A.) વર્ષ-૨૨

૫ ફૂટ નવ ઇંચની ઉંચાઇનો ૧૬૫ રતલનો હાઇસ્કુલ ગ્રેજ્યુએટ. બીજા ભાઇ કોઇ નથી. માતાના સંગમાં રહે છે. છેલ્લાં કેટલાક વર્ષોથી સ્વેચ્છાથી જ કુમારોના મંડળોની સેવા કરે છે. આ બધી કલબો નવા નવા આશયો ધરાવે છે. વ્યાયામ, સાહસ, સંગીત વગેરે. જે અમેરિકન કુમારો જોડે પત્રવ્યવહાર કરવા ધારતા કુમારોનું લીસ્ટ મગાવે છે એ દરેકને પત્ર લખનાર જોડીદાર મેળવી આપવાનું સ્વીકારે છે. અને પોતાની જ વયનો કોઈ મિત્ર કાયમ સંબંધ રાખે એવો માગે છે.

# આ મહિનો (માર્ચ) . . . અને એની પ્રતિભા

**તા. ૨** ગાંધીજીને ધર્મયુદ્ધના મંડાણ અર્થે હિંદના વાઈસરૉય લૉર્ડ અર્વિનને આખરીનામું મોકલ્યું—ઇ. ૧૯૩૦.

**તા. ૩** ઇંગ્લંડના પ્રખ્યાત કવિ, નવલકથાકાર ને નાટકકાર ડી. એચ. લૉરેન્સનું અવસાન—ઇ. ૧૯૩૦.

**તા. ૮** મરાઠી સાહિત્યના ઉપન્યાસ સમ્રાટ શ્રી હરિનારાયણ આપ્ટેનો જન્મ—ઇ. ૧૮૬૪.

**તા. ૯** ગુજરાતના પહેલા વૃત્ત વિવેચક શ્રી નવલરામનો જન્મ-ઇ ૧૮૩૬.

**તા. ૧૪** અમેરિકાની લોવેલ વેધશાળાએ નેપચ્યુનની પેલી પારના ગ્રહ પ્લુટોની શોધ જાહેર કરી—ઈ. ૧૯૩૦ * * યુગ્મતારકો ને ખરતા તારાઓના વિષય પર પહેલવહેલો પ્રકાશ પાડનાર ઇટાલિયન ખગોળશાસ્ત્રી જ્યોવાની વર્જિનિયો સ્કીઆપારેલીનો જન્મ—ઇ. ૧૮૩૫.

**તા. ૧૯** આફ્રિકાના મહાન શોધસફરી ડેવિડ લિવિંગસ્ટનનો જન્મ—ઇ. ૧૮૧૩

**તા. ૨૩** રૉબર્ટ ક્લાઇવ અને વૉટસને મળી, ફ્રેન્ચો પાસેથી ચન્દ્રનગર સર કર્યું—ઇ. ૧૭૫૭ એ વિજય બાદ ક્લાઇવને બંગાળ કબજે કરવાની વૃત્તિ થઇ ને મીરજાફરને લાંચ આપી પોતાને પડખે લીધો. એ વખતે એણે કહેલા શબ્દો, 'Nawab is a villain, he must be overset or we must fall,' બતાવે છે કે બ્લૅક હૉલ-જો એક તૂત હતું-તે પલાશીના યુદ્ધનું કારણ ન હતું, પણ આ જૂના પ્રપંચનું જ એ પરિણામ હતું.

**તા. ૨૯** સ્વામી શ્રદ્ધાનંદજીએ (એ વખતના મહાત્મા મુનશીરામે) હરદ્વારનું આદર્શ ગુરુકુલ ખુલ્લું મૂક્યું—ઇ. ૧૯૦૨.

**તા. ૨૫** ઇ. ૧૮૮૯ની મહાસભાના પ્રમુખ વિલિયમ વેડરબર્નનો જન્મ—ઈ. ૧૮૩૮ * * ટેન્સ નીચેથી જવાનો માર્ગ ખુલ્લો મૂકાયો—ઇ.૧૯૨૪.



આ માસની વિભૂતિ
હરિ નારાયણ આપ્ટે

ઇ. ૧૮૬૪માં વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર ને ન્યાયમૂર્તિ રાનડે જેવા પ્રકાંડ વિદ્વાનો મહારાષ્ટ્રમાં નવજીવનનો સંચાર કરી રહ્યા હતા એ અરસામાં આ સાલમાં તેમનો જન્મ થયો.

ઇ. ૧૮૮૩માં મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. બસ એ એમની છેલ્લી જ પરીક્ષા! ત્યાર પછી પાંચ વર્ષ ભણ્યા પણ કોઈ પરીક્ષામાં પાસ જ ન થયા. તેનું કારણ તેમની બુદ્ધિમંદતા ન હતી એમની બુદ્ધિ પર તો ટિળક, આગરકર વગેરેથી માંડી ડૉ. ભાંડારકર સુદ્ધાં મુગ્ધ હતા. પણ તેમનો બધો વખત સાહિત્યિક પુસ્તકોના વાચન પાછળ જ વીતતો. નાનપણથી જ મહાન સાહિત્યકાર બનવાની ઉમેદ એમણે સેવેલી.

અને ભણતર સમેટ્યા બાદ પોતાની એ મહત્ત્વાકાંક્ષા પાછળ જ એ મંડ્યા. એમની સૌ પહેલી નવલકથા 'મધલી સ્થિતિ'. 'પુણે-વૈભવ'માં એ ક્રમશઃ આવવા માંડી ત્યારે વિદ્વાનો સુદ્ધાંએ તેની વસ્તુની નવીનતા ને શૈલી માટે પુષ્કળ પ્રશંસા કરેલી. ત્યાર બાદ બીજી નવલકથા 'ગણપતરાવ' મનોરંજન માસિકમાં છપાઇ. એ જ માસિકમાં એમણે વિક્ટર હ્યુગો, મોલિયેર વગેરેની કૃતિઓના પણ અનુવાદો આપવા માંડ્યા હતા.

ઈ. ૧૮૯૦ના વરસથી એમના જીવનના મહત્ત્વપૂર્ણ સમયનો આરંભ થાય છે. એ સાલના ઑક્ટોબર મહિનાથી એમણે 'કરમણૂક' નામનું પત્ર શરૂ કર્યું. માત્ર ૨૬ વર્ષની વયે એમણે શરૂ કરેલા આ પત્રનો આધુનિક મરાઠી સાહિત્યના નિર્માણ પાછળ મોટામાં મોટો હિસ્સો રહેલો છે ભાસના નાટકોનું ભાષાંતર સૌ પહેલાં આ જ પત્રમાં પ્રસિદ્ધ થએલું. ઉપર્યુક્ત બે નવલકથાઓ સિવાયની શ્રી આપ્ટેની બાકી નવલકથાઓ એ પત્રમાં જ ક્રમશઃ છપાએલી. ૧૯૧૨માં એ પત્ર બંધ પડ્યું.

એમની સાહિત્યદીક્ષાને પરિણામે એકાદ બે નહિં પણ એકવીસ નવલકથાઓ એમણે મરાઠી સાહિત્યને ચરણે ધરી છે અને એ નવલકથાઓએ વસ્તુ, શૈલી ને ચિત્રણની અભિનવતાએ કરીને તેમને 'મરાઠી વાઙ્મયના વૉલ્ટર સ્કૉટ'નું બિરુદ અપાવ્યું છે. સામાજિક નવલકથાઓમાં તેમની 'પણ લક્ષ્યાંત કોણ ઘેતો?' સર્વોત્કૃષ્ટ મનાય છે, જ્યારે ઐતિહાસિક તરીકે 'ઉષઃકાલ'.

આ નવલકથાઓ સિવાય એમણે લખેલી વાર્તાઓ, નિબંધો, પ્રકીર્ણ લેખો વગેરેની સંખ્યા પણ નાનીસૂની નથી. હિંદના દુકાળની સ્થિતિ વર્ણવતી 'કાલ તર મોઠા કઠીણ આલા' એ વાર્તાના અંગ્રેજી ભાષાંતર પર તો 'પાયોનિયર' પત્રે ખૂબ ક્રોધાગ્નિ વરસાવેલો. પૂનાના પ્લેગની આફત પરની 'દસે દિવસ મેલે?' એમની વાર્તાઓનો શ્રેષ્ઠ નમૂનો છે. એમની વિદ્વત્તાને લઇ ડિગ્રી ન ધરાવવા છતાં મુંબઇ યુનિવર્સિટીના તેઓ દસ વર્ષ સુધી એમ. એ. ની પરીક્ષાના મરાઠીના પરીક્ષક રહ્યા હતા.

એ જેટલા ઉગ્ર સમાજ સુધારક હતા એટલા જ નમ્ર સેવક હતા ૧૮૯૬ના પ્લેગમાં એમણે ગાંઠના પૈસા ખરચીને મુડદાંની વ્યવસ્થા માટે માણસો રોકેલા. ડેક્કન એજ્યુકેશન સોસાઇટી ને પૂના મ્યુનિસિપાલિટીને પણ તેમણે આજીવન સેવા આપી હતી.

ઈ. ૧૯૧૯ના માર્ચની ૪થીએ એમનું અવસાન થયું.



# માધુકરી

**મનુષ્યત્વનો પાક**

તમામ તનભોગ ખેડી, શુભ ખાતરો રહું પુરી,
અપાર શ્રમથી અલભ્ય બીજ મેળવી, રોપિયાં:
હવે પ્રભુ' ચહું છ વૃષ્ટિ તવ મ્હેરની, ને લણું
પછી તુરત દેશ પાક ગરવ મનુષ્યત્વનો!

—હરિલાલ ગો. પંડ્યા

## મૉંટપારનાસનો કાઉન્ટ ટૉલ્સ્ટૉય

મૉંટપારનાસની એક ગંદી હોટલને સાતમે માળે પારીસના લેટીન ક્વાર્ટર્સમાં પડતી નાની ઓરડીમાં માનવતાના સૌથી મોટા હિમાયતીનો પુત્ર એના પિતાનાં સ્વપ્ન સાચાં કરવા મથી રહ્યો છે.

લીઓ લેવલોવીચ ટૉલ્સ્ટૉય—પ્રસિદ્ધ રશિયન વિચારકનો ત્રીજો પુત્ર—એના પિતાએ આદર્શ માનેલી ગરીબીમાં જીવન વીતાવી રહ્યો છે.

પારીસમાં એ એકલો રહે છે. ઘણા થોડા લોકો એને પિછાને છે. એના પિતાનાં ચિત્રો દોરીને અને ફ્રેંચ છાપાંઓ માટે લેખો લખીને એ પેટપૂરતી કમાણી કરી લે છે.

*

થોડો વખત અમે એના નાના ઓરડામાં વાતો કરી. લીઓ ટૉલ્સ્ટૉય એના પિતાનો સ્કેચ પુરો કરતો હતો.

બહારથી પારીસના ઘોંઘાટ રસ્તાઓની હારમાંથી, જૂની બારીઓમાંથી દેખાતાં છાપરાં અને ધુમાડીઆંના જાળામાંથી ગળાઈને આવતો હતો.

મેં પૈસાની વાત કરી ત્યારે કડવું સ્મિત એના મોં પર દેખાયું

'પૈસા?' એણે કહ્યું, 'દોસ્ત આવતી કાલને માટે પૈસા છે. એટલા જ છે . . . પરંતુ, પૈસાથી સુખ મળતું નથી.'

ઘડીભર એમ લાગ્યું કે વૃદ્ધ કાઉન્ટ ટૉલ્સ્ટૉય એના પુત્રને મોંએ બોલે છે. સ્મરણો વધારે ઊંડાં જતાં હતાં. એંસીક વરસનો આ પુરુષ એના પિતાને ઘણો મળતો આવે છે. સિવાય કે દાઢીમૂછ રાખતો નથી અને એને માથે તાલ છે. લાંબી ઊડતી દાઢી સાથે બીજા કાઉન્ટ ટૉલ્સ્ટૉય જેવો જ એ લાગે. એની આંખોમાં એ જ કરુણા છે, એવા જ સુંદર હાથ—સખત કામ કરેલું ન હોવાથી સુંવાળા અને સફેદ—એ જ ઔદાર્ય અને ક્ષમાની અસર છે.

'મારા પિતાએ અમની પાસે હતું તે બધું ય જગતને આપી દીધું છે.'—ઘડીભર એની કલમ બાજુએ મૂકી લીઓ ટૉલ્સ્ટૉય બોલ્યો, 'અને જગતે અમને, એના બાળકોને કશું આપ્યું નથી. પરંતુ, આનું અમને દુઃખ નથી. મારા પિતાની જેમ હું પણ એક ઉપકારક થવાને સરજાયેલો હતો—મોટો અમીર થવાને નહિ. એટલે ગરીબીની મને ચિંતા નથી. . . . પરંતુ કેટલીક વખત જરા મુશ્કેલી પડે છે.'

પરંતુ લીઓ ટૉલ્સ્ટૉયને પણ એક મોટું 'મિશન' હતું. કદાચ મૉંટપારનાસની નાની ઓરડીમાં એની આશા અને મહેચ્છા ફળીભૂત ન પણ થાય. એના મહાન પિતા પણ આ—મની પ્રતિમા વડે જે પરિપૂર્ણતા કદાચ ન લાવી શકત તે લીઓ ટૉલ્સ્ટૉય માને છે કે પોતે કોઈ વખત લાવી શકશે.

જગતનાં બધાં યુદ્ધો એ અટકાવવા માગે છે



વાની જરૂર છે.'

'પરંતુ કેવી રીતે?'

'ઊગતી પેઢીને જીવનની નવી વિચારસરણી શીખવીને, પ્રકૃતિએ એમને આપેલાં અમૂલ્ય ધનની કીમત આંકતાં શીખવીને, આપણી પ્રવૃત્તિઓને મૃત્યુની સામેના જીવનના ગજગ્રાહ માટે કેન્દ્રિત કરીને.'

'અને એ સ્થિતિએ પહોંચીએ ત્યાં સુધી પ્રજાઓનું શાસન કેવું હોવું જોઈએ?'

લોકશાસન પણ નહિ, કે સમ્રાટશાસન પણ નહિ,—પરંતુ—લૉગૉક્રસી—જ્ઞાન, યથાર્થતા અને વિચારણાશક્તિ.

'શક્તિ અને હિંસાને સ્થાને, જ્ઞાન અને યથાર્થતાને મૂકો અને બધા ય વિગ્રહોને તમે ટાળશો છો. શાંતિના વખતમાં આપણે જે ખાનગી જીવન ગાળીએ છીએ તે જ ભવિષ્યની લડાઈનું કારણ છે. પિતાએ પુત્રને શા માટે મારવો જોઈએ? કારણ કે વિશાળ સમજણ એ બધું જોઈ શકતી નથી. વિગ્રહોની જરૂર જ શી છે?'

માનવબુદ્ધિની અપૂર્ણતાઓ ગયું યુદ્ધ થયું. આ અપૂર્ણતાનું કશું નિરાકરણ નહિ લાવવામાં આવે તો બીજાં યુદ્ધો થશે. જીનીવા અને આંતરરાષ્ટ્રીય પરિષદોની વાતો ફર્યા કરવી નકામી છે. છેક તળીએથી આપણે શરૂ કરવાનું છે. મારો પંથ—મારો ધર્મ એ છે. બહુ મોડું થાય એ પહેલાં જગત માટે એ સંદેશો આપવાનો છે.'

સનાતન જીવનના આ માર્ગનો પ્રચાર કરતાં વ્યાખ્યાનો આપવા જવાની એ તૈયારી કરે છે. કદાચ, કોઈ દિવસ એના આ સાદા અને સહેલા ધર્મના પ્રચાર માટે જગતના પર્યટને એ નીકળશે. પરંતુ કદાચ . . . .

'મારે રખડુના જેમ રહેવું પડશે.' એ હસ્યો. 'પરંતુ બીજાને કહેતા ફરતા જાતે જ શરૂ કરવું સારું ખરું ને?'

'ફરી કોઈ દિવસ રશિયા પાછા જવા વિચાર છે?'

કોઈ દુઃખદ સ્મૃતિ એના ઉપર લાદવામાં આવી હોય એમ ક્ષણેક માટે એના મો પર વાદળ છવાયાં.

'હું જાણતો નથી. કેટલીક વખત મને લાગે છે કે હું અહીં પારીસમાં જ જીવન પૂરું કરીશ.'

'વીસથી યે વધારે વરસથી હું અહીં રહું છું તો યે કેટ-

'અરે! તમને એની ખબર નહિ હોય!

'મોરાવીઅન સાધુઓ, નવા ધર્મના, પ્રેમધર્મના યોદ્ધાઓ હતા. કુટુંબના બધા છોકરાઓ એ મઠમાં જોડાતા.

એ બધા મોટી લીલી ડાંખળીઓ ઉપર બંધુત્વની ભાવનાના શબ્દો કોતરતા; અને પોતાની શ્રદ્ધાના પ્રતીક રૂપે જમીનમાં દાટી દેતા.

ત્યાં પેલા ભુલાએલા ડાંખળીઓના ટુકડા સાથે મારા પિતાને દફનાવવામાં આવ્યા છે; અને કેટલીક વખત મને ઇચ્છા થાય છે કે હું પાછો ફરું . . .' એણે નિશ્વાસ મૂકી અધૂરું મિત્ર દૂર મૂક્યું. મૉટપાર્નાસના ચોપાટવાળા રસ્તામાં અમે બે સાથે ચાલતા હતા. એ ટોળામાં સૅટરીના લશ્કરી શાળાનો પોશાક પહેરેલા કોઈ કોઈ વિદ્યાર્થીઓ દેખાતા હતા. . . ટૉલ્સ્ટૉયના સનાતન જીવનનો પ્રતિકાર આટલો નજીકમાં જ હતો.

પરંતુ અમે બુલેવાર્ડ આગળથી જતા હતા ત્યારે આ ઝીણા દેખાતા, સફેદ વાળવાળા, બાળક જેવા નિખાલસ પુરુષને માન આપવા રસ્તે જતા લોકો થોભતા હતા.

કારણ કે મૉટપાર્નાસના રાહદારીઓ માટે તો હજી યે એ 'કાઉન્ટ' ટૉલ્સ્ટૉય જ છે. —હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

## સવાઈ ગુજરાતી સયાજીરાવ

૧૧ વરસની ઉંમરનો ખાનદેશી મરાઠાનો અભણ છોકરો ગાયો ચારતો ચારતો એકાએક ગાદી પર આવીને બેસે છે અને સાઠ વરસના પોતાના રાજ્યઅમલમાં કંઈ કંઈ ચમત્કારો કરી બતાવે છે તે પોતાની હકૂમતના પ્રદેશને બ્રિટિશરિયાસતથી પણ અરધી સદી આગળ ધપાવે છે તે કેળવણી ફરજિયાત કરે છે ને ગામેગામ નિશાળ કાઢે છે. તે ગામેગામ પુસ્તકાલયો કાઢે છે. તે બાળલગ્નો બંધ કરે છે ને અસ્પૃશ્યતાનું નિવારણ કરે છે તે વિધવાઓને વારસો અપાવે છે, દીકરીઓને વારસો અપાવે છે, અને તે હિંદુ સમાજનું નવેસર ઘડતર કરવા લગ્નવિચ્છેદનો પણ પાયો નાખે છે તે પ્રજામતનો અવાજ સ્વીકારવા ધારાસભા સ્થાપે છે. તે હિંદીને રાષ્ટ્રભાષા તરીકે પોતાને ત્યાં સ્વીકાર કરે છે તે ગુજરાતી ભાષાની આખી રાજકીય પરિભાષા ઘડાવે છે. તે સાહિત્યને ઉત્તેજે છે અને અસંખ્ય પુસ્તકો પ્રગટાવે છે. તે શું કરે છે ને શું નથી કરતો? પોતાના રાજ્યની શેરીઓમાં તે

પગપાળો ચાલે છે અને ગમે ત્યારે ગમે તે કચેરીમાં ઘુસી જઇને બેસી જાય છે. તે પોતાની મોટર રસ્તા વચ્ચે અટકાવનાર પોલિસને શિસ્તપાલન માટે ખાસ બદલી આપે છે. (આ નાના કાર્યમાં કેટલી અપાર મહત્તા ભરી પડી છે!) તે પરિષદોને પ્રમુખસ્થાને વિરાજે છે, તે સૌ સત્પ્રવૃત્તિઓને નવાજે છે. કોઇ પ્રખર પંડિતને છાજે તેવી જ્ઞાનભૂષાથી મંડિત, કોઇ સમર્થમાં સમર્થ પહેલવાન સમોવડો વ્યાયામવીર, માણસપારખુ ઝવેરી, કાયદાનો ઘડવૈયો ને ઘડવૈયો છે. તે દીર્ઘદર્શી સમાજસુધારક છે. તે જન્મે મહારાષ્ટ્રી છે, પણ વ્યક્તિને ભર્યો ભરપૂર હિંદી છે. પ્રજાના વ્યક્તિત્વને પોતામાં તરબોળ બની રહેતો તે સવાઇ ગુજરાતી છે. તે ભારતવર્ષનો શહેનશાહ થવાને લાયક—ભારતી પ્રજાનો હૃદયસ્વામી ગુર્જર સમ્રાટ સયાજીરાવ—૨૫ લાખ માનવીઓનો નિયંતા,—તે આજે વિલય પામે છે. ભારતવર્ષનું દુર્ભાગ્ય છે વધુ લખવા શબ્દો નથી. દિલાસો આપવા કે લેવા ઇચ્છા થતી નથી (હાંડીઓ)

## બ્રહ્મદેશની ઝાંખી

બ્રહ્મદેશનું મુખ્ય શહેર રંગૂન. રંગૂનનું કોઇ પણ દૃશ્ય ભારતીયોનું પ્રથમ આકર્ષણ કરે એવું હોય તો ત્યાંની રિક્ષા ગાડીઓ, અને બીજું એ શહેરની સફાઇ. અંગ્રેજોના આગમન બાદ એનું નિર્માણ થએલું હોઇ એની રચના બિલકુલ નિયમપૂર્વક થએલી છે.

રંગૂનને આપણા ગુજરાત પ્રાન્તનું એક નગર અથવા તો સૂરત શહેરનો એક ટુકડો જ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. આમ તો બધા પ્રાન્તોના લોક ત્યાં મોજૂદ છે, પણ ગુજરાતી લોકોએ પોતાના પ્રમાણ અને સંખ્યાને કારણે જે સ્થાન મેળવ્યું છે તે અજોડ છે. એની મુખ્ય બજારનું નામ પણ સૂરતી બજાર છે.

ધન અને પ્રભાવમાં ગુજરાતીઓની કોઇ સ્પર્ધા કરી શકે એમ હોય તો મદ્રાસના અહીં વસેલા ચેટ્ટી લોકો. મોટે ભાગે એ લેવડદેવડનુ જ કામ કરે છે. બર્મી લોકો ખૂબ ખર્ચાળ હોય છે, ને એને લઇને સહેજે ઋણગ્રસ્ત રહે છે. ભારે વ્યાજ આપી રૂપિયા ઉધાર લે છે ને સદાને માટે ચેટ્ટીઓના ફંદામાં ફસાઈ પડે છે. બ્રહ્મદેશમા હાલે ભારતીયો પ્રત્યે જે વિરોધ ને મનોમાલિન્ય વધવા પામ્યુ છે તેનું અધિકાંશ શ્રેય આ ચેટ્ટીઓને છે.

બર્મીઓ સ્વચ્છતાપ્રિય તો ખૂબ છે. સરેરાશ ભારતીય કરતા બર્મી અનેકગણો સ્વચ્છ રહે છે. અહીંના ગામડા પણ ભારતના પ્રમાણમાં સફાઈદાર લાગે. રંગૂનમાં એવું દૃશ્ય કદી ય જોવામાં નહિ આવે, જે કલકત્તામાં અમરતલ્લા ને મછુઆબજાર તથા મુંબઇમા ભૂલેશ્વર અને કામાટીપુરામાં દેખવામા આવે છે.

બ્રહ્મદેશનો ધર્મ બૌદ્ધ છે. અશોકના શિલાલેખોમાં સુવર્ણભૂમિ તરીકે ઓળખાએલો દેશ આ જ હશે એમ મનાય છે. અશોકના જીવતાં જ બૌદ્ધ ધર્મ અહીં પહોંચેલો. સીલોન જેમ જ એ હીનયાન સંપ્રદાયનો છે. ધાર્મિક ભાષા પાલી છે. રંગૂનનું શ્વેદગન પગોડા ધર્મભાવનાનું ઉચિત પ્રમાણ છે ક્યારે પે તમે એ ખાલી નહિ જુઓ. ભાવિક ભક્તોની ઠઠ સદા જામેલી ને જામેલી જ રહે છે. અનેક બહુમૂલ્ય સામગ્રીઓથી તે ભરેલું છે. એ ખૂબ પ્રાચીન છે ને તેનું નિર્માણ ઇસુની બીજી સદીમાં થએલું મનાય છે. બ્રહ્મદેશમાં એનું ખૂબ મહત્ત્વ છે ને સિયામ, કંબોજ ને ઠેઠ ચીનથી યાત્રીઓ અહીં 'ફયા'(પ્રભુ)ના દર્શને આવે છે

અહીંની પ્રથા અનુસાર હરેક વ્યક્તિને જીવનના કોઇ પણ અરસામાં કાષાય વસ્ત્ર ધારણ કરી 'ફુંગી' (ભિક્ષુ) બનવુ પડે છે. એનો અર્થ એ નથી કે એ પાછો ગૃહસ્થજીવનમાં ન પ્રવેશી શકે. બ્રહ્મદેશમા જેટલા શિક્ષિતો મળશે એટલા ભારતમાં નહિ મળે, ને એ વિદ્યાપ્રચાર આ ફુંગીઓને જ આભારી છે.

બર્મી લોકો કદે ઠીંગણા ને મજબૂત બાંધાના હોય છે. મંગોલિયન શાખાના હોવાને કારણે એમનો રંગ પીળો ને નાક ચપટું હોય છે. સ્રીપુરુષ બધાં જ લૂંગી પહેરે છે. રેશમી કપડાનો અહીં ખૂબ પ્રચાર છે. સાધારણમા સાધારણ બર્મી પણ સાંજ પડ્યે રેશમી લૂંગી પહેરી નીકળશે. માંડલે નજીકના અમરાપુરાનું રેશમ વિખ્યાત છે.

જાતપાંતના અહીં મુદ્દલ ભેદ નથી. એ સારૂં પણ છે ને ખરાબ પણ છે. એક વિદ્વાને કહ્યું છે કે થોડા જ વખતમા એવો દિવસ આવશે જ્યારે વિશુદ્ધ બર્મી મળવો મુશ્કેલ થઈ પડશે. કોઇ બર્મીને ચાર પુત્રીઓ હશે તો એક અંગ્રેજને પરણશે, બીજી મુસલમાનને, ત્રીજી ચીનાને ને ચોથી બીજા કોઇને. મુસલમાનોની સંખ્યા ખૂબ વધી ગઇ છે. એમનાં મિશ્ર સંતાનોને જરબાદી કહેવામા આવે છે. અને બ્રહ્મદેશને પરાધીન બન્યે તો હજુ પૂરાં સો વર્ષ નથી વીત્યા ત્યાં ઍંગ્લો-બર્મીઝની સંખ્યા ભારતના ઍંગ્લો-ઇંડીયનો કરતાં ત્રણગણી થઈ ગઇ છે!

બ્રહ્મદેશની ભૂમિ અત્યંત ફળદ્રૂપ છે. કહેવાય છે કે અહીં કદી દુકાળ નથી પડતો. ચોખા અહીંની મુખ્ય ઊપજ છે ને એટલા પાકે છે કે જગભરમાં બહાર મોકલાય છે. જંગલો બ્રહ્મદેશની ખાસ સમૃદ્ધિ છે ઇમારતી લાકડાં પુષ્કળ થાય છે ને એમને વહેરવા અનેક સૉ-મિલ ઊભી થઇ છે લાકડા ને વાંસ પરની બર્મીઓની કારીગરી પર તો વિદેશીઓ પે મુગ્ધ બને છે પેટ્રોલિયમ અહીંની બહુમૂલ્ય સંપત્તિ છે, પરંતુ વ્યવસાય 'બર્મા ઑઇલ કંપની' એ અંગ્રેજ કંપનીને હસ્તક છે. આ કંપનીએ અપાર સંપત્તિ એકઠી કરી છે કારણ મનમાન્યા ભાવે એ ભારતમાં પોતાનું તેલ વેચી શકે છે. બ્રહ્મદેશ કબજે કરવા પાછળ અંગ્રેજોની આ તેલ માટેની લોલુપતા જ રહેલી હતી. (વિશાલ ભારત)

## આ ઈંગ્લંડ!

ઈંગ્લંડ! હિંદીને મન તો એ ઘરના આંગણા જેવું. કારણ, શિક્ષણના આરંભથી જ તેને તો અંગ્રેજ સંસ્કૃતિ તરફ સંમાન પેદા થાય છે ને રફતે રફતે એ તેને એટલી અનુકરણીય લાગતી જાય છે કે પોતાના દેશનાં સાંસ્કૃતિક મૂલ્યોનું અવમાન થવા દેવામાં યે એને કશો બાધ નથી નડતો. અંગ્રેજી ઇતિહાસ એને સાલવાર કંઠાગ્ર હોય છે ને શેક્સપીઅર ને મિલ્ટન તો એની જીભ ઉપર જ રમતા હોય છે.

અને છતાં, ઈંગ્લંડ આવેલા કોઈ પણ હિંદીને બ્રિટિશ સામ્રાજ્યના પાટનગરમાં સહેજે ન ગોઠે એ વસ્તુ આશ્ચર્યજનક નથી.? જ્યાંની ભાષા પણ અજાણી ને દુર્બોધ છે એવા પારીસમાં એને ગોઠે; આપણાં શહેરોથી બિલકુલ વૈષમ્ય ધરાવતા ન્યૂયૉર્કમાં પણ એને ગોઠે; ત્યારે લંડનમાં શા માટે નહિ? હું આ સવાલનો જવાબ શોધું છું.

અત્યારે આ પાટનગરનાં જે ખાબોચિયાં ('digs')માં અમે પડ્યા રહ્યા છીએ એ અમારી આવશ્યકતાઓ માટે ઓછાં પડે છે. અમે રોજિંદાં છાપાંની લૉજિંગની જાહેરખબરો ઉથલાવીએ છીએ ને બીજે દિવસે વહેલી સવારે તેની તપાસમાં નીકળી પડીએ છીએ.

પહેલ વહેલું જ, 'Rooms and Apartments to Let'નું પાટિયું મારેલા એક મકાનનું બારણું અમે ખખડાવીએ છીએ. એક જણ બહાર નીકળે છે, અમે અમારો ઉદ્દેશ એને સમજાવીએ છીએ, ને એ સાંભળી, કેમ જાણે અમે કંઈક વધુ પડતી ધૃષ્ટતા કરી નાખી હોય તેમ તે અમને ધસીને ના પાડી દે છે.

અમે બીજું પાટિયું ટાંગેલા મકાને પહોંચીએ છીએ. આશાતુર હૃદયે ઘંટડી દબાવીએ છીએ. અંદરો ઊતરી કોઈ કુમારિકા બારણું ઉઘાડી બહાર ડોકાય છે અને અમને જોતાં જ કારમી ચીસ પાડી ઊઠે છે. કદાચ કોઈ જંગલી નરભક્ષકની કે દુષ્ટ 'darkies'ની એકાદ નોવેલ તે વાંચતી હશે ને તેના પણ જીવતાજાગતા નમૂના જેવા અમને જોઈને એ ભયભીત થઈ ગઈ હશે. 'રૂમ્સ' એ એક જ શબ્દ અમારા મોંમાંથી બહાર પડે છે ત્યાં તો ધડાક લઈને બારણું દેવાઈ જાય છે. જે જે સ્થળે અમે ભટક્યા એ સઘળાંની આવી જ કેફિયત છે. આખરે હતાશ થઈ અમે ગુસ્સાથી લાલચોળ ને રહોંએ પરસેવાથી નહાતા ઘેર પાછા ફરીએ છીએ.

આ રંગદ્વેષનો, આ બ્રિટિશ શાહીવાદનો અમે અમારા દોરતો આગળ બળાપો કાઢવા બેસીએ છીએ, ત્યાં તો એ લોકો બોલી ઊઠે છે, 'તમારી આ શોધ કંઈ નવી નથી. અહીંના એકેએક હિંદી 'આગંતુક'નો એ તો દરઅસલ અનુભવ છે.' એ બાબતમાં વધુ ઊંડા ઊતરતાં અમને જણાય છે કે અહીં આવતા હિંદી સરકારી નોકરો પણ એ સત્યથી પર નથી.

બીજે દિવસે ફરવા નીકળતાં અમને એ ભાન થાય છે કે અમે લંડની ગિર્દીમાં યે અમારી નજીક ઢૂકવાનું કોઈને મન થતું નથી. અમે હાઈડ પાર્કમાં જઈએ છીએ. ત્યાં તો સામાન્યતઃ ખૂબ ધસારો રહે છે. અમારી આસપાસની પણ સઘળી બેઠકો રોકાઈ જાય છે. એવામાં કોઈ ગોરી સન્નારી આવી ચડે છે. સૌજન્યને વશ થઈ મારો મિત્ર તેને પોતાની જગ્યા લેવા આમંત્રે છે, પણ એ સન્નારી તો તુચ્છકારભર્યો એક હુંકાર કાઢી, જગ્યાના અભાવે મોં ફેરવી ઊભી રહે છે. મોડું મોડું કોઈ ગોરા સજ્જનમાં અનુકંપાનું ઝરણું ફૂટે છે ને એ પોતાની બેઠક પેલાં સન્નારીને આપવા માંડતાં તે હર્ષપૂર્વક તેનો સ્વીકાર કરે છે: આમાં અમે કદાચ ખોટી રીતે જ અમારું અપમાન કલ્પી લઈએ, કારણ કોઈ ગોરો પોતાની બેઠક ન આપે ત્યાં સુધી આ ગૌરાંગનાએ ઊભા રહેવાનો જ નિર્ણય પણ કર્યો હોય.

મારો એક મિત્ર કૉલેજમાં જાય છે. પચાસ જેટલી વર્ગની સંખ્યામાં એ એકલો જ હિંદી છે. વ્યાખ્યાનોમાં એ ખૂબ નિયમિત છે, પણ જ્યારે જાય છે ત્યારે પોતાની આજુબાજુની બે ખુરશીઓ હમેશાં ખાલી જ જુએ છે. એને હમેશાં મુખ્ય ભૂમિખંડથી કપાઈ ગએલા ટાપુ જેમ બેસી રહેવું પડે છે. આનું એને અપમાન લાગે છે તેમાં તેના લાગણીપ્રધાન સ્વભાવનો પણ દોષ હોય, કારણ એને તો વર્ગમાંથી કોઈ કદી નથી બોલાવતું તેનું યે અપમાન લાગે છે.

અને ખરા અંગ્રેજોને તો આપણે ઓળખીએ પણ ક્યાં છીએ? આપણે હિંદમાં બેઠે માની લીધેલા મહામાનવો માત્ર 'મનુષ્યો' જ છે એની કલ્પના તો અહીંના કોઈ યુગરાવને ટ્રાન્સઍટલાન્ટિક સ્ટીમરમાં ભૈયિયા તરીકે રહેવાની જાહેરખબરો છપાવતો જાણ્યા વિના શી રીતે આવે? અહીંની સરકારે બ્રિટિશ સામ્રાજ્યનું ગૌરવ જાળવવા માટે આવી બાબતો 'નેટિવો'ની જાણમાં ન આવવા દેવી જોઈએ. વળી અહીં આવ્યા સિવાય શી રીતે જાણવામાં આવે કે આલ્ડસ હક્સલેએ જેને 'bath-taking shirt changing race' કહી છે એ અંગ્રેજ જાતિમાંથી એકાદ અઠવાડિયે પણ કોઈ ભાગ્યે નહાતું હશે? અહીંની કેટલીક હોટલોમાં નહાવાનો દર એક વખતના પૂરતા ખાણા જેટલો ભારે હોય છે ને ઘણાં ખરાં એ બંનેમાં બીજો જ પ્રકાર પસંદ કરે છે.

વળી આપણા પત્રકારત્વ કરતાં અહીંનું પત્રકારત્વ પણ કેટલું જુદું? આપણે ત્યાં ખૂનોની ખબરો ભાગ્યે જ છાપાંમાં દેખાય ને દેખાય ત્યારે એકાદ ખૂણામાં. પણ અહીં તો ખૂનની ખબર પડે કે છાપાંમાં કુતરાની દોડધામ થઈ રહે, ને મરનારના ફોટોગ્રાફો, એની ખાનગી જિંદગીનો અહેવાલ ને શક્ય હોય તો ખૂન કરનારના જીવનનાં સંસ્મરણો પણ કોઈ પત્ર ખાસ પોતા માટે અધાર ખરીદી લે ને પછી મોટા અક્ષરે તેના પહેલા જ પાના પર તે પ્રસિદ્ધ થાય. એવી જ રીતે છૂટાછેડાના દાખલા, સ્ત્રીઓ પર આક્રમણોના

પ્રસંગો કે સમાજના રોમાંચક કિસ્સા આપણા કરતાં બહેતર રીતે જ અહીં પ્રસિદ્ધિ પામે છે. બિચારો બેવર્લી નિકોલ્સ સાચી રીતે જ અમેરિકન છાપાંને ભાંડ્યા કરે છે!

પણ નવા આગંતુકનું ઇંગ્લંડની સમૃદ્ધિનું સ્વપ્ન તો ત્યારે જ તૂટી જાય છે જ્યારે રીજન્ટ સ્ટ્રીટમાં તે ટાઢે ઠરતી ટોકરીઓ, અપંગ સૈનિકો ને દરિદ્રનારાયણનું લાંબું લંગર દેખે છે. અને ત્યારે એને પહેલો પ્રશ્ન એ જ ઊઠે છે કે મારા દેશને આખો ને આખો નીચોવી લીધા છતાં અંગ્રેજો પોતાના જ દેશવાસીઓને આગ અન્ન કે આશ્રય વિના શા માટે રઝળાવતા હશે? પણ એ પ્રશ્ન અનુત્તર જ રહે છે.

(હિંદુસ્તાન ટાઈમ્સ) —અહમદ અબ્બાસ

## મહાયુદ્ધ પછીના મૅન્ડેટ

મહાયુદ્ધ બાદ સુલેહના જે કરારો થયા તે અનુસાર મિત્રરાજ્યો સામે લડનારા જર્મની ને તુર્કીનાં બધાં સાંસ્થાનિક પ્રદેશ ઝૂંટવી લઈ તે જુદાજુદા રાષ્ટ્રોના રક્ષણ નીચે મૂકવામાં આવ્યો, જે રક્ષિત પ્રદેશ મૅન્ડેટ નામથી ઓળખાય છે. એવા મૅન્ડેટોમાંથી એકલું ઇરાક જ બ્રિટનના આધિપત્યમાંથી સ્વતંત્ર થયું છે, જ્યારે બાકીનાનું નસીબ જેવું ને તેવું જ રહ્યું છે. એ ઝૂંટવાએલા પ્રદેશો ને એના ભોક્તાઓની તારીજ આ નીચે આપી છે:

| જર્મની પાસેથી ઝૂંટવાએલાં સંસ્થાન | કોણે લીધાં |
|---|---|
| ટોગોલૅન્ડ | ગ્રેટબ્રિટન ને ફ્રાન્સે |
| કામેરૂન | " " |
| સાઉથ વેસ્ટ આફ્રિકા | દક્ષિણ આફ્રિકાના યૂનિયને |
| જર્મન ઈસ્ટ આફ્રિકા | ગ્રેટબ્રિટન ને બેલ્જિયમે |
| જર્મન ન્યૂ ગિની | ઑસ્ટ્રેલિયાએ |
| નૌરૂ ટાપુ | ન્યૂ ઝીલૅન્ડે |
| કેરોલિન ટાપુ | જાપાને |
| સામોઆન ટાપુઓ વગેરે | ન્યૂ ઝીલૅન્ડે |
| તુર્કી પાસેથી ઝૂંટવાએલાં. | |
| પૅલેસ્ટાઇન ને ઈરાક | ગ્રેટબ્રિટને |
| સીરિયા ને લેબનન | ફ્રાન્સે |

## દુનિયાનો સૌથી મોટો ટાપુ

ગ્રીનલૅંડ એ દુનિયાનો મોટામાં મોટો ટાપુ છે, અને એનો સારો યે ભાગ ૧૦૦૦ ફૂટ જાડાઈના બરફના પડે ઢંકાએલો છે. તેર હજાર એસ્કિમો અને ચાર સો ગોરાઓથી તે વસાએલો છે ને ડેનમાર્કની સત્તા તળે છે. ૮,૨૭,૩૦૦ ચોરસ માઈલના વિસ્તારનો એ ટાપુ આયર્લંડથી પચીસ-ગણો મોટો છે. ત્યાં વસવા માટે અને વેપાર કરવા માટે સરકારની ખાસ પરવાનગી મેળવવી પડે છે.

પહેલવહેલો એ ટાપુ દસમી સદીમાં એક નૉર્સમેને શોધી કાઢ્યો. તે વખતે કેટલાક સંસ્થાનિકો ત્યાં વસેલા, પણ એ બધા કેમ અને ક્યાં ગુમ થયા એ ઇતિહાસનો એક મોટો કોયડો છે.

દરિયાને સ્પર્શતી કિનારરેખાના અમુક ભાગ સિવાય તે પર જમીનનું નામનિશાન નથી. હિમની ટોપી જેવો એક કુબ્જ પ્રદેશ તેને બરોબર વચ્ચેથી વિભાજિત કરે છે. તેની ઊંચાઈ પાંચથી કરીને નવ હજાર ફૂટ સુધી થતી જાય છે. બરફના જબરા પ્રવાહો હિમપહાડો સાથે ધસમસતા તેની આજુબાજુ વહે છે.

ભવિષ્યમાં ભૂસ્તરવિજ્ઞાનમાં એ ટાપુ અજબ ફેરો કરશે એમ મનાય છે

## પશુપક્ષીઓની આયુમર્યાદા

| નામ | આયુષ્ય | નામ | આયુષ્ય |
|---|---|---|---|
| સસલું | ૫ વર્ષ | ઘેટું | ૧૨ વર્ષ |
| બિલાડી | ૧૩ | કૂતરો | ૧૫ |
| બકરી | ૧૫ | ગાય | ૨૫ |
| ડુક્કર | ૨૫ | ઘોડો | ૨૭ |
| ઊંટ | ૪૦ | સિંહ | ૪૦ |
| હાથી | ૧૦૧ | મગર | ૩૦૦ |
| કાચબો | ૪૦૬ | વ્હેલ | ૫૦૦ થી ૧૦૦૦ |
| કૂકડો | ૧૪ | ચકલી | ૪૦ |
| પોપટ | ૬૦ | હંસ | ૧૦૦ |
| કબૂતર | ૨૦ | મોર | ૨૪ |
| કાગડો | ૧૦૬ | ગરુડ | ૧૦૦ |

## આપણી પૃથ્વીના મહાખંડો

| ખંડ | ક્ષેત્રફળ | વસતિ |
|---|---|---|
| એશિયા | ૧,૭૦,૦૦,૦૦૦ | ૧,૨૪,૪૦,૦૦,૦૦૦ |
| યુરોપ | ૩૭,૫૦,૦૦૦ | ૫૫,૦૦,૦૦,૦૦૦ |
| ઉ. અમેરિકા | ૮૦,૦૦,૦૦૦ | ૧૩,૮૦,૦૦,૦૦૦ |
| દ. અમેરિકા | ૬૮,૦૦,૦૦૦ | ૭,૪૦,૦૦,૦૦૦ |
| આફ્રિકા | ૧,૧૫,૦૦,૦૦૦ | ૧૫,૦૦,૦૦,૦૦૦ |
| ઓશેનિયા | ૩૪,૫૦,૦૦૦ | ૬૦,૦૦,૦૦૦ |
| ધ્રુવખંડો | ૫૦,૦૦,૦૦૦ | ... |
| | ૫,૫૫,૦૦,૦૦૦ | ૧,૯૯,૭૦,૦૦,૦૦૦ |

## જુદીજુદી વયે માણસની નાડીના ધબકારા

| વય | દર મિનિટે ધબકારા |
|---|---|
| જન્મ વખતે | ૧૩૦ થી ૧૪૦ |
| પહેલું વર્ષ | ૧૧૫ ,, ૧૩૦ |
| બીજું ,, | ૧૦૦ ,, ૧૧૫ |
| ત્રીજું ,, | ૯૫ ,, ૧૦૫ |
| ૭ થી ૧૪ વર્ષ | ૮૦ ,, ૯૦ |
| ૧૪ થી ૨૧ ,, | ૭૫ ,, ૮૫ |
| ૨૧ થી ૬૦ ,, | ૭૦ ,, ૭૫ |
| ૬૦ પછી | ૭૫ ,, ૮૫ |

ભયંકર તોફાનમાં સપડાએલા એક વહાણમાંના કેટલાક માણસો દરિયામાં ફેંકાઈ પડેલાં જોઈને વહાણ પરના એક હબસી ગુલામે તત્કાલ દરિયામાં કૂદી પડી જીવસટોસટની એવી તો જહેમતે પાંચ જણને બચાવ્યા કે કપ્તાને આ-ફરીન પોકારી તેને છઠ્ઠી વાર કૂદતો અટકાવી કહ્યું; 'બસ બસ; તારા પરા-ક્રમથી તને હું મુક્તિ બક્ષું છું.' 'પણ હજી એક છઠ્ઠો ત્યાં ગળચવાં ખાય છે. તેને બચાવવાની પહેલી જરૂર છે. પહેલો એનો જીવ, પછી મારી મુક્તિ'. અને એટલું કહીને એ હબસી ફરી પેલાને બચાવવા દરિયામાં કૂદી પડ્યો.

ગણિતગમ્મત

અરધાના અરધાને અરધાએ ભાગતાં અરધો જ જવાબ આવે:

$$\frac{1}{2}\times\frac{1}{2}=\frac{1}{4}\div\frac{1}{2}=\frac{1}{4}\times\frac{2}{1}=\frac{1}{2}$$

અનેકાર્થી શબ્દ: બેડિયું = આગે-થી ફેરીઓ અંદર પેડખાનાં બનાવેલ ઓળી; બત્રીસ મણનું માપ; બે બળદ ખેંચી શકે તેટલા ભારનું ગાડું; શેરડીના ફેણીના બે આંખોવાળો કટકો.

કહેવતોના અર્થ: 'પટેલની ઘોડી પાધર સુધી'—પટેલ ઘોડીએ ચડી નીકળે તો એ ગામના પાધર સુધીનાં માણસો તો ઝૂકીઝૂકીને સલામ ભરે, પણ એથી આગળ જતાં એવા પટેલાઈના કોઈ ભાવ પણ ન પૂછે; એટલે, માણસનું જેટલામાં-ચલણ હોય એટલામાં જ એનો ભાવ પૂછાય. એને મળતી કહેવતો; 'પાણીઆરાના મુનશી', 'મુલ્લાની દોટ મસીદ સુધી', વગેરે.

પૂઠા પર સજ્જડ ચોંટેલો ફોટોગ્રાફ ઉખેડવા માટે તેના પર પલાળેલો બ્લોટિંગ અરધો કલાક મૂકી રાખજો. ઢીલો થઈને ઉખડી આવશે.

જેરી ચાલનારાં બધાં પ્રાણીઓમાં નાગ સૌથી બુદ્ધિમાન છે.

'Home, Sweet Home'

એ અંગ્રેજી કાવ્યના લેખક આ જૉન હાવર્ડ પેઇનને પોતાને જ ઘર નહતું. આવસ નેજારનો એ ફળકુ હતો ને એ કાવ્ય પણ પારીસમાં કોડી વિના ભટકતાં એણે લખેલું એ સ્થિતિમાં જ તે ટયુનિસ મુકામે અવસાન પામેલો.

આજ સુધીના અમેરિકાના પ્રમુખોની વંશાવળી નીચે મુજબ છે: ૩ ડચ, ૧૮ ઇંગ્લિશ, ૧ વેલ્શ, ૨ સ્કૉચ, ૬ સ્કૉચ–આયરિશ ને ૧ સ્વિસ.

યહૂદીઓના પેગંબર મૂસાની જીભ ખૂબ તોતડાતી હતી. એવી જ રીતે નીતિકથાઓનો લેખક ઇસપ ને ઇટલીનો મહાકવિ વર્જિલ પણ બોલતાં તોતડાતા હતા.

'કાલે મારી પર થઈ ટ્રેન ચાલી ગઈ.'
'અને તને કંઈ પણ ન થયું?'
'ના, કારણ હું પૂલની નીચે હતો.'

આપણા વિનીત નેતા ને નામાંકિત પત્રકાર શ્રી સી વાય. ચિંતામણીએ મેટ્રિક પણ પસાર નથી કરી!

આ જાતનાં વાંદરાં આખાદ વાઘની ગર્જના જેવો અવાજ કાઢી જાણે છે.

આપણે પોતે

આપણે ઊભા કે બેઠા હોઈએ તેના કરતાં સૂતા હોઈએ ત્યારે લોહી વધારે ઝડપથી ફરે છે.

આપણે ત્રણ મહિને આપણા વજન જેટલો ખોરાક ખાઈએ છીએ.

આપણા શરીરમાંથી ગરમીનો પ્રવાહ હંમેશાં એટલો વહ્યા કરે છે કે કોઈની ચામડી બહુ તીવ્ર સ્પર્શવૃત્તિ હોય તો તદ્દન અંધારા ઓરડામાં પણ વધેલા ઉષ્ણતામાનથી બીજા માણસની હાજરી પામી શકાય.

આપણો દેશ

આખી દુનિયામાં અશિક્ષિતોનો ત્રીજો ભાગ આપણા દેશમાં છે.

આપણા દેશની વસતિનો માત્ર ૧૧ ટકા જ શહેરોમાં વસે છે.

આપણા સાડા બાવીસ લાખ દેશીઓ પરદેશોમાં વસે છે.

આપણી પૃથ્વી

આપણી પૃથ્વી પરના હવાનું વજન દર સો વર્ષે એક રતલ થાય છે.

આકાશમાંથી દર પળે આપણી પૃથ્વી પર ખરતા તારાઓ પડતા જ રહે છે ને એથી એનું વજન વધતું જ જાય છે. આપણા વાતાવરણમાં મનિશભ્રમં સુધીમાં તો એ તારા ઝીણા રજકણો બનીને વાતાવરણમાં પથરાઈ જાય છે.

દર સૂર્યગ્રહણ વખતે આપણી પૃથ્વી ઉપરની ગરમી (ઉષ્ણતામાન) પંદર અંશ ઘટી જાય છે.

બધું ઊલટું: આ અમેરિકન છોકરો નીચેથી ઉપર, અવળું, ઊંધા અક્ષરોમાં બે હાથે હાથી લખી શકે છે.

# જે કોઇને કુમાર પ્રિય છે તે સૌના લાભનું

## કુમારની રહીસહી ફાઇલો અને છુટા અંકો અત્યંત સસ્તી કીમતે

કુમાર કાર્યાલયમાં પડતી જગ્યાની તંગીને કારણે આજ સુધી અમે આગ્રહપૂર્વક જાળવી રાખેલો અમારો પાછલો રહ્યોસહ્યો સ્ટૉક અમે બીલકુલ સસ્તી કીમતે કાઢી નાખીએ છીએ. એની યાદી આ નીચે આપી છે. ¶ કુમારના ફાઇલો એ સદાકાળ સંઘરી રાખવા યોગ્ય સંગીન સાહિત્ય છે; બાળકોનું એ જાયુકનું શિક્ષણ–સાહિત્ય છે, ઘરનું એ અમોલું રાચ છે. આ દૃષ્ટિએ આજે પણ નવા ગ્રાહક થનારાઓ પોતાની ફાઇલો સાવચેતીપૂર્વક સંઘરે છે, અને ઘણા પાછલી ફાઇલો વસાવે છે

### છતાં

- વાચકોમાંના હજી ઘણા એવા હશે જેમની પાછલી ફાઇલોમાં કોઈ ને કોઈ અંક ખૂટતો હશે;
- ઘણા એવા પણ હશે, જેમને પાછલી એકાદ ફાઇલથી 'કુમાર'ની સળંગ કતાર પોતાના કબાટમાં બની રહેશે;
- કેટલાક નવા ગ્રાહકો, બની એટલી પાછલી ફાઇલો પણ વસાવવા ઇચ્છતા હશે;
- આપણા ગરીબ દેશમાં મધ્યમ સ્થિતિનાં એવાં ઘણાં કુટુંબો, સંસ્થાઓ, અને ગરીબ વિદ્યાર્થીઓ પણ હશે કે જેને કુમારનું સાહિત્ય સસ્તી કીમતે મળે તો જ વસાવવું પોસાઇ શકે; અને
- ઘણા એવા પણ હશે જે એ અધૂરી ફાઇલને પણ મધૂરી ગણીને હોંશથી વસાવવા તત્પર હશે;

એવા સૌ માટે આ તક છે

## પાછલી ફાઈલો

દરેકની કીમત સામે બતાવ્યા મુજબ • પોસ્ટેજ જુદું

| | |
|---|---|
| વર્ષ ૮ (અંક ૮૫થી ૯૬) રૂ. ૫ | વર્ષ ૯ (અંક ૯૬ થી ૧૦૮ ૧૦૦મા અંક વિના) |
| વર્ષ ૭ (અંક ૭૩થી ૮૪) રૂ. ૪ | વર્ષ ૧૦ (અંક ૧૦૯થી૧૨૦) |
| વર્ષ ૬ (અંક ૬૧થી ૭૨) રૂ ૨ | વર્ષ ૧૨ (અંક ૧૩૩ થી ૧૪૪) |
| વર્ષ ૧૧ (અંક૧૨૧થી૧૩૨) રૂ.૨ | વર્ષ ૧૩ (અંક૧૪૫થી૧૫૬) |

(જમણી બાજુનાં વર્ષો:) દરેકના રૂ.૩-૦-૦

## છુટક અંકો

### દરેકના કીમત ૨ આના

નીચે જેના નંબર આપ્યા છે તે અંકોની રહીસહી અનિયમિત સંખ્યા સ્ટૉકમાં છે તમારી ફાઈલમાં ખૂટતો કોઇ અંક એમ છે? તો શોધીને મેળવી લો અથવા તમને મનગમતા કોઈ પણ અંક મંગાવી તેની ફાઇલો બંધાવી લેશો તો યે રસમય સંગીન સાહિત્યનો સંગ્રહ તમને સસ્તામાં મળી રહેશે:

૪, ૩૭, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૬૦, ૬૧, ૬૩, ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૭૧, ૭૨, ૭૪, ૭૮, ૮૧, ૮૩, ૮૪, ૮૭, ૮૯, ૯૦, ૯૧, ૯૨, ૯૫, ૯૬, ૧૦૨, ૧૦૪, ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૧૬, ૧૧૭, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૨, ૧૨૩, ૧૨૪, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૩૦, ૧૩૧, ૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૧, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮, ૧૪૯, ૧૫૦, ૧૫૧, ૧૫૩, ૧૫૫, ૧૫૬, ૧૬૨, ૧૬૬.

- ફાઇલો બધી બાંધ્યા વિનાની સમજવાની છે.
- કીમત તદ્દન સાફી (પોસ્ટેજ વગરની) છે. ટપાલ ખર્ચ અંક દીઠ એક પૈસા પ્રમાણે વધુ ગણીને સાથે જ નાણાં મોકલવાં.
- વી.પી. કરવામાં આવશે નહિ; પોસ્ટની ટિકિટો અગર મનીઑર્ડર દ્વારા નાણાં અગાઉથી જ મોકલવા.
- ઑર્ડર મળશે તે તારીખના ક્રમમાં જ રવાનગી કરવામાં આવશે.

## આ અણમોલ તક ગુમાવશે તે હમેશની ખોશે

# સામૈયું

¶ ગુજરાતની અસ્મિતાના પહેલા જ્યોતિર્ધર શ્રી હેમચંદ્રાચાર્ય પ્રત્યેના અર્ચનાકાવ્યોથી ઉઘડતો આ અંક બાહ્ય અને આંતરે બંને સ્વરૂપે તમને રીઝવી રહેશે. ¶ પોતાની જ પ્રતિભાનો પ્રકાશ પાથરી જનાર કરતાં એ પ્રકાશની ગરમીથી અન્ય પ્રતિભાઓને દ્રવીભૂત બનાવી વહેડાવનાર જો અધિક માનભાગી હોય તો સર મહેન્દ્રનાથ શીલ એવું સંમાન માગી લે છે. આ અંકમાંના એમના ચરિત્ર દ્વારા એ સર્વતોભદ્ર પ્રતિભાની ઓળખ જરૂર સાધજો. ¶ રહેમદિલીની બૂ સરખી યે જ્યાં નથી એવું સંગદિલ આફ્રિકા! એનો અફાટ વિસ્તાર કેટકેટલાં રંગરૂપોમાંથી ભરપૂર છે? એની સાખ તો એક જિદ્દી શિકારી ને મદમત્ત માતંગનો મુકાબલો આલેખતી આ અંકની વાર્તા 'માતંગનું વેર' પૂરે છે. ¶ ત્રિપુરીની આ મહાસભા જે અનેક રીતે ચિરસ્મરણીય બની છે તેની ન્યાયી આલોચના સાથે તેના ઇતિહાસ-ભૂગોળ પર દૃષ્ટિક્ષેપ કરતા ને ઠેઠ પ્રાગૈતિહાસિક કાળની તેની મહત્તા મૂલવતા બંને સચિત્ર લેખો હજુ યે નવીન અને તાઝગી ભર્યા જણાશે. ¶ અને આપણા રાષ્ટ્રપ્રાણના સૌથી મોટા પુરસ્કર્તા સાગરના ખેડાણની તવારીખ તો એક દર્દનાક કિસ્સો જ બની રહે છે. કઇ કઈ તરકીબો પૂર્વક અને આજ સુધી દબાવી દેવામાં આવ્યું છે એ જાણવા 'હિંદી સાગરના નિસાસા' સાંભળજો. ¶ સૂર્યની આસપાસ નવ ગ્રહો ફરે છે એ આપણે જાણીએ છીએ, પણ એ મોટા ગ્રહો સિવાય મંગળ અને ગુરુની વચ્ચે વિચિત્રવિચિત્ર ખાસીઅત ધરાવતા હજારો નાના નાના ગ્રહો રહ્યા છે એ ખબર છે? નહિ, તો આ અંકમાંના 'નાનકડા સૂર્યપુત્રો' વાંચજો. ¶ 'વનવગડાના વાસી'માં આ વખતે અશોક ગુજરાતમાં સર્વત્ર નજરે પડતાં સોહામણાં પક્ષી ઝડપાયાં છે ને હરિકૃષ્ણ વ્યાસની 'નવી નજરે' પણ અનેક ખૂણાખાંચરા ખોળી કાઢ્યા છે. ¶ 'જીવનનું પરોઢ', 'પંચતંત્રની વાર્તાઓ' વગેરે અન્ય લેખો ઉપરાંત આ વખતે તો વિભાગોનું વૈવિધ્ય પણ કમાલ આવ્યું છે. ¶ અને છતાં યે, અંકની સમૃદ્ધિના પ્રમાણમાં આ સામૈયું કદાચ લૂખું લાગે તો નવાઈ નહિ.







મુદ્રક: બચુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક: રવિશંકર રાવળ કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ: વાર્ષિક રૂ. ૬ પ્રદેશના રૂ. ૬॥. પરદેશના ૧૨ શિ.: મુંબાઇના ખાસ કૅન્વાસિંગ એજન્ટ અને બાહેરખબરના સોલ એજન્ટ શિષ્ટ સાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ: બીજા એજન્ટો: આર.આર.શેઠની કં. ગી. જમનાદાસની કં. રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અનાયાસ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન,
તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન**
લાંબુ આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે.

**કીમત**
પા રતલના પૉટનો રૂ. ૧ાા
અરધા રતલના પૉટના રૂ. ૨ાા
એક રતલના પૉટના રૂ. ૫)

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ

કારખાનું: સયાનીરોડ મુંબાઈ-૨૩

દુકાન: જૂની મહાજનવાડી મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ-ભોગીલાલ બ્રધર્સ-ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો.

કુમાર

આવતી કાલનાં
નાગરિકોનું
માસિક

એપ્રિલ • ૧૯૩૯



# કલિકાલસર્વજ્ઞ હે!*

• પૃથ્વી •

'સુણો જગજનો, દુખ્યાં રખડતાં ન લંકા વિષે
દુખે જ હનુમંતનાં દ્વિચરણ એ અહીં ચાલતાં'.
પ્રશસ્ત હતું એવું પટ્ટણ સુલાડીલું હેમનું.
'હતું? હજી ય એ રહ્યું! હતું કહેવું તો યે રહ્યું.

ગવાક્ષસુભગા નદી ચિરકુમારિકા વ્હેતી, જ્યાં
તટે કૃષિકકન્યકા મધુર પંખી ટોયાં કરે;
પુરે ગૃહની કુંજ સૌમ્ય પડઘા પડે સૌખ્યના.
'શમ્યા જ! પડઘા સ્ફુરંત પડઘા તણા માત્ર હ્યાં!

વિલુપ્તસલિલા છતાં વહી સરસ્વતી પ્રાજ્ઞનાં
પ્રફુલ્લ પ્રતિભાજલે સભર કાળવેળુ વીંધી.
વિલુપ્ત સખી એ ય; ને નવલ રાજ્યરંગો ચગ્યા,
ક્ષણાર્ધ ટકીને શમ્યા, શમી સમૃદ્ધિની પૂર્ણિમા.

શું એ સહુ ય જાણ્યું'તું જ, કલિકાલસર્વજ્ઞ હે,
અમારી વળી અર્ચના અફલ અજ્ઞ–અલ્પજ્ઞની?

ઉમાશંકર જોષી

# કલિકાલસર્વજ્ઞને

(પૃથ્વી • વસંતતિલકા)

વહ્યો પ્રથમ ના પ્રકાશ ગુજરાતનો જે હતો,
પ્રમુક્ત પુરપાટ સિદ્ધ જયસિંહના પૌરુષે
વહ્યો ભરતભોમ સર્વદિશ અક્ષ–રેખાંશપે,
અને ગુજરરાષ્ટ્ર આસ્ય ભરભર્ગપૂર્ણું લસે.
શુરાતન હતું, હતું ધન, ઉદાત્તતા યે હતી,
હતાં નહિ પરંતુ ઐક્ય અવિભાજ્ય ને શારદા.

તદા મટી જ સોમ હેમ થઈને, પુરુષર્ષભ!
કર્યું જ ગુજરાત ઠાઠ સહુ હેમવંતું ખરે;
ભગીરથ સમાન શારદપ્રવાહ વ્હેતો કર્યો,
અને સુભગ આળખી જ અવિભાજ્ય એકાત્મતા;
સુસંહત સમર્થ મૂકી ગુજરાતને આથમ્યા.
નિશા ઉતરી રાષ્ટ્ર, કર્મભીરુ યે પછી ભોમ થૈ
શમ્યા સહુ ય ઘોષ શારદ તણા, અસિ મ્યાન થૈ,
ગઈ, ગઈ જ પ્રાણજ્યોત, ગઈ તે ન ચેતી ફરી.

આ સિદ્ધપોષ્યા ગુજરાતપ્રાંગણે
શાર્દૂલનાં પ્રાગડ શું ન ફૂટશે?
વિજીગિષા અંકુરશે ન શું ફરી?
કહો, કહોને કલિના મશાલચી!

અશોક હર્ષ

*'લંકા ભમતાં જે હનુમાનના પગ ન દુખ્યા તે જો અમારા પાટણમાં આવે તો ચાલીચાલીને એના યે પગ દુખવા આવે એવું વિશાળ અમારું પાટણ છે' એ ભાવની આ કાવ્યની પહેલી બે લીટી શ્રી હેમચંદ્રાચાર્યના ગૌરવગ્રંથ 'દ્વયાશ્રય'માંથી અવતરણ છે. પછીની લીટીઓમાં ગાએલી પાટણની પ્રશસ્તિમાં 'હેમ' અને 'સરસ્વતી' શબ્દો ઉપર શ્લેષ છે. પ્રશસ્તિને અંતે કવિ ટોચનો પ્રશ્ન પૂછે છે કે તમે કલિકાલસર્વજ્ઞ હતા તો આ બધું શું જાણતા હતા?

[કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના સ્મરણમાં તા. ૭–૮–૯ એપ્રિલે પાટણમાં ઉજવાએલા હૈમસારસ્વતસત્રને અનુલક્ષીને લખાએલાં કાવ્યો]



**સ્વ. નર્મદાશંકર દેવશંકર મહેતા**

● ગુજરાતમાં આજ હાલ વર્તમાનપત્રોની કીર્તિ જ્યારે દીવાળી-નાં દારૂખાનાં જેવું અજવાળું ફેલાવી રહી છે તે વખતે કોઈ-ખૂણે જ્ઞાન અને સંસ્કૃતિના દીપકો બુઝાય છે તેની ખોટ કે કિંમત સમજવા જેવી જાગૃતિ બહુ જ થોડાંમાં હશે. સ્વ. નર્મદાશંકર મહેતા ગુજરાતનું જ નહિ પણ સમસ્ત ભારતનું એક વિદ્વદ્રત્ન હતા એ બીના તેમના સતત કારભારો અને જવાબદારીથી ભરેલી પ્રવૃત્તિ પાછળ ઢંકાઈ રહેતી. છતાં રૂઢિ-સરોમાં એમની છાપ અને પ્રતિષ્ઠા એટલી પ્રગાઢ હતી કે વિદ્વાનોની ગણત્રી વખતે એમનું નામ મોખરે જ રહેતું. વેદાંત, પ્રાચીન કે અર્વાચીન સાહિત્ય, રાજ્યકરણ, વ્યવ-સ્થા કે મહાન યોજનાઓમાં એમની ગતિ સ્થિર અને પ્રકાશ-વંત રહેતી. તેમણે સરકારી ઉચ્ચ હોદ્દા ઉપરાંત અમદાવાદ અને મુંબઈ મ્યુનિસિપાલિટીઓનાં કારભારીપદો ભોગવ્યાં, અને ખંભાતની દીવાનગીરી શોભાવી તે સાથે તેઓ સા-હિત્યગંગામાં પૈ પુષ્પાંજલિઓ આપી ચૂક્યા છે. બૌદ્ધ કે શૈવ સંપ્રદાય ઉપર તેમનું જ્ઞાન પ્રમાણભૂત મનાતું. પ્રખર પંડિતો અને શાસ્ત્રીઓ તેમની બુદ્ધિની તેજસ્વિતા અને નિ-ર્ણયાત્મક દર્શન આગળ વિનમ્ર બનતા.

ભારતીય કલાના પરમ ભક્ત ડૉ. કઝિન્સ ઈ. ૧૯૨૨માં અ-મદાવાદમાં પહેલવહેલા આવ્યા ત્યારે તેમની સાથેના વાર્તા-લાપ પ્રસંગે પ્રમુખપદેથી શ્રી નર્મદાશંકરભાઈએ ઉપસંહાર ક-રતાં ગુજરાતની કલાની લાક્ષણિકતા ઉપર જે વચનો કહ્યાં હતાં તે હમેશને માટે નોંધવાયોગ્ય ગણાશે.



પ્રત્યેક પ્રાંત પોતાની ભાવના અનુસાર કળાનાં સ્વરૂપો સર્જે છે અને પૂજે છે. બંગાળમાં કાળી પૂજાય છે, કોઈ ઠેકાણે અન્ય કોઈ દેવતા ભક્તિ પામે છે, તેમ ગુજરાતમાં સૌમ્ય દેવતાઓ પૂજાય છે દ્વાદશ જ્યોતિ-ર્લિંગોમાં ગુજરાતના સોમનાથ પ્રસિદ્ધ છે; અને ગુજરાતના અધિષ્ઠાત્રી દેવી અંબિકા છે. એ રીતે ગુજરાત 'સૌમ્ય' સ્વરૂપનું ઉપાસક છે. આ વાક્યોમાં જે સનાતન સત્ય કહેવાયું છે એ આજે મહાત્મા ગાંધીજીના રાજકારણમાં રહેલા સૌમ્ય પ્રકારથી પણ સિદ્ધ થાય છે.

તેઓ આવા પ્રખર સાહિત્યોપાસક હોવા છતાં એમની પ્રવૃત્તિઓએ એમને સાહિત્ય સર્જક થવા ન દીધા. પણ એમણે ખંભાતના દીવાનપદેથી 'ખંભાતનો ઇતિહાસ' જેવો ઉપ-યોગી મહામૂલો ગ્રંથ તૈયાર કરવા એ રાજ્યને પ્રેરણા કરી એક અચૂક સ્મારક મૂક્યું છે.

એમના સ્મૃતિપટમાંથી સંસ્કૃત કે ગુજરાતી કાવ્યોની ધારાઓ છૂટતી ત્યારે ભાષા કેવી શોભે છે તેનો ખરો ખ્યાલ આવતો. એમના મુખમાં શબ્દો કોઈ નવીન રોનકમાં અને રણકાર કરતા નીકળતા. એમની વિદ્વત્તા માત્ર ચમત્કારભરી જ નહોતી; ચાંદની રાતનો આનંદ અને શીતળતા ફેલાવનારી હતી.

પણ વિધાતાની કેટલીક વિચિત્રતાનો ભોગ એ પુરુષ બની ગયા. જીવનના છેલ્લા સમયમાં તેમને લકવો લાગ્યો અને જે વાક્સિદ્ધિ કે વિદ્યા 'અમોઘ' ગણાતી તે અલોપ થઈ ગઈ અને સ્મૃતિ તેમજ વાચાની અશક્તિએ એમનો જગત સાથેનો વ્યવહાર મૂક બનાવી દીધો.

પણ જ્ઞાનના અનંત વિશ્વમાં તો તેમના આત્માએ શાંતિ જ મેળવી હશે.

**હેમસારસ્વત સત્ર**

● આ માસની તા. ૭-૮-૬ના દિવસોમાં પાટણમાં સાહિત્ય પરિષદની પ્રેરણા વડે હેમસારસ્વત સત્ર ઉજવાયું. ઇતિહાસનાં આઠસો વર્ષો વીત્યા પછી આજ ગુજરાતની એ અદ્વિતીય પ્રતિભાનું હેમચંદ્ર જ્ઞાનમંદિર રૂપ સ્મારકનું ઉદ્ઘાટન થયું. આ પ્રસંગની પાછળ કામ કરતાં પ્રેરણાબળોમાં મુનિશ્રી કાન્તિવિજયજી તથા તેમના શિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજીનાં તપ અને શ્રદ્ધાને પહેલો અર્ધ્ય ઘટે છે. જૈન કોમે આજ સુધી દ્રવ્ય અને જ્ઞાનને કોમના હવાડા બનાવી દીધા હતા તેમાંથી મુક્ત કરી તેમણે સમસ્ત જનતાનાં કલ્યાણ ને જ્ઞાનપ્રસાર માટે શ્રી મોહનભાઈના વારસોને અગ્રભાગી બનાવ્યા એટલો એમનો શુક્રમંત્ર. અને કલ્પના તેમજ પ્રતિ-ભાની આંખે શ્રી હેમચંદ્રસૂરિનું અજિત પારખી એમનું જ નામ આવા સ્મારક અને જ્ઞાનસત્ર સાથે જોડી સમકાલીન

સંસારમાં ઇતિહાસમૂર્તિને પ્રજા પાસે ઘટતું સ્થાન અને સન્માન અપાવી રાષ્ટ્રની પૂજા અર્પની જોવા એ મન્તવ્યવાદનો બીજો ભાગ શ્રી કનુભાઈ મુનશીજીનો. વિસારે પડેલું પાટણ આજની દુનિયામાં ફરી વાર ગુજરાતનું જીવતું તીર્થ ગણાશે અને પ્રાચીન મહત્તાની સાખ પૂરતા સહસ્રલિંગના ઇંધડેલા ઓવારા અને રાણીવાવનાં હાડો જોતા જનારાને પુરાતન પાટણના સંસ્કૃતિ–અવશેષો સમા કળા અને સાહિત્યના ભંડારોનાં દર્શન સુલભ થશે. રૂઢિબદ્ધ શ્રદ્ધાએ સાહિત્યને કપડાંના અસ્તરો અને ભંડારોના અંધારા વડે છાવરી રાખ્યું હતું અને જૈન જનતા છતી સામગ્રીએ આજસુધી જ્ઞાન-ભિખારી લાગતી હતી. તે જ પાટણની કળાલક્ષ્મી સમી શિલ્પમૂર્તિઓ અને સ્થાપત્ય ચડાઈ કરનારાં લશ્કરોની ધૂળના ટીંબા નીચે પૃથ્વીના ગર્ભમાં ચપાએલાં પડ્યાં હતાં એને પાતાળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર વિષ્ણુની જેમ વડોદરા રાજ્યે ધૂળનાં અસ્તરો ઉઘાડીને ખુલ્લાં કરી, વર્ણનોમાં સાંભળેલા પણ અગમ્ય અને અકલ્પ્ય વિસ્તારના એ સરોવરની ખ્યાતિ દૃષ્ટિ સન્મુખ સિદ્ધ કરી બતાવી છે.

પણ ગુજરાત હવે શું ભૂતકાળને અર્ઘ્યો જ આપી બેસી રહેશે? શ્રાદ્ધો અને પૂર્વજોની પૂજા જો જીવતી પ્રજામાં પૂર્વની પ્રતિમા અને સંસ્કૃતિનો સંચાર ન કરી શકે તો એ માત્ર ઘેવલાપણું બની જશે. સિદ્ધરાજે જે રીતે પાટણની સંસ્કૃતિ અને કીર્તિ અર્થે વિદ્વાનો અને સાહિત્યને સમાશ્રય આપ્યો, શ્રી હેમચંદ્રસૂરિ જેવા સાહિત્યસમ્રાટને અગ્રપદે પૂજ્યા અને પાટણ, પંચાસર, ડભોઇ, ઝીંઝુવાડાનાં અપ્રતિમ શિલ્પ-મહાલયો બાંધ્યા એ રીતે કળા અને સાહિત્ય–પ્રજાના સંસ્કૃતિવિહારની ઉભય પાંખો–ને એકસર સંભાળી તેનું દૃષ્ટાંત આજના શ્રીમાનો રાજ્યકર્તાઓ અને વિદ્યાપીઠો નહિ અનુસરે? ગ્રંથો અને પુસ્તકોના સમુદ્ધાર અને સંરક્ષણ માટે જેટલી પ્રવૃત્તિઓ ચાલી રહી છે એના શતાંશ પ્રમાણમાં પણ, અસંખ્ય શિલ્પાચાર્યોના હાથે ઘડાએલી, જગતને આશ્ચર્યે પમાડતી મૂર્તિઓ સ્તંભમાળિકાઓ જે આડે વગડે ધૂળ ફાકતી પડી છે તેની કાળજી કોઇ કરતું નથી. એ બધાનો સંગ્રહ અને અભ્યાસ કરવાની સગવડ તેમજ તે ઉપરથી નવાં રૂપ નિર્માણ કરનારા કલાકારોને સમાશ્રય આપવાનો વિચાર પણ હવે સદ્ય થવો ઘટે છે, નહિ તો યુરોપીઅન સંસ્કૃતિએ આપણી કળાવૃત્તિ પર જે દારિદ્ર્ય અને મૂઢતા છાવરવા માંડ્યાં છે તેનું નિવારણ કોઇ પુસ્તક પણ નહિ કરી શકે. ર.મ.રા.



પાટણમાં માનનીય શ્રી કનૈયાલાલ મુનશીને શુભ હસ્તે ખુલ્લું મુકાએલું શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર. ઉપર: જ્ઞાનમંદિરની મૂળ પ્રેરણા કરનાર જૈન મુનિશ્રી કાન્તિવિજયજી મહારાજ અને તેમના આદેશ અનુસાર પોતાના પિતાના સ્મરણાર્થે તે બંધાવી આપનાર શ્રીમાન હેમચંદ્ર મોહનલાલ ઝવેરી; નીચેના ચિત્રમાં માનનીય શ્રી મુનશી અને આ કાર્યમાં પોતાના ગુરુ પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી જેટલી જ પ્રેરણા સીંચનાર વિદ્વાન મુનિશ્રી પુણ્યવિજયજી (ફોટો-શ્રી બાબુભાઇ ભાવનગરી–અમદાવાદ)

---

એક તૃષ્ણામાંથી જન્મતી અનેક તૃષ્ણાઓ સંતોષવા કરતાં મૂળ તૃષ્ણાને દાબી દેવી એ વધુ સહેલું છે.

શૌર્ય કરતાં ધૈર્યનો વિજય હમેશાં વધુ ગૌરવભર્યો હોય છે.

ગુલાબમાં કાંટા જોઇને દુઃખી થવું તેના કરતાં કાંટાળા છોડ પર પણ ગુલાબ ખીલતા જોઇ કાં હર્ષિત ન થવું?

જગત્કીર્તિ વરેલા જ્ઞાનયોગી

# સર બ્રજેન્દ્રનાથ શીલ



જેના વિના બિપિનચંદ્ર પાલમાં રાષ્ટ્રીયતાનાં અંકુરો ફૂટવા ન પામી હિંદની રાજકીય પ્રવૃત્તિ એટલી મોડી શરૂ થઈ હોત, જેના વગર પ્રફુલ્લચંદ્ર રાય એમના 'હિંદુ રસાયનશાસ્ત્રનો ઇતિહાસ' વડે જગત સમક્ષ હિંદની વૈજ્ઞાનિક મહત્તા પેશ કરી શક્યા ન હોત, કે રાધાકુમુદ મુકરજી એમનો વિખ્યાત 'હિંદી વહાણવટાનો ઇતિહાસ' સરજી શક્યા ન હોત, અને જેના વિના આશુતોષ મુકરજી કેળવણીવિષયક ક્રાન્તિમાં પ્રવૃત્ત થવા ન પામ્યા હોત એવા પ્રેરણામાળી હિંદી મહાપુરુષ સર બ્રજેન્દ્રનાથ શીલના ગઈ તા. ૨૭ ડીસેમ્બરના રોજ થએલા અવસાનથી હિંદે પોતાની રાષ્ટ્રીય ને સાંસ્કૃતિક જાગૃતિનો એક મહાન પુરસ્કર્તા ગુમાવ્યો છે. જ્ઞાનના સઘળા જ પ્રદેશો એમના અભ્યાસક્ષેત્રમાં સમાઈ જતા ને એ સઘળા જ પ્રદેશોની ઊંડામાં ઊંડી વિગત સુધી અગાધ વાકેફ રહેવાનો એમનો પ્રોત્સાહ પણ એટલો ભારે રહેતો કે એમાં રોકાએલા રહેવાને કારણે એમની કૃતિઓ રૂપી સ્થૂલ વારસો જોઈએ તેટલો મેળવવા આપણે ભાગ્યશાળી નથી થયા. જીવનમાં એમણે ચિંતનને જ ખાસ મહત્ત્વ આપેલું; જ્યારે સર્જનને ગૌણ-પદે સ્થાપેલું. એને લઈને તો કેઃ ૧૮૯૨માં લખાએલું એમનું 'The Eternal Quest' નામનું કાવ્ય-પુસ્તક ઠેઠ ૧૯૩૭ની સાલમાં જ બહાર પાડેલું.

સર બ્રજેન્દ્રનાથની સામાન્યતઃ ફિલસૂફ તરીકે જ સવિશેષ પ્રસિદ્ધિ હતી, પણ એ વ્યાખ્યાની સાંકડી સીમાથી એમનો વિહાર પ્રમુક્ત હતો. જગતભરમાં ગૌરવ અપાવનારો એમનો મહામૂલો ગ્રંથ 'હિંદુઓનાં વિધાનાત્મક વિજ્ઞાનો' (Positive Sciences of the Hindus) એમણે આપણને આપેલો અનન્ય વારસો છે. વળી 'વિવેચન પર નવા નિબંધો' પણ આપણને એ આપતા ગયા છે. ગણિતનો તો એમને ખાસ શોખ હતો; અને મ્હૈસુર વિદ્યાપીઠના ઉપકુલપતિની પદવી મ્હૈસુર રાજ્યને માટે પ્રાથમિક શિક્ષણથી તે પોસ્ટ ગ્રૅજ્યુએટ શિક્ષણ સુધીનો શિક્ષાક્રમ યોજી આપીને તથા નવું રાજ્યબંધારણ ઘડી આપીને શિક્ષણશાસ્ત્રી ને રાજનીતિજ્ઞ તરીકે એમણે જે કાબેલિયત બતાવી આપેલી એટલી જ કાબેલિયત એમણે રાજ્યાશ્રયે મ્હૈસુરના ઉદ્યોગો વિકસાવી આર્થિક ને ઔદ્યોગિક ક્ષેત્રોમાં બતાવી આપેલી. આમ, અનેકવિધ પ્રદેશોમાં એમની પ્રતિભા પ્રકાશી ગઈ છે.

ઇ. ૧૮૬૪માં એમનો જન્મ થએલો. એમના પિતા ખાનગી મિલકત ધરાવવાની વિરુદ્ધ હતા, પણ તે સાથે સર્વોચ્છેદક ક્રાન્તિથી યે વિરુદ્ધ હતા. વકીલ તરીકે જમીનદાર અસીલો પાસેથી એ જબરી ફી વસૂલ લેતા. પણ એમાંથી પોતાને માટે માત્ર નિર્વાહ પૂરતું જ રાખી બાકીનું બધું દાન કરી દેતા. એશઆરામ તરફ એમને ખાસ ચીડ હતી ને તે એટલે કે રખેજ પોતાનાં સંતાનોને કદી મિઠાઈ સુદ્ધાં એ ખાવા ન દેતા!

આવા સિદ્ધાંતચુસ્ત પિતાના હાથ નીચે તાલીમ પામેલા બ્રજેન્દ્રનાથે કુમારજીવનમાં જ જીવનના ત્રણ મુદ્રાલેખો ઘડી લીધા હતા; (૧) વિદ્યાગંભીર બન; (૨) એક વખતે એક જ વિષયને હાથ કર; અને (૩) એમાંથી તારા જીવનને અનુરૂપ તારતમ્ય ખોળી

**જેણે પોતાની સર્વતોભદ્ર પ્રતિભા વડે જ્ઞાનનો એકેએક પ્રદેશ ઉજાળ્યો**

કાદ. એ કહેના તે મુજબ આ ત્રણ મુદ્દાઓમાં સ્વયં-શિક્ષણનું સઘળું સત્ત્વ આવી જાય છે.

સ્વામી વિવેકાનંદ (એ વખતે નરેન્દ્રનાથ દત્ત)ના એ સહપાઠી હતા. જનરલ ઍસેમ્બ્લીઝ ઇન્સ્ટીટ્યૂશન (જે હાલ સ્કૉટિશ કૉલેજ ચર્ચ નામે ઓળખાય છે તે)માં અભ્યાસ કરીને એમણે ઇ. ૧૮૮૪માં કલકત્તાની સિટી કૉલેજના પ્રોફેસર તરીકે વ્યવસાયી કારકિર્દીની શરૂઆત કરી. ભારતવર્ષની સારસ્વત પ્રવૃત્તિમાં આજે મોખરે રહેલી અનેક વ્યક્તિઓ એમના જ્ઞાનાર્ણવનો પ્રસાદ પામેલી છે. આ ઇરાદાપૂર્વક લખેલા 'જ્ઞાનાર્ણવ' શબ્દમાં રખે કોઈને અતિશયોક્તિનો ભ્રમ થાય; કારણ આંતરરાષ્ટ્રીય ખ્યાતિના લેખક શ્રી વિનયકુમાર સરકાર જેવાએ પણ એમને 'Walking Encyclopaedia of Indian Sciences' ગણાવેલા છે. શ્રી ટાગોરની વિશ્વભારતીની સ્થાપનાના પુરોહિત પણ એ જ બન્યા હતા.

પ્રથમ પંક્તિના ફિલસૂફ તરીકે તો એમણે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવી હતી. એમનું 'હિંદના વિધાનાત્મક વિજ્ઞાનો'આજે જગતની શારદાપીઠોમાં ભારતીય તત્ત્વજ્ઞાનની ઉત્કૃષ્ટ કૃતિ તરીકે આદરપાત્ર બન્યું છે. સંસારભરના બુદ્ધિવૈભવમાં એમણે આજીવન આગળ-પડતો હિસ્સો આપેલો. ૧૮૯૯માં રોમ ખાતે ભરાએલી આંતરરાષ્ટ્રીય પૌર્વાત્ય મહાસભામાં હિંદી પ્રતિનિધિ તરીકે એમની વરણી થએલી. માનવવિકાસ ને સંસ્કૃતિ-વિકાસ ઉપર પણ એ એટલા પ્રમાણભૂત મનાતા કે ૧૯૧૧માં લંડનમાં ભરાએલી પ્રથમ આંતરરાષ્ટ્રીય જાતિપરિષદ્‌ની ઉદ્ઘાટનક્રિયા એમને જ હાથે થએલી.

પરંતુ પૌર્વાત્ય ને પાશ્ચાત્ય તત્ત્વચર્ચાના એમના ગ્રન્થો ને નિબંધો કરતાં પણ શ્રી શીલના સમર્થ વ્યક્તિત્વનું સાચું પ્રતિબિંબ તો એમની આત્મકથા જ પાડે છે. તાજેતરમાં જ એ બહાર પડી છે. અફસોસ એટલો જ કે એ છપાતાં એને પુસ્તકરૂપે ન જોઇ શક્યા.

એમના અવસાન પહેલાં, ઇ. ૧૯૩૫માં શ્રીયુત રવીન્દ્રનાથ ટાગોરે એમના પર લખેલું આ ઉદ્બોધન એ કલ્યાણયાત્રીના જીવનનો સાચો મર્મ સમજાવે છે.

On the inaccessible heights of knowledge
Thou art soaring in supreme majesty,
O thou Pilgrim
In regions where ridges of self-realization
Embrace thy far-reaching vision,
*Where from deep caverns emerge*
The ocean-going Message in rock-clearing current
*Building over new banks of Pilgrimage.*

અનાહત રહો તું રાજી ગિરિ-જ્ઞાન-ઉત્તુંગ પે
મહત્તમ સુગૌરવે અમિત-ધી મહાયાત્રી ઓ!
જહીં પરમ આત્મલબ્ધિ તણી માળ એ વિસ્તરી
રહે ક્ષિતિજ ચૂમતી ગહન આર્ષદૃષ્ટિ તણી,
જહીં વિવરથી ઊંડાં ફૂટી અનેક સોહામણા
પખાળી ખડકો, અને નવકિનાર યાત્રા તણા
રચી અવનવા વહે ઉદધિગામી આદેશ કો.

**અશોક હર્ષ**

**માતંગનું વેર** (અનુસંધાન પૃષ્ઠ ૧૫૨થી ચાલુ)

અને અહીં હાથી ઉછળી ઊઠ્યો. ચીસો મારતાં તેણે આમતેમ હવામાં સૂંઢના સપાટા વીંઝ્યા, કમાડના મુડદાને તેણે વધુ ભીંસી નાખી દૂર ઘા કરી દીધો ને ત્યારે જ તેને ભાન આવ્યું કે દુશ્મન પોતાને આબાદ છક્કડ આપી છટકી ગયો હતો. એ ભાન થતાં જ એનો રોષ અમર્યાદ બન્યો. બમણા જોરથી ઉછળતો ને ચીસો પાડતો, પવનની દિશા પકડી તે જલ્લાદ શો ધસમસ્યો.

હવે જ વાર્તાને સાચી હાશ વળી. પહેલાં કરતાં યે બરૂમાં વધુ ઊંડા પેઠેલા તેના કાનોને ઝાડડાંખળાંનો કડેડાટ સાવ દૂર ગએલો લાગ્યો ત્યારે જ તે બહાર નીકળ્યો. તેના આ બચાવનું કારણ પોતાની જાતને સંતાડવામાં આ વખતે તેણે વાપરેલી ચોકસાઇ હતી કે પવનની પ્રતિકૂળતા, તેનો તાર્કિક નિર્ણય કરવાનો તેને વખત ન હતો. તેણે તો સીધી અવાજની વિરુદ્ધની દિશામાં દોટ મૂકી દીધી.

ખુશહાલ તે પોતાને મથકે પહોંચ્યો ત્યારે કોઇ પણ ઉપાયે ઝટ વતન ભેગા થઇ જવાની એકમાત્ર ઇચ્છા તેને રહી હતી. આફ્રિકા આવવામાં તો તેણે ભૂલ કરી જ હતી, પણ એથી યે મોટી ભૂલ તેણે હાથીઓના શિકારના લોભમાં પડવામાં કરી હતી એમ હવે તેની ખાતરી થઇ ગઇ હતી.

(અંગ્રેજી કથાથી)　　**'રેબિન'**

જગત્કીર્તિ વરેલા જ્ઞાનયોગી

# સર વ્રજેન્દ્રનાથ શીલ

**જેણે પોતાની સર્વતોભદ્ર પ્રતિભા વડે જ્ઞાનનો એકેએક પ્રદેશ ઉજાળ્યો**



જેના વિના વિપિનચંદ્ર પાલમાં રાષ્ટ્રીયતાનાં અંકુરો ફૂટવા ન પામી હિંદની રાજકીય પ્રવૃત્તિ એટલી ઓરંભે પડી હોત, જેના વગર પ્રફુલ્લચંદ્ર રાય એમના 'હિંદુ રસાયનશાસ્ત્રનો ઇતિહાસ' વડે જગત સમક્ષ હિંદની વૈજ્ઞાનિક મહત્તા પેશ કરી શક્યા ન હોત, કે રાધાકુમુદ મુકરજી એમનો વિખ્યાત 'હિંદી વહાણવટાનો ઇતિહાસ' સરજી શક્યા ન હોત, અને જેના વિના આશુતોષ મુકરજી કેળવણીવિષયક ક્રાન્તિમાં પ્રવૃત્ત થવા ન પામ્યા હોત એવા પ્રેરણા-દાયી હિંદી મહાપુરુષ સર વ્રજેન્દ્રનાથ શીલના ગઈ તા. ૨૭ ડીસેમ્બરના રોજ થએલા અવસાનથી હિંદે પોતાની રાષ્ટ્રીય ને સાંસ્કૃતિક જાગૃતિનો એક મહાન પુરસ્કર્તા ગુમાવ્યો છે. જ્ઞાનના સઘળા જ પ્રદેશો એમના અભ્યાસક્ષેત્રમાં સમાઈ જતા ને એ સઘળા જ પ્રદેશોની છેલ્લામાં છેલ્લી વિગત સુધી અદ્યતન વાકેફ રહેવાનો એમનો પ્રોત્સાહ પણ એટલો ભારે રહેતો કે એમાં રોકાએલા રહેવાને કારણે એમની કૃતિઓ રૂપી સ્થૂલ વારસો જોઈએ તેટલો મેળવવા આપણે ભાગ્યશાળી નથી થયા. જીવનમાં એમણે ચિંતનને જ ખાસ મહત્ત્વ આપેલું; જ્યારે સર્જનને ગૌણ-પદે સ્થાપેલું. એને લઈને તો છેક ૧૮૯૨માં લખાએલું એમનું 'The Eternal Quest' નામનું કાવ્ય-પુસ્તક રહીરહીને ૧૯૩૭ની સાલમાં જ બહાર પાડેલું.

સર વ્રજેન્દ્રનાથની સામાન્યતઃ ફિલસૂફ તરીકે જ સવિશેષ પ્રસિદ્ધિ હતી, પણ એ વ્યાખ્યાની સાંકડી સીમાથી એમનો વિહાર પ્રમુક્ત હતો. જગતભરમાં ગૌરવ અપાવનારો એમનો મહામૂલો ગ્રંથ 'હિંદુઓનાં વિધાનાત્મક વિજ્ઞાનો' (Positive Sciences of the Hindus) એમણે આપણને આપેલો અનન્ય વારસો છે. વળી 'વિવેચન પર નવા નિબંધો' પણ આપણને એ આપતા ગયા છે. ગણિતનો તો એમને ખાસ શોખ હતો; અને મ્હૈસુર વિદ્યાપીઠના ઉપ-કુલપતિને પદેથી મ્હૈસુર રાજ્યને માટે પ્રાથમિક શિક્ષણથી તે પોસ્ટ ગ્રૅજ્યુએટ શિક્ષણ સુધીનો શિક્ષા-ક્રમ યોજી આપીને તથા નવું રાજ્યબંધારણ ઘડી આપીને શિક્ષણશાસ્ત્રી ને રાજનીતિજ્ઞ તરીકે એમણે જે કાબે-લિયત બતાવી આપેલી એટલી જ કાબેલિયત એમણે રાજ્યાશ્રયે મ્હૈસુરના ઉદ્યોગો વિકસાવી આર્થિક ને ઔદ્યોગિક ક્ષેત્રોમાં બતાવી આપેલી. આમ, અનેકવિધ પ્રદેશોમાં એમની પ્રતિભા પ્રકાશી ગઈ છે.

ઇ. ૧૮૬૪માં એમનો જન્મ થએલો. એમના પિતા ખાનગી મિલકત ધરાવવાની વિરુદ્ધ હતા, પણ તે સાથે સર્વોચ્છેદક ક્રાન્તિથીયે વિરુદ્ધ હતા. વકીલ તરીકે જમીનદાર અસીલો પાસેથી એ જબરી ફી વસૂલ લેતા. પણ એમાંથી પોતાને માટે માત્ર નિર્વાહ પૂરતું જ રાખી બાકીનું બધું દાન કરી દેતા. એશઆરામ તરફ એમને ખાસ ચીડ હતી ને તે એટલે હદ લગી કે પોતાનાં સંતાનોને કદી મિઠાઈ સુદ્ધાં એ ખાવા ન દેતા!

આવા સિદ્ધાંતચુસ્ત પિતાના હાથ નીચે તાલીમ પામેલા વ્રજેન્દ્રનાથે કુમારજીવનમાં જ જીવનના ત્રણ મુદ્રાલેખો ઘડી લીધા હતા: (૧) નિદ્રાદેવીને જીત; (૨) એવી વધાને એક જ વિષયને હાથ કર; અને (૩) એમાંથી તારા જીવનને અનુરૂપ તારતમ્ય ખોળી

આફ્રિકાના કાળાધાકોર અંતરાળમાં એક પ્રમત્ત ગોરા શિકારીનો મદ ઉતારનાર

# માતંગનું વેર

નોખાં પડતાં પગલાં જણાતાં ગયાં.

'પેંજે, બાના પેંજે!' એક પગલા તરફ આંગળી ચીંધતાં કમાઉ બોલ્યો. વાર્નીને પણ એ જોતાં લાગ્યું કે એ કોઇ જેવાતેવાનું નહિ પણ પુખ્ત ને કદાવર હાથીનું પગલું હતું. હજુ સુધી તેણે કદી હાથીનો શિકાર કર્યો ન હતો, પણ તેથી શું! તેની ચીંધ અફર હતી ને હરકોઇ પ્રસંગે મગજનું સમતોલપણું જાળવી રાખવાની તેનામાં ધીટતા યે હતી. એટલે જ પોતે આફ્રિકામાં નવો હોવા છતાં તેણે આટલું સાહસ વહોર્યું હતું.

આગળ વધતાં ઝાડી એની તોગીચ આવતી ગઇ કે તદ્દન પડોશમાં આવી ઊભેલા પ્રાણીની યે જલદી સૂઝ ન પડે! ને એમાં કદાચ હાથી જ સામે આવી લાગે તો? વાર્નીએ થોડીવાર માથું ખંજવાળ્યું, પણ પછી તરત રિટ્રક્લૅંડે વારંવાર કહેલું યાદ આવ્યું કે મગજ પરનો ઘા હાથીને વધુમાં વધુ છૂવલેણ નીવડે છે. પણ ચાલના હાથી પર એ નેમ સફળ નીવડે ખરી? ગમે તેમ, તેને પોતાની જેફરી બંદૂકમાં વિશ્વાસ હતો ને એ વિશ્વાસે તેને કુશંકાઓમાં આશ્વાસનનું કામ આપ્યું.

ત્રણ કલાક થયાં તે અને કમાઉ આગળ વધી રહ્યા હતા. ઘણી વાર પગેરૂં ચૂકી દઇ તેઓ આડરસ્તો પણ લેતા ને કયારેક ઓચિંતા અટકી પડી જમીનપર કાન પણ માંડી જોતા.

પરસેવો લૂછતા તે રાતના આરામની વાત ઉપાડતા હતા ત્યાં તો થોડે જ દૂરનો ઓચિંતો કડેડાટ તેમના કાને પડ્યો. આડી અવળી ગૂંથાએલી જાળીઓ વચ્ચેથી નજર દોડાવતાં બંનેને એક ફફડતો કાન નજરે પડ્યો ને ભયથી બંને જણ થોડાં પગલાં પાછા હટી ગયા. નીચે હજુ ઝાંખું અંધારૂં હતું. પણ ઝાડીની ટોચ પર પ્રકાશની રેલ રેલાતી જતી હતી. પંખીઓનું સંગીત શરૂ થયું હતું ને જંગલી ફૂલો પણ ખીલી નીકળ્યાં હતાં.

એ માટે તો નીકળ્યા જ હતા; ત્યારે 'કર્યું તે કામ'-ની નીતિવાળા વાર્નીને ઝાઝો વખત જવા દેવો મુનાસિબ ન લાગ્યો. તેણે બંદૂક તૈયાર કરી રાખી ને ઝાડીની બીજી બાજુએથી શિકારની સારી સોઇ થાય એમ હોય તો તે નજરાવવા કમાઉને તેણે તે તરફ મોકલ્યો.

થોડીવાર ગઇ ત્યાં તો, અરે રે! હાથીએ પણ પાછા જવા માંડ્યું. વાર્નીની બંદૂક તો તૈયાર હતી, પણ એકલા કાન પર તેની નેમ કામ આવે તેમ ન હતું; ને હવે તો હાથી યે અદૃશ્ય થયો. કમાઉ? એની પાસે સરસ સ્પ્રિંગફીલ્ડ બંદૂક તો હતી, પણ...! વાર્ની દિઙ્મૂઢ બની ઊભો રહ્યો. તેનાં અંગોમાંથી શક્તિ જાણે નીચોવાવા લાગી હતી!

'યા ખુદા!' વાર્નીને કાને કમાઉની તીણી ચીસ અથડાઇ અને તે ફફડતો બોલી ઊઠ્યો. એ ચીસ એના કાનોમાં પૂરી ઝીલાઇ ન ઝીલાઇ અને તે દોડ્યો. પણ સૂકા ઘાસ અને બરૂઓમાં થતા તેના પગોના ખખડાટ કરતાં યે જબરો ખખડાટ પાછળથી તેને કાને પડ્યો. તોફાનમાં હીંચતી નાવ જેવો, ઝનૂની ક્રોધે સળગતો હાથી ધમસાણ મચાવતો તેની જ પાછળ પડ્યો આવતો હતો! અને હાથીએ પકડેલી પૂંઠ જમથી યે વધુ જક્કી હોય છે એ વાર્ની જાણતો હતો. થઇ રહ્યું; આવી બન્યું!

પણ ગમે તેવો તો યે વાર્ની શિકારી હતો; ને હજુ હાથી પણ કંઇ એટલો નજીક આવી લાગ્યો ન હતો. એણે મોરચો ફેરવ્યો ને ઝાડની ઓથે રહી મોજા જેમ સર્યા આવતા હાથી સામે પોતાની માનીતી જેફરીની નેમ તાકી. તેનો ઇરાદો તો પોતાનું નામોનિશાન મિટાવી દેવા તલપાપડ બનેલી હાથીની આંખો જ વીંધી નાખવાનો હતો. પણ શું નસીબ? ચીંધ નિષ્ફળ ગઇ!

વાર્ની કંપી ઊઠ્યો, પણ તરત તેણે મગજ હાથ કરી લીધું. બાર થતાં જ હાથી પળવાર અટક્યો ને એ એક પળનો, સાબૂત દિમાગવાળા વાર્નીએ તોળીતોળીને લાભ લીધો. બીજો બાર તેણે એ જ ખૂની આંખો પર તાક્યો.

ચોટ પાર ઊતરી. પરંતુ એની સાથોસાથ જ જાણે જ્વાળામુખી ફાટી નીકળ્યો હોય તેમ ધરતી પર ધમધમાટ ને વાતાવરણમાં કંપ ફેલાઇ રહ્યો. જિંદગીમાં વાર્નીએ કદિ હાથીને આવો ગાંડો બનેલો જોયો ન હતો. તે મૂઠીઓ વાળી નાઠો. ઊંડની રેતી તેના હાંફતા

મોંમાં પેસી જતી તેની યે તેને દરકાર ન હતી. એક જ ભાન તેને રહ્યું હતું ને તે પોતાની કયામત ઘડી-પળમાં આવી લાગવાનું.

હાથીને પોતાની નજર બહાર જોતાં જ, શિકારીના હાથમાં સપડાએલા શાહમૃગ જેમ, વાર્નીએ કશી ગતાગમ વગર કેડપૂર બરૂઓનાં સાંઠા વચ્ચે પોતાની જાતને ઢાંકી દીધેલી. પણ ભયથી મુક્તિ મેળવી હોવાનું હજુ તેનું હૃદય ના પાડતું હતું. થાક અને ભયથી અંધારાં વળતી તેની આંખો દરેક પળે નવી છાયાછબીઓ ઊભી કરતી હતી: 'ઓ હાથી આવ્યો; આ તેની સૂંઢ પોતાનું ગળું દબાવી દેવા ફાંફાં મારે છે... ઓહ, ભરડો વળ્યો: ગળું રૂંધાતું જાય છે, શ્વાસ નીકળતો નથી, ... ઓ... યા પરવરદિગાર!'

વાર્નીએ પોતાની આંખો આડા હાથ દઈ દીધા. ઠંડા પરસેવામાં તેનું શરીર નીતરી રહ્યું. પણ એ લૂછવા તેના હાથ લંબાય તે પહેલાં તો તેના કાને એ જ દિશાએથી આવતો એક ધીમો ખળકાર સાંભળ્યો. સાબર-સસલાંના શિકારીને ક્યાંથી ખ્યાલ હોય કે હાથીની વેરલાલસા કેવો ઠંડો ને ધીમો છતા કારમો ને અચૂક માર્ગ શોધે છે? મુક્તિનું હજી કંઈ બાકી હોય તો તે નજરથી લેવા એ ઊંચો થયો; પણ સીધી તેની નજર એક આંખે તેને જ શોધી રહેલા હાથીની નજરમાં પરોવાઈ ગઈ ને તે અંદર ને અંદર પથ્થર જેમ સજ્જડ થઈ ગયો.

પણ તેના આશાવાદી પુરુષાર્થે ફરી ઉછાળો માર્યો. હાથીની જમણી આંખ તો ફૂટી ગઈ હતી ને? અને નાસીને ઉગરી જવાની આશા વેગળી જ હતી, તો મોતની શરતમાં ઊતર્યા પહેલાં તેની બીજી આંખનો યે ફેંસલો શા માટે ન આણી દેવો?

તેનો નિશ્ચય થઈ ગયો, પણ બંદૂક બગલમાંથી તે હજુ બહાર કાઢવા જાય છે ત્યાં બરાબર એ જ વખતે તેને પોતાની ઘૂંટી પર ઠંડો લીસો સળવળાટ થતો જણાયો. તે કૂદવા ગયો, પણ ભરડો જામી ગયો હતો. તુર્ત જ તે પટકાઈ પડ્યો. તેની બંદૂક પણ દૂર ઉછળી પડી. બીજી જ પળે તેને સૂંઢમાં અદ્ધર લટકતો ઉપાડી હાથી ચાલતો થયો. આવી તોતીંગ કાયા છતાં હાથી આટલો નીરવ કેમ ચાલી શકે છે એ વાર્નીને હજુસુધી કોઈએ સમજાવ્યું ન હતું.

હાથી થોડી વાર તો એને એમ ને એમ લઈ ચાલ્યો, પણ પછી એક જરા મોકળાશવાળી જગ્યાએ કશી ઇજા કર્યા વગર પોતાના પગ વચ્ચે તેને મૂકી દીધો. વાર્નીની નજર તરત બાજુએ પડખે દોડી. કમા-ઉનું જ એ લોહી નીગળતું શબ હતું. રોમેરોમે જાણે સખત આંચકો લાગ્યો હોય એવી દબાએલી ચીસ તેના ગળામાંથી નીકળી પડી. ને એ સાથે તો હાથીએ તેને ફરી કેડમાંથી ઉપાડ્યો. થોડી વાર હવામાં અદ્ધર ઝુલાવ્યો ને વળી પાછો [illegible] જેવા પોતાના પગ પાસે તેને પહેલાંથી યે વધુ નજીક લાવીને મૂક્યો.

'શું? આવું કમબખ્ત મોત!' વાર્નીને કંપ છૂટ્યો. બિલાડી ઉંદરને રમાડે તેમ હાથીએ તેને રમાડવું શરૂ કર્યું હતું. ભવિષ્યનો પૂર્વખ્યાલ આપવા જ કમાઉના મુડદા પાસે એ તેને ઘસડી લાવ્યો હતો. ઉકળાટ, ગુસ્સા ને [illegible] વચ્ચે તે ધુંવાંપુંવાં થવા લાગ્યો.

અને હાથીએ તો ખરી આદરી. થોડી વાર વાર્નીને મૂકી વળી તે કમાઉની કચરાએલી લોથનો વધુ કચ્ચરઘાણ વાળવા મંડતો ને વાર્ની ત્યારે [illegible] સરી છૂટવાનો પ્રયત્ન પણ કરતો. પરંતુ હાથી બીજી જ પળે તેને સૂંઢિયે ઘસડી પાછો પોતાના પગ વચ્ચે મૂકી દેતો!

પણ આગળ કહ્યું તેમ વાર્ની એક ઉટાંગ બોગ-બાજ હતો. એણે જાણી લીધું હતું કે હાથીની જમણી આંખ ફૂટી ગઈ હતી. કિસ્મત પણ દીવા જેવું સ્પષ્ટ હતું. તો પછી હાથ રહેલી કરામત એ અંતિમ પળોમાં કાં ન અજમાવી જોવી? કિસ્મતનાં પાસાં અણધાર્યાં જ ફરે છે ને? ને એ ફેરવવાની શક્યતા ઊભી કરતી આવડત તો એનામાં હતી જ. ખરેખર, એ કરામતી ભેજાને એ યોજના આબાદ સૂઝી આવી. ઓચિંત-ના ખીસામાંથી એણે સિગારેટ લાઇટર સેરવી કાઢ્યું ને બીજીવાર હાથીની સૂંઢ તેને વીંટળાઈ તેવું જ તેણે એના પર એ ચાંપી દીધું. હાથીએ લાગલી સૂંઢ ઊંચી લઈ લીધી ને હવામાં તેના ઝાટકા મારવા લાગ્યો.

પળ પણ ગુમાવ્યા વિના તરત વાર્ની તેના પગ વચ્ચેથી સરી નીકળ્યો ને સીધી તેની આંધળી બાજુએ દોટ મેલી દીધી. બસ; આ છેલ્લો જ પાસો હતો. એમાં નાસીપાસી એટલે મોતનો ભેટો. (અનુસંધાન પૃ. ૧૪૯મે)



## કલકલિયો

એક જાપાની ચિત્ર

અવકાશને આવરી લેતી તાલબદ્ધ રેખાઓના આવેગ અને સંવેગનો બહુ યુક્તિભર્યો સુંદર પ્રયોગ એ જાપાની ચિત્રકામનું મુખ્ય લક્ષણ છે. વસ્તુ અથવા પાત્ર કોઈ કથા, વાર્તા કે ઇતિહાસ સાથે જરાયે લેવાદેવા ન ધરાવતું હોય, પણ તના નૈસર્ગિક બંધારણમાં તે જેટલા પ્રકારે સૌંદર્યવિધાન આપી શકે તેના પ્રયોગ કરવામાં જાપાની કલાકારોની નિપુણતા સર્વોપરી છે. આ ચિત્રમાં પાણીની શાન્ત સપાટી પર ઝૂકતી ડાળી પર આવી બેઠેલું પક્ષી (કલકલિયો), અને પાણીમાંના શિકાર પરની તેની નજર એ કુદરતમાં બનતો રોજનો પ્રસંગ હોવા છતાં એ સર્વે આપણી આંખને આ રેખાવિધાનના બળથી જ જુદું આકર્ષણ કરી રહ્યાં છે.



































ભૌમિતિક ચિત્રણનું સળંગ શિક્ષણ આપતું જાપાની ચિત્રપોથીનું એક પાનું   વિસ્તૃત સમજણ માટે જુઓ પૃષ્ઠ ૧૭૬મું

# ત્રિપુરીની રાષ્ટ્રીય યાત્રા




પ્રાંતીય સ્વરાજ ભોગવતા હિંદનો નકશો. જેમાં ત્રાંસી લીટીની છાયા વડે દર્શાવેલો લગભગ અરધો દેશ મહાસભાના અમલ હેઠળ છે. ટપકાંવાળા પ્રદેશો બીનમહાસભાવાદી અમલ અને સફેદ ભાગ દેશી રાજ્યોનો અમલ દર્શાવે છે. (I.W.MAP)

હિન્દી રાષ્ટ્રીય મહાસભાની બાવનમી બેઠક, જેના દર્શન માત્રથી પવિત્ર થવાય છે એવી નર્મદા નદીને કિનારે, ત્રિપુરી ગામની પાસે, વિષ્ણુદત્તનગરમાં મળી હતી.

અરધી સદીથી આ દેશે પોતાના સર્વે ધર્મોને સ્વદેશધર્મમાં સમાવી દીધા છે અને પોતપોતાના દેવોને હિન્દમાતામાં મેળવી લીધા છે. મહાત્માજીની મહત્ત્વાકાંક્ષા હતી કે આપણા કુંભમેળા જેવો જનસમાજનો ભવ્ય મેળો મહાસભાનો પ્રસંગ બનવો જોઇએ. હરિપુરા મહાસભા વખતથી એમની એ મનોકામના સિદ્ધ થઇ છે.

રાષ્ટ્રપતિના રથનું બાવન હાથીનું સરઘસ જોવા એ મહાકોશલ દેશનાં ગામડાં અને શહેરોમાંથી આબાલવૃદ્ધ લાખો લોકો આવ્યા હતા. વિષયવિચારિણી સભા કેવા ઠરાવો ઘડે છે તેની એમને કંઇ પડી નહોતી. એ તો એટલું જ જાણતાં હતાં કે મહાત્મા ગાંધી અવતારી પુરુષ છે. હિન્દને સ્વરાજ્ય અપાવવાનો આ મેળો છે અને ખેડૂતો તથા મજૂરોનું કલ્યાણ કરવા દેશના દેવતાઇ પુરુષો અહીં આવ્યા છે.

મહાભારતમાં કોઇ નગર રચવાનાં હોય કે યજ્ઞ સમારંભ કરવાના હોય ત્યારે મય દાનવને બોલાવવામાં આવતા, અને એ મય દાનવ તથા એનું ગોત્ર મળીને માયાવી નગરો ઝડપથી રચી આપ્યાનાં વર્ણનો આવે છે. મહાસભા માટે પણ આધુનિક મય દાનવો મળી રહે છે. હરિપુરામાં નન્દબાબુ, રવિશંકર રાવળ અને કનુ દેસાઇએ કમાલ કરી હતી. અને જણાવતાં આનંદ થાય છે કે, ત્રિપુરીમાં એ મહાકોશલદેશ સુધી પણ ગુજરાતના જ સ્થપતિની કાર્યરેખા ઝળકી ઊઠી હતી. શ્રીયુત વીરેન્દ્રરાય મહેતા જેઓ નાગપુર નગરરચના ખાતામાં અધિકારી છે એમણે ત્રિપુરીના એ વિષ્ણુદત્ત નગરની માયાવી રચના કરી હતી.

નર્મદાના કિનારે, વિન્ધ્યાચળ પર્વતોના વનમાં, ભવ્ય દરવાજા, મિનારા, મંડપો, સભાગૃહો, ઝંડાચોક, નેતાનિવાસ, પ્રાન્ત પ્રાન્તના ઉતારા, બજારો, રસ્તા, સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓનાં રહેઠાણો, દવાખાનાં, અને છેવટે ભપકાદાર રોશની તેમજ સુંદર રોનકથી શોભતો ખૂણાખૂણાવાળો, એક લાખ માણસો સમાઇને સાંભળી શકે એવો મહાસભાનો મંડપ ઇત્યાદિથી જંગલમાં મંગલ થઇ ગયું હતું. આઠ દિવસ માટે બધે રંગરાગ, ગીત–વાદ્ય, ભાષણો, કથાઓ, પૂજા–વાર્તાલાપ, મોટરોની દોડાદોડી, યાત્રીઓની હાર ને હાર—આવો અનેકવિધ, સુવ્યવસ્થાભર્યો ઉત્સવ, આનન્દ અને કલ્લોલ વ્યાપી ગયો હતો.

પ્રદર્શન પણ સરસ હતું. ખાદીની આ વર્ષ દરમ્યાન કેટલી બધી ઉન્નતિ થઇ છે તે જોઇને દેશની



લેખક
ડૉ. હરિપ્રસાદ
વ્રજરાય
દેસાઈ



ત્રિપુરી મહાસભાના સ્વાગતાધ્યક્ષ શેઠ ગોવિંદદાસ
અને પંડિત જવાહરલાલ નહેરુ

કળા અને બુદ્ધિકૌશલ્યને માટે ગૌરવ થતું હતું રેશમ, ઊન, સુતર, કસબ ઇત્યાદિમાંથી તરેહ તરેહનાં અદ્ભુતરંગી વસ્ત્ર ખાલી ઊઠયાં છે. સુરુચિ અને સૌંદર્યનો અપાર વિકાસ થયો છે. આ ઉપરાંત ગ્રામ્યઉદ્યોગો, કેળવણીનાં સાધનો, કાગળ, ચર્મ, ધાતુનાં વાસણો, રમકડાં, મૂર્તિઓ, ચિત્રો, ગૃહશૃંગારની વસ્તુઓ, સંચા, ફાઉન્ટન્‌પેનો, હાડકાં દાંત અને મિનાકારીનો સામાન ઇત્યાદિ ઘણી ચીજો દેશમાં સોંઘી અને સારી બની રહી છે તે પ્રદર્શનમાં પ્રત્યક્ષ થતું હતું.

આ મહાસભામાં પહેલાં કોઇ સ્થળે નહિ થએલી એવી નવી રચના શહીદ ચોકની હતી. પ્રાન્તપ્રાન્તના શહીદો જેમણે દેશને માટે જાન આપ્યા છે એમના માનમાં ત્યાં સમાધિઓ અને સ્તંભો ઊભા કર્યા હતા. દરરોજ સાંજના ત્યાં કોડીઆમાં દીવા થતા અને પુષ્પો ચડાવવામાં આવતાં. મને ત્યાં રોજ એક ક્રાંતિકારી કવિનું ગીત સાંભરી આવતું. ફાંસીએ ચડતા એક દેશભક્તના ઉદ્‌ગાર દર્શાવતાં કવિએ લખ્યું છે કે:

> યે ખૂન કી હમારે યારો ન ભૂલ જાના
>
> યારો ! ન ભૂલ જાના;
>
> સુની પડી કબર પર, સુની પડી કબર પર
>
> દો ફૂલ તો ચઢાના
>
> યારો ! ન ભૂલ જાના.

બીજા એક ગીતમાં આવે છે કે, 'હે દેશબાન્ધવો, અમારી હાડકી સ્મશાનમાં લઇ જાઓ ત્યારે તે પર આપણી માતૃભૂમિની થોડી માટી નાખજો ! શહીદ ચૌકના દીવા અને ફૂલો જોઇને મહાસભાનો કોઇ પણ યાત્રી આંસુ પાડયા વગર ભાગ્યે જ રહ્યો હશે.'

ઝંડાચોક પાસે બૌદ્ધ સાધુઓ, આખો વખત મોટો ઢોલ વગાડયા કરતા અને પ્રસંગની પવિત્રતા તેમજ ભવ્યતામાં વધારો કરતા હતા. ઢોલ વગાડવાનો હેતુ એમના મત પ્રમાણે આવા માંગલિક અવસરને કોઇ વિઘ્નો ન નડે એ હતો. અને ખરે જ, આ વખતની મહાસભાને જોકે ઘણાં વિઘ્નો નડેલાં, પરંતુ દેશની દૈવીસંપત્તિનું બળ એ સૌ વટાવી શક્યું.

જેલોમાંથી છૂટેલાઓની એક પરિષદ ઝંડાચોકમાં મળી હતી. એ પરિષદમાં કાળાપાણીએથી આવેલા, જન્મટીપમાંથી છૂટેલા, દેશવટા ભોગવેલા અને સ્વદેશને માટે સર્વસ્વ ગુમાવી બેઠેલા ઘણા મહાપુરુષો હતા. એ બધા તો આપણા કહેવાતા દેશનેતાઓની મશ્કરીઓ કરતા, ઠરાવોના શબ્દો માટે લડનારાઓને ધિક્કારતા, થોડીથોડી જેલો ભોગવી આવીને ઇનામો



ત્રિપુરી મહાસભાના વિષયવિસર્જનમંડપનું વિહંગ દૃશ્ય



રાષ્ટ્રપતિના રથને જોડવામાં આવેલા બાવન હાથીઓના સરઘસમાંના કેટલાક—તેમના અલંકારો તથા શોભનો સાથે





જમણી બાજુઃ ઉપર-શહીદ ચોક, જેમાં દેશને કાજે શહીદ થએલાઓના સ્મરણમાં સમાધિસ્તંભો ઊભા કરી તેમાં રોજ રાત્રે દીપક પેટાવવામાં આવતા હતા. નીચેઃ ડાબી તરફ રાષ્ટ્રપતિના સરઘસ માટેનો ગજરથ; જમણી તરફ-ત્રિપુરી પાસેનું સૌથી પુરાતન સ્થાપત્ય—ચોસઠ જોગણીનું મંદિર





ધુંવાધારનો જલધોધ (જુઓ પૂઠા ઉપરનું ચિત્ર) વટાવીને આગળ જતાં ભેડાઘાટના ઊંચા આરસના ખડકો વચ્ચે ધસમસતી વધતી નર્મદાનાં સો સો ફૂટ ઊંડા પાણી.

માગનારાઓને ગાળો ભાંડતા અને ભાષણો કે ઠરાવોથી સ્વરાજ્ય નથી મળવાનું એમ છાતી ઠોકીને કહેતા હતા. એમનાં ભાષણોમાંથી અગ્નિ ઝરતો હતો.

મહાસભામાં થએલા ઠરાવોમાં દેશીરાજ્યોની પ્રજાને મદદ કરવાનો ઠરાવ અને મહાત્માજીની મરજી મુજબ વહીવટદારો નીમવાનો ઠરાવ મુખ્ય હતા. ઇજિપ્તના પ્રતિનિધિ મંડળનું ત્યાં આવવું, એમનો સત્કાર, એમનાં ભાષણો, સરોજિની દેવીનું છેલ્લું ભાષણ, વન્દેમાતરમ્ ગીત વગેરે બહુ જ અસરકારક હતાં.

પંડિત ગોવિંદવલ્લભ પંત આ મહાસભાના વીર નાયક થઇ પડ્યા. પંડિત જવાહરલાલે સાચા વીરનું કામ કર્યું અને મૌલાના અબુલ કલામ આઝાદે પોતાની નબળી તબિયતને ન ગણકારતાં અવેજી પ્રમુખનું સ્થાન શોભાવ્યું. સ્ત્રી સ્વયંસેવિકાની પ્રથા હરિપુરાએ શરૂ કરી હતી તે મધ્યપ્રાન્તે ખીલવી.

મહાકોશલનું દર્શન પ્રેરક હતું. સુજલામ્ સુફલામ્ માતૃભૂમિનો એ પ્રદેશ વિન્ધ્યાચળ અને સાતપૂડાની પર્વતમાળાથી શોભતો હતો. સત્કાર મંડળના પ્રમુખે જ્યારે કહ્યું કે 'ધનધાન્યથી ભરપૂર ગુર્જરદેશ જેવી સાધનસામગ્રી અમારી પાસે નથી, પરન્તુ અમારા જ દેશની શબરીએ રામચંદ્રજીને બોર ખવડાવ્યાં હતાં એવો ભાવ અમારી પાસે છે', ત્યારે શ્રોતાજનોને બહુ અસર થઇ હતી.

જબલપુરનું નામ જાબાલિ ઋષિના આશ્રમ પરથી પડ્યું છે. નર્મદાનો વિખ્યાત ભેડાઘાટ પાસે જ છે. ત્યાં હોડીમાં બેસીને, આરસપહાણના ૧૦૦–૧૦૦ ફૂટ ઊંચા પહાડોની વચમાં થઇને વહેતી નર્મદાનાં ઊંડા જલમાં વિહાર કરવો એ જિંદગીનો એક લ્હાવો બની રહ્યો છે. સૃષ્ટિસૌંદર્ય અહીં અદ્‌ભુત છે, અને કહેવાય છે કે પૃથ્વીમાં આવું સ્થાન બીજે ક્યાંયે નથી. દૂધ જેવા સફેદ, ગુલાબી, પીળા અને ભૂરા રંગની છાંટવાળા આરસના પહાડોમાં થઇને વહેતી નર્મદા નદી આ સ્થળે ૧૦૦–૨૦૦ ફૂટ ઊંડી છે. પાસે જ નર્મદા અને બાણગંગાનો સંગમ છે.

નૌકાવિહાર પછી અમે નર્મદાના ધોધનાં દર્શન અને સ્નાનનો લાભ લીધો. પાસે જ આવેલું ચોસઠ જોગણીઓનુ મંદિર જોયું અને દેવીઓની મૂર્તિઓના લાલિત્યભર્યા શિલ્પથી મુગ્ધ થયા.

ત્રિપુરીનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. આ દેશ પર રામચંદ્રજીનું રાજ્ય હતું. એમણે પોતાના પુત્ર કુશને











ત્રિપુરીના મહાસભાનગરના ગુજરાતી સ્થપતિ શ્રી વીરેન્દ્રરાય મહેતા (જમણી તરફ) અને તેમની કલાના થોડા નમૂનાના આલેખ: ડાબી તરફ ઉપર: વિષયવિચારિણી સમિતિના મંડપનું પ્રવેશદ્વાર; નીચે—મહાસભાની ખુલ્લી બેઠક તથા પ્રદર્શનના મંડપનું પ્રવેશદ્વાર; જમણી તરફ—ઉપર: શહીદ-સમાધિ માટેના દીપસ્તંભનો નમૂનો; તેની બાજુમાં: મંડપના સ્થાપત્યમાંના સ્તંભની કારીગરી દર્શાવતો આલેખ

રાજ્યનો જે ભાગ આપ્યો તે કોશલ કહેવાયો એવી દંતકથા છે.

તે પછી મહાભારતમાં જે હૈહયવંશી રાજાઓનો વૃત્તાંત આવે છે તે આ દેશ પર રાજ્ય કરતા હતા. સહસ્રાર્જુન હૈહય હતો. એણે રાવણને હરાવેલો એવી કથા છે. સૂર્યવંશના સગર રાજાને પણ આ જ સહસ્રાર્જુને માર્યો હતો. એ પછી પરશુરામે એનો નાશ કર્યો.

પૌરાણિક કાળમાં આ પ્રદેશ દંડકવન તરીકે ઓળખાતો અને પાછળના સાહિત્યમાં એને ચેદિ દેશ કહ્યો છે. દશાર્ણ તરીકે આ દેશને વર્ણવતાં અહીં એક કાળે ગણરાજ્યો એટલે પ્રજાસત્તાક રાજ્યો પણ હતાં એવો ઉલ્લેખ છે.

જબલપુરની પાસે રૂપનાથ છે, ત્યાં અશોકનો એક શિલાલેખ છે. એ ઉપરથી અશોક અને મૌર્ય વંશે પણ અહીં રાજ્ય કરેલું સિદ્ધ થાય છે.

મૌર્યો પછી અહીં આંધ્રોનું રાજ્ય થયું તે ઈસ્વીસનની ત્રીજી સદી સુધી ચાલ્યું. તે પછી નાગ વંશ અને પછી ગુપ્ત વંશ આવ્યા. ગુપ્તો પછી કાલચુરી થયા અને પછી મહાપ્રતાપી હર્ષવર્ધન થયો. પણ એની સત્તા મહાકોશલ પર જામી હોય એમ લાગતું નથી.

હ્યુએનસંગના સમયમાં અહીં ૧૦૦ બૌદ્ધ મઠો હતા અને દસ હજાર બૌદ્ધ સાધુઓ તેમાં રહેતા. એ ઉપરાંત ૭૦ બીજા ધર્મનાં મંદિરો અહીં હતાં એવો એણે ઉલ્લેખ કર્યો છે.







ત્રિપુરીના મહાસભાનગરના ગુજરાતી સ્થપતિ શ્રી વીરેન્દ્રરાય મહેતા (જમણી તરફ) અને તેમની કલાના થોડા નમૂનાના આલેખ: ડાબી તરફ ઉપર: વિષયવિચારિણી સમિતિના મંડપનું પ્રવેશદ્વાર; નીચે—મહાસભાની ખુલ્લી બેઠક તથા પ્રદર્શનના મંડપનું પ્રવેશદ્વાર; જમણી તરફ—ઉપર: શહીદ-સમાધિ માટેના દીપસ્તંભનો નમૂનો; તેની બાજુમાં: મંડપના સ્થાપત્યમાંના સ્તંભની કારીગરી દર્શાવતો આલેખ

રાજ્યનો જે ભાગ આપ્યો તે કોશલ કહેવાયો એવી દંતકથા છે.

તે પછી મહાભારતમાં જે હૈહયવંશી રાજાઓનો વૃત્તાંત આપે છે તે આ દેશ પર રાજ્ય કરતા હતા. સહસ્રાર્જુન હૈહય હતો. એણે રાવણને હરાવેલો એવી કથા છે. સૂર્યવંશના સગર રાજાને પણ આ જ સહસ્રાર્જુને માર્યો હતો. એ પછી પરશુરામે એનો નાશ કર્યો.

પૌરાણિક કાળમાં આ પ્રદેશ દંડકવન તરીકે ઓળખાતો અને પાછળના સાહિત્યમાં એને ચેદિ દેશ કહ્યો છે. દશાર્ણ તરીકે આ દેશને વર્ણવતાં અહીં એક કાળે ગણરાજ્યો એટલે પ્રજાસત્તાક રાજ્યો પણ હતાં એવો ઉલ્લેખ છે.

જબલપુરની પાસે રૂપનાથ છે, ત્યાં અશોકનો એક શિલાલેખ છે. એ ઉપરથી અશોક અને મૌર્ય વંશે પણ અહીં રાજ્ય કરેલું સિદ્ધ થાય છે.

મૌર્યો પછી અહીં આંધ્રોનું રાજ્ય થયું તે ઈસવી સનની ત્રીજી સદી સુધી ચાલ્યું. તે પછી નાગ વંશ અને પછી ગુપ્ત વંશ આવ્યા. ગુપ્તો પછી કાલંચુરી થયા અને પછી મહાપ્રતાપી હર્ષવર્ધન થયો. પણ એની સત્તા મહાકોશલ પર જામી હોય એમ લાગતું નથી.

હ્યુએનસંગના સમયમાં અહીં ૧૦૦ બૌદ્ધ મઠો હતા અને દસ હજાર બૌદ્ધ સાધુઓ તેમાં રહેતા. એ ઉપરાંત ૭૦ બીજા ધર્મનાં મંદિરો અહીં હતાં એવો એણે ઉલ્લેખ કર્યો છે.





ત્રિપુરી પ્રદેશમાં રાજ્ય કરી ગએલા ગોન્ડ રાજા મદનરાયે બંધાવેલા મદનમહાલના ઐતિહાસિક કિલ્લાના અવશેષો (ઉપર) અને (નીચે) ટેકરી પર તોળાઇ રહેલા ખડકનું એક દૃશ્ય

અહીંના કાળચુરી રાજાઓમાં ઇ.સ. ૮૭૫માં કોકલ મહારાજા થએલો. એનો કનોજ, ચિત્રકૂટ, રાષ્ટ્રકૂટ વગેરે રાજ્યો સાથે સંબંધ હતો. એને ૧૮ પુત્રો હતા. ગાંગેયદેવ કાળચુરી તો બહુ પ્રતાપી હતો. ઉત્તરે નેપાળ સુધી અને પૂર્વે અયોધ્યા તથા બનારસ સુધી એની આણ વર્તતી. એને વિક્રમાદિત્યનું બિરદ મળ્યું હતું. પોતાના જીવનનો છેવટનો કાળ એણે અલ્લાહાબાદના ત્રિવેણીસંગમ પર અક્ષય વડની નીચે ગાળ્યો હતો. એનો પુત્ર કર્ણદેવ પિતાના કરતાં પણ અધિક નીવડેલો. કાળચુરીઓની સત્તા અહીં છેક ઇસવી સન ૧૨૦૦ સુધી ચાલી.

તે પછી ગોન્ડ એટલે અસલી ભીલ લોકોનું રાજ્ય થયું. એનો પહેલો રાજા જદુરાય અને એનો પુત્ર મદનરાય. જે મદનમહાલ સ્ટેશને થઇને મહાસભા નગરમાં જવાનું હતું ત્યાં એણે બાંધેલા મદનમહાલનાં અવશેષો હજી ઊભાં છે સ્થળે સ્થળે જણાતાં તળાવો અને આંબાનાં ઝાડ જે માઇલો સુધી સડકો ઉપર ઉગેલાં છે તે ગોન્ડ રાજાઓના વખતના છે.

ઇ.સ. ૧૫૬૪માં વીર રાણી દુર્ગાવતીએ અકબરના સરદાર આસફખાન સાથે યુદ્ધ કર્યું હતું તે અહીંઆં. રાણી દુર્ગાવતીએ ૧૫ વર્ષ સુધી અહીં બહુ જ બહાદુરીથી રાજ્ય કરેલું છે. એની પાસે ૧૪૦૦ તો હાથી હતા. અને આસફખાન સામેના યુદ્ધમાં તે હાથી પર બેસીને જ લડી હતી. એ વેળા નદીમાં કંઇવારે પૂર આવ્યું. મહાવતે બહાદુરીથી પાછા હટવા રાણીને ખૂબ સમજાવી. પણ એ તો સામી છાતીએ લડીને વીરગતિને પામી એ પછીનો ઇતિહાસ તો છેક હમણાંનો ગણાય.

આમ ત્રિપુરીનો ઇતિહાસ અને એની ભૂગોળ બંને રસભર્યા અને પ્રેરક છે.

ગુજરાતીઓ ત્યાં પણ નામાંકિત થયા છે. અમદાવાદના ગોમતીપુરના બીડીવાળા નામાંકિત વેપારી મોહનલાલની પેઢી તરફથી ગુજરાતીઓ માટે ત્યાં ઉતારાની, ભોજનની અને સૂવા વગેરેની બહુ જ ઉત્તમ સગવડ કરવામાં આવી હતી. કોઇ પણ ગુજરાતી ત્યાં જાય એને માટે ઉતારાપાણીની સુંદર સગવડ વિના મૂલ્યે હમેશને માટે છે. એમને ત્યાં ૧૦,૦૦૦ માણસોને રોજી મળે છે. એમના ધંધાની શાખાઓ છે અને ૮૦ લાખ રૂપીઆની મૂડી એમાં રોકી છે. રાજ્યમહેલ જેવું એમનું મકાન છે. એ લાયબ્રેરી, અન્નક્ષેત્ર અને શાળા ચલાવે છે. આ પ્રસંગે એમણે ૨૫ હજાર રૂપીઆ ખરચીને પોતાનાં દેશભાઇઓનો સુંદર સત્કાર કર્યો હતો; અને કોંગ્રેસફંડમાં પણ એમની મદદ સૌથી વધારે હતી.

આમ ત્રિપુરીની રાષ્ટ્રીય યાત્રા પૂરી થઇ. અને રાષ્ટ્રીય યાત્રા આખરે તો નિરર્થક જ થઇ પડે, જો આપણે એમાંથી કાંઇ કાયમની પ્રેરણા ન મેળવીએ. ઘણાં યે ધર્મઘેલાં લોક ચારે ધામની યાત્રા કરે છે, પણ એમાંથી કેટલાંયનાં જીવન વધારે પવિત્ર અને ઉન્નત નથી થતાં. આ રાષ્ટ્રીય યાત્રાઓ પાછળ પણ હવે તો વર્ષોવર્ષ પાંચ લાખ રૂપીઆ ખર્ચ થાય છે અને લોકોનાં ગાડીભાડાં તથા બીજાં ખર્ચ થાય છે તે જુદાં. એ બધાં ખર્ચ તો ઊગી નીકળે જો આપણે એને પરિણામે વધારે સ્વદેશભક્ત થઇને દેશસેવા માટે પોતપોતાના પ્રાપ્ત ધર્મને નિષ્કામ ભાવે બજાવીએ અને સમગ્ર જીવન દેશાર્પણ કરીએ.

# સંસ્કારસેતુ ત્રિપુરી

**જ્યાંની ઇતિહાસપૂર્વેના કાળની દાનવી સંસ્કૃતિ**
**આર્યત્વમાં લોપ પામ્યા પૂર્વે છેક પાસિફિક મહાસાગરને પેલે પાર પહોંચેલી**

મહાસભાની તાજેતરની બેઠકથી પ્રખ્યાત બનેલું ત્રિપુરી, અથવા આજે ગામડી ભાષામાં ઓળખાતું 'તેવર' પ્રાચીન કાલનું બહુ પ્રખ્યાત નગર હતું ને વૈદિક :સાહિત્યમાં તક્ષશિલા પ્રાગ્જ્યોતિષ વગેરે સાથે એક દૈત્યનગર તરીકે તેનો ઉલ્લેખ થએલો છે.

પુરાણ કાળથી તે દસમી સદી સુધીનો ત્રિપુરીનો ઇતિહાસ અંધારામાં જ રહે છે. દસમી સદીમાં ગુર્જર પ્રતિહારોના રાજ્યનો નાશ કરી કાળચૂરી રજપુતોએ જે આઠ રાજ્યો સ્થાપ્યાં તેમાંનું એક ત્રિપુરી યે હતું. આ ત્રિપુરીથી કરણબેલ સુધી રાજગૃહ જેવો જ દાનવી સ્થાપત્યનો કોટ મળી આવ્યો છે અને કહેવાય છે કે એ વૈદિક કાળનો છે.

બિહારમાં પટણા પાસે લાઉરિયાનંદનગઢ મુકામેથી પણ વૈદિક સંસ્કૃતિની કેટલીક સમાધિઓ (Burial mounds) મળી આવી છે. એમાં હાથ લાગેલી કેટલીક આશ્ચર્યજનક વસ્તુઓ પાસિફિક મહાસાગરની પોલીનેશિયન જાતિની કળા અને સંસ્કૃતિને મળતી આવે છે એમ ડૉ. પંચાનન મિત્ર તથા બીજા વિદ્વાનોનું માનવું છે. આ આંતર સંબંધને રાજગૃહ, ત્રિપુરી અને હાબ નદીના બંધનું સ્થાપત્ય વધુ દૃઢ બનાવે છે. શ્રી આનંદ કુમારસ્વામી પણ લખે છે કે, 'તેમની શૈલી નમૂનેદાર હિંદી કરતાં પોલીનેશિયન વધારે પ્રમાણમાં છે.'

સ્થાપત્યકળામાં ચૂના ગારીના ઉપયોગ વગર મોટા પાષાણખંડોના આવા ગઢ ખાસ સ્થાન ધરાવે છે. ગ્રીસના સૌથી પ્રાચીન નગરો મીસેની અને ટિરીન્સના ગઢ પણ આપણા અહીંના ગિરિવ્રજ જેવા હતા. ઇ. પૂ. ૩૦૦૦ની આસપાસ તે બંધાયાં ગણાય છે. ગ્રીક કવિ હોમરે એના મહાકાવ્ય 'ઇલીઆડ'માં સાયક્લોપ નામે એક આંખવાળા જે દાનવોનું વર્ણન કર્યું છે એ દાનવોએ જ એ ગઢો બાંધેલા હોવાની લોક-




ગ્રીસ, હિંદુસ્તાન અને પાસિફિકમાંના પૉલીનેશિયા ટાપુઓ—જ્યાં એક જ સરખા દાનવી સ્થાપત્યના અવશેષો મળે છે તેને એક નજરે દર્શાવતો નકશો.

માન્યતા પરથી એ દાનવી નિર્માણને 'Cyclopean Masonay'નું નામ અપાયું છે.

નવાઇની વાત તો એ છે કે આપણા રાજગૃહ અને ગ્રીસના મીસેનીના દાનવી કોટો દરેક રીતે પરસ્પર મળતા આવે છે. એ કળા હિન્દથી ત્યાં ગઇ કે ત્યાંથી અહીં આવી એ અત્યારે કહી શકાય નહિ. હિન્દ અને ગ્રીસની વચ્ચે એશિયા માઇનોર, ઇરાક અને ઇરાન એ ત્રણ દેશો છે. એશિયા માઇનોરમાં એકબે ઠેકાણે એવા કોટો ભાંગેલી સ્થિતિમાં દેખાય છે ખરા. ઇરાકમાં તો પત્થરના અભાવે તે ન સંભવે. ઇરાનમાં હજુ પૂરતી શોધખોળ નથી થઇ. પણ બલુચિસ્તાનમાં હાબ નદીનો પુરાતન બંધ એ શૈલીનો જ છે ને રાજગૃહમાં ગૃદ્ધકૂટ પર્વત પર જવા માટેનો રસ્તો ને પૂલ પણ એ જ પ્રકારના છે.

હિંદુસ્તાનની આ પ્રાચીન સંસ્કૃતિનો સંબંધ પોલીનેશિયા સાથે હોવાનો અભિપ્રાય અનેક વિદ્વાનોએ આપેલ હોઇ આપણે એના પ્રમાણભૂત મુદ્દા તપાસીએ. પોલીનેશિયન પુરાતત્ત્વની વિશેષ વસ્તુઓ આ છેઃ

(૧) મોટા મોટા પાષાણખંડોના ચણતર વગરના સ્તૂપો (Step-pyramids) અને એમની ચારે બાજુ દાનની શૈલીનો કોટ. આ સ્તૂપો 'મારી' (Marae) નામે ઓળખાય છે. દેવની ઉપાસના અને મુડદાંની છેલ્લી ક્રિયા માટે એ વપરાતા.

(૨) ઘણા સ્તૂપો પર 'હોઘા-હાકા-નાના-ઇઓ' દેવની રાક્ષસી કદની મૂર્તિઓ મળી આવે છે. એમનાં અંગો પર પક્ષીઓ અને બીજી જાતની આકૃતિઓ કોરેલી હોય છે જે ઘણા વિદ્વાનોના મતાનુસાર હિંદી શૈલીની છે. પણ હિંદ સાથે પોલીનેશિયન સંસ્કૃતિને નિર્વિવાદ સાંકળે છે તે તો,

(૩) ઇસ્ટર ટાપુઓ પર મળી આવેલી ચિત્ર-લિપિ, જે મોહેં જો ડેરોની સિન્ધુ લિપિ સાથે બહુ જ મળતી આવે છે. વિદ્વાનોએ એ વાત સ્વીકારી છે. પ્રો. ગ્રિફિથ ટેલરે લખ્યું છે, કે 'ઇસ્ટરની લિપિ વિષે મોહેં જો ડેરોનો સિદ્ધાંત મને પણ પ્રમાણિક અને ઉપયુક્ત જણાય છે.'

મારી માન્યતા પ્રમાણે તો, મૌર્યકાળની પૂર્વે, કદાચ વૈદિક કાળ પછી તરત જ, ભારતવર્ષમાંથી આર્યોનાં જૂથનાં જૂથ પ્રશાંત (પાસિફિક) મહાસાગરની સફરો ખેડતા થયા હશે. 'મારી'ની ઢબની ઇમારતો તથા પોલીનેશિયન સંસ્કૃતિની બીજી વસ્તુઓ એવી જગાએ મળે છે, જ્યાં નજીકમાં જ મોતી કાઢવાનું સ્થળ હોય, અગર કોઇ કીમતી ખનિજની ખાણ હોય. આ પરથી જણાય છે કે હિંદીઓ મૂલ્યવાન વસ્તુઓની પ્રાપ્તિ અર્થે ત્યાં આવજા કરતા; એટલું જ નહિ. એ કાર્ય માટે તેમના મજૂરો ને કારીગરો યે મોટી સંખ્યામાં ત્યાં કાયમી વસી ગયા ને એ રીતે પ્રશાંત મહાસાગરમાં પોલીનેશિયનોના પૂર્વજ હિંદીઓના ઉપનિવેશો સ્થપાયાં.

પુરાતત્ત્વ ઉપરાંત ધર્મ અને સંસ્કૃતિની દૃષ્ટિએ પણ પોલીનેશિયનો હિંદીઓના વંશજો ગણાય છે. તેઓ મોટે ભાગે શાકાહારી હોય છે; માછલાં ખાય છે પણ બીજાં પ્રાણીઓનું માંસ નહિ. સામોઆ દ્વીપના સભ્ય અને બુદ્ધિશાળી વતનીઓ પોતાને સૌથી જૂના પોલીનેશિયનો તરીકે ઓળખાવે છે. એમની ઘણી ધાર્મિક માન્યતાઓ આપણા બ્રાહ્મણ ગ્રંથો સાથે મળતી આવે છે. એમની ઘણી કથાઓ ને લોકગીતો પણ હિંદના તત્કાલીન સાહિત્યને મળતાં આવતાં હોઇ એ દૃષ્ટિએ એમનું સાહિત્ય ખાસ અભ્યાસયોગ્ય છે.

આદિમાં સર્વત્ર અંધકાર હતો; સર્વ પ્રથમ પાણી ઉત્પન્ન થયું ને પાણીમાંથી સઘળો સૃષ્ટિક્રમ ઊપજ્યો એમ વૈદિક તત્ત્વજ્ઞાન માને છે. મિસરના ચોથા અને પાંચમા રાજવંશના કાળ (ઇ. પૂ. ૩૦૦૦)ના પિરામિડોમાંથી મળેલા સાહિત્યમાં લખ્યું છે કે સર્જનનો દેવ પત્તા પૃથ્વીને પાણીમાંથી ઉપર લાવ્યો તે પહેલાં આકાશને પૃથ્વી જુદાં હતાં. પોલીનેશિયન માન્યતા પણ એવી જ છે. એ સાંસ્કૃતિક તથા ધાર્મિક સમાનતાના માત્ર પરિચયને માટે આ એક દાખલો આપ્યો છે.

પોલીનેશિયન સાહિત્યની કથાઓ બહુ આકર્ષક છે. 'સૃષ્ટિગીત', 'આનંદગીત', 'હુલા' વગેરે એ સાહિત્યના અમર રત્નો છે ને એમાં, કાવ્ય અને સંગીતમાં નિરપેક્ષ ભાવનાભર્યા વિચારો પર હિંદુ ધર્મની સ્પષ્ટ છાપ જણાય છે.

એમની ભાષામાં સ્વરોનું પ્રાધાન્ય હોવાથી તેમાં સંગીત જેવી મીઠાશ જણાય છે. એમના ઉચ્ચારના અનુકરણમાં યુરોપિયનો અસમર્થ નીવડ્યા છે. એમના પુરોહિતો સૃષ્ટિગીત આલાપે ત્યારે જાણે સામગાન જ ન ગાતા હોય એવું આપણને લાગે.

વિશાલ ભારતના સંશોધકો હવે પ્રશાંત મહાસાગરમાં પગ લંબાવવાનો વખત આવી પહોંચ્યો છે એના નિર્દેશ પૂરતો જ આ પરિચયાત્મક લેખ છે. ભારતના ગૌરવસીમાડાઓનો વિસ્તાર એ પણ રાષ્ટ્રધર્મની એક પૂર્તિ જ ને?

અમૃત વસંત

**અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી થતી**

## ગુજરાતી સાહિત્યની વાર્ષિક સમીક્ષા

૧૯૩૮ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને શ્રી પ્રો. મંજરાય મુકુંદરાય દેસાઇને સોંપવામાં આવેલ છે; તો સૌ પ્રકાશકો અને લેખકોને વિનતિ છે કે સમીક્ષા માટે તેઓ પોતાનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે:

પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, એમ. ટી. બી. કૉલેજ, અઠવા લાઇન્સ સુરત.

# હિંદી સાગરના નિસાસા



શ્રી કૃષ્ણે શા માટે દ્વારિકાને રાજધાની બનાવેલી? એના પ્રાકૃતિક સૌન્દર્યથી આકર્ષાઇને? એની કુદરતી ઉત્પાદનથી લોભાઇને? એમાંની એકે વિશિષ્ટતા દ્વારિકામાં ન હતી. પરંતુ, તેની એક અદ્વિતીય મહત્તા હતી; અને તે એ કે, મથુરાથી નજીકમાં નજીકનો દરિયાકિનારો તેનો હતો. અરબી સમુદ્રનું આગળમાં આગળનું નાકું તે હતું. છેલ્લે બન્યું તેમ, ભારતની પડોશવાસી જાતિઓએ તેના પર ખુશ્કી આક્રમણો કર્યાં તે અગાઉનાં સઘળાં આક્રમણો પશ્ચિમથી સાગરમાર્ગે જ આવતાં, અને કૃષ્ણની દ્વારિકાની પસંદગી પાછળ, તેને એ આક્રમણો સામેનો સુવ્યવસ્થિત મોરચો બનાવવાની જ મુનેહ રહેલી. તમામ યદુવંશીઓને એણે દ્વારિકામાં બોલાવી લઇ તેને હિંદનું સકળ સબળ નૌકેન્દ્ર બનાવી દીધું હતું.

પરંતુ, 'कृण्वन्तु विश्वमार्यम्'ની ધગશ ધરાવતા ભારતવાસીઓનું સાગરખેડાણ તો કૃષ્ણથી યે સદીઓ જૂનું છે. સમુદ્રમંથનમાં દાનવોને પછાત પાડ્યા પછી જગતને ધર્મે ને સંસ્કારે આર્ય બનાવવા અર્થે કુંભસંભવ અગસ્ત્યના વારસોએ દરિયાનો એકે ખૂણો અગોચર નહોતો રાખ્યો. સાંચીના સ્તૂપો પર પણ ભારતીયોનો એ સાગરવિજય અંકિત થયેલો જ છે. પાશ્ચાત્યોની કલમો જે ગ્રીકો ને ફીનિશિયનોના સાગરખેડાણ પર વારી જાય છે તેમનું યે ઉત્તર આફ્રિકા ને એશિયા-માઇનોરના કાંઠાથી આગળ વધતાં જિગર ન ચાલતું ત્યારે હિંદીઓ આખું દક્ષિણ ગોળાર્ધ ફરી વળેલા. યુરોપના દરિયો ડોળવા નીકળેલા કોલંબસ, ડ્રેઇક કે વાસ્કો ડા ગામાના ખલાસીઓના એક મહિનો સુધી જમીન ન દેખતાં છક્કા છૂટી જતા ત્યારે, એ વખતે પણ ભારતના સાગરપુત્રો તરતા ફૂલ જેમ ચચ્ચાર મહિના તેની છાતી પર વીતાવતા. યુરોપિયનોની ગંધ પણ નહોતી પહોંચી ત્યાર પહેલાં એમણે હિંદી મહાસાગરની આખી કેદાર આરપાર વસાહતો સ્થાપી દીધેલી. અને છેક ગઇ કાલ સુધીની મુગલોની અને ત્યાર પછી છત્રપતિ શિવાજીની આપણી નૌસેના પણ ઇતિહાસમાં તાજી જ છે.

પરંતુ, પછી તો પશ્ચિમની એક પછી એક ગોઝારી જાતિઓ જેમ આપણે કાંઠે ઊતરતી ગઇ તેમ તેણે પહેલું ધ્યેય આપણી એ અસ્મિતાનો નાશ

## તમે જાણો છો?

**શ્રીકૃષ્ણે** દ્વારિકાને રાજધાની બનાવેલી—એ કયા દૃષ્ટિબિંદુએ?

**આદિકાળથી** માંડીને તે હમણાં શિવાજીના વખત સુધી અણનમ રહેલા હિંદના સાગર-પ્રાણને ઇ.સ. ૧૭૯૬ની સાલથી તરકીબો-પૂર્વક કચડવામાં આવ્યો છે;—શા માટે?

**ઇંગ્લંડ** કરતાં પંદરગણો મોટો આપણો દેશ, એને લિથુઆનિયા ને લૅટ્વિયા જેવડાં યુરોપનાં અંગુઠિયાં રાજ્યો જેટલા યે સાગર હક્કો લીગ ઑફ નેશન્સની જગતકચેરીમાં નથી;—કયે કારણે?

**આપણે** દર વર્ષે માલના નૂર અને ઉતારૂઓ-નાં ભાડાના રૂપમાં પચાસ કરોડ (અર્ધો અબજ) રૂપિયાનો ચાંલ્લો પરદેશી વહાણ-વટાંને કરીએ છીએ,—કયે લેખે?

**આપણાં** બંદરોમાં નાંગરેલા એકપણ જહાજ ઉપર આજે આપણો પોતાનો વાવટો નથી લહરતો;—કઇ કમનસીબીએ?

**આપણું** એ પુરાણું અને જગવિખ્યાત સાગર-સાહસ લુપ્ત થઇ આજે એ કલા પશ્ચિમના બહારવટિયાઓ પાસેથી શીખવાનો વારો આપણો આવ્યો;—કયે પાપે? કોને પાપે?

આના ઉત્તર, આ લેખ વાંચીને,
તમારા અંતરને પૂછી જોજો.



છેક હમણાં સુધી આપણું વહાણવટું કેટલું સાબૂત હતું તેનાં આવાં અનેક ઉદાહરણો આપણી પ્રાચીન શિલ્પકળામાંથી અને ગ્રંથોમાંથી મળે છે. (બ્લૉક: સારાભાઇ નવાબના સૌજન્યથી)

કરવાનું જ સ્વીકાર્યું. હિંદ આવેલા એકેએક પોર્ટુગીઝ ગવર્નરનો આગ્રહ એની સાક્ષી પૂરે છે. પરંતુ પોર્ટુગીઝો જે બળથી ન કરી શક્યા તે તેના ઉત્તરાધિકારી અંગ્રેજોએ છળથી સાધ્યું છે, અને પરિણામે રાષ્ટ્રીય જાગૃતિના આ કાળે ભારતના સંતાનોને એ કળા સાગરના એ બહારવટિયાઓ પાસેથી શીખવાનો વારો આવ્યો છે. દેશના લાંબા સમયના પોકાર પછી ડફરિન નામનું એક જ જહાજ હિંદીઓને કેળવવા રાખવામાં આવ્યું છે ખરું, પરંતુ હિંદી નૌકાનો નાશ કરનાર એડવર્ડ બોનાવેંચરે ને હેકટરે, ડેગને ને એલેક્ઝેન્ડરે કરેલું પાપ એ એકલી એક શિક્ષાનૌકાથી નહિ જ ધોવાય.

હજુ ગઇ કાલની આપણી નૌસમૃદ્ધિ પર ડબલ્યુ એચ. હિડસે લખે છે: 'ઇ. ૧૭૮૯માં પોર્ટુગીઝ લોકો જ્યારે પૂર્વના વેપારમાં પડ્યા હતા ત્યારે કેંતોન શહેરમાં તેમની માલિકીનાં માત્ર ત્રણ વહાણો હતાં. ડચ લોકો પાસે પાંચ, ફ્રેંચો પાસે એક, ડેન્માર્કના લોકો પાસે એક, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો પાસે પંદર અને અંગ્રેજ ઇસ્ટ ઇંડીઆ કંપની પાસે ચાળીસ વહાણો હતાં; જ્યારે એ સામે આ બધી પ્રજાઓનાં કુલ વહાણો જેટલાં વહાણો અંગ્રેજી મુલકમાં વસતી ભારતીય પ્રજા પાસે હતાં. ઉપરાંત એશિયાનો લગભગ સમસ્ત વેપાર ભારતમાં બનેલાં વહાણો મારફત ચાલતો હતો. આ વહાણોની માલિકી પણ ભારતના જ લોકોની હતી. કેપ ઑવ ગુડ હોપના રસ્તાની શોધ થતા પહેલાંથી આ વહાણો ભારતથી ચીન અને મલબાર કિનારાથી ઈરાનના અખાત તથા રાતા સમુદ્ર સુધીમાં ફરતાં હતાં.'

પણ પછી તો ધીમે ધીમે અંગ્રેજ સત્તા આ દેશમાં સાર્વભૌમ બની ને એને લઇને હિંદી માલ હિંદી વહાણોમાં જ જ્યારે ઇંગ્લંડને કિનારે થોકબંધ ઊતરવા લાગ્યો ત્યારે ત્યાંના વેપારીઓએ એ માલ નીપજાવતા ઉદ્યોગો સાથે જ હિંદી વહાણવટા સામે યે પોકાર ઉઠાવ્યો ને શાસક સત્તાએ એ બંનેનો સાથે જ અંત આણ્યો. ઇ. ૧૭૯૬માં 'કંપની સરકાર'ને ફરી પટો કરી આપવામાં આવ્યો તેમાં એ કલમ ઉમેરવામાં આવી, કે 'ઇંગ્લંડના, ભારતના કે કંપનીના પોતાના નોકરો માલની જે કંઇ લાવલઇજા કરે તેઓ માત્ર કંપનીનાં ભાડે રાખેલાં વહાણો મારફત જ તેમ કરી શકે.'

છેક ઇ. ૧૮૫૭માં યે હિંદી વહાણોની સંખ્યા ૩૪,૨૮૬ હતી. પરંતુ હિંદી રાષ્ટ્રોત્થાનને કચડી અંગ્રેજ સત્તા સુદૃઢ બનતાં જ સઘળો પરદેશી વેપાર બ્રિટિશ જહાજોમાં થાય એવી આકતરી કાળજી લેવાવા માંડી. પરિણામે અંગ્રેજ કંપનીઓ માલબર થતી ચાલી. સિત્તેર જ વર્ષ બાદ, ઇ. ૧૯૨૭માં હિંદી વહાણોની સંખ્યા માત્ર ૮,૬૪૦ની થઇ રહી ને જે વહાણ વડે નેલ્સને ટ્રફાલગરનું યુદ્ધ જીત્યું એ 'વિકટરી' જેવાં વહાણો નીપજાવવા સમર્થ એ હિંદી ઉદ્યોગના આજ તો કોણ જાણે કેટલા યે આંકડા કપાઇ ચૂક્યા હશે. ફરજી માંડવીની બનાવટનું એ વિકટરી જહાજ ઇંગ્લંડે હજી જાળવી રાખ્યું છે. "એનું કલેવર જર્જરિત બન્યું છે, પણ એનો આત્મા હજુ અભય છે. હિંદી વહાણવટાના ખમીરવંત પ્રતીક સમા એ જહાજ સમી જ હિન્દી વહાણવટાની આજે દશા છે. હજી પ્રાણ છે, હજી ભાવના છે, હજી ખમીર છે; પણ આજે વહાણવટાનું કલેવર નથી."

અને જગતના વહાણવટામાં હિંદનું આજે સ્થાન પણ ક્યાં રહ્યું છે? બ્રિટિશ જહાજો પારકા કિનારાનાં પાણી ડોળે એ તેમની રાષ્ટ્રભક્તિ ગણાય; હિંદી વહાણવટું પોતાની જિજીવિષા અર્થે મથે એ તેનો





ડાબી તરફ: સિંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીના આદ્યસ્થાપક સ્વ. શેઠ નરોત્તમ મોરારજી; વચ્ચે એ કંપનીનું હમણાં ખુલ્લું મુકાએલું નવું મકાન 'સિંધિયા હાઉસ'; જમણી તરફ કંપનીના મૅનેજિંગ ડાયરેક્ટર શેઠ વાલચંદ હીરાચંદ

બ્રિટન પ્રત્યે અનુપકાર કરે! લૅટવિયા, લિથુઆનિયા જેવાં ચીંથરાં જેવડાં રાજ્યોને લીગ ઑવ નૅશન્સ પાસેથી બંદરી હક્કો અપાવનાર બ્રિટને હિંદ પ્રત્યે એવો એખલાસ બતાવવાની નૈતિક હિંમત પણ નથી કરી. પરાયા કિનારા ખેડવાનું સદ્ભાગ્ય તો મળે ત્યારે પણ પોતાની માતૃભૂમિનાં બંદરોમાં પણ હિંદી નૌકાઓની આવજા બ્રિટનને સદા અરૂચિકર લાગી છે. બ્રિટિશ વહાણવટાએ એવા હિંદી સાહસોનું ઊગતે જ ગળું દાબી દેવાનો પ્રયાસ કર્યો છે. બૉમ્બે પર્શિયા કંપની, આરબ સ્ટીમ નેવિગેશન કંપની તથા ઍંગ્લો ઇન્ડીઆ સ્ટીમ નેવિગેશન કંપની તેનાં ઉદાહરણો છે.

આમ ઇતિહાસમાં પુરાણામાં પુરાણું હિંદનું સાહસ હિંદને કિનારે જ ગૂંગળાવી નાખવામાં આવ્યું છે, જ્યારે પરદેશી સ્ટીમર કંપનીઓ તેને કિનારે કોસ્ટલાઇનનાં વધુ ને વધુ જાળાં ગૂંથતી જાય છે. એક રાષ્ટ્રના અન્ય રાષ્ટ્ર પ્રત્યેના અહિંસક છતાં કાનિ-સમાં કાતિલ વિદ્રોહનું આવું કરુણ ઉદાહરણ કદાચ બીજે કદી નહિ મળે.

છેલ્લાં પંદર વરસોમાં કેટલાક હિંદી સાહસિકોએ ઇન્ડીઅન મર્કેન્ટાઇલ મરીન બાંધવા તનતોડ પ્રયાસો આદર્યા છે પણ એ સઘળા ઊગતા જ સૂના છે. મૂડી કે સાધનોને અભાવે નહિ, નિપુણ યોજનાના અભાવે પણ નહિ; બ્રિટિશ ચાલબાજીથી પોષાએલા એ વિષવૃક્ષનાં મૂળ વધુ ઊંડાં ને અટપટાં છે.

આ બધી વિશીર્ણ કંપનીઓમાંથી કોઈ હિંદી કંપની પોતાની કરોડ સાબૂત રાખી શકી હોય તો તે એક માત્ર સિંધીઆ સ્ટીમ નેવિગેશન કંપની. સોએ સો ટકા હિંદી એ કંપની આજે કોઈ પણ બ્રિટિશ કે ફોરેઇન શિપિંગ કંપનીની હરોળમાં સબળ દાવાસર ઊભી રહી શકે તેમ છે. એ સિવાયનીમાં તાજી જન્મેલી ઇસ્ટર્ન સ્ટીમ નેવિગેશન કં. લિ., મલબાર સ્ટીમશિપ કં. લિ. તથા મર્ચન્ટ સ્ટીમ નેવિગેશન કં. ગણાય, પણ એમની દોડ મર્યાદિત ને એમના વિકાસનું વર્તુલ પણ સાંકડું છે.

ત્યારે આપણી એકની એક વિકાસગામી નૌસંસ્થા તો સિંધીઆ કંપની જ રહી. ગત મહાયુદ્ધ બાદ આપણા રાષ્ટ્રમાં જે નૂતન સ્વદેશી ભાવના જાગી તેના અનુક્રમે મુંબાઈના શેઠ નરોત્તમ મોરારજીએ શ્રી કીલાચંદ દેવચંદ, સર લલ્લુભાઈ શામળદાસ અને શ્રી વાલચંદ હીરાચંદની સહાયે તેનો પાયો નાખ્યો. આમ નરોત્તમ શેઠે જે નવી જ દિશામાં સ્વદેશી ભાવનાનો પુરસ્કાર કર્યો એને લઈને એમનું નામ આપણા ઇતિહાસમાં કાયમનું યાદગાર પ્રકરણ પૂરી જશે.

પરંતુ આપણી આ કંપનીને પણ વિરોધી હિતો વાળા તરફથી તોડી પાડવાની પ્રત્યક્ષ કે પરોક્ષ એકે તક જતી કરવામાં નથી આવી. બ્રિટિશ વહાણવટાના હિતોએ એને હમેશ ધાકમાં રાખી છે. એની સામેની કાતિલ હરીફાઈ કયારેક તો એટલી હદે પહોંચેલી છે કે હજ ટ્રેડ માટે વધુ સગવડો ને સોઈ-વણોવાળી બે નવી સ્ટીમરો તૈયાર કરાવી આ કંપનીએ દોડાવવા માંડી ત્યારે મોગલ લાઈને ૧૭૨ રૂપિયાનો દર તોડી રૂ. ૨૦ પર લાવી મૂક્યો. આને પરિણામે તેને દર ઉતારુ દીઠ રૂ. ૨૭ ગાંઠના ખોવાના આવતા. આ તો એવા અનેકમાંનું એક જ ઉદાહરણ છે.

પોતાની સાગરસત્તા હોવા છતાં જ્યારે હદ ઓળંગી ત્યારે આ કંપનીએ સરકારને કાને ધા નાખી. ૧૯૩૨ના મેથી હિંદી સરકારના ઓન. કૉમર્સ મેમ્બર પર લખાણો પર લખાણો જવા લાગ્યાં. ઑક્ટોબરમાં તે માટે એક ડેપ્યુટેશન વાઇસરૉયને મળ્યું. ત્યાર પછી ૧૯૩૩ના ઑગસ્ટમાં પાછું લખાણ કરવામાં આવ્યું, પણ કાગળના ચીંથરાથી તેની વધુ કીમત ન અંકાઈ.

એ આખો ઇતિહાસ લખવા બેસીએ તો તો એક દર્દનાક કિસ્સો બની રહે. રાઉન્ડ-ટેબલ કમિટિના પ્રમુખ લૉર્ડ ઇન્ચકેપને સર લલ્લુભાઈએ જ્યારે કહેલું કે, 'અમારી માતૃભૂમિના કાંઠા પર અમારી જ સ્ટીમર દોડાવવાનો અમને હક છે,' ત્યારે એ લૉર્ડ સાહેબ બ્રિટિશ મનોદશાનું નગ્ન પ્રદર્શન કરતા બોલી ઊઠેલા, 'માતૃભૂમિ ? કોની માતૃભૂમિ ? અમને આ દેશના કાંઠા પર આવવાનો તમારા જેટલો જ હક છે. અને જ્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્ય કાયમ છે ત્યાં સુધી દુનિયાભરમાં એવી કોઈ પણ સત્તા નથી જે અમને અહીં આવતા અટકાવી શકે.'

આમ આપણાં દુઃખો પ્રત્યે સરકારે ઇરાદાપૂર્વક ઉપેક્ષા સેવી છે, કોઈ પણ દેશની સરકાર પોતાના શાસિત પ્રદેશના આવા કાયદેસરના હકની ન કરે એવી એણે આપણા હકની અવહેલના કરી છે. દુનિયા ભરનાં સાગરરાષ્ટ્રોનો વેપાર રાષ્ટ્રીય વહાણો માટે અબાધિત રાખવામાં આવ્યો છે, ત્યારે એક આ જ દેશનો કિનારો સઘળા વાવટા માટે ખુલ્લો રાખવામાં આવ્યો છે. આપણાં જ બંદરોમાં નાંગરેલાં જહાજો પર આપણો વાવટો જોવા જતાં આજે નિરાશા મળે છે. દેશી રાજાઓના પણ બંદરી હકો ઝૂંટવી લેવામાં આવ્યા છે. એ સામે માથું માંડનાર સ્વ. પટ્ટણીજી માટે તો સરદાર વલ્લભભાઈએ કહ્યું છે કે, 'બ્રાહ્મણના પુત્ર તરીકે જો એમના શાપ લાગતા હોય તો તો એ શાપ વરસાવતા હશે એટલી દુઃખદ સ્થિતિ એમને અનુભવવી પડી હતી.'

વેપારી કાફલા—મર્કેન્ટાઇલ મરીનનો આદર ન કરતો હોય એવો એકે દેશ દુનિયામાંથી શોધ્યો નહિ જડે. પ્રત્યેક દેશે પોતાના કાંઠાનો વેપાર પોતાના જ હાથમાં રાખવાનું તત્ત્વ પ્રજાસંઘે માન્ય રાખ્યું છે. વેસ્ટમિન્સ્ટર કાયદા પ્રમાણે ઈંગ્લંડનાં સંસ્થાનોને એ હક મળે છે ને ઑસ્ટ્રેલિયા, કૅનેડા વગેરે દેશો આજે તેનો પૂર્ણ ઉપયોગ કરી રહ્યા છે. બીજા દેશોથી થતા વેપારી કરારોમાં પણ પ્રત્યેક દેશ પોતાના જહાજોનો હક અબાધિત રાખે છે. ૧૯૩૪માં બ્રિટને રશિયા સાથે જે કરારો કર્યા તેમાં ચોકખું જણાવ્યું છે કે રશિયાનું લાકડું બ્રિટિશ વહાણોમાં જ ચડાવવું. કમનસીબ તો એકલા હિંદનું જ છે કે તાજેતરમાં જાહેર થએલા હિંદ-બ્રિટન કરારોમાં હિંદી વહાણોના હકનું નામનિશાન સુદ્ધાં નથી નજરે પડતું.

આ પરિસ્થિતિમાં સિંધીઆ કંપની આપણા સાગરપ્રાણનું એકમાત્ર પ્રતીક બની રહી છે. એણે સિદ્ધ કરેલી મહત્ત્વાકાંક્ષાઓ કરતાં સિદ્ધ થવા મથતી એની મહત્ત્વાકાંક્ષાઓ અનેકગણી છે. વહાણો બાંધવાનાં ને મરામત કરવાનાં વાડ તેને ઊભાં કરવાં છે. હિંદી નાવિક અધિકારીઓનો મંગીન સમૂહ ઊભો કરવાના એને કોડ છે. એ આપણું પોતાનું સાહસ છે; આપણી સ્વરાજપ્રાપ્તિના બે પ્રમુખ સાધનોમાંનું એક છે. એ કેવી રીતે ? સરદાર વલ્લભભાઈએ એ કંપનીને રામાયણના રામ જેવી જેમને ગણાવ્યા છે એ શ્રી વાલચંદ હીરાચંદના આ શબ્દો તે પર સંપૂર્ણ પ્રકાશ પાડે છે:

'માલના નૂર ને ઉતારુઓના દર રૂપે હિંદુસ્તાન દર વર્ષે રૂા. ૫૦ કરોડ જેટલી નાદર રકમની પંડણી પરદેશી વહાણવટાને નજર કરતું રહ્યું છે. આ નાદર રકમનો થોડોક ભાગ પણ જો રાષ્ટ્રીય વહાણવટાને હાંસલ કરી શકાય તો દેશને કેટલો લાભ થાય તે કહેવું બીનજરૂરી છે. જ્યાં સુધી દેશની પાસે તરીજંગની આરમારી ન હોય, એ તરી આરમારીની પડખે સરંજામ પૂરો પાડનારી બળવાન સોદાગરી આરમારી ન હોય, ત્યાંસુધી હિંદુસ્તાન દેશ આઝાદીની નેમ કદી બરબા નહિ કરી શકે.'

નાણાંથી જ દુનિયાની દરેક વસ્તુની કીમત આંકતા બ્રિટિશ સોદાગરો તરફથી આ કંપનીને કહેવામાં આવેલું કે કરોડ ઉપરાંતનું ડિવિડન્ડ લઈ આ સાહસ તે છોડી દે. એમને નહિ ખબર હોય કે આપણા રાષ્ટ્રના નવચણતરનું જ એ તો એક પ્રારંભિક પગથિયું છે અને એક સુડોળ ઇમારત તરીકે તેની પ્રતિષ્ઠા થશે ત્યારે તો કદાચ જગત પણ આપણું નાગતત સાગરતોખમ જોઈ તાજૂબ બનશે. · અશોક હર્ષ




સૂર્યમાળાના ઉપરના ચિત્રમાં મંગળ અને ગુરુના કક્ષા વચ્ચે જે ધોળો પટ્ટો દેખાય છે તે સૂર્યના નાનકડા પુત્રો સમા હજારેક ઉપગ્રહોની કક્ષાનો માર્ગ દર્શાવે છે. એ બધા એ પટ્ટામાં એક જ સરખી પરિક્રમા કરતા નથી, પરંતુ તેઓ એકબીજા સાથે એવીરીતે સંકળાએલા લાગે છે કે, એમને જો આપણે ધાતુની વીંટીઓ જેવા કલ્પીએ અને એ રીતે એમાંના એકને ઉપાડીએ તો બધા જ એકસાથે ઉપડી આવે. *(World of Wonder)*

# નાનકડા સૂર્યપુત્રો

સૂરજના પરિવારમાંના નાનામોટા ગ્રહો, ઉપગ્રહો વગેરે સંતાનોની ને ધૂમકેતુઓ, ઉલ્કાઓ જેવા કપૂતોની જે આલોચના આપણે 'કુમાર'ના આજ સુધીના અંકોમાં કટકેકટકે કરી ગયા તે મંગળ ને ગુરુ વચ્ચે વિલસતી તેની આ બાલસૃષ્ટિ વિના અધૂરી જ રહે. સૂરજનો પરિવાર કંઇ તેની આસપાસ ફરતા નવ ગ્રહોથી જ સંપૂર્ણ નથી. એ મોટા ગ્રહો સિવાય મંગળ ને ગુરુ વચ્ચે બીજા હજારો નાના ગ્રહો એમની માફક જ સૂરજની પરિક્રમા કર્યા કરે છે. માણસને બહુ મોડી મોડી એમના અસ્તિત્વની શંકા આવી-૧૭૭૨માં.

તારાગણિતના મહાન વિજ્ઞાની યોહાન કેપ્લરના સમકાલીન ટિશિયસે ગ્રહો વચ્ચે રહેતા અંતરના બાંધેલા સિદ્ધાંતનો એ સાથે ઉહાપોહ થયો. એ ચાલુ હતો ત્યાં ઇ. ૧૭૮૧માં સર વિલિયમ હર્શેલે યુરેનસ શોધી કાઢ્યો ને તે શનિ પછીના તુલનાત્મક અંતરને બરાબર બંધ બેસતો આવ્યો. આમ બુધથી યુરેનસ સુધીના ગ્રહો ગણિતથી નિશ્ચિત સ્થાને આવી રહેતાં મંગળ ને ગુરુ વચ્ચે વિસ્તરેલા અવકાશમાં કોઇ ગ્રહ હોવાની આશંકા વધી ને ૨૪ નિષ્ણાત ખગોળશાસ્ત્રીઓની એક સમિતિ બૅરન દ ઝાકના પ્રમુખપણા નીચે એ ખાલી અવકાશનું નિરીક્ષણ કરવા નિમાઇ.

પણ એ સમિતિ કંઇ કરે એ પહેલાં જ સ્વતંત્ર રીતે પાલર્મો વેધશાળાના ડિરેક્ટર જોસફ પિયાઝીએ ૧૮૦૧ના જાન્યુઆરીની ૧લી તારીખે એ ગુમ ગનાતો ગ્રહ શોધી કાઢ્યો ને તેને સીરીસનું નામ આપ્યું. એની વગાતી જ સાલે ડૉ. ઓલ્બર્સે વળી એનો સાગ્રીદાર પેલાસ શોધી કાઢ્યો ને એણે જાહેર કર્યું કે કોઇ ફાટી પડેલા જબરા ગ્રહના અનેકમાંથી આ બે અવશેષો જ છે. હજુ એવા બીજા અવશેષો અવકાશમાં હોવા જોઇએ. વળી પાછી દૂરબીનો આકાશ તરફ મંડાઇ ને ૭ જ વર્ષમાં એમાં 'જૂનો' અને 'વેસ્ટા' એ બે નવા સભ્યો ઉમેરાયા.



સૂર્યના નાનકડા પુત્રો જેવા એ ઉપગ્રહોનાં કદ એટલાં તો નાનાં છે કે આપણા ચન્દ્રમાં પણ કેટલાક સમાઈ જાય. પ્રમાણ દર્શાવવા સારૂ ઉપરના ચિત્રમાં એમાંના મોટામાં મોટા ઉપગ્રહોને ચન્દ્રના બિંબમાં મૂકી બતાવ્યા છે.




સૂર્યની આસપાસ ફરતા ગ્રહોને તેમના ક્રમમાં ગોઠવીએ તો અજબરીતે ઉપલા ચિત્રમાં બતાવ્યા મુજબ તેમના કદ એક-સરખા વેલણના આકારમાં ગોઠવાઈ રહે છે. તેમાં મંગળ અને ગુરુની વચ્ચે પડતી મોટી ખાલી જગ્યા વિષે જૂના ખગોળ-શાસ્ત્રીઓને શંકા હતી જ; તે સૂર્યપુત્રો (ઉપગ્રહો)ની શોધથી ટળી ગઇ છે. વેલણના જેવા એ એકસરખા આકારને આધારે કેટલાક વૈજ્ઞાનિકો માને છે કે સૂર્ય પાસે થઇને પસાર થએલા કોઇ મહાન તારાના આકર્ષણને લીધે સૂર્યમાંથી તેનો અમુક ભાગ બહાર ખેંચાઈ આવેલો અને તે આ ગ્રહો-ઉપગ્રહો રૂપી લચકાઓના આકારમાં ઠરીને સૂર્ય ની આસપાસ ફરવા મંડયો.

આ અવશિષ્ટ કુટુંબના સૌથી મોટા સભ્યો આ ચાર. એમાં સીરીસ સૌથી મોટો છે ને તેની ઉદરરેખા (Diameter) ૪૮૭ માઇલની છે, જ્યારે પૅલાસની ૩૦૪ માઇલની. વેસ્ટાની ઉદરરેખા તો સીરીસથી યે અરધી છે; છતાં એ સૌથી ચકચકિત છે ને કયારેક તો નરી આંખે પણ દેખાય છે.

આ ચારેની નજીક નજીકની કક્ષાએ એટલું સૂચિત કર્યું કે એ બધાયને સમાવતી કક્ષા પર કોઇ મોટો ગ્રહ ફાટી પડેલો હશે. એ કાળે તો એ ચાર કકડાથી જ એ શોધ સંપૂર્ણ માની લેવામાં આવી. પણ ત્યાર પછી પંદર વર્ષની સતત મહેનત બાદ ઇ. ૧૮૩૦માં હેન્કેએ એ કુટુંબનો વળી નવો સભ્ય ઍસ્ટ્રેઇ શોધી કાઢયો એટલે એ શોધશૃંખલા આમળા લંબાઇ જેનો આજ સુધી હજી છેડો નથી આવ્યો! ઇ. ૧૮૯૦ સુધીમાં લગભગ ૩૦૦ જેટલા ઉપગ્રહો શોધાયા; પણ તે પછી આજ સુધીમાં તો એ સંખ્યા હજારની યે ઉપર ગઇ છે, ને એવા બીજા અનેક હોવાની આશંકા હજુ ચાલુ છે!

આ બધા યે ઉપગ્રહો સૂરજનાં સીધાં જ બાળકો છે. એમાંથી કંઇક ઉપગ્રહો ૩૦૦થી૧૦૦ માઇલના, દેઢસોએક ૫૦થી વધુ માઇલના, જ્યારે બાકીના મોટા ભાગના ૫૦થી૧૦ માઇલની લંબાઇના ને બીજા એથી યે નાના છે; જેમાં કેટલાક તો એટલા નાના છે કે એકાદ ઉન્મૂલ થએલા પર્વત ('Mountain broken loose') જેવા જ ગણાય. એવા નજીવા કદને લઇ આ ઉપગ્રહો બીજા ગ્રહો જેમ જ ગોળ હશે કે કેમ એ સંશય રહે છે. વળી એ ખડકમય બંધારણનાં છે કે ધાતુમય બંધારણના એ પણ નક્કી નથી કરી શકાયું.

ડૉ. રસેલ, ડગન ને સ્ટુઅર્ટના અભિપ્રાય મુજબ આ સઘળા યે ઉપગ્રહોનો એકત્રિત સમૂહ આપણી પૃથ્વીના ત્રણ હજારમા ભાગનો જ થવા જાય ને એમાંથી યે અરધો સમૂહ તો માત્ર સીરીસ ને પૅલાસને જ ફાળે જાય. વધુમાં વધુ છૂટ મૂકી બીજા આશંકિત સભ્યોનો યે તેમાં ઉમેરો કરીએ તો યે પૃથ્વીના પાંચસોમા ભાગથી તો એ સમૂહ ન જ વધે!

એમના ઉદ્ભવ વિષે જેફ્રિસે વળી બીજી કલ્પના બાંધી છે. તેના કહેવા મુજબ, ગુરુનો કોઇ પ્રાથમિક ચંદ્ર તેના આકર્ષણમાંથી છટકી ભાગ્યો હશે ને રેડીઍક્ટિવ પદાર્થોથી તેનું ઉષ્ણમાન અનેકગણું વધી જતાં તે ફાટી પડયો હશે. એના થએલા ટુકડા વળી પાછા ફાટયા હશે ને એને લઇને એમની જુદી જુદી કક્ષાઓ નિયત થઇ હશે. હજુ વિજ્ઞાનીઓ આ બાબતે પર સંમત નથી થયા.

આ સમગ્ર બાલસૃષ્ટિમાં સૌથી રસપ્રદ સભ્યને પણ હવે આપણે હાથ લેવો પડશે, અને તે ઇ. ૧૮૯૮ ના ઑગસ્ટની ૧૩મીએ બર્લિનના ડૉ. જી. વિટે શોધી કાઢેલા 'ઇરૉસ'ને. આપણે જાણી જોઇને અત્યાર સુધી એને હાથમાં નહોતો લીધો, કારણ સામાન્યતઃ પણ એ પરિવારથી એનું વ્યક્તિત્વ નિરાળું ગણવામાં આવે છે. કદમાં તો એ બહુ નાનો માત્ર ૧૭ માઇલની ઉદરરેખા ધરાવતો જ ટુકડો છે, પણ એના રીઢા સહયોગીઓના મુકાબલે એનું રમતિયાળપણું અનેક રીતે અવિસ્મરણીય છે.

એક તો એની કક્ષા એના બીજા કુટુંબીઓ કરતાં જુદા જ કોણે આવેલી હોઇ, કયારેક કયારેક તો સૂર્ય આસપાસની પ્રદક્ષિણામાં મંગળ અને પૃથ્વી વચ્ચે એ આવી જાય છે. વળી મંગળથી પણ એ પોતાની પરકમ્મા

પરિક્રમા પૂરી કરી લે છે. મંગળને ૬૮૭ દિવસ લાગે છે જ્યારે ઇરૉસને ૬૪૩. એ પરિક્રમામાં ચંદ્ર સિવાય બીજા કોઇ પણ આકાશચારી કરતાં પૃથ્વીની એ વધુમાં વધુ નજીક આવી જાય છે. નજીકમાં નજીક હોય ત્યારે ૧,૩૫,૦૦,૦૦૦ માઇલ અને દૂરમાં દૂર હોય ત્યારે ૨૬,૦૦,૦૦,૦૦૦ માઇલ પૃથ્વીથી દૂર રહે છે. વળી એના પર પ્રકાશના પણ ઝડપી ફેરફારો થયા કરે છે.

ઇરૉસનું કદ આપણી પૃથ્વીના માત્ર ૧૬૭ લાખમા ભાગનું જ છે, જ્યારે એનું પટલ આપણા ચન્દ્ર સરખું. પૃથ્વીથી એ દૂરમાં દૂર હોય તેના કરતાં નજીકમાં નજીક હોય ત્યારે ૪૦૦ ગણો પ્રકાશિત લાગે છે. લગભગ દર પાંચ કલાકે તેના પર પ્રકાશના ફેરફારો થતા રહે છે.

આ ઉપગ્રહોની શોધ માટે હજુ વિજ્ઞાનીઓ આકાશમાં એટલી જ ખાંખાંખોળ કરી રહ્યા છે. છેલ્લે ઈ. ૧૯૩૬ના ફેબ્રુઆરીની ૧૨મીએ બેલ્જીઅન ખગોળશાસ્ત્રી મૉ. ડેલપોર્ટે આપણા ચન્દ્ર કરતાં ગે પૃથ્વીથી છગણો દૂર એવો એક ઉપગ્રહ શોધી કાઢ્યો છે. એની હસ્તી ફોટોગ્રાફિક પ્લેટ પરથી જ સાબિત થઇ, કારણ, એ છે માત્ર એક જ માઇલની લંબાઇનો.

આ શોધ ઉપર છેલ્લે છેલ્લે બહુ ઉહાપોહ થવા માંડ્યો છે. હાર્વર્ડ વેધશાળાનો પ્રોફેસર શૅપ્લે કહે છે કે એનું નાનું કદ જોતાં ચાર આંતર ગ્રહોના ગુરુત્વાર્કષણનું પ્રબળ કદાચ એને સૌરમંડળની બહાર હડસેલી દે. એમ હડસેલાઇને તેનું કોઇ બીજા ગ્રહ સાથે અથડાઇ પડવું પણ અસંભવિત નથી. કદાચ આપણી પૃથ્વી સાથે એ અથડાઇ પડે, પણ એ અથડામણથી કંઇ બહુ ખુવારી થવા ન પામે. 'અનિકેત'

# મોટા માણસોની નાની વાતો

આપણા સુપ્રસિદ્ધ સાક્ષર ગોવર્ધનરામભાઇને એક સગાને ત્યાંના જમણવારને પ્રસંગે એક સરકારી અમલદારને તેડી લાવવાનું કામ સોંપાયું. ત્યાં ખબર કાઢતાં અંદરથી હુકમ થયો કે 'તેમને બહાર બેસાડો ને કહો કે ભાઇ પધારે છે.' પછી પરવારીને અધિકારી સાહેબ આવ્યા ને તેમને ગાડીમાં લઇ ગોવર્ધનરામભાઈ ચાલ્યા. ગાડીમાં અમલદારી તોરથી એ અધિકારીએ પૂછ્યું, 'કેમ, કાંઇ અંગ્રેજી બંગ્રેજી ભણ્યા છો કે?'

'જી હા.' ગોવર્ધનરામભાઇએ જવાબ દીધો. 'મેટ્રિકમાં પાસ થયો છું.'

'ત્યારે એફ. વાઇ. એ. માં હશો.'

'જી, તેમાં પણ પાસ થયો છું.'

'ત્યારે તો બી. એ. નો અભ્યાસ કરતા હશો.'

'જી, એમાં પણ પસાર થઇ ચૂક્યો છું.'

સાંભળતાં જ અધિકારીનું મો ઊતરી ગયું ને એમની માફી માગી.

❖

ઇંગ્લાંડનો વડો પ્રધાન ગ્લૅડસ્ટન અવસાન પામ્યા પછી તેના કાગળપત્રોમાંથી એક કવર મળી આવેલું. એના પર લખેલું હતુંઃ 'જે લોકોને મારી સાથે મતભેદ છે'. એ કવરમાં તેની સાથે મતભેદ ધરાવનારાઓની આખી યાદી હતી ને તેને છેડે લખ્યું હતું, 'વાહ વાહ! આટલા બધા મહાન પુરુષો સાથે મારે મતભેદ છે, એનું સ્મરણ પણ સુખદાયી છે!'

❖

એક વખત સરદાર વલ્લભભાઇને એક જ્યાફતમાં જવાનું થયું. ત્યાં કોઇ ચોખલિયાએ રસોયાને પ્રશ્ન કર્યો, તું કઇ નાતનો છે?'

વલ્લભભાઇએ વચ્ચે જ જવાબ આપી દીધોઃ 'વલ્લભભાઇની નાતનો!'

❖

જાણીતી અંગ્રેજ લેખિકા જેઇન ઑસ્ટનના ઘરમાં એક વાર કોઇ ચોર ઘૂસી આવ્યો. એ પોતે તો બીતી નહોતી પણ પોતાનો નાનો ભત્રિજો સૂતો હતો એ જાગી જાય એવો ડર લાગતાં એણે ધીમેથી ચોરને કહ્યું, 'બિલકુલ અવાજ કરીશ નહિ.' ચોર તો ચોંક્યો ને જે બારીમાંથી આવ્યો હતો તે બારી તરફ વળ્યો, એટલે જેઇને કહ્યું, 'એ રસ્તે કૂદકો મારીશ તો વાગી બેસશે; બહારના દાદરા પરથી ઊતરી જા.' ને ચોર દાદરો ઊતરી ગયો!

❖

અલ્લાહાબાદની કોર્ટમાં ચાલતા કેસે પંડિત મોતીલાલ નહેરુની કોઇ ટીકા પર ન્યાયાધીશ સાહેબ ઉશ્કેરાઇ ગયા ને દમ માર્યો, 'તમે જાણો છો, હું કોણ છું?'

પંડિતજીએ ઠંડે કલેજે જવાબ આપ્યો, 'યસ મી લૉર્ડ, હું સારી રીતે જાણું છું કે આપ એક કમજોર જજ છો.'

# વીજળીના સહેલા અખતરા—ઘેર થઈ શકે એવા










વીજળીના ઘણા યે અખતરા આપણે ઘેર બેઠાં કરી શકીએ. દાખલા તરીકે હવા સૂકી હોય ત્યારે બિલકુલ કોરા વાળ આપણે વલ્કેનાઇટ કાંસકાથી ઝડપથી ઓળતાં તેમાંથી વીજળીના ઝીણા તણખા ઝરશે ને તેમનો તડતડાટ પણ સંભળાશે (ચિત્ર ૧) બિલાડીની પીઠ પર અવળી રૂંવાડીએ ઝડપથી હાથ ફેરવતાં પણ એમ જ બને છે (૨) વળી સીલ કરવાની લાખને ફલાલીનના ટુકડાથી ઘસતાં તે વીજળીમય બને છે ને માથા ઉપર મૂકતાં આપણા વાળને આકર્ષે છે (૩) એવી જ રીતે ઘસીને માંડું એળેલા વલ્કેનાઇટ કાંસકા વડે કાગળના ઝીણા ટુકડા આકર્ષી શકાય છે (૬) પ્રાચીન ગ્રીકોએ અંબરના ઘર્ષણથી વીજળી શોધી કાઢેલી અને એને મળેલું 'ઇલેક્ટ્રિસિટી' નામ અંબર માટેના ગ્રીક શબ્દ ઉપરથી જ આવ્યું
















છે. અંબરના ટુકડાને ખૂબ ઘસી કાન પર મૂકતાં તેમાંથી તણખો ઉદ્ભવશે (૪-૫) કાચના ટંબલર પર માટીની ચૂંગી ટેકવી, રે-










શમથી ઘસેલો બીજો ટંબલર ચૂંગીના છેડા નજીક લાવવાથી તેને આમથી તેમ ફેરવી શકાય (૧૧) બે જાડી ચોપડીઓ વચ્ચે એક મોટો સાદો કાચ દબાવી રાખીને તેની નીચેના પોલાણમાં કાગળની ઝીણી પૂતળીઓ મૂકી પેલા કાચ પર રૂમાલ ઘસશો એટલે નીચે પૂતળીઓ નાચવા લાગશે. (૧૦) એકાદ બૂચમાં ઊભી સોય ખોસી તે પર જાડા કાગળનો કાતરેલો ક્રૉસ ટેકવી તેના પર ટંબલર ઢાંકશો ને બહારની બાજુ રેશમ વડે ઘસવા માંડશો તો અજબ રીતે પેલો ક્રૉસ અંદર ઘર્ષણની બાજુએ ફરવા માંડશે (૯) સામાન્ય બ્રાઉન પેપરને યે આપણી બાંય પર ઘસી નાક આગળ ધરતાં તેમાંથી તણખો ઝરશે, અને એ વિદ્યુત્-મય કાગળ ભીંત પર કશા જ આધાર વિના ચોંટી પણ રહેશે. (૭-૮)

# વનવગડાનાં વાસી

જળ જંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી લેખમાળા



નદી તટે આરામ લેતાં કાબર-ચીતરાં કલકલીઆ નર-માદા

# કલકલીઆ અને ચાષ

પહુ શાસ્ત્રીય ન ગણાય છતાં પંખીને ઓળખવાનું અત્યંત સરળ છતાં સફળ સાધન તે, 'બાહ્ય રૂપરંગ અને અંગ વિશિષ્ટતાના આધારે પંખીઓનું વર્ગીકરણ' કરવાની રીત. આ રસ્તે, 'પકડી શકે એવા પગવાળાં' (Zygodactyle) પંખીઓનો પરિચય આપણે કર્યો. ફરીથી એ જ રીતનો આશ્રય લઇને એક વધુ વર્ગની વાત કરીએ.

એ વર્ગ છે 'પહોળા મ્હોંફાડવાળાં' પંખીઓનો: Fissirostres. ચાંચ હોવાને લીધે, સાધારણ રીતે જ પંખીઓનાં મ્હોં અન્ય પ્રાણીઓની સરખામણીમાં અત્યંત પહોળાં ગણાય. છતાં પંખીઓમાં પણ કેટલાંક એવાં છે કે જેમનાં મ્હોંની વિશાળ ફાડની તુલનાએ બાકીનાં પંખી ય ન પહોંચી શકે. આવાં પંખી તે અબાબીલ (સ્વૉલો અને સ્વીફ્ટ), દશરથીઆ, લીલા નીલકંઠ, કલકલીઆ, ચાષ અને ચિલોત્રો. એ બધાંય રૂપરંગે અને સ્વભાવમાં પરસ્પરથી ભિન્ન છતાં એમનો સમાન ધર્મ તો 'પહોળી મ્હોંફાડ' જ. એમના અભ્યાસની વધુ સરળતા માટે જો રૂપરંગના સાધારણપણાને લીધે અવાન્તર ભેદ પાડવા હોય તો એમ પણ કરી શકાય. જેમકે, પાતળી ઝીણી કોમળ ચાંચવાળાં અબાબીલ અને લીલા નીલકંઠનો એક વર્ગ. તે જ પ્રમાણે જરઠ અને દીર્ઘ ચાંચવાળા કલકલીઆ અને ચાષનો અન્ય વર્ગ બાકી રહ્યા તે દશરથીઆ અને ચિલોત્રાની ચાંચો, નથી પરસ્પર સામ્યવાળી કે નથી બીજા કોઇ પંખી સાથે મેળ ખાતી. એટલે એમનો એક ભેળો સ્વતંત્ર વર્ગ. આ ત્રણ ભેદોમાંથી બીજાની વાત આવતા અંક ઉપર રાખી, અહીં માત્ર કલકલીઆ અને ચાષનો જ પ્રસંગ હાથ ધરીએ, કારણ બીજાં કરતાં આ બંને લોકમાં વધુ પ્રમાણમાં જાણીતાં છે.

## [૧] કલકલીઆ

પક્ષિજીવનના અભ્યાસીને હમેશાં એક વાતનો ભારે અંદેશો રહે છે કે પ્રત્યેક પંખીના જીવનવ્યવહારને સર્વાંશે અનુકૂળ સાધનરૂપે એનું શરીર ઘડાયું હશે કે જેવું શરીર એવી જ એના જીવનવ્યવહારની પૂરી જોગવાઇ કુદરતે કરી મૂકી હશે. આ સમસ્યાના ઉકેલ સાથે આપણને અહીં નિસ્બત નથી. આપણે તો એટલું જ જાણવાનું છે કે આહારોપાદાન, પ્રજનનકર્મ, વગેરે જીવનસંગ્રામ નભાવવા સારૂ પંખીને જે મહેનત કરવી પડે છે અને જે જાતનાં કષ્ટ વહોરવાં પડે છે એ બધાંને પહોંચી વળે એવી વિશિષ્ટ શરીરરચના એટલે કે અંગ ઉપાંગાદિ સાધન સામગ્રી પ્રકૃતિએ એને બક્ષેલી હોય છે. કદી કદી એમાં વિસંવાદ પણ દેખાય છે છતાં અંગસંભાર અને જીવનવ્યવસ્થા વચ્ચેનો અનિવાર્ય સંબંધ બધાંય પંખીઓમાં સારા પ્રમાણમાં સચવાએલો નજરે પડે છે. કોઇમાં પણ આ સંબંધ પરાકાષ્ટાએ પહોંચ્યો હોય તો કેવળ કલકલીઆ (અને લક્કડફોડા જેવાં દ્વિજ પંખીઓ)માં જ. કારણ કલકલીઓ એટલે જીવતું જાગતું અત્યંત અદ્‌ભુત કેવળ (શરીર) યંત્ર જ. એના શરીરમાં, શરીરની પ્રત્યેક ક્રિયાશક્તિમાં કેવળ નિરર્થક અને નિષ્ફળ કશું જ નહિ જડે.

એ આ રીતે. કલકલીઆનો આહાર છે મત્સ્ય. એની પ્રાપ્તિ અર્થે એને પાણીની નિકટ રહેવું પડે છે તેમ પાણીમાં પેસવું પણ પડે છે. એનો શિકારવિધિ કંઇક આવો હોય છે. પ્રથમ કલકલીઓ પાણીની સપાટીથી પંદર વીસ ફૂટ જેટલી ઊંચાઇએ ભમતો ફરે છે અને ઊડતાં ઊડતાં પાણીમાં નજર નાંખે જાય છે. અમુક સ્થળે માછલાં સપાટી નજીક જુએ એટલે તરત ઊડતો થંભી જઇ એ સ્થળે નીચી ચાંચ કરી, જાણે નિશાન સાધતો હોય તેમ થોડી વાર ઉઘાડી પાંખ ઉપર તર્યા કરે છે. પછી અંગ સંકેલી નીચે, મ્હોંએ, જેમ ગોફણ-



વિવિધ નીલવર્ણની છાંયો ઉછાળતો ઉન્નત ચાપ

માંથી ગોળો છૂટે એમ, તીર પેઠે એ વેગથી પાણીમાં ઝંપલાવે છે અને ઘણુંખરું ચાંચમાં માછલી સાથે જ બહાર આવે છે. પાણીમાંથી નીકળ્યો કે તરત પાંખ ઉપર અને પાંખ ઉપર જ માછલી આરોગી પુનઃ એ શિકાર પ્રવૃત્તિમાં મશગુલ બની જાય છે. કદાચ ઝંપલાવવાનું શરૂ કર્યા પછી, વચ્ચે જ માછલાને વીખરાઈ ગએલાં દેખે છે તો તરત સરળતાથી અધોગમન અટકાવી, પાણીમાં પેઠા સિવાય અધવચથી પાછો ઊડી જાય છે. કેટલી અપ્રતિમ નિપુણતા! કેવું પ્રચંડ સામર્થ્ય અને અમોઘ ક્રિયાશક્તિ!

એના આ લોકોત્તર વ્યવહારનાં ઉત્પાદક વિવિધ અંગો ક્યાં. પહેલી એની મ્હોફાડ: માછલું ગળતાં વાર ન લાગે એવી સહેતુક રચનાવાળી, વિશાળ. પછી આવે ચાંચ: ભાલા જેવી લાંબી અને અણીદાર છતાં અત્યંત દૃઢ અને કઠોર; મૂલમાં સ્થૂલ; માછલું પકડવા, પકડીને મ્હોંમાં ગોઠવી દેવા માટે પૂરેપૂરી અનુકૂળ; અને આ બધું ય મોટે ભાગે ઊડતાં ઊડતાં જ કરવાનું તે એની મદદથી જ. પછી એની પાંખો: મોટી, વિશાળ; ઝડપથી ઊડવાને, ઊડતાં ઊડતાં જ પાણી ઉપર અદ્ધર સ્થિર તરવાને, સીધા જતાં વચ્ચેથી ઝડપથી ફંટાવાને અને બંધ પાંખે ભુસકો માર્યા પછી જરૂર પડતાં, વચ્ચેથી જ પડવાના પ્રચંડ વેગને રોકી, ગતિભંગ થવા છતાં સમતોલપણું સાચવી રાખી ઝડપથી પાછા ઊંચે ઊડી આવવાને સંપૂર્ણ સમર્થ. એના પગ: ટુંકા, નિર્બળ; ઊડતી વખતે અને ડુબકી મારતાં પેટ સાથે દબાઈ ચંપાઈ રહે અને રજ પણ ઉપસેલા ન રહે તેવા. એની પૂછડી: ટૂંકી, નાની; પાંખ પર જ સમતોલપણું સાચવવાનું હોવાથી, પૂછડીના મોટા ભારાનો ઉપયોગ નહિ; વળી લાંબી હોય તો ડુબકી મારતાં કે વચ્ચેથી પલટો ખાતાં આડી આવે કે નડતરરૂપ થાય. એની દેહયષ્ટિ: શંકુ આકારની: પાંખો બંધ કરી, પગને પેટ સાથે દબાવી દીધા એટલે જાણે ટૉર્પીડો જ; એ સ્થિતિમાં ચાંચની અણીથી પૂછડીના અગ્ર સુધી એનું સમગ્ર શરીર સરળ, સપાટ, રજ પણ ખરબચડું નહિ એવું, બે છેડે અણીદાર ગોઇ જેવું, Stream-lined બની જાય છે. ટુંકમાં એના શરીરનો એક પણ ભાગ વધારે પડતો, નકામો કે નિરર્થક નથી. બધાં અંગો સપ્રમાણ છે. એ અંગોની એક પણ ક્રિયા વિસંવાદી નથી હોતી.

અદ્ભુત શરીરયંત્ર અને લોકોત્તર જીવનવ્યવહાર વચ્ચેનો આવો અત્યંત સુમેળ જેનામાં દેખાય છે એ કલકલીઆની ઓગણીસ જાતો ભારતવર્ષમાં થાય છે. એમાંની માત્ર ત્રણ જ—નાનો કલકલીઓ, રંગબેરંગી કલકલીઓ અને કાબરચીતરો કલકલીઓ—આપણા ગુજરાતમાં બારે માસ નજરે પડે છે. એમને અનુક્રમે લેતાં પહેલો આવે

૧
નાનો
કલકલીઓ



Commn Indian Kingfisher.[૧] ચકલી જેવડું છતાં સવા આંગળની ચાંચવાળા આ પંખીની સમગ્ર ઘાટી એના વર્ગનાં અન્ય પંખીઓ જેવી જ હોય છે. શરીરનો વાન મુખ્યત્વે લીલાશ પડતો વાદળી. માથું તથા ગરદન મેલાં, ધુમાડા જેવાં. એ પરનાં પીંછાંના અગ્રભાગ વાદળી રંગે. નાકથી ખભા સુધી ઘેરો લાલ પટો. એ પટાને છેડે ખભા ઉપર શ્વેત પટો. ખભા મેલા લીલા રંગે. પીઠ, કમર, પૂછડીનાં પીંછાં આછા ફિક્કા વાદળી રંગનાં. પાંખો અને પૂછડી મેલા લીલાશ પડતા વાદળી રંગે. પાંખનાં પીંછાં ઉપર વાદળી ટપકાં. દાઢી તથા ગળું શ્વેત. હેઠળનો બાકીનો ભાગ ચળકતો ઘેરો લાલ.

૧ Alce lo Bengalensis

ચાંચ: કાળાંશ પડતી અને હેઠળના પડખે નારંગી રંગની. આંખ: ઘેરી બદામી. પગ: નારંગી રંગે.

એનો આહાર: નાનાં માછલાં, જળની જીવાત, વગેરે. એને લીધે જ એ પંખી હમેશાં પાણી ઉપર રહેતું નજરે પડે છે અને બીજે ક્યાંય દેખાતું નથી. એના જાતિ સ્વભાવ પ્રમાણે એ પણ પાણીમાં ડૂબકી મારી આહાર પકડે છે: માત્ર એ ડૂબકી ઉપરથી નીચે સીધી નથી મારતું પણ તીરછી મારે છે.

આ સુકુમાર અને રૂપે રંગે અત્યંત મનોહર પંખી જ્યાં બારે માસ પાણી રહેતું હોય એવાં મોટાં તળાવ, નદીઓ અને કવચિત્ ખાડીમાં પણ જોવામાં આવે છે. કાંકરીઆમાં નગીનાવાડીના બંને પડખે એ પંખી અવારનવાર નજરે પડે છે.

વસંત અને ગ્રીષ્મ એનો ગર્ભાધાન કાળ. એ વખતે નદીનાળાંની ભેખડોમાં હાથેક ઊંડું દર ખોદી અંદર વેંત પહોળો માળો કરે છે અને એને તળીએ સુંવાળી રેત ઉપર, ચમકારા મારતા નિર્મળ શ્વેતવર્ણવાળાં સુંદર પાંચથી છ ઈંડાં મૂકે છે. ત્યાર બાદ આવે—



## ૨
## રંગબેરંગી કલકલીઓ

આનું બીજું નામ 'શ્વેતવક્ષા કલકલીઓ:' White Breasted Kingfisher.[૨] કદમાં કાબર કરતાં મોટો, દસથી અગીઆર આંગળ લાંબી દેહલતાવાળો આ કલકલીઓ આપણામાં સૌથી વધુ પરિચિત કલકલીઓ ગણાય. રેલવેના કે ટેલિફોનના તાર ઉપર અથવા ઝાડની ટોચે કે અગાશીની પાળે, સફેદ છાતી અને આસમાની અને ઘેરા લાલ રંગના દેહવાળું, કાબર જેવડું, લાંબી ભાલા જેવી કઠોર લાલ ચાંચવાળું પંખી જુઓ તો તે આ કલકલીઓ જ.

એનો સમગ્ર વાન વાદળી અને લાલ. માથું, મ્હોં, ગરદન, પડખાં, પેટ, પૂછડી હેઠળનાં પીંછાં ચળકતા ઘેરા લાલ રંગનાં. ખભા આછા મેલા વાદળી કે લીલાશ પડતા. પીઠ, કમર, તથા પૂછડી પરનાં પીંછાં ચળકતા મેલા આછા આસમાની રંગે. પાંખો ઘેરી લાલ. એમાં સફેદ પટો. દાઢી; ગળું; છાતી તથા પેટ સ્વચ્છ ધવલ વર્ણનાં. પૂછડી વાદળી. આવા રૂપવિન્યાસને લીધે એ ઊડે છે ત્યારે આખા વાતાવરણને આસમાની પ્રભાથી ભરી નાખે છે.[૩]

---

૨ Halcyon Smyrnensis

૩ શ્વેતવક્ષા કલકલીઆના ચમકતા રંગોના આવિર્ભાવ સંબંધમાં અત્યંત અદ્ભુત દંતકથાઓ પ્રચલિત છે. કહે છે કે ગતિના સ્વામિ વાયુદેવ અને સપ્તરંગી ઇન્દ્રધનુના સંયોગથી એક કન્યા જન્મી. એનું નામ આલ્સીઑન. મુગ્ધાવસ્થામાં એ ગ્રીક નાવિક સેઇકસ સાથે પ્રેમમાં પડી. કાલાન્તરે દરિયાના તોફાનમાં સેઇકસનું નાવ ભાગ્યું અને અન્ય ખલાસીઓ ભેગો એ પણ ડૂબી મૂઓ. એના મરણના આઘાતથી આલ્સીઑન ઝૂરતી ઝૂરતી અન્ત્યાવસ્થાએ પહોંચી. એવે વખતે ભગવાન વાયુદેવે આલ્સીઑનને, એના પતિના રૂહને ભેટવાની સગવડ કરી આપવા, બનાવી દીધું પંખી. એ પંખી તે આ શ્વેતવક્ષા કલકલીઓ જ. આજે પણ પાણીમાં ફરતા એના પતિના આત્મા સાથે હૃદય મિલાવી, એ નદી–સરોવર–સમુદ્રના જળ પર ત્વરાથી ફર્યા કરે છે.

બીજી દંતકથા છે પૃથ્વીના આદિ પ્રલયકાળથી. જ્યારે સમગ્ર વિશ્વ જળબંબાકાર બની ગયું હતું ત્યારે આદિ પિતામહ નોઆહ, પ્રત્યેક યોનીનાં નરમાદાના એક એક જોડાને પોતાની સાથે વહાણમાં લઈને નીકળ્યા. ફરતાં ફરતાં યુગાન્તર વીતી ગયા. અંતે જળના પ્રાન્તદેશની ભાળ લેવા એમણે મોકલ્યો પ્રથમ તો ચાણાક્ષ કાગડાને. એ તો ગયો તે ગયો જ. પાછો શેનો આવે. વાટ જોતાં થાકયા એટલે બીજો મોકલ્યો હોલાને. એને પણ આવતાં વાર થઈ એટલે છેવટે મોકલ્યો કલકલીઆને. કલકલીઓ હતો રૂપહીન પણ જળનો ભોમીઓ. એટલે એણે તો મૂકી દોટ અને એવો ઊડયો એવો ઊડયો કે વાદળાંની પાર આસમાનમાં પહોંચી ગયો: જેના સ્પર્શથી એનું વાન સુન્દર સૌમ્ય નીલવર્ણથી રંગાઇ ગયું. એથી હરખાય છે, ત્યાં દૂર દૂર સુદૂર એણે જોયા ભગવાન સવિતાનારાયણ, તેજના રાશિ. એનાથી આકર્ષાઇ એ જેવો સૂર્યને સ્પર્શવા જાય છે ત્યાં તેજના અગ્નિથી દાઝી ગયાં એની છાતીનાં પીંછાં અને થઇ ગયાં સળગતાં અંગાર રૂપ. એના અંગારથી બળતો એ પડયો હેઠે અને નીચે આવી જળમાં મારી ડૂબકી. શીત સ્પર્શથી ભાનમાં આવીને જલ બહાર ડોકું કહાડી એ આસપાસ નજર કરે છે ત્યાં ન મળે વહાણું કે ન મળે નોઆહ દાદા! બધું ય ગેપ! બન્યું એમ કે કલકલીઓ સૂર્યને સ્પર્શવા જવામાં પડયો એ

ચાંચ: ૩", ઘેરા લાલ રંગની: આંખો: બદામી: પગ: ચણોઠી જેવા લાલ.

એનો આહાર: જીવાત, દેડકાં. ક્વચિત્ કાચંડા. એટલે પાણી નિકટ રહેવાની જરૂર નથી પડતી. એને લીધે જ એ ઘણી વખત પાણીથી અત્યંત દૂર ગામની ભાગોળે કે આમળાંઓમાં દેખાય છે. અમદાવાદ શહેર વચ્ચે પણ રખડતો મેં એને જોયો છે. વસતિ વચ્ચે રહે છે એટલે એ સૌનું પરિચિત પંખી છે. ભીની માટી અને સુકાએલાં ખાબોચીઆંમાં ચાંચથી ખોદીને આહાર મેળવે છે. છતાં ક્વચિત્ એ માછલી પકડવાં પાણીમાં ઝંપલાવતો પણ કહેવાય છે. જો કે એમ કરતો મારી નજરે એ પડ્યો નથી.

મનુષ્યના વસવાટનો આટલો રસીઓ હોવા છતાં પ્રજનનકાળે તો એને નદીનાળાની ભેખડો જ શોધવી પડે છે. ક્વચિત્ કૂવાની ભીંતનાં બાકોરાંનો પણ ઉપયોગ કરી લે છે. માર્ચથી જુલાઇના આરંભકાળ સુધીના વચગાળામાં ચળકતા શ્વેત રંગના ૫–૬ ઇંડાં ખુલ્લી જમીન ઉપર મૂકી દે છે

છેલ્લો અને ગુજરાતી કલકલીઆમાં મોટામાં મોટો તે

૩

કાબરચીતરો કલકલીઓ

શરૂઆતમાં જે પંખીની અદ્‌ભુત શિકારયાત્રાનું વર્ણન કર્યું છે તે આ જ કલકલીઆને અનુલક્ષીને કોઇ પણ સજળ નદી, સરોવર કે મોટા તળાવ પર જઇને જુઓ. આખો દિવસ આ કલકલીઆને એવી જ રીતે માછલાં પકડતો જોશો. ક્વચિત્ તો બે ચાર કલકલીઆ એકઠા થઇને જોગા શિકાર પણ કરે છે. એ વખતનો એમનો યૂથસંચાર આપણી બુદ્ધિને સ્તબ્ધ કરી નાખે છે. આપણો સર્વવ્યાપક કલકલીઓ આ એકલો જ. અશેષ ગુજરાતમાં ખૂબ નજરે પડે છે.

એનું અંગ્રેજી નામ The Pied Kingfisher;[૪] કાગડાથી થોડો નાનો પણ ભરાઉ દેહવાળો. એનો પ્રધાન વર્ણ સફેદ અને કાળાના મિશ્રણથી ચટાપટાવાળો.

માથું અને કાન કાળા; એમાં સફેદ છાંટ. પાંપણ ધોળી. પીઠ, કમર, પૂંછડી ઉપરનાં પીંછાં અને પાંખો કાળી; એ પીંછાનો છેડા શ્વેત. ગળું તથા હેઠળનાં તમામ ભાગ સફેદ. માત્ર છાતીની બંને તરફ બે આડા કાળા પટા. એ ઉપરાંત નરમાં આખો સળંગ સાંકડો શ્વેત પટો. પૂંછડી મૂળમાં શ્વેત. છેડેથી કાળી; પીંછાંના છેડા ધોળા.

ચાંચ: ૩", કાળી. આંખો: ઘેરી બદામી. પગ: કાળા. આહાર: કેવળ માછલાં.

ફેબ્રુઆરીથી એપ્રિલના ગાળામાં, એ નદી તળાવની ભેખડોમાં દર કરી, ખૂબ ચળકતાં ૪થી ૬ શ્વેત ઇંડાં મૂકે છે.

[૨] ચાષ

દશેરાના દિવસે જેનું પુણ્ય દર્શન કરીને ભાવિક હિન્દુઓ કૃતાર્થ થાય છે; એ પંખી તે ચાષ. આખું વરસ એની ઉપેક્ષા કરી માત્ર દીવાળી ઉપર જ સ્વાર્થ પૂરતો એનો પરિચય કરવાનો રિવાજ હોવાથી, આપણા ત્યાં ઘણા લોકો ચાષને પરદેશી (યાયાવર) પંખી ગણે છે. પણ એ વાસ્તવિક નથી. ચાષ આપણે ત્યાં બારે માસ રહેનારું પંખી છે; અને તે પણ એટલું વ્યાપકપણે કે અહીં અમદાવાદમાં તો હું એને લગભગ દરરોજ જોઉં છું. એટલું સાચું કે ભર વસતિમાં ચાષ જોવા નહિ મળે. બાકી ગામના પાદરે, બાગ બગીચા અને ખેતર પાદરમાં એ ડગલે ડગલે નજરે પડશે. સાચું કહીએ તો નિવાસની બાબતમાં ચાષ પરમહંસવૃત્તિ સેવે છે. એને કોઇ સ્થળ પ્રિય નથી: કોઇ અકારું પણ નથી. શહેર વચ્ચોવચ્ચ એ કદાચ જોવા નહિ મળે; પણ એટલા ઉપરથી માણસનો વસવાટ એણે સમૂળગો તજ્યો છે એમ ન કહી શકાય. ભોં ભોં કરતી મોટરો જતી હોય, છુક છુક કરતાં એન્જીન આખો દહાડો શંટીંગ કરતાં હોય, કોઇ સ્થળે ગૉલ્ફની રમત રમાતી હોય કે કદી ફૂટબૉલનો દડો ઉછાળી રમનારા શોરબકોર કરતા હોય; છતાં આ બધાની વચ્ચે, રજ પણ ઉદ્વેગ વિના નિરાંત જીવે સૃષ્ટિને ઉદાસીન ભાવે નીરખતો ટેલિફોનના કે રેલવેના તાર ઉપર અગર લીલા સૂકા ઝાડની ડાળે બેઠેલો એ દેખાશે. બેસશે તે પણ ખાંચ

અરસામાં પાણીનો વિસ્તાર ઘણીને હોલો પાછો ફર્યો અને નોઆહ બધાં પ્રાણીઓને યથાસ્થાને વિદાય કરીને જાતે સ્વસ્થાને પહોંચી ગએલા. કલકલીઆને એ સમાચાર કોણ આપે? એટલે આજે પણ એ આસમાની અને લાલ વાઘા સજીને, નોઆહના વહાણની શોધમાં, ઝડપથી જળાશય ઉપરથી તળે ઝાંઝા મારતો શોધતો આપણી નજરે પડે છે.

૪ Ceryle Rudis


ચાષ

પંદર મિનીટ નહિ; અરધો કલાકે નહિ. પણ કદી કદી તો બેચાર કલાક! વખતે આખો દિવસ એ લત્તામાં ગાળી કાઢશે. આમ છતાં એની કોઈ વિચિત્ર ખાસીઅત નથી, તેમ એ ધૂની પણ નથી. સ્વભાવે છે અતિ સૌમ્ય. નિરુપદ્રવી. ઝાઝો કલબલાટ કરવાની ટેવ પણ નહિ. માત્ર એનો આ સંયમ છૂટી જાય છે શીતકાલમાં. ફેબ્રુઆરી એનો સંવનન કાલ. એ પ્રસંગે ચાપનો ઉન્માદ અજબ તરેહનો હોય છે. સૂર્યોદય તાજો જ થયો હોય એવે વખતે, એ પાંખો પર ઊંચે ઊડે છે. પચીસ ત્રીસ ફૂટ ઊંચે ચડ્યો કે ત્યાં જ અટકી પાછો હેઠે ઊતરવા માંડે છે. પણ સીધે સીધો નહિ પણ ગુલાંટ ખાતો, ગિરિ કરતો. થોડું પડ્યો કે તરત જ કળ લઈને પાછો ઊંચે ચડે છે અને ફરી પાછો ગુલાંટ પર ગુલાંટ ખાતો હેઠે આવે છે. આ વખતે એના શરીરવર્ણની વાદળી ભભકથી આખું વાતાવરણ રંગાઈ જાય છે. એની આમ ગુલાંટ ખાવા-rolling—ની ટેવને લીધે જ અંગ્રેજો એને Indian Roller[૫] નામથી ઓળખે છે. વળી એના રંગની ભભકથી એનું Blue-Jay એવું નામ પણ પડ્યું છે. એનું સમગ્ર શરીર તો છે વિવિધરંગી, છતાં નીલવર્ણના પ્રાધાન્યથી કદાચ એને Blue કહીએ તો ચાલે. પણ એને Jay તો ન જ કહેવાય; કારણ એ Jay વર્ગનું પંખી નથી.[૬]

ચાપનું અન્ય નામ નીલકંઠ: એને ઉત્તર ગુજરાતમાં 'લીલછો' પણ કહે છે, એ એના નીલ વર્ણને લીધે જ: કદમાં ચાપ એકાદ ફૂટ લાંબો અને ભરાવદાર શરીરવાળો હોય છે. એના માથાનો વચલો ભાગ લીલાશ પડતો વાદળી. કપાળ લાલાશ પડતું. ગરદન, ખભા વચલો ભાગ અને પાંખો મેલાં, ધુમાડા જેવા કાળા બદામી વાદળી રંગનાં. ખભા: ચમકતા ઘેરા વાદળી: પીઠ વાદળી. કેડ અને પૂછડીનાં ઉપરનાં પીંછાં ઘેરા રતુમડા વાદળી રંગનાં. વચલાં બે પીંછાં મેલા લીલા રંગે. બાકીનાં પીંછાં મેલાં વાદળી. દાઢી, ગળું, છાતી આછા રતુમડા વાદળી રંગનાં. પેટ, પડખાં, પૂછડીનો મૂળ ભાગ અને પૂછડી હેઠળનાં પીંછાં આછા આસમાની રંગનાં. વાસ્તવિક રીતે તો ચાપનાં અંગો વાદળી રંગની દ્વિવિધ છાયાથી રંગાએલાં છે. એક નીલવર્ણ છે ઘેરો: બીજો આછો ફિક્કો. બંનેની ખરી ખૂબી તો ચાપના ઉડ્ડયન પ્રસંગે જ સમજાય છે. અંગ્રેજો એ બંને રંગને કૅમ્બ્રીજ અને ઑક્સફર્ડ વિદ્યાપીઠોના લાક્ષણિક નીલવર્ણો સાથે સરખાવે છે.

ચાંચ: ૧", કાળાશ પકડતા બદામી રંગની. આંખો: ઘેરા બદામી રંગે. પોપચાં: પીળાં. પગ: મેલા પીળા.

રૂપે રંગે આવો નયનાભિરામ છતાં ચાપ બેઠો હોય છે ત્યારે કેવળ ધૂળીઆ વરણનો દેખાય છે.[૭] એને લીધે જ એ જોનારાની ઉપેક્ષા પામે છે. એના એવા વર્ણવિભ્રમથી છેતરાઈ ઘણા ભણેલા ગણાતા પણ ચાપ અને કલકલીઆ વચ્ચેનો ભેદ પરખી શકતા નથી અને ચાપને કલકલીઓ કે કલકલીઆને ચાપ કહે છે.

૫ Coracias Indica

૬ કાગડાના વર્ગનાં પક્ષિવિશેષ

૭ બેઠેલા ચાપનો ધૂળીઓ વર્ણ પણ આપણા પ્રાન્તમાં બધે એક સરખો નથી હોતો, એવો મારો અનુભવ છે. ગયા ચોમાસામાં હું અને ભાઈ ખરાદી, ગુજરાત પ્રકૃતિ મંડળના સંગ્રહના કામે ઓખાના પ્રવાસે ગએલા ત્યારે જામનગર અને દ્વારકા વચ્ચેના પ્રદેશમાં જે અનેક ચાપ અમારી નજરે ચડેલા તે બધાયનાં વાન અત્યંત ઘેરા બદામી વર્ણનાં હતાં. એથી ઊલટું, ઈડરની ગિરિમાળાના ચાપનાં શરીર, અત્યંત આછા ચરણી કે ફિક્કા મેલા લીલા રંગનાં મેં અનેક પ્રસંગે—સવિશેષ શીઆળાના આરંભમાં—જોયાં છે. આવા રંગફેર ઉત્તર ગુજરાતના ચાપમાં મેં કદી પણ દીઠા નથી. વખતે સ્થળવિશેષને ફેરપાલટીમાં ચાપના Moultingના તો આવા પરિણામ નહિ હોય? કારણ સમગ્ર ભારતવર્ષમાં એક માત્ર એક જ જાતનો ચાપ થાય છે એટલે આ જાતફેર પણ ન જ હોઈ શકે.

આની ભૂલ સ્વાભાવિક છે. એક તો આપણે પક્ષીને રસપૂર્વક નીરખવા ટેવાએલા નથી. બીજું. પંખી ઊડે છે ત્યારે જ આપણી નજરે ચડે છે; એ બેઠું હોય ત્યારે સામાન્ય રીતે આપણી આંખમાં એ તરવરતું નથી હોતું. એને લીધે ઘણાંખરાં પંખીઓના રૂપ રંગની આપણી કલ્પના કેવળ એના ઊડતી વખતના રંગસંભાર ઉપર રચાએલી હોય છે. ચાષ ઊડે છે ત્યારે ઝળકતા ભિન્નવર્ણના નીલ વાઘા સજીને. એ વખતે એની પડખે (શ્વેતવક્ષા) કલકલીઓ પણ ન ચડી શકે. પણ પાંખો બંધ થઇ એટલે ખલાસ. ચાષની રૂપસામગ્રી ઢંકાઇ જાય અને એને સ્થાને મેલો ધૂળીઓ અંધાર પછેડો ઓઢી બેસી જાય. આવો બેઠેલો એ નજરે ય શી રીતે ચડે? જ્યારે શ્વેતવક્ષા કલકલીઓ તો બેઠો હોય કે ઊડતો હોય: એના રંગ તો એવા ને એવા ઝળકતા જ. એટલે જ ઊડતા ચાષને જોઇ, તે ઉપરથી 'બેઠેલા' ચાષની કલ્પના કરનાર બીનઅનુભવીઓ, કલકલીઆને ચાષ ગણાવે એમાં એમનો વાંક નથી. વાસ્તવિક રીતે તો આ બંને પંખી વચ્ચે આવો ભ્રમ થવાનું કંઇ જ કારણ નથી. બંનેની દેહરચના ભિન્ન પ્રકારની છે. બંનેના વાન પણ જુદા છે. એ બધું યાદ ન રહે તો પણ એમને ઓળખવાની એક અમોઘ ચાવી છે: અને તે: એમની ચાંચો. કલકલીઆની ચાંચ ભાલા જેવી અણીદાર, માથા કરતાં બમણી લાંબી; ચાષની ચાંચ છેડેથી બુઠી અને એના માથા જેવડી જ (કલકલીઆ કરતાં અરધા કદની). કલકલીઆની ચાંચ ઘેરા લાલ રંગની; ચાષની રોઝા ભાગી રંગની. બીજું બધું ભૂલાઇ જાય છતાં આટલું યાદ રહે તો પણ કલકલીયાનો ચાષ નહિ બની જાય. પણ આટલું જો યાદ ન રહે તો પછી... ?

ચાષનો આહાર: જીવાત, ઊંદર, વગેરે. ડાળ પર બેઠો હોય છતાં એનું ધ્યાન તો જમીન ઉપર જ હોય છે. જેવું કાંઇ ફરતું દેખાયું કે ઝડપ મારી એને ઉપાડી લે છે અને પાછો અસલ જગાએ સ્થિર થઇ જાય છે. હળ ખેંચતાં બળદના પગલે ફરતો પણ એ નજરે પડે છે.

એપ્રિલથી જુનના અંત સુધીનો સમય એનો ગર્ભાધાનકાળ. એકાદ જર્ણ વૃક્ષ કે જૂની ભીંતનાં કાણાંમાં અગર અવાવર ઘરના છાપરામાં ઘાસ, તરણાં, પીંછાં અને ચીંથરાં વગેરેનો સાથરો પાથરી તેની ઉપર ચળકતા શ્વેત રંગનાં ચાર ઈંડાં મૂકે છે.

# ગણિત–ગમ્મત

લેખક: મૂળજી જેઠુ જોશી

## [૧]

૩૬ થી ૪૪ સુધીની ક્રમિક નવ સંખ્યાઓ એવી છે કે એ પૈકીની પહેલી પાંચ સંખ્યાનો દરેકનો વર્ગ જુદોજુદો કરી એ પાંચે વર્ગોનો સરવાળો કરીએ, તો તે સરવાળો બાકીની છેલ્લી ચાર સંખ્યાના દરેકના જુદાજુદા વર્ગોના સરવાળાની બરાબર થાય.

| પહેલી પાંચ સંખ્યાઓ | બીજી પાંચ સંખ્યાઓ |
|---|---|
| (૧) $(૩૬)^૨$ = ૧૨૯૬ | (૧) $(૪૧)^૨$ = ૧૬૮૧ |
| (૨) $(૩૭)^૨$ = ૧૩૬૯ | (૨) $(૪૨)^૨$ = ૧૭૬૪ |
| (૩) $(૩૮)^૨$ = ૧૪૪૪ | (૩) $(૪૩)^૨$ = ૧૮૪૯ |
| (૪) $(૩૯)^૨$ = ૧૫૨૧ | (૪) $(૪૪)^૨$ = ૧૯૩૬ |
| (૫) $(૪૦)^૨$ = ૧૬૦૦ | . . . . . |
| ૭૨૩૦ | ૭૨૩૦. |

આવી બીજી પણ જોડી બની શકે; જાણો છો?

## [૨]

શ્રી મોહનલાલ પંચોળી તરફથી આ માસિકમાં આ સોળ આંકી સર્વતોભદ્ર યંત્ર વિષે કેટલીક રીતો બેએક વર્ષ પહેલાં સમજાવવામાં આવી છે. આ નીચેની રીત એથી જરા નવી છે.

બીજ રૂપ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

સાધ્ય રૂપ

| | | | |
|---|---|---|---|
| ૧૩ | ૨ | ૩ | ૧૬ |
| ૧૨ | ૭ | ૬ | ૯ |
| ૮ | ૧૧ | ૧૦ | ૫ |
| ૧ | ૧૪ | ૧૫ | ૪ |

ખુલાસો: ૧ અને ૧૩; ૪ અને ૧૬; ૫ અને ૧૨; ૯ અને ૮; ૬ અને ૭; તથા ૧૦ અને ૧૧ સામસામી બદલી જાય છે. અને આમાં દરેક ઊભી, દરેક આડી અને દરેક ત્રાંસી એમ દસ રીતે સરવાળો ૩૪ આવશે.







# પંચતંત્રની વાર્તાઓ

સંજીવકે આવીને સાવજને પ્રણામ કર્યો. સાવજે એને એનો વૃત્તાન્ત પૂછ્યો તે સંજીવકે કહ્યો, એટલે સાવજે એને આઠે પ્રહર પોતા આગળ રહેવા કહ્યું. સંજીવક-પિંગલકની વચ્ચે આમ એવી ગાઢ પ્રીતિ થઈ ગઈ કે બીજા કોઈને સિંહ આગળ ઢૂકવાનું પણ મળે નહિ, એ જોઈને કરટક-દમનક અન્યોન્ય વિચાર કરવા મંડ્યા. ત્યાં દમનક બોલ્યો, 'ભદ્ર કરટક, આ તો હાથે કર્યાં હૈયે વાગ્યાં જેવું થયું. પિંગલક આગળ મેં જ સંજીવકને આણ્યો પણ એ તો પેધી ગયો, અને આપણો તો ભાવેય પૂછાતો નથી. એટલે હવે તો એ બેની વચ્ચે ભેદ પડાવવો જોઇએ.'

કરટક કહે, 'તું કાંઇ એવો સમર્થ નથી. કેવી રીતે તું ફૂટ પડાવીશ ?'

દમનક કહે, 'ભદ્ર, એને નોખા પાડવાનો ઉપાય વિચારવો જોઇએ. કહ્યું છે કે,

**ઉપાયોથી બને જે તે નહિ થાય પરાક્રમે ।**
**મારે કનકસૂત્રેથી કાગડી કૃષ્ણ સર્પને ॥ ૨૨૮ ॥**

કરટક કહે ' એ કેમ ? ' તે બોલ્યો :

## કથા ૭

એક વડ ઉપર કાગડોકાગડી રહેતાં હતાં. કાગડીને પ્રસવ થાય ત્યારે ત્યારે ઝાડની બખોલમાંથી નીકળીને એક કાળો નાગ એનાં બચ્ચાંને ખાઈ જતો. એટલે દંપતીએ પોતાના પ્રિય મિત્ર એક શિયાળને પૂછ્યું: 'ભદ્ર, આ સ્થિતિમાં શું કરવું ?' તેણે કહ્યું, 'તમે ઉચાટ કરો મા. પણ કાંઇક ઉપાય કર્યા વિના એ દુષ્ટનો નાશ નહિ થાય. કહ્યું છે, કે

**માછલાં બહુ ખાઈને ઉત્તમાધમમધ્યમ ।**
**લોભી બક મુઓ ઝાલ્યું ગળું એનું કુલીરકે ॥ ૨૩૦ ॥**

'કરચલા, આ તો મારી પ્રાણયાત્રા છે,' બગલો સ્મિત કરી બોલ્યો. ત્યાં કરચલે એનું ગળું ઝાલીને એને મારી નાખ્યો.

વાયસદંપતી કહે 'એ કેમ?' તે બોલ્યો :

## કથા ૮

માલવદેશમાં પદ્મગર્ભ નામે નાનાજલચરસનાથ સરોવર હતું. ત્યાં એક બગલો વૃદ્ધાવસ્થાને કારણે માછલાં મારવા અસમર્થ થઈ ગયો હતો, એટલે તે સરોવરતીરે જઈને મોતી જેવાં આંસુથી ધરાતલને સિંચતો રોવા મંડ્યો. એને રડતો જોઈને એક કરચલો બોલ્યો, 'મામા, પહેલાં કરતા એમ આજ કેમ આહાર નથી કરતા ને રુઓ છો?' બગલો કહે, 'વત્સ, આજ મને મત્સ્યાહાર ઉપર પરમ વૈરાગ્ય આવી ગયું છે.' કરચલે પૂછ્યું, 'એ વૈરાગ્યનું કારણ શું?' તે બોલ્યો, 'મેં સાંભળ્યું કે બાર વર્ષ લગી વૃષ્ટિ નહિ પડે, કેમકે શનિ રોહિણીની ગાડી વચ્ચે થઈને મંગળ શુક્ર આગળ જાય છે. વરાહમિહિર કહે છે:

यदि भिनत्ति सूर्यसुतो रोहिण्याः शकटमिह लोके।
द्वादश वर्षाणि तदा नहि वर्षति वासवो भूमौ ॥ २३३ ॥

વળી આ તળાવમાં તો પાણી જ ઓછું છે એટલે એ ઝટ શોષાઈ જાય, ને તળાવ સુકાય એટલે જેની હારે હું મોટો થયો ને રમ્યો એ સર્વે નાશ પામે. એનો વિયોગ મારાથી કેમ ખમાય? એટલે મેં અનશનવ્રત લીધું છે. હમણા નાનકડા જલાશયવાળા જલચરો એના સ્વજન મોટા જલાશયમાં લઈ જાય છે, પણ આ તળાવવાળા નિશ્ચિન્ત છે તે જોઈને મને વધારે રોવું આવે છે.'

કરચલે જઈને આ વાત બીજા જલચરોને કરી, એટલે મૂંઝાએલી મતિવાળા એ બધાએ બગલાને પૂછ્યું, 'મામા, એવો કોઈ ઉપાય છે, જેથી અમારી રક્ષા થાય?' બગલે કહ્યું, 'અહિંથી થોડે આઘે પદ્મિનીખંડમંડિત પુષ્કળ જળવાળું અગાધ સરોવર છે, જે ચોવીશ વર્ષના દુકાળથી પે સુકાય નહિ. કોઈ મારી પીઠ ઉપર બેસે તો તેને હું ત્યાં લઈ જાઉં.'

બગલા ઉપર માછલાંને વિશ્વાસ બેઠો, એટલે ભાઈબાપા, કાકામામા કરતાં પહેલાં હું, પહેલાં હું એમ બોલતાં તે એને ઘેરી વળ્યાં. હવે દુરાત્મા બગલો ક્રમે ક્રમે એકએકને પીઠે બેસાડી થોડીક દૂર એક શિલા હતી તેના ઉપર નાખીને ખાઈ જાય, અને પાછો તળાવે આવીને જલચરોનું ખોટા સમાચાર ને સંદેશાથી મનોરંજન કરે એમ બહુ દિવસ ચાલ્યું. પછી એક દિવસે કરચલાએ બગલાને કહ્યું, 'મામા, તારે પ્રથમ સ્નેહસંભાષણ મારી હારે થયું હતું. તો મને તજીને બીજાંને કેમ લઈ જાય છે? આજ તો મૃત્યુમુખથી મારો જીવ બચાવ.' એ સાંભળીને બગલાએ વિચાર્યું, કે 'માછલાંનું એકરસ માંસ તો હવે મને અળખે પડ્યું છે, એટલે કરચલાનો અપૂર્વ સ્વાદ કરું.' એમ કરી કરચલાને પીઠે બેસાડીને વધ્યશિલા ભણી ચાલી નિકળ્યો. પણ કરચલે આઘેથી માછલાંનાં હાડકાંનો પર્વત જોઈને એને પૂછ્યું, 'મામા, જળાશય કેટલો દૂર છે? મારા ભારથી તું બહુ થાકયો હઈશ.' બગલો સ્મિત કરીને બોલ્યો, 'કરચલા, બીજો જળાશય કેવો? આ તો મારી પ્રાણયાત્રા છે. એટલે ઇષ્ટદેવતાનું સ્મરણ કરી લે, પછી તને પણ ખાઉં.' આમ વાત કરે છે ત્યાં કરચલે એનું ગળું ઝાલીને એને મારી નાખ્યો. પછી એનું ડોકું લઈને સરોવરે આવ્યો ને વાત કરી, કે 'વિશ્વાસઘાતક બગલાનો અભિપ્રાય હું જાણી ગયો અને એને પૂરો કર્યો.'

એટલે હું કહું છું, 'માછલાં બહુ ખાઈને' ઇત્યાદિ.

(ચાલુ) — દેસાઈ વાલજી ગોવિન્દજી

## જાપાની ચિત્રપોથીઓનાં પાનાં [૬]

આ અંકની ચિત્રપ્લેટમાંના બીજા ચિત્રમાં ગમાજાની પહેલી હારમાં બતાવેલી, માત્ર કંપાસથી જ થતી ભૂમિતિની આકૃતિઓનો પાકો પરિચય અને તાલીમ જાપાનના ચિત્રશિક્ષણમાં આપવામાં આવે જ છે. એ ચાર જ આકૃતિઓ ઉપર જે અનેકવિધ કલ્પનાકૃતિઓનું મંડાણ કરી શકાય છે તેના થોડા દૃષ્ટાંતો નીચલી હારોમાં આપવામાં આવ્યા છે. સૂચનાઓ અને સમજણોની ગોઠીમોઠી નોંધ વિના ખૂબીપૂર્વકનું જે શાસ્ત્રબદ્ધ શિક્ષણ જાપાની ચિત્રપોથીઓમાં આપવામાં આવે છે તેનો પણ એ અચ્છો નમૂનો છે. એ મૂળ ચિત્રમાં આકૃતિઓના ગાળાઓમાં ત્રણ મૂળ રંગોની જે ગૂંથણી બતાવી છે તે એવી ખૂબીથી કરેલી છે કે તે દ્વારા રંગમિશ્રણોના અનેક પ્રકારનું જ્ઞાન પણ વિદ્યાર્થીઓને મળી રહે. ગમાજાની હારની ભૌમિતિક આકૃતિઓમાં જે પંચકોણ દોરવાની પદ્ધતિ દર્શાવી છે તે જાપાનની અનોખી જ હોય એમ લાગે છે, કારણ કે એ રીત યુરોપ અમેરિકાની ચિત્રભૂમિતિઓમાં નજરે પડી નથી તો પછી હિંદી શિક્ષકોને તો ક્યાંથી જ માલૂમ હોય? છતાં અગાઉ કોઈ ઠેકાણે તે પ્રસિદ્ધ થયાનો દાખલો કોઈ મેળવી આપશે તો લેખકનો ભ્રમ દૂર થશે. ર.મ.રા.



# જીવનનું પરોઢ

ભાગ બીજો

## પ્રકરણ ઓગણીસમું · રૂસ્તમજી શેઠ

સવારથી સાંજ સુધી ફીનિક્સમાં ચાલી રહેલી નાની મોટી દરેક પ્રવૃત્તિનાં સૂત્રો પોતાના હાથમાં રાખવા છતાં, નાના મોટા દરેક ફીનિક્સવાસીની પ્રગતિ અને વિકાસની ચિંતા વહોરવા છતાં, એથી યે વધુ પોતાના આત્માને નિખારવાની મથામણમાં તલ્લીન હોવા છતાં બાપુજી કેવળ ફીનિક્સના સંકુચિત કુંડાળામાં જ પૂરાઇને નહોતા બેઠા. આખા દક્ષિણ આફ્રિકામાં એમની નજર ફરતી હતી. નાતાલ ટ્રાન્સવાલ અને કેપ કૉલોનીમાં વસતા બધા હિંદીઓ સાથેનો ગાઢો સંપર્ક તે વધારેતા જ જતા હતા. હિંદુ, ઇસાઇ, મુસલમાન કે પારસી; ગુજરાતી, મદ્રાસી, કલકતીયા કે સ્થાનિક; (કલકતીયા એ હિંદી ભાષાવાળીઓનું ત્યાંનું નામ હતું, અને સ્થાનિક એટલે દ. આ. મા જન્મેલા ક્રિશ્ચિયનો) તેમજ મોટા વેપારીઓ, નાનકડા ફેરીઆઓ અને ગીરમીટમાં પડેલા મજૂરો સૌની અંગત મુશ્કેલીઓ દૂર કરવાની મળે તેટલી તક મેળવતા. અને એ રીતે ત્યાં વસતી આખી હિંદી કોમને એક સૂત્રે બાંધતા.

એમાં યે કેટલાક મિત્રો તો બાપુજીની એટલા નિકટ હતા કે ફીનિક્સથી દૂર રહેતા છતાં અમારા કુટુંબી સમા હતા. એમાંના એક તે રૂસ્તમજી શેઠ. અમે જ્યારે ડરબન જતા ત્યારે અમારી સંખ્યા ગમે તેટલાની હોય—પાંચ પચીસ કે પચાસની, વગર સંકોચે એમને ઘેર પહોંચી જતા. એક રીતે તેઓ ફીનિક્સના દ્વારપાળ હતા. કોઇ તેમને વટાવીને ડરબનથી ફીનિક્સ ન આવી શકે. દેશથી આવનારાઓ અને દેશ જનારાઓને એમની મહેમાનગીરી સ્વીકારેજ છૂટકો.

ફીનિક્સમાં એક દિવસ સાંજની પ્રાર્થના પછી એ કોયડાનો બધા ઉકેલ કરવા બેઠા કે રૂસ્તમજી શેઠને સ્ટેશનેથી ઘેર કેમ લઇ આવવા. તેઓ અતિશય માંદા હતા. ૩૨ વર્ષ સુધી એમને તાવ નહોતો આવ્યો, પણ ૩૨ વર્ષે પછી આવેલા આ તાવે એમનાં હાડ ભાંગી નાખ્યાં હતાં. બીજા કોઇ માંદા માણસને તો ઝોળીમાં નાખી કે ખભે બેસાડીને લઇ જવાય, પણ કાકાજીનું તો શરીર એટલું પહોળું અને ભારે કે એ બાબતમાં ન થઇ શકે. એ વેળા અમારી પાસે ઘોડાગાડી કે બળદગાડી પણ ન હતી કે તેમાં ગાદલાગોદડાં પાથરીને લઇ જવાય. છેવટે એમ ઠર્યું કે પાર્સલો લઇ જવા લાવવાની જે હાથગાડી છે તેમાં એમને છ સાત છોકરાઓએ મળીને લઇ આવવા. ઠરાવ્યા પ્રમાણે અમે બીજે દિવસે સ્ટેશને પહોંચ્યા અને એવા ખરાબ રસ્તામાં પણ ગાડીને બિલકુલ આંચકો આવવા દીધા વિના ટેકરીઓ ચડાવતા અને ઉતારતા એમને લઇ આવ્યા. આથી માંડમાંડ શાબાશી આપે એવા કાકાજી પાસેથી પણ અમે શાબાશી પણ મેળવી.

બાપુજીએ અમને બધાને તાકીદ કરી કે 'પહેલું કામ કાકાજીની સેવાનું છે. એમાં કોઇ પણ જાતની ઉપેક્ષા ન આવવી જોઇએ. ભણવાભણાવવામાં અનિયમિતતા આવે તો વાંધો નહિ; સેવામાં ખામી ન રહેવી જોઇએ.' અને થયું પણ તેમજ. એમના આવ્યા પછી અમારી નિશાળ શિથિલ થઇ ગઇ. શિક્ષકો અને મોટા છોકરાઓને વારાફરતી રાતદિવસ કાકાજીની તહેનાતમાં રહેવું પડતું.

રૂસ્તમજી શેઠ છોકરાઓને ઇનામ આપવામાં બહુ ઉદાર હતા. એમની 'પતેતી'નું ઇનામ દર વરસે અમારે સારૂં ડરબનથી આવતું. એ ઉપરાંત હાલતાં ચાલતાં તેઓ નાના મોટાં ઇનામો આપી દેતા. પણ મફતનું એક પણ ઇનામ ન આપતા.

થોડા દિવસમાં તેઓની પથારી છૂટી અને તેઓ હરતા ફરતા થયા. પણ અમારી નિશાળ પાછી પહેલાં જેવી ધમધોકાર ચાલુ ન થઇ, કારણ બાપુજી જોહાનિસબર્ગ અથવા કેપટાઉન ગયા હતા. પાર્લામેંટ બેસવાની હતી તેમાં જનરલ સ્મટ્સે ગોખલેજીને આપેલા વચન સંબંધી કંઇક વાત કરવા તેઓ ગયા છે એટલું અમે જાણતા હતા. કેટલા દિવસ માટે ગયા છે, અને

તેઓ પાછા ક્યારે આવવાના છે એ સિવાયની બીજી તપાસ રાખવામાં અમને ઝાઝો રસ ન હતો. જતી વખતે બાપુજી રૂસ્તમજી શેઠને પોતાની ગાદી સોંપી ગયા હતા. રૂસ્તમજી શેઠ કહે એ પ્રમાણે બધાને કરવાનું રહેતું. વિશેષે સાંજની પ્રાર્થનામાં તેઓજ બધું કરાવતા. તેઓના હાથમાં પ્રાર્થનાનું તંત્ર હોય ત્યારે અમારી ખાતરીજ હોય કે તેઓ 'મને વ્હાલું વ્હાલું વ્હાલું દાદા રામ-જીનું નામ' ગવરાવશે. આદિ સત્યાગ્રહી ભક્ત પ્રહ્લાદજીની એ સ્તુતિ રૂસ્તમજી શેઠને બહુ જ પ્રિય હતી. અમે ગાતા ત્યારે તેઓ એકધ્યાન થઇ ધૂણવા લાગતા. કેટલીકવાર ભજનના પહેલા ચરણમાં એઓ જરા ફરક કરાવતા અને 'દાદા રામજી'ને બદલે 'દાદા અહુરમજ'નું પાઠાંતર કરાવી ગવરાવતા. દાદા અહુરમજજીની વાતો પણ તેઓ સંભળાવતા.

સામા માણસને આંજી દેવાની એમનામાં એવી છટા હતી કે ભલભલાને એમને નમતું આપવું પડતું. એકવાર અમે સૌ ટેબલ ખુરશી ઉપર નિયમ પ્રમાણે ગોઠવાઈ જમવાની તૈયારીમાં હતા ત્યાં અણધાર્યા રૂસ્તમજી શેઠ આવી પહોંચ્યા અને ડાબા હાથમાં તાંસળું ને જમણા હાથમાં લાકડાનો ચમચો લઈ અમારી હારો-હાર જમવા બેસી ગયા. જમતાં જમતાં એક વિદ્યાર્થીને ભાતમાં ઇયળની શંકા આવી. તેણે વાટકો પડતો મૂક્યો અને 'નથી ખાવું' એમ છણકો કરી ઊઠ્યો ને ચાલતો થયો. તરત બીજાઓને એનો ચેપ લાગ્યો અને એકે એકે લગભગ બધા ખાવું પડયું મેલી કસાણે મ્હોંએ ઊઠ્યા. થોડી વાર તો રૂસ્તમજી શેઠ આ કૌતુક જોઈ રહ્યા. એમનાથી આવો પ્રસંગ મૂગે મોઢે ખમી શકાય એમ ન હતું. તેઓ ગર્જ્યા:

'આમ જુઓ છોકરાઓ! મારી વાત સાંભળો! હિન્દુસ્તાનની વસતિ કેટલી છે? જવાબ દો છો કે નહિ? નથી જાણતા શું?' ક્ષણભર બધા થીજી ગયા. કોઇને કંઈ સૂઝયું નહિ. એક જણે હિંમત આણી ધીમેથી જવાબ આપ્યો, 'તેત્રીસ કરોડ.'

પણ સવાલજવાબનો મર્મ કોઈના ધ્યાનમાં આવ્યો નહિ. સૌ મુંઝાયા. કાકાજીના બીજા સવાલે પ્રકાશ પાડયો: 'તેત્રીસ કરોડમાં ભૂખે કેટલા મરે છે, ખબર છે?'

છોકરાઓની હિંમત ગળવા માંડી. કોઇ કાંઇ બોલ્યું નહિ. રૂસ્તમજી શેઠનું ભાષણ ચાલ્યું:

'શરમાઓ, જરા શરમાઓ. અનાજને ફેંકી દેવાય? આપણે ગરીબ જનનું છે કે કોઇ મારવો છે! દેશના ભૂખે મરતા ગરીબો આગ પકાવેલું અનાજ ફેંકી દે? બેસો! હજી નથી સમજતા? ચાલો બેસો, ખાઓ જોઇએ છાનામાના.' કહી પોતે પાછો ચમચો ચલાવ્યો અને બીજા બધા છોકરાઓ પણ શાણા થઇ ભાણા પર ઝૂકી ગયા.

છોકરાઓની ભોજનમાં નહિ પણ હિંદી કોમનો મિજાજ પણ ઠેકાણે રાખવામાં બાપુજી જરા મંદાય કરે અથવા નિરાશ થતા જણાય ત્યાં રૂસ્તમજી શેઠને ગરજી ઊઠતાં વાર ન લાગતી. એમની સૂઝ, એમનું વ્યક્તિત્વ અને એમની ઝડપ હિંદી કોમમાં તરી દેખાતા ન હતી અને આખી કોમનું નાક અણીશુદ્ધ રાખવામાં એ ફાવતા. રૂસ્તમજી શેઠની દેશદાઝ અને બહાદુરી સહેજે વટાવી શકાય એવાં ન હતાં.

રૂસ્તમજી શેઠના બે દીકરા. જાલભાઇ અને સોરાબજી. જાલભાઇ લાંબા અને પાતળા. સોરાબજી એમના પિતા જેવા જ જાડા ને ઠીંગણા. જાલભાઇ ગંભીર, ઝાઝું બોલે નહિ. સોરાબજી બહુ વિનોદી, જ્યાં હોય ત્યાં હસાહસ કરાવી મૂકે. એ હોય ત્યાં પહોંચી જઇ એમની ગમ્મત સાંભળવાનું મને ગમતું. પણ કાકાજી આવે કે એ ગમ્મતમાં વિઘ્ન આવે જ. દુકાનનું ને વખારનું બધું કામ પરોઢથી મોડી રાત સુધી બેય ભાઇઓ કરતા રહે, પણ રૂસ્તમજી શેઠને એમનો કંઇ ને કંઇ વાંક જડી જ આવે અને મોટી મૂછોવાળા એવડા દીકરાઓને પણ ધમકાવી નાખે.

ખૂબી એ કે હિંદુ મુસલમાન કે ખ્રિસ્તી સૌના કોડ પૂરા કરવાનો એકધારો ઉત્સાહ સેવવા છતાં પોતાના પારસી ધર્મમાં રૂસ્તમજી શેઠ બહુ કટ્ટર હતા. અત્યારે મને યાદ નથી આવતું કે એમના નિયમિત સગાયો કયા કયા હતા, પણ એટલું યાદ આવે છે કે અનેકવાર મેં એમને એકાંત ખૂણે જઇ સૂર્યની સામે ધ્યાનસ્થ થતાં જોયા છે. કોઈ જેવડા પહોળા ગોળ-મટોળ પેટ ઉપર પોતાનો સદરો ચઢાવી, પેટ ઉપર કસ્તીને તેઓ ઢીલી તંગ કરતા હોય અને હોઠ ફફડાવતા હોય. તેઓ આ વિધિ પૂરો કરી ચાલતા માંડે કે હું પૂછું કે 'તમે આવી રીતે શું કર્યું?' તો કહે કે 'તમારામાં જેમ જનોઇ ને સંધ્યા તેમ

અમારામાં આ. જો આ કસ્તી જનોઇ જેવી જ છે ને? તમે જનોઇ કહો, અમે કસ્તી કહીએ. તમે એ ખભા ઉપર રાખો, અમે કેડ ઉપર રાખીએ. એટલો ફેર. અમારા ધરમમાં એવું કે આ કસ્તી, આ લાંબો સદરો અને આ માથાની ટોપી હમેશાં પહેરી રાખવી જોઇએ. સૂતી વખતે મે માથું ઉઘાડું ન રખાય.'

અમારું ડરબન આવવું જવું અને એમનું ફીનિક્સ આવવું જવું એટલું રહેતું કે રૂસ્તમજી શેઠના ફીનિક્સનિવાસનાં સ્મરણો જુદાં આંકવાં કઠણ પડે. પરંતુ શરૂમાં મેં જણાવ્યું તેમ, તેઓ જ્યારે માંદા પડી થોડા દિવસ અમારી સાથે રહી ગયા ત્યાર પછી તેઓ અમારે મન ડરબનના મટી ફીનિક્સના થઇ ગયા; શેઠજી મટી અમારા જેવા ગામડીઆ બની ગયા અને જેલ જવું પડે તો ફીનિક્સથી ઉપડનારી પહેલી ટોળી સાથે પોતે જરૂર જરૂર જવાના એમ ઠરાવતા ગયા.



Parsee. Rustomjee

રૂસ્તમજી શેઠ ગયા એ જ અરસામાં હવાફેર માટે બીજા એક મહેમાનને બાપુજી લઇ આવ્યા. એમનું નામ સૉલૉમન રૉયપન. એ મિસ્ટર રૉયપનના ભત્રીજા થતા. દક્ષિણ આફ્રિકામાં વસતી હિંદી કોમના અગ્રણીઓમાં મિ. રૉયપન આગળપડતા ગણાતા. તેઓ હિંદી ખ્રિસ્તી હતા. એમના બાપદાદાની બોલી તામિળ હશે પણ તેમની માતૃભાષા અંગ્રેજી જ ગણાય. તેઓ બૅરિસ્ટર હતા અને એવી વાયકા હતી કે એમની સામે ભલભલા અંગ્રેજોને ય કોરટમાં ઊભવું આકરું પડતું. એમના અક્ષર બહુ જ વખણાતા. દરેક અક્ષર જાણે એક રમ્ય ચિત્ર જ.! અને ઑર્ગન વગાડવામાં દક્ષિણ આફ્રિકાના બધા સંગીતજ્ઞો—ગોરાઓ—ની યે તેઓ મોખરે હોવાનું અભિમાન ત્યાંના હિંદીઓ લેતા. અમારા ફીનિક્સમાં વસતા ઊંચામાં ઊંચા માણસથી યે તેઓ આશરે હાથ ભર વધુ ઊંચા હતા. રૂસ્તમજી શેઠ જેવા નીચા ને જાડા તેવા જ મિ. રૉયપન ઊંચા ને પાતળા. વાત કરતા કરતા હસી પડે; ને વાંકા વળે ત્યારે કમરેથી ચાળિયાની પેઠે બેવડાઇ જતા. એમની ટાલ ઝગારા મારતી. મને એમની વાતોમાં ગમ ન પડતી. પણ એમનું ખડખડ હસવું, કમરેથી વાંકા વળવું અને તેમની ટાલ પરના ઝગારાનું આઘાપાછા થતા રહેવું જોવાની મને મજા પડતી. તેઓ આવે ત્યારે તેમના સ્વાગતમાં સાંજની પ્રાર્થના વખતે અમે 'ક્રિશ્ચિયનજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે' એ ટેક સાથે નરસિંહ મહેતાનું આખું ભજન ગાતા. અને બાપુજી વૈષ્ણવ અને ક્રિશ્ચિયન વિષે વિનોદી ચર્ચાઓ ચલાવતા તથા અમારા મનમાં ઠસાવતા કે ખ્રિસ્તી હોય કે વૈષ્ણવ સૌએ નરસિંહ મહેતાએ બતાવ્યું છે એવા જ સદાચારી અને પરોપકારી થવાની જરૂર છે. મિ. રૉયપનની નેતાગીરી નીચે દક્ષિણ આફ્રિકાની આખી હિંદી ખ્રિસ્તી કોમ બાપુજીનાં સૂત્રો સ્વીકારતી અને બાપુજીનું કહ્યું કરતી.

સૉલૉમન રૉયપન ઉંમરે મોટા છતાં દેખાવે સાવ છોકરા લાગતા. સુંદર અક્ષર લખવાનું અમે તેમની પાસે શીખતા, પણ વધુ તો અમે તેમને અમારી રમતોમાં ખેંચી જવામાં ફાવતા. આપણે ત્યાં જવલ્લે જ દેખાય છે એવું વિનોદીપણું તેમની કને હતું. કોઇને દુભવ્યા કે કચવ્યા વિના તેઓ હાજરી મશ્કરી કરી શકતા, અને આખા વાતાવરણમાં પ્રસન્નતા વેરાઇ જતી. ઊંડવા

બેસવાની, ધીમે સાદે વાતો કરવાની, કપડાં સુઘડ રાખવાની એમની બીજી કેટલીક સારી રીતભાતોની અમારા પર તેમણે સારી છાપ પાડી હતી; તેમના હાથમાં જે નવું નવું અને સુંદર બનાવવાની ઓછી કારીગરી ન હતી. આ બધા ગુણોમાં સૉલૉમન રૅયમન અમારા મહેમાન મટી બહુ જ જલદી અમારામાંના એક થઇ ગયા, અને જેલ જનારા લડવૈયાઓમાં તેમનું નામ પણ ગણાવા લાગ્યું.

રૂસ્તમજી શેઠ અને સૉલૉમન રૅયમન જેવા મહેમાનોના આવી જવા બાદ ફીનિક્સનું વાતાવરણ પાછું શાંત અને એકધારું બન્યું. બાપુજી પણ જોહાનિસબર્ગ-કેપટાઉનના ફેરા પૂરા કરી સવારથી સાંજ સુધી અમારા ભેગા જૂતાવા લાગ્યા. કંઇ ખાસ નવાજૂની ન રહી, છતાં અમારો કોઇનો જીવ પહેલાંની પેઠે નિશાળમાં કે ભણવામાં ખૂંપતો ન હતો. કાં તો દેશ જઇએ ને કાં જેલ જઇએ એ જ તાલાવેલી સૌના મનમાં હતી. ક્યાં જવાનું થવાનું છે એની અટકળ કોઇને આવતી ન હતી.

(ચાલુ) પ્રભુદાસ છ. ગાંધી

# Our Friends Abroad

અમેરિકામાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો (ગયા અંકથી ચાલુ)

Mr. Raymond Bechtle 512-10th avenue
VALLEY CITY Newark (U.S.A) વર્ષ-૧૭

બાળપણમાં રડિયાર્ડ કિપ્લીંગની હિંદ વિષેની વાર્તાઓ વાંચેલી ત્યારથી હિંદની મોહની લાગેલી. અત્યારે તેની ઉંમર ૧૭ વર્ષની છે અને સરખી વયના હિંદી મિત્રોને પત્ર લખવા ઇંતેજાર છે. સ્ટૅમ્પ અને સિક્કા સંઘરવાનો શોખ છે. જાતે સરસ ગાનાર છે. વક્તૃત્વમાં તો ચાંદો મેળવ્યા છે. ભાષાઓ શીખવાનો નાદ પણ છે. ફોટોગ્રાફી (સ્નેપશૉટ્સ)ની આપલે કરવા ચાહે છે. કોઇ ખાસ ચીજની પણ અદલાબદલી કરશે. વળી લખે છે, 'પત્ર તો લખો. તમે કોઇ વાર અમેરિકા આવો કે હું હિંદમાં આવું તો મનમાં તો એમ રહે કે એક જણ આંહીં છે જેને હું ઓળખું છું.'

Steve Fynnegan ૨૦ વર્ષ
723 Federal Ave Mason City IOWA

પીક્ચર પોસ્ટકાર્ડનો શોખ છે. પોતાના શહેરનાં દૃશ્યો હિંદનાં દૃશ્યોના બદલામાં મોકલશે

Emil Ethier
P. O. Box 175 HUGO Minnosota (U.S.A.)

મારી ચેતવણીને લઇને લાંબુ લખ્યું નથી પણ પત્રમાં વિવેક અને સુરુચિ ઘણી બતાવી છે.

Pearl Wasem ૧૯ વર્ષ
655 Penning Avenue WOOD RIVER Illinois

પત્રવ્યવહાર ઉપરાંત ટીકીટ સંગ્રહ, ફોટોગ્રાફીનો શોખ તો છે જ પણ સાથે ભૂગોળ, એરીએશન (આકાશ ઉડ્ડયન) અને જગતના સમાચાર માટે પણ ખેંચાણ છે. એક વાર તો દુનિયા ઘૂમીને જાતજાતના માણસોને મળવું એવી મહત્ત્વાકાંક્ષા છે. બધા જ આનંદોને તે આકર્ષણભર્યો માને છે. કોઈ પણ તરુણ કે તરુણી સાથે પત્રવ્યવહાર કરશે. તેને પ્રશ્ન પૂછશો તેના આવડે એવા જવાબ આપશે. વુડ નદીની ખીણમાં ઘણા તેલના કૂવા છે તેમાંના કેટલાંક ખેતરમાં છે. પહેલા લખાણમાં એક પ્રકારની મનોરમ છટા છે.

Norman Strong ૧૧ વર્ષ
East lake road R. F. D. 7 ERIE Pennsylvania

અમેરિકાની બહાર પહેલો જ પત્ર લખ્યો છે. દુનિયાના સિક્કા ભેગા કરવા છે, ફોટોગ્રાફીની શરૂઆત કરી છે.

James Roche 150. 7th Ave HOPKINS Minn.

Albert W. Adams
P.O Box 162 NORTH LIBERTY Indiana

૧૪ વર્ષનો કુમાર; ૫ ફૂટ ૮ ઇંચ ઊંચો. બ્રાઝીલ, અલ્જીરિયા અને આફ્રિકામાં પત્રમિત્ર બાંધી ચૂક્યો છે હવે હિંદ પર નજર દોડાવી છે.

David Sinaink ૧૨ વર્ષ

Charles Muchnick ૧૧ વર્ષ
4216, 5th Avenue BROOKLYN N.Y. (U.S.A.)

ફોટોગ્રાફી કરવા માંડી છે. ડ્રૉઇંગનો નાનપણથી શોખ હતો એટલે પ્રાટ આર્ટ ઇન્સ્ટીટ્યુટમાં જાય છે. ગયા શનિવારે જ બાર પેન્સીલથી મારી છબી 'Open road' માંથી બે મિનિટમાં નકલ કરી મોકલી છે. (કેવું કંઇ મોં બનાવ્યું છે!!) એક વાર કાગળ કોઈ લખો તો ખબર પડે કે હું કેટલી ઇંતેજારીથી જવાબ વાળું છું એમ કહે છે. તેની પાસે ૧૯૩૯નો વર્લ્ડ ફેર જવાનો છે. બીજા સમાચારમાં મીકીમાઉસનાં સર્જક વોલ્ટ ડીઝનીની મા મરી ગયાના ખબર લખે છે કારણ કે કાગળ લખતી વખતે જ તેણે રેડિયો પર સાંભળ્યું. પ્રેસીડેન્ટ રુઝવેલ્ટના સ્ટાંપ મોકલ્યા છે તેમાં વેલ કે કિનારો નથી છતાં આકર્ષક છે. આમ લખવે બહુ જ શૂરો છે. તેની સાથે જે સંબંધ બાંધે તેણે લાંબા કાગળની આશા જરૂર રાખવી.

# નવી નજરે

સમાજહિતની કોઇ આદર્શ ભાવનાથી, જનસ્વભાવની ઊંડી સમજથી કે મજાક મશ્કરીની વિચક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ,—જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી વિચારબળને તાઝગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા

તમે ફેન્સી કાપડ ખરીદવાં માગતા હો ત્યારે ઘણા રંગોમાંથી એકાદ પસંદ કરવાની તમને તક મળે છે. કાપડ જ શા માટે? શોખની કોઇ પણ વસ્તુમાં પોતાને માફક આવતો રંગ ગ્રાહક પસંદ કરી શકે એવી રંગોની વિવિધતા અત્યારે બધા ઉદ્યોગોમાં દાખલ કરવામાં આવી છે. પણ અમેરિકાના શોખીનોને આટલેથી સંતોષ થાય તેમ નથી. તેમને તો ઇંડાં અને બટેટા પણ અમુક જ રંગના સેટમાં જોઇએ છે! અને વિજ્ઞાનીઓ પણ કાંઈ ઓછા ઉતરે એવા નથી. રૅચેસ્ટરની એક મરઘાં ઉછેરનારી કંપનીએ મરઘાં માટેના એવા રસાયણિક ખોરાક ઉપજાવ્યા છે કે ભાવી ઇંડાંમાં મેઘધનુષ્યનો જોઇતો કોઇ પણ રંગ પુરી શકાય. અને પેન્સિલ્વેનીઆના ખેતીવાડી ખાતાએ પણ એવી રીતે જ જુદાં જુદાં ખાતર વાપરી લાલ, પીળા, વાદળી, ગુલાબી, સફેદ, જાંબુડા એવા બટાટા ઉપજાવ્યા છે!

જેરોમ બીડી એક અમેરિકન દેશભક્ત છે. કોઇ એકાદ વાડામાં પૂરાઇ દેશસેવા કરવાનું એના સ્વતંત્ર ખમીરને માફક આવે તેમ ન હોવાથી દેશસેવા કરવાની એક નવી જ દિશા તેણે ખોલી છે; અને તે એ કે દુનિયા ભરની મુસાફરી કરી જે જે અમેરિકનો જગતને ખૂણે ખૂણે છૂપું પણ સંગીન કાર્ય કરી રહ્યા હોય તેમનાં કાર્યોથી જગતને વાકેફ કરવું. ઘણાં છૂપાં રત્નો તેણે પોતાના આવા પ્રવાસથી બહાર આણ્યાં છે.

જેમકે અરબસ્તાનમાં મસ્કતમાં કામ કરતા એક અમેરિકન ડૉક્ટરનો તે પરિચય આપે છે ત્યારે આમ વર્ગને તેમ જ નિષ્ણાતોને પણ તેમાંથી ઘણું જાણવાનું મળે છે. આ ડૉક્ટર હેરિસનને એવી રૂઢિચુસ્ત પ્રજા વચ્ચે કામ કરવું પડે છે, કે સ્ત્રીઓનાં આંખનાં ઓપરેશન કરવાના હોય ત્યારે પણ આરબો તે સ્ત્રીઓનું મ્હોં તો ખુલ્લું કરવા દેતા જ નથી, પણ બુરખામાં કાણાં પાડી ઑપરેશન કરવું પડે છે. આર્થિક મુશ્કેલી પણ તેને એવી છે, અને પ્રજા પણ એવી ગરીબ છે, કે કયારેક તો દવાખાનાથી દૂર ખુલ્લા રણમાં ઑપરેશન કરવાનું હોય ત્યારે તેનાં ઓજારો ઉપર ધૂળ ઊડતી હોય અને માખીઓ બણબણતી હોય. અને છતાં આ બધી મુશ્કેલીઓ તેણે સ્વેચ્છાએ જ સ્વીકારેલી છે. કેમકે ડૉક્ટરની ડીગ્રી મેળવ્યા પછી પછાત અને ગરીબ પ્રજા તરીકે તેણે આરબોને પસંદ કર્યા અને અમેરિકામાં પ્રૅક્ટીસ કરવાને બદલે અરબસ્તાનમાં વસવાટ કર્યો.

આવા તો બીજા ઘણા પરદેશ વસવાટ કરી રહેલા અમેરિકનોને તેણે બહાર આણ્યા છે.

અત્યારે પોતાની સંસ્કૃતિનો જગતભરને પરિચય કરાવવા બધી સુધરેલી પ્રજાઓ સ્પર્ધા કરી રહી છે. એમાં દુનિયાની નજરે એદી ગણાઈ ચૂકેલી પ્રજા—ચીનનો એક પ્રતિનિધિ ચીના લોકોના જીવનમાં રહેલું તત્ત્વજ્ઞાન પોતાના એક પુસ્તક "The Importance of Living" માં બહુ આકર્ષક રીતે રજૂ કરે છે. આ પુસ્તક અમેરિકામાં તેણે પ્રસિદ્ધ કર્યું ત્યારે સાત મહિના સુધી તો એ પુસ્તકનું નામ સીઝનનાં ચુનંદાં પુસ્તકો સાથે રહ્યું, અને ધમાલીઆ અમેરિકાના જીવનથી તદ્દન વિરૂદ્ધ ગુણધર્મવાળા એ જીવનનું તત્ત્વજ્ઞાન વાચકોના મગજ ઉપર એક આછા રંગનો હાથ મારી ગયું. કેમકે તે પોતાના પુસ્તકમાં કેટલાંક એવાં ચબરાકિયાં સૂત્રો આપે છે કે વાંચનારને પ્રિય થઇ પડે. આ રહ્યા થોડા નમૂના:

'ડાહ્યા માણસોને બહુ ધાંધલ પસંદ નથી હોતું, અને ધાંધલીઆ હોય તે ડાહ્યા થઇ શકતા નથી.'

'ફુરસદ હોય તો જ સંસ્કૃતિ ખીલી શકે છે.'

'From the Chinese point of view, the man who is wisely idle is the most cultured man.'

'ચીનની દૃષ્ટિએ અમેરિકામાં ત્રણ મોટા દુર્ગુણ છે: કાર્યસાધકતા (efficiency), નિયમિતતા, મહત્ત્વાકાંક્ષા. રખડુ અને ફુરસદીઆ બનવાનો મનુષ્યનો સ્વાભાવિક હક્ક આ દુર્ગુણો અમેરિકનો પાસેથી ઝુંટવી લે છે.'

'કામ પાર પાડવા કરતાં પણ નકામું જતું કરવું એ મોટી કળા છે. જેમકે પોતા પરના કાગળોના તુરતાતુરત જવાબ આપવા અથવા તો બિલકુલ જવાબ જ ન આપવા એ બન્ને એક સરખાં સારાં કે ખરાબ છે. જો તમે તમારા પર આવેલા કાગળો ત્રણ મહિના સુધી ટેબલના ખાનામાં નાખી મૂકો અને પછી ફરીથી વાંચો તો ખ્યાલ આવે કે તે બધાના જવાબ આપવામાં શક્તિનો કેટલો બધો દુર્વ્યય થાત!'

'અમેરિકનો માને છે કે 'લગભગ ઠીક એ પૂરતું નથી.' ચીનાઓ માને છે કે 'લગભગ ઠીક તો ઘણુંબધું છે.' પરિણામે અમેરિકાનો તંત્રી મૂફની ભૂલો શોધવામાં વાળ ધોળા બનાવી દે છે, ત્યારે ચીનનો તંત્રી પોતાના વાચકોને થોડીએક ભૂલો કાઢવામાં મળતો સૂક્ષ્મ આત્મસંતોષ પણ લેવા દેવામાં માને છે. ચીનમાં તો એકાદ પત્રમાં ચાલુ વાર્તા શરૂ થાય અને અધવચ્ચે આવતાં વળી તંત્રી તે ભૂલી જાય. અમેરિકાનો તંત્રી એમ કરે તો મૂઓ જ પડે. પણ ચીનમાં આ કાંઇ બહુ મહત્ત્વની વસ્તુ નથી ગણાતી. કેમકે વાસ્તવિક રીતે તે બહુ મહત્ત્વની વાત નથીજ.'

'અમેરિકાના ઇજનેરો પૂલો બાંધે ત્યારે ઇંચના દોરાનો પણ ફેર ન પડે એની કાળજી રાખે. પણ જો બે ચીના પર્વતમાં બુગદો કોતરતા હોય તો બન્ને પર્વતની સોંસરવા નીકળી જાય. કેમકે બુગદો ખોદાય એજ મહત્ત્વનો મુદ્દો છે. પછી એકને બદલે બે ખોદાઇ જાય તો બેવડો રસ્તો થયો!'

'અમેરિકામાં આમંત્રણ પત્રિકા મળતાં તમે મેળાવડામાં હાજર રહેશો કે નહિ તે જણાવવું પડે. ચીનમાં માત્ર 'જાણ્યું' લખો એટલે ચાલે; પછી હાજર રહેવું કે નહિ તે માલિકની મરજી ઉપર છે.'

'તમે અમેરિકનો જિંદગીને ટૂંકી માનો છો, ભારે ધમાલમાં પડી જાઓ છો; અને ઉતાવળની ફિલેફ તમારો મહામંત્ર બની ગયો છે. ચીનાને મન જીવન અનંત છે અને તે વંશપરંપરાગત લંબાયે જાય છે. આથી ચીનાના જીવનનો એક જ આદર્શ છે કે, એવી રીતે જીવવું કે પોતાના વડિલોને કે વારસોને પોતાથી શરમાવાનું કાંઇ કારણ ન મળે.'

'તમે મહેમાન બનો ત્યારે અક્કડ થઇને બેસો પણ ચીનો તો માને છે કે યજમાનને ત્યાં પોતે જેમ વધુ છૂટથી વર્તે તેમ તેને વધુ માન આપે છે. આથી અમેરિકન મહેમાન આવવાનો હોય ત્યારે તેને ઘર જેવું લાગે અને સાચો આનંદ મળે એ માટે ઘરધણીને બાપડાને કેટલી યે યોજનાઓ ઘડી પડે. પણ અમને ચીનાને તમારે ઘેર નોતરો એટલે અમે સીધા જ ટેબલ ઉપર પગ લાંબા કરી ખુરશી પાછળ ઝુલાવીએ, પછી તમારે ઘેર કોઇ અજાણ્યો માણસ છે એ વસ્તુ જ તમે ભૂલી જાઓ.'

'તમે તમારા અશક્ય આદર્શોની ધૂનમાં કદી લડે જ નહિ એવાં પતિપત્નીનાં જોડાં ગોઠવવા પ્રયાસ કરો છો. અમારો લગ્નનો આદર્શ એટલો કે ભલે લડે પણ તે માણસાઇથી લડે ને વળી પાછાં ભેગાં થઇ જાય.'

'તમારે ત્યાં થોડા કલાકારો બેસતા વર્ષનાં કાર્ડ બનાવે એના ઉપર પ્રજા રાચે છે. અમે વ્યક્તિવાદને માનીએ છીએ એટલે દરેક જેવું આવડે એવું ચિત્ર કાર્ડ પર દોરી મિત્રો પર મોકલે એ અમે પસંદ કરીએ છીએ.'

'માણસ ભૂલને પાત્ર છે, એ એક ચીજ તો જીવનમાં અનેક રંગો પૂરે છે. અમારે એ બધા રંગો અનામત રાખવા છે, અને તમારે સાફ કરવા છે.'

'કોઇ પણ સંસ્કૃતિ સમજપૂર્વક સાદાઈ ઉપર ન જાય ત્યાં સુધી તે સંપૂર્ણ છે એમ અમે માની શકતા નથી.'

**એ**ક સફળ પ્રોફેસરની કારકિર્દીની શરૂઆત આમ થઇ: પહેલો દિવસ: 'કાંઇ પ્રશ્ન પૂછવાના છે?' 'ના જી' 'વારુ, જાઓ.' બીજો દિવસ: 'કાંઇ પ્રશ્ન પૂછવાના છે?' 'ના જી.' 'વારુ જાઓ.'

યેઇલ યુનિવર્સિટીના કાયદાના પ્રોફેસર હચીન્સને આ પ્રયોગ પોતાના ક્લાસ પર બે દિવસ

સુખી કર્યા. ત્રીજે દિવસે વિદ્યાર્થીઓ જાણી ગયા કે પ્રોફેસર માની જ લે છે કે જો તેઓએ નિયત થએલો ભાગ વાંચ્યો હોય, અને છતાં તેમાંથી કાંઇ પ્રશ્નાપણું ન હોય, તો તેઓ બધું સમજી ચૂક્યા છે, અને તેથી પ્રોફેસરની મદદની તેમને જરૂર નથી. આથી ત્રીજા દિવસ પછીથી તેને ખૂબ પ્રશ્નો પૂછાવા લાગ્યા; અને તે પણ સમજણપૂર્વકના!

કોલંબીઆ અને કેલીફોર્નીઆની યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની એક મંડળીએ બીજા વિદ્યાર્થીઓનો પરીક્ષાનો વીમો ઉતારવા માંડ્યો છે. વીમો ઉતરાવનાર પોતાનું પ્રીમિયમ ભરે એટલે આ મંડળી તરફથી અભ્યાસક્રમ ઉપરની ચૂંટેલી નોંધો મળે છે, જેની મદદથી પરીક્ષા અવશ્ય પસાર કરી શકાય એટલી શક્તિ વાંચનારમાં આવી જાય. છતાં નિષ્ફળ જાય તો એની પરીક્ષાની ભરેલી પડેલી ફી આ મંડળી ભરપાઇ કરી આપે છે.

થોડા મહિનામાં હાર્પર ઍન્ડ બ્રધર્સ નામની કંપની તરફથી " Inside Asia " નામનું પુસ્તક પ્રસિદ્ધ થવાનું છે. એનો લેખક જ્હોન ગન્થર છે, જેણે આ પહેલાં આ જ જાતનું એક પુસ્તક યુરોપ માટે લખી હિટલર, મુસૉલિની, સ્ટાલીન વગેરેનાં રેખાચિત્રો દોર્યાં છે.

એ પ્રસિદ્ધ થવાના પુસ્તકમાં ગાંધીજીનું રેખાચિત્ર આવવાનું છે. એના લેખકે એમાંનું ઘણું વસ્તુ 'સત્યના પ્રયોગો' માંથી લીધેલું છે. એમાંનો ઘણો-ખરો ભાગ તો હિંદી વાચકોને પરિચિત છે. પણ એમાં નવીન લાગે એવી એક વસ્તુ નીકળે છે, અને તે ગાંધીજીની ધાર્મિક ભાવનાને પામવા માટેની પરદેશીઓની મથામણ અને મુંઝવણ. એ મુંઝવણ મૂળ લેખકના જ શબ્દોમાં આ નીચે આપી છેઃ

'The attitude of the Mahatma to religion is not easy to define. His insistance on rendering good for evil, his feeling that one can win justice only by giving justice to the enemy, his injunction to hate sin but not the sinner, are the essence of practical Christianity. He is probably more like Christ than any man in the political sphere who has ever lived. But he does not call himself a Christian. When, watching him pray, I asked his intimate friends to whom he prayed. They did not know.

As things stand at the end of 1938, Mr. Gandhi is definitely a force for moderation in Indian politics, a check against extremism. He has told friends that in moments of vanity he believes he has been destined to deliver India from British bondage, but the British will view it as a catastrophe when he dies, for his death will liberate forces almost certainly tending to increse the strength of Indian *nationalism*.

But what a tremendous, dazzling career he has had! He brought religion into politics, and vice versa—quite aside from giving the Indian people a spirit, a self reliance, a vanity they have never known before. His God, whoever it is, should treat him fondly, when he is gone.'

એકબીજાથી વિરૂદ્ધ હેતુ ધરાવતા મતદારો પાસેથી મત મેળવવા એ જાહેર જીવનનો એક અણુકૂલ કોયડો છે, કેમકે એક બાજુને રીઝવવા જતાં બીજી બાજુ ન છૂટકે જતી કરવી પડે છે. પણ વાઇસ પ્રેસિડેન્ટ એડલે સ્ટીવનસન એવી મુશ્કેલી વટાવી શકે એવા હતા. એણે જોયું કે દેશના વાયવ્ય પ્રાંતોમાં એક ટેકરીનું શું નામ પાડવું એ બાબત લોકોમાં એટલો બધો જોરદાર મતભેદ ઊભો થયો હતો કે પ્રમુખની જગ્યા માટેના ઉમેદવારને એ પ્રાંતમાંથી મળવાના મતનો આધાર તે જે નામની

તરફેણમાં હોય તેના ઉપર હતો. 'આથી પોતાની સ્પેશિયલ ટ્રેનમાં મુસાફરી કરતી વખતે તેણે એન્જ-નેરની મદદથી એ ટ્રેનમાં એક નાની એવી કરામત ગોઠવી. પછી પોતે ગાડીમાં બેઠા બેઠા ભાષણ કરે ત્યારે એ પર્વતના સૌંદર્ય ઉપર ઊતરી પડે. અને ઉમેરે કે 'આ વાદવિવાદનો હવે અંત આવવો જોઇએ અને મધ્યસ્થ સરકારે ન્યાયપુરઃસર તેનો ચુકાદો આપવો જોઇએ. હું અહીંજ વચન આપું છું કે જો મને ચુંટવામાં આવશે તો આ સુંદર પર્વતને યોગ્ય નામ ન મળે ત્યાં સુધી હું જંપીને બેસીશ નહિ. એવું યોગ્ય એક જ નામ મને તો લાગે છે અને તે......' બરાબર આ જ વખતે તે એક છૂપી દોરી ખેંચતો તેથી એન્જિનની કાન ફોડી નાખે એવી ચીસમાં એનો અવાજ ડૂબી જતો. એનું વાક્ય કદી પૂરું થતું જ નહિ અને મતદારોને કદી સ્ટીવન્સન સાહેબ યોગ્ય નામ શેને માનતા હતા તે ખબર જ ન પડી!

(ચાલુ) હરિકૃષ્ણ વ્યાસ




આ માસની હરીફાઇમાં આવેલાં ચિત્રો સંખ્યા અને ગુણમાં એકંદર ઠીક છે.

પહેલું ઇનામ: 'ધરમાળી' ભાઇ રતિભાઇ સોમપુરા (વઢ-વાણ); બીજું ઇનામ: 'કુદરતનું સૌન્દર્ય' ભાઇ ચતુર્ભુજ વલ્લભ-દાસ (ઘાટકોપર); ત્રીજું ઇનામ: 'પ્રથમ પંક્તિ' ભાઈ રસિક કામાણી (અમરેલી); ઉત્તેજના: 'વળતી વેળાએ' ભાઈ પુનમ-ચંદ કામાણી (અમરેલી).

નોંધપાત્ર (ગુણ પ્રમાણે): ૧ પ્રમોદ (અમદાવાદ), ૨ જ્યોતીન્દ્ર દેસાઇ (સુરત), ૩ રાવજીભાઇ પટેલ (નડિયાદ), ૪ રણછોડભાઇ મિસ્ત્રી (ખેડા), ૫ બાબુભાઇ ભણશાળી (અમદાવાદ), ૬ જસવંતરાય (મહેમદાવાદ), ૭ ડી. ડી. પટેલ (નૈરોબી).

વર્ષાની સાંજે પાકનાં સ્વપ્નાં સેવતો ખેડૂત ગાડા સાથે ઘરભણી વળતાં પશ્ચિમના રમ્ય આકાશના પડદા પર સુન્દર છાયાચિત્ર ઉપાવે છે. ભાઈ સોમપુરાએ યોગ્ય પળે કૅમેરાની ચાંપ દાબી સરસ છાયાચિત્ર ઝડપી, કોરા આકાશમાં બીજી નેગેટિવમાંથી વાદળાં ઉતારી 'ધરમાળી' સર્જ્યું છે.

ચિત્રવિષયમાં વાદળાં ઉમેરતાં કેટલીક વસ્તુઓ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. વાદળાંની રેખાઓ ચિત્રરેખા-ઓની પૂરક બનવી જોઇએ, નહિતર સંયોજન મોળું પડે. વળી વિષયના પ્રકાશની બાજુ અને વાદળાંમાં દેખાતા પ્રકા-શની દિશા એક જ હોવી જોઇએ, જેથી એ કૃત્રિમ ન દેખાય. વાદળાંનાં ઘટ્ટભેદ અને વાતાવરણ ચિત્રવસ્તુને પોષક હોવાં જોઇએ. બે નેગેટિવના મિશ્રણથી એક ચિત્ર ઉપજાવવાની ઇચ્છા કરનારે શરૂઆતમાં મુખ્ય વસ્તુની ઉપલી ધાર સીધી અને સરળ હોય તેવી નેગેટિવ પસંદ કરવી. થોડા જ અભ્યા-સથી આ રીત સુગમ બને છે.

ભાઇ ચતુર્ભુજના ચિત્રમાં કુદરતના સૌન્દર્ય અને શાંતિના પડઘા પડે છે. પ્રિન્ટ સારો છે. ચિત્રદૃષ્ટિએ જોતાં વાતાવરણ ઠીક ઝડપાયું કહેવાય.

ભાઇ રસિક કામાણીના 'પ્રથમ પંક્તિ' ચિત્રનો પ્રિન્ટ સહેજ ઝાંખો અંદર છે. પ્રિન્ટને નીચેની ધારથી એક ઇંચ ઉપરાંત કાપવાની જરૂર છે. વિષય નવીન હોવાથી ચિત્ર તરત જ ધ્યાન ખેંચે છે.

ભાઇ પુનમચંદના 'વળતી વેળાએ'નો વિષય બહુ જ સરસ છે. દૃષ્ટિબિન્દુ અને વસ્તુ સારાં છે, પણ ફોકસિંગ સહેજ ઓછું છે. ચિત્રને ઉપર અને ડાબી ધારથી સવા ઇંચ કાપ્યા બાદ ચિત્ર આકર્ષક થાય છે અને બરવાડ ચિત્રનું મુખ્ય લક્ષ્ય બને છે.

ભાઇ પ્રમોદના ચિત્રમાં બાળકનો હાથ લાંબો રખાવી વાનરો આખો ઝુલતો રાખવાની જરૂર હતી. આથી પાત્રનો અભિનય લાભ પામી શકત. ભાઈ જ્યોતીન્દ્ર દેસાઈના ચિત્રમાં ઊંધા પડયાં એકડા ઘૂંટતા બાળકનો પોઝ કુદરતી છે. રાવ-જીભાઇના 'ગ્રામકન્યા'માં હાથ કૅમેરાની નજીક હોવાથી પરપેક્ટિવમાં બહુ મોટા જણાય છે. ભાઈ મિસ્ત્રીનું 'સાંજ'નું સિલ્હોઉટ સારું કહેવાય. ચિત્રપાટીમાં ઘણી વસ્તુઓ સમા-વવાના લોભમાં એક પણ વસ્તુ તેના આકર્ષક સ્વાંગમાં રજૂ કરાઇ નથી. ભાઈ જસવંતરાયને ઉપરનો સ્ટૅપ જરાક દાબી લઇ એન્લાર્જ કરવાની જરૂર હતી. ભાઇ ભણશાળીએ ધૂણી સળગાવી ધ્યાન ધરતા સાધુબાવાના સ્ટૅપને 'જગભગત'નું નામ આપ્યું છે તે ઉચિત નથી. હિંદમાં ભુલાઇ જતી બાવા-ઓની જમાતના ફોટોગ્રાફનો સંગ્રહ કરવો આવશ્યક છે. પરંતુ તેને અનુરૂપ બૅકગ્રાઉન્ડ રાખવી જોઇએ. શહેરમાં મકાનોના બારણાં તો અસંગત જ ગણાય.

બલવન્ત ભટ્ટ

## 'ફોટોગ્રાફી' શબ્દની શતાબ્દી

ગઇ ૨૮મી ફેબ્રુઆરીએ 'ફોટોગ્રાફી' શબ્દની શતાબ્દી હતી એ જાણો છો? જાણીતા વૈજ્ઞાનિક ગણિતશાસ્ત્રી અને ખગોળશાસ્ત્રી સર જૉન હર્શેલે રૉયલ સોસાઇટીમાં 'ફોટો-ગ્રાફીની પદ્ધતિમાં સુધારા' એ વિષય ઉપર તા ૨૮ ફેબ્રુઆરી ૧૮૩૯ના રોજ ભાષણ આપેલું તેમાં 'ફોટોગ્રાફી' શબ્દ એમણે પહેલવહેલો વાપરેલો!

# આ મહિનો (એપ્રિલ) . . . અને એની પ્રતિભા

**તા. ૧** નમક સત્યાગ્રહને અંગે ગેરકાયદેસર જાહેર થયા છતાં કલકત્તા મુકામે શ્રીમતી નેલી સેનગુપ્તાના પ્રમુખપદે કૉંગ્રેસની બેઠક મળી જેમાં ૫૦૦ ઉપરાંત ધરપકડો થઈ.—ઈ. ૧૯૩૩ * * હિંદને મળેલા નવા બંધારણના વિરોધમાં સાર્વત્રિક હડતાળ—ઈ.૧૯૩૭

**તા. ૩** સાઉધીના મરણ પછી વર્ડ્સવર્થને ઈંગ્લંડનો રાજકવિ બનાવવામાં આવ્યો.—ઈ. ૧૮૪૩ * * શ્રી કમળાદેવી ચટ્ટોપાધ્યાયનો જન્મ—ઈ. ૧૯૦૩

**તા. ૬** ગાંધીજીએ મીઠાનો કાયદો તોડ્યો—ઈ. ૧૯૩૦ * * અમેરિકા મહાયુદ્ધમાં શામિલ થયું—ઈ. ૧૯૧૭

**તા. ૮** નેપાળ સાથે હિંદી સરકારની છેલ્લી સંધિ—ઈ. ૧૯૨૫

**તા. ૯** અમેરિકાના આંતરવિગ્રહનો અંત—ઈ. ૧૮૬૫

**તા. ૧૨** અમેરિકાના આંતરવિગ્રહમાં તોપનો પહેલો ધડાકો—ઈ. ૧૮૬૧ * * 'લીડર' પત્રના તંત્રી ને વિનીત નેતા શ્રી સી. વાય. ચિંતામણિનો જન્મ—ઈ. ૧૮૮૦

**તા. ૧૭** સર સૈયદ અહમદખાનનો જન્મ—ઈ. ૧૮૧૭.

**તા. ૧૯** વિકાસવાદના પ્રણેતા ચાર્લ્સ ડાર્વિનનું અવસાન—ઈ. ૧૮૮૨. 'I am not in the least afraid to die' એ તેના છેલ્લા શબ્દો હતા.

**તા. ૨૩** ઈંગ્લંડના નાટ્યસમ્રાટ વિલિયમ શેક્સપીઅરનો ઈ. ૧૫૬૪ની સાલમાં જન્મ. અને ઈ. ૧૬૧૬ના એ જ દિવસે અવસાન * * કંપની સરકારે પોતાની મુલકભૂખ સંતોષવા જનરલ ચૅમ્પીઅનને બેગુનાહ રોહિલખંડ પર આક્રમણ કરવા મોકલ્યો ને બરેલી નજીક મીરાપુર કતરા પાસે એણે રોહિલાઓને હરાવ્યા—ઈ.૧૭૫૭.

**તા. ૨૪** પેશાવરમાં સરકારે કરેલા ગોળીબારમાં ૨૨ જણ માર્યા ગયા, જેના વિરોધમાં બીજે જ દિવસે વિઠ્ઠલભાઈ પટેલે ધારાસભાના પ્રમુખપદેથી રાજીનામું આપ્યું—ઈ. ૧૯૩૦.

**તા. ૨૫** વાયરલેસના શોધક સીનોર માર્કોનીનો ઈટલીમાં બોલોના મુકામે જન્મ—ઈ. ૧૮૭૪.

**તા. ૨૬** કોમી પ્રશ્ન પર ગાંધી-ઝીણા વાટાઘાટ તથા બૅંગલોરમાં રૈયત પર પોલિસનો ગોળીબાર—ઈ. ૧૯૩૮.



આ માસની વિભૂતિ
સર સૈયદ અહમદખાન

ઈ. ૧૮૧૭માં હજરત મહમ્મદ પેગંબરના વંશમાંથી જ ઊતરી આવેલા કુટુંબમાં જન્મ. એમના પિતા મુગલ શહેનશાહ અકબર બીજાના જાની મિત્ર હતા પણ નાની વયે જ અહમદખાને એમની છત્રછાયા ગુમાવી. માતાની ઉછેર નીચે એમણે ફારસી ને અરબીનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું

૧૮ની વયે ઈસ્ટ ઈંડીઆ કંપનીના કારકૂન તરીકે એમણે જીવનની શરૂઆત કરી ૧૮૪૧માં મૈનપુરીના મુન્સફ ને ૧૮૪૬માં સબોર્ડિનેટ જજ નીમાયા. હિંદના જૂના સ્થાપત્યમાં એમને ખૂબ રસ હતો ને તે પર 'દિલ્હીના સ્થાપત્ય અવશેષો' નામનો નિબંધ લખી રૉયલ એશિયાટિક સોસાઈટીના ફેલો બન્યા.

ઈ. ૧૮૫૭ના વિપ્લવમાં એ સરકારને પક્ષે રહ્યા હતા ને ઘણા અંગ્રેજોના જાન બચાવ્યા હતા. આથી ઈ. ૧૮૬૯માં પોતાના પુત્ર સાથે ઈંગ્લંડ જતાં મહારાણી વિક્ટોરિયાએ આદર કરી સી એસ. આઈ.નો ઇલકાબ આપ્યો.

ઈ. ૧૮૭૧માં ઈંગ્લંડથી પાછા ફરી એમણે એક સુધારક છાપું કાઢવા માંડ્યું મુસલમાનોની બરબાદીનું એમને એક જ કારણ દેખાયું હતું ને તે ધાર્મિક બાબતોમાં પેઠેલા કેટલાક ખોટા વહેમોનું. એ દૂર કરવાની એમની ઝુંબેશ સામે મુલ્લાં-મૌલવીઓએ વિરોધ ઉઠાવ્યો ને એમનો 'કાફર' તરીકે તિરસ્કાર કર્યો છતાં તેઓ એ પ્રમાણિક પ્રયાસમાં પાછા ન હઠ્યા.

અરબી ભાષામાં જ બધું જ્ઞાન આવી ગયેલું માનનારા કેટલાક ઝનૂનીઓએ તો તેમનો જાન લેવાના યે પ્રયાસો કરેલા પણ અનો બદલો એ મહાપુરુષે ઈ. ૧૮૭૬માં નિવૃત્ત થઈ અલીગઢમાં ઍંગ્લો-ઓરિયેન્ટલ કૉલેજ ઊભી કરીને વાળ્યો, જે કૉલેજ આજે અલીગઢ યુનિવર્સિટી રૂપે હિંદુસ્તાનનું જ નહિ પણ એશિયાભરનું પ્રમુખ મુસ્લીમ વિદ્યાધામ બની રહી છે. મુસ્લીમોના એ સંસ્કાર યજ્ઞમાં અનેક શ્રીમંત હિંદુઓ ને પતિયાલા, વિજયનગર વગેરેના હિંદુ રાજાઓએ બિરાદરીની રૂએ આર્થિક સહાય આપેલી. ઈ. ૧૮૭૮માં તેઓ ધારાસભાના સભ્ય નિમાયા, ૧૮૮૬માં મોહમેડન એજ્યુકેશન કૉન્ફરન્સનો પાયો નાખ્યો, ૧૮૮૭માં પબ્લિક સર્વિસીસ કમિશનમાં એમણે સ્થાન મેળવ્યું, અને ૧૮૮૯મા નાઈટહૂડ મેળવી.

પોતાના જાતભાઈઓનું સાંકડું દૃષ્ટિબિંદુ બદલાવવા મથતા ને દેશના રાજકારણને પ્રોત્સાહન આપતા આ મહાન લેખક વક્તા ને સુધારક ઈ. ૧૮૯૮ના માર્ચની ૨૮મી તારીખે અવસાન પામ્યા એમનાં ખંત, પ્રમાણિકતા, ધ્યેયનિષ્ઠા તથા રાજકારણ અને ધર્મમાં ઉદાર દૃષ્ટિબિન્દુએ આપણા અમર મહાજનોમાં એમને ચોક્કસ સ્થાન અપાવ્યું છે.



# મધુકરી

### એક સત્ય

નિહાળતાં જીવન પ્રાણીસૃષ્ટિમાં,
–મનુષ્યથી ઈતર–સામે આ ગણું.

સ્વજાતિ જીવો નથી ભક્ષતા કદી
અન્યોન્યને જીવનધારણાર્થે,
કિંતુ દીઠો એક જ માનવી જે
સંહારતાં માનવીને ન લાજતો.

—'અજ્ઞાત'

### મહાન માંદલાઓ

યોગ્ય અને બલવાન વ્યક્તિઓ માટે પણ જીવન એ એક દુષ્કર સંગ્રામ સમું છે, ત્યારે કાયમના પીડાતા માણસ માટે તો એ સંગ્રામ અસહ્ય જ ગણી શકાય.

જીવનમાં જે વિજયી નીવડે છે તેને દુનિયા અભિનંદન આપે છે, પણ એ વિજય જો શારીરિક ખોટખાપણ સાથે સતત લડીને પણ મેળવેલો હોય તો એ અભિનંદન પ્રશંસા સુધી પહોંચે. અજાયબી તો એ છે કે દુનિયાની ઘણીખરી મહાન વ્યક્તિઓ સતત માંદગીથી ઘેરાયા છતાં દુનિયામાં નામ કાઢી ગએલી છે.

દાખલા તરીકે હોરેશિયો નેલ્સન જ આપણે લઈએ. એનો નબળો બાંધો જોઈ કોઈને ન લાગે કે એ મહૈં ખલાસી નીવડવાનો. એને વારંવાર દરિયાઈ માંદગી (sea-sickness)ના સખત હુમલા થતા. ઓછામાં પૂરું એક હાથ ને એક આંખ એણે ગુમાવેલી, પરતુ એનો આત્મા એ બધાથી ઉચ્ચ કક્ષાએ પહોંચેલો હતો, જેને લઈને આધુનિક યુગના સઘળા નાવિક વીરોમાં તે સૌથી મહાન ગણાય છે

એ જ વખતનો પહેલી પંક્તિનો સૈનિક વીર નેપોલિયન પણ સદાનો બિમાર હતો! નાનપણમાં જ નીચા, ભેજવાળા પ્રદેશમાં રહેવાથી એને મેલેરિયાનો ચાલુ રોગ લાગુ પડેલો. પછીથી એ તરુણ અફસર થયો તે વેળા તેના પર ઍનેમિયાનો હુમલો થએલો. ત્યારપછી તુલોનના ઘેરા વખતે જ એને ખરજવું લાગુ પડ્યું જે છેવટ સુધી રહ્યું અને લઈને ઘણી વખત તે પોતાનાં ચામડી–માંસ સુદ્ધાં ચીરી નાખતો. વર્ષો સુધી તેને સખત શરદી રહ્યા કરી હતી ને પાછલી વયમાં તો એક પછી એક એમ અનેક રોગોનો તે ભોગ બન્યો હતો. ઘણાના કહેવા મુજબ નાસુરથી તેનું મોત થયું હતું.

ક્ષયે પોતાનો પંજો ઘણી મહાન વ્યક્તિઓ પર ફેરવેલો છે. રોબર્ટ લૂઈ સ્ટીવન્સન અને કીટ્સ એનો ભોગ બનેલા. બંનેએ એની સતત રીબામણીમાં જીવન પૂરું કર્યું, પણ પોતાના જીવન અમર કાર્યમાં ક્યાંય તેની છાયા પડવા દીધી નથી.

ક્ષયના રોગમાં સપડાઈ, એના પર વિજય મેળવનાર પણ એક વ્યક્તિ છે, અને તે ડબલ્યુ. પી. પુલમ. એ પ્રખ્યાત વેઈટ લિફ્ટર દુનિયાના જુદા જુદા ૧૯૨ રૅકોર્ડ ધરાવતો. નાનપણમાં એને એ રોગ લાગુ પડેલો ને ડાક્ટરોએ તો તેના જીવનની આશા પણ છોડી દીધેલી, પરંતુ પોતાના નિશ્ચયબળે જ એણે એ રોગ પર વિજય મેળવ્યો ને દુનિયાનો સૌથી બળવાન પુરુષ બન્યો.

કેટલી યે જગપ્રસિદ્ધ વ્યક્તિઓ તદ્દન સુકલકડી ને ઠૂંકા બાંધાની હતી. અરબનો પ્રખ્યાત લૉરેન્સ તારુણ્યે છતાં કદમાં એટલો ઠૂંકો ને પાતળો હતો કે લશ્કરમાંથી તેને કાઢી મૂકવામાં આવેલો. પણ એણે પોતાનો બાંધો સુધાર્યો ને એવો તો મજબૂત થયો કે આખોની જેમ ઘોડાને હાથ લગાડ્યા વગર જ કુદકાભેર તે તેના પર સવાર થઈ જતો. એને બધાં કામોમાં પછી ઝડપની જ લગની લાગી ને એ ઝડપ માટેના અખતરામાં જ તેનો જાન ગયો.

નબળી તબિયતનો એવો જ શિકાર બંગાળાના ભાગલા પાડનાર હિંદનો પ્રખ્યાત વાઈસરૉય લૉર્ડ કર્ઝન હતો. ભાષણ વખતે ઘણી વખત તે અટકી જતો ને લાંબો શ્વાસ લઈને ફરી બોલતો એની આ રીતની બધાને નવાઈ લાગતી ને ઘણા માનતા કે સાંભળનારા પર પ્રભાવ પાડવાની એ એક યુક્તિ હતી પણ સાચી વાત એ છે કે કર્ઝન પીઠના સતત દર્દથી પીડાતો હતો એ દર્દથી જિંદગીભર એ મુક્ત

નહોતો. આથી એ તરફ એ ઝાઝું લક્ષ પણ આપતો નહિ, પરંતુ જ્યારે પીડા અસહ્ય બનતી ને ખોલી શકાય એમ ન રહેતું ત્યારે જ તે અટકતો. એને સ્થળે જેવાતેવા સંકલ્પબળવાળો આદમી હોત તો તો ક્યારનો એ દર્દથી ભાંગી પડ્યો હોત પરંતુ કર્ઝનના કહેવા મુજબ એ દર્દે તેની ધ્યાન કેન્દ્રિત કરવાની શક્તિનો સારો જેવો વિકાસ કર્યો હતો, કારણ જ્યારે દર્દનો સખત હલ્લો થતો ને દવાની કશી કારી ન લાગતી ત્યારે એ ભૂલવા માટે કોઈ એક કાર્યે પાછળ સઘળું ધ્યાન કેન્દ્રિત કરવાનો એ જ એક માત્ર ઉપાય રહેતો.

ઇંગ્લંડના આજના વડા પ્રધાન નેવિલ ચૅમ્બરલેઈનનો ભાઇ સર ઑસ્ટીન ચૅમ્બરલેઇન પણ શારીરિક અશક્તિને જરા યે આગળ આવવા ન દે એ પ્રકારનો રાજપુરુષ હતો. વર્ષો સુધી એની આંખ લગભગ નકામી જ થઇ ગઇ હતી, પણ એના પ્રખ્યાત 'મોનોકલ'થી એ વાત ભાગ્યે જ કોઈના જાણવામાં આવેલી. એટલું જ નહિ પણ એને બંને આંખો ગુમાવી બેસવાની યે સતત સંભાવના રહ્યા કરતી; છતાં એ બાબત કદી પોતાના કાર્યની આડે એણે નહોતી આવવા દીધી.

ઘણા 'મહારાજ્ય ચણનારાઓ'નો બાંધો નબળો ને સૂકલકડી જ હતો. વૂલ્ફ ને સેસિલ ર્‌હોડસ એવા મકારના હતા. વૂલ્ફને સેના કરતાં કાવ્ય તરફ વધુ પ્રીતિ હતી ને ર્‌હોડસને તો તેના દાક્તરે છ જ વર્ષ જીવવાનું કહેલું તેના બદલે વીસ વર્ષ પોતાના સંકલ્પબળથી ઘસડી કાઢેલા.

ઇતિહાસપ્રસિદ્ધ આ બધી વ્યક્તિઓ જો તંદુરસ્ત હોત તો ઇતિહાસનો પ્રવાહ કેવુંક વલણ લેત?

## જ્યાં હિંદના સૈનિકો ઘડાય છે

* * * આપણા રાષ્ટ્રસંરક્ષણની જવાબદારી બીજા કોઇની બાંહેધરી વિના આપણે જાતે જ ઉઠાવવાની તૈયારી કરી રહ્યા છીએ ત્યારે એ હેતુ બર લાવતી પ્રાથમિક સંસ્થાઓની ઓળખ રસિક જણાશે. ૧૭૮મા અંકમાં નૌકાશિક્ષણનો પરિચય આપ્યો છે. આ અંકમાં સૈનિક શિક્ષણનો પરિચય આપીએ છીએ અને હવે પછી વિમાનશિક્ષણનો પરિચય આપી આપણા રાષ્ટ્રના એ ખબરદાર ચોકીદારોની ઓળખ પૂરી કરીશું.

હિંદના લશ્કરના હિંદીકરણના રાષ્ટ્રના અવાજને માન આપી આજથી છ વર્ષ પર ૧૯૩૨ના ઑક્ટોબરની પહેલીએ 'ઇન્ડીઅન મિલિટરી ઍકેડેમી'ની ૪૦ કેડેટોથી શરૂઆત કરવામાં આવી. આજે એ કેડેટસંખ્યા ૨૦૦ ઉપર પહોંચી છે.

સમશીતોષ્ણ હવામાન ધરાવતા સંયુક્ત પ્રાંતોના દહેરાદુન મુકામે આ સંસ્થાનું મથક આવેલું છે. માત્ર લશ્કરી બાબતોમાં જ નહિ પણ સામાન્ય જ્ઞાનની સર્વ દિશામાં કેડેટનો અભ્યાસ વધે તે માટે લાયબ્રેરીનું મકાન નવેસરથી તાજેતરમાં જ વિશાળ પાયે ઊભું કરવામાં આવ્યું છે. પુસ્તકો ઉપરાંત એમાં નવાંજૂનાં હથિયારો ને બખ્તરોનો યે સંગ્રહ કરવામાં આવ્યો છે.

સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ આ છેઃ કેડેટમાં શિસ્ત અને શારીરિક સગવડ ખીલવી તેનામાં ફરજ, સંમાન અને જવાબદારીની ભાવના કેળવી તેની નેતૃત્વની વૃત્તિ એટલી હદે વિકસાવવી કે પ્રથમ કમિશન પર જ કેડેટ 'પ્લાટૂન કમાન્ડર' તરીકે સર્વ રીતે સંપન્ન બને.

બધું શિક્ષણ તો પરદેશી-અંગ્રેજી-ભાષામાં જ અપાય છે, એટલે કેડેટને સૌ પહેલી તો એ ભાષામાં નિપુણતા મેળવવી પડે છે; ને એને લઇને એની પહેલી ટર્મ તો કવાયત, વ્યાયામ, અંગ્રેજી ને ગણિત જ શીખી લે છે.

કેડેટોને સામાન્યતઃ પાયદળ કે હયદળમાં પ્રવેશ મળે છે, પણ તે જો ઇચ્છે તો ગોલંદાજી કે ઇજનેરીમાં પણ પ્રવેશ મળે છે. અઢાર અઢાર મહિનાના બે સત્રનો મળી કુલ અઢી વર્ષનો અભ્યાસક્રમ છે.

સંસ્થા ચાર કંપનીઓમાં વહેંચાએલી છે, ને દરેકનું નિયંત્રણ અકેક બ્રિટિશ અફસર કરે છે. દરેક કંપનીને એનો જુદો જ વિભાગ હોય છે, જેમાં કેડેટોના સૂવાના ખંડ ઉપરાંત એક દિવાનખાનું ને એક બિલિયર્ડ રૂમ હોય છે. દરેક કંપની પાછી બે પ્લાટૂનમાં વિભક્ત હોય છે. કંપનીની આંતરિક વ્યવસ્થા ને શિસ્તનો સવાલ કેડેટોના હાથમાં જ હોય છે. બધા એક સાથે એક જ રસોડાંમાં જાતપંથના ભેદ વિના ખાણું લે છે.

સંસ્થામાં પ્રવેશ પામનાર કેડેટોના ત્રણ પ્રકાર છેઃ

(૧) 'ઓપન કેડેટ' એટલે કે જાહેર પરીક્ષામાં પાસ થનાર; એને પૂરી ફી ભરવાની હોય છે.

(૨) 'આર્મી કેડેટ' અગર રૅન્કર કે જે તેની ગુણવિશેષતાને લીધે ખાસ પસંદગી પામ્યો હોય છે; એને મફત પ્રવેશ મળે છે.

(૩) 'સ્ટેટ કેડેટ' એટલે કે હિંદના કોઇ પણ રજવાડા તરફથી મોકલાએલો કેડેટ. એને અભ્યાસ પૂરો કરી લશ્કરને બદલે એ રજવાડામાં જ નોકરી કરવાની હોય છે.

અભ્યાસક્રમ પૂરો કર્યા બાદ જેમણે ઇજનેરી લાઇન લીધી હોય તેમને વધુ બે વર્ષ માટે સિવિલ એન્જિનીઅરિંગ કૉલેજમાં અભ્યાસ કરવો પડે છે, જ્યારે 'સ્ટેટ કેડેટો' સિવાયના બાકીના બધા લશ્કરમાં પ્રવેશ મેળવે છે.

## વાળો

વાળાનો રોગ હિંદુસ્તાનના ઘણા ભાગોમાં પ્રસરેલો છે. ગરમ દેશોમાં તે સામાન્ય થઇ પડ્યો છે અને આફ્રિકાના ગિની કિનારા પર તો એ એટલો વર્તે છે કે વાળાને નામ જ ગિની-વર્મનું અપાયું છે.

બધી વયના લોકોને એનો ચેપ લાગુ પડે છે; જો કે સામાન્યતઃ ૨૧ થી ૪૦ વરસનાંને અને તેમાં યે સ્ત્રીઓ

કરતાં પુરુષોને તે વધુ લાગુ પડે છે. મોટા ભાગના દર્દીઓને શરીરે એક જ વાળો હોય છે, પણ એકી વખતે ૧૨ થી ૧૫ વાળાવાળા દર્દીઓના દાખલા પણ નોંધાયા છે. એ દર્દ જીવલેણ નથી પણ કષ્ટદાયક ખૂબ છે.

નર વાળો તો કદી નજરે પડતો જ નથી, પણ માદા દોઢથી ત્રણ ફૂટ લાંબી ને દોરા જેટલી જાડી હોય છે. બહુ બહુ તો એની જાડાઈ માત્ર વાળ જેટલી જ હોય છે. એની પૂંછડી પર એક નાજુક આંકડો હોય છે જે વડે એ શરીરના અંદરના રેસાઓમાં જકડાઇ રહે છે. એનો રંગ ધોળાશ પડતો ને ડીલ પર અનેક અપરિપક્વ ઇયળો ઠાંસેલી હોય છે.

ઘણુંખરું તો વાળો ઘૂંટણ નીચેના પગના ભાગમાં ઘૂંટીની નજીકમાં ફૂટે છે, પણ એ એની મર્યાદા નથી. શરીરના કોઇ પણ ભાગ પર—ક્યારેક તો જીભ ને આંખના ડોળા પણ પર ફૂટી નીકળે છે.

વાળાની પહેલી નિશાની એ કે દર્દીને પોતાની ચામડી નીચે પાતળો દોરો રચાતો જણાય છે. પુખ્ત માદા લગભગ એક રૂપિયા જેવડું મોટું ગૂંચળું વાળી બેસે છે ને ત્યાં ફોલ્લી ઉપસી આવે છે. આ સ્થિતિએ આવતા દર્દીને એ ભાગમાં ખજવાળ આવવા લાગે છે, શ્વાસોચ્છ્વાસ ભારે બને છે, તાવ ભરાઇ આવે છે ને ઉબકા આવે છે.

પછી તો એકાદ બે દિવસમાં જ એ ફોલ્લી ફૂટે છે ને અંદરના ગૂંચળાની મધ્યમાં આવેલું માદાનું મો દેખાય છે. ફોલ્લી ફૂટવા સાથે દુધિયા રંગનું પ્રવાહી ઝમે છે જેમા સેંકડો નાની ઇયળો હોય છે. આ બધી ઇયળો બહાર નીકળી જતાં લગભગ પખવાડિયું વીતે છે. એ નીકળવા પહેલાં વાળો સહેલાઇથી નથી કાઢી શકાતો. ચાંદા પર પાણી છંટવા કરવાથી એ ઇયળો જલદી સાફ થાય છે.

ઘણાં બંધીઆર પાણીમા આવી ઇયળો હોય છે. એવું પાણી પીવાઇ જાય તો યે એકલી એ ઇયળો ખાસ નુકસાનકારક નથી નીવડતી પરંતુ એવાં પાણીમાં સાઇક્લોપ્સ નામની ચાંચડની જાત થાય છે, જે આ ઇયળોને ગળી જાય છે. પાણી સાથે એ ચાંચડ ગળાઇ ગયું તો ભોગ મળ્યા સમજવા.

ચાંચડના શરીરમાં એ બારીક ઇયળો મરતી નથી પણ વૃદ્ધિ પામે છે અને હોજરીમાં જઇને પણ ચાંચડ પચી જાય છે ને આ ઇયળો મુક્ત રહે છે. જઠરની દિવાલોમાં જ નર ને માદાનું સંવનન શરૂ થાય છે. નરનું ત્યારબાદ શું થાય છે એ કોઇ નથી જાણતું પણ માદા શરીરની અંદર પોતાની સફર શરૂ કરે છે. લગભગ અગિયાર મહિને તે સપાટી પર આવે છે ને તેના શરીર પરની ઇયળો બહાર ધકેલવા માંડે છે.

વાળાનું દર્દ મટાડવા કરતાં તેને ટાળી દેવું વધુ સહેલું છે. ગામડાના લોકો વાળો દેખાતાં તેને સળી કે કપાસના પૂમડા પર વીંટાળી લે છે ને રોજ થોડો થોડો ખેંચતા આવે છે. એમાં એ બટકી ન જાય એ ખાસ ધ્યાનમાં રાખવાનું, નહિતર શરીરના અંદરના ભાગમાં ઉતરી તે બહુ હેરાન કરે છે ને ક્યારેક માણસને અપંગ પણ બનાવી દે છે.

વાળાનો અટકાવ એ કે પાણી હમેશાં શુદ્ધ કરીને પીવું. ગામડાંના કુવામાં પાણી અંદર પાંચ શેર જેટલો કળીચૂનો નાખીને સાફ કરી શકાય. એથી કુવાનું પાણી બેસ્વાદ નથી થતું પણ ઉલટું તંદુરસ્ત થાય છે. આમે પણ સ્વચ્છ ગરણે ગાળેલું પાણી એના સામે સારો બચાવ આપે છે.

### બરફ વિષે કેટલીક અવનવી વાતો

બરફને લગતી માત્ર આટલી જ સામાન્ય હકીકત આપણે જાણીએ છીએ કે ખૂબ ઠંડી લાગતાં પાણીનું શીતભવન થઇ તેનો બરફ બને છે. પાણીથી તે વજનમાં હલકો હોઇ, પાણી પર તરે છે, ને પાણી કરતાં વધુ જગ્યા રોકે છે, પણ એ સિવાયની એની વિચિત્રતાઓ આપણે ભાગ્યે જ જાણતા હોઇએ છીએ.

દાખલા તરીકે કેટલીક નદીઓનું પાણી તેની ઉપલી સપાટીએથી ઠરવાને બદલે તેમને તળીએથી થીજીને જામી જાય છે. મહાયુદ્ધ પહેલાં રશિયામાં એનો પહેલો જ દાખલો નોંધાયો. વાત એમ બની કે સેન્ટપીટર્સબર્ગને નેવા નદી મારફત પૂરા પાડવામાં આવતા પાણીનો પ્રવાહ એકદમ એકાએક અટકી પડ્યો. નદીને તળીએ બરફ જામવાની તો કોઇને આશંકા સુદ્ધાં ન આવી, કારણ ઉપરથી તો નદીનું પાણી જેવું ને તેવું તાજું જ જણાતું હતું. આખરે ડૂબકી મારનારાઓને નદીને તળીએ 'સપ્લાય પાઇપ્સ' તપાસવા ઉતારવામાં આવ્યા ત્યારે માલૂમ પડ્યું કે એમના પર તો બરફનું બે ફૂટ જાડું થર જામી ગયું છે! આવા દાખલા ત્યાર પછી અલાસ્કા દેશમાં પણ અવારનવાર નોંધાયા છે.

આ રીતે પાણીના તળિયે જામતા બરફને 'anchor ice' ના નામે ઓળખવામાં આવે છે. પૃથ્વી પરના જે ભાગોમાં શિયાળો ખૂબ સખત હોય છે ત્યાંની જમીન બિલકુલ થીજેલી રહે છે ને એના પર પસાર થતું પાણી એ ઠંડીને લઇને જમીન સાથેના તેના સંપર્કસ્થાનેથી જ જામવા માંડે છે, જ્યારે સપાટી પરનું પાણી જેવું ને તેવું મુક્ત રહે છે.

વળી બરફને લગતો આથી યે વિચિત્ર એક પ્રકાર ગ્રીનલૅન્ડમાં બને છે. ત્યાં હજારો માઇલ વિસ્તરેલા બરફના પટમાં થોડે થોડે અંતરે બરફમાં એકાદ ફૂટ ઊંડા ગોળ ખાડા પડી જાય છે ને તેને તળીએ એક જાતની ભૂખરા રંગની રજ બાઝી જાય છે. આ રજને 'ક્રીકોનાઇટ ડસ્ટ' નામે ઓળખવામાં આવે છે એ પરથી એ ખાડા ક્રીકોનાઇટ ખાડા તરીકે ઓળખાય છે. શા કારણે બરફમાં આ ખાડા પડે છે એ કારણ હજુ સુધી નથી શોધી શકાયું.

વળી, બરફ હમેશાં સફેદ જ હોય છે એ વાત પણ અનુભવે નાપાયદાર ઠરી છે. ઈરાનના નૈઋત્ય કોણે આવેલા પર્વતો પર લાલ રંગનો બરફ જમા થાય છે. એવી જ રીતે

કારા સમુદ્રવર્તી મેદાનો પર પીળો બરફ ને ગ્રીનલૅન્ડ તથા આંડીઝ પર્વતો પર ભૂખરા જાંબલી રંગનો બરફ જણાતો જણાયો છે. આ રંગોનું કારણ, બરફના દેખીતા પ્રતિકૂળ માધ્યમમાં પણ કાંઇ બારીક જીવકોષોની હસ્તી હોવાનું મનાય છે.

## સર્પવિષમાંથી ઔષધ

આપણા આયુર્વેદે એકલા સાપના વિષને જ નહિ, પણ તેનાં માંસ, ચામડી ને લોહીને પણ ઔષધોપચારમાં કામે લગાડેલાં. કમનસીબે એ અપૂર્વ ઉપચારો આધુનિક પ્રવાહમાં લુપ્ત થઇ ગયા હતા, પણ હાલ કેટલાક વિજ્ઞાનીઓએ પાછો એ પ્રશ્ન હાથ ધર્યો છે ને મોત સાથે રમત રમીને પણ નવી નવી માહિતીઓ બહાર આણતા રહ્યા છે.

આ વિજ્ઞાનીઓના અખતરા એટલા તો વિસ્તર્યા છે કે તેમની સાપોની માગ પૂરી પાડવા માટે લંડન, પારીસ, ન્યૂ યૉર્ક, પોર્ટ એલીઝાબેથ, મુંબાઇ, કલકત્તા, બાંગકોક વગેરે મોટાં મોટાં શહેરોમાં હવે તેમની ઉછેર માટે ખાસ 'ફાર્મ' ઊભાં કરવામાં આવ્યાં છે. સર્પો ત્યાં લહેરથી ઉછરે છે. જ્યારે જરૂર પડે ત્યારે તેમણે મોતજનક વિષ માત્ર કાઢી આપવાનું. એ વિષપ્રાપ્તિ પણ ઓછી સાહસિક નથી. પહેલાં તો સાપને ઉપાડી લાકડીથી જમીન પર પટકવામાં આવે છે. આથી તે ખૂબ ગુસ્સામાં આવી ગુંચળાં વળે છે ને ફુંફાડા મારવા માંડે છે. પણ એની જરા યે દરકાર કર્યા વિના ઉપચારક સંપૂર્ણ સાવધાનીથી આગળ વધી ચપળતાપૂર્વક તેનું ગળું પકડી લે છે, ને જમીનથી તેને અધ્ધર કરે છે. પછી એના મોં નજીક એક પ્યાલો ધરવામાં આવે છે.



છંછેડાએલો સાપ ખૂબ બળી તેને કરડવા માંડે છે ને તેનું વિષ એ પ્યાલા(Container)માં નીતરે છે. એ ડંખ પછી કંઇ વિષ રહી ગયું હોય તો સાપના માથા પર ચંપી કરીને ઉપચારક બધું નીચોવી લે છે. એ બધું વિષ મળીને માત્ર થોડાં ટીપાં જ થાય છે. પણ એટલી મહેનત બદલ સાપને ઇંડાં ને દૂધ બક્ષિસ મળે છે!

અત્યારસુધીના અખતરાઓમાં હીમોફિલિયા ને કૅન્સર પર તો સાપનું વિષ અકસીર માલૂમ પડ્યું છે, પણ ભવિષ્યમાં બીજા રોગો પર પણ તે કદાચ ઉપકારક નીવડશે.

## લેખો કેમ લખશો?

આપણા સાહિત્યનું છેલ્લા દાયકાથી એટલું તો ખેડાણ થવા માંડ્યું છે કે ધીમે ધીમે ગુજરાતી સાહિત્ય હિંદુસ્તાનના અન્ય કોઇ પણ પ્રાન્તીય સાહિત્યની હરોળમાં—અને કેટલીક બાબતોમાં તો એથી યે આગળ—આવતું જાય છે. તેજકિરણો પેઠે નવા નવા લેખકોનો પ્રકાશ સાહિત્યની દિશામાં વધતો જાય છે અને એ ગૌરવની વાત છે. લેખકોએ શું લખવું, કેમ લખવું એની ડાહી શિખામણો આપવાને બદલે, એ લેખોનો ગંજ મૂર્ત કરવાની કુલ જવાબદારી છાપખાનાં ઉપર હોઇ, એની સુવિધા માટે લેખો કેવી રીતે લખવા એ જ બાબત આપણે ચર્ચીશું.

લેખકે કયા વિષય ઉપર લખવું એ લેખકની ઇચ્છાની વાત છે અને સંપાદકે તેનો સ્વીકાર કરવો કે ન કરવો એ એની પત્રનીતિ પર અવલંબે છે; પરંતુ એનો પહેલો ગુણ તો સ્પષ્ટ સ્વચ્છ લખાવટનો હોવો જોઇએ એ નિર્વિવાદ છે. ખરાબ અક્ષરોની છેકછાકવાળી નકલો વાંચવાની માથાકૂટમાં કોઇ વિરલ જ સંપાદકો ઊતરે છે.

બીજી બાબત એ કે એ લખાણ ખૂબ છૂટું છૂટું હોવું જોઈએ જેથી સંપાદકને તેમાં અઘટિત હોય ત્યાં કાપકૂપ કરવાનું કે યોગ્ય જણાય ત્યાં પોતાની વતી કંઇ ઉમેરવાનું ફાવે. એકેએક લીટી ને એકેએક શબ્દ વચ્ચે થોડોઘણો અવકાશ રાખવો જોઇએ.

ત્રીજી બાબત એ કે લેખ માટેનો કાગળ હમેશાં એવો વાપરવો જેના પર શાહી ફેલાઇ ન જાય. એ માટે હલકી શાહી પણ ન વાપરવી જોઇએ. કમમાં કમ પેન્સિલથી ઘસડેલું લખાણ ધકેલવાની ધૃષ્ટતા તો કદી ન કરવી. પેન્સિલના અક્ષરો કંપોઝ કરવામાં કંપોઝિટરોને ખૂબ તકલિફ પડે છે, અને થોડી મુદ્દત એવો લેખ પડી રહેતાં એના અક્ષરો ઝાંખા પડી જઇ સંપાદકને પણ ઠીક તકલિફમાં ઉતારે છે.

ચોથી વાત એ કે લખાણ હમેશાં કાગળની એક બાજુ હોવું જોઇએ અને તે પણ કાગળની દસ ઈંચ લંબાઇ ને ચાર ઈંચ પહોળાઈમાં મર્યાદિત હોય તો વધુ ઇચ્છનીય. કારણ, કંપોઝીટરને કંપોઝ કરતાં એકધ્યાને એનું લખાણ નિરખવાનું હોય છે એટલે લાંબાચોડાં પાના ભર્યાં હોય તો તેને આંખો વારંવાર આમથી તેમ ફેરવવી પડે છે ને એક પછી બીજી લીટી શોધવાની તેને વધુ મહેનત પડે છે. પ્રેસકૉપી માટે ઉપર બતાવેલી મર્યાદા કંપોઝિટરને ખૂબ સરળતા આપે છે.

પાંચમી વાત એ કે લેખમાંના અક્ષરો ન તો ખૂબ ઝીણા હોવા જોઇએ કે ન તો ખૂબ મોટા. મધ્યમ શ્રેણીનું લખાણ હોવું જોઇએ. એ માટે ઘાપીચાપીને મોતીના દાણા જેવા અક્ષરો બનાવવાની જરૂર નથી; માત્ર કંપોઝિટરોને એ સુવાચ્ય હોવા જોઇએ એ વિસરાવું ન જોઇએ.

આ પાંચ બાબતો લેખો લખતી વખતે ધ્યાનમાં રાખશો તો સંપાદકોનો સમયનો દુર્વ્યય ને કંપોઝિટરોની તકલિફો દૂર કરવાનું શ્રેય તો ઓછામાં ઓછું મેળવશો જ.

## પાયોરીઆ

દાંતનો આ રોગ હાલ ખૂબ ફેલાએલો છે. ભલે એનું અસ્તિત્વ આજનું નથી, પણ આજ જેટલા વિસ્તૃત સ્વરૂપે તે પહેલાં કદી નહોતો પ્રસર્યો. એનું મોટું કારણ ખાનપાન પ્રત્યે વધેલી બેદરકારી છે. આપણે મોંને પેપણદ્વાર નહિ પણ જે કંઇ હાથે ચડ્યું તેનું પ્રવેશદ્વાર સમજી બેઠા છીએ.

પાયોરીઆ એટલે દાંતના મૂળમાં ને પેઢાંમાં પેદેલો સડો. ધીમેધીમે એ સડાથી દાંતનાં મૂળ પરથી પચપચીને તદ્દન ખવાઇ જઈ તે ઢીલા પડતા જઇ છેવટ નીકળી જાય છે.

આમ દાંતના નીકળી જવાથી જ પાયોરીઆની કામગીરી પતતી હોય તો તો ઠીક, પણ એના સડાના પરૂમાં રહેલાં વિષ ખોરાક સાથે સતત જઠરમાં પહોંચે છે એને લઇને માણસના સાંધા ચૂસાય છે, હાડકાં કડણ બને છે ને ક્યારેક તે પર સોજા આવે છે, હૃદય નબળું પડે છે ને ફેફસાંનું આવરણ દૂષિત બને છે. મજ્જાતંતુઓ ઉપર પણ એ અસર કરે છે ને ઘણી વખત મજ્જાગ્રંથીઓ ઉપસી આવે છે. શરીર ને મનની સ્ફૂર્તિ તો તે પહેલી જ હરે છે.

આ ઉપરથી જણાશે કે પાયોરીઆથી બચવું હોય તો વહેલામાં વહેલી તકે એની સારવાર કરાવવી જરૂરી છે. પેઢાં ફૂલે, પોચાં બને કે તેમાંથી રસી નીકળવા માંડે ને કોઇ દાંત સડવા માંડી ઢીલો પડે કે વહેલામાં વહેલી તકે એ દાંત માટે યોગ્ય સારવાર લેવી. અને નીકળી જાય તેવો હોય તો ખેંચાવી કાઢવો. એ સિવાય ધીમા અને થોડા પ્રમાણમાં પણ સતત એમાંથી ઝમતા ઝેર પર થીગડું મારવાનો બીજો એકે ઇલાજ નથી.

## આઠમા એડવર્ડના સિક્કા

આઠમા એડવર્ડે ગાદીએ આવ્યા પછી ટૂંક વખતમાં જ ગાદીત્યાગ કર્યો એટલે એના નામના સિક્કા પાડવાનો સમય આવ્યો જ નહોતો. પણ બ્રિટિશ સામ્રાજ્યમાં આફ્રિકાનાં સંસ્થાનોએ તેના નામના સિક્કા બહાર પાડેલા. એ હવે ચલણમાંથી તો બાતલ થયા છે પણ સંઘરવા માટે તેની કીમત ઊલટી અનેકગણી વધી ગઈ છે!

આઠમા એડવર્ડના રાજ્યારોહણ સાથે જ લડાઇની ખૂબ અફવાઓ ઊડવા માંડી. બ્રિટિશ પશ્ચિમ આફ્રિકામાં ચલણની ત્યારે અછત હતી એટલે ત્યાંના કરન્સી બૉર્ડે એકસામટો પેનીઓ અને હાફપેનીઓનો ઑર્ડર લંડન મોકલાવી આપ્યો.

પણ એડવર્ડના ગાદીત્યાગ સાથે એ સિક્કાઓની કીમત એટલી વધી ગઇ કે એક એડવર્ડિયન પેની માટે બૅન્કો અેક શિલિંગ આપવા માંડી ને હવે તો એ કીમત એથી અનેકગણી વધી ગઇ છે.

## ઇંગ્લંડનો રાજા ધારે તો—

ઇંગ્લંડનો રાજા ધારે તો ત્યાંનો કાફલો વેચી નાખી શકે, કારણ એ તેની મિલકત ગણાય છે; તેવી જ રીતે ઇંગ્લૅંડની ડચી વેચી નાખી શકે, કારણ એ એની અંગત મિલકત ગણાય છે; ઉપરાંત, બધી જેલોના કેદીઓને મુક્ત કરી શકે; ફોજમાંના સઘળા સૈનિકો ને નાવિકોને બરખાસ્ત કરી શકે; પાર્લમેન્ટ વિખેરી નાખી એ ધારે ત્યાં સુધી તેને મળતી અટકાવી શકે; બ્રિટનની પાછું મેળવવાના હેતુથી ધારે ત્યારે ફ્રાન્સ સામે યુદ્ધ જાહેર કરી શકે; વર્ષમાં એક વાર સેંટ ડેવિડના ઉપાશ્રયમાં ધર્મોપદેશ આપી શકે, કારણ તેના તરફથી તેને વાર્ષિક ૨૫ શિલિંગનું સાલિયાણું મળે છે.

પણ, એ ક્યારે પણ જાહેરમાં ધૂમ્રપાન ન કરી શકે!

## દરિયાની સમૃદ્ધિ

દરિયાનાં ખારાં પાણીમાં આટલી બધી સમૃદ્ધિ ભરી પડી હશે એનો આપણને ખ્યાલ પણ ભાગ્યે જ આવે: એના એક ઘન માઇલ (૫૦ અબજ ટન) પાણીનું બાષ્પીભવન કરવામાં આવે તો તેમાંથી બે લાખ પૌંડની કીમતનું તો એકલું સોનું જ હાથ આવે. અને ૧ અબજ ૩૪ કરોડ ટન આપણા સામાન્ય વપરાશના મીઠા ઉપરાંત ૩૦ લાખ ટન રૂપું તાંબું વગેરે ધાતુઓ મળે તે તો જુદી જ. પણ એનું પે ખાસ નથી. એ સિવાય ૫ કરોડ ટન જેટલા પોટાશિયમ સલ્ફેટના જથ્થા ઉપરાંત બીજાં ખનિજો પણ લાખો ટન લેખે મળે. દેખીતી રીતે જ મોંમાં પાણી છૂટે એટલી આ ગંજાવર સમૃદ્ધિ છે, પણ એ મેળવવાનું ખર્ચ પણ સાથે એટલું તો ગંજાવર છે કે જગતના શ્રીમંતમાં શ્રીમંત દેશો તે માટે હામ નથી ભીડતા.

## બે માથાનું બાળક

ગયા નવેંબર માસમાં રશિયામાં કુદરતના એક અજબ નમૂના જેવું બાળક અવતર્યું છે. એને બે માથાં છે ને બંનેને જુદું વ્યક્તિત્વ છે, એટલે એને ઇરીના ને ગેલીના એમ બે જુદાં જુદાં નામો અપાયાં છે. સામાન્યતઃ આવાં બાળકો જીવતાં નથી; પણ આ જીવ્યું છે એ તેની વિશેષતા છે. અત્યારે રશિયાના મહાન મહુંમ વિજ્ઞાની પાવલોવના શિષ્ય સ્પેરૅન્સ્કીની મોસ્કોની પ્રયોગશાળામાં વૈજ્ઞાનિક નિરીક્ષણ કરવા તેને મૂકેલું છે.

નિરીક્ષણમાં એક વસ્તુ તો એ જણાઇ આવી કે કેટલાક શારીરશાસ્ત્રીઓ કહે છે તેમ નિદ્રા એ લોહીમાં થએલા રાસાયણિક ફેરફારોની નીપજ નથી પણ જ્ઞાનતંતુઓની જ નીપજ છે, કારણ એ બાળકનાં બંને માથાંમાં એક જ લોહીનું અભિસરણ હોવા છતાં બન્નેના આંખોના પલકારા જુદા જુદા હોય છે, એ.કાં પણ જુદાં જુદાં ખાય છે ને નિદ્રા પણ જુદી જુદી છે.

# વિકસતું વિજ્ઞાન

ફિલાડેલફિયાની ફ્રાન્કલીન ઈન્સ્ટયુટના ક્યૂરેટર ડૉ. ડબલ્યુ. પાર્સેલી વેસ્ટે લીંબુમાંથી પણ વીજળી શોધી કાઢી છે. તાંબા અને એલ્યુમિનિયમના બે ટુકડાને સંવેદ્ય (sensitive) યંત્રથી જોડાએલા તાર સાથે જોડી એણે એ ટુકડા એક લીંબુમાં ખોસી જોતાં તેમાંથી અરધા વોલ્ટના દબાણે .૦૦૦૨ ઍમ્પીઅર જેટલો વીજળીક પ્રવાહ વહી નીકળ્યો. એના કહેવા પ્રમાણે અઢી વોલ્ટનો એક દીવો સળગાવવો હોય તો એવા લગભગ ૮૦૦ લીંબુ જોઇએ.

સામાન્ય ફિલ્મો ઘણી વાર સળગી ઊઠે છે એમાંથી બચવા હાલ એક નવી સહીસલામતી યોજાઇ છે સામાન્ય ફિલ્મો સલ્ફ્યુરિક ને નાઇટ્રિક ઍસિડોના બનેલા સેલ્યુલોઝ નાઇટ્રેટ-માંથી બનાવવામાં આવે છે, જ્યારે આ સેફટી ફિલ્મો, જેમાંથી મોટે ભાગે સરકો બનાવવામાં આવે છે એ ઍસેટિક ઍસિડના બનેલા સેલ્યુલોઝ ઍસેટિકમાંથી બનાવવામાં આવે છે. આ સેલ્યુલોઝનું પડ તો ફિલ્મ પર એક ઇંચના બસોમા ભાગની જાડાઇનું જ હોય છે. ને એના પર એનાથી યે પાતળું, એક ઇંચના બે હજારમા ભાગની જાડાઇનું જીલેટિન ને સિલ્વર બ્રોમાઇડનું પડ હોય છે.

આપણે જ્યારેજ્યારે દાઢી હજામત કરાવીએ છીએ ત્યારે વાળની સાથોસાથ ચામડીનો પણ લગભગ એટલો જથ્થો ઊતરે છે. વર્ષો સુધીના અખતરા બાદ વાળમાંથી ચામડીના કણો જુદા પાડી, તેમનું વજન કરી આ બાબત પુરવાર કરવામાં આવી છે. વળી એ અખતરામાં એ પણ જણાયું છે કે આપણી હડપચી પર સૌથી વધુ વાળ ઊગે છે—એક ચોરસ ઇંચે ૭૫૦ જેટલા, જ્યારે મૂછમાં ૬૮૫, ગાલના ઉપરના ભાગ પર ૫૦૦, અને નીચેના ભાગ પર ૨૫૦.

'કુમાર'ના ૧૭૭મા અંકમાં, જે હબશી વિજ્ઞાની ડૉ. જ્યૉર્જ વૉશિંગ્ટન કાર્વરનું ચરિત્ર આવી ગયું તેનું પૂતળું હાલમાં જ અલાબામાની ટસ્કેજી ઇન્સ્ટીટ્યૂટમાં ઊભું કરવામાં આવ્યું છે. રસાયણ જગતનો એ જાદુગર ગણાય છે ને જુદી જુદી ૨૦૦ ઉપરાંત રાસાયણિક ઉપજો એણે શોધી કાઢી છે, છતાં એમાંથી એકે પે પ્રાપ્ત કર્યા વિના એ જનહિતમાં જ પોતાની સઘળી શોધો અર્પણ કરતો આવે છે.

કેટલાક રોગોના હુમલામાં આપણા લોહીમાંના સફેદ રક્તકોષોથી મોતની અગમચેતી થઇ શકે છે એમ હાલમાં જ જણાયું છે. લોહીમાં રોગના જંતુઓ દાખલ થતાં જ આ કણો માઇક્રો-ઑર્ગેનિઝમ્સ પેદા કરી તેમને ગળી જવા માંડે છે, પણ એ યુદ્ધમાં એ પછાત પડતાં લોહીમાં એમની નબળાઇ તરત જણાઇ આવે છે. મોતની આ રીતની અગમચેતી તદ્દન નવી જ છે.

# નવી કેડીઓ

વપરાએલી ટીકીટો સંઘરવાનો શોખ અત્યારે એક ઉદ્યોગનું સ્વરૂપ પકડી રહ્યો છે, એ વસ્તુનો લાભ જાહેર પુસ્તકાલયો પોતાની આવકમાં થોડો ઉમેરો કરવા માટે લઈ શકે છે. જેમ બીજે સ્થળે પૈસા ઉઘરાવવા માટે ધર્માદાની પેટી હોય છે એમ વાચકો પાસેથી વપરાએલી ટીકીટો એકઠી કરવાની એક પેટી પ્રવેશદ્વાર પર મૂકી દીધી હોય તો તેમાં પોતાને નકામી થઈ હોય એવી ટીકીટો નાખનારા ઘણા મળી આવે. કેમકે કાંઇ બધા પોતાને માટે ટીકીટોનો સંગ્રહ કરવા માગતા નથી હોતા. દર વરસે જમા થએલી ટીકીટો કોઈ પ્રમાણિક આડતીયા મારફત વેચી શકાય. —ઉ.

# નવા નુસખા

જુદા જુદા ધાતુ-ઉદ્યોગોમાં કામ લાગતો હાઇડ્રોક્લોરિક ઍસિડ તમે ઘેરબેઠાં પણ બિલકુલ સહેલાઇથી બનાવી શકો. એને માટે ઝાઝાં સાહિત્યોની યે જરૂર નથી. એક સોડિયમ બાઇસલ્ફેટ ને બીજું આપણું ચાલુ વપરાશનું મીઠું એ બે જ વાનાં જરૂરનાં છે. બંનેનું મિશ્રણ કરી એમને તપાવો. ને એમાંથી નીકળતો ગૅસ (હાઇડ્રોક્લોરાઇડ) બીજા પાણી ભરેલા વાસણમાં દોરો. એ ગૅસના પરપોટા પાણીમાં ઓગળે એટલે હાઇડ્રોક્લોરિક ઍસિડ તૈયાર થઇ ગયો.

## આપણે પોતે-આપણો દેશ-આપણી પૃથ્વી

આપણા લોહીના દર પાંચસો લાલકણે એક સફેદ કણ હોય છે જે શરીરને જંતુઓથી મુક્ત રાખવાનું કામ કરે છે.

આપણા રક્તકોષો દર પાંચ અઠવાડિયે બદલાઈ જાય છે.

આપણા શરીરમાં બધાં મળી ૨૯,૯૯૫ રોમકૂપો (જેમાંથી રૂંવાડાં ફૂટે છે તે) છે.

દુનિયાની ૧૭ ટકા વસતિ ધરાવવા છતાં આપણો દેશ દુનિયાની દોલતના તો ૫ જ ટકા ધરાવે છે.

આપણા દેશની જેલોના કેદીઓને સરેરાશ ૨૦ ચોરસ વાર કાપડ વાપરવા મળે છે, જ્યારે સરેરાશ હિંદી માત્ર ૧૪ ચોરસ વાર જ વાપરી શકે છે.

ગ્રેટબ્રિટનમાં બાળમરણનું પ્રમાણ હજારે ૬૫નું છે ત્યારે આપણા દેશમાં ૨૦૬નું.

પૃથ્વી પર વસતિ માણસની બધી જાતોમાં સૌથી ઊંચા ઑસ્ટ્રેલિયનો (સરેરાશ ૬ ફૂટ ૧ ઇંચ ઊંચાઇના) છે, જ્યારે સૌથી ઠીંગણા આફ્રિકાના નેગ્રિલો (૪ ફૂટ ૩ ઇંચ).

આપણી દુનિયાની પોણા બે અબજની વસતિમાંથી સાત કરોડ માણસો સદૈવ રોગી રહે છે.

ઇ. સ. ૨૦૦૦ સુધીમાં પૃથ્વીની વસતિ છ અબજ થઇ જશે એમ લીગ ઑવ નૅશન્સ માને છે.

આખી પૃથ્વીની ૫૩.૧ ટકા વસતિ એકલા એશિયામાં છે.

બહુ જૂના જમાનામાં દિવસો ગાળતા એક રાજાએ એક ફિલસૂફને સલાહ પૂછતાં તેણે તેના રાજ્યમાં જે સૌથી સંતોષી માણસ મળી આવે તેનાં કપડાં પહેરવાનો ઉપાય સૂચવ્યો. રાજાએ બધે તપાસ કરાવી ને આખરે એવો સંતોષી માણસ તેને મળ્યો પણ ખરો, પરંતુ તેના અંગ ઉપર કપડાં જ ન હતાં!

ગણિત ગમ્મત

ગમે તે એક રકમ લો. એને ઉલટાવો ને બેમાંથી નાની રકમ મોટીમાંથી બાદ કરો. બાદબાકીનો સરવાળો હમેશાં ૯ જ આવશે! દાખલા તરીકે ૫૦૭૨ રકમ લઈએ. સીધી એને ઉલટાવતાં ૨૭૦૫ થયા. એની બાદબાકી કરતાં ૨૩૬૭ રહ્યા, જેનો સરવાળો ૧૮ થયો. એ ૧૮નો પાછો સરવાળો કરતાં ૯ આવ્યા. એ રીતે ગમે તે રકમ અજમાવી જુઓ.

અનેકાર્થી શબ્દ: કાકરું=દાંત, દંતશૂળ (સૂવરાદિ પ્રાણીના); કરવતનો દાંતો; ચામડીમાં પડેલો કઠણ ચીરો; ઠળિયો; કાકરો; પીંજણને એક છેડે તાંતની નીચે રહેતી ચામડાની પેટી.

કહેવતોના અર્થ: 'કપૂરનું વહીતરું'— કપૂરના ખેતરમાં મજૂરી કરતાં પણ સુવાસ મળે એ પરથી પોતે ઘસાઈને પણ કંઈ ધર્મનું કામ કરવા માટે આ કહેવત વપરાય છે.

અંગ્રેજ સાથે સૌ પહેલી લગ્નથી જોડાનાર હિંદી સ્ત્રી સૂરતની મણિ નામની હતી. ઈ. ૧૬૨૫માં સૂરતમાં ઈસ્ટ ઈંડીઆ કંપનીના નોકર જોન લીચલૅન્ડ સાથે તે પરણી પણ એના પરિણામે લીચલૅન્ડને નોકરીથી ફારેગ થવું પડેલું.

સવારે દોહેલા દૂધ કરતાં સાંજે દોહેલું દૂધ વધુ ગુણકારી હોય છે.

આયોડાઈનનો એક ગ્રેન સાત હજાર ગ્રેન પાણી રંગી શકે.



એક અરીસાની સામે બેસી તમારા હાથ નીચે એક કાગળ રાખો. હવે, અરીસામાં જ નજર રાખીને, પ્રતિબિંબ જોતાંજોતાં, પેન્સિલ વડે પેલા કાગળ પર, વચ્ચે ચોકડી પાડેલો એક ચોરસ દોરો (ઉપરના ચિત્રમાં બતાવ્યા મુજબ). વાત સહેલી લાગે છે, પણ બહુ જ થોડાજણ એ કરી શકશે.

મૅનેજર: કેમ કાલે રવિવારે કંઈ નાટક સીનેમા પાછળ ઉજાગરો કરવાના છે કે?

ટાઈપિસ્ટ: ના રે, સાહેબ.

મૅનેજર: તો સોમવારે સવારે વહેલા છ વાગે આવી જજો, થોડું અગત્યનું કામ છે.

ગયું મહાયુદ્ધ સતત ૪ વર્ષ, ૩ મહિના, ૧૧ દિવસ ચાલેલું ને જુદીજુદી ૨૭ પ્રજાઓએ તેમાં ભાગ લીધેલો.

આખી દુનિયામાં સૌથી મોટું ચિત્ર પારીસમાં 'નંદનવન'નું છે—૮૪×૩૪ ફૂટના માપનું.

'ગોલ્ફ્સ્ટ્રીમ પ્રવાહ' એ ગોલ્ફ્રજના દરિયાઈ કાફલાનું નહિ પણ ગરમ મહાસાગરોમાં થતા એક પ્રવાહનું નામ છે.

ઈંગ્લંડની દમાગદાર રાણી એલીઝાબેથ મરી ત્યારે તેના વસ્ત્રભંડારમાંથી ૩૦૦૦ તો ચણિયા મળ્યા હતા.

દુનિયાની મોટામાં મોટી નદી 'આમાઝોન'નો અર્થ થાય છે 'વહાણો ડુબાવનાર'.

ચીનમાં દરેક બાળકના જન્મ વખતે માતા હાથ પર એકેક છૂંદણું પડાવે છે.

નાકમાં પાણી ગયું હોય તો જોરથી ન છીંકતા, નહિ તો પાણી તરત કાનના અંદરના ભાગમાં ઊતરી જશે.

૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ માણસના માથામાં એવા તો સણકા ઊપડે છે કે તે ઊભો રહી ન શકે.

ગોકળગાયને એક માઈલ ચાલવું હોય તો તેની ગતિ પ્રમાણે તેણે સતત ૧૪ દિવસ ને ૫ કલાક ચાલવું જોઈએ.



અમેરિકાના ટેક્સાસ પરગણાના આ કર્નલ ઈનો એ. વિલ્સનની ૯૪ વર્ષની વયે પણ બધા દાંત કાયમ છે. આજ સુધી એણે કોઈ દિવસ દૂધપાક કે દંતવૈદનો આશરો નથી લીધો.



આ લુહાર પક્ષીની એક આદત તો કુદરતનો કરિશ્મા છે. માદા જ્યારે ઈંડાં સેવવા બેસે છે ત્યારે નર એને ઝાડના થડ પર પ્લાસ્ટર લગાવી પૂરી દે છે અને એ ગાળા દરમ્યાન કુટુંબના ખોરાક માટે એટલી તો ફિકર ગુજારતા રહે છે કે બચ્ચાં જન્મ્યા સુધીમાં તો હાડપિંજર બની જાય છે.



## ઈતિહાસનું ચક્ર

કાળની નાભિ પર ફરતું ઇતિહાસનું ચક્ર શાશ્વત ગતિમાન છે. એનો એકેક ચક્રાવો પૂરો થાય છે ને એ ચક્રાવા સાથે એના શિરોભાગે ઊભેલું રાષ્ટ્ર એકદમ નિમ્ન ભાગે આવી જાય છે, તો કેવળ નીચાણમાં રહેલું રાષ્ટ્ર શિરોમણિ બની જાય છે. એનો એ ક્રમ અનંત છે, અવિરત છે.

એકદા મિસર એ ચક્રને શિરે રહેલું. આજે? એનાં પીરામિડો ને મસ્તબા, એનાં ઓસર ને અખનાતન માત્ર ઉત્ખાતકો અને સંશોધકોનું કુતૂહલ બની ગયા છે. ત્યાર પછીની આસીરિયાની ને ઈંકાઓની સંસ્કૃતિ તો આજના ફાશિસ્ટ દેશોથી યે વધુ ફાશિસ્ટ હતી. આજે એ ક્યાં? એવી જ રીતે બાબિલોનિયાની ઘોર પર ઇરાનનું ને ખત્તીઓની ઘોર પર ગ્રીસનું સામ્રાજ્ય ઊભું થએલું.

અને એ ગ્રીસે પેરીક્લિસ ને સિકંદરના જમાનામાં તો એ ચક્રનું શિરોબિંદુ સર કરી લીધેલું. ઈરાનના મહાન દારાને પરાભૂત કરી એ મકદુનિયન સિકંદરે બે શતકની જિંદગી માણેલા ઈરાની સામ્રાજ્યને ધ્વસ્ત કર્યું ને ૧૩ વર્ષમાં પોતાને જ્ઞાત સઘળા જગતપર એણે આણ વર્તાવી. કળા, સાહિત્ય, વિજ્ઞાન, વાણિજ્ય, બધામાં ત્યારે ગ્રીસનો પોરો ચાલ્યો.

પણ એ ગ્રીકોને ઇતિહાસના ગતિશીલ ચક્રનું ભાન ન હતું. ને એ થવા આવ્યું ત્યાં તો રોમન સીઝરોએ એમને લુપ્તનામા બનાવી દીધા. આજે જગત એ મકદુનિયાના સીમાડા યે ભૂલી ગયું છે.

વળી રોમનોને તો ખુમારી રહેતી કે જે રોમન નથી તેની જિંદગીમાં લિજ્જત જ નથી. પણ એ મિથ્યાભિમાન હતું. એમની સાન ઠેકાણે હોત તો તો એમણે મિસરીઓ ને ઇરાનીઓનો, બાબિલોનિયનોનો ને ગ્રીકોનો ફેજ ખ્યાલમાં લીધો હોત. પણ એ એટલા અહંભાવી હતા કે એવી એમને ફુરસદ જ ન હતી. ને અનિવાર્યપણે વંડાલોએ એમના જાહોજલાલ રોમને પદાક્રાન્ત કર્યું.

અને ત્યારપછી શકો ને હૂણો, તુર્કો ને મંગોલો કે ગૉથ વિજયોને જવા દઈએ, બાયઝન્ટાઇન સામ્રાજ્ય કે ઇસ્લામની જવા ગા યે જવા દઈએ તો સ્પેનનો દ્વિખંડવિજય ઓછો જાજવલ્યમાન હતો?

અને ભારત? એની તો શી વાત કરવી? મધ્ય એશિયાના કાશ્ગરથી તે હિંદી મહાસાગરના પૃષ્ઠ સુધી ને પાસિફિકના મુક્તકસમૂહ જેવા દ્વીપસમૂહોથી તે આફ્રિકાના પૂર્વ કાંઠા સુધીના તેના સામ્રાજ્યનું હવે તો સ્વપ્નું પણ વિલીન થતું જાય છે.

આજે આપણે સ્ટ્રીમલાઈન લૉકૉમોટિવના પ્રવેગની વાતો કરતા થયા છીએ. પણ કાળની ધરી પર ફરતા ઇતિહાસના વેગ આગળ એ કંઈ વિસાતમાં નથી. અઢાર વરસમાં યુરોપનો નકશો બદલાવી નાખનાર નેપોલિયન જેવાથી યે ખચકાયા વિના એના વેગે તેને ઉપાડીને છેક સેન્ટ હેલીના ટાપુ પર ફેંકી દીધો. પાઉલ ફૉન હિન્ડનબર્ગ ને એરિક ફૉન લુડેન્ડૉર્ફ જેવા અતિરથીઓના સહકારવાળો કૈઝર પણ તેના વેગને રોકવા નાકીવત નીવડેલો.

અને કોણ એ રોકી શકેલું? કયા સમ્રાટો કે સિપેહસાલારો, શહાનશાહો, અમીર ઉમરાઓ કે સંઘપતિઓ, ખીલજીઓ કે મુગલો, ફારોહો કે ટૉલેમીઓ, સીઝરો કે કૈઝરો, બુર્બો કે મંચુઓ, ખલીફાઓ કે રોમાનૉફો,—કોનું સામર્થ્ય એના પર વિજયી નીવડેલું કે હવે નીવડશે? અશોક હર્ષ



## વૅકેશન કેમ ગુજારશો?

યુનિવર્સિટીની પરીક્ષાઓ પતી ગયા પછી લાંબી રજાનો જે ગાળો મળે છે તેની નિરાંત તો એકેએક વિદ્યાર્થી અનુભવતો હશે. પાસ થવાના હો કે ન થવાના હો, પણ આ વૅકેશન તો લગભગ દરેકને પુસ્તકોની ગુલામગીરીથી મુક્ત રાખે છે. જાણેકે જ્ઞાન વધારવું કે એટલું જ રાખવું એ વાત પરીક્ષાના ઢાંકણાએ જ અટકાવી રાખી હોય.

શહેરના વિદ્યાર્થીઓને તો વખત કેમ ગાળવો તેની ચિંતા જ કરવી પડતી નથી. પરીક્ષાનો ભાર ઉતાર્યો એટલે ધરાયા પછી નિરાંત માણવાનો કે મોજમજા કરવાનો હક પામ્યા હોય એમ નવરા બની મિત્રમંડળીઓ કે સીનેમામાં વખત પૂરો કરે છે. સામાન્ય ગામના વિદ્યાર્થીઓ ગંજીપા અને સોગઠાંબાજી રમતાં વખત વધે તો નિદ્રાનું દેવું ચૂકવે છે.

બહુ જ થોડા વિદ્યાર્થીઓ નવું વાચન, પ્રવાસ કે નવા પ્રયોગો પાછળ આ રજાઓનો ઉપયોગ કરતા જણાય છે. એવાઓને ફરીવાર અભ્યાસમાં જોડાતા જરા પણ વિકંપ કે નવતરતા જણાતી નથી. જેમણે આ રજાને કામ વગરની જિંદગી બનાવી હતી તેમને જ ફરીવાર નિયમિતતા અને ચિંતનચીલે ચડતાં પરસેવો દેખાય છે. એ બધાની આગળ 'કુમાર'માં આવતી અમેરિકન વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ મૂકવા પછી એમની અને પોતાની વચ્ચે શા ભેદ કે કારણો રહ્યાં છે તેનો ખુલાસો તેમની જ તરફથી આવે તો તેમનાં શાળાશિક્ષણ તેમજ શિક્ષકો તરફથી મળતી દોરવણી ક્યાં છે તેનો સાચો ખ્યાલ મળે. તેમને આપણા સાંસારિક વાતાવરણ વિષે શું કહેવાનું કે ફરિયાદ કરવાનું રહે છે, અથવા પોતાની આર્થિક કે માનસિક સંકડામણો એમની સાહસિકતાની કેટલી આડે આવે છે તે જાણવાનું મળે.

વૅકેશનો પડતાં જ વિદ્યાર્થીઓને શા વિચારો આવે છે અને પૂરી થતાં કઈ આશા યા નિરાશાનાં ઊંડાં તેમને ચડે છે તે તેઓ જણાવે તો કીમતી પેઢીનાં ઘણાં દર્દો તેમાંથી જાણવાનાં મળે. આ ઉપરથી મને વિચાર સૂઝ્યો છે કે 'કુમાર'નો પ્રત્યેક વાંચક વિદ્યાર્થીઓને 'પોતે વૅકેશન કેમ ગુજારી' એ વિષે પ્રામાણિક હેવાલવાળો પત્ર 'કુમાર' ઉપર મોકલવા પ્રેરણા કરે. વાચક પોતે જ વિદ્યાર્થી હોય તો તેણે પોતાના શાળામિત્રોમાં તેમજ ગામમાં એ વિષય પર ચર્ચા કે સભા કરી તેની વિગતો મને મોકલવા તજવીજ કરવી. આ તો મેં સાદામાં સાદી માગણી કરી છે. મારે કોઈની પરીક્ષા લેવી નથી પણ એવા પત્રો મળે તો વિદ્યાર્થીઓના જીવનમાં જણાતી ઝીણી મુશ્કેલીઓ, કનડગતો કે તેમના પોતામાં રહી ગયેલી નબળાઈઓ પર હું બીજા પ્રવીણ જનોની સલાહ લઈ યોગ્ય સૂચના કે માર્ગદર્શન કરાવવા ઇંતેજાર છું. આ પત્રોને મથાળે જ દરેક જણે 'મેં વૅકેશન કેમ ગુજારી' મથાળું લખવું. દરેક હકીકત ટૂંકાણમાં પ્રમાણિક રૂપમાં મૂકવી. ભલે તેની અંગત બાબત લખાઈ હશે તોપણ લખનારે ખાતરી રાખવી કે તેની પોતાની વગોવણી થાય એવી રીતે તેનો જરાય ઉપયોગ નહિ થાય. સારાં સૂચનો કે અનુભવો યોગ્ય રૂપે પ્રકટ થાય તેનો વાંધો કોઈને હોવો ન જોઈએ.

લખનારાના માર્ગદર્શન માટે થોડા મુદ્દાઓ: (૧) પોતાનું વય તથા નામ (૨) કઈ શાળામાં અભ્યાસ કર્યો (૩) કઈ પરીક્ષા આપી (૪) માતપિતાનો વ્યવસાય (૫) પોતાના શોખ (વાચન, રમત કે કસરતના) (૬) પોતાનું મિત્રમંડળ અને તેમાંની કોઈ વિશિષ્ટ વ્યક્તિનો પરિચય (૭) વૅકેશનના સાથીદારો (૮) વાંચેલાં પુસ્તકો, પત્રો વગેરે (૯) નવા પરિચયો (૧૦) નવા અનુભવો (૧૧) પત્રવ્યવહાર કે ઇતર લેખનકાર્ય (૧૨) જનસેવા, શિક્ષણ, સુશ્રૂષા કે બીજા અથવા સ્વાર્થત્યાગ સાધના.

## હિંદી પત્રલેખકો

પરદેશના મિત્રો શોધવા ઇંતેજાર હોય એવા ઘણાએ કુમારમાં આવતાં સરનામાં પર પત્રો લખી નાખ્યા છે એમ જણાવતા તેમના પત્રો મને મળ્યા છે. કેટલાકને સુંદર જવાબો પણ મળી ગયા છે અને તેની ખુશાલી તેઓ માણી રહ્યા છે; પણ ઘણાઓમાં જવાબની અધીરાઈ અને આશંકાઓ થઈ છે ને તેમણે તેના ખુલાસાઓ મારી પાસે માગ્યા છે. મેં આગળ જણાવી દીધું છે કે મને પોતાને આ પત્રવ્યવહારની બારીકીમાં ઊતરવાનો કે તે ચાલુ રાખવાનો જરા યે સમય નથી, એટલે મેં પરદેશી મિત્રોને પણ ચોખ્ખું સુણાવી દીધું છે કે ભાઈ! તમારાં સરનામાં 'કુમાર'માં પ્રકટ કરવાથી વધુ હું પોતે કંઈ જ પ્રતિધ્વનિ પાડી શકીશ નહિ. હવે તો તેનો સદુપયોગ કરી વ્યવહાર વિસ્તારવો એ હિંદી કુમારોનું કર્તવ્ય છે. એમની પાસે આવતા સુંદર પત્રો કોઈ વાંચવા મોકલશે તો બીજાઓના આનંદ ખાતર હું તેમનો સારાંશ કે મુખ્યાંશ છાપીશ. જેમને પત્રવ્યવહારનો નવો જ પ્રસંગ મેળવવો હોય તેમના માટે મેં બીજી પણ યોજના પ્રાપ્ત કરી છે.

**આંતરપ્રજાકીય પત્રવ્યવહાર**

Dr. Sven V. Knudsen કરીને ડેનમાર્કમાં એક ગૃહસ્થ છે. તે બધી પ્રજાના તરુણો, કુમારો અને બાલિકા તેમજ યુવતીઓ માટે પત્રવ્યવહારની ડીરેક્ટરી કરી રહ્યા છે અને નીચેની વિગત પ્રમાણે દિદ્દી કુમાર-કુમારીઓનાં સરનામાં માગતો તેમનો પત્ર મને મળ્યો છે.

Sex
Age
Full address
Study
Hobbies
Country to corrersporid

દરેક જણ જુદાજુદા પત્ર લખે તે કરતાં એક જ સ્થળેથી સંપૂર્ણ લિસ્ટ જશે તો ઘણાંનો પોસ્ટેજખર્ચ બચશે. મોકલનારે ઉપરની હકીકત પોસ્ટ કાર્ડમાં જ એક બાજુ પર ચોખ્ખા અક્ષરે અગર ટાઇપરાઇટરથી છાપીને મોકલવી.

મારી પાસે યોગ્ય સંખ્યામાં નામો આવી જશે ત્યાર બાદ તેની એક નકલ Open Road for Boysના વિભાગ માટે અને એક નકલ ડેનમાર્કની ઑફિસ માટે જશે. ત્યાં બીજા દેશના ઉમેદવારોને માગણી મુજબનાં વય, અભ્યાસ અને જાતિ પ્રમાણે તેમનાં નામો ધરવામાં આવશે અને તમને કોઈ એક દિવસે એક અજાણ્યો મિત્ર પત્ર લખશે. છતાં યાદ રાખજો કે કોઇને કોઇના પત્રનો જવાબ આપવાનું બંધન નથી હોતું. બાર વર્ષથી એ મથક પર પત્રસંબંધો જોડવાનું કાર્ય ચાલુ છે તે પરથી તેમને લાગ્યું છે કે આવા પત્રો શુભેચ્છા અને સુખનું વાતાવરણ ફેલાવે છે જ. આ પત્રો મોટે ભાગે અંગ્રેજી ભાષામાં જ લખાય છે.

તમે કોઇ પરદેશી મિત્રને પત્ર લખો ત્યારે

(૧) સરનામું પહેલી એ બી સી ડીમાં જ લખજો, કારણ કે બધા દેશના પોસ્ટમેન તે સહેલાઇથી વાંચી શકે છે.

(૨) તમારા કવર ઉપર પરદેશની ટિકીટ સાડા ત્રણ આનાની ચોડજો. તે પણ એક આનો બે આના એમ જુદી જુદી જાત ચોડશો તો પરદેશી મિત્રના સંગ્રહમાં ઉપયોગી બનશે.

(૩) તમારો પત્ર ધીરજથી, ચોખ્ખા અક્ષરે ટાઇપ શાઇટથી લખશો. તમારું નામ પત્રના માથે જ પહેલી એ બી સી ડીમાં લખજો. પ્રથમ પત્ર લાંબો કરીને પણ તમારી જાતનો, ઘરનો, ગામનો, શાળાજીવનનો, કુટુંબીઓનો સારો પરિચય આપજો. જે કંઇ તમે લખશો તે પરદેશી મિત્રને તો નવું જ લાગશે અને તમે આદર પામશો. એવા પત્રનો જવાબ પણ સુંદર અને લાંબો જ મળશે.

આવા પત્રલેખકોને આ પ્રવૃત્તિથી ઘણો જ લાભ મળશે. તેનો પરદેશ સાથેનો જીવતો સંબંધ તેનામાં નવી લાગણી, જ્ઞાન અને સંસ્કૃતિ પેદા કરશે ભાષા, ઇતિહાસ, સમાજ, ભૂગોળ અને પત્રવ્યવહારમાં તેની શક્તિ વૃદ્ધિ પામવાની જ. ઉપરાંત માનવબંધુઓ-તરીકે જગત આખામાં એક લાગણી પ્રચારવાનું પુણ્ય મળે તે વિશેષમાં.

એક સ્થાનિક કુમારે આંતરરાષ્ટ્રીય પત્રવ્યવહારની વ્યવસ્થા કરવાનું સ્વીકાર્યું છે એટલે આ મકરણ ચાલુ રાખી શકાશે જોડાવા ઇચ્છતા વાચકોએ સરનામું નીચે પ્રમાણે કરવું. જવાબ માટે હમેશાં પોસ્ટેજ બીડવું.

'Our Friends Abroad'
C/o કુમાર કાર્યાલય રાયપુર, અમદાવાદ ર.મ.રા.

---

**સફળ જીવનના સોનેરી નિયમો**

અમેરિકાના મહાન પુરુષ જ્યૉર્જ વૉશિંગ્ટને આજથી દોઢસો વરસ પર આ નિયમો ઘડેલા; પણ આજના જીવનને પણ તે એટલા જ લાગુ પડે છે.

૧ બીજાઓની હાજરીમાં સંગીતનો ગણગણાટ કે હાથ પગ વડે કંઇ ઠકઠકારો ન કરવો

૨ બીજાઓ બોલતા હોય ત્યારે આંખો ઘેરાવા ન દેવી: બીજા ઊભા હોય ત્યાં પોતે બેસી ન જવું, ન બોલવા જેવું હોય ત્યાં જીભ કાબૂમાં રાખવી.

૩ બીજાઓની લખી બાબતોનું કુતૂહલ ન રાખવું: કોઇની ખાનગી વાતમાં માથું ન મારવું.

૪ ભોજનમાં હદ ઉપરાન્ત રસ ન દાખવવો ને અકરાંતિયા બની ન ખાવું, તેમ ભોજનના દોષ પણ ન કાઢવા.

૫ બોલતી વખતે બીજાઓ પ્રત્યે પીઠ ન ફેરવવી; વાંચતા કે લખતા માણસને ખલેલ થાય એમ ન કરવું; બેસતી વખતે કોઇને અડકીને ન બેસવું.

૬ આનંદ ચાલતો હોય ત્યાં કંટાળા ભરેલી વાતની શરુઆત ન કરવી.

૭ જ્યાં આદર મળવાની ખાતરી ન હોય ત્યાં ન જવું.

૮ કામ પાર ન પાડી શકો તેવાં કામ કદી માથે લેવા નહિ; પરંતુ આપેલા વચનનો કદી ભંગ ન કરવો.

૯ પૂછ્યા પહેલાં કોઇને શિખામણ આપવી નહિ; ને પૂછવા આવે ત્યારે બહુ ટુંકામાં આપવી.

૧૦ આગળ પડતા દેખાવાનો મોહ છોડી, મિત્રાચારીમાં ને નમ્ર બનો, પહેલા પુરૂ સાંભળો ને પછી જવાબ આપો.

૧૧ બીજાઓનું ધ્યાન તમારા પ્રત્યે આકર્ષવા માટે કૃત્રિમ પ્રયાસો ન કરો.

૧૨ ઊડતી વાતોને હકીકત તરીકે ન માની બેસો; તેમ તમે પૂરી જાણતા ન હો એ વાતો બીજાને મોંઢે ન કરો.

૧૩ પોતાના બધા પ્રામાણિક પ્રયાસો છતાં નિષ્ફળ નીવડેલા માણસને એના કૃત્ય બદલ ઠપકો ન આપો.

૧૪ બીજાઓની અપકીર્તિ ને તેના ઇતિહાસમાં રસ ન રાખો.

# જીનો વૉટ્કિન્સ

**જુવાનીના હીરના જાહાલમાં જહાલ હરીફ ઉત્તર ધ્રુવ સામે હોડ માંડીને આદર્શના ચિરંતન ક્ષિતિજમાં જે ગાયબ થયો**



એસ્કીમો 'કાયાક' (હોડી)માં જીનો વૉટ્કિન્સ ગાયબ થતાં પહેલાં આવી જ એક હોડીમાં બેસીને એ સફરે ઊપડેલો.

નિખાલસ મલકાટ વર્ષો એ તરુણ કેમ્બ્રિજના અન્ડર ગ્રેજ્યુએટો જેવો જ સંસારથી બેપરવા હતો. અંગ્રેજોમાં કહેવત છે તેમ મોંમાં ચાંદીના ચમચા સાથે એ જન્મ્યો હતો અને ધારત તો ઓછામાં ઓછી જવાબદારીવાળો છતાં વધુમાં વધુ આવકવાળો કોઈ આસાન માર્ગ એને સહેલાઈથી મળી આવત. પણ મહત્તા ને વીરતાનાં ઘડતર કોઈ જુદી જ માટીનાં ઘડાએલા હોય છે ને એવું જ એનું ઘડતર હતું.

તોફાન ને મોજમસ્તીમાં એનું બાળપણ વીત્યું. સાહસની અણુઅણુ તમન્ના તેનામાં ભરી પડી હતી. પહાડખેડાણમાં મગજને ઓચિંતો ઝટકો લાગવાથી અભ્યાસ એણે મુલતવી રાખ્યો હતો ત્યાં ૧૯૨૫ની સાલ આવી. સ્કૉટ ને શૅકલટન સાથે દક્ષિણ ધ્રુવની સફરો ખેડી આવેલા પ્રીસ્ટલીની વ્યાખ્યાનમાળા શરૂ થઈ—'ધ્રુવ પ્રદેશોમાં મનુષ્ય.' એકેએક વ્યાખ્યાનમાં એ હાજર રહ્યો. પ્રીસ્ટલીના એકેએક શબ્દમાં જાણે એનું હીર તોળાતું હતું. છેલ્લે દિવસે તેણે પોતાના મિત્રને કહ્યું, 'મને થાય છે, આપણે ઉત્તર ધ્રુવ ઊપડીએ.'

એનો મિત્ર એને મશ્કરી સમજી હસ્યો . . . અને ૭ વર્ષ વીતી ગયાં.

ઈ. સ. ૧૯૩૨ના ઉનાળા મહિનાની એક ઠંડી સવાર છે. એક ગાડી આવી બકિંગહામ રાજપ્રાસાદ પાસે અટકે છે. ગાડીમાં એક પ્રૌઢ પુરુષ ને તેની પાછળ એક પાતળો જુવાન બેઠેલ હતા. એ પાતળા જુવાનનું ઇંગ્લંડનો રાજા સ્વાગત કરવાનો હતો. વિના બહાર શોધ એનો બેડો ને તે સ્વાગત સ્વીકાર અર્થે ઊપડ્યો.

એના સાગરસ્ફૂરક જુવાનો જિંદગીનો મર્મ કંઈ સમજે તે પહેલાં તો આ જુવાને આખો ઇતિહાસ રચી કાઢ્યો હતો. ત્રણ ત્રણ મુસાફરો એણે જાતે ગોઠવી ને પાર પાડી હતી. પહેલી સફર વખતે તો એનું વય પણ માત્ર ૨૧ વર્ષનું હતું. રૉયલ જ્યોગ્રાફિક સોસાયટીની નિર્ધારિત વય પસાર ન કરી છતાં સોસાયટીએ તેને ફેલો તરીકે ચૂંટી કાઢ્યો હતો અને હવે ધ્રુવ પ્રદેશોની સૌથી જબરી આક્રમક ટુકડી 'બ્રિટિશ આર્કટિક એક્સપીડિશન'નું સફળ નેતૃત્વ કરી પાછો ફરતાં, પચાસ વર્ષમાં કોઈને પ્રાપ્ત નહિ થએલો એવો 'પોલર મેડલ' મળવાનો હતો. એ સફરમાં એક જ સોબતી સાથે ગ્રીનલૅન્ડને પશ્ચિમ કિનારેથી ખુલ્લા હોડકામાં એણે ૬૦૦ માઇલની કરેલી સફર તો સર્વ કાળની સર્વ મહાન સફરોમાં અમર રહી છે.

એ જુવાન? પેલો કેમ્બ્રિજનો અંડર ગ્રેજ્યુએટ જ. એનું નામ જીનો વૉટ્કિન્સ.

નેપોલિયન જેટલો જ એ અણનમ ને આગ્રહી હતો. એનું કલ્પનાચિત્ર દોરતાં મોટીમોટી દાઢીમૂછવાળા મુસાફરીઓનો ખ્યાલ મનમાંથી કાઢી નાખજો. એ તો હતો સફાચટ ચહેરાવાળો સહેલા જેવો નાજુક તબિયતનો છતાં શેરદિલ ધરાવતો તરુણ.

શાળામાંથી જ એ ગજબનો તરવૈયો હતો. પણ શાળાજીવનના નાયક થવાની તેણે કદી માથાકૂટ નહોતી કરી. દૂર દૂરની સ્વપ્નભૂમિના ખ્યાલોમાં જ તે હર હમેશ ગરક રહેતો.

ગ્રીનલૅન્ડના આક્રમણની ૧૯૨૭ની ટુકડીમાં પ્રવેશ મળવાનું જે. એમ. વર્ડી પાસેથી વચન મળતાં તેને કેટલો રોમહર્ષ ઊપજ્યો હશે એ તમે હવે કલ્પી શકશો. ત્યારથી આખો દિવસ એણે દોડવાનું, ઝાડે ચડવાનું ને ડુંગરા ચડઊતર કરવાનું ચાલુ કરી પોતાનું શરીર કેળવવા માંડ્યું ને ચુનંદો આરોહક ને સ્કીઅર બની ચૂક્યો. પછી વિમાન ચલાવતાં શીખ્યો. ખોરાક ઉપર પણ ખૂબ અખતરા કર્યા ને આક્રમણે ઊપડવાની મુદ્દતના છેલ્લા દિવસોમાં તો કકડતી ટાઢમાં ખુલ્લી બારી આગળ સૂઇ રહેવાનું એણે રાખેલું.

અને—એ બધું કર્યા પછી તેને માલૂમ પડ્યું કે આક્રમણ મુલતવી રખાયું છે!

પણ એથી શું થયું? વૉટ્કિન્સ એટલેથી હારી ખાય એમ ન હતો. એને કોઈ પણ રીતે પોતાના સ્વપ્નાની પૂર્તિ કરવી હતી. એ પૂર્તિ માટે એક જલદ નિર્ણય પર તે આવ્યો! જાતે જ આક્રમણ લઇ જવાનો. એણે એજ ટાપુ, સ્પિટ્સબર્ગેનનો અગ્નિ કાંઠો વગેરે શોધવાની જાહેરાત કરી ને રખડીરઝળી ફંડ એકઠું કરી એ ઊપડી નીકળ્યો. નૉર્વેજિયન સીલરનો વીસ વરસનો એ કમાન, કપ્તાન નહિ પણ એના જોડીદારનો 'ભેરુબંધ' જ હતો. કોઇને કશો હુકમ એ ન કરતો; માત્ર દરખાસ્ત જ મૂકતો. 'સર' કે 'બૉસ'ને બદલે સાદા સીધા 'જીનો' નામથી જ સંબોધાવાનું એણે પસંદ કર્યું હતું.

એ સફરેથી પાછા વળી એણે લાબ્રાડૉરની તૈયારી કરવા માંડી હતી ત્યાં તો રૉયલ જ્યોગ્રાફિકલ સોસાયટીએ તેને વ્યાખ્યાન આપવા નોતર્યો! એનો બાપ એ વખતે પરદેશમાં હતો, પણ માએ પત્રથી તેને જાણ કરી ને જીનોને મળેલા આટલા બધા માન બદલ પત્રમાં ખૂબ નવાઇ બતાવી.

કમનસીબે લાબ્રાડૉર ઊપડવાની અણી વખતે જ એ પુત્રવત્સલ માતાનું અવસાન થયું. વૉટ્કિન્સ પહેલાં તો હતાશ થયો. આક્રમણ માંડી વાળવાનું મન થયું. પણ પાછો પેલો પુરાણો જુસ્સો ઊભરી ઊઠ્યો 'ગમે તે થાય, આટલી તૈયારી પછી હવે મારે પાછા હઠવું ન જોઇએ.'

અને એ ઊપડ્યો જ. ઇંગ્લંડથી તે આઇસલૅન્ડ, ગ્રીનલૅન્ડ, બૅફિનલૅન્ડ, હડસનનો ઉપસાગર ને એડ્મૉન્ટન થઈ પાસિફિકના કાંઠા સુધી હવાઇ વ્યવહારની શક્યાશક્યતાઓની એણે બારીક તપાસણી કરી. એ જ વખતે આબીસીનિયામાં થઇ નાઇલ નદીની મોજણી કરવાનો યે તેને વિચાર આવેલો પણ પછી તે પડતો મૂક્યો.

ત્રેવીસની વયે તો 'બ્રિટિશ આર્કટિક એરરૂટ એક્સ્પીડીશન'નો તેને મુખી નીમવામાં આવ્યો ને ચૌદ માણસ સાથે શૅકલ્ટનના 'ક્વેસ્ટ'માં તેણે નવું પ્રયાણ આદર્યું. જબરાં જબરાં જોખમોનો મુકાબલો કરી એણે તે સફળતાથી પાર કર્યાં. મોત સાથે એણે હોડ બકી. પણ એ સૌમાં યે ખતરનાક પ્રસંગ તો એક આખો શિયાળો ટુકડીથી વિખૂટા પડી ગયેલા આગસ્ટાઇન કોર્ટૉલ્ડ નામના ભેરુની એણે મેળવેલી ભાળ છે.

પાછા વળતાં નવાં માનસંમાનો એની રાહ જોઇને જ ઊભાં હતાં વળી નવી યોજના એણે હાથ લીધી. આ વખતે દક્ષિણ ધ્રુવ ઊપડવાની. પણ એ માટે જોઇતું ફંડ ઊભું ન થઇ શક્યું. એટલાથી પોતાની પ્રવૃત્તિ ખોરંભે પાડવાનું વૉટ્કિન્સ શીખ્યો જ નહોતો. એણે ઉત્તર ધ્રુવમાં વાયુશાસ્ત્રવિષયક શોધખોળ કરવા એક ટુકડી ઊભી કરી.

આ સફરે ઊપડતાં પહેલાં એક વિમાની કુમારિકા મિસ માર્ગરેટ ગ્રેહામ સાથે તે વરાઇ ચૂક્યો હતો. એના જેવી જ એ સાહસશોખીની હતી. એને વળાવવા તે ઠેઠ કોપનહાગન સુધી તેની સાથે ગઇ. જિનો ત્યાંથી એક વરસ માટે એની છેલ્લી સલામ લઇ ઊપડ્યો. . . . . .

અને એ છેલ્લી જ સલામ નીવડી. સાહસમાં જ પોતાનાં અવનવીન સ્વપ્નાંની સિદ્ધિ અર્થે એ તરુણ કઇ અગોચર ભૂમિ પર અદૃશ્ય થયો તેની આજસુધી જગતને ભાળ નથી મળી.

અશોક હર્ષ

મિત્ર એ દુન્યવી હલ્લાઓ સામે જિંદગીને ટકાવતી કિલ્લેબંદી છે.
સામાન્ય ફરજને અસામાન્ય રીતે બજાવવી એ જ સફળતાની ચાવી.

# શિવલાલભાઈ

ડૉ. જૉન્સન કહે છે તેમ 'એ શેને ય અડ્યા નહોતા કે જે એમણે શોભાવ્યું ન હોય.'

Our flower was in flushing
When blighting was nearest-Scott

સને ૧૯૧૦ના આરંભમાં હું ગુજરાત કૉલેજમાં દાખલ થયો ત્યારે શિવલાલભાઈને મેં પહેલવહેલીવાર જોયા. તે વેળાએ એમનું શરીર એકવડિયું હતું; પણ નોકરીએ ચડ્યા પછી શરીર વળ્યું હતું અને નખમાં યે રોગનો ભાસ નહોતો, એટલે શિવલાલભાઈને જ મારી નોંધ લખવાનો વારો આવશે એમ હું માનતો. હું શું જાણું કે ભાઈની નોંધ લખવાનું મારે દુર્ભાગે આવશે? નહિતો પોતે વિલાયતમાં ભણી આવ્યા પછી કાશીક્ષેત્રમાં ડેપ્યુટી કલેક્ટર રહ્યા ત્યારે મેં એમનો વિષે એક નાનકડો લેખ લખ્યો હતો પણ છપાવ્યો ન હતો, એ લેખને હું કાચો કેમ રહેવા દેત? પણ હવે તો એ કાચા લેખને તથા એવી જ બીજી કાચી સામગ્રીને આધારે મારે શિવલાલભાઈનું અક્ષરશ્રાદ્ધ કરવું રહ્યું છે. શ્રીરામે મંદાકિનીનદીતીરે દશરથનું શ્રાદ્ધ કર્યું એમાં કહે છે કે ઇંગુદીનાં ફળ મધુરસમાં બોળીબોળીને એણે સમર્પ્યાં હતાં. આ લખાણમાં તો ઇંગુદી જેટલો પણ સ્વાદ નથી, મધની તો વાત જ કેવી? પણ એનો કાંઇ ઉપાય નથી;

यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः ।

વઢવાણના વકીલ પાનાચંદ કસળચંદ નામે વીસા શ્રીમાળી વણિક ગૃહસ્થને ઘેર પાળિયાદ ગામમાં સંવત્ ૧૯૪૮ના કાર્તિક સુદિ નોમ ને મંગળવાર, તા ૧૦મી નવેમ્બર ૧૮૯૧ની સાંજે આશરે સાડા છ વાગે મણિબાઇ માતાની કૂખે એક પુત્ર અવતર્યો, અને કુંભ રાશિમાં જન્મ હોવાને કારણે એનું નામ શિવલાલ પાડ્યું. શિવલાલ વઢવાણની તાલુકા (ગુજરાતી) સ્કૂલમાં અને પછી દાજીરાજ હાઇસ્કૂલમાં ભણ્યા, અને સને ૧૯૦૮મા મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા તેમાં આખા મુંબઇ વિદ્યાપીઠમાં બીજે નંબરે આવ્યા. પહેલે નંબરે અમારા મિત્ર રામકૃષ્ણ પુરુષોત્તમ પરાંજપે હતા.

શિવલાલભાઇ હાઇસ્કૂલમાં ભણતા તે વખતે ગુજરાતમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિનું મંગળાચરણ થયું હતું. આ પ્રવૃત્તિની પહેલી છાપ વિદ્યાર્થીઓ ઉપર પડે એ સ્વાભાવિક હતું. આ પ્રમાણે દાજીરાજ હાઇસ્કૂલના વિદ્યાર્થીઓએ એક મંડળ સ્થાપ્યું હતું અને ટિળક મહારાજના કેસરી ઉપરથી એનું નામ 'કેસરી મંડળ' રાખ્યું હતું. કેસરી મંડળના સભ્યો દેશી,—એટલે તે દિવસોમાં ખાદીનો ઉદય નહિ થયેલ હોવાથી દેશી મિલનું—કાપડ તથા દેશી કાગળ, શીસાપેન વગેરે વાપરતા. મંડળના કામકાજમાં શિવલાલભાઇ ઠીકઠીક ભાગ લેતા, અને લોકમાન્યને સને ૧૯૦૮માં ૬ વર્ષની કેદની શિક્ષા થઇ ત્યારે હડતાળ પાડી હતી, અને નિશાળ ઉપર તેમજ શિવલાલભાઇના ઘોળી પોળ વાળા ઘર ઉપર શોકસૂચક વાવટો ચડાવ્યો હતો.

૧૯૦૯માં શિવલાલભાઇ ગુજરાત કૉલેજમાં દાખલ થયા તથા પ્રીવ્યસની પરીક્ષા તે જમાનામાં વિદ્યાપીઠ લેતી તેમાં પહેલા વર્ગમાં આવ્યા, અને સંસ્કૃતમાં પહેલો નંબર આવ્યો એટલે વિનાયકરાવ જગન્નાથ શંકરશેઠ પારિતોષિક તથા દયાકુંવર શિષ્યવૃત્તિ શિવલાલભાઇને મળ્યાં. વિદ્યાપીઠના આખા ઇતિહાસમાં આ પારિતોષિક શિવલાલભાઈ પહેલાં બે ગુજરાતીને મળ્યું હતુ: એક નરસિંહરાવભાઇને ને બીજા રા. મહેન્દ્રશંકર જયાશંકર રાવળને. ૧૯૧૦માં શિવલાલભાઇ ઇંટરમિડિયટની પરીક્ષામાં પહેલા વર્ગમાં આવ્યા અને ઇંગ્રેજીમાં પહેલો નંબર આવ્યો; પણ તે સમયે હુ લિંગ્વઇનાગ પ્રીવ્યસની પરીક્ષાને અંગે ભણતુ હતું.

૧૯૧૦માં શિવલાલભાઇનો મને પ્રસંગ પડ્યો.

જેતપુરની નિશાળમાં બીજી ચોપડીમાં હિમ્મતલાલ રામચંદ્ર દ્વિવેદી (હવે સ્વામી આનન્દ) નામે મારા એક સહાધ્યાયી મિત્ર હતા. તે પછી વઢવાણ ભણવા ગયા હતા અને ત્યાં એમને શિવલાલભાઇની મૈત્રી થઈ હતી. સ્વામીના પુર્વાશ્રમને નામે મારી તથા શિવલાલભાઇની વચ્ચે સોનેરી સાંકળનું કામ કર્યું. અમે કાઠિયાવાડી 'એ' કલબમાં સહભોજન કરતા, અને મિષ્ટાન્ન જમી અજવાળી રાતે એલિસ બ્રિજની કમાન ઉપર સૂતાસૂતા ચાંદનીમાં ન્હાતું. આવતી જતી ઘોડાગાડીને પ્રતાપે હીંચકા ખાતા, અને

इयं हि निद्रा नयनावलम्बिनी
ललाटदेशादुपसर्पतीव माम् ॥ ॥मृच्छकटिक॥

એ શિવલાલભાઇના પ્રિય શ્લોકમાં વર્ણવેલી દશા હોય તો કોઇ નર્મમિત્રની ખાંધે ચડીને અસ્વારી કરી એવી અમારી રીત હતી એ કાળની મોજ હતી. અને

અમારી પ્રિય રમત મુખ્યત્વે ફૂટબૉલ જ. તે સમયની ગુજરાત કૉલેજમાં ફૂટબૉલની ભારે લહેર હતી. પ્રિન્સિપલ રૉબર્ટસન અમારા ભેળા રમતા. છાત્રાલયની ઓસરીમાં અમે ફૂટબૉલ તથા ટેનિસ રમતા; તેમાં કોક વાર ફાનસનો કાચ તોડતા અને વારંવાર એક બીજાના પગનાં હાડકાં રંગતાં.

શિવલાલભાઇના બુદ્ધિપ્રભાવ ઉપર પ્રિન્સિપાલ રૉબર્ટસન મુગ્ધ હતા. એને તે પુસ્તકો ભેટ આપતા અને 'તમે મારા શરતઘોડા(રેઇસહૉર્સ) છો, એટલે મારે તમને સ્વસ્થ(ફિટ) રાખવા જોઇએ', એમ કહી પરીક્ષા પહેલાંનો એક માસ ક્વિનીન નિયમિત ખાવા સારૂ સાકરના પડવાળી ગોળીઓની શીશી આપતા.

આચાર્ય આનંદશંકરભાઇ અમને સંસ્કૃત તથા પ્રોફેસર સ્વામીનારાયણ ગણિત શીખવતા. આ ઉભયના પણ શિવલાલભાઇ ઉપર ચારે હાથ હતા.

૧૯૧૧માં શિવલાલભાઇ મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા ને ૧૯૧૨માં સિવિલ સર્વિસની પરીક્ષા આપવા સારૂ વિલાયત ગયા. ત્યાં તે કેમ્બ્રિજની જીસસ કૉલેજમાં દાખલ થયા. કેમ્બ્રિજમાં વીશેક કૉલેજ તથા ૫,૦૦૦ વિદ્યાર્થીઓ છે. ક્રૉમ્વેલ, પિટ, બેકન, ન્યૂટન, ડાર્વિન, મિલ્ટન, વર્ડ્ઝવર્થ તથા ટેનિસન કેમ્બ્રિજમાં ભણ્યા હતા. ધર્મને કારણે એને બાળી મૂકો ત્યારે જીવ બચાવવા સારૂ પોતે અસત્ય માનેલા લખાણ નીચે સહી કરનારા પોતાના હાથને પહેલાં બાળનારો ક્રૅન્મર જીસસ કૉલેજનો વિદ્યાર્થી હતો. નૅશનલ જ્યૉગ્રાફિક મૅગેઝીનના સપ્ટેમ્બર ૧૯૩૬ના અંકમાં કેમ્બ્રિજ વિષે સારો લેખ છે.

કેમ્બ્રિજમાં શિવલાલભાઈ બી.એ., એલ.એલ બી. થયા, ને ૧૯૧૫માં સિવિલ સર્વિસની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા તેમાં બીજો નંબર આવ્યો. કેમ્બ્રિજમાંથી સિવિલ સર્વિસની પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓમાં શિવલાલભાઇ પહેલા આવ્યા, એટલે એને ભાવનગર ચન્દ્રક મળ્યો.

૧૯૧૬ના ડિસેમ્બરમાં શિવલાલભાઇ વિલાયતથી પાછા આવ્યા. પછી તો બનારસ, મથુરા, ઝાંસી, અલ્લાહાબાદ લખનૌ ઇત્યાદિ પુરાણ તથા ઇતિહાસ-પ્રસિદ્ધ સ્થળે નોકરી કરી, અને જ્યાં ગયા ત્યાં આંબા જ વાવ્યા. એના પ્રમાણ દાખલ શિવલાલભાઇને સં. ૧૯૮૦માં ઉરઇમાં મળેલા માનપત્રમાંથી થોડાંક વાક્ય આ નીચે ઉતાર્યાં છેઃ


સ્વ. શિવલાલ પાનાચંદ શાહ, આઇ.સી.એસ.

'યહ કહનેકી આવશ્યકતા નહીં હૈ કિ યહ જિલા (જાલૌન) આપકા કિતના ઋણી હૈ. હમ લોગ નિઃસંકોચ અપના દુઃખદર્દ આપ સે પ્રગટ કરતે થે ઔર આપ ઉસકે નિવારણ કા ઉપાય કરતે થે. માનો હાકિમ. ઔર રયાયાકા સંબંધ નહીં, વરન એક પ્રકારકા પ્રેમસૂત્ર હમ લોગોંકો આપસે બાંધે હુએ થા:

'આરા સ્ટેશન પર ધર્મશાલા દે કર આપને દુઃખી જનતાકા બડા ઉપકાર કિયા હૈ. ઉરઇમેં ટાઉન હૉલ કી સ્થાપનાકા પ્રબન્ધ કરકે જિસેકી એક ભારી ત્રુટિકો દૂર કિયા હૈ. ઉરઇ ધર્મશાલકે સ્થાપના મેં સહાયતા દે કર સબકા આશીર્વાદ લિયા હૈ।.. આપકે સમયકી હમારે જિલેકી ઉન્નતિ, સુખ, ઔર શાન્તિ ભારતીય શાસકોંકી યોગ્યતાકા જીતા જાગતા ચિત્ર હૈ.'

આ એક માનપત્રને આપણે જેટલાએ ગુણવું હોય એટલાએ ગુણીએ, એટલે શિવલાલભાઇની જિલ્લા-અમલદારીનો જાડોમોટો આંક આવી જાય. બાકી તો ડિરેક્ટર ઑવ ઇંડસ્ટ્રીઝ, સહકારી મંડળીઓના રજિસ્ટ્રાર, સૅંટ્રલ બોર્ડ ઑવ રેવન્યુના મંત્રી, અને છેવટના દિવસમાં સ્થાનિક સ્વરાજ તથા સાર્વજનિક આરોગ્યનાં ખાતાંના યૂ. પી. સરકારના મન્ત્રી એવી કઇક પદવીએ શિવલાલભાઇ બિરાજ્યા, અને ડૉ. જૉન્સને ગોલ્ડસ્મિથ વિષે લખ્યું હતું તેમ, એ શોભાવ્યા વગરનો એક પણ શબ્દ કદાપિ લખ્યો નહોતો, જેને એણે શોભાવ્યું ન હોય. પરાજય શી વસ્તુ છે એ જ (અનુસંધાન પૃ. ૨૬૦મે)

# બરફ

. . . ટ્રેનના ઉતારુઓ ઘણી વાર એના વગર જીવી નથી શકતા; પણ કરસનનો આતો એના વગર મરી નહોતો શકતો

ચારે તરફ ખેતરોમાં અનાજ હીલોળા લઈ રહ્યું છે. વાવેલાં ખેતરો પડતર જમીન તરફ હસી રહ્યાં છે. કંઈક ઠેકાણે અનાજ લણાઈને ભારારૂપે ખેતરોમાં પડ્યું છે, ક્યાંક લણાઈ રહ્યું છે: થોડેક ઠેકાણેથી તો લણાઈને લઈ જવામાં પણ આવ્યું છે. ખુલ્લાં ખેતરોમાંથી જતા પગરસ્તા ઉપર અનાજથી ભરેલાં બે ગાડાં કકડાટી બોલાવતાં દૂર દૂર ડોકિયું કરતાં ગામ તરફ જઈ રહ્યાં છે.

આવાં આવાં દશ્ય જોતી કાઠીઆવાડ એકસપ્રેસ (કહેવામાં એકસપ્રેસ પણ ખરી રીતે જોતાં લોકલ) દરેક સ્ટેશને ઊભી રહેતી આગળ વધી રહી છે. સૂકી જમીન ઉપર સૂર્ય અગ્નિ વરસાવી રહ્યો છે. પેસેંજરો બારીની બહાર ડોકાતાં બંધ થયાં છે. એમનાં શરીર પસીનાથી લદબદે છે.

'ઓ..હો..હો..હો..કાંઇ લૂ વાય સે લૂ!' કહેવાની જરૂર ન છતાં એક જણથી બોલી જવાય છે.

એની બાજુમાં બેઠેલા માણસના વાળ ધોળા, ચામડી કરચલીયાળી અને મોંના થોડાક દાંત ખૂટતા છે. વયે પાકટ હોય એવો એમનો દેખાવ છે ને અનુભવે પણ પાકટ હોય એમ એની વાણી કહી રહી છે. "હોય બાપલા," એ અનુભવી બોલે છે, "ઇ તો રતનાં કામ રત કરે જ ના! ગરમી ઇ તો ખોરાક સે: તમારો, મારો, અનાજનો ને હઉનો. એ ઇનાં વગર્ય તો આપણે હંધાય કરમાઇ જાયીં કરમાઇ."

મુસાફરોની હાડમારીઓની દરકાર કર્યા સિવાય એકસપ્રેસ માતેલી ગતિથી 'છક...છું, છક...છું' કરતી દોડ્યે જાય છે. રસ્તામાં હાથલા થોરનાં ઝુંડ ઠેકઠેકાણે દાયરો જમાવી બેઠેલા છે. ભેંસો ને ગાયોનું એક ધણ ચરી રહ્યું છે. તેનો ગોવાળ એ ટોળા ઉપર નજર રાખવાને બદલે વડલાની છાંયામાં લાંબો થઈને સૂઈ ગયો છે. વડલાની વડવાઈએ એક છોકરો હીંચકી રહ્યો છે તે ગોવાળનો જ હશે એમ લાગે છે. ટ્રેનના પાટા પાસે ચરતી એક ગાય ટ્રેનનો ખડખડાટ સાંભળી, કાન ઊંચા કરી, પૂછડું હવામાં અદ્ધર ઉછાળતી, ભાંભરતી ભાંભરતી ધણ તરફ દોડી જાય છે.

ટ્રેન આગળ વધતી જાય છે તેમતેમ એ દશ્ય ગોળ ગોળ ફરતું નજર બહાર જતું રહે છે. હવે કંઈક બીજું જ દેખાય છે. અનાજ કાપી લીધા પછી રહેલા ખૂંપરામાંથી અને ખેતરના ડોલના ધરૂની બાજુમાંથી ગાડાંઓની એક હારકતાર જઈ રહી છે. ગાડાખેડુઓના દરેકના ચહેરા શ્યામ છે, ગરમી સહન કરવાનું જાણે કેમ વ્યસન થઈ ગયું હોય તેમ એ લોકો તપતા સૂર્યની દરકાર કર્યા વગર દુહા લલકારતા ચાલ્યા જાય છે.

ટ્રેન હડસેલા ખાતી નવપુર, હાથલીઆ, બાટેસર વગેરે નાનાં સ્ટેશનો વટાવી આગળ જઈ રહી છે. જે છેલ્લા સ્ટેશનેથી એ ઉપડી એનું નામ ભાંખડીઆળા. જ્યારથી આ સ્ટેશનો બંધાયાં ત્યારથી અત્યાર સુધીમાં કોઈ પેસેંજર ત્યાં ઊતર્યું કે ચડ્યું હોય તેવું એકસપ્રેસના ગાર્ડને માલૂમ નથી. સ્ટેશનથી ચારચાર, પાંચપાંચ ગાઉને છેટે વસેલાં એ ગામડાં ખોબા ખોબા જેટલાં લાગે છે.

એકાદ બે ઝાડ અને ત્યાં આગળ બાંધેલું એક છાપરું. છાપરાની નીચે બે બાજુ બે ઓરડીઓ અને વચ્ચે લાકડાના ખપાટીઆનો ઝાંપો. અહીં આવીને ટ્રેન ઊભી. એક ઓરડીમાંથી નીકળી એક બાઘડ જેવો માણસ, જરા યે ફીટ થતાં ન હોય એવાં કોટ પાટલુનમાં સજ્જ થઈ, રુઆબ જમાવવાનો પ્રયત્ન કરતો, પાટલૂનના ખિસ્સામાં હાથ નાખતો 'પ્લૅટફૉર્મ' પર આવ્યો. 'પ્લૅટફૉર્મ' એટલે ટ્રેન જેટલી લંબાઈની ઝાંખરાં વગેરે કાઢી નાખી સાફ કરવામાં આવેલી જમીન; ધૂળથી ભરેલી ને કાંકરે મઢેલી. એ માણસના માથે છીંકણી રંગની, તેલથી ને મેલથી ખરડાએલી એક પાઘડી શોભી રહી છે. બીજો એક કામળીમાં માથું ઢાંકેલો દુબળો માણસ 'બોં...બો' કરતો સાંજણી થોડે છેટે આવીને ઊભો. ક્ષયથી ગળી ગયું હોય એવા શરીરે રોજની ટેવ પ્રમાણે એ બોખલો બે હાથથી મોં પાસે લાઉડસ્પીકર જેવો આકાર બનાવી, હતું તેટલું જોર કરી બરાડ્યો: "એ ગુંદાળું...ઉ... (બોં...બોં...) ગુંદાળું...(બોં...) ટેસન... (બોં...)



રાયસાગર સરોવર-કાંકરોલી

ફોટો • જગન્નાથ મહેતા



શ્રીનગર પર સંધ્યા

ફોટો : સૈયદ • પાલનપુર

તેણુ... મીલ ...ટ!"

સ્ટેશનના નામનું પાટિયું તો હતું, પણ તાપમાં પતરીઓ વળીને નામ ઉખડી ગયું હતું. પાટિયું નવું હોય તો ય વાંચે કોણ? અભણ 'ગામડીઆઉ?' એટલે રેલવે સત્તાવાળાઓએ આ બૂમ પાડવાની પદ્ધતિ અખત્યાર કરી છે. ત્રણને બદલે 'પોરણસર' ટ્રેન દસ મિનીટ ઊભી રહી. ન તો કોઇ ચઢ્યું કે ઊતર્યું. સ્ટેશન માસ્તર સોડાલેમનવાળા ડબ્બા પાસે જઇ બરફનું પાણી 'મફત' પી આવ્યા.

ક્યાંકથી ઘંટનો અવાજ થયો. પહેલાં ટ્રેન ઉપડી ને પછી ગાર્ડની સીટી સંભળાઇ! માસ્તર પાછા ઓરડીમાં પેસી ગયા અને પેલો દુબળો પાતળો માણસ 'ખો-ખો'ની ધૂન જમાવતો 'સા'બ'ની પાછળ ચાલ્યો.

ખટ ખટ...ખટાક! ટ્રેન ગતિમાં આવી દોડવા મંડી છે. પાછા ચાલો જરા બારીમાંથી બહાર નજર કરીએ. ખેતર જ નજરે પડે છે. વચ્ચે એક કૂવો લાગે છે. કૂવાની બાજુમાં ઝાડ છે. રાયણનું હશે એમ એના દેખાવ ઉપરથી અનુમાન કરી લઇએ. ઝાડની નીચે બે બળદો નિદ્રા લે છે, એક વાછરડું આમથી તેમ ઘાસ ચાવતું ફર્યા કરે છે...જુઓ હવે સામેના બીજા ઝાડ તરફ. ખેડૂત જમી રહ્યો લાગે છે. બપોરનું 'ભાત' હશે. 'ખણુ...ખણુ' અવાજ થાય છે ટ્રેન ગરનાળા ઉપરથી પસાર થઇ રહી છે. પૂલની નીચેના ધૂળવાળા રસ્તામાંથી એક ગાડું ધીમું ધીમું જઇ રહ્યું છે અને એની પાછળ એક નાનો 'જહેજ-સ્વાર' પણ જઈ રહ્યો છે.

હવે ગાડી આગળ વધી ગઇ છે. 'ખડાંગ' કરતા ડબ્બા અથડાય છે. ટ્રેનની ગતિ નરમ પડે છે ને માંડમાંડ ચાલી શકતી હોય એમ બરોબર એક વાર દૂર જઇને 'કીચુડ, કીચુડ' કરતી ધીમે ધીમે ઊભી રહી જાય છે. આ પણ અગાઉના જેવું જ બીજું સ્ટેશન. એ જ ઢબનું. એ જ જાતનું 'પ્લૅટફૉર્મ' અને એવા જ બૂચડ જેવા સ્ટેશન માસ્તર. અરે, પણ આ તગડો ઇન્સાન કોણ છે? ઓળખ્યો ઓળખ્યો. એ તો લાગે છે 'સાબ'નો હાથ નીચેનો માણસ. જોજો, હમણાં બૂમ પાડશે.

'એ...ય...ધરમપુર ઇસટેસ...ણ હલ્ગીલ...ટ.' ટ્રેનમાંથી ગામ દેખાતું નથી. આઠ ગાઉ દૂર આવેલા પહાડની પાછળ ધરમપુર સોડ તાણી સૂતું છે, એમ જાણનારા કહે છે. મટોડીથી ચણેલા ઘણાં ઝૂંપડાં, ઇંટોથી ચણેલા થોડાંક મકાન ને વિલાવતી નળીઆ-વાળી. એકાદ 'હવેલી' ગામનો અસબાબ છે. કહે છે કે બધાં ગામોમાં ધરમપુરની આબાદી સારી છે. એની નેવું ખોરડાંની વસતિમાં કોઇનીય આંતરડી કણસતી હોય એમ ક્યારેય કહેવાયું નથી.

'સા'બ' અને તેનો એસિસ્ટન્ટ, એક કૂતરું ને ત્રણ નાગાં છોકરા, ધૂમાડાના ગોટા કાઢતું એન્જીન અને પસીને ભીંજાએલા ઉતારુઓ; બધાંય મૂંગાં છે. ટ્રેનમાં સોડા-લેમનવાળાનું જે ખાનું છે તેમાંથી એક માણસ બહાર નીકળી, ડબ્બાઓ આગળ 'સોડાલેમન-બરફ'ની બૂમ પાડતો જાય છે.

'હવે જા...જા!' એક વૃદ્ધ કણ્ઠથી બરાડી ઊઠે છે. 'મારા બેટા એક ગલાસ સ્વાદ વગરનું



ટ્રેન ઊભી રહી. ધૂળના ગોટા વચ્ચેથી મારતે ઘોડે કોઇ સ્ટેશન તરફ ધસી આવતું હતું.

પાણી દીગે ને કાગે "લીયો આ સોડા" અને ફદીઆં લઈ મૂકે આડ.'

દસ મિનીટ થઈ ને 'બગર ધીરણુસર' ગાર્ડની સીસોટી ગાજી. પણ ઓતરાદી દિશાએ આ આંધી શાની ઊઠી છે? ધૂળના ગોટા વચ્ચેથી આ દેકારો કોનો કાને અથડાય છે? સ્ટેશન માસ્તરે આંખ ઉપર હાથની છાજલી બનાવીને ઊંચા થઈને જોયું.

'એલા ખોભરજો.' એણે બૂમ પાડી. 'ગામમાંથી કોઈ માણસ આવતું જણાય છે; અસવાર લાગે છે.'

ટ્રેન હજી તો ચાલુ જ થઈ'તી, ત્યાં ફરીથી ગાર્ડની સીસોટી ગાજી અને 'ધડાંગ' કરતીક ને ટ્રેન 'ધીરણુસર' પાછી ઊભી રહી ગઈ.

ઘોડાનાં ડાબલાંનો અવાજ હવે ચોકખો સંભળાય છે. ઘોડો ને 'અસવાર' હવે સ્પષ્ટપણે દેખાય છે. બે મિનીટ પણ નહોતી થઈ ત્યાં એ 'અસવાર' સીધો 'પ્લૅટફૉર્મ' પર આવ્યો એક કુદકે ઘોડેથી ઊતરી, પસીનાથી રેબઝેબ બનેલો એ ડબ્બા તપાસતો તપાસતો સોડા-લેમનના ડબ્બા પાસે અટક્યો. સ્ટેશન માસ્તરે એને ઓળખ્યો.

'એલા આ તો દેવુભાનો કરસનીઓ. શું કરવા આવ્યો છે?' એ હર્ષથી પોકારી ઊઠ્યા. પણ દેવુભાના કરસનને કંઈ પણ સાંભળવાની ફુરસદ નહોતી.

'બાપુ!' એણે કપાળેથી આંગળી વતી પસીનો નીતારતાં સોડા-લેમનવાળા લલ્લુને પૂછ્યું, 'બરફ સે તારી પાંહે?'

માસ્તર ને લલ્લુ, થોડાક મુસાફરો અને ગાર્ડ (જે આ વખત સુધીમા ત્યાં આવી ગયો હતો) આશ્ચર્યથી જાડા પાણકોરાનું બનાવેલું કેડિયું અને સુંથણું પહેરેલા કરસન તરફ જોઈ રહ્યા. એણે માથે ફાળિયું વીંટાળ્યું હતું ને મૂછનો દોરો ફૂટયા કરતા ફૂટું ફૂટું થઈ રહ્યા હતો એમ કહેવું વધારે સાચું લાગશે. ગાડીથી એ જરા છેટે ઊભો હતો. આઠ આઠ ગાઉથી આ ધોળના અગ્નિમાં બરફ લેવા આવનાર કરસનની બુદ્ધિમાં બગાડ તો નથી પેઠોને? એમ લોકો વિચારતા હતા

'સા...બેવકૂફ લાગે છે જો, ત્યાંથી લ્યાં લગીન આના તડકામાં બરફ લેવા આઇવો છ." ગાર્ડ માસ્તર મગનભાઇ બોલી ઊઠ્યા. એમની જાત એમની વાતમાં તરી આવતી હતી.

'બરફ? હોવે...છે સ્તો.' લલ્લુએ કહ્યું. "બરફ વગર કેમ ચાલે? 'જોઇએ એટલો છે.'

તો, એકાદ ગાંગડો દેહો બાપુ! મારાં આતા ઇનાં વગર મરી નથી હકતા. આજ સવાર દીગા ઇ તાવમાં બફાય સે. કાગે સે, 'કરહનીયા થોડો બરફ માથે સોપડચ તો હું હખેથી મરૂં. ગોંમાં દેનારા બધો સે તી એકાદ ગાંગડી બરફની લૈ આવ્ય બાપ!' સાર દી તો સલાવ્યે રાખ્યું, પણ આજ હમણાં બળદેવ ઠાકરે કીધું 'એલા કરહન, તારો આતો સેલ્લી ઘડી સે. મરતાનું વેણ ઉથાપીસ માં.'

બધા એકચિત્ત સાંભળી રહ્યા છે. શાથી બધા શાંત છે? નથી એ વાણીમાં મિઠાશ કે નથી એના બોલનારમાં હોંશ.

'મેં કીધું,' કરસને આગળ ચલાવ્યું, 'પણ ઠાકર, બરફ લાવો ક્યાંથી! સે'રમાં જાઉં તો મળે. પણ સે'ર રીયું નરીહ ગાઉ સેટું.' તયેં ઇ કાગે, 'એલા, આને ઇશટેશણે-ગાડીનો વખત થાગો સે. ન્યાં 'ટેન'માં બરફ રીગે સે. તી દેહે તને' આ ઇ માટે હું આઇ આવ્યો સું. દેહો બાપા એકાદ ગાંગડો બરફનો!'

ગાર્ડ મગનભાઇએ ઉચ્ચારેલાં વેણ હવે એમને જ ડંખવા લાગ્યાં. જરાય આડંબર કે જરાય બીજાણ વગરની અંતરના ઊંડાણમાંથી બોલાએલી આ વાણી એમની આંખોને ભીંજવી ગઈ.

'આપ લલ્લુ, બરફનું એક ગચ્ચું ભાઇને આપ.' લલ્લુને કહેતા તે ગાર્ડના ડબ્બા તરફ ચાલ્યા.

અને જતાજતા બોલ્યાઃ 'પૈસા ન લેતો, હું આપીશ.'

લલ્લુએ પાંચેક રતલનો બરફનો ટુકડો વહેરની અંદર બરાબર મૂકી, કાગળ વડે લપેટી કરસનને આપ્યો.

'મોટો પાડ થ્યો બાપ.' એણે કહ્યું. આંખમાંથી પડું પડું થઇ રહેલું એક બિન્દુ ગાલ ઉપરથી સરકી પસીના ભેગું મળી ગયું. 'કેટલાં દઉં?' એણે પૈસા કાઢવા માંડ્યા.

ને ત્રીજી વાર સીટી ગાજી. ઉતારુઓ ઝડપથી ડબ્બામાં ચડી ગયા. ટ્રેન આંચકા સાથે ઉપડી. કરસન લલ્લુની વધારે નજદીક ગયો ને ડબ્બાની સાથે સાથે ચાલવા લાગ્યોઃ 'કેટલાં કાવડીયાં થ્યાં?' એણે ફરીથી પૂછ્યું.

'પૈસા નથી જોઇતા પટલ, હવે ઝટ ગામમાં

જાઓ નહિ તો બરફ ઓગળી જશે.'
લલ્લુએ બારીમાંથી ડોકું બહાર કાઢી કહ્યું.

કરસન ઊભો રહી ગયો—પાષાણવત્. એની આંખો ચાલતી ટ્રેનની બારીમાં દેખાતા લલ્લુના મોં ઉપર આશીર્વાદ વર્ષાવતી ચોંટી રહી. એના હાથ 'કેટલા થયા'ની પ્રશ્નાર્થસૂચક મુદ્રામાં સ્થિર હતા.

ટ્રેન જ્યારે દૂર નીકળી ગઇ ત્યારે કરસને ઘોડો પલાણ્યો. એક હાથમાં બરફનો ટુકડો ને બીજા હાથમાં લગામ પકડી, એડી લગાવી, એણે ઘોડાને તગડી મૂક્યો. પ્લૅટફૉર્મ પર ઊભેલા ઓળખીતા સ્ટેશન માસ્તરની એક વધુ પ્રશ્ન પૂછવાની ઉત્સુકતાનું એમનાં જ હૃદયમાં દફન કરી, રસ્તે જતાં ઓળખાણવાળા પ્રસમોના સવાલના જવાબ ગળી જતો, ખેતરમાં બેસી ચલમ પીતા રામજી આતાના આમંત્રણને અવગણતો, પસીનાથી નીતરતો, ધૂળથી ખરડાતો કરસન અરધા કલાકે ગામમાં પહોંચ્યો. ડેલીએ ઊતરી ઘોડાને ખીલે બાંધી, બરફ લઇ એ જેવો ઘરમાં પેસવા જતો'તો ત્યાં જ બળદેવ ઠાકર ચહેરા ઉપર દિલગીરી ને આંખમાં પાણી ભરીને સામે આવ્યા.

'કરહન, આ દનિયાનાં દખ દેવુબાથી આજી વાર નો જોઇ હકાયાં. પાંસ મીલટ મોર્ય જ એણે ગામતરાં કર્યાં. હશે બાપ.' ઠાકર ગદ્‌ગદિત કંઠે બોલ્યા, 'મારા વા'લાને રૂડું લાગ્યું ઇ ખરૂં.'

કરસનની આંખમાંથી ધાર વછૂટી. 'કાંઇ કે'તાતા?' એણે પૂછ્યું.

'કાંઇ નઇ. પણ મરતાં પે'લાં તાવની ગરમીમાં બબડતા'તા કે "હાશ, બરફ કેવો ટાઢો લાગે સે—મારો કરહન ઠેઠ ટેશને લેવા ગ્યો'તો—કેવો ટાઢો લાગે સે આ બરફ' આટલું જ કે'તા'તા.'

'ઠાકર, ઘોડાને નીરણ નાખજો બચારો બઉ ઘોડ્યો સે.' એમ કહી કરસન, હાથમાં ઓગળીને નાનો બની ગએલો બરફનો ટુકડો લઇ અંદર ઘરમાં ગયો. ઓરડામાં એક બાજુ પડેલા એના પિતાના શબ પાસે એ ગોઠણભર બેસી ગયો. બરફના ટુકડાને સાફ કરી પહેલાં એણે એને કપાળે લગાડ્યો ને પછી એક ઝીણી કટકી કરી શબના મોંમાં મૂકી.

'આતા' શબના મોઢે હાથ ફેરવતાં એ બોલ્યો, 'બરફ લૈ આવ્યો સું—લાગે સે ને ટાઢો!'

જેવો બરફ ઠંડો હતો તેવું જ દેવુબાનું શરીર ઠંડુ હતું. દેવુબાએ જવાબ ન આપ્યો. કરસને મહાપરાણે અત્યાર સુધી દાબી રાખેલાં ડુસકાં જોર કરી ધસી આવ્યાં. 'ઠાકર!' એણે બૂમ પાડી, ઠાકર દોડતા આવ્યા.

'ઠાકર,' કરસને અવાજ ધીમો કરતાં ડુસકાં સહિત કહ્યું, 'ખાંપણની તૈયારી કર્ય ભાઇ.'

...ને દૂર દૂર ધૂમાડાના ગોટા કાઢતી કાઠીઆવાડ એક્સપ્રેસ ચળકતા પાટા ઉપર એ જ માતેલી ગતિએ જઇ રહી હતી.

ચંદુલાલ પટેલ



## જનની

• સ્રગ્ધરા •

તારા શ્વાસે શ્વસીને મમ ઉર ધબક્યું, તેં દીધી પ્રાણદીક્ષા,
પીધી મેં સ્તન્યધારા, તુજ ઉર બળગી અંગઅંગો નચ્યાં આ;
પૂછ્યું તેં મૌન મારૂં, કુતૂહલ સમજી તેં મને હાથ દીધો,
ગીતો તારાં સુણીને, શબ્દ તુજ શીખી થાઉં વાગ્પતિ હું.
તારી હૂંફે વિતાવી શરદ કંઇક ને કૈ વસંતો વિતાવી,
કિન્તુ મા, યૌવને તો પ્રણયજીવનની રાણીને હાથ આપી
ભૂલ્યો. ના, ના, ભુલું ના—તુજ ઉર રતું આંખ તારી કહે એ.
સેવામૂર્તિ હૃદે લે, જીવનભર રહે પ્રાર્થનામૂર્તિ મારી.

હરિશ્ચન્દ્ર બ. ભટ્ટ

## મેંદીનાં પાન

વધુ બોલવાના મોહમાં વધુ શીખવાનું ભૂલી ન જવાય એ યાદ રાખજો.

સ્વર્ગમાં ગુલામનું પદ મેળવવા કરતાં નર્કમાં સમ્રાટપદ મેળવવું ઉત્તમ છે.

આદર્શ જીવન વિનાની સંપત્તિ ચાંદની વિનાના આકાશ જેવી છે.

સંભાષણનો સૌથી મુખ્ય ગુણ સત્ય, પછી સંગતિ, તેની પછી અર્થગૌરવ, અને મનોરંજન તો સૌથી છેલ્લું આવે.

# નવી નજરે

*સમાજહિતની કોઈ અદ્દષ્ટ ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે ગજબ મશ્કરીની વિચક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ;—જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી વિચારણાને તાઝગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા*

---

થોડા વખત પહેલાં એક સામ્યવાદી અમેરિકન સંસ્થાનું સાહિત્ય વાંચવામાં આવ્યું ત્યારે પહેલી નજરે તે ખૂબ આકર્ષક લાગ્યું. એ સંસ્થાનું નામ છે 'ધ ઇક્વિટિસ્ટ લીગ'. સમાજની આર્થિક યોજનાને નવું સ્વરૂપ આપવાના એ સંસ્થાના કોડ છે અને એની પાછળનો શુભ હેતુ કોઈ પણ માનવપ્રેમીને રુચે એવો છે. આજની સમાજવ્યવસ્થામાં પ્રવર્તી રહેલી અસમાનતા નાબૂદ કરવા એ સંસ્થા નવું જ નાણું પ્રચારમાં મૂકવા માગે છે, અને તે નાણું એટલે 'પુખ્ત વયના માણસની એક કલાકની મજૂરીનો ચેક'. આ આખા ચેકને દેશવાર ડૉલર, પાઉન્ડ, રૂબલ કે રૂપિયો ગમે તે નામ આપી શકાય. આવા બધા ચેકની લેવડદેવડ હમેશાં એકાદ બૅન્ક મારફત જ થતી હોવાથી તમે કોઈ પાસે પાંચ કલાક કામ કરાવ્યું હોય અને બદલામાં બીજા કોઈને માટે પણ પાંચ કલાક કામ ન કર્યું હોય તો બીજે દિવસે બજારમાંથી શાક લાવી ન શકો; કેમકે બધી ઉપભોગ્ય વસ્તુઓની કીમત પણ આવા 'માનવ–કલાક' (!)માં નક્કી થઈ હોવાથી સોનું રૂપું તે ખરીદી ન જ શકે. યોજનાના ઉત્પાદકે એને કાગળ ઉપર ખૂબ જ વ્યવસ્થિત રૂપ આપવા પ્રયાસ કર્યો છે, અને તેથી અનેક રેડીઓ સ્ટેશનોએ તેની પાસે પ્રોગ્રામો બ્રોડકાસ્ટ કરાવ્યા છે. અરે બેચાર સ્ટેશનોએ તો એનું એકનું એક ભાષણ ત્રણત્રણ વાર લીધું છે. એ ભાષણો સાંભળનારને એમ જ લાગતું હશે કે હવે પછી એક માણસનું જીવન બીજો છીનવી નહિ શકે.

પણ એ યોજનામાં થોડા ઊંડા ઊતર્યા પછી વાંચનાર જ્યારે એ નવીન જગતમાં પોતાને મુકાએલો કલ્પવા માંડે છે ત્યારે થોડી મહેનતે વધુ નફો કરી લેવાની સ્વાભાવિક વૃત્તિ જાગ્રત થયા વિના રહેતી નથી. અને તથા જો પોતે એવા સમાજમાં હોય તો પોતાની થોડી મહેનતના બદલામાં બીજા પાસેથી વધારે મહેનત કઢાવવાના કેવાકેવા માર્ગો પોતાને માટે ખુલ્લા થઈ શકે તેમ છે તે એની શોધનો મુખ્ય વિષય બની જાય છે. અને દરેકને પોતપોતાના ગજા પ્રમાણે આવો કોઈ ને કોઈ માર્ગ મળી રહે તેમ છે! વધુ જાણવું હોય તો લખો: The Equitist League. Del Rosa, California, (U.S.A.)

**પ**ણ આ સંસ્થાની નવીન આર્થિક રચના કરતાં પણ એણે રજૂ કરેલો ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત વાંચનારની શ્રદ્ધાની વધુ આકરી કસોટી કરે છે. એ સંસ્થાની યોજના સામે કોઈએ એવી દલીલ કરી હશે કે માનવજાત હજુ ઉત્ક્રાન્તિક્રમમાં છે, એટલે કે તેનો થવો જોઈએ તેટલો સંપૂર્ણ વિકાસ હજુ થવો બાકી છે, માટે આવી યોજના ભવિષ્યના કોઈ સત્યુગ માટે બાકી રાખવી જોઈએ. આ એક જ સાદી દલીલનો જવાબ આપવા આ સંસ્થાએ માનવજાતની ઉત્પત્તિનો ચોંકાવે એવો ઇતિહાસ રચ્યો છે. એમાં એમ આવે છે કે પ્રથમ તો ડાર્વિનનો સિદ્ધાંત જ નાપાયાદાર છે, એટલે કે માણસજાતની ઉત્પત્તિ કોઈ હલકી પંક્તિના જીવમાંથી થઈ જ નથી, અને તેથી ભવિષ્યમાં માનવમાંથી માનવેતર ઉત્પન્ન થવાની રાહ પણ જોવાપણું નથી. માણસ ઉત્પન્ન થયો ત્યારથી એક જ પેઢીમાં આવો ને આવો જ થએલો અને ત્યાર પછી તેમાં કોઈ સુધારોવધારો થયો જ નથી; અને બીજાં બધાં પ્રાણીઓનું પણ તેમ જ છે.

આ દલીલનું ચણતર તે પૃથ્વીના ઇતિહાસથી શરૂ કરે છે. એના માનવા મુજબ પૃથ્વીની બાલ્યાવસ્થામાં પૃથ્વીને ફરતી છૂટા પડેલા પ્રવાહીની બનેલી શનિના જેવી મેખલાઓ હતી. એ વખતે એ મેખલાઓમાંની એક પછી એક અનિયમિત અંતરે પોતાની ગતિ ઓછી થતાં ધ્રુવના પ્રદેશો તરફ સરતી છેવટ પૃથ્વી પર આવી પડતી. આથી પૃથ્વી પર ઉત્પન્ન થએલાં પ્રાણીઓમાંનાં જે એક પેઢીમાં શારીરિક સંપૂર્ણતા મેળવી શકે તે જ જીવતાં રહેતાં, અને

બાકીનાં પાછળ પ્રજા મૂકી જ ન શકતાં. એમ એ અરસામાં કીડી, મંકોડા, હાથી, માણસ બધાં એકેક પેઢીમાં જ જન્મ્યાં અને શરીરે સંપૂર્ણ હોવાથી જીવતાં રહ્યાં. બીજાં સેંકડો પ્રકારનાં પ્રાણીઓ મરી ખૂટ્યાં હશે તેની આપણને ખબર પણ નથી. આ આખા ઇતિહાસમાં ભલેને આપણને વિશ્વાસ ન પડે પણ એના મોજકે એ રચવામાં જે અથાગ શ્રમ લીધો છે એટલા પૂરતા એના પર આફરીન થઇ જવાય છે. એમ તો સરસ્વતીચંદ્ર ઐતિહાસિક પાત્ર નથી છતાંય એની જીવનકથા માણસો વાંચે છે ને!

ઇજીપ્તના પીરામીડો એક ભૂતકાલીન જબરદસ્ત સંસ્કૃતિનાં સંજ્ઞાચિહ્ન છે એ આપણે બધા જાણીએ છીએ. પણ એ સંસ્કૃતિની પીરામીડો ઇજનેરી દૃષ્ટિએ એક અદ્ભુત સાહસ છે, અથવા તો એમાં પાંચ હજાર વર્ષ પહેલાની ગીણતરી હજુ તાજી જ પડી છે, કે એની કેટલીક વાતો સાધારણ રીતે સમજની વાત થતા આપણે હેરે ચડે છે. પણ એથી યે કેટલાંય ગણા રોમાંચક પ્રકરણો એ પીરામીડોના ચણતર પાછળ છે. ખાસ કરીને એ બધામાં જે સૌથી મોટો પીરામીડ છે એના સંબંધમાં મળી આવેલી કેટલીક હકીકતો આપણને આ સત્યની ઝાંખી ઝાંખી કરાવે છે. એ હકીકતોમા ખાસ ધ્યાન ખેંચે એવી ત્રણ બાબતો આ પ્રમાણે છેઃ

(૧) કોઇપણ અક્ષાંશ કરતા એ પીરામીડ જે અક્ષાંશ પર છે એમાં વધુ જમીન છે;

(૨) કોઇ રેખાંશ કરતાં એ પીરામીડના રેખાંશમાં વધુ જમીન છે;

(૩) આખી પૃથ્વી પર માણસના વસવાટને યોગ્ય કોરી જમીનના કેન્દ્ર ઉપર એ પીરામીડ આવેલો છે. અથવા બીજી ભાષામાં કહીએ તો પૂર્વ-પશ્ચિમની જમીનના ચોરસ માઇલ કરી તેના સામસામા છેડાઓને જોડતી લીટીઓ દોરી હોય તો આ પીરામીડ છે તે જ સ્થળે એકબીજીને છેદે.

આવાં બધાં વિલક્ષણ તત્ત્વો માત્ર આકસ્મિક જ સાથે આવી મળ્યાં હશે? ઇતિહાસકારની કલ્પના આ પ્રશ્ન આગળ થંભી જાય છે. વળી આ ઉપરાંત બીજી પણ કેટલીક ધ્યાન ખેંચે એવી વિગતો આ પીરામીડના ચણતરમાં છે. જેમકેઃ

(૧) વર્તુલના વ્યાસ કરતાં પરીઘ કેટલાગણો છે તેનું તદ્દન સાચું માપ થઇ શકતું નથી, પણ સામાન્ય રીતે ૩.૧૪૧૫૯ ગણો હિસાબમાં લેવાય છે. જોકે દશાંશના સાતમા સ્થળ સુધી તો હિસાબ કરનારે કરી જોયો છે. અને છતાં એ દાખલાનો અંત આવ્યો નથી. તેથી એ સંબંધને 'પાઇ' નામના ગ્રીક અક્ષર વડે બતાવવાનો રિવાજ છે. હવે આ પીરામીડની મૂળ ઉંચાઇ (અત્યારે તો તેના પથ્થરો ઉખડી ગયા છે) તેના પાયાની પહોળાઇના બેવડા માપ કરતાં 'પાઇ' ગણી હતી! એ બતાવે છે કે એ પીરામીડ ચણનારાઓને આ આંકડાનો ખૂબ સ્પષ્ટ ખ્યાલ હતો.

(૨) એકાદ વર્તુલના જેટલા જ ક્ષેત્રફળનો ચોરસ બનાવવો એ પણ ઉપરના જેવો જ ભૂમિતિનો એક દુર્ઘટ કોયડો છે. પણ પીરામીડના ચણતરમાં એનો પણ ઉકેલ સમાવવામાં આવ્યો છે. રાજાના શબને મૂકવાનો જે ઓરડો છે એની લંબાઇમાં વ્યાસ ઉપર એક વર્તુળ રચાયું હોય અને એના ક્ષેત્રફળમાંથી ચોરસ બનાવ્યો હોય તો પીરામીડના પાયાના માપનો બરાબર થઇ રહે. અને વળી એ ચોરસની દરેક બાજુમાં એક વરસના દિવસ જેટલા જ પીરામીડના માપના એકમ આવી રહેશે!

આમ ક્યાંક ગણિતના કોઇ કઠિન કોયડાનો ઉકેલ છે, ક્યાંક ભૂગોળ કે ખગોળના કોઇ મહામૂલા રહસ્યને પથ્થરમાં સૂચનરૂપે ઉતાર્યું છે, અને ક્યાંક ઇજનેરી બુદ્ધિનો પણ એવો જ ચમત્કાર આવી જાય છે. અને એ બધી વસ્તુઓ નજર સામે રાખીને એ પીરામીડ પાછળ મૂકી ગયેલી પ્રજાનો વિચાર કરીએ છીએ ત્યારે સાથેસાથ મા નવજાતનો ઇતિહાસ કેટલો જૂનો હશે એ ખ્યાલ ઉપર કલ્પના આવી અટકી પડે છે.

હરિકૃષ્ણ વ્યાસ



# રસાયણોનો રાજા
# સલ્ફ્યુરિક ઍસિડ



જ્યાં જ્વાળામુખી પર્વતો અસ્તિત્વ ધરાવે છે એવા સિસિલી, જાપાન અને પૃથ્વી પરના બીજા પ્રદેશો ગંધકના ટુકડાઓથી નિર્ભર થઇ રહ્યા છે. અસલના વખતમાં એ ગંધકના ટુકડાઓ બહુ ઉપયોગી મનાતા. કિમિયાગરો તો પારસમણિની શોધ કરવામાં તેને જરૂરનું સાધન માનતા. તેઓએ શોધી કાઢ્યું હતું કે જ્યારે ગંધકને પાણી ઉપર બાળવામાં આવતો ત્યારે પાણી ઍસિડ બનતું; તેઓએ એમ પણ શોધી કાઢ્યું હતું કે જ્યારે ગંધકની સાથે સુરોખાર પણ બાળવામાં આવતો ત્યારે ઍસિડ પ્રમાણમાં વધારે સારો બનતો અને ચામડી ઉપર પડતાં ચામડીને તે દઝાડતો. કિમિયાગરો આટલેથી આગળ ગંધક વિષે વધારે શોધી શક્યા ન હતા.

ત્યાર પછી, ગંધકનો તેજાબ અથવા સલ્ફ્યુરિક ઍસિડ બનાવવાનો પ્રથમ પ્રયત્ન ઇ.સ. ૧૭૪૦મા કરવામાં આવ્યો. શરૂઆતમાં એને કાચનાં માટલાંઓમાં બનાવવામાં આવતો, પરંતુ એ રીત તો અતિશય મોંઘી પડવા લાગી. સલ્ફ્યુરિક ઍસિડની ઉપયોગિતા એટલી બધી હતી કે તેને સરતી રીતે અને સહેલાઇથી મોટા જથ્થામાં બનાવવાની ખાસ જરૂર હતી. એટલે છ વર્ષ પછી, કાચનાં માટલાંને બદલે સીસાની મોટી પેટીઓ (Chambers) ગોઠવવામાં આવી.

સલ્ફ્યુરિક ઍસિડની બનાવટમાં ત્રણ ભૂમિકાઓ છે. જુદા પદોમાં તેમને નીચે પ્રમાણે બતાવી શકાય:

પહેલી ભૂમિકા: ગંધક + પ્રાણવાયુ=ગંધકનો વાયુ–સલ્ફર ડાયૉક્સાઇડ.

બીજી ભૂમિકા: ગંધકનો વાયુ + પ્રાણવાયુ=ગંધકનો તીવ્ર વાયુ–સલ્ફર ટ્રાયૉક્સાઇડ.

છેલ્લી ભૂમિકા: ગંધકનો તીવ્ર વાયુ + પાણી=સલ્ફ્યુરિક ઍસિડ.

કાગળ ઉપર તો આ બધું સાવ સહેલું લાગે છે પણ વાસ્તવિક રીતે તેમ નથી. પ્રાણવાયુ (ઑક્સિજન) હવામાંથી મળી તો રહે છે, પણ એમ કે તે ગંધક સાથે બીજી ભૂમિકામાં બતાવેલી હદથી આગળ સહેલાઇથી ભળી શકતો નથી. સલ્ફર ડાયૉક્સાઇડ તો ફક્ત ગંધકને હવામાં બાળવાથી થાય પણ સલ્ફર ટ્રાયૉક્સાઇડ બનાવવો સહેલો નથી. સલ્ફર ડાયૉક્સાઇડના પાણીની અંદરના દ્રાવણ (સલ્ફ્યુરસ ઍસિડ)ને વર્ષો સુધી હવામાં રાખી મૂકીએ ત્યારે થોડોક સલ્ફ્યુરિક ઍસિડ માંડ બને. એમ કે દહાડો વળે? કોઇની લાગવગ જોઇએ. રસાયણવિજ્ઞાનમાં આવી લાગવગ ધરાવના કેટલાક પદાર્થો છે, એવી કેમિસ્ટને ખબર હતી એટલે તેણે તેઓની શોધ માટે પ્રયોગો કરવા માંડ્યા.

આખરે એનો પ્રયોગ સફળ થયો. નાઇટ્રોજનના ઑક્સિજન સાથેના સંયોજનથી થએલા વાયુઓ *(oxides of nitrogen)* એને મળી ગયા. આ વાયુઓના અણુઓએ પોતાનામાંથી ઑક્સિજનનો પરમાણુ ફેંક્યો; સલ્ફર ડાયૉક્સાઇડના અણુએ તેને પકડી લીધો. આમ કેટલાય અણુપરમાણુઓની આપલે થયા પછી સલ્ફર ડાયૉક્સાઇડનો સલ્ફર ટ્રાયૉક્સાઇડ બન્યો. કોઇ પણ વાયુના અણુઓ એક સેકંડમાં લગભગ પાંચ કરોડ વખત અથડાય છે; એટલે ૧,૫૦,૦૦૦ ઘનફૂટ જેટલા માપની સીસાની પેટીઓ (Chambers) અણુપરમાણુઓની અનુકૂળ અથડામણ માટે બસ થઇ રહે. આ પેટીઓમાં પાણી (વરાળ), ઑક્સિજન (હવા), અને નાઇટ્રોજન ઑક્સિજનના સંયોગથી બનેલા વાયુઓનું સલ્ફર ડાયૉક્સાઇડ સાથેનું મિશ્રણ દાખલ કરવામાં આવે તો લગભગ ૩૮૦°–૪૦૦° અંશ સેંટીગ્રેડની ઉષ્ણતાએ સલ્ફ્યુરિક ઍસિડ તૈયાર થઇ રહે.

કારખાનામાં મોટા પાયા ઉપર સલ્ફ્યુરિક ઍસિડ કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તે આપણે ટૂંકાણ-

## અવધૂત

• પૃથ્વી •

વિરાટ અવધૂતને નિરખીને અનાસક્ત આ
ઉમંગભર કોઇ પાગલ ઉઠી મને નાચતો;
અસીમ મદી ઊડતો ઉપરણો રહે વાયુનો
અને કદિક મેઘ-શંખ ધરી હાથ તું ફૂંકતો
નિશા-સમય નાચતો નિરખું તારલા સંગમાં,
પ્રચંડ કદિ પૂરમાં, કદિક ચંડ વંટોળમાં;
તને જ ભરતીતણા તરલ ડુંગરે પેખતો,
ભભૂકી ઉઠતા દવે વનતણા થતો તું છતો.
ભયાનક કદિ બજે તું તુજ વાદ્ય જ્વાળામુખી,
સુણી અવનિ ગુંજતો'ય ઘડી નાદ એ ડોલતો
અસંખ્ય જલ-ધાર-તાર તણું વાદ્ય વર્ષા કદિ
વગાડી નચવે સરોવર નદી અને નિર્ઝરો.
ઉમંગભર કોઇ પાગલ ઉઠી મને નાચતો
વિરાટ અવધૂતને નિરખીને અનાસક્ત આ.

પ્રહ્લાદ પારેખ

---

માં જોઇ લઇએ. સૌથી પહેલાં તો ગોઠી ભઠ્ઠીઓમાં ગંધક બાળવામાં આવે છે, અને એક ભૂંગળા વાટે એ ગંધકનો વાયુ (સલ્ફર ડાયોકસાઇડ) એક બીજી લાંબી અને પહોળી નળીમાં જાય છે. અહીં તેની સાથે હવાને ભેળવવામાં આવે છે અને લોખંડ તથા સોમલના ક્ષારોની અશુદ્ધિઓ તેમાંથી છૂટી પડે છે. પછી ગંધકનો વાયુ અને હવા એક પાકા બાંધેલા 'ગ્લોવર ટાવર'માં દાખલ થાય છે. આ ટાવરમાં નાઇટ્રોજનના ઑક્સિજન સાથેના સંયોજનથી બનેલા વાયુઓ આવેલા હોય છે. આ વાયુઓ કારખાનામાં સલ્ફ્યુરિક ઍસિડ અને સુરોખાર વચ્ચેની રાસાયણિક પ્રક્રિયા વડે ઉત્પન્ન કરવામાં આવે છે.*

હવે આ બધાય વાયુઓ એકઠા થઇને સીસાની પેટીઓ (Chambers)માં પ્રવેશ કરે છે. આની અંદર વાયુઓ પરસ્પર સંપૂર્ણ સંઘર્ષણમાં આવે છે. પછી અંદર વરાળના રૂપમાં પાણીની પિચકારીઓ છોડવામાં આવે છે. આની રીતે સીસાની પેટીઓમાં સલ્ફ્યુરિક ઍસિડ તૈયાર થઇ એકઠો થાય છે; તેને નળી વાટે બહાર કાઢી લેવાની વ્યવસ્થા કરી હોય છે, અને બાકીના નં વપરાએલા વાયુઓ એક બીજા 'ગે-લ્યુસૅક' ટાવરમાં કુચકદમ કરે છે.

આ ટાવર લગભગ પચાસેક ફૂટ ઊંચો હોય છે. તેની અંદર ટાઇલ્સના ટુકડા ભરેલા હોય છે અને તેમાં થઇને ઉપરથી જલદ સલ્ફ્યુરિક ઍસિડ સતત ટપક્યા કરે છે. તેની અંદર નાઇટ્રોજન-ઑક્સિજનના સંયોજનથી બનેલા વાયુઓ ભળી જઇ 'નાઇટ્રોસો-સલ્ફ્યુરિક ઍસિડ' બનાવે છે. પછી આ ઍસિડને હવાના દબાણ વડે, એક ભૂંગળા વાટે 'ગ્લોવર ટાવર'ની ટોચ ઉપર રાખેલા એક વાસણમાં ધકેલવામાં આવે છે. આ વાસણની જોડે જ, એક બીજા વાસણમાં પાતળો (dilute) સલ્ફ્યુરિક ઍસિડ રાખવામાં આવ્યો હોય છે. પછી બન્ને ઍસિડનું મિશ્રણ કરવા માટે તેમને ટાવર નીચે, ટાઇલ્સના અંદરથી ટપકવા દેવામાં આવે છે. પાતળો સલ્ફ્યુરિક ઍસિડ જ્યારે નાઇટ્રોસો-સલ્ફ્યુરિક ઍસિડ' સાથે મળે છે ત્યારે તેમાંથી નાઇટ્રોજનના ઑક્સિજન સાથે બનેલા વાયુઓ છૂટા પડે છે અને ફરી તેમને કામમાં લેવામાં આવે છે. અવશેષ સલ્ફ્યુરિક ઍસિડ જોઇએ તેટલો ઘટ્ટ થયો હોય તેને ફરી 'ગે-લ્યુસૅક ટાવર'માં દાખલ કરવામાં આવે છે.

સીસાની પેટીઓમાં તૈયાર થએલો ઍસિડ પ્રમાણમાં બહુ ઘટ્ટ હોતો નથી. એમાં ૬૦-૭૦ ટકા સલ્ફ્યુરિક ઍસિડ હોય છે. એને વધારે જલદ બનાવવા માટે 'સિલિકા'નાં વાસણો એક ભઠ્ઠી ઉપર ચઢતાં ઉતરતાં ગોઠવવામાં આવ્યાં હોય છે. ઉપરના વાસણમાંથી સલ્ફ્યુરિક ઍસિડને નીચે વહેવા દેવામાં આવે છે. જેમ જેમ નીચે ઊતરે છે, તેમતેમ તે વધારે ઉષ્ણતાની સમીપ આવે છે અને જોઇએ તેવો જલદ બની રહે છે.

ઉપર વર્ણવી તે પદ્ધતિને 'ચૅમ્બર પ્રોસેસ' (Chamber process) કહે છે, કારણ કે તેમાં સલ્ફ્યુરિક ઍસિડને સીસાની 'ચૅમ્બરો'માં તૈયાર કરવામાં આવે છે. સલ્ફ્યુરિક ઍસિડ બનાવવાની બીજી પણ એક પદ્ધતિ છે જે 'કૉન્ટૅક્ટ પ્રોસેસ' (Contact process)

* કેટલેક ઠેકાણે નાઇટ્રિક ઍસિડમાંથી પણ આ વાયુઓ ઉત્પન્ન કરવામાં આવે છે.

કહેવાય છે. આ સદીના આરંભમાં શોધાયેલી આ પદ્ધતિ એકદમ આધુનિક છે; ચૅમ્બર ઍસિડ કરતાં આ પદ્ધતિએ બનાવેલો સલ્ફ્યુરિક ઍસિડ ઘણો જલદ અને અતિશય શુદ્ધ હોય છે. આ 'કૉન્ટૅક્ટ પ્રોસેસ' અથવા 'સ્પર્શ પદ્ધતિ'માં 'પ્લૅટિનમ'ના રજકણો 'મૅગ્નેશિયમ સલ્ફેટ' (Magnesium sulphate)ની અંદર ધરવામાં આવ્યાં હોય છે. પ્લૅટિનમના રજકણો રાસાયણિક પ્રક્રિયાની અંદર ઊતરતાં નથી, પણ એ ક્રિયાને ચાલતી કરવામાં ફક્ત સહાયભૂત બને છે. *

લગભગ ઇ. સ. ૧૮૧૭ના અરસામાં સલ્ફર ડાયોક્સાઇડમાંથી સલ્ફર ટ્રાયૉક્સાઇડ બનાવવા પ્લૅટિનમના રજકણો વાપરવા માટે સર હમ્ફ્રી ડેવીએ સૂચન કર્યું હતું. તેને અનુસરીને ૧૮૩૧માં બ્રિસ્ટલના એક પેરેગ્રિન ફિલિપ્સ નામના કારીગરે 'સ્પર્શ પદ્ધતિ'થી પહેલવહેલો સલ્ફ્યુરિક ઍસિડ બનાવ્યો. આ પદ્ધતિ ઉપર મોટી આશાઓ બંધાઇ અને જાણીતા ફ્રેન્ચ રસાયણવિદ્ ક્લેમેન્ત-દેઓર્મેએ તો ૧૮૩૫માં ભવિષ્ય ભાખ્યું કે દસ વર્ષ પછી 'ચૅમ્બર પ્રોસેસ' અદશ્ય થઇ ગએલ હશે. દસ વર્ષ નહિ, પણ સિત્તેર વર્ષ પછી આ નવી પદ્ધતિની સફળતાનાં દર્શન જર્મનીમાં થયાં.

પરંતુ શરૂઆતમાં જ એક મોટું વિઘ્ન નડ્યું. પ્લૅટિનમના રજકણો અમુક વખત સુધી કામ આપ્યા પછી નકામા થઇ જતા હતા. કારણ ખોળતાં એમ જણાયું કે ગંધકના વાયુની અંદર મળેલી સોમલની અશુદ્ધિને લીધે પ્લૅટિનમ કલુષિત થઇ જતું હતું. (ગંધકનો વાયુ ફક્ત ગંધકમાંથી જ બનાવવામાં આવે છે એમ નથી; સુવર્ણ માક્ષિક અથવા આયર્ન પાઇરાઇટિસમાંથી પણ તેને ઉત્પન્ન કરવામાં આવે છે. આની અંદર સોમલની અશુદ્ધિઓ ભળેલી હોય છે.) ઘણી મહેનતને અંતે જ્યારે અશુદ્ધિઓ દૂર કરવામાં આવી ત્યારે જ આ પદ્ધતિ ખરેખરી સફળ થઇ. આગળ જતાં, પ્લૅટિનમને સ્થાને 'વેનેડિઅમના સિલિકેટો' (Vanadium Silicates) વધુ ઉપયોગી જણાયા; તે સસ્તા હતા તેટલા માટે નહિ, પણ અશુદ્ધિના વિષની અસરમાંથી તેઓ મુક્ત હતા.

## એને પૂછો

• પૃથ્વી •

ભરી વીજનું વજ્ર ભાર ઘન સાથ તૂટી પડે
અને પ્રબલ ઝંઝવા સદ ભરીભરી ફેરવે
તરી ઘુમરણે, તદા નિશિતગિરિ માંહે પણ
સહસ્રશત ફેણથી નિધનઝેર ફુત્કારતો
ફણીધર સમાન શ્યામ નિધિ નાથવો એ ખરે
ખલાસી જીવડો મને રમત વાત જેવું ગણે.

પરંતુ મધ્યસાગરે પવનલ્હેર ભાંગી પડે,
અને જલધિ ઊર્મિશૂન્ય થઇ રહે બની નિશ્ચલ;
ઢળે સઢ, સરે ન નાવ તસુ એક યે, ને યદા
સુવર્ણકિરણે ઊગી અગનવર્ણી ડૂબી જતા
પ્રચંડ રવિની તળે ખૂટતું પંથપાથેય, ને
ઢળે દ્યુતિ ઢળે બાહ્ય ઉર કેરી શક્તિ તદા
લડી મરણશું લડી નિત તુફાનની આશમાં
પરોવી ક્ષિતિજે દગો જીવવું કેવું એને પૂછો.

રાજેન્દ્ર શાહ

---

જૂની 'ચૅમ્બર પ્રોસેસ' વધારે સફળ કે નવી 'કૉન્ટૅક્ટ પ્રોસેસ', તે કહી શકાય નહિ; કારણકે હરીફાઇના આ યુગમાં એ જૂની પદ્ધતિમાં પણ એવા નવા નવા સુધારા થતા જાય છે કે આ નવી 'કૉન્ટૅક્ટ પ્રોસેસ' તેના ઉપર સંપૂર્ણ વિજય તો કદી પણ નહિ મેળવી શકે. આપણા હિંદુસ્તાનમાં આવેલા 'ટાટા આયર્ન ઍન્ડ સ્ટીલ વર્ક્સ'માં જ ફક્ત 'સ્પર્શ પદ્ધતિ'થી સલ્ફ્યુરિક ઍસિડ બનાવવામાં આવે છે. બીજે બધે જૂની પદ્ધતિ જ વપરાય છે.

સલ્ફ્યુરિક ઍસિડની બનાવટ વિષે આટલું બધું જાણ્યા પછી તેના થોડા ગુણધર્મો પણ આપણે જાણવા જોઇએ. તે પાણી કરતાં ઘણો ભારે, તૈલી ને પ્રવાહી છે. ચામડીને તે દઝાડે છે એટલું જ નહિ પણ સલ્ફ્યુરિક ઍસિડની કઢાઇમાં જો માણસને નાખ્યો હોય તો તે આખોને આખો ઓગળી જાય છે. કાગળ ઉપર તે પડવાથી કાગળ બળી જાય છે અને પાણીની અંદર તેને નાખવાથી પાણી ફફળી ઊઠે છે, ઊકે છે અને પુષ્કળ ગરમી ઉત્પન્ન થાય છે. આને

*આવા પદાર્થને રસાયણવિજ્ઞાનમાં 'કૅટલિસ્ટ' કહે છે.

લીધે જ, સલ્ફ્યુરિક ઍસિડને પાતળો કરવા માટે તેને પાણીમાં કદી રેડવામાં આવતો નથી પણ તેની જ અંદર પાણી ઉમેરવામાં આવે છે. સલ્ફ્યુરિક ઍસિડની દાહક શક્તિ બતાવવા માટે શિક્ષક વિદ્યાર્થીઓને એક રસમય પ્રયોગ બતાવે છે. પોટાશિયમ ક્લોરેટ (Potassium Chlorate) અને ખાંડને સાથે વાટી, તેની અંદર સલ્ફ્યુરિક ઍસિડનું ટીપું નાખવામાં આવે છે, કે તરત જ જોનારના આશ્ચર્ય વચ્ચે ભડકો થાય છે.

મથાળે આપણે સલ્ફ્યુરિક ઍસિડને રસાયણોનો રાજા કહ્યો છે તેનું કારણ શોધવા જવું પડે તેમ નથી. સલ્ફ્યુરિક ઍસિડ વગર ધાતુનું શોધન, ખાસ કરીને લોખંડનો ઉદ્યોગ, અશક્ય બને છે. રેલવેના પાટા, ઍરોપ્લેન, મોટરો, ટેલીફોન, રેડીઓ, રી-ઇન્ફોર્સ્ડ કૉન્ક્રીટ વગેરેના ઉદ્યોગો સલ્ફ્યુરિક ઍસિડના અદૃશ્ય થવાથી નાશ પામે, કારણકે આ બધામાં વપરાતો 'ડાઇનેમાઇટ' (Dynamite) સલ્ફ્યુરિક ઍસિડ વગર બની જ ન શકે. કાલે સવારે સલ્ફ્યુરિક ઍસિડ બનાવવાની કળા નાશ પામે અથવા તો આપણે તે ભૂલી જઇએ તો શું થાય તેની કલ્પના જ ન કરી શકાય. મિલ ઉદ્યોગ બધા ય બંધ પડે, વિજળી ઉત્પન્ન કરવાનું એક્યુમ્યુલેટર (accumulator), ટિનના ડબ્બા, લોખંડનાં પતરાં, રેડિયોનો સામાન, કાગળ, ફૉસ્ફેટ અને ઍમોનિયાના અતિ ઉપયોગી ખાતરો, કચકડું, બનાવટી ચામડું, કેટલાય રંગો, અનેક દવાઓ અને બીજા ગણ્યા ગણાય નહિ તેવા ઉપયોગી પદાર્થોથી આપણને વંચિત રહેવું પડે.

અત્યારે કોઇપણ દેશની પ્રગતિનું માપ તેના સલ્ફ્યુરિક ઍસિડના ઉત્પન્ન પરથી અંકાય છે તેટલી જ વાત સલ્ફ્યુરિક ઍસિડને રસાયણોના રાજા તરીકે સ્થાપિત કરે છે.

ચંદ્રકાન્ત ર. શાહ

### પુસ્તકનિર્દેશ:

1 General Chemistry by Alexander Smith; 2 Chemistry in the service of Man by A Findlay; 3 Chemistry in Industry, Vols. 1 & 2, edited by H.E. Howe; 4 Discovery and Invention of the Twentieth Century by Edwyrd Creey; 5 The Standard Universal Encyclophedia, published by the Standard Literature Company, Calcutta.

# શિવલાલભાઈ

(અનુસંધાન પૃ. ૨૪૯થી) એ જાણના નહિ.

બીજું, કોઇ પણ વિષયને લગતો રિપોર્ટ ઘડવાનો હોય, અથવા કોઇ પણ કમિટી માટે મંત્રી જોઇતો હોય તો સરકારની આંખ સદાય શિવલાલભાઇ ઉપર ઠરતી, કેમકે અમારા મિત્ર પટવર્ધન લખે છે તેમ શિવલાલભાઇની બુદ્ધિ સર્વગામિની હતી.

From our College days I remember only one thing about Shah vividly. That was how on essay days, he began writing immediately the subject was announced. Most of us had to scratch our heads for a long time *before* we began, and then at intervals *after* we began, but I remember that Shah began immediately, and never stopped till he had finished the essay. His mind was so full and ready. અને કૉલેજમાં જેમ શિવલાલભાઇ હળવે હાથે નિબંધ લખતા તેમ નોકરીમાં રિપોર્ટ ઘડતા.

સર મનુભાઇ મહેતા પછી શિવલાલભાઇને બીકાનેરના દીવાન બનાવવાની વાત હતી, એટલે પોતે ફાઇનૅન્સ મેંબર થઇને ૧૯૩૯માં બીકાનેર ગયા હતા, પણ પછી ત્યાંનો રંગ ફરી ગયો, એટલે પાછા સરકારી નોકરીમાં આવી ગયા હતા.

શિવલાલભાઇએ આમ નોકરી સરસ બજાવી એટલું જ નહિ, પણ નવરાશની વેળાએ સંગીત આદિ લલિતકળાઓનો ઉત્તમ અભ્યાસ કર્યો, અને લખનૌની મૉરિસ સંગીત વિદ્યાલય તથા સરકારી કળા-હુન્નરશાળા (સ્કૂલ ઑવ આર્ટ્સ ઍન્ડ ક્રાફ્ટ્સ)ને બનતી સહાયતા કરી. પાછલી શાળાના આચાર્ય શ્રીયુત અસિતકુમાર હલદર મને કહેતા હતા કે શિવલાલભાઈ જેવો સહૃદય તથા નિરભિમાન અમલદાર પોને ભાગ્યે જ જોયેલ હશે.

પણ પરંતુ શિવલાલભાઇનો સાચો લાભ તો આપણને તે નોકરીના બંધનથી છૂટે તે પછી મળવાનો હતો; પણ આપણા ટૂંકા ભાગ્યમાં એ સમાણું

નહિ, અને સંવત્ ૧૯૯૪ના આશ્વિન સુદિ ૮ ને રવિવાર તારીખ બીજી ઑક્ટોબર ૧૯૩૮ને દિવસે જુહૂમાં અવિરત નાચ કરતા સમુદ્રને કાંઠે રાતે સાડા આઠ વાગ્યે, 'જનમનગણઅધિનાયક' એ રાષ્ટ્રગીત ચિ. કુસુમસુન્દરી આગળ ગવરાવી તે પછી અર્ધીક ઘડી સાગરસંગીત સાંભળી પોણા નવ વાગ્યાને આશરે એ ગાનપ્રિય આત્માએ લેશમાત્ર વેદના ભોગવ્યા વિના આ અસાર સંસારનો ત્યાગ કર્યો.

શિવલાલભાઇની સુશીલતાના પરિચાયક ત્રણ પ્રસંગ વર્ણવીને હું આ લેખ બંધ કરીશ.

એક તો પોતે કલ્પેલા પરગુણપરમાણુને પર્વત કરી બતાવવાની શિવલાલભાઇને ટેવ હતી. હું પોતે તો એ વાત સાવ ભૂલી ગયો છું, પણ શિવલાલભાઇ જ્યારે ઓળખાણ કોઇ આગળ આપતા ત્યારે કહેતા કે એલ્ફિન્સ્ટન કૉલેજમાં કલકત્તાથી દિલ્હી રાજધાની ફેરવી એ વિષે નિબંધ લખાવ્યો હતો એમાં થૂલરે પોતાને ૫૦ ને મને ૫૨ ગુણ આપ્યા હતા! મુસલમાન ઇતિહાસકારો કહે છે તેમ 'હકીકતનો જાણનાર એક અલ્લાહ છે.'

બીજું ૧૯૩૨માં હું દેશનિકાલના હુકમ સાથે વીસાપુરથી છૂટીને આવ્યો તે પછી મારે થોડોક વખત લહેર કરવી હતી, એટલે શિવલાલભાઇ ત્યારે સિમલા હતા એને મેં લખ્યું અને એણે સિમલાથી થોડે દૂર સંજૌલા નામે ગામડું કોટીના રાણાની હદમાં છે ત્યાં મને રહેવાની સગવડ કરી આપી. આવા ઉપકાર તો શિવલાલભાઇએ કઇક ઉપર કર્યા હશે એમાં સંદેહ નથી.

છેલ્લો પ્રસંગ નૈનીતાલમાં બન્યો. શિવલાલભાઈ નૈનીતાલથી લખનૌ જવા નીકળ્યા ત્યારે નૈનીતાલથી ત્રણ માઇલ દૂર ગોવિન્દનગરની ટેકરી ઉપર અમે રહેતાં હતાં ત્યાં આગળ પોતે આવ્યા એટલે રસ્તા ઉપર પોતાની મોટર ઊભી રખાવી, અને કેટલે આઘેથી સાદ કરીને અમને લખનૌ આવવાનું નિમંત્રણ દીધું. આવી તો એની દીનબંધુતા હતી.

આવા ઉચ્ચકોટિના જીવની તો ઉત્તરોત્તર ઊર્ધ્વગતિ જ હોય; ને એનું પ્રયાણ એવું છે કે જાણે આપણી વાડી ની વાડ ઉપર ચડેલું ફૂલ બીજી કોર જઇને ખીલે.

'Even for the dead I will not bind
my soul to grief,
Death cannot long divide;
For is it not as though the vine
That climbed up my garden-wall
Had beossomed on the other side?' (Anon)

**વાલજી ગોવિંદજી દેસાઇ**




પહેલું ઇનામઃ 'મા'–ચતુર્ભુજ વલ્લભદાસ (ઘાટકોપર); બીજું ઇનામઃ 'હાલો હુતાવળાં'–નવનીતલાલ શાહ (મલાડ); ત્રીજું ઇનામઃ 'ગુરુચરણે'–જયકુમાર પંડ્યા (અમદાવાદ). નોંધપાત્રઃ (૧) નાગધ સુરગાળા મગન (દેશોદ); (૨) જયન્ત લાલન (મુંબાઇ); (૩) દિનકર ભટ (એડન).

પોતાના બાળકને છાતી સરસું ચાંપતાં કઇ માતાનું હૃદય ઉમળકાથી ઊભરાતું નથી? પહેલું ઇનામ જીતનાર 'મા'ના ચિત્રમાં પોતાના બ્હાલસોયા બાળકને હેત કરતી માતાની દૃષ્ટિ કોઈ અગમ્ય ભવિષ્યને ઉકેલવા મથતી જણાય છે. માતા અને બાળકના ભાવ બહુ જ કુદરતી અને ચિત્ર વસ્તુને અનુકૂળ છે, અને એથી જ આ ચિત્ર સફળ બન્યું છે. આ ચિત્રનું સંયોજન સારું છે, ટ્રિમિંગ પણ બરાબર છે. ફક્ત કાળા લીટાવાળું સ્વેટર આંખને રુચિકર થતું નથી. લેન્સનું ઍપર્ચર ઝીણું કરી તેના પ્રમાણમાં એક્સ્પોઝર વધારીને ચિત્ર ઉતાર્યું હોત તો બાળક ડેપ્સ ઑફ ફોકસ,—ફોકસિંગની હદમાં આવત અને અત્યારે જે આઉટ ઑફ ફોકસ જણાય છે તે ન જણાત. ઉપરાંત, તે નૅગેટિવમાંથી હજી પણ મોટું એન્લાર્જમેન્ટ બનાવી શકાત.

ભાઇ નવનીતલાલ શાહના ચિત્ર 'હાલો હુતાવળા'માં પુષ્કળ ચિત્રસામગ્રી ભરી છે. આથમતા આકાશમાં વાદળાં રમી રહ્યાં છે અને એ આકર્ષક પડદા આગળ કેમ જાણે ખજૂરીનું ઝાડ અને બળદ ગાડીઓ ખેલી રહી હોય તેમ જણાય છે। પરન્તુ એમાં ત્રણ ચાર વસ્તુઓના થએલા મિશ્રણથી મુખ્ય ચિત્રવસ્તુ મારું જાય છે. નથી વાદળાં ભવ્ય વાતાવરણ ઉપજાવતાં કે નથી ગાડાંઓ કોઈ ચોકસ ભાત પ્રેરતાં. પણ આ એક ચિત્રમાંથી બે સ્વતંત્ર સારાં ચિત્રો બની શકે તેવું છે, અને તે સૂચવતી લીટીઓ ચિત્રપર દોરવામાં આવી છે. 'ગુરુચરણે'નો વિષય નવીન છે. ભાઇ પંડ્યાએ બુદ્ધની મૂર્તિનો આ પ્રકારનો ઉપયોગ કરી ચિંતનભર્યું ચિત્ર ઉપજાવ્યું છે. મૂર્તિના પગ આગળનાં ચાકથી લખાએલાં લખાણો ભૂંસી નાંખી અજ્ઞાન ને અવિચારી મુસાફરોનું અસ્તિત્વ ભૂંસી નખાયું હોત તો સારું થાત.

**બલવન્ત ભટ્ટ**

# ઝૂલા ઝૂલના . . . . એક જીવલેણ પળનો રોમાંચ

સરકસના રસિયાઓ તો જાણતા જ હશે કે સરકસ શરૂ થયા આગમચ શરૂ થતો બૅન્ડનો શોર માથું કેવું પકવી નાખે છે. પણ એમાંના ખેલોની કામગીરી જો સરસ હોય તો શરૂઆતની એ સઘળી ધૃષ્ટતા સહેજે સહ્ય બને છે. ને લોકોના કહેવા પ્રમાણે કોઇ હાફકારટ ગિલીગનના હાથ નીચે આવેલા આ મદ્રાસી સરકસની કામગીરી મુગ્ધ કરે એવી જ હતી. એમાં યે માસ્ટર કિટ્ટુ ને મિસ લક્ષ્મીના કામ પર તો બધા જ આફરીન વરસાવતા.

અમે હજુ એ સરકસનો એકે ખેલ જોયો ન હતો, એટલે બીજાઓ કરતાં બૅન્ડનો અવાજ અમને કંઇક વધુ ત્રાસજનક લાગતો હતો. છતાં સહન કર્યે જ છૂટકો હતો. લોકો ચિક્કાર ભરાઇ ગયા હતા ને બધા ખેલ શરૂ થવાની જ રાહ જોઇ રહ્યા હતા.

પ્રેક્ષકોની આશાનો એ તલસાટ છેવટે શમ્યો. બૅન્ડનો અવાજ વધુ કર્કશ બન્યો ને અમને પણ હાશ વળી. પહેલો જ ખેલ ઝૂલાનો હતો ને લક્ષ્મી તથા કિટ્ટુ બંનેની તેમાં કામગીરી હતી. સડસડાટ કરતા બંને ઉપર સીલિંગમાં લટકતા ઝૂલા પર સામસામા ગોઠવાઇ ગયા. બૅન્ડે તાનપલટો લીધો ત્યાં સુધીમાં તો બંને ઝૂલાની માંડણીમાં પગ ભરાવી ઊંધે માથે તોળાઇ પણ ગયા.

હવે હીંચકા ખાવા શરૂ થયા. અને એ બરાબર જામ્યા એટલે અદ્ધરની રમત શરૂ થઇ. બંનેએ પોતપોતાની અનોખી કરામતો પ્રેક્ષકો સમક્ષ રજૂ કરવા માંડી. પ્રેક્ષકો પણ વખતોવખત તાળીઓથી તેમને વધાવી લઇ પોતાની કદરદાનાશી બતાવી આપતા હતા.

ફરી બૅન્ડે પલટો લીધો. 'ઝૂલા ઝૂલના'ની તર્જ વાગવા માંડી. તુર્ત જ કિટ્ટુએ હીંચકાનો વેગ ઓછો કરવા માંડ્યો સામે લક્ષ્મીએ તેમતેમ વેગ વધારવા માંડ્યો ને છેવટે તો એટલા જોશ પર આવી ગઇ કે લક્ષ્મીને બદલે જાણે કોઇ તરલ રેખા જ ઝૂલા સાથે આવાગમન કરી રહી ન હોય!

હમણાં એ અદ્ધર ઉછળવાની, ને માસ્ટર કિટ્ટુ તેને અદ્ધર ને અદ્ધર ઝીલી લેવાનો. એ આખો જ ખેલ કમાલ હતો. કિટ્ટુનાં બાવડાંની અચૂકતામાં આજ સુધી ગલતીને સ્થાન નહોતું રહ્યું. સાચું કહીએ તો એ એક જ ખેલની રોમાંચકતાથી તો ગિલિગનની ટિકીટબારીએ ટંકશાળ પડતી.

અચાનક બૅન્ડ પણ બંધ પડ્યું. લક્ષ્મીના હીંચકાની ગતિ અનેકગણી વધી ગઇ. પ્રેક્ષકોના ચકિત મૌન વચ્ચે તે વધુ ને વધુ જોશથી કિટ્ટુની નજીક પહોંચતી ગઇ.

લાતો ઓહ! કરતો આખા હાઉસમાંથી સિસકારો બોલી ગયો. લક્ષ્મીએ ઝૂલા પરથી પગ સેરવી લીધા ને હવામાં એ કિટ્ટુ તરફ ચતી ધસી પડી ગીધ કે ગરુડની પવનમાં સમતોલ રહેલી પાંખો પેઠે તેના બે હાથ કિટ્ટુના ઝૂલાની દિશામાં લંબાઇ રહ્યા. પણ . . .

લક્ષ્મીના અદ્ધર ધસારા બરાબર જ કિટ્ટુનો ઝૂલો પાછો વળી નીકળ્યો. એક જ હીંચકાની ગફલત, પણ કેટલી ખતરનાક! એ કેમ બનવા પામી? આ-જીવન બેઉ અઠંગ ખેલાડીઓમાંથી એ કોનો દોષ? તમામ પ્રેક્ષકોની નિરુન્મેષ આંખો એ પળે જ એ બંને પર કેન્દ્રિત બની ગઇ. પરિણામની ભયંકરતાએ ઘણાખરા તો ઊભા થઇ ગયા. સરકસનાં માણસો પણ વિવશ બની ગયાં. અને લક્ષ્મી તો ઊડતાં ન શીખેલા બાળપંખીડા જેમ જમીન પર પટકાવા લથડી પડી. ખલાસ?

ના! બંને હૃદયોમાં એક જ પળ વિવશતા રહી ને બીજી પળે તો માસ્ટર કિટ્ટુ જીવ સાથે હોડ ખેલીને ઝૂલાની ગતિ આંતરી નીચે કૂદી પડ્યો. સખત ચોટ વાગ્યા છતાં તે ઘૂંટણભર બેસી ગયો. તેનો પેંતરો સફળ નીવડ્યો. બીજી અરધી પળ રહીને તો લક્ષ્મી 'ધબ્બાક' કરતી જમીન પર આવી પટકાઇ, પણ કિટ્ટુએ બિલ્લી જેવા ચાપલ્યે એવી તો સફાઇ વાપરી કે લક્ષ્મીનું માથું ને ખભા બરાબર તેના ખોળામાં જ ઝીલાયાં.

તરત બંનેને તંબુમાં લઇ જવામાં આવ્યાં. પ્રેક્ષકોની આકુળવ્યાકુળતા સમાય એમ ન હતી ત્યાં તો થોડીવારે મૅનેજરે આવી જાહેર કર્યું, કે ગભરાવા જેવું નથી. કોઇને સખત ઇજા થઇ નથી.

થોડા દિવસો રહીને ખરેખર બંને બરાબર જેવા સાજા તાજા બની ગયા. થોડાં વર્ષ વધુ જીવ્યાં હોય એવા ચહેરામાં થએલા ફેરફાર સિવાય શરીરમાં બીજો કશો ફેરફાર થયો ન હતો. એ પછી સરકસ જેટલા દિવસ રોકાયું તેટલા દિવસોમાં બેમાંથી એકે જણ ખેલમાં ઊતર્યું નહિ; ને એ જ સારૂં કર્યું. કારણ, નહિતર આ આખા યે પ્રસંગની રોમાંચકતાએ જે છાપ મારા મન પર પાડી છે તેને નાના નાના બનાવો ઝાંખારી નહિ તો ઝાંખી તો કરી જ મૂકત! પણ આમ હવે હું માસ્ટર કિટ્ટુ ને મિસ લક્ષ્મીના એ પ્રસંગની આખી છાપ મારા મનમાં સાબૂત જાળવી શક્યો છું.

(ફ્રાન્ક કિંગની એક વાર્તા પરથી) 'રેનિન'




## ગ્રીનિચની વેધશાળાનું ઘડીઆળ

### એ જોઇને કહેશો, કેટલા વાગ્યા?

ચોવીસ કલાકના ચંદાવાળુ આ ઘડીઆળ જોઇ પહેલી નજરે તો આ સવાલનો જવાબ મુશ્કેલ લાગે, કારણ વેધશાળાના મુખદ્વારે આવેલું એ ઘડીઆળ તો ગઇ મધરાત પછી વીતેલો સમય સૂચવે છે. એ સમય છે ૧૩ કલાક, ૨૨ મિનીટ, ૨૯ સેકંડ-એને આપણી સામાન્ય પદ્ધતિના સ્વીકૃત શબ્દોમાં મૂકીએ તો એમાં સત્તર મિનિટ કમ સમય થયો. આ ઘડીઆળ ગ્રીનિચની શાહી વેધશાળાનું છે ને ૧૮૮૦થી ગ્રેટબ્રિટને પોતાના સઘળા દસ્તાવેજોમાં એનો જ અતિક્રાંત સમય (Mean Time) સ્વીકાર્યો છે. ગ્રીનિચ પાર્કની એક ટેકરી પર આવેલી એ વેધશાળામાં દુનિયાભરમાં સૌથી શક્તિશાળી દૂરબીનો અને આત્યંતિક ચોકસાઇવાળાં સમયયંત્રો છે. બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલી ૩૬ વેધશાળાઓમાં એ અત્યંત અગત્યની છે અને તેના નિભાવ અર્થે બ્રિટન દર વર્ષે ૨૦,૦૦૦ પૌંડ ખર્ચે છે.



# મોટા માણસોની નાની વાતો

પંડિત મોતીલાલ નેહરૂ પરાજયમાં કદી માનતા જ નહિ. અલ્હાબાદમાં નાનાલના દિવસોમાં અંગ્રેજો અને અર્ધ ગોરાઓ એક તહેવાર ઉજવતા તે જોવા મોતીલાલ ગએલા. ત્યાં તો તેમનાથી મોટા અને જાડા એક અંગ્રેજ છોકરે આવી તેમને ધક્કો માર્યો ને તેમના ઠેકાણે ઊભી ખેલ જોવા લાગ્યો. મોતીલાલ થોડી વાર તો મુંઝાયા પણ એટલામાં તે છોકરાની પાછળનો એક સ્ટૂલ ખાલી થયો. તેઓ તરત જ તે પર ચડી ગયા અને આગળ નમી પોતાના દાંતમાં એ અંગ્રેજ છોકરાનો કાન જકડી લીધો. કાન એટલો સજ્જડ દબાવ્યો હતો કે તેમાંથી લોહી વહેવા માંડ્યું અને તે ચીસો પાડવા લાગ્યો. તરત જ લોકોએ તેમને દૂર કર્યાં અને મામલો આગળ ન વધ્યો.

પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીજીએ સંશોધન વિષયક એક સભા પર 'સરસ્વતી'માં કડક આલોચના કરી તે પરથી ધુંવાંફુંવા થતા તેના મંત્રી તેમના ઘેર પહોંચ્યા. એમના રોષને ન ગણકારતાં દ્વિવેદીજી ઘરમાં ગયા ને એક રકાબી, ઠંડા પાણીનો લોટો ને એક લાકડી લાવ્યા ને બોલ્યા, 'થાક્યા પાક્યા આવ્યા છો તે પહેલાં આ ખાઇ લ્યો, ઠંડું પાણી પી ચિત્ત શાંત કરો; પછી આ લાકડી લો. મારૂં માથું તૈયાર છે.' મંત્રી સાહેબનો રોષ ગદ્ગદતામાં પરિણમ્યો.

સાપેક્ષવાદના સ્થાપક આઇન્સ્ટાઇનને એક સ્ત્રીએ સવાલ કર્યો, 'તમને તમારા સિદ્ધાંતની ખાતરી છે?'

આઇન્સ્ટાઇને જવાબ આપ્યો, 'હું તો એને સાચો માનું છું, પણ એની સત્યતા ઇ. ૧૯૮૧માં પુરવાર થશે.'

પેલી સ્ત્રીઃ કેમ, એ વખતે શું થશે?

આઇન્સ્ટાઇનઃ જો હું સાચો હોઇશ તો જર્મનો કહેશે કે હું જર્મન હતો ને ફ્રેન્ચો કહેશે હું યહૂદી હતો. ને જો ખોટો હોઇશ તો જર્મનો કહેશે હું યહૂદી હતો ને ફ્રેન્ચો કહેશે હું જર્મન હતો!

સિકંદરના ગુરુ એરિસ્ટોટલને 'પીથિયા' નામની વિદુષી તથા ચતુર કન્યા હતી. તેને એક વખત કોઇએ પૂછ્યું કે 'ગાલ ઉપર ચોપડવાનો સૌથી સરસ રંગ કયો?' પીથિયાએ ઉત્તર આપ્યો, 'લજ્જા!'

આવતી કાલના જગતનું અનુસંધાન મેળવતો

# ન્યૂ યૉર્કનો વિશ્વમેળો

આ અંકના છેલ્લા પાના ઉપરની નવી ટિકિટમાંનું સંજ્ઞાચિહ્ન જોયું? એ તમારું જ—આવતી કાલના જગતનું—પ્રતીક છે. અને એ આવતી કાલના જગતનું અનુસંધાન મેળવવા જ ન્યૂયૉર્કનો વિશ્વમેળો ગઈ તા. ૩૦મી એપ્રિલે—એટલે કે અમેરિકાના પહેલા પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટને જે દિવસે પોતાના સ્વતંત્ર રાષ્ટ્રનાં સૂત્રો હાથમાં લીધાં તે દિવસે—પ્રમુખ રૂઝવેલ્ટના હાથે ૭ મહિના માટે ખુલ્લો મુકાયો.

૧૨૧૬ એકરના જે જંગી વિસ્તાર પર આ મેળાનું નિર્માણ કરવામાં આવ્યું છે એ ભાગ ન્યૂયૉર્કના ઉકરડા જેવો જ હતો. ગંદકી ને રાખના ત્યાં ઢગલા ઠલવાતા. ૫૦ હજાર માણસોના ત્રણ વરસના સતત શ્રમ ને ૪૮ કરોડ જેટલા રૂપિયાના ખર્ચે આજે એ વિસ્તારની શકલ ફેરવી નાખી છે. પરસ્તાન જ બનાવી મૂક્યું છે એમ કહીએ તો ચાલે. સેંકડો માઇલ દૂરથી દસ હજાર કરતાં ય વધુ વૃક્ષો (કેટલાંક તો ૨૫–૩૦ ટન વજનનાં) સમૂળ આણી અહીં પાછાં ઉગાડવામાં આવ્યા છે.

એ મેળાના સંજ્ઞાચિહ્નમાં જે ત્રિકોણ મિનારો મૂક્યો છે એના જાજ્વલ્યમાન પ્રકાશમાં એની છત નીચે તમે પ્રવેશો તો કોઈ નવી જ દુનિયામાં આવી લાગ્યા લાગો. અને એનો બસો ફૂટનો ઘેરાવો ખરેખર નવી જ દુનિયા છે. માનવ ચિત્તમાં આજે જેનો ગર્ભ બંધાઈ રહ્યો છે એ પ્રજાનગરીની મહત્ત્વાકાંક્ષા ત્યાં મૂર્ત કરાઈ છે. એ નગરીનું નામ 'ડેમોક્રેસિટી'.

સંજ્ઞાચિહ્નમાંનું બીજું ચિહ્ન જે પૃથ્વીનો ગોળો તે આ વિસ્તારના બરાબર મધ્ય ભાગમાં મૂકવામાં આવેલો છે. ૨૦૦ ફૂટ વ્યાસના એ ગોળાની જોડ પૃથ્વીમાં ક્યાં યે નથી. મિનારો જેમ માનવ મહત્ત્વાકાંક્ષાનું પ્રતીક છે તેમ આ ગોળો દિશા અને કાળની વિસ્તરતી સીમાઓનું પ્રતીક છે.

ચાર ભાગમાં વહેંચાએલા આ પ્રદર્શનમાં દુનિયાના જુદા જુદા ૬૨ દેશોએ પોતાના રાષ્ટ્રીય વૈશિષ્ટ્યનું પ્રદર્શન યોજ્યું છે. એની એકલી સાંપત્તિક કે પ્રાકૃતિક મહત્તાનો જ આમોદ માત્ર નહિ; એમની રહેણીકરણી, એમનું સંગીત, એમનાં લોકગીતો વગેરેની યે આબેહૂબ મોજ તમે માણી શકો. એ ચાર ભાગમાંના એકેક ભાગના પાછા સાત સાત જુદા વિભાગો છે. દુનિયાના કોઈ રાષ્ટ્રનો તેમાં ભાગ ન હોય તો તે જર્મની, ચીન ને હિંદ છે. જર્મનીને તે માટેનાં રાજકીય કારણો છે ને ચીન લડાઈમાં રોકાએલું છે, પણ 'બ્રિટિશ સામ્રાજ્યના ઉજમાળા રત્ન' હિંદનું તેજ હિંદમાં જ શા માટે અંધારામાં રાખવામાં આવ્યું છે એની કલ્પના થઈ શકતી નથી.

સર્વવિજેતા વિજ્ઞાનનું આકર્ષણ તમને કુમારોને વધુ હોય—ન હોય તો તે ધરાવતા થવું એ તમારી જાત માટે ને તમારા દેશ માટે હિતાવહ છે—એટલે એના વિજ્ઞાન વિભાગની ઓળખાણ રસદાયક થઈ પડશે. એ વિભાગમાં એવાં યાંત્રિક મનુષ્યો પણ ગોઠવેલા છે જે બોલે છે, ચાલે છે, શ્વાસોચ્છ્વાસ લે છે, સવાલોના જવાબો આપે છે, માત્ર વિચાર જ કરી શકતાં નથી! એના 'માનવ ખંડ'માં મોટાં મોટાં પૂતળાં શારીરિક પ્રક્રિયાની પૂરતી સમજણ આપે છે તો 'બોલતું હાડપિંજર' બધાંને આમંત્રી પોતાની મેળે પોતાની ઓળખાણ આપે છે. એવી જ રીતે વિજ્ઞાનની જુદી જુદી શાખાઓનું પ્રત્યક્ષ જ્ઞાન ને ભાવિ વિકાસની રૂપરેખા તમને ઘડીભર છક કરી નાખે. અરે, દુનિયામાં વિરલ ગણાતા જીવજંતુ કે પશુ-પ્રાણીઓના જીવતા નમૂનાઓ ને એબીસીનીઅર જેવા ખંડમાં દરિયાની સમગ્ર જીવસૃષ્ટિનો યે તમે આહ્લાદ લઈ શકો. ઠેઠ દક્ષિણ ધ્રુવનાં વસનારાં પેન્ગ્વીન પક્ષીઓને યે આણી લાવી પક્ષીસમાજના એ 'Little Old Men' માટે એક ટાપુ વસાવવામાં આવ્યો છે!

એ પ્રદર્શનના પ્રમુખ મિ. ગ્રોવર વ્હેલને કુમાર જનતા જોગ સંદેશ પાઠવ્યો છે કે 'જગતનું મોં ઉજળું બનાવવાના આ માનવપ્રયાસોનો વારસો મેળવી, આવતી કાલે તેને તાદૃશ બનાવવાની જવાબદારી તમારા શિરે લઈ લેશો તો સંસ્કૃતિની ગતિ વધુ વેગવાળી બનશે.'

એ આદર્શમાં તમારો હિસ્સો યે નોંધાવવો ન ચૂકતા.

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી લેખમાળા

# વ ન વ ગ ડા નાં વા સી

રૂપજીવી એટલે રૂપ વેચીને, શરીરની સુન્દરતાનું લીલામ કરીને જીવનારાં, એમ નહિ. આ અભિધાન તો એવાં રૂપજીવીને અનુલક્ષીને છે કે, જેમનો જીવન-સંગ્રામ નિર્વિઘ્ને નભાવવામાં એમનું રૂપ સબળસાધનની ગરજ સારે છે.

પંખીઓને ઉપલક નજરે જોનારને પણ એક વાતની નવાઇ લાગ્યા વિના રહેતી નથી. એ વાત તે પંખીઓનાં વિવિધ રૂપરંગનું કુતૂહલ. ઋતુઋતુએ બદલાતી જતી, શીતોષ્ણતાની વચ્ચે પંખીનાં શરીરની ગરમીને સમાન ધોરણે સાચવી રાખવાના ઉદ્દેશથી, તથા એ હવામાં તે સહેજે વિનાયાસે તરતું ફરતું વિચરતું રહે એવા હેતુથી, પ્રકૃતિએ પંખીનાં શરીર પીછાંના ગાઢ આવરણથી મઢયાં છે, એની ના નહિ. પણ પીંછાંના રૂપરંગના આવડા અંબાર શા માટે? અન્ય પ્રાણીઓના જેવી સાદી કાયા ન ઘડતાં, રંગની આવી અનિયન્ત્રિત વિવિધતા કેવળ પંખીઓ (અને કંઇક પ્રમાણમાં જીવડાં)નાં શરીરમાં જ સરજવામાં પ્રકૃતિનો શો ઉદ્દેશ હશે? જરૂર, ભારે વિકટ સમસ્યા છે. છતાં અન્ય પ્રાણીઓની જીવનવ્યવસ્થા સાથે પંખીઓનો જીવનવ્યવહાર સરખાવી જોતાં, એ વિષયમાં કંઇક અંશે આપણું સમાધાન થાય છે. તે આ રીતે.

અન્ય પ્રાણીઓ ઘણુંખરું જળ કે જમીનમાં વસનારાં હોય છે ત્યારે પંખીઓનું એકાન્તિક નિવાસ-સ્થાન ઝાડછોડની ઘટા છે. જળમાં કે જમીન પર વસનારને, જળના કે જમીનના રંગ સાથે ભળી જવામાં, રૂપરંગની ઝાઝી વિવિધતાની જરૂર નથી રહેતી. જ્યારે પંખીઓને તો પાદડાંની વચ્ચે જ રહેવાનું. એમને નશીબે તો ઝાડે ઝાડે અને છોડે છોડે રંગ બદલાય. એથી એ બદલાતા રંગો વચ્ચે સુરક્ષિત રહેવા સારૂ પંખીને પણ બહુવર્ણું વાઘા સજવા પડે છે. અને એવાં અનેકવિધ રૂપની મદદથી પર્ણાંતરે છુપાઇને, આશ્રયસ્થાનના રંગો સાથે ભળી જવા રૂપ 'તિરસ્કરિણી' કળા (Camouflage)નું આલંબન કરનાર પંખી સહેજે આત્મરક્ષા કરી શકે છે.

પંખીના શરીરસંગોપનનાં સાધનરૂપ પીછાંના



# થોડાં રૂપજીવી

## [૧] નાનો નીલકંઠ

રંગોની આવી વિવિધતા અંગ્રેજીમાં Protective Colouration નામે ઓળખાય છે. આવી વિવિધતા ભિન્ન ભિન્ન સ્વરૂપની હોય છે. કોઇ પંખીનો સમગ્ર વર્ણ આછો, ઘેરો કે ચળકતો, પણ કેવળ એક જ જાતનો સાદો હોય છે, તો કોઇનાં શરીર ઉપરનીચે એક જ વર્ણની વિવિધ છાયાવાળાં જોવામાં આવે છે વળી બીજાં કેટલાકનાં શરીર મિશ્રરંગોની વિવિધ સજાવટવાળાં ભાતીલાં હોય છે. આવા ફેરફાર છે પણ સકારણ જ. એક જ વર્ણની સમાન છાયાવાળાં પંખીઓને, ગાઢ પર્ણતાને લીધે એકરંગી દેખાતી ઘટામાં છુપાવાનું સરળ પડે છે, પરંતુ જ્યાં ઘટા આછીપાતળી હોય અગર ડાળીઓમાંથી અને પાંદડાં વચ્ચેથી ગળાઇને પ્રકાશ આવતો હોય તેવે સ્થળે આવાં પંખીને છુપાવું ન પાલવે; કારણ પ્રકાશમાં એમનો વર્ણ મળી જતો નથી જેને લીધે એ ઝટ ઉઘાડાં પડી જાય છે. એવે સ્થળે તો રંગની વિવિધતા કે ચટાપટાવાળાં પીછાં જ અનુકૂળ થાય છે. એ સાધનને લીધે તડકી છાંયડીની ભાતમાં એના ડીલના ચટાપટાની ભાત સહેજે ભળી જવાથી, આવા પંખીને અદૃશ્ય રહેવાનું અઘરૂં પડતું નથી. આ પરિસ્થિતિમાં એક વર્ણવાળાં પંખીઓનો સંચાર અત્યંત પરિમિત પ્રદેશમાં હોય છે, કારણ એમના નિવાસને અનુકૂળ સઘન વૃક્ષરાજી પ્રત્યેક સ્થળે નથી મળી આવતી. એથી ઊલટું, વિવિધરંગી પંખીઓ

ગમે તેવા સ્થળે પણ કંઇને કંઇ આધાર શોધીને જાતને છુપાવી રહી શકે છે. આના જ કારણથી પંખી સમાજમાં એક વર્ણવાળાં કરતાં અનેક વર્ણવાળાંની સંખ્યા વિશેષ પ્રમાણમાં નજરે પડે છે.

આથી જ પંખીઓની આવી વર્ણવિવિધતા અને એમનાં નિવાસસ્થાનનો સંબંધ ઘનિષ્ટ હોય એ સ્પષ્ટ છે. સુકાં ઝાડપાન વિનાનાં રણ અને મેદાનોમાં વસતાં પંખીઓના રંગ, એમની નિવાસભૂમિના રંગે ભૂખરા, ચટાપટા હોય તો પણ ભપકા વિનાના, આછા ફિક્કા પીળા, બદામી કે મેલા ધોળા હોય છે. એવી જ રીતે નિબિડ અરણ્યનાં વસનારાંનાં શરીર એમના વાતાવરણને અનુકૂળ ઘેરા રંગનાં હોય છે. આવા જ હેતુથી અનેક રંગબેરંગી ચમકતા રંગનાં પીંછાંવાળાં પંખી અને રૂપાળાં પતંગિયાં મુખ્યત્વે ગાઢ જંગલનાં જ વસનારાં દેખાયાં છે.

આત્મગોપનના આ સાધનનો લાભ પંખીઓ વિવિધ રીતે લે છે. પ્રથમ તો સ્વભાવે જ નિર્બળ પંખીઓ શત્રુવર્ગથી છુપાવામાં એનો ઉપયોગ કરે છે. બીજું, જાતે બળવાન અને નિર્ભીક પંખીઓને પણ શિકારની પાછળ પડતી વખતે શિકાર ન જાણે તેમ છુપાતાં ફરવામાં આ સાધનનો આધાર લીધા વિના ચાલતું નથી. એ ઉપરાંત જાતે બળવાન ન હોય છતાં બળવાન જેવો સ્વાંગ સજીને, વાઘના ચામડામાં ફરતા ગધેડાની પેઠે, સંરક્ષણ પામવાના હેતુથી કેટલાક પંખી અન્ય બળવાન પંખીઓના રૂપરંગનું અનુકરણ કરતા શત્રુને ભ્રમમાં નાખી છેતરપીંડીથી આત્મરક્ષા મેળવતાં પણ દેખાય છે. બપૈયાં જુઓ. એ જાતે કોયલના વર્ગનું પંખી છે, પરંતુ બાજના જેવાં એના રૂપરંગ હોવાથી, અન્ય પંખીઓ એને બાજ માનીને એનાથી દૂર ને દૂર જ રહે છે અને એને હેરાન કરતાં નથી. જોકે આત્મરક્ષણની આ રીત કે અનુકરણની ટેવ (mimicry) જેટલી વ્યાપકપણે જીવડાં—સવિશેષ પતંગિયાં—માં દેખાય છે, એટલી પંખીઓમાં નથી જોવામાં આવતી.

વળી સંરક્ષણના હેતુને અનુલક્ષીને જ ઘણી વખત નર માદા ભિન્ન ભિન્ન રંગવાળાં પણ હોય છે. આવી ભિન્ન વર્ણતા (Sexual dichromatism)માં, નરના રંગ ઊજળા, ચળકતા અને આંખ ખેંચે એવા કે રંગબેરંગી હોય છે, ત્યારે માદા મેલા રંગની, વિવિધતા વિનાની કે વિવિધતા છતાં કુરૂપ દેખાય છે. આનો હેતુ માદાનું સંરક્ષણ થઇ વંશવેલો નિર્વિઘ્ને વધતો રહે, એ જ હોય છે. એક જ દષ્ટાંત લઇએ. નર કોકિલ રૂપાળો, ચળકતા ઘેરા વાદળી જેવો કાળો હોઇ વહેલો નજરે પડે છે, જ્યારે માદાની કાયા ચટાપટાવાળી અને મેલા રંગે હોવાથી પર્ણાન્તરે છુપાતાં એને વાર લાગતી નથી. એવું જ સક્કરખોરા, શાહી બુલબુલ, સોનીંગી, દેવચકલી, દૈયડ વગેરે પંખીઓમાં જોવામાં આવે છે. એમનાં નરમાદાનાં સુપરિચિત વર્ણવિભેદ પાછળ માદાના સંરક્ષણનો હેતુ જ કારણભૂત થયો હશે, એ સ્પષ્ટ છે.

આ તો આત્મરક્ષણની વાત થઇ. પક્ષીઓના રંગનો અન્ય પણ એક પ્રબળ હેતુ છે અને તે 'અલંકરણ'નો. કેટલાંક એવાં પણ પંખી છે કે જેમને છુપાવાનું કંઈ કારણ નથી હોતું. આત્મગોપન સિવાય પણ એ સહેજે સુરક્ષિત રહી જીવી શકે છે. છતાં આવાં પંખીઓમાં પણ રંગની વિવિધતા નજરે પડે છે. આ વિવિધતાનો એક જ હેતુ હોય શકેઃ પક્ષીને રૂપાળું દેખાડવાનો. આવી અલંકૃતિ પ્રધાનપણે નરપંખીમાં જ જોવામાં આવે છે, જેને લીધે એ માદાનું દિલ આકર્ષી શકે છે. અહીં એક વાત ભૂલવી ન જોઇએ. રંગ સંબંધમાં આપણી જે દૃષ્ટિ છે, એવી જ ભાવના પંખીઓની હોય તે સ્વાભાવિક નથી. એટલે જે આપણી નજરે રૂપાળું ન લાગે તે, પંખીની નજરે સુંદરતાની પરાકાષ્ઠા પામેલું દેખાતું હોય તો નવાઇ નહિ.

—પણ આ બધો તો વૈજ્ઞાનિક તર્કવાદ કહેવાય. પ્રકૃતિએ આવા જ હેતુથી પંખીનાં પીછાંની વર્ણવ્યવસ્થા કરી હશે, એનો અબાધ્ય પુરાવો તો આપણી પાસે નથી. પણ આ તો જે વસ્તુસ્થિતિ છે તેને સમજવાના પ્રયત્નરૂપ, પક્ષિતત્ત્વવિદોએ કલ્પેલી કારણપરંપરા જ છે. કદાચ આવું ન પણ હોય. છતાં આવું જ કંઇક હશે એમ માની લઇને, એના દૃષ્ટાન્ત રૂપ થોડાં રૂપજીવીઓનો પરિચય કરીને આ પ્રકરણ બંધ કરીએ.

આવાં પંખી તે નાના નીલકંઠ અને દશરથિયાં. બંને છે પહોળી મ્હોંફાડવાળાં (Fissirosters વ્યાત્તાનન) પંખીઓના વર્ગનાં. વળી બટેર, વગેરે.

## [૧]

રેલવેના તાર ઉપર કે તારની વાડે, ચળકતા લીલા રંગનું, ચકલીથી સહેજ મોટું પણ દુબળું પંખી જુઓ તો એ નાનો નીલકંઠ જ. લીલા રંગનાં પંખી તો આપણે ત્યાં અનેક છે. પણ એમાંના પોપટનો રંગ પીળાશ પડતો લીલો અને કદમાં એ ચકલી કરતાં અનેકગણો મોટો છે; કંસારો તાર પર બેસતો નથી તેમ એનો લીલો રંગ પાળાશ પડતો અને લાલના મિશ્રણવાળો છે; શૌબીગીની માદા કાળા પટાવાળા પીળાશ પડતા લીલા રંગની અને શ્વેતનયના પીળાશ પડતી હોય છે તેમ એ બંને પંખી ઘણુંખરું ઘટાનાં વસનારાં છે; એટલે એમાંના કોઈ પણ પંખાની સાથે નાના નીલકંઠનો ભ્રમ થતો નથી અને એ સહેજે ઓળખાય છે.

નાનો નીલકંઠ એટલે Bee-eater. ઉત્તર ભારતમાં એને પતરીંગા કે હુરીયાલ (આ નામ લીલાં કબૂતર સં. હારીતને પણ અપાય છે) કહે છે.

જોઈને આંખો ઠરે એવી ઉજ્જ્વલ હરિત વર્ણવાળી અત્યંત સુકુમાર દેહલતાને લીધે અશેષ પક્ષીસમાજમાં સુંદરતમ ગણાતાં પંખીઓમાં જેની સહેજે ગણના થાય છે એ નીલકંઠની સાત જાતો ભારતવર્ષમાં રહે છે, પરંતુ એમાંની સર્વ સ્થળે વ્યાપકપણે નજરે પડતી અત્યંત પરિચિત જાતો બે જ: લીલો નીલકંઠ અને વાદળી પૂછડીવાળો નીલકંઠ. બંને પંખી ગુજરાતનાં સ્થાયી નિવાસી છે.

### (૧)
### લીલો નીલકંઠ

The Green or Common Indian Bee-eater[1]. એનો સમગ્ર વર્ણ પાણીદાર નીલમ મણિ પેઠે ચમકારા મારતો અને નવ શાદ્વલ જેવો સ્વચ્છ લીલો હોય છે. નર માદા ઉભય એક જ રંગે; બંનેના માથા ઉપર અને પાંખોમાં સોનેરી છાયા; દાઢી સહજ આસમાની આભાવાળી; આંખથી કાન સુધી સળંગ કાળો પટો; છાતી ઉપર કૉલર જેવું કાળું લાંછન; પૂછડી મેલા લીલા રંગની ઝાયાવાળી; પૂછડીના છેડેથી આગળ પડતાં, કાળા રંગનાં, લોખંડના પાતળા તાર જેવાં, બેએક આંગળનાં બે પીંછાં: એ નિશાનીથી એ ઝટ ઓળખાય છે: માત્ર અપક્વ વયનાં બચ્ચાંમાં આવા 'તાર' નથી હોતા અને એમનાં બધાં પીંછાં સરખાં જ હોય છે.

આંખો લાલઘૂમ; ચાંચ અત્યંત સુકોમળ, પાતળી, અણીદાર, સહેજ વળેલી, ૧" લાંબી, કાળા રંગની. પગ મેલા કાળા, સીસા જેવા: એને ત્રણ આંગળાં, બે આગળ અને એક પાછળ: જેને લીધે એનાથી જમીન પર સરળતાથી ચાલી શકાતું નથી, છતાં એવા પગ ઝાડ પર ડાળી પકડી બેસવાને પૂરા અનુકૂળ છે.

ગ્રીષ્મ ઋતુ એનો ગર્ભાધાનકાળ. એ વખતે નદી–તળાવની ભેખડમાં એકથી ચાર હાથ ઊંડું દર ખોદી, એને તળીએ સપાટ ભોંય પર જ ચળકતા શ્વેત રંગનાં, ડાઘાડુઘી વિનાના સ્વચ્છ ૪ ૫ ઈંડાં મૂકે છે.

એનો આહાર જીવાત. એને પકડવાની એની રીત ન્યારી છે. ટૂંકા શિથિલ પગ, એટલે જમીન ઉપર સરળતાથી ચાલી શકતો નથી, તેમજ પાતળી નિર્બળ સુકુમાર ચાંચને લીધે એનાથી ઝાડની છાલ ખોદી ઉખાડવાનું કામ બને તેમ નથી; એટલે એને તો હવામાં ફરતી જીવાત પર જ આધાર રાખવો રહ્યો. અને એ કામ એ વિશાળ મોંની મદદથી ખૂબ સરળતાથી કરે છે. આરંભમાં એ એકાદી અનુકૂળ ડાળી કે તારની વાડ અગર રેલવેના તાર પર બેસે છે. પછી ફૂદકો મારી હવામાં ઊડે છે. ઊડતાં ઊડતાં જ હવામાં તરતી જીવાત ચાંચથી પકડી, મોં પહોળું કરી એ દ્વારા પેટમાં સીધી ઉતારતો જાય છે ચાવવાની કે ખોરાક તોડવાની એને પડી નથી. આમ ઊડીને એક નાનું ચક્કર લગાવી પાછો અસલને સ્થાને આવીને બેસી જાય છે. વારાફરતી આવાં ચક્કર લગાવતો જાય અને જીવાત આરોગતો જાય. એનો આ વ્યવસાય કલાકો સુધી પણ ચાલતો દેખાય છે. ક્વચિત્ એકાકી, ઘણી વખત અનેક નીલકંઠ ભેગા થઈને આ શિકારવિધિ સાચવતા દેખાય છે. એ વખતની એમની ઊડવાની રીત, જીવાત દિશા પલટે તો ઊડતાં ઊડતાં વચ્ચેથી જ પલટો લેવાની એમની ચતુરાઈ આપણને મુગ્ધ કરે છે. એ ઊડે છે પણ ઝડપથી, લહેરાતી પાંખો પર તરતો. ઊડતો જાય ને 'ચીંઇઇઇ' એમ ઝીણી કર્ણપ્રિય સીસોટી મારતો જાય. એ ખાય છે જીવાત,

૧ Merops viridis (orientalis)

પણ કવચિત્ પતંગિયાં પકડીને એને ડાળી સાથે પટકી પાંખો જુદી કરી આરોગતો પણ મેં જોયો છે. આખો દિવસ તાર ઉપર કે ઝાડની ડાળી પર ઉઘાડમાં લટકતો બેસતો દેખાય છે, છતાં રાતે તો એને ઝાડનું જ શરણું શોધવું પડે છે.

અહીં એક વિચાર થાય છે કે આ પંખીનો જીવનવ્યવહાર જોતાં એના લીલા રંગની સાર્થકતા દેખાતી નથી. એ ફરે છે ઉઘાડમાં, આહાર શોધે છે પણ ઉઘાડમાં, તેમ એની સંતાનોત્પત્તિ પણ થાય છે ઉઘાડમાં: નદી તટે ચાર હાથ ઊંડા દરના તળીએ. પછી એને લપાવા-છુપાવાનું ક્યાં રહ્યું? રાતે એ ઝાડ પર બેસે, પણ 'અંધારામાં બધી ગાયો કાળી'. એ વખતે એના ચળકતા રંગોનો શો અર્થ? આનો ઉત્તર તો એકલી પ્રકૃતિ જ આપી શકે. છતાં એટલું તો સ્પષ્ટ છે કે આવા લીલા રંગને લીધે એને ઝાડમાં છુપાતાં રજ પણ અડચણ પડતી નથી. પાનની ઓથે એ એવો તો ભળી જાય છે કે આપણા માથા ઉપર જ ચીંઇઇ કરતો બેઠો હોય છતાં આંખો તાણી તાણીને જુઓ તો યે એ નહિ દેખાય અને કેવળ પાંદડું જ લાગશે. આવું તો હું રોજ જોઉં છું. ખાસ કરીને શિયાળામાં. એવે વખતે આ નીલકંઠનાં ૧૦૦-૨૦૦નાં ટોળે ટોળાં બાગબગીચામાં સાંજે ઊડતાં ફરતાં દેખાય છે. આસોપાલવ કે જાંબુ અગર બોરસલી જેવાં ઝાડની ગીચ ઘટામાં ઘડીમાં ભરાતાં ઘડીમાં બહાર આવતાં એમના લીલા રંગથી વાતાવરણ રંગી નાખે છે. ઝાડમાં ભરાય ત્યારે પણ એમની સીસોટીઓ તો ચાલુ જ હોય છે છતાં નરી આંખે ઝાડમાંથી એમને શોધી કાઢવાનું રજ પણ શક્ય નથી. ઘણી વખતે તો હું દૂરબીનની મદદ લઉં ત્યારે જ એ નજરે પડે છે. બાકી, ધારીધારીને જોતાં પણ જ્યાંત્યાં પાન ને પાન જ નજરે પડે. બોલતાં દેખાય તે પણ પાન જ: નીલકંઠ તો અલોપ જ બની જાય! એવી એમના એક જ જાતના રંગથી પણ સહેજે સધાતી 'પ્રચ્છન્નરૂપતા'ની ખૂબી છે.

વનવગડામાં, બાગબગીચા તેમ જ ભર વસતિમાં પણ રહેતો, ઝાડ તથા ટેલિફોનના તાર ઉપર બેસતો એ જોવામાં આવે છે.

### (૨)

### વાદળી પૂછડીવાળો નીલકંઠ

The Blue Tailed Bee-eater[૨]. આપણો આ બીજો વ્યાપક નીલકંઠ અમદાવાદની આસપાસ મારા જોવામાં નથી આવ્યો, પણ ધોળકા તરફ અને તારંગા તથા આબુ અને ઇડરના પ્રદેશમાં એ લીલા નીલકંઠ જેટલી જ મોટી સંખ્યામાં નજરે પડે છે. દેખાવે લીલા નીલકંઠને મળતો, પણ કદમાં મોટો હોય છે. રૂપેરંગે પણ એ લીલા નીલકંઠને મળતો આવે છે, છતાં એને રૂપાળો તો ન જ કહેવાય. એનો લીલો રંગ પણ ફિક્કો, મેલો, ઘાસના રંગે હોય છે. એ લીલામાં લાલ રંગની આછી છાયા દેખાય છે. કમર તથા પૂછડીનો ભાગ આસમાન જેવો આછો વાદળી. હેઠળના ભાગે દાઢી પીળાશ પકડતા શ્વેત રંગે, ગળું લોખંડના કાટ જેવું મેલું ઘેરૂ લાલ. છાતી અને પેટનો ઉપરનો ભાગ લીલો: માંહ્ય લાલ ભભક. પેડુનો ભાગ પીળાશ પડતા લીલા રંગનો. પૂછડી વચ્ચેનાં પીંછાં લાંબાં.

બાકી બધી રીતે એ લીલા નીલકંઠને મળતો છે. આહારમાં એ જીવાત ઉપરાંત મધમાખી, ભમરી ને ભમરા પણ ખાય છે. આહારોપાદાન માટે ઝાડ પર બેસીને હવામાં ચક્કર મારે છે, પણ લીલા નીલકંઠ જેવાં ટૂંકાં નહિ પરંતુ વધારે ઘેરાવાવાળાં મોટાં. જીવાત પકડીને ચાંચ બંધ કરે ત્યારે 'ચટાક' દઇને. એની ચાંચનો એ અવાજ છેટે સુધી સંભળાય છે.

### જમતી વેળા

કઢંગી રીતે બેસવાની ટેવ હોય,
મોટા સબડકા ભરવાની આદત હોય,
કોળિયો જમીને આંગળાં ચાટતા કે છાંટતા હો,
સામા માણસને ગમે કે ન ગમે છતાં વાતો કરતા હો,
બીજી વાનીઓની ઉપેક્ષા કરી તમને ગમતી
વાની પર જ હાથ ચલાવતા હો,
ને જમી રહ્યા પછી જે હાથમાં આવ્યું તે વડે
દાંત ખોતર ખોતર કર્યા કરતા હો,
—તો જરૂર માનજો કે બીજા કોઇને ત્યાં પણ
જમનાર તરીકે તમે અળખામણા થઇ પડવાના.

૨ Merops philippinus.



# જીવનનું પરોઢ

ભાગ બીજો

## પ્રકરણ એકવીસમું · ત્રણ સો શબ્દ

દિવસે ને દિવસે અમારે ત્યાંનું આખું વાતાવરણ ઊપડવાની તૈયારીનું થતું જતું હતું. ક્યારે ઊપડીશું અને કઇ દિશાએ ઊપડીશું એ કોઇ કહી શકતું ન હતું. દેશ જવાની મોડીમોડી ઉમેદો અમારા મનમાં હતી. અને જેલ જવાની હોશ ઓછી ન હતી. કઇ ઘડીએ કયો હુકમ મળે છે એ સાંભળવાને અમારા કાન સળવળી રહ્યા હતા.

અય મુસાફિર કૂચ કા સામાન કર,
ઇસ જહાં મેં હૈ બસેરા ચંદ રોઝ;
ફિર તુમ કહાં ઔર મૈં કહાં અ દોસ્તોં
સાથ હૈ મેરા તુમ્હારા ચંદ રોઝ. યહબહાદરેં०

એ નઝીરની કડીઓ અમે હાલતાં ચાલતાં એક બીજાને સંભળાવતા અને કોનો કોનો સાથ રહેશે અને કોનો કોનો નહિ રહે એની કલ્પના કરતા. દેશ જવાનું થાય તો અમુક અમુક જશે અને અમુક અમુક અહીં રહી જશે એની ગણત્રીઓ ચાલતી અને જેલ જવાનું થાય તો અમુક જશે અને અમુક નહિ જાય એવી ટીકાઓ ચાલતી. છોકરાઓ ખાસ કરીને એક બીજાને કહેતા, 'કાચા બનવું હોય તો ભાઇ હમણાં જ ઘર ભેગો થઇ જા. પાછળથી મોઢે મેશ લગાડી અમને ન લજવતો.' ટૂંકમાં ફીનિક્સના તબેલામાં બધા યે ઘોડા હણહણી રહ્યા હતા.

એમ છતાં બાપુજીને ભારે ફિકર હતી કે કોઇ ખોટા જોશમાં તણાઇ જઇ પાછળથી પસ્તાય નહિ.

એક દિવસે સાંજે નવાખ્યાનનું વાચન પૂરૂં થયે બાપુજીએ પૂછ્યું: 'કે . . . મ ડાહ્યા! જેલમાં આવવા તૈયાર છો ને?' અમારા સદ્પાડી ડાહ્યા મોચીની ઓળખ આ પહેલાં આપી ગયો છું. અમારા મંડળમાં એ પ્રતિષ્ઠિત વિદ્યાર્થી હતો. પૂરો સજ્જન; પણ સ્વભાવે ગભરૂ અને મોચો. બાપુજીએ પ્રશ્ન પૂછ્યો કે તુરત અમે ડાહ્યાની ચર્યા નિહાળવા લાગ્યા અને એકબીજાને ઇશારા કરવા લાગ્યા. ડાહ્યાએ પોતાની અંદર જેટલો પ્રાણ હતો એ બધો એકત્ર કરી પોતાની ટેવ પ્રમાણે પોતાના પહેરણના ગળા આગળનું બટન ફેરવતાં ફેરવતાં ઉત્તર આપ્યો 'હા જી'.

જે વિદ્યાર્થીઓ ફીનિક્સમાં દાખલ થયા હતા તેમની સાથે અને તેમનાં માબાપ સાથે શરત તો થઇ જ ગએલી કે 'જો લડત ઊપડે તો સોળ વર્ષની ઊમરે પહોંચેલા અને તેથી મોટા વિદ્યાર્થીએ જેલમાં જવું જ જોઇશે' આ ઉપરાંત લડત ઊપડવાની હોય કે ન હોય છતાં જેલ જવાની વાતો અને વિચારો રોજ ચાલ્યા જ કરતા; એટલે વિદ્યાર્થીઓને કંઇ નવો વિચાર કરવાનો ન હતો. છતાં બાપુજીએ પૂછ્યું એ દરેકને ફરીથી વિચારી જોવાની તક આપવા ખાતર.

અમારી ખાતરી થઇ જ ચૂકી કે હવે લડત ઊપડ્યા વિના રહેવાની નથી. પછી તો જેલ જનારાઓ જેલ જવાને તથા જેલ ન જનારાઓ—અમે જે બહાર રહેનારા હતા તેઓ—બીજાને જેલ જવા દેવા માટે તૈયાર થવા લાગ્યા.

સાંજની પ્રાર્થનામાં બધા સાથે ભેગી વાતો કરી લીધા પછી દિવસનો મોટો ભાગ બાપુજી એક એક જણ સાથે ખાનગી વાતો કરવામાં વીતાડવા લાગ્યા. ત્રણચાર દિવસ સુધી તો તેમણે વારાફરતી મારા પિતાશ્રી અને મગનકાકા સાથે વાત કરી. પછી અમારે ઘેર આવી મારી બા અને કાકી સાથે ભેગી ને જુદીજુદી વાતો કરી. શી વાતો ચાલે છે એ જાણવા હું તલપાપડ થઇ જતો, પણ ખાનગી વાત ચાલતી હોય ત્યાં ન જવાય એ નિયમ બાપુજીએ એટલો કડક બનાવી દીધેલો કે તેઓ જે સડક પર ટહેલતા વાતો કરતા એ સડક ઓળંગવાની યે મારી હિંમત ન ચાલતી. ચાળીશેક ડગલાં દૂર ખેતરમાં ઊભો રહીને હું જોતો કે બાપુજી મારા પિતાશ્રી, માતુશ્રી, કાકા અથવા કાકી સાથે ગંભીર વાતો કરે છે.

અનેક દિવસની ચર્ચાઓ પછી હું અટકળ બાંધી

શકો કે અમારા ઘરમાંથી બધાં જ જેલમાં જાય એવી ચર્ચા ચાલે છે અને બધાં વડીલો જતાં રહે તો અમ બાળકોની શી દશા થાય એ ફિકર એ બધાંને કોરી રહી છે. વાતાવરણની ગંભીરતાની છાપ મારા પર પડવા છતાં મને ભાન ન હતું કે અમને ટીનબકુડિયાંઓને છૂટાં પાડી લડાઇમાં હોમાવા જતાં માતૃહૃદયને કેટલી વેદના થતી હશે, કેટકેટલી શંકાકુશંકાઓ દિલને વેધતી હશે. પરંતુ અત્યારે એ અવસર યાદ આવું છું ત્યારે સમજાય છે કે જેલમાં જવાનું ઠરાવ્યા પહેલાંનો મહિનો પંદર દિવસ મારી બાને અને કાકીને કેટલા વસમા વીત્યા હશે. બાપુજીની સત્યાગ્રહની લડાઇ તો એ પહેલાં છસાત વર્ષથી ચાલુ હતી, પણ સ્ત્રીસત્યાગ્રહીનો ઇતિહાસ હજુ નોંધાયો ન હતો. પરંતુ હવે હિંદુસ્તાની જનનાં લગ્ન ફોક કરનારો અણધાર્યો હૂમલો થયો હતો. ને એ ભયાનક માનભંગનો જવાબ તો બહેનો જ આપી શકે. આ રીતે સત્યાગ્રહના ઇતિહાસમાં અપૂર્વ એવો નવો આરંભ કરવાનો હતો. બાપુજીની રીત પ્રમાણે એ પગલું ધીરેથી જ લેવાનું જરૂરનું હતું. પૂજ્ય બાની પાસે એ પ્રસ્તાવ મૂકી બાપુજી એમને અકળાવવા માગતા ન હતા. એટલે વાતની શરૂઆત અમારે ત્યાંથી જ થઇ. બીજી કોઇ બહેનો જેલ જવા તૈયાર થાય કે ન થાય; મારી બાને અને કાકીને જવાની વીરતા ધારણ કરવાની હતી.

એક બપોરે મારી બાએ મને પાસે બોલાવી ખોળામાં બેસાડી માથે હાથ ફેરવતા પૂછયું, 'પ્રભુ, અમે જેલ જઇએ તો પછી આ નાના ભાઇબહેનોને તું સંભાળીશ ને?'

'પણ બા, મને જેલ જવાનું કયારે મળશે?'

'હજુ તો તું નાનો છે. તને બારમું વરસે ય શરૂ નથી થયું. ચાર વરસ પછી તું યે અમારી સાથે જેલમાં આવજે. તું સોળ વરસનો થઇશ એટલે તને જેલમાં જવા દેશે. ત્યાં સુધીમાં આ નાના ભાઇબહેનો પણ મોટાં થઇ જશે. તું તેમને સંભાળજે. ખવડાવજે, પથારી કરી દેજે, નવડાવીને કપડાં પહેરાવજે; જેથી અમને યાદ કરીને એ રુવે નહિ.'

મારી બાની પાસેથી ઉપલી વાતો સાંભળી હું કૂદતો કૂદતો મારા કામમાં લાગી ગયો. બે ત્રણ દિવસ પછી મેં ચોક્કસપણે જાણ્યું કે પિતાશ્રી, માતુશ્રી અને કાકી જેલ જશે અને મગનકાકા અમને બાળકોને તથા છાપાને સંભાળવા અમારી સાથે રહેશે. મને નિરાંત થઇ કે વેણુ, કૃષ્ણ, રામા અને રૂખીની સતામણી મારે નહિ ભોગવવી પડે. સાથેસાથે ચિંતા યે થઇ કે મગનકાકા ખીજાઇ જશે ત્યારે મારો બચાવ કોણ કરશે? બા તો નહિ હોય! પણ વધુ વિચારતાં એ વાતનો મને આનંદ થયો કે બા અને કાકી જેલ જાય છે; કારણ તેઓ જેલ જાય તો પછી મને પણ જેલ જવાનું વહેલુંવહેલું જરૂર મળે. અને તેઓ ન જાય તો મને સોળ વરસનો થયા પછી પણ જવા ન દે. એટલે ઉપરનો ફેંસલો મને ગમ્યો.

હવે નિશાળમાં પણ અમારા ભણતરનું મીંડું જ રહ્યું. અમે તો ઇચ્છતા હતા કે હવે બાપુજી વર્ગો બંધ કરી દે તો સારું. અમે પ્રસ્તાવ પણ કર્યો. પરંતુ બાપુજીએ સંભળાવી દીધું કે 'એમ ભણતર બંધ કરવું ન પોસાય. જેલ જનારાના જેલ ગયા પછી પણ જે બહાર રહે તેમણે તો નિશાળ ચાલુ રાખવી જ જોઇએ. કોઇ શીખવનાર ન હોય તો છોકરાઓ ભેગા બેસી એકબીજાની મદદથી ગણિત ચાલુ રાખે. છોકરાઓએ કાચી ઉંમરે ગણિત શીખવાનું આળસ એક પણ દિવસ ન કરવું જોઇએ. નાની ઉંમરે ગણિત પાકું થઇ જાય તો બીજું બધું મોટી ઉંમરે પણ શીખી શકાય.'

પરંતુ બાપુજીની શિખામણ હવામાં રહી જતી. અમારો કોઇનો જીવ ભણવામાં હતો જ નહિ. અમારું ભણતર ચોપડીઓની બહાર જ ચાલતું. આખા દક્ષિણ આફ્રિકામાં ફરી લડત જાગતાં કેટકેટલા વીરો પડ્યા છે. એની ગણતરીઓ ચાલતી. ફીનિક્સની બહારની મને પોતાને કશી ખબર ન હતી. પણ મારી ચોમેર ચાલતી વાતોનો સાર આ હતો: 'જેલ જવાની બે વારની લડતમાં જેમતેમ હિંદીઓએ રંગ રાખ્યો ખરો, પણ ત્રીજી વારની લડત ઉપડે તો બધા યે ફસકી જવાના છે. વારે ઘડીએ જેલ જઇજઇને પોતાના માંડમાંડ જામેલા વેપારધંધાને કોણ ધૂળધાણી કરી નાખે? શેઠીઆઓ શું કે ફેરીઆઓ શું. વરસોના વરસથી ચાલતી આવેલી આ હાડમારીથી કંટાળી ગયા છે. હાથે કરીને હાડમારી વહોરી લેવા હવે ભાગ્યે જ કોઇ તૈયાર થવાનું. બાપુજી લડાઇ ઉપાડશે અને બીજા બધા બોદાબોદા જોયા કરવાના.

પોતાની આંગળી ન ચવાઇ જાય એટલી ચીવટ રાખી ઘેર બેઠા વાદવિવાદ કરશે, પણ લડાઇમાં કૂદવાને ગણ્યાગાંઠ્યા માણસો યે તૈયાર નહિ થાય.'

જોહાનિસબર્ગના કેટલાક નીવડેલા સત્યાગ્રહીઓ અને અમારા ફીનિક્સના મૂઠીભર માણસો, બસ એટલા લોકો વડે જ લડાઇના મોરચા લેવાની હામ બાપુજીએ ભીડી હતી. અને આ વેળાની લડાઇ નાનીસૂની રમત નહિ પણ બહુ આકરી અને બહુ લાંબી થવાની અટકળ અમારે ત્યાં સૌ કરતા હતા. બાપુજીએ દરેક ફીનિક્સવાસીને સાચો મરણીઓ બનાવી મૂક્યો હતો. કાચાપોચાને ફીનિક્સમાંથી વિદાય આપી દીધી હતી. બહુ જ થોડા પણ પૂરા બહાદુર દેખાતા લોકો જ ફીનિક્સમાં બાકી હતા.

સવાલ બાકી એટલો હતો કે માનનીય ગોખલેજીની દક્ષિણ આફ્રિકાની મુલાકાતની કંઇ પણ અસર આ ગોરાઓ ઉપર થશે કે મુદ્દલ નહિ થાય! સ્મટ્સ સાહેબ પોતે આપેલો કોલ પાળશે કે એમાંથી છટકી જશે? પાર્લામેંટમાં બે વાર તો ઠરાવો મુલતવી રહ્યા, હવે એ મુલતવી રહ્યા વિના બધી વાતનો નિકાલ થઇ જશે ખરો? આવા સવાલોના અંત ઉપર ત્રીજી લડતનો નિર્ણય થવાનો હતો; એટલે કેપટાઉનથી આવતા વાયુમાં પણ શી ગંધ છે એ જાણવા ફીનિક્સમાં નાનાથી મોટા સૌ ઉત્સુક હતા.

એ દિવસોમાં જો સ્ટેશને બે વાર ફેરા ખાવાની જરૂર પડે તો તે પણ હું હોશેહોશે કરતો. એક દિવસ બપોરે હું ટપાલ નાખવા સ્ટેશને ગયો અને સ્ટેશન માસ્તરને ટપાલ સોંપીને પૂછ્યું કે 'કંઇ લઇ જવાનું છે?' ત્યારે તેમણે થોડા કાગળ અને છાપાં મારા હાથમાં મૂક્યાં અને કહ્યું કે 'મિ. ગાંધીને કહેજે કે કેપટાઉનથી તમારા પર જનરલ સ્મટ્સનો ત્રણસો શબ્દનો તાર છે. એ કચેરીમાં આવ્યો ત્યારે મને ત્યાંથી પૂછાવ્યું કે એ તાર હમણાં મોકલવો કે નહિ? મેં એ અત્યારે સ્વીકાર્યો નથી, મને અત્યારે ઘણું કામ હોવાથી પાંચ વાગ્યે ટ્રેનમાં જ મેં તે મગાવ્યો છે.'

મને થયું કે એ તાર લઇને જ હું જાઉં, કારણ પાંચ વાગવાને દોઢ બે કલાકથી વધુ વખત વાર એમ ન હતું. પણ મારી ધીરજ ન રહી. મને ખબર હતી કે એ તારની આજ ચાર દિવસ થયાં આતુરતાથી રાહ જોવાય છે. એ તાર આવ્યો છે એ વધામણી ખાવા હું તો તરત દોડતોદોડતો આશ્રમમાં પહોંચ્યો. હાંફતાં હાંફતાં બાપુજીને શોધવા લાગ્યો. બધા વિદ્યાર્થીઓ મારી આસપાસ વીંટળાઇ જઇ પૂછવા લાગ્યા, 'શું છે?' 'શું છે?' પણ હું શાનો જવાબ દઉં? મારી પહેલાં એ લોકો વધામણી ખાઇ જાય તો? બહાર ક્યાંય બાપુજીને ન જોયા એટલે હું કોઇને દાદ દીધા વિના સીધો છાપખાનાના દફતરમાં ગયો અને કહેવાનું કહ્યું. વાત વીજળી વેગે બધે પ્રસરી ગઇ. ત્રણસો શબ્દના તાર ઉપર આખી સંસ્થામાં ચોતરફ ચર્ચા થવા લાગી. એનો સાર એ હતો કે 'એટલો લાંબો તાર છે એટલે કંઇક ગોળ ગોળ જ હોવો જોઇએ ચોકખી હા હોય તો તો ટૂંકમાં જ વાત પતે.'

સાંજની પ્રાર્થના પહેલાં ત્રણસો શબ્દનો એ તાર આવી પહોંચ્યો. બાપુજીએ એ વાંચ્યો ને લડત શરૂ કરી દેવાનું નક્કી કરી નાખ્યું. પ્રાર્થના થઇ ગયા પછી બાપુજીએ મારી બા પાસે '*વૈદર્ભી* વનમાં વલવલે, અંધારી છે રાત;' એ પદ ગવડાવ્યું. એ ગવાઇ રહ્યું એટલે બધાને સાવધાન કરી બાપુજીએ કહ્યું:

'હવે જેલ જવાનો દિવસ આવી પહોંચ્યો છે. ત્યાં જવું એ રમત વાત નથી. આખો દિવસ પથરા ફોડવા પડશે. કઠણ જમીન ત્રીકમથી ખોદવી પડશે ને બાંવડાં ભરાઇ આવશે. ખાવામાં બહુ વેઠવું પડશે. સ્વાદ તો કોરે રહ્યો, પણ દાળ ચોખા બફાઇ આવે એ જો સ્વચ્છતાથી રંધાયા હોય તો તેટલું યે ભાગ્ય સમજવું. અપવાસ કરવાના પ્રસંગો પણ આવ્યા વિનાં નહિ રહે. અને અપવાસ કરતાં છતાં મજૂરી કરવાની ના નહિ પડાય. શરીર બેભાન થઇ પડી જાય ત્યાં સુધી કામ કરવાનું છોડી શકાશે નહિ જ. આ બધી વાતો કહી જાઉં છું કારણ કે તમે હજી ફરીને એના ઉપર વિચાર કરો. જેટલો વિચાર કરવો હોય એટલો આજે કરી લો. જેલમાં ગયા પછી ત્યાંનાં દુઃખ ન સહેવાય અને આંખમાં આંસુ આવે તેના કરતાં આજે ન જવું એ જ સારૂં. આજે જો સોળ જણા જવા તૈયાર છે એને બદલે દસ જ જણ જાય અને બીજા બધા રોકાઇ જાય તો મને કંઇ ખોટું લાગવાનું નથી જ. પણ એક વાર જેલમાં ગયા પછી ગમે એટલાં વર્ષ લડત લંબાય તો પણ એક

વાર જેલમાં જઇ આવી બીજી વાર જવાને નાહિંમત થઈ જાઓ તો કામ ન આવે. એવી રીતે રણમાંથી પાછાં પગલાં ભરવા કરતાં જવું જ નહિ એ વધારે સારું છે.' સાવધાન કરવાને બાપુજી આટલા શબ્દો બોલી રહ્યા પછી દસેક મિનિટ સુધી બધે શાંત ગંભીર વાતાવરણ ફેલાઇ ગયું. બધા ઊંડા વિચારમાં પડી ગયા. અને બાપુજી દરેક જણની ચર્ચા નિહાળવા લાગ્યા.

કોઇ કંઇ બોલ્યું નહિ, એટલે થોડી વાર રહીને બાપુજી એકે એકે કરીને દરેકને પૂછવા લાગ્યા. દરેકનું મન કેટલું દૃઢ છે એનો તાગ કાઢવાને કસીકસીને —પોતાની બધી બૅરિસ્ટરીનો ખર્ચ કરીને—ઉલટા-સુલટી પ્રશ્નો પૂછ્યા. જેનેજેને સારું સ્વાદભર્યું ખાવાનું જોઇએ છે એમ બાપુ જાણતા હતા તેને ખાવાનો ટેસ કરવા બહાર રોકાઇ જવા કહ્યું; જેને કામમાંથી છટકી જવાની વૃત્તિ રહેતી તેને પણ જેલ જવાનું માંડી વાળવા ચેતવ્યા તથા અતિસ્વમાન જાળવનારા અભિમાનીઓને જેલમાં જઇ તુંકાર ખમવાને બદલે સ્વમાન જાળવી રાખી બહાર જ રહી પડવાની ભલામણ કરી. એમ લલચાવી, ફોસલાવી દસાવીને દરેક જણ કેટલા પાણીમાં છે એ જાણી લીધું. બાપુજીના લલચાવ્યાથી કોઇએ પોતાનો આગલો નિર્ણય ફેરવ્યો નહિ. ઉલટો વધુ દૃઢ થઇ ગયો.

વિદ્યાર્થીઓનો વારો પૂરો થયો એટલે બાનો ને બીજાં બૈરાંઓનો વારો આવ્યો. મારી બા તથા કાકીને એક એ વાત પણ કહી કે 'આ વખતે જેલમાં જઇને પાછાં આવો ને તમને એમ જણાય કે અમારાં છોકરાં રખડી પડ્યાં છે, અને એ બીક જેલમાં બીજી વાર જવાનું ટાળવા માગો, તો એ નહિ ચાલે. એના કરતાં આ વખતે જ ન જવું. તમારાં છોકરાંઓની સંભાળ લેનારાં તમે જ છો એમ નથી માનવાનું. ઈશ્વર તેમની સંભાળ રાખવા બેઠો છે. તમે સો ચાક રાખશો તો પણ ઈશ્વરને છોકરાની જે વલે કરવી હશે તે તો તે કરશે જ. તમે એમને રઝળતાં મૂકી દેશો તો પણ ઈશ્વર તેમને સંભાળશે અને તેમનું તમે કરી શકો તેથી હજારગણું ભલું કરશે. માટે તમે છોકરાંઓના મોહ આડે કર્તવ્ય ચૂકો તે સારું ન કહેવાય. આ બધો વિચાર દરેક જણ સાવચેત કરીને જેલ જવા નીકળજો, હોડે હોડે ન નીકળતા.

આમ રાતના મોડે સુધી ચર્ચાઓ ચાલ્યા પછી જેલમાં જતી વખતે મુસાફરીમાં કઇકઇ ચીજ સાથે રાખવી અને કઇકઇ ન રાખવી એની ચર્ચા ચાલી. 'ચાકુ ઘડીઆળ વગેરે ન લઇ જવાં જોઇએ, કારણ જેલમાં દાખલ થતાં એ રાખી મૂકવામાં આવે, પણ પાછા નીકળીએ ત્યારે એ આપવામાં નથી આવતા વગેરે વાતો ચાલતી હતી; આ બધી સાથે મારે તો કંઇ લેવાદેવા હતી જ નહિ. હું તો કાલે બધા જેલમાં જશે એની ખુશાલી સાથે પથારી ભેગો થયો અને મારી ઉંમર નાની છે એટલે કાલે તો મારાથી નહિ જવાય, પણ ચાર વર્ષ પછી હું પણ જેલમાં જઇ શકીશ એવી આશાઓના તરંગો કરતો કોણ જાણે ક્યારે નિદ્રાદેવીની જેલમાં પુરાઇ ગયો.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી



## મેંદીના પાન

**જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે**

શ્રીમંતોને દેખી ગરીબોને યાદ કરશો તો તેમની ઇર્ષા નહિ થાય.

કર્મ વિનાનું પાંડિત્ય જીવનરહિત દેહ સમાન છે.

આંધળાની પાછળ થોડે દૂર જવા કરતાં દેખતાની પાછળ વર્ષો વીતી જાય એટલે દૂર જવું પડે તો તેનો પશ્ચાત્તાપ ન કરશો.

જ્ઞાન અને ધ્યાન એક ન થાય ત્યાં સુધી માળાના જાપ નિરર્થક છે.

મજૂરી કરતાં શરમ આવે તેને મજૂરોના પ્રસ્વેદથી તૈયાર થએલું અનાજ આરોગવાનો અધિકાર નથી.

પાપ અને પુણ્ય એ શબ્દો મૂળથી જ ભય અને લાલચ બતાવે છે; ઇચ્છારહિત કર્મ વિના જ્ઞાન સ્વપ્નવત્ છે.

# મારી સફરની સમાપ્તિ થાય છે

હું દિલ્હીથી સીધો બરેલી ગયો. મારા મિત્ર પંડિતજી ઘોડાની લગામ પકડીને બારણા પાસે ઊભા હતા. 'અરે! કહાંસે નિકલ આયે?' કહેતાં તેમણે દોડીને મને બાથમાં લીધો.

લગામ છોડીને પંડિતજી મને ભેટવા દોડેલા. ઘોડો સમજ્યો કે આ સારો લાગ છે. પંડિતજી મને મળવામાં રોકાયા અને ઘોડો બજાર તરફ ચાલતો થયો.

'પંડિતજી, ઘોડા જા રહા હૈ.' કોઈએ કહ્યું.

'અરે ઓ નાલાયક!' એવો બરાડો પાડતાં પંડિતજી ઘોડાને પકડવા દોડ્યા. ઘોડારામને પણ કંઈ ઓર જ સૂઝેલી; તે પણ ન પકડાવા દોડ્યો. 'જા બદમાશ' કહીને પંડિતજી પાછા વળ્યા.

'કેમ પાછા વળ્યા? ઘોડો ક્યાં જશે? મેં કહ્યું.

'ક્યાંય નથી જવાનો. કોઈ દિવસ નહિ ને આજે તેને મસ્તી સૂઝી છે. પકડવા જઈશ તો હઠે ચડશે. બજારમાં રખડીને પાછો આવશે.'

બન્યું પણ એમ જ. ત્રણેક કલાક પછી ઘોડો બારણામાં આવીને હણહણ્યો.

બનારસથી સંદેશા આવી ગયા હતા. કે હવે કશી મુશ્કેલી નથી; મારે સુખેથી પાછા ફરવું. રખડપટ્ટીથી હું થાકી તો ગયો જ હતો. સાધનહીન માણસમાં આપોઆપ સંયમ આવી જાય છે. કદાચ તે પોતાને સંયમી માની પણ બેસે છે. એવા અશક્તિમાન સાધુઓની કસોટી સાધન કે મોકો મળી આવતાં થઈ જાય છે. સાધન મળ્યું કે એનો સંયમ ઊડી જાય છે અને એક લોલુપની પેઠે સાધનને વળગી પડે છે. મારો થાક આરામના સાધનના અભાવે દબાઈ ગયેલો પડ્યો હતો. થાક વિનાનો માણસ પરિશ્રમની પરવા કરે જ નહિ. થાકને ઊભા થવાનો મોકો નહિ મળ્યો હોવાથી જ મારામાં કંઈક શક્તિ ટકી રહી હતી. જેમજેમ થાકને આરામ લેવાની શક્યતાઓ ઓછી થતી ગઈ તેમતેમ એ શક્તિ સાહસને કેળવતી ગઈ. પરિણામે એક પ્રકારની દૃઢતા જન્મી. અભાવ અને અશક્તિ એક રીતે ઘણાં ઉપકારક છે. તેથી માણસોમાં સંયમનો ગુણ કેળવાય છે. સંયમ એ જીવનની શક્તિ છે.

મારી સફર સફરના રૂપમાં નહોતી. આવી પડેલી આફતનું એ પરિણામ હતું. મને તેમાંથી મળ્યું ઘણું. કદાચ સફર ખેડવાના શોખથી નીકળ્યો હોત તો એવી મઝા મે ન મળી હોત અને જીવનને ઉપયોગી એવો અનુભવ પણ થયો ન હોત. બોજો ઉપાડી જતો મજૂર આખી વાટ ગમે તેટલો વજન છતાં બોજાનું વહન કરે છે. નિશ્ચિત સ્થાન આવ્યા પછી તેને અરધો કલાક બોજો ઉપાડીને ઊભા રહેવાનું કહેવામાં આવે તો તેનાથી તેમ બનવાનું નહિ. તેના મતલબની હદ આવી ગઈ. સફરનો બોજો પણ એ રીતે પડ્યો હતો. એને ઉતારી નાખવાનો વખત આવી ગયો. પછી શા માટે ભાર ઉઠાવું? ટિકીટ લીધી અને કાશીની ગાડી પકડી. વિવાહિતા યુવતી સાસરિયેથી માવતર જતી હોય એવો આનંદ મેં અનુભવ્યો. મેં ઘણાં શહેરો જોયા. ઘણે સ્થળે થોડો ઘણો વાસ પણ કર્યો, છતા કાશીના જેવું સ્થાન મને ક્યાયે ન મળ્યું. મારી જન્મભૂમિ કરતાં પણ વધારે પ્રિય મને કાશી લાગતું હતું. વિદ્યાર્થીજીવનની મસ્તી મેં અહીં અનુભવી હતી. કોઈ પણ સ્થાન કરતા અહીં મારે મોહિયા વધારે સંખ્યામાં હતા. વતનના પડોશીઓ જેવાં કુટુંબો સાથે સંબંધ બંધાયો હતો. હું ખરેખર કાશીવાસી બની ગયો હતો. પછી એ સ્થાન માટે મને આકર્ષણ કેમ ન હોય?

કાશીને સ્ટેશને ગાડી ઊભી રહી. ઓહ! પાછો હતો ત્યાં ને ત્યાં આવી ગયો. મુસાફરી તો એક સ્વપ્ન જેવી થઈ ગઈ. જે કષ્ટો અને યાતનાઓ સહ્યા તે એક સ્મરણ માત્ર બની ગયાં. જાણે ઘણો વખત વીતી ગયો. માણસ એક પરિસ્થિતિમાંથી બીજીમાં મૂકાતાં પહેલીને આમ ભૂલી જાય છે.

એક અઠવાડિયું તો મિત્રોને અને ઓળખીતાઓને મળવામાં જ ગયું. ગુજરાતમાંથી વડીલ ભાઈના કેટલા યે વખતના પત્રો આવી પડ્યા હતા. મારો જવાબ કે પત્તો નહિ મળવાથી તેઓ ગભરાયા હતા. કેટલાં યે સ્થળોએ પુછાવી ચૂક્યા હતા કે મારું શું થયું છે! ભાઈનું ચિંતિત હૃદય અને સહોદર પ્રેમ

એ પત્રોમાંથી હું વાંચતો હતો. જ્યારે 'આ પત્ર પૂ. બા લખાવે છે. તેઓ તારૂં નામ યાદ કરે છે અને રૂએ છે.' એની પહેલી જ લીટી એક કાગળમાં વાંચી મારી આંખોએ આંસુનો બંધ ખુલ્લો મૂકી દીધો. બાળપણના બાના ખોળામાં રમેલા દિવસો યાદ આવ્યા. આજ આઠ, આઠ વરસથી એ માતાએ પોતાના પુત્રનું મોં નથી જોયું. મૂઠી જેટલાં સૂકલકડી હાડકાંનો કુમળો દેહ લઇને ઘેરથી ભાગી નીકળ્યો હતો. આજ તો એનાથી પાંચગણું શરીર છે. એ વખતનું દયામણું મો! માતાએ તો એ જ મોં સ્મૃતિમાં રાખ્યું હશેને

મારા મિત્રનો ત્રણ વર્ષનો નાનો કલુ મારી પાસે દોડતો આવ્યો. એક અઠવાડિયામાં તો એ મારો પ્રિય મિત્ર બની ગએલો. એ નવરો પડે એટલે મારી પાસે જ હોય. હું શું કરૂં છું તે જોવા બાજોઠી સામે આવ્યો. મારી આંખોમાં આંસુ અને કંઠમાં ડૂસકાં જોઇ સાંભળી દોડતો પાછો ગયો અને તેના પિતાજીને લઇ આવ્યો. તેનો અવાજ હજી પણ કાનમાં ગુંજે છે: 'દેખો, બાબુજી કૈસે રોતે હૈં?'

'કેમ ભાઇ, શું છે?' મિત્રે મારા હાથમાં કાગળ જોઇને કંઇ અશુભ વાત હોય એવું ધાર્યું

'કંઇ નથી મારાં બા આ કાગળ લખાવે છે.'

'તો ભાઇ, પાગલ છો? જાને, જઇ આવ. બિચારી મા કેટલી દુ:ખી થતી હશે!'

આ મિત્ર નહિ પણ વડીલ ભાઇ સમા હતા. જે દિવસે એમણે મને પોતાને ઘેર બોલાવેલો તે દિવસે કહેલું 'તુમ ઇસે અપના હી ઘર સમઝો. ઘરકે સબ તુમ્હારે અપને હી ભાઇબહન હૈં તુમ્હેં ઇસ ઘરમેં હર તરહકી છુટ્ હૈ.'

અને એ ઘરમાં એક ભાંડુ માફક કેટલાંક વર્ષોથી હું ત્યાં રહેતો આવ્યો હતો. કાશી તો ખાસ મલાજે પાળનારૂં નગર છે સારા ઘરની વહુ-દીકરીઓ સામે કોઇ પણ પુરુષ લાલો ન રહી શકે તો મારા જેવા પરદેશીને તો એ યોગ મળે જ શાનો? છતાં સ્વજન કરતાં પણ વધારે છૂટથી આ કુટુંબમાં રહ્યો. મિત્રનાં વૃદ્ધ માતાજી તો એટલાં પ્રેમાળ હતા કે હું ન જમું ત્યાં સુધી રાહ જોઇને બેસી રહે. મિત્રે જઇને માતાજીને કહ્યું. તેઓ આવ્યાં.

'કયોં રે સેવા કરે કે બદે નિકસલ હોવા? બાલ દેખલી તોહાર સેવા? અપન જનની કે ઐસન તલસાવત હોવા?'

બનારસી હિંદીમાં આ વૃદ્ધ માતાને બોલતાં સાંભળી હું ઠંડો થઇ ગયો. મેં નિર્ણય કરી લીધો કે આ અઠવાડિયામાં જન્મભૂમિ અને જનનીનાં દર્શન કરવા ઉપડી જવું. ભાઇને કાગળ પણ લખી નાખ્યો.

રવિવારની ગાડી પકડવાનું નક્કી કર્યું. શનિવારની સાંજ હતી. હું મારૂં પોટલું તૈયાર કરીને શું લઈ જવું તે વિચારતો હતો એટલામાં માતાજી આવ્યાં.

'કા હો, તોહાર દિલ નાહી ભરલ કા?' બોલ્યાં.

'કયોં અમ્માં?'

'કોનૂં સિપાહી અદરવાં આવલ હૌ. કાહે કે અબ ઝમેલા સરપર લાદત હોવા?'

'નહીં અમ્મા! મૈંને તો અબ સબ કુછ છોડ દિયા. કયા બાત હૈ?'

'જાય કે દેખા. સિપાહિયા તો કે બુલાવત હૌ'.

એ વળી સિપાઈ કોણ? બેઠકમાં જેલખાનાનો સિપાઇ બેઠો હતો. તેના પહેરવેશથી જ હું ઓળખી ગયો. 'કેમ?' મેં પૂછ્યું.

'આ ચિઠ્ઠી છે.' તેણે ચિઠ્ઠી આપી.

મારો એક મિત્ર કોઇ કારણસર પકડાયો હતો. આરોપ ગંભીર હતો. સાચ જૂઠ તો રામ જાણે. એ વખતે હું કાશીમાં નહોતો. તેણે જેલમાંથી ચિઠ્ઠી લખી હતી.

ભાઇને બીજે જ દિવસે કાગળ લખી દીધો કે હમણાં મારાથી નહિ અવાય. મિત્રનો બચાવ કરે એવું કોઇ હતું નહિ. તેનું આખું જીવન સેવાના સિપાહીનું હતું. એના જેવા જુવાનોની ચરણપૂજા એ મારે મન વીરપૂજા છે. અમે એક થાળામાં જમ્યા હતા. જેને હું મા ગાનું એના માટે બધું કરી છૂટવાની મારી આદત છે.

લગભગ એક વર્ષ સુધી મુકદ્દમો લંબાયો. મારાથી બનતું બધું કર્યું મિત્રના ભાગ્યમાં શહીદી લખી હતી. તેને ફાંસીની સજા થઇ. મેં આંસુ ભીંજેલો કાગળ તેને પહોંચાડયો. તેનો જવાબ તેણે લખ્યો. તેના થોડા શબ્દો લખ્યા વિના નથી રહી શકતો.

'જેને ગુમાવતાં હું જરા યે ગભરાતો નથી કે

દુઃખી થતો નથી તે માટે તું શા માટે વિચલિત થાય છે! મારામાં અત્યારે કોઈ અજબ ચેતના જાગી છે. કાલે મારા ગળામાં ફાંસીનો ફંદો પડશે. આ ગુલામ જિંદગીનો અંત આવશે. સુખદ સ્વપ્નની સિદ્ધિ માટે મારો આત્મા નવું બળ પ્રાપ્ત કરવા સૂક્ષ્મ જગતમાં પાછો જશે. તું જોજે, હું આ મૃત્યુથી કેટલો સુખ અનુભવું છું! મારો મૃત દેહ તું જોજે, ફાંસી પરથી ઊતર્યા પછી મારા ચહેરા પર હાસ્યની રેખાઓ તું જોઇ શકીશ. આપણે ગાતા હતા કે,

બુઝદિલોં કો સદા મોત સે ડરતે દેખા;
વીરોં કો હમને સદા હંસકે હી મરતે દેખા.

બીજાને આપણે ઘણીવાર બુઝદિલ કહેતા. આજ મારે માટે ખરી કસોટીનો પ્રસંગ છે. જન્મજન્મની એ કસોટી છે. ધન્યભાગ જેનાં હોય તેને જ આવો પ્રસંગ પ્રાપ્ત થાય. બીજાને બુઝદિલ કહેવાનો મને હક્ક હતો કે નહિ તે કાલે સમજાશે.'

ફાંસીનું કાર્ય સમાપ્ત થયા પછી મુસ્લિમ જેલર આંખો લૂછતો બહાર નીકળ્યો અને બોલ્યો, 'બહુતોં કો ફાંસી કી રસ્સી પર મૈંને લટકતે દેખા હૈ, મગર ઐસે હંસ કરકે અપને હાથસે ફાંસી કા ફંદા અપને ગલેમેં ડાલને વાલા નહીં દેખા.'

ફાંસીના તખ્તા પરથી દેહ નીચે ઉતાર્યો ત્યારે મંદ હાસ્ય નિશ્ચેતન મુખ પર છવાઈ રહ્યું જોયું.

એ જ સાંજે હું ગાડીમાં બેસી ગયો. સવારમાં આગ્રા પહોંચ્યો. ઊગતા રવિનાં કિરણો તાજમહાલના ઘુમ્મટ પર પડતાં હતાં. તેથી જાગ્રત થઇને પ્રતિબિંબ રૂપે મૃત્યુનો અફસોસ બહાર આવતો દેખાયો. મોતની હારી ગએલા માનવીની યાદનું એ તાજમહાલ ચિહ્ન છે. નાશવંત દેહનું પોતાને કંઇ જ જ્ઞાન નથી એ બતાવવા જાણે માનવીએ પરીક્ષા આપી હોય! એવા લાખો તાજમહેલો આ પૃથ્વીએ પોતામાં સમાવી દીધા છે એની શાહજહાને ખબર નહિ હોય.

ગાડી જેમજેમ આગળ જતી ગઇ તેમતેમ હું વધુ ને વધુ અજાણ્યા પ્રદેશમાં જતો હોઉં એમ મને લાગ્યું. સવારમાં પાલણપુર આવ્યું. "શું છે" શબ્દ સંભળાયો. આ જ મારી માતૃભાષા? અરે એમાં આટલી બધી ફિક્કાશ? કોઇ સ્વાભિમાની ગુજરાતીને આ નહિ રુચે, પણ મારી એ ફરિયાદ હજી કાયમ છે.

મોટા ભાઇ દક્ષિણામૂર્તિની એક ગ્રામશાળામાં શિક્ષક હતા. ત્યાં ગયો અને તેમની સામે ઊભો રહ્યો તો તેઓ મને ઓળખી ન શક્યા. દસ વરસે બીની આંખે અમારું ભરતમિલન થયું. મારાં બા ગામડામાં ઘેર હતાં. જ્યાં બાળપણમાં ખૂબ રમ્યો ફર્યો હતો ત્યાં પહોંચ્યો તો બધું જ ફરી ગએલું દેખાયું. પણ પાદરમાં જે પીપર પર ચઢીને હું પેપડીઓ ખાતો એ પીપરને એની તે એની જોઇ. ભાઇ પાછળ ચાલ્યો જતો મને ગામનાં બધાં જોઇ રહ્યાં. પંદર વર્ષની નીચેનાં બાળકોને તો હું ઓળખી ન જ શકું. ઘરડાંઓને ઓળખતો ગયો તેમ બાળપણની સ્મૃતિઓ તાજી થતી ગઇ. પણ કોઇએ મને ન ઓળખ્યો. ઘરના આંગણામાં પેસતાં જ મારાં બા સામે મળ્યાં. ભાઇની સાથે હું પણ કોઇ મહેમાન આવ્યો હોઇશ એમ સમજ્યા જ્યારે હસીને મેં પગમાં પડી દંડવત્ કર્યા અને ડૂસકાં ખાધાં ત્યારે ઓળખી ગયાં અને બાથમાં લઇને હર્ષનાં રોયાં.

ગુજરાતમાં દસ વર્ષે આવ્યો. માતૃભાષા તો કેમ ભૂલાય; પણ શબ્દો ભૂલાઇ ગયા હતા. બોલું તો હિંદીની છટાથી. કેટલા શબ્દો હિંદીના વાપરું છું તે હું જ કળી શકતો નહોતો. સાંભળનારા હસતા ત્યારે મને સમજાતું કે હું બોલવામાં ભૂલ કરું છું.

બેએક મહિના ઘેર રહ્યો, પણ હું મુંઝાઈ ગયો. ભાઇને કહી દીધું કે હું પાછો કાશી ચાલ્યો જઇશ. તેઓ ગભરાયા. માંડમાંડ આવ્યો છું અને જતો રહીશ તો હાથથી જઇશ. ઘણું સમજાવ્યો, પણ મારું મન ઊંચું જ રહ્યું. કાશીની ટિકીટ લઇ લીધી. કાશી જઇને એક અઠવાડિક પત્રની વ્યવસ્થા શરૂ કરી. બધી તૈયારી થઇ ગઇ, પણ કોઇ પ્રેસવાળો છાપવા તૈયાર ન થાય. મારા પહેલાંના પત્રથી બધા ડરી ગયા હતા. કડક લખાણ છાપવા કોઈ તૈયાર નહિ. ઘરનું પ્રેસ થઇ શકે એમ નહોતું. ત્રણ મહિના નીકળી ગયા. ભાઇના ઉપરા ઉપરી કાગળો આવવા લાગ્યા. નાની બેનનાં લગ્ન કરવાનાં હતાં. મારા વિના નહિ થાય એમ લખ્યું એટલે ન છૂટકે પાછો વળ્યો.

હવે નિર્ણય કર્યો કે ગુજરાતમાં જ રહેવું છે. પણ કામ શું કરવું? મારું ક્ષેત્ર અહીં ન મળે. કોઇની સાથે પરિચય નહિ. જ્યોતિષી નોકરી કરવા જેવું

માનસ નહિ. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનવાળા શ્રી નાનાભાઇએ મને મળવા બોલાવ્યો. તેમને મળ્યો. તેઓ મને સમજી શકયા કે નહિ તે તેઓ જાણે, પણ મને લાગ્યું કે તેમને હું સમજાયો નથી. 'સૌરાષ્ટ્ર' વાળા શ્રી કકલભાઇ કોઠારીને મળ્યો. તેમણે મને તંત્રી વિભાગમાં રોકયો. કામ કર્યું. મને તે ફાવ્યું પણ ખરું; પણ મન કોળ્યું નહિ. એક વર્ષ બાળકોના પાક્ષિક 'ગાંડીવ'માં શ્રી નટવરલાલ વીમાવાળા સાથે ગાળ્યું. તેમના પરિચયથી મને સંતોષ હતો, પણ નછૂટકા કારણસર છૂટો થયો. પૂ. મોતીભાઇ અમીનને મળ્યો. એક જ પરિચયે અમે બંને પરસ્પર એકબીજાને સમજી ગયા. તેમની પાસે કામ કરવાનું મેં સ્વીકાર્યું. એ મહાનુભાવ વ્યકિતની છાયામાં મને શાંતિ મળી. મારી વૃત્તિઓની અને ભાવનાની તેમણે કદર કરી.

પૂજ્ય અમીન સાહેબ થોડા જ માસ પૂર્વે જગત છોડી અમર શાંતિ ભોગવવા ચાલી ગયા. અને તેમણે સોંપેલું કાર્ય પણ બંધ થયું. એમના જેવો કસોટીકાર મને કોણ મળે! આજે વિચારું છું કે હવે મારે શું કરવું? મારા અનુભવો અને કર્મયોગ જ્યાં દોરી જાય ત્યાં જવું એ જ નિશ્ચય છે.

મેં કદી હાર માની નથી. વ્યવહારના ક્ષેત્રમાં પણ દ્દઢતાથી આગળ ધપવા તૈયાર છું.

આ મારી સફર. બધું જ હું નથી લખી શકયો. બાકી રાખ્યું છે તે વખત આવ્યે લખીશ. રખડયો, ભટકયો, કષ્ટો સહ્યાં, પણ એ બધામાંથી મેં જે અપૂર્વ આનંદ મેળવ્યો છે તે વિરલ છે. એની સ્મૃતિ સુખદ બની ગઇ છે. યુવાનીનો ખરો આનંદ મેં મેળવ્યો છે.

મસ્ત હૈં, આઝાદ હૈં, પરવાહ કુછ નહીં,
આફતોંસે ખેલતે હૈં, આહ કુછ નહીં.

જીવરામ જોષી

# Our Friends Abroad

અમેરિકામાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો, (અંતાંકથી ચાલુ)

Mr. A. L. Reimer,
2296 Clybourn Ave., CHICAGO, Ill. (U.S.A.)

પત્રવ્યવહારમાં રસ ધરાવતા આ યુવકને ટિકીટો સંઘરવાનો શોખ છે. દરેક કાગળનો જવાબ આપવાની ખાતરી આપે છે. હાલમાં ૧૫ ફૂટની એક સેઇલ-બોટ તૈયાર કરે છે.

Mr. Alfred Noro, (18)
7215 Tilden St., PITTSBURG, Pa., (U.S.A.)

૧૮ વર્ષનો, ઊંચો ભૂખરી આંખોવાળો આ તરુણ તેનાથી વધારે ઉંમરના મિત્રો જોડે પત્રવ્યવહાર કરે છે! ત્યાંની સ્કૂલો, રીતરીવાજો, ઉદ્યોગો, રમતો વિષેનો કાંઇપણ જવાબ આપશે.

Mr. Gordon Bang, (14)
201 N. Kentucky AMARILLO Texas, (U.S.A.)

ફોટોગ્રાફી અને ટિકીટો સંઘરવાનો શોખ ધરાવતો આ તરુણ સીધા સ્વભાવનો છે.

Mr. James Culhave
400½ Lowell St., PITTSBURG, Pa. (U.S.A.)

Mr. Ralph George Martin,
1306 West Chestnut St., BLOOMINGTON
Illinois (U.S.A.)

૮ વર્ષથી ટિકીટો સંઘરે છે. ૫૦૦૦ જુદી જુદી જાતની ટિકીટો સંઘરી છે. યુનાઇટેડ સ્ટેટ્સની ૮૦૦ ટિકીટોનો તો ખાસ જુદો સંગ્રહ છે. શિકાગો ઘણીવાર જાય છે, ત્યાંને વિષે ઘણું ઘણું લખવાનું વચન આપે છે. જો કોઇને ત્યાંની સ્ટૅમ્પ કલબના મેમ્બર થવું હશે તો તે મૅગેઝિનમાં તેનું નામ આપશે. દરેક પત્રના જવાબ આપવાની ખાતરી આપે છે.

Harold V. Pini (15)
17, Lindall St, Roslindale
MASSACHUSETTS (U.S.A.)

૧૫ વર્ષનો તરુણ પત્ર લખવે શૂરો જણાય છે. લખે છે કે:

My greatest ambition in life is to visit India Ever since I was a little boy I used to love to hear about this great mystifying country. My dear father used to read me stories about Rajahs, and Magicians who used to wander about streets and since then I have been wanting to go and someday I hope my dream may come true.

Woodrow B. Brovost ૧૮ વર્ષ
IOWA Lusiana (U.S.A.)

પરદેશમાં મલાયા સ્ટેટમાં અને ન્યુઝીલાંડમાં બે પત્રમિત્રો કરી ચૂકેલ છે અને હિંદમાં ત્રીજો મિત્ર શોધે છે. ૫ ફૂટ ૫॥ ઇંચની ઉંચાઇનો તરુણ છે, ૧૪૦ રતલનું વજન ધરાવે છે. તમામ મર્દાની રમત, ઘોડેસ્વારીનો ખૂબ જ શોખ છે. પોતાના પ્યારા લાલ ઘોડાના ખૂબ વખાણ કરે છે રોજ પોતાના હાથે તેને ઘોડી સાકર ચટાડે છે.





# પંચતંત્રની વાર્તાઓ

એટલે દમનક પિંગલકને એકલો જોઈને એની પાસે ગયો. પિંગલકે પૂછ્યું, 'કેમ હમણાં દેખાતો નથી?' દમનક કહે, 'દેવચરણને અમારું કામ ન હોય તે શું આવવું? તથાપિ એક વાત જાણીને છાના રહેવાય એમ નહોતું એટલે કહેવા આવ્યો છું. આ સંજીવક રાજદ્રોહી બન્યો છે. એણે મને કહ્યું કે "આ પિંગલકની શક્તિમાં સારઅસાર કેટલું છે તે હવે જોઈ લીધું છે, એટલે હવે એને હણીને રાજ લઈશ.'"

આ વજ્ર જેવું દુ:સહ વચન સાંભળીને પિંગલકને કઠોર આઘાત થયો, એની મતિ મૂંઝાઈ ગઈ ને એ કાંઈ બોલ્યો નહિ. એનો આકાર જોઈને દમનક કહે, 'મહારાજ, એક મંત્રી પ્રધાન બને એનું આ પરિણામ છે. હવે તો એ એકેએક કામમાં સ્વેચ્છાએ વર્તે છે.'

સિંહ કહે, 'ભદ્ર, તોપણ એના ઉપર મને ખાર આવતો નથી. અનેક દોષથી દુષ્ટ હોવા છતાં દેહ કોને પ્રિય નથી? ભલે એ પીડા કરે તો પણ જે પ્રિય છે તે પ્રિય જ રહે છે.'

દમનક કહે, 'એટલે જ આપદા આવી પડી છે. સ્વામીએ સર્વે પશુઓને આઘા કરી આના ઉપર આસ્થા બાંધી એટલે આ હવે સ્વામિત્વ વાંછે છે.'

સિંહ કહે, 'તે હશે, પણ સંસદમાં જેને પૂર્વે ગુણવાન્ કહ્યો હોય એને જ નિર્ગુણ કહેતાં પ્રતિજ્ઞાનો ભંગ થાય એટલે આપણી જીભ કેમ ઉપડે? બીજું મેં આને શરણાગત જાણીને અભયવચન આપ્યું છે તે મારો દ્રોહ કેમ કરે?'

દમનક કહે, 'મૃગેન્દ્ર, દુર્જનની નિત્ય સેવા કરીએ તો પણ તે સીધો ન બને. કૂતરાની પૂછડીને શેકિએ, તેલ લગાડીને મર્દન કરીએ, રાંઢવાથી વીંટીએ, ને બાર વર્ષે છોડિએ તો પણ વાંકી ન મટે, અને વિષવૃક્ષને અમૃત સીંચિએ તો પણ એને મીઠું ફળ ન આવે. એટલે મારું હિતવચન સ્વામીએ ઓળંગવું નહિ. સાંભળો:

**વાઘવાનરસર્પોનું કહ્યું જો મેં કર્યું નહિ।**
**તો મને નાખિઓ મારી દુર્વિનીતનરે અરે॥**

પિંગલક બોલ્યો, 'એ કેમ?' દમનક કહે છે:

## *કથા ૧૧

કોઈ સ્થાનમાં યજ્ઞદેવ નામે બ્રાહ્મણ હતો. દરિદ્રતાની મારી એની બ્રાહ્મણી નિત્ય એને કહેતી, કે 'હે નિરુત્સાહ કઠોર હૃદયના બ્રાહ્મણ, છોકરાં ભૂખે વલખાં મારે છે એ તમે જોતા નથી, તે નિશ્ચિન્તપણે બેઠા છો? ગમે એટલો પન્થ કરીને પણ આજે સારું ખાવાનું મેળવવાનો ઉપાય કરો.' સ્ત્રીનાં વચનથી કંટાળીને બ્રાહ્મણ લાંબે પંથે નીકળ્યો, અને થોડેક દિવસે એક મોટા વનમાં પેઠો. ત્યાં એને તરસ લાગી, એટલે પાણી ગોતતાં ગોતતાં ઘાસથી ઢંકાયેલો મોટો કૂવો એના જોવામાં આવ્યો. એમાં જુએ છે તો વાઘ વાનર સર્પ તથા માણસને કૂવામાં દીઠા, અને એ બધાએ એને જોયો. એને જોઈને વાઘ બોલ્યો, 'હે મહાશય, પ્રાણિરક્ષાથી બહુ ધરમ થાય છે, એટલે મને કૂવામાંથી કાઢ, જેથી હું મિત્રપુત્રકલત્ર આદિ સ્વજનને જઈ મળું.'

બ્રાહ્મણ કહે, 'તમારું નામ લેવાતાં પણ સર્વ પ્રાણીઓને ભય ઊપજે છે, એટલે હું તમારાથી બિહું છું.'

વાઘ ફરીથી બોલ્યો,

**'બ્રહ્મહત્યા સુરાપાન વ્રતભંગાદિ પાપનાં**
**પ્રાયશ્ચિત્ત કહ્યાં સંતે કૃતઘ્ને નહિ નિષ્કૃતિ॥**

એટલે મારાથી ત્રાસો મા, અને મને કાઢો.' તેથી બ્રાહ્મણે પોતાના ચિત્તમાં વિચાર કર્યો કે, 'પ્રાણીના પ્રાણની રક્ષા કરતાં વિપત્તિ આવી પડે તો તે શ્રેયસ્કર છે.' એમ કહીને એણે વાઘને કાઢ્યો.

એવી જ રીતે વાનરને યે કાઢ્યો, એટલે સર્પ કાલાવાલા કરવા મંડ્યો ને કહ્યું, 'અમે જેને તેને કરડવા સ્વતંત્ર નથી, આદેશ વિના અમે ડંખ નથી દેતા.' એટલે એને પણ કાઢ્યો.

* પૂર્ણભદ્રસૂરિ નામે જૈન સાધુએ શરવાણતરણિવર્ષે રવિકરવદિ ફાલ્ગુને તૃતીયાયામ્। (સં. ૧૨૫૫માં) પંચતન્ત્રનો જીર્ણોદ્ધાર કર્યો એની ઉપરથી આ વાત છે.

પછી એ બધા બોલ્યા કે 'માણસ પાપમાત્રનું ઘર છે, એટલે એને કાઢતા નહિ, ને એનો વિશ્વાસ કરતા નહિ.' વળી વાઘ કહે, 'આ બહુ શિખરવાળો પર્વત દેખાય છે એને ઉત્તર પાસે મારી ગુફા છે ત્યાં મારા ઉપર અનુગ્રહ કરીને એકવાર આવજો, એટલે હું તમારા ઉપકારનો પ્રત્યુપકાર કરીશ, તથા તમારા ઋણથી મુક્ત થાઇશ.' વાનર કહે, 'ત્યાં જ ગુફા પાસે ઝરણા આગળ મારો વાસ છે, ત્યાં પધારજો.' અને સર્પ કહે, 'દુઃખ પડે ત્યારે મને સંભારજો.' એમ કહીને એ ત્રણે પોતપોતાને માર્ગે ગયા.

હવે કૂપસ્થ પુરુષ ફરી ફરીને સાદ કરે છે, કે 'હે બ્રાહ્મણ, મને પણ કાઢ.' એને પોતાના પક્ષનો જાણીને બ્રાહ્મણે એને કાઢ્યો, એટલે એણે કહ્યું, 'હું સુવર્ણકાર છું ને ભૃગુકચ્છમાં વસું છું. જો સોનું કાંઇ ઘડાવવું હોય તો મારી આગળ આણજો.' એમ કહીને એ ચાલતો થયો.

બ્રાહ્મણ બહુ ભમ્યો પણ એને કાંઇ પ્રાપ્તિ થઈ નહિ, એટલે ઘેર પાછો આવવા નીકળ્યો. આવતાં આવતાં વાનરને મળ્યો એણે તેને અમૃત જેવાં સ્વાદિષ્ટ ફળ આપ્યાં. પછી વાઘ આગળ ગયો તો કોઇ રાજપુત્રને એણે માર્યો હશે તેના શરીર ઉપરથી એણે ઉતારી લીધેલો કંઠો એણે બ્રાહ્મણને આપ્યો. બ્રાહ્મણને થયું કે કંઠો વેચવામાં સુવર્ણકારની સહાયતા લીધી હોય તો ઠીક. એમ કરીને એ સોની આગળ ગયો ને કંઠો તેને બતાવ્યો. સોનીએ જોયું તો રાજ-કુમાર સારૂ પોતે જ ઘડી આપેલો કંઠો હતો. એટલે તેણે રાજકુળમાં જઇને તે રાજાને બતાવ્યો. કંઠો બ્રાહ્મણ પાસેથી નીકળ્યો એમ જાણતાં રાજાએ વિચાર્યું કે એ દુરાત્માએ જ મારા પુત્રને મારી નાખ્યો હશે એટલે એણે રક્ષક પુરુષોને બ્રાહ્મણને બાંધી શાન વીત્યે શૂળીએ ચડાવવાની આજ્ઞા કરી.

બંધનમાં પડેલા બ્રાહ્મણે સર્પનું સ્મરણ કર્યું. સંભાર્યો એવો સર્પ એની પાસે આવ્યો, એટલે બ્રાહ્મણે એને પોતાને બંધનથી મૂકાવવા કહ્યું. સર્પ કહે, 'હું રાજાની રાણીને ડંખ મારીશ, અને મોટા માન્ત્રિકો મંત્ર જપે, તથા વૈદ્યો વિષનાશન પ્રયોગ કરે તોય ઉતરીશ નહિ. પણ તારા હાથનો સ્પર્શ થાય એટલે ઉતરી જઇશ અને તું છુટી જઇશ.' આમ પ્રતિજ્ઞા કરીને એ રાણીને કરડ્યો, એટલે રાજકુલમાં હાહા-કાર થઈ ગયો, અને આખું નગર આકુળ વ્યાકુળ થઈ



પછી વાઘ, વાનર અને સર્પ ત્રણેએ કહ્યું કે 'માણસ પાપમાત્રનું ઘર છે એટલે એને ન કાઢતા.'

ગયું. કંઈક ગારુડિકતાંત્રિકને બોલાવ્યા પણ કોઈના ઉપચાર ફાવ્યા નહિ, એટલે સાદ પડાવ્યો તે સાંભળીને બ્રાહ્મણે રાણીને વિષમુક્ત કરવાનું માથે લીધું. એથી બ્રાહ્મણને છોડીને રાજા આગળ લઈ ગયા, ને એણે રાણીને હાથ લગાડ્યો એવી જ તે આળસ મરડીને બેઠી થઈ.

રાજાએ બ્રાહ્મણને બહુ માન આપ્યું, ને કંઠો કેમ એના હાથમાં આવ્યો તે પૂછ્યું. બ્રાહ્મણે વાત કરી એટલે રાજાએ સોનીને દંડ્યો તથા બ્રાહ્મણને ૯૯૯ ગામ આપીને મંત્રી બનાવ્યો, અને એણે ખાધું પીધું ને રાજ કર્યું. એટલે હું કહું છું: 'વાઘવાનરસર્પો નું' પ્રતિ.

(ચાલુ) વાલજી ગોવિંદજી દેસાઈ




ચિત્ર રમત ૧

આ એક બદમાશને પકડવાનો કોયડો છે, ને સાથેસાથ ત્રણ જણા રમી શકે એવી રમત પણ છે. ત્રણમાંથી એક જણ પોલિસ થાય, બીજો ડીટેકિટવ ને ત્રીજો બદમાશ. ચિત્રમાં સંખ્યાના ચકરડાં મોટાં ગામો ને શહેરો બનાવે છે, ને એ ચકરડાંને જોડતી લીટીઓ એમને જોડના રસ્તા બતાવે છે. પહેલાં તો ચકરડાંના માપનાં જ, પૂઠાના ત્રણ ગોળ કકડા કાપી કાઢો ને પોલિસવાળા ઉપર 'પો', ડીટેકિટવવાળા પર 'ડી' ને બદમાશવાળા પર 'બ' અક્ષરો લખી કાઢો. પછી રમત શરૂ કરો. એ શરૂઆત વખતે બદમાશ ૮ નંબરના શહેરમાં હોય છે, જ્યારે ડીટેકિટવ ને પોલિસ અનુક્રમે ૧ ને ૯ નંબરના શહેરોમાં. એ બંને ત્યાંથી બદમાશને ઘેરી લેવા એક પછી એક શહેરે ફરતા જાય છે, જ્યારે બદમાશ પણ એમને થાપ આપવા પોતાનો મુકામ બદલતો રહે છે. થોડાંમાં થોડાં સ્થાનો બદલી જલદીમાં જલદી બદમાશને પકડી પાડે એટલા પોલિસ ને ડીટેકિટવ વધુ ચાલાક. એટલું ધ્યાનમાં રાખવાનું કે દર વખતે એક જ ચકરડું બદલવાનું છે ને એ બદલાતી વખતે ચકરડાંને જોડતી લીટીઓ પર જ આગળ-વધવાનું છે.

# આ મહિનો (જૂન) . . . . અને એની પ્રતિભા

**તા. ૧** ભારત પર વર્ચસ્વ ધરાવનાર ઇસ્ટ ઇંડીઆ કંપની તૂટી-ઇ. ૧૮૭૪ ✱ ✱ લૉર્ડ ઍસ્કિવથ અને લૉઇડ જ્યૉર્જના મતભેદને કારણે બ્રિટનની લિબરલ પાર્ટી પડી ભાંગી-ઇ ૧૯૨૬

**તા. ૨** અંગ્રેજો સામે શીખ સત્તા તરફથી મોરચો માંડનાર મુલતાનના અગ્રણી સેનાપતિ મુલરાજને ફાંસીની સજા-ઈ. ૧૮૪૯. પાછળથી એ સજા આજન્મ દેશનિકાલમાં ફેરવાઇ ✱ ✱ 'ટેસ દુબરવિલે'ના મહાન અંગ્રેજ લેખક ટૉમસ હાર્ડીનો જન્મ-ઇ. ૧૮૪૦

**તા. ૪** કલાઇવના ભોળવેલા મીરજાફરે નિમકહરામ થઇ બંગાળાના નવાબ વિરુદ્ધ અંગ્રેજોને સહાય કરવાની સંધિ કરી-ઇ. ૧૭૫૭

**તા. ૧૦** આયર્લેન્ડ પાર્લામેન્ટની છેલ્લી બેઠક-ઇ ૧૮૦૦

**તા. ૧૭** ભારતના અંતિમ ગવર્નર જનરલ ને પ્રથમ વાઇસરૉય લૉર્ડ કૅનિંગનું અવસાન-ઇ. ૧૮૬૨

**તા. ૨૦** સિરાજુદ્દૌલાએ કલકત્તામાંથી અંગ્રેજોને કાઢ્યા-ઇ. ૧૭૫૬

**તા. ૨૨** જર્મનીએ માર્કસવાદીઓને રાષ્ટ્રદ્રોહી જાહેર કર્યા-ઇ. ૧૯૩૩

**તા. ૨૫** પૂનામાં ગાંધીજી પર બૉમ્બ ફેંકાયો-ઈ ૧૯૩૪

**તા. ૨૬** મોગલોથી વળતા હુમાયૂંને શેરશાહે બક્સર નજીકના છપરઘાટ મુકામે હરાવ્યો-ઇ. ૧૫૩૯ ✱ ✱ ઇસ્ટ ઇંડીઆ કંપનીના ડીરેક્ટરોએ નવો પટો મેળવવા અરજી કરી-ઇ. ૧૭૮૧ ✱ ✱ હિંદમાં સોનાની કરન્સી ઑફિસની સ્થાપના-ઇ. ૧૮૯૩

**તા. ૨૯** બંગાળના મહાકવિ માઇકલ મધુસુદન દત્તનું અવસાન-ઈ. ૧૮૭૩ ✱ ✱ હિંદના સમર્થ કેળવણીકાર શ્રી આશુતોષ મુકરજીનો જન્મ-ઈ. ૧૮૬૪

**તા. ૩૦** અંગ્રેજોએ અફઘાનિસ્તાન સાથે સંધિ કરી-ઈ ૧૮૪૩ ✱ ✱ ફ્રાન્સે તમામ ર્‌હાઇનલૅન્ડ જર્મનીને ખાલી કરી આપ્યો-ઇ. ૧૯૩૦



આ માસની વિભૂતિ
શ્રી આશુતોષ મુકરજી

ઇ. ૧૮૬૪ના જૂનની ૨૯મીએ કલકત્તાના ભવાનીપુર પરામાં શ્રી ગંગાપ્રસાદ મુકરજીને ત્યાં જન્મ. એમનો બાંધો ખૂબ નબળો રહેતો તેથી પરીક્ષામાં સારું પરિણામ ન આવતું એમને એ ખૂંચ્યું ને વ્યાયામથી શરીર બરાબર જેવું કર્યું. એમની બુદ્ધિ તો એવી કુશાગ્ર હતી કે શાળામાં ચાલતા બર્નાર્ડ સ્મિથના અંકગણિતમાં તેમણે ભૂલો કાઢી તે પ્રકાશકને મોકલી આપી, અને તેણે તે સઘળી સ્વીકારી, આભારના બદલામાં સુંદર પુસ્તકો મોકલાવ્યાં.

બી એ. અને એમ. એ ની પરીક્ષાઓમાં પહેલા આવીને એમણે આઠ હજાર રૂપિયાનું ઇનામ ને સોનાનો ચાંદ મેળવ્યા. ૨૪ વરસની ઉમરે તો એ એમ.એ.ના પરીક્ષક નીમાયા! આ અરસામાં જ કેળવણીના પ્રશ્નો ઉપર એમણે મંથન આદર્યું એમને લાગ્યું કે પરીક્ષાની પદ્ધતિ પ્રજાના અંતરનું સાચું હીર બાળી નાખે છે યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં બંગાળી ભાષા દાખલ કરાવવા પણ એમણે પ્રયત્નો કર્યા.

ત્યાર બાદ એમણે વકીલાતમાં ઝંપલાવ્યું ને કાયદાનો અભ્યાસ આદરી સર રાસબિહારી ઘોષ જોડે તેનો વ્યવહારુ અનુભવ લેવા માંડ્યો. ધીમે ધીમે એમણે પોતાની નામના જમાવી ને છેવટે વડા ન્યાયાધીશ નીમાયા. આમ સરકારી અમલદાર થતાં રાજપ્રકરણી બાબતોમાં એ ન ઝંપલાવી શક્યા, પણ સ્વતંત્રતા ને સ્વમાન પર એ સંપૂર્ણ મુસ્તાક રહ્યા. કેળવણીની બાબતમાં તો એ સરકારને પણ ચોકખું સંભળાવી દેતા.

રાજકારણથી અલિપ્ત રીતે તો એટલી ભિન્નભિન્ન પ્રવૃત્તિઓમાં એ પડેલા હતા કે તેઓ આપણને એક નહિ પણ અનેક લાગે એશિયાટિક સોસાયટીના, કલકત્તા મ્યુઝીઅમના અને બંગીય સાહિત્ય પરિષદના એ પ્રમુખ થયા હતા. કેટલોક વખત મ્યુનિસિપાલિટીના અને ધારાસભાના સભ્ય હતા. સંસ્કૃત ભાષાના પરીક્ષક મંડળના અને મહાબોધિ સોસાયટીના પ્રમુખ હતા. વળી બંગાળાની 'મૅથેમેટિકલ સોસાયટી'ના સ્થાપક પણ એ જ હતા. એ પરથી એમની પ્રતિભા કેવાં જુદાંજુદાં ક્ષેત્રોમાં વિહરતી હતી તેનો ખ્યાલ આવશે.

પણ એમના જીવનનો કીર્તિમુકુટ તો કલકત્તા યુનિવર્સિટી જ. એ યુનિવર્સિટીની અને આશુતોષની જીવનકથા જુદાં નથી. પોતાની બુદ્ધિ અને શક્તિ, તેમનાં કહેવા પ્રમાણે એમના અભ્યાસના, કુટુંબના અને મિત્રોના આનંદનો ભોગ તેમણે એ યુનિવર્સિટીને ધરાવ્યો છે. આઠ વરસ સુધી તેના કુલનાયક તરીકે એ તેના સુકાની રહ્યા હતા એ વખતનાં એમનાં ભાષણોમાંથી વિદ્વત્તા ને રાષ્ટ્રપ્રેમ ભારોભાર નીતરે છે. ઇ. ૧૯૨૪ના મે મહિનાની ૨૫મીની સાંજે હોજરીના રોગથી પટનામાં તેમનું અવસાન થયું અનેક કુલપતિઓ અને કુલનાયકો આવશે અને જશે, પણ આશુતોષ મુકરજીનું નામ તો એ યુનિવર્સિટીના ઇતિહાસ સાથે વજ્રલેપ બની ચૂકેલું છે. આપણે ઇચ્છીએ કે ગુજરાત યુનિવર્સિટીનું આપણું સ્વપ્નું સાર્થક બનાવવા એવી જ કોઇ યશોભાગી પ્રતિભા આપણામાં પ્રગટે



# માધુકરી

પ્રહાર કરી પાડશો, મૃદુલ હસ્તથી તોડશો,
ખરેલ અથવા તમે સમયનાં ફળો વીણશો:
ઉદારદિલ વૃક્ષ તો સકળ રીતથી આપશે,
પરંતુ તહીં આપના હૃદયની પરીક્ષા થશે.

## મહાકવિ પોતન્ના

મુસલમાનોનું આક્રમણ આ દેશમાં ચારે તરફ ફેલાઇ ચૂક્યું હતું ને ભૌતિક જીવનથી પરાજિત ને વંચિત હિન્દુ જાતિને અલૌકિક શક્તિની આરાધના સિવાય બીજો કોઇ આધાર ન હતો ત્યારે, ઇ. ૧૫૦૦માં આંધ્ર દેશના કડપા જિલ્લાના ઓટિમિટ્ટા ગામમાં એક બાળકનો જન્મ થયો. એનું નામ પોતન્ના. ગરીબીમાં લપેટાઇને જ એ આ સંસારમાં આવેલો. નિર્ધનતા એનો પરંપરાગત વારસો હતો. આખો દિવસ હળ ચલાવી અરધે ભૂખ્યે પેટે પડી રહેવું એ એના બાપદાદાઓની રસમ હતી ઘૂંટણ સુધી પહોંચતી ફાટીતૂટી ધોતડી એની વેશ–ભૂષા હતી. પણ આ બાળક એ અકિંચન પરિવારમાં ધૂળથી પરિવેષ્ટિત એક હીરો હતો. કોઈ ગુરુકુલમાં અભ્યાસની એને તક નહોતી મળેલી. ઘર પર રહીને સ્વાધ્યાયથી જ શાસ્ત્રો, પુરાણો, વેદો આદિનું સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરેલું, કારણ પઠન–પાઠન કરતાં પેટની ચિંતા એને વધુ હતી, હળ જોડવું અનિવાર્ય હતું.

આ ગરીબી જ પોતન્નાને અમર કરી ગઇ. એણે જ પ્રકૃતિના બારીક અન્વેષણ દ્વારા એનો માર્ગ સાફ કર્યો.

ભેંસો ચરાવતાં મળેલો એક વૈરાગી એનો ગુરુ. એના ઉપદેશે પોતન્નાને સરસ્વતી–ઉપાસનામાં રતિ જન્માવી. એનામાં સહજ પ્રતિભા હતી ને એ પણ એવી પ્રજ્વલંત કે કાળ ને પરિસ્થિતિઓ પર પણ વિજય મેળવવાનો એણે સફળ પ્રયાસ કર્યો. એના પૂર્વકાલીન અને સમકાલીન કવિઓમાં એક પોતન્ના જ એવો પાક્યો જેણે કદી રાજ્યાશ્રય ન શોધ્યો. આશ્રિત વ્યક્તિને કંઈ ને કંઇ ચાટુકારી કરવી જ પડે છે. પોતન્ના એવા સિદ્ધાંતવિહીનોમાંનો એક ન હતો.

છતાં પરિસ્થિતિ વારંવાર પછાડ ખાવા છતાં હાર કબૂલ નથી કરતી, પોતાના શિકારને પરાસ્ત કરવાની જિદ્દ નથી છોડતી, છછેડાએલા સાપ જેમ દંશ આપવાને તલપાપડ જ રહે છે. શિકારનાં આંસુ તો એની વિનોદની સામગ્રી બની જાય છે. કહેવાય છે કે પોતન્નાના જીવનમાં પણ એવી વિકટ પળ આવેલી જ્યારે સ્વાભિમાનના ભવ્ય પથેથી ખસવાનું મન થએલું ભૌતિક જીવનની દબાઈ રહેલી કદાગ્ર આકાંક્ષાઓ જાગી ઊઠી ને પોતાની સ્મરણીય કૃતિને બગલમાં મારી એ રાજ્યાશ્રય શોધવા નીકળી પડેલો. પણ આત્માભિમાન હુંકારી ઊઠ્યુ. પગ આગળ ન વધ્યા. હૃદય વિક્ષુબ્ધ બની ઊઠ્યું. એક બાજુ પત્ની ને સંતાનની દુર્દશા અંતસ્તલ હલમલાવી રહી હતી, તો બીજી બાજુ તપઃપ્રસૂતા વીણાપાણિ સરસ્વતીનો આર્ત ધ્વનિ કાનમાં ગુંજી રહ્યો હતો. આખરે ભૌતિક બાજુને એણે પરાભૂત કરી. એ પરમ પુનીતા ગિરાને આશ્વાસન આપતાં એણે લખ્યું છે, 'મારી મા, હે ભારતી! વ્યાકુલ ન થા, રો નહિ, મા! મારા ક્ષણિક વિલાસને માટે હું એ નરાધમ, અત્યાચારી રાજાઓના કલુષિત હાથોમાં તને નહિ વેચું. વિશ્વાસ રાખ. કાજળ આંજ્યાં નેત્રોથી તું તારો પાલવ શા માટે ભીંજવી રહી છો?'

એ સમયે સારા ભારતમાં મુસલમાનોની બોલબાલા હતી. આંધ્ર રાજાઓનો સૂર્યાસ્ત થઇ ચૂક્યો હતો. એ આંધ્રોના ગત વૈભવને યાદ કરતાં જ પોતન્નાનું સુપ્ત હૃદય જાગી ઊઠ્યું. સમયના આઘાતે આળસમાં ડૂબેલી એની પ્રતિભાને ધક્કો મારી સચેત કરી. ભક્તિભાવ પૂરિત એના હૃદયમાં ખ્યાલ આવ્યો, શા માટે હું મારી માતૃભાષાને ઉન્નતશીર્ષ ન બનાવું? અને એણે ત્રણ મહાગ્રંથો લખી કાઢ્યા—નારાયણશતક,

વીરભદ્રવિજય અને મહાભાગવત. એમાંથી યે એનો મુખ્ય ગ્રન્થ તો મહાભાગવત જ છે, જે આજ પણ એની એટલી જ યશોવ્યાપ્તિ કરી રહ્યો છે. વીસ હજાર શ્લોકોના પાયા પર એણે એમાં વીસ હજાર પદ્યોનો અંબરચુંબિત રમણીય પ્રાસાદ બનાવી મૂક્યો છે.

હિંદીના ભક્તિ સાહિત્યમાં જે સ્થાન તુલસી ને સૂરનું છે, ગુજરાતીમાં જે સ્થાન નરસૈં ને દયારામનું છે, એ જ સ્થાન આંધ્ર સાહિત્યમાં પોતન્નાનું છે. સૂરે તો પોતાના કૃષ્ણને જીવનના વિભિન્ન માર્ગોથી હટાવી, ગોપિકાઓ વચ્ચે જ રસલોલુપ બનાવી દીધો, પણ પોતન્નાનો કૃષ્ણ તો મર્યાદા પુરુષોત્તમ રામની સમાન જ માનવજીવનનો પૂર્ણ પ્રતિનિધિ રહ્યો છે. કૃષ્ણને એવા રૂપમાં ચીતરવાની ચેષ્ટા કરવાની પ્રમાણિકતા હિંદના બીજા કોઈ ભક્ત કવિએ નથી કરેલી. સામયિકતાની ધૂનમાં પોતન્નાએ ચિરંતન સત્યને વિસારે નથી પાડેલું, ને એ જ એની મહત્તા છે.

## આપણા ઇતિહાસનું કલંક

આપણા ઇતિહાસની તો દયા ખાવા જેવું છે. આપણા શાહીવાદી શાસકોની ભેદનીતિએ આપણી શાળાઓને આપણા રાષ્ટ્રના સાચા ઇતિહાસથી અસ્પૃશ્ય જ રાખી છે ને આપણા વૃત્તપત્રો ને વ્યાસપીઠોએ પણ એ બાબતમાં મૌન સેવી એ જૂઠાણાનું વાતાવરણ કાયમ રાખ્યું છે એનું પરિણામ પાધરૂં જ છે આપણો રાષ્ટ્રાત્મા, આપણું ગૌરવ કદી ઊર્ધ્વમુખ ન બને એવી ચૂડ એને ગળે બેસી ગઈ છે જે આપણા વિકાસ કે સુધારણાને કદી ગતિમાન નથી થવા દેતી.

આપણા ઉપર બ્રિટિશો કેટલા વર્ષથી રાજ્ય કરે છે એનો યે સાચો જવાબ કોઈએ નથી આપેલો. આપણા ઇતિહાસો શીખવે છે કે ૧૮૦ વર્ષથી તેઓ આપણા પર શાસન ચલાવે છે ૧૭૫૭ના વરસથી તેઓ બ્રિટિશ અમલની શરૂઆત ગણી લે છે આ કેટલું હડહડતું જૂઠાણું છે? પલાશીની જીતથી તો અંગ્રેજોએ આ વિશાળ રાષ્ટ્રનો એક નાનો સરખો ભાગલો જ મેળવ્યો હતો, ને તેનું યે વાસ્તવિક અર્થમાં સ્વહસ્તક શાસન ચલાવવા એમને બીજો એક દાયકો રાહ જોવી પડી હતી એ યુદ્ધ બાદના બીજાં પચાસ વરસો સુધી યે હિંદુસ્તાનનો મોટો ભાગ અંગ્રેજોથી અલિપ્ત જ રહ્યો હતો. એ સમયથી તે ૧૮૫૭ના આપણા સ્વાતંત્ર્યવિગ્રહ સુધીના સમયને શાણો ઇતિહાસકાર તો વિગ્રહો ને વિજયોનો સમય ગણાવે, પણ બ્રિટિશ શાસનકાલ તો નહિ જ. એટલે બ્રિટિશોનું હિંદુસ્તાનના સાર્વભૌમત્વનું ગૌરવ કોઈ રીતે ૮૦ વર્ષથી આગળ નથી જતું.

પણ આમ છતાં જે લાંબા લાંબા ગાળા આપણા ઇતિહાસમાં બ્રિટિશ અમલને આપવામાં આવે છે એનું પરિણામ એ આવ્યું છે કે આપણે માટે એક ભ્રમ ઊભો થવા પામ્યો છે કે હિંદુસ્તાનીઓ એ યુદ્ધવિરક્ત ને શરણપ્રિય પ્રજા છે. એ હમેશાં પરદેશી આક્રમકોને નમતી રહી છે. અમે આ જૂઠાણું સહેલાઇથી મગજે ઉતરે એટલા માટે તેના પર રાજકારણ સાથે કંઈ લાગે વળગે નહિ એવું સાહિત્યિક પડ ચડાવી દેવામાં આવ્યું છે કે હિંદુસ્તાન જગતના સૌ દેશોમાં ચિંતનપ્રધાન દેશ રહ્યું છે! આ તદબીરપૂર્વક યોજી કાઢેલાં જૂઠાણાં સ્વીકારી લઈને આપણે આપણું ગુલામ માનસનું પ્રદર્શન કરીએ છીએ.

હિંદુસ્તાન યુદ્ધવિરક્ત દેશ છે એ કહેનાર માટે આ જડબાતોડ સવાલ છે કે પલાશીના યુદ્ધથી માંડીને એના ૧૮૫૭ના છેલ્લા ગૌરવાન્વિત ઉત્થાન સુધીમાં હિંદુસ્તાનીઓએ અંગ્રેજોને શ્વાસ ખાવા દીધો હતો? ત્યાર પછી બંગાળના ગળીવાળા સીતમગર સાહેબો સામેનો બળવો, ગઇ સદીના આઠમા દાયકામાં મહારાષ્ટ્રીઓનો બળવો એ બધા કયા અર્થમાં હિંદુસ્તાનની યુદ્ધવિરક્તિ બતાવે છે? અને એ અરસા પછી તો તરત મહાસભાનો મોરચો મંડાયો. વળી ૨૦મી સદીના આરંભમાં બંગાળના જુવાનોનું જહાલપણું ક્યાં અજાણ્યું છે?

શા માટે આ વાતો ઇતિહાસમાં નથી સ્વીકારાતી? કારણ આપણી રાષ્ટ્રીય જાગૃતિને ને આત્મકૃત્યને આ હકીકતો વેગ આપવાની શક્તિ ધરાવે છે. આ વસ્તુસ્થિતિ કોઈ રીતે સહી લેવા જેવી નથી, અને હું તો કહું છું કે ભવિષ્યનો ઇતિહાસકાર અંગ્રેજોના હિંદ પરના વિશુદ્ધ અમલને ૧૮૫૭ થી ૧૯૦૦ સુધીના ગાળાથી કોઈ રીતે વધુ સમય ન આપે.

(મૉડર્ન રીવ્યુ) —રામમનોહર લોહીઆ

## ‘ટાઇમ્સ’નો ઇતિહાસ

આપણે ત્યાં કોઈ પત્રનો ઇતિહાસ સ્વતંત્ર પુસ્તકમાં સંઘરાયો હોય એમ જાણ્યામાં નથી. માત્ર કેટલીક વાર અમુક પ્રસંગને લીધે કોઈ પત્ર વિષે થોડી વિગતો જાણવા મળે છે—દા. ત. ‘કુમાર’એ બાર વર્ષ પૂરાં કર્યાં ત્યારે ‘કુમાર’ વિષે અથવા બાબુ રામાનંદ ચેટરજીનાં પત્ની ગુજરી ગયાં ત્યારે ‘મૉડર્ન રિવ્યુ’ વિષે. ગમે તેમ, આપણે ત્યાં પણ પ્રજાનો ઇતિહાસ ઘડવામાં ફાળો આપ્યો હોય એવાં પત્રો છે—પછી તે દૈનિક કે માસિક કે અઠવાડિક હોય; એટલે નીચેની વાત રજૂ કરું છું અને ઇચ્છું છું કે આપણે ત્યાં કોઈ એક જ પત્રના ઇતિહાસ વડે સ્વતંત્ર પુસ્તક રચી શકાય એમ ન હોય તો એકથી વધુ પત્રોના નાના નાના ઇતિહાસ વડે એક સ્વતંત્ર પુસ્તક રચાય.

લંડનના ‘ધ ટાઇમ્સ’ પત્રનો હાલમાં ઇતિહાસ લખાયો છે ને તે પણ બે પુસ્તક ભરીને. બીજા પુસ્તકનું નામ ‘ચીલો પાડનાર’— The Tradition Establisher રાખ્યું છે. કિંમત ૧૫ શિલિંગ. એમાં ‘ટાઇમ્સ’નાં ચાળીશ ‘નિખાલસ’— Frank વર્ષોનો ઇતિહાસ છે. એમાં ‘રોકડું પરખાવવાની’ નીતિથી ‘ટાઇમ્સ’ને કોની ખફગી વહોરવી પડેલી તેની પણ

વાત છે. 'તાજ'ની એના માથે અનકૃપા મળેલી, રાણી વિક્ટોરિયાએ એને ક્રૂર કહેલું, પ્રિન્સ આલ્બર્ટે દુષ્ટ તરીકે નવાજેલું ને લૉર્ડ ક્લેરેન્ડને એ બંનેથી આગળ જઈ રાણી વિક્ટોરિયાને લખેલું કે એનું તંત્ર ત્રણ ચાર અજ્ઞાન માણસો ચલાવે છે અને એ પત્ર નર્કનો ખ્યાલ આપે છે પણ જે બનાવે ખૂબ હહાપોહ મચાવેલો તે તો ક્રીમીઆના યુદ્ધ દરમ્યાન એ પત્રની વલણથી બનેલો. એ યુદ્ધની શરૂઆતમાં જ 'ટાઇમ્સ'એ પત્રકારત્વના ઇતિહાસનો એક મહાન વિજય પ્રાપ્ત કર્યો. રશિયાના ઝારને આપાએલું બ્રિટનનું અલ્ટિમેટમ ઝારે 'ટાઇમ્સ'માં તેને એ અલ્ટિમેટમની 'ઑફિશ્યલ કૉપી' મળે તે પહેલાં વાંચ્યું! બીજું, ટાઇમ્સે મોકલા જનાર રક્ષકો જોડે પોતાનો એક ખંતીલો રસેલ નામનો આયરિશ ખબરપત્રી મોકલ્યો. લશ્કરી સત્તાધીશોને તેની હાજરી પસંદ નહોતી અને તેને માત્ર નાના અમલદાર તરફથી જ નહિ પણ સૌથી મોટા અમલદારો તરફથી પણ અનડગત મળી. સ્કુટરિમાં તેણે પોતાનો તંબુ લશ્કરની હારમાં જ રોપ્યો. લશ્કરી અમલદારો વારંવાર એનો તંબુ ઉખેડી નાખતા પણ રસેલ ફરીથી એ લોકોની હારમાં નહિ તો તેમની ઘણી જ નજીકમાં પોતાનો તંબુ રોપતો. જ્યાં યુદ્ધ લડાઇ થતી ત્યાં એ હાજર રહેતો. થોડા જ વખતમાં એણે લશ્કરી અમલદારોમાં વ્યવસ્થાશક્તિની ઊણપ પકડી પાડી અને એ ઊણપ લશ્કરમાં એક પ્રકારની જડતા –Paralysisની સ્થિતિ ઉપસ્થિત કરશે અને લશ્કર પર મહાન આફત નોતરશે એમ એને સ્પષ્ટ લાગ્યું. આ બધા બનાવો દરમ્યાન એના હેવાલો તો 'ટાઇમ્સ' માં નિયમિત જણાતા હતા, એટલે તે વખતના (૧૮૪૧ થી '૭૭) 'ટાઇમ્સ'ના તંત્રી જોન ડીલેન જાતે શું બને છે તે જોવા ગયા. રસેલના અહેવાલો તેને સાચા લાગ્યા. લંડન પાછા ફરતાં જ તેણે સરકારને ઊધડી લેવા માંડી. પરિણામે તરત જ યુદ્ધભૂમિનાં દવાખાનાંની સ્થિતિ સુધારવા એક ફંડ એકઠું થયું અને સરકારને હૉસ્પીટલોની સ્થિતિની તપાસ કરવા એક કમિશન મોકલવું પડ્યું. તે કમિશને જાહેર કર્યું કે તે આક્ષેપો સાચા હતા.

—અરુણેલાલ નાયક

## ફિન્લૅન્ડનો પ્રમુખ

* • • આવતી સાલનુ ઑલિમ્પીક ક્રીડાંગણ જ્યાં રચાવાનું છે એ ફિન્લૅન્ડની પ્રાકૃતિક વિગતોથી વાકેફ થયા પછી (જુઓ કુમાર અંક ૧૮૦) આ થોડીક રાજકીય ચર્ચા પણ રસિક જણાશે. ચર્ચા એટલા માટે કે હમેશાં પ્રજાસત્તાને પુરસ્કારતા રહેલા એ દેશનું હૃદય એથી સમજાશે. ને રસિક એટલા માટે કે ઉત્તર યુરોપનાં નાના પ્રજાસત્તાકોમાંનો, ૩૫ લાખની વસતિ ને સઘન જંગલોથી સમૃદ્ધ એ દેશ, હિટલરે તેની પડોશનું મેમેલ લઇ લેતાં જગતની આંખે વધુ ચડયો છે.

ફિન્લૅન્ડનો પ્રમુખ ક્યૉસ્ટી કૅલીઓ આજે ત્રીજી વાર ત્યાંનો પ્રમુખ બન્યો છે, છતાં તેની પ્રજા તો તેને અવ્વલ કિસાન (The First Peasant) તરીકે જ સંબોધે છે; અને આમૂલ ખેતીપ્રધાન એ દેશને માટે એ સંબોધન વાજબી જ છે.

કૅલીઓ પણ પોતાના કિસાન ઘરાણા માટે મગરૂર છે. મધ્ય યુગના કોઇ ખેડૂત જેવી જ ઢળતી ભરાવદાર મૂછો એ રાખે છે. આજથી ૬૬ વર્ષ પર ઉત્તર ફિન્લૅન્ડના ઇસ્યૂરકા નામના ગામમાં એનો જન્મ થએલો. ત્યાં ગામડી નિશાળમાં ભણવા પછી છ વર્ષ માધ્યમિક શાળામાં કાઢયાં

શાળા છોડીને સીધો એ ખેડૂત બન્યો ખેતી ઉપરાંત પોતાના જિલ્લાની સરકારી બૅંકો ને સોસાયટીઓમાં તે ખૂબ રસ લેતો. એ વખતે જમીનદારો ખેડૂતોને અમુક સાલીયાણું અગાઉથી લઇ ખેતર આપી દેતા અને ધારે ત્યારે તેને દૂર કરી શકતા. આ પ્રથામાં રહેલો અન્યાય કૅલીઓએ જોયો ને રાજકારણમા ખેડૂતોના અવાજની તેને જરૂર જણાઇ. રાજકારણમાં ઝંપલાવવાનો એણે નિર્ણય કર્યો ને ૧૯૦૪માં તે પાર્લામેન્ટનો સભ્ય ચુંટાયો.

કૅલીઓને લાગ્યું કે સરકારમાં કિસાનનો અવાજ બળવત્તર બનાવવો હોય તો તેના હિતમાં રાચનારી એક પાર્ટી ઊભી કરવી જોઇએ. એ અનુસાર ૧૯૦૮માં એણે 'ઍગ્રેરિયન પાર્ટી' ઊભી કરી, જે આજે ફિન્લૅન્ડની સૌથી બળવાન બે પાર્ટીઓમાંની એક છે ૧૯૨૫, ૧૯૩૧ને છેલ્લે ૧૯૩૭મા ત્રીજી વાર પ્રમુખ ચુંટાયા પહેલાં બીજા પણ ઘણા જવાબદાર હોદ્દા તેણે સ્વીકારેલા છે. ખેડૂતોનું હિત સાચવતો ૧૯૨૨માં એણે પસાર કરાવેલો કાયદો આજે 'લેક્સ કૅલીઓ' નામથી જ ઓળખાય છે.

## પૃથ્વીની કાયાપલટ-એક નવી યોજના

છેલ્લા પચાસ વર્ષમા જગતે એવા તો ઈજનેરી ચમત્કારો જોયા છે કે પહેલી નજરે ગળે ન ઊતરે એવી કોઇ યોજનાને પણ તે અવિશ્વસનીય કહેવા તૈયાર નથી. પનામાની નહેર ખોદાઇ ત્યારે ઘણાએએ આ શંકા ઊઠાવેલી કે આટલાંટિક ને પાસિફિકની સાગરસપાટી અસમાન હોઇ, નહેર ખોદાશે કે તરત પાસિફિકનાં પાણી તેમાં ધોધમાર રેલાઇ અકલ્પ્ય હોનારતો આદરી મૂકશે. એવું જ સુએઝની નહેર વિષે ને એવું જ સાઇરસ ફીલ્ડની આટલાંટિક આરપાર વીજળીક તારો મૂકવાની યોજના માટે બનેલું. પણ એ બધાની સફળતાએ માનવજાતિને હરકોઈ નવી યોજનામાં વધુ વિશ્વાસ મૂકતી કરી દીધી છે.

પૃથ્વીની કાયાપલટ માટે જે જે નવી યોજનાઓ પેશ કરાઇ છે તેમાં હર સોર્ગેલની યોજના સૌથી વધુ મહત્ત્વાકાંક્ષી છે. એ યોજના છે ભૂમધ્ય સમુદ્રને યુરોપ માટે પ્રયોગ (વીજળીક શક્તિ) પૂરૂં પાડતું અને આફ્રિકાના સહરાના રણને ભીનું બનાવતી નહેરોનું કેન્દ્ર બનાવી દેવાની.

જિબ્રાલ્ટર અને બૉસ્ફરસ મુકામે બે પુસ્તા બાંધી દેવાય તો વીસ કરોડ હૉર્સ પાવર જેટલો પ્રવેગ (વીજળીક શક્તિ) આપતાં રાક્ષસી પાવર સ્ટેશનો ઊભાં કરી શકાય એમ એનું માનવું છે. કારણ કે ભૂમધ્ય સમુદ્રમાં આટલાંટિક ને કાળા સમુદ્રમાંથી સતત લાખો ટન પાણી ઠલવાતું જ રહે છે.

આ પ્રવેગ વડે યુરોપના જબરા વિસ્તારનાં યંત્રો ચલાવી શકાય ને સાથોસાથ સહરા માટે પંપિંગ મશિનરીમાં એનો ઉપયોગ લેવા જતાં એ આખું વેરાન ચમન બની જાય. બાકી આ પ્રવેગકેન્દ્રો ઊભા થતા ભૂમધ્ય સમુદ્રનાં પાણી શોષાતાં જઈ અત્યંત ફળદ્રુપ એવા નવા નવા ટાપુઓ હસ્તીમાં આવતા જશે, જેથી વધતી જતી વસતીનો કોયડો આપોઆપ ઉકલી જશે ને આફ્રિકા સાથે ભૂમિસંધાન પણ સધાશે.

સમુદ્રમાં ગર્ત થએલો ભૂમિભાગ મેળવવાનો અખતરો જાતે નવો નથી. હોલૅંડે ઝુઇડર ઝી સામે ને ઇટલીએ રોમ ને બ્રિન્ડીસી વચ્ચે વિસ્તરેલા પૉન્ટાઇન માર્શિસ સામે એ અખતરો આદર્યો જ છે. હોલૅંડની યોજના પાર પડતા તેને સાડા પાચ લાખ એકરનો નવો પટ મળશે ને ઇટલીને ૫૨૨૫ માઈલનો.

### ઈંગ્લંડ દરિયામાં ડૂબતું જાય છે!

ઇંગ્લંડ ધીમે ધીમે દરિયામાં ડૂબતું જાય છે ને ત્યાંની પ્રજાને ભય રહે છે કે થોડી વધુ સદીઓ સુધી દરિયાની આ કામગીરી ચાલુ રહી તો આખું ઇંગ્લંડ જળશાયી બની જશે. એક વખતના એનાં આબાદ શહેરો આજે વામો ઊંડા પાણી નીચે આરામ લઇ રહ્યા છે.

દાખલા તરીકે ડનવિચ ૧૪મી સદીમાં એમ સમૃદ્ધ બંદર હતું ને ત્યારબાદ ત્રણ સદીઓ સુધી તે આબાદ રહેલું. ઇસ્ટ ઍંગ્લિયાની એ રાજધાની નદી કાંઠે ચાર માઇલ કિનારાથી દૂર આવેલી. ધીમે ધીમે નગર અને દરિયા વચ્ચે ગીચ જંગલ વિસ્તરતું ગયું અને આજે એ જંગલ અને નગર બંને ગરક થઇ ગયા છે, જેની કશી નિશાની જ નથી રહેવા પામી.

વળી આજનું કૉર્નવૉલ આજથી છસો વર્ષ પર હતું એથી અરધા વિસ્તારનું જ રહ્યું છે. દરિયો એની સીમાઓ સંકોચતો જાય છે. એના અત્યારના ભૂમિછેડા ને તેથી ૨૫ માઇલ દૂર આવેલા સીલીના ટાપુ વચ્ચે ૧૪૦ ગામડાં ને વાસો પર આટલાંટિકના પાણી નિરંકુશ ઘૂમી રહ્યાં છે.

કેન્ટ, સસેક્સ વગેરે અનેક પરગણાંની કિનારરેખા દરિયાનું ધીમે ધીમે છતાં સતત શરણું સ્વીકારતી જાય છે. ત્યાંનાં ઇતિહાસપુસ્તકો કહે છે કે ૧૩૯૯માં હેનરી ચોથો યૉર્કશાયરમાં રૅવનસ્પર મુકામે ઊતર્યો હતો. આજે એ રૅવનસ્પર માત્ર ડૂબકી મારનારાઓ કે સબમરીનો મારફત જ શોધી શકાય એમ છે.




### તમાકુ

અમેરિકાનો નવો શોધાએલો ખંડ વસાવવા માટે વસાહતીઓ વધુમાં વધુ કોઇ ચીજથી આકર્ષાયા હોય તો તમાકુથી. જેમ્સ પહેલાથી, પોપ અર્બન આઠમાથી તથા જુદા જુદા દેશોના શાસકોથી તિરસ્કૃત થયા છતાં તમાકુનો પ્રચાર એટલો તો ફેલી ગયો હતો કે વધુમાં વધુ નફાકારક તેનો વેપાર બન્યો હતો. આજે યે એનો ફેલાવો ક્યાં ઓછો છે? અમેરિકા માથાદીઠ છ પૌંડ, બેલ્જિયમ ને મિસર પાંચ પૌંડ, ગ્રેટબ્રિટન ને ફ્રાન્સ ત્રણ પૌંડ તમાકુ આજે યે વાપરે છે! આ બહોળા પ્રચારને લઈ ફ્રાન્સ, ઈટલિ, સ્પેન વગેરે દેશોમાં તો તેનું વેચાણ સરકારે જ એકહથ્થુ લઇ લીધેલું છે.

આજે તો તમાકુનું વાવેતર ઉત્તરે સ્વીડનથી માંડી દખ્ખણમાં ઠેઠ દખ્ખણ આફ્રિકા સુધી બધા દેશોમાં પસર્યું છે, જો કે તેનું મુખ્ય ઉત્પાદક તો હજુ યે યુનાઇટેડ સ્ટેટ્સ જ રહ્યું છે. જમીન ને આબોહવાના સઘળા પ્રકારો તેને અનુરૂપ થાય છે, પણ એથી એની ફોરમમાં ન્યૂનાધિકતા આવે છે.

તમાકુનો છોડ ડાળીડાંખળાં વિના સીધા સોટા રૂપે જ ઊગે છે. એની ઊંચાઇ લગભગ છએક ફૂટ જેટલી હોય છે

ને હોય ગુલાબી રંગનાં ફૂલોથી ખચિત હોય છે. એને મૂ-ખરા રંગનાં અસંખ્ય બી આવે છે ને તે એટલાં તો ઝીણાં હોય છે કે એક છોડમાંથી લગભગ દસ લાખ જેટલાં ઊતરે છે

જમીનની નજીકનાં છોડનાં પાંદડાં ખૂબ મોટાં, ક્યારેક તો દોઢ ફૂટ લાંબાં ને છ ઇંચ પહોળાં હોય છે, પણ ઉપર જતાં એમનું કદ ઘટતું જાય છે. આને લઇને બધાં પાંદડાંને સૂર્યપ્રકાશની સરખી તક મળે છે. એ પાંદડાંની ગંધ એવી તીવ્ર હોય છે કે જનાવરો તેના ભણી ઢૂકતા જ નથી.

તમાકુની આદત પડવાનું કારણ તેમાં રહેલું નિકોટિન નામનું કેફી તત્ત્વ છે, અને તે ચાવનારા કે સૂંઘનારા કરતાં પણ પીનારા પર તેની બહુ બુરી અસર થાય છે. બીડી પીનારો જેમ વધુ ને વધુ ઘુંટીને દમ ભરતો જાય છે તેમ તેમ એ ધુમાડો ફેફસાંમાં વધુ ને વધુ શોષાતો જાય છે. અને ત્યાંથી કાર્બન ડાયોક્સાઇડનો બોજો ઉતારી માણ-વાયુનો જથ્થો મેળવવા આવેલાં રક્તકણો શ્વાસ સાથે આ શોષિત પદાર્થને યે શરીરના એકે એક ભાગમાં લઇ જાય છે.

મોં અને નાકની શ્લેષ્મકલાઓ તથા શ્વાસનળી અને સ્વરયંત્ર પર બીડીના ધુમાડાની બહુ ઉત્તેજક અસર થાય છે, અને એના ધુમાડામાં રહેલી ગરમીથી તેમાં વધારો થાય છે. સિગારેટ અરધી પીને ફેંકી દેવામાં આવે તો એ ધુમાડો એટલો ગરમ નથી રહેતો, પણ પોણા ભાગ સુધી પીતાં લગભગ ૧૪૦ ડિગ્રી ફારનહાઇટ સુધી પહોંચી જાય છે.

નિકોટિન લોહીના પરિભ્રમણ પર પણ અસર કરે છે. એનાથી શ્લેષ્મકલાઓની કેશવાહિનીઓ જડ બની જાય છે ને લોહીની ગતિ મંદ પડતાં અંગોને પૂરતું પોષણ નથી મળતું. આથી બ્લડપ્રેશર પરિણમે છે, નાડીઓના લગભગ ૧૦થી૨૦ ધબકારા વધે છે ને હૃદય પર બોજો પડે છે.

ખૂબ બીડીઓ ફૂંકનારાના ધાંટા ફાટી જાય છે, એટલું જ નહિ પણ શ્રવણેન્દ્રિય પણ કમજોર બને છે ને ઘણી વખત તેવા માણસો બિલકુલ બહેરા બની જાય છે.

અમેરિકાના કોઇ એક સુધારકે સિગારેટોને કફનના ખીલા તરીકે ઓળખાવેલી છે; ને ખરેખર, અકેક સિગારેટ તેના પીનારના કફનમાં અકેક ખીલાની ગરજ સારે છે.

### પોપનગરી

ઈટલીના પાટનગર રોમના વાયવ્ય ખૂણે, ટાઇબર નદીને કાંઠે વૅટિકન નામની એક ટેકરી આવેલી છે. એના પર એક નગર વસેલું છે, જે વૅટિકન સિટી નામે ઓળખાય છે. ખ્રિસ્તી ધર્મના કૅથોલિક સંપ્રદાયના મુખ્ય ધર્મગુરુ પોપના સ્વતંત્ર સ્વામિત્વ તળે એ આવેલું હોઇ, દુનિયાના નાનામાં નાના રાજ્ય તરીકે પણ ગણી શકાય.

સ્વિટ્ઝર્લૅન્ડના ત્રણ કૅથોલિક મહાલોથી ચૂંટાતા સ્વિસ સંત્રીઓ ચાર સદીઓથી આ પોપનગરીની રખેવાળી કરતા આવે છે. પાસપોર્ટ સિવાય કે અમર્યાદિત પોષાકમાં કોઇને અંદર દાખલ થવા નથી દેતા. આ સંત્રીઓ સિવાય ૮૦ ખાનગી ઇટાલિયન સૈનિકોનું એક લશ્કર પણ ત્યાં રહે છે. એનો 'Guarda Nobile' ઉપરી ઇટાલિયન ઉમરાવોમાંથી ચૂંટવામાં આવે છે.

દુનિયાની એ શાંતમાં શાંત નગરી છે. તે એટલે સુધી કે બહારથી મુલાકાતે આવનારાઓ પણ ઊંચે અવાજે વાત કરવાની હિંમત કરતા નથી. શિસ્તનું ત્યાં પૂર્ણ પાલન કરવામાં આવે છે. સવારના છ વાગે એના દરવાજા ઉઘડે છે ને રાતે અગિયારે બંધ થાય છે.

નગરીમાં બહારથી આયાત થતા બધા માલ પર જકાત માફ છે, એટલે ત્યાં ખૂબ સોંઘવારી છે, પણ કશી વસ્તુ વેચવા માટે નગરીથી બહાર લઇ જવાની કે બહારથી અંદર લાવવાની સખ્ત મનાઇ છે. ને એમ કરનારને દંડવામાં આવે છે, કારણ વેચાણની સઘળી ગોઠવણી પોપના જ હાથમાં રહે છે.

નગરીનો મોટો ભાગ તો ખ્રિસ્તી સ્મારકો ને સ્થાનોથી રોકાએલો છે, જેમાં સંત પીટરનું પ્રખ્યાત દેવળ પણ આવી જાય છે. આથી કોઈને પણ ત્યાં દુકાન કે ઑફિસ ખોલવાની રજા નથી. એટલું જ નહિ, પણ ગવર્નરની રજા વગર બહારનો કોઇ ઇસમ રાતવાસો પણ ત્યાં ન રહી શકે. નગરીનિવાસીઓને પોતાના ઍડ કોઇને ભાડે આપવાની પણ સખત મનાઇ છે.

### મોતની ગુફા

દુનિયાની કેટલીક નામીચી ગુફાઓમાંની એક ઇટલીના પીડમૉન્ટ સ્થાને આવેલી લૉન્ગારાની ગુફા છે. એ ૧૩૦૦ ફૂટ લાંબી ને ૧૦ થી તે ૩૨૦ ફૂટ પહોળી છે, પણ એનું મોં એટલું સાંકડું છે કે એકી વખતે એક જ માણસ પ્રવેશી શકે. ભાગ્યે જ કોઇ તેમાં પ્રવેશવાની હિંમત કરે છે, કારણ એની સાથે ફ્રેન્ચ ઇતિહાસનું એક ભયંકર પ્રકરણ જોડાએલું છે.

ઇ. ૧૫૨૦માં ઇટલીમાં હારેલા લશ્કરમાંથી નાસેલા ફ્રેન્ચ સૈનિકોએ ગામડાં પર ધસારો કર્યો ત્યારે ૨૦૦૦ જેટલા માણસોએ આ ગુફામાં આશ્રય લીધો. પણ એની ખબર પડી ગઇ ને સૈનિકોએ તેનું મોં ઘેરી લઇ આગળ આગ સળગાવી. અંદરથી મુંઝાઇ કેટલાકોએ બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો તેમને કાપી નાખવામાં આવ્યા ને બાકીના તેમાં જ બુરી વલેથી મોતને ભેટ્યા. આ હોનારતને લઇ સામાન્યતઃ કોઇ આ ગુફાની નજીક પણ ઢૂકતું નથી.

### કુમાર રસોયા અને કુમારી સુતારણો

ટ્વિકનહૅમની ટેમ્સ વેલી કાઉન્ટી શાળાઓમાં વિદ્યાર્થીઓ રાંધતાં ને ગૃહકાર્ય બજાવતાં શીખે છે અને વિદ્યાર્થિનીઓ સુતારકામ તથા ઝીણુંજાડું સમારકામ શીખે છે. આ પ્રકારે વર્ગવિશિષ્ટ કાર્યની ફેરબદલી આપણે ત્યાં આજ-

કુફાના રાજમહેલમાં ખલીફા હજરત અલી રાજ્યના ખજાનાનો હિસાબ ગણતા હતા એટલામાં તેમના બે સરદારો કંઈ અંગત કામ સારૂ આવી ચડયા. હજરત અલીએ હિસાબ પતાવી લેતાં તરત પેલી મીણબત્તી હોલવી નાખી અને પોતાના મેજમાંથી બીજી કાઢીને સળગાવી. સરદારોએ ભારે અચબાથી આનું કારણ પૂછયું. જવાબ મળ્યો કે, 'હું રાજ્યનું કામ કરતો હતો ત્યારે રાજ્યની મીણબત્તી બળતી હતી. હવે આપણું ખાનગી કામ શરૂ થાય છે, એટલે મ્હેં મ્હારી પોતાની મીણબત્તી સળગાવી છે!' (પો. દુ. પંચાલ)

અનેકાર્થી શબ્દ: કાતરિયું = એક છાપરાની નીચેનો મેડો; લાકડાનું એક બેધારૂં અસ્ત્ર; દીવાલ કોચવાનું ચોરનું એક ઓજાર; બે ચૂડીની વચમાં પહેરાતું પાતળી ચીપનું કંકણ; બેલું; કટાક્ષ, કરડી આંખે જોવું તે.

કહેવતોના અર્થ: 'સૂતો સાપ જગાડવો નહિ' એટલે કે અટકચાળું કરી પોતાને હાથે જ હાનિનું કારણ ઊભું કરવું નહિ. એને મળતી કહેવતો: 'એઠો પોપડો ઉખેડવો નહિ', 'સૂતો સિંહ જગાડવો નહિ', 'રૂઝાયો ઘા ઉખેડવો નહિ', વેચાતો કજીઓ વહોરવો નહિ', વગેરે.

ગણિતગમ્મત

$0^2 + 1 = 1^2$

$1^2 + 3 = 2^2$

$2^2 + 5 = 3^2$

$3^2 + 7 = 4^2$

$4^2 + 9 = 5^2$

$5^2 + 11 = 6^2$

$6^2 + 13 = 7^2$

$7^2 + 15 = 8^2$

$8^2 + 17 = 9^2$

$9^2 + 19 = 10^2$

અને એમ આગળ.

(કાન્તિલાલ મ. જોશી)




ન્યૂયૉર્કમાં હમણાં ખુલ્લા મુકાએલા ૧૯૩૯ના જગતમેળાના સ્મરણમાં યુનાઇટેડસ્ટેટ્સે કાઢેલી ૩ સેન્ટની ટિકિટ

પ્રોફેસર લેસિંગે એક દિવસ પોતાના જ ઘરનું બારણું ઠોકતાં પૂછયું: 'પ્રોફેસર લેસિંગ છે?' અંદરથી જવાબ મળ્યો: 'બહાર ગયા છે.' ત્યારે લેસિંગે કહ્યું 'વારુ, કંઇ ફિકર નહિ. હું બીજે વખતે આવીશ.' (પો. દુ. પંચાલ)

સૂર્યનાં સવારનાં કિરણો આપણા શરીરને વિટામિન 'ડી' પૂરૂં પાડે છે.

જર્મન શબ્દનો અર્થ 'એક લોહીનાં' એવો થાય છે.

લસણના રસને મધમાં મેળવી પાવાથી વીંછીનું ઝેર ઊતરી જતું કહેવાય છે.

દુનિયામાં દર સેકન્ડે એ મૃત્યુ થાય છે.

કેરોસીન તેલનો બાળવા માટેનો ઉપયોગ ઇ. ૧૮૫૦માં શરૂ થયો.

દુનિયામાં પહેલવહેલી લાયબ્રેરી ઇ. પૂ. ૫૪૦માં પિસીસ્ટ્રેટસે આથેન્સમાં સ્થાપી હતી અલેક્ઝાન્ડ્રિયાની લાયબ્રેરી ઇ. પૂ. ૪૯માં સ્થપાઇ.

ચા ડચ લોકોએ યુરોપમાં ઇ. ૧૬૫૭ માં દાખલ કરી. ત્યારે તેની કીમત એક રતલની રૂા. ૬૦ થી ૧૫૦ સુધી હતી.




શીશા પરના લેબલને ચપ્પુ વડે ઉતરડી કાઢવાની મહેનત ભારે પડી જાય છે. લેબલને પાણીથી ભીંજવી, શીશાને અગ્નિ પર ધરવાથી તે ઉખડી આવશે.

ચશ્માંની શોધ ઇ. ૧૨૯૩માં એક ઇટાલિયને કરી.

દુનિયામાં કેળાંની બધી મળી ૧૦૬ જાતો થાય છે.

વિમાનીઓના કહેવા પ્રમાણે કૂતરાનું ભસવું ચાર માઇલ ઉપર સંભળાય છે.

મગરમચ્છ કલાકના દશથી બાર માઇલની ઝડપે તરી શકે છે.

બીવર નામનું પ્રાણી કશો અવાજ જ નથી કાઢી શકતું.

ખુલ્લામાં કામ કરનાર કરતાં બંધીઆર જગામાં કામ કરનારને શરદીનો ત્રણગણો ભય રહે છે.

દિવસનો સૌથી પહેલો આરંભ સાઇબીરિયાના ઈસ્ટ કેપ મુકામે થાય છે. આંતરરાષ્ટ્રીય ડેટલાઇન પર એ સૌથી પૂર્વમાં આવેલું છે.

પક્ષીઓમાં જેમ કોકિલ પરભૃત છે તેમ વૃક્ષોમાં ચંદન. આપણે ત્યાં થતાં કુલ ૧૪૦ જુદીજુદી જાતનાં ઝાડો પર તે નિર્વાહ ચલાવે છે. એ ઝાડોના પોષણમાંથી ભાગ પડાવીને જ એ નભે. એકલું ન ઊગી શકે.



ગુરુ ગોવિંદસિંહ
(કાંગરા કલમ)



તારંગાની ટેકરીઓથી પાછાં આવતાં

## સાભ્રમતી-દર્શન

(લાવણી)

૧

મંદ સુમંદ લહરી લહરાય,
કુંજ તવ સંગીતસ્વર પથરાય,
અનેરૂં વેર્યું ચંદ્રીએ હાસ,
અલૌકિક ઝીલે જગઉલ્લાસ.
થાક વિસારી અધિક શ્રવણે પીઉં મંજુલ સૂર;
ધવલ દેખી તવ પટ ત્યાં સહસા નાચે નંદિત ઉર.
સાભ્રમતિ! વહે હર્ષનું પૂર.

૨

કૌમુદી ચુમંત પટવિસ્તાર,
ધવલતા ધરે સરલ શણગાર,
ખીલ્યા કહીં નીલમનીલા છોડ,
અલંકરણો તવ અંગ અજોડ.
રસાંગુલિએ ચંદ્રી નિમંત્રે ચારુ ગગનને ચોક,
તન્વાંગિ, ફરકે તવ પાલવ, ઉડી જશે અયિ શોક.
ઊડવાં હાથ ધરે શે ફોક?

૩

મળ્યો વિશ્રામ, સુણી ઊંડું ગાન,
કર્યું વળી જીવનરસ મધુપાન.
ગીત ગિરિકુહરકુહર પડઘાય,
સુતાં ખગનાં હાલરડાં ગાય.
કેડ પરે કંઇ ગામ ઝુલાવે, પોષે સ્તન્યની ધાર,
ઘાટે ઘાટે હશે સોહતી શી પનિહારીની હાર!
નમંતિ હૃદયભાવને ભાર.

૪

તરંગે તરંગ રૂપલ વેલ,
ચંદ્રપ્રતિબિંબ થકી નિર્મલ,
વિમલ તવ હૃદય તણે ઊંડાણ
સરલ શું વસે એ જ તવ પ્રાણ?
અંગાંગે એ રજત વેલડી જીવનમૂર્તિ તરંત,
સદા વહે તવ સલિલ મધુર રવ નિત્ય કાલ ભ્રમંત,
કોડિલી રટે ડગેડગ કંથ.



૫

ભમું શું આજ ભમંતી સાથ?
અખંડ તવ સુણી રહું ગુણગાન?
ન્યાળી રહું સલિલે શશીની વેલ?
દિવસભર પનિહારીની હેલ?
લાડકડી, છોડી ડુંગરડા ધપતી તું ત્યમ હું ય,
પ્રવાસિની, મારે ય કેડી દર કેડી ખેડવી ભૂંય.
મળીશું રાજનગરને તીર,
સંતની જ્યાં જગજ્યોત કુટીર.

ઉમાશંકર જોષી





દિલ્હીને માર્ગે: આબુ નજીકનાં ગામડાં અને પર્વતપ્રદેશનાં બે દૃશ્યો (સ્કેચ: ર. મ. રા.)

માઈલ થાય છે. મેં ૧૦ માઇલ વાંચેલા, એટલે સાંજે પાપ્રોલા ઊતરીને હું તો મજૂરને લઇને બસ સ્ટૅન્ડ તરફ જવા ચાલ્યો; પણ વચમાં કોઇએ ભૂલ ભાંગીને કહ્યું કે અત્યારે કોઇ બસ જતી નથી અને રાત અહીં રોકાવું જ પડશે. ક્યાં રોકાવું, તો કહે આ હૉટલમાં. હૉટલ એટલે એક ઝાડ નીચે છાપરું; તેની ઓસરીમાં બે ચૂલા અને અભરાઈ ઉપર થાળીઓ; માથે મેડો. આ પંજાબી હૉટલમાં રાત રહેવું પડશે એ મને નક્કી દેખાયું. સામાન મૂકાવી દૂધ ગરમ કરાવ્યું તે પીને બેઠો. એક સીખ મિસ્ત્રી ત્યાં જમતો હતો તેની સાથે વાતો કાઢી. તે પણ ત્યાં સૂનારો હતો. તેણે મને સમજાવ્યું કે કંઇ તકલિફ નહિ પડે. પહેલાં તો મનમાં ઘણી ઘડભાંગ થઇ કે આ જંગલમાં આપણી સલામતી શી? પણ પહાડીઓની નમ્રતા અને સુજનતા અપાર છે. કોઇ ભાગ્યે જ ચોરી કરે છે. રાત્રે ઊંઘ સરસ આવી ગઇ અને સવારમાં બારીમાંથી જોઉં છું તો આખી ખીણમાં સોનેરી કેસરી રંગ ઉભરાતો હતો. પેલો સીખ કહે છે કે આવું તો બારે માસ જોવાનું મળે છે: પણ બિચારા પહાડીઓ! એમનાં પેલાં ચીંથરાંની ચીવટમાં આ કુદરતનાં ચિત્રો કે ગીતો ક્યાંથી કરે? આવા પ્રદેશમાં કળાશાળા હોય તો દરેક જણ સહેજે કલાકાર બની જાય. સ્કૉટલૅંડનાં નિસર્ગદૃશ્યોની વાતો અને નિબંધો વાંચવા કરતાં અહીં જ પ્રવાસધામો થવાં જોઇએ. બધું સસ્તું લાગે છે, સુંદર લાગે છે; સંસ્કાર ને કેળવણી માત્ર નથી. પાપ્રોલા ૩૦૦૦ ફૂટ ઊંચું છે. કુલુ ૫૦૦૦ ફૂટ કહેવાય છે હવે દસ વાગ્યે મોટરબસ ચાલશે ત્યારે ઉપડવાનું છે. શું કરવું તે નહિ સૂઝવાથી આટલી નોંધ લખી નાખી ને હજામત કરી લીધી. હૉટલવાળો છોકરો ઊઠ્યો તેણે પેલા શીખ માટે થોડી રોટલી ને શાક કરી નાખ્યાં. મને ગરમ પાણી કરી આપ્યું અને હવે 'ન્હાકા ઇન્તેજામ હો રહા હૈ!' અહીં ટોપી પહેરીને જ બધાં કામ કરવાનાં હોય છે. ભાષા શુદ્ધ હિન્દી કોઇ બોલતું કે સમજતું નથી. મુસાફરી 'રોમાન્સ' તો લાગે છે. ડૉ. કઝિન્સ મારી કેવી રાહ જોતા હશે તે તો મળ્યા પછી જણાય. તેમનો આ મુસાફરીનો અનુભવ પણ જાણવા જેવો જ હશે. પરંતુ એક વાત ખરી છે કે હિમાલયને હિંદુસ્તાન પૂજે છે, પણ ઉપાસી જાણતું નથી. નૈનીતાલ, મસૂરી વગેરે કરતાં અહીં ઘણું જુદું છે.

### કુલુ

● સવારે હું માનતો હતો કે. સાંજે તો ડૉ. રોરીક કાં ડૉ. કઝિન્સનું મોં જોઇશ, પણ મારો 'રોમાન્સ'નો શોખ પૂરો થવાનો હશે! સવારે વીશીવાળો જાગ્યો તે દરમિયાન મેં તપાસ કરી લીધી હતી કે કુલુ જનારી મોટર ક્યારે ઉપડે છે; એટલે પહેલા ચા કરવાનું કહ્યું. એ એક પ્યાલો પેટમાં નાખી પાપ્રોલા ગામ જોઇ આવ્યો. ગામ તો રસ્તાને બંને કાંઠે ઉપરવાસ હતું. અહીં બધું જ મળે છે, પણ સ્વદેશીનું તો નામ જ નથી. નદીઓ વહી જતી હોય છે, છતાં લોકોએ લુગડાં ન જ ધોવાં એમ ઠરાવ્યું લાગે છે! કદાચ તેમને પાણી ને પથરા મળે છે એટલો સાબુ સસ્તો નહિ પડતો હોય. મેં નં. ૫૦૧નો સાબુ લીધો અને ધોતિયું-ટુવાલ લઈ પાસે જ નદીમાં ગયો. કપડાં ધોયાં અને નાહ્યો એટલે કંઇક ઉત્સાહ અને જાગૃતિ આવ્યાં. કુલુની મોટર તૈયાર થઇ રહી હતી તેમાં સામાન મૂકી જગ્યા રીઝર્વ કરી પેલા હૉટલવાળાને ત્યાં હું એકલો જ ઘરાક હતો. તેણે તો ટેબલ પર થાળી-વાટકો મૂકી જમવાનું પીરસ્યું: રોટલી, રીંગણાંનું શાક અને અડદની દાળ. રાત્રે ખાધું નહોતું એટલે કંઇક રુચિ હતી, પણ આ બધું જોઇ તે ઠંડી થવા લાગી, એટલે પૈસાનું દહીં મંગાવ્યું અને બે રોટલી ખાઇ ઓડકાર લીધો. હૉટલવાળા પાસે આંકડો માગ્યો તો રાત્રે રહેવા ખાવાપીવાનું બધું મળી માંડ ચાર આના જણાવ્યા. પણ તેણે મારી દરકાર બહુ જાળવી હતી એટલે જરા વધારે આપી મોટરમાં બેઠો.

હિમાલયની ખીણમાં આટલો લાંબો પ્રવાસ પહેલી જ વારનો હતો. મસૂરી, નૈનીતાલ કે દાર્જિલિંગમાં ટ્રેન સપાસપ આરામથી લઇ જતી. અહીં તો ખીણનાં આમળામાં પેઠા એટલે હિમાલયનું પેટ ચીરી જોતા હોઇએ એવું લાગે.



પઠાણકોટની રેલવેમાંથી એ પ્રદેશનું એક દશ્ય

હજારો ફીટના ઊંચા પહાડો વચ્ચે વહેતી પહાડી નદીને કાંઠે-કાંઠે જ રસ્તો શેષનાગની જેમ વહ્યો જાય છે. મોટરબસ ચલાવનારા ભડના બેટા છે. વળાંકો જ મારતા ચાળીસ માઈલની ઝડપે,તગડાવે છે જરાક હાથ ચૂકે તો થઇ રહ્યું. તેમને ટપાલનો વખત સાચવવાનો, એટલે ક્યાંયે જરા પણ રોકાય નહિ. પહાડો પરનાં ગામડાં વચ્ચે થઇ મોટર મંડી નગરમાં આવી એટલે બદલવી પડી અને બ્રિટિશ મોટરમાં ખડકાયા. બરોબર દસ વાગ્યાથી સાત વાગ્યા સુધી, ઝે.કુ ગાર્થો વગર, કે વખત કાઢવાના સાધન વગરની મુસાફરી. પણ જે દશ્યો જોવાનાં મળે છે તેમાં પૈસા અને શ્રમ ભુલાઇ જાય છે. અને આતો જેમને માટે કુતારો તૈયાર હોય છે તેમને તો બધુંય ભુલાઈ જાય. રોરીકના ચિત્રોમાંના લૅંડસ્કેપ (નિસર્ગદશ્યો) તો અહીં સેંકડો છે કોઇ નવરો કલાકાર અહીં પડાવ નાખે તો લૅંડસ્કેપોથી દુનિયાને છક કરે તો નવાઇ નહિ

સાત વાગ્યે ગાડી કુલુની પોસ્ટ ઑફિસે આવી હું અને એક બીજો એમ બે પૅસેન્જરો બાકી હતા. મેં દાઢીવાળા પોસ્ટમાસ્તરને રોરીકનું સરનામું પૂછ્યું ત્યારે પહેલવહેલો એ માણસ મળ્યો કે જેણે મને રોરીક વિષે ખરી માહિતી આપી.



કુલુના પોસ્ટમાસ્તરે મને ખરી માહિતી આપી



પહાડીભૂમિની નાની પામેલા રેલવે (સ્કેચ: ર. મ. રા.)

કુલુથી પણ દૂર દસ માઇલ ઉપર નગર છે ત્યાં મારે જવું પડશે. સાંજ પડી ગઇ છે, અંધારું છે. સવારમાં સાત વાગ્યે મોટર ત્યાં જાય છે, એટલે મોટર ડ્રાઇવરને પૂછી એક પંજાબી હૉટલ આગળ ઊતરી પડ્યો છું દુકાન જેવું છે. એક બાજુ દાળભાત શાકનાં તપેલાં છે. ચોરણી–પહેરણવાળા પંડિતજી સૌને પીરસે છે. ખૂણામાં મારો સામાન નાખ્યો છે. કાલે તો હું જંગલમાં એકલો હતો, પણ આજે અહીં બજાર વચ્ચે છું.

વખત જલદી ખૂટતો નથી. અજાણ્યા સ્થળે રાત્રે રખડવું પણ ક્યાં ? એટલે પંડિતજીને જલદી થાળી તૈયાર કરવા કહ્યું. જરાતરા ફર્યો. આખા દિવસનો મોટરનો થાક આંખ ઘેરી રહ્યો હતો, એટલે પંડિતજીના મેડા પર બિસ્તરો ચડાવી એક ખાટલા પર બિછાવ્યો. અહીં મેડા દરેક ઠેકાણે નીચેની જમીન જેટલા જ વિશાળ, પણ ઊંચા નહિ. પહાડોમાં જે પ્રકારે આરામ અને શાંતિ મળે તેવા તો ખરા જ. ગરીબીને લીધે શણગારેલા કે ભીંત ધોળેલા નહિ, પણ બહારની હવા તોફાન ને ટાઢથી સારું રક્ષણ આપે, અને ચોસલી જેવા લાગે એટલે જીવને પણ પોષક થાય. એકંદરે મને તો ધાર્યા કરતાં વધુ સગવડ અને આરામ મળતાં લાગ્યાં. આટલી સોઇ હોય તો અહીં રહેવાનું મુશ્કેલ ન લાગે. આખી રાત જાણે છાપરા પર વરસાદની ધારાઓ ચાલુ હોય તેમ પાસેની નદીનો કલરવ ચાલુ જ હતો. કલાપીએ જેલમના અવાજ વિષે ક્યાંક લખ્યું છે કે મા અવાજ માતાનાં હાલરડાં જેવો લાગે છે. મને પણ એવું જ લાગ્યું અને દિવસની આકળામણ ભૂલી ઊંઘી ગયો.

સવારમાં હું તો બિસ્તરો બાંધી તૈયાર થઈ ગયો. અહીં પહાડમાં સવારનું કામ મોડું શરૂ થાય છે, કારણ કે ગામડાંમાં દૂધ અને શાક આવે ત્યારે જ કામ શરૂ થાય. ઉપરાંત પ્રકાશ પણ મોડો ઉઘડે. ચારે તરફ પહાડોની ગગનચુંબી દીવાલો હોય ત્યાં એમ જ બને. પંડિતજીએ ચા બનાવી. મેં તેની આગળ એક રૂપિયો મૂક્યો. તેણે માત્ર ચાર આના રાખી બધું પાછું આપ્યું. હવે તો ઉલટું એમ લાગ્યું કે આવા ઠેકાણે બેચાર દિવસ રહી જવું. અહીં મ્યુનિસિપાલિટીનું નામ દેખાતું નથી.



મધ્યજંગલમાં રસ્તાકાંઠે પામીલાની હૉટલ



કુલુની પેનાળી 'વૈષ્ણવ હિંદુ હૉટલ' (સ્કેચ: ર. મ. શ.)

જેને જ્યાં ફાવે ત્યાં ખૂણેખાંચરે કચરો નાખી દે છે. ચોમાસાનાં પૂર એકવાર બધું સાફ કરી નાખે છે. થોડીવારે નગર તરફ જતી મોટર આવી. પંડિતજીને બધી સ્વાગતાના કુલ પાંચ આના આપ્યા એટલે સંતુષ્ટ થયા. આ મોટરમાં ગુણોની જેમ માણસો ખડક્યા હતા. મેં પણ લપાઈને બેઠક મેળવી. જવાનું હતું માત્ર દસ માઈલ. વચ્ચેનાં ગામડાંના અનેક વેપારીઓ પોતાનો માલ લઈ ચડ્યા હતા. એક નવી માહિતી હરે મળી કે નગર પણ મોટરના રસ્તાથી ચાર માઈલ ઊંચાઈ પર છે. ત્યાં ટટ્ટુ અથવા પગનો જ રસ્તો છે એટલે કટરાઈ નામનું ગામ આવ્યું ત્યાં ઊતરી જવું પડ્યું. વળી એક દુકાનદારને પૂછ્યું એણે બેચાર મજૂરોનાં ઘર બતાવ્યાં. તેમાંથી એક હિંદી જાણતો મજૂર બહાર આવ્યો. તે અમેરિકન કોઠી તેમ જ તેના સાહેબ (રૉરિક)ને જાણતો હતો. આઠઆઠ આના ઠરાવી બે જણને માથે સામાન મૂકી સવારી પાયદળ ચાલી. વચમાં મજૂરો વળી એક ઝૂંપડીમાં ખાવા રોકાયા, પરંતુ મારા મનને રોકનાર વિષયો બહુ જ મળતા રહ્યા. ઝૂંપડામાંથી કોઈ સ્ત્રી નીકળે છે, કોઈ જુવાન જોડું ચાલ્યું જાય છે, પોઠો લઈ જનારાં ખચ્ચરોના ઘંટ વાગતા સાંભળું છું, સામેના પહાડ ઉપર પ્રકાશના પટ્ટા ફરતા જાય છે. મજૂરો આવી ગયા અને ગાળી ઊતર્યા ત્યાં બીઆસ નદીને વનરાજીમાં રમતી જોઈ. બેચાર પોલ વૃક્ષ નીચે નાનાંનાનાં ઝરણાં વહેતાં જોઈ શકુન્તલા આવાં જ વનોમાં રમી હશે એવું લાગે. આપણા કૉલેજના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પ્રાચીન કવિવરોનાં વર્ણનો અને શબ્દોનો સાચો ભાર સમજવાને અહીં થોડું આવી જતા હોય તો? કવિના શબ્દો પણ એ છા પડે એટલી વનશ્રી અહીં ઊછળી રહી છે. યુરોપના ફોટોગ્રાફો ને જર્મનીના બ્લૅક ફૉરેસ્ટનાં ચિત્રો મને તો સામાન્ય લાગ્યાં. હિમાલયની સાચી પૂજા આર્યો જાણતા તેની આજની હિંદી પ્રજા જાણતી નથી. નહિ તો અહીં શું નથી? ચેતના, પ્રેરણા, ભૂમિની સમૃદ્ધિ અને પ્રકૃતિ-સૌંદર્યની તાજગી એ બધું એક સાથે છે; તેમજ અભ્યાસ, શોધખોળ અને ચિંતનનું વાતાવરણ સતત જાળવી રાખે એવું હવામાન છે. એક મોટી હિમાલયન યુનિવર્સિટી આ પ્રદેશમાં હોય તો હજારો યુવક-યુવતીઓ સંસ્કૃતિની સમર્થ દીક્ષા પામી દેશમાં તેનો પ્રચાર કરી શકે.

બીઆસ વટાવીને સામે તો પહાડ ચડવાનો હતો, એટલે મારા વિચારો થંભાવી હું ચડવા લાગ્યો. પહેલાં શંકા અને ભય હતાં કે ચડતાં ચડતાં શું થશે, પણ પહેલી વારનો થાક થંભાવી ઉપર ચડ્યો એટલે હવાથી જ થાક ઓગળી જતો લાગ્યો. મજૂરો સાથે અમેરિકન કોઠી સુધી જવાનું ઠરાવ્યું હતું, પણ માર્ગમાં એક સ્વચ્છ કપડાંવાળો પટાવાળો આવતો દેખાયો. તે કંઈક કુતૂહલથી મારા તરફ જોતો આવતો હતો અને મને પણ લાગ્યું કે આ માણસને મારા આવવા સાથે કંઈક સંબંધ છે. તેણે નજીક આવતાં તુરત પૂછ્યું: 'આપ કહાંસે તશરીફ લા રહે હૈં?'

જવાબમાં 'અહમદાબાદસે' એટલું સાંભળતાં તેણે કહ્યું 'આપ અમેરિકન સાબકે મહેમાન હો? આપકે લિયે નીચે એક આદમી ભેજા ગયા હૈ વો આપકો નહીં મિલા? આપ તો ડાકકી મોટરમેં બારા બજે આનેવાલે થે ન?'

'હાં પર મૈં સુબહકી મોટર મેં ચલા આયા.'

'ફિર આપકે લિયે સામનેકા ડાકબંગલા મેં બંદોબસ્ત કીયા હૈ. મૈં કુલીકૂ બતા દેતા હૂં આપ વહાં ઠહરીએ.'

બસ, મારા થાક અને શંકાઓનો પાર આવી ગયો. મોટા મકાન પર 'નગર કૅસલ' લખ્યું હતું. કોઈ વાર્તામાં લાગે એવું જ મકાન તેના ઉપર નેપાળી બાંધકામની અસર હતી. કુલુ સુધી દેખેલાં મકાનો કરતાં નિરાળું જ લાગતું હતું. કૅસલમાં કોઈ દેખાતું નહોતું. કુલી અંદર હાક મારતો ગયો: 'ચૌકીદાર સાબ!' બેત્રણ અવાજે એક બુઝર્ગ માણસ બહાર આવ્યો. ચોકીદારે જરા વાર લગાડી મગજ ઠેરાવ્યું કે અમેરિકન સાહેબ (પ્રો. રોરીક)નો મહેમાન હું જ હતો. ડાકબંગલાની ગોઠવણ અંગે જ થઈ હતી મેં પહેલાં ચાની વરધી આપી એવામાં મારા માટે રોકેલો જુવાન આવી પહોંચ્યો.

(ચાલુ) ર. મ. શ.

# ભારતનો છેલ્લો સ્વતંત્ર ભૂપાલ પંજાબકેસરી

ઇંગ્લંડના વાણિયાઓની સત્તા હજુ હિંદુસ્તાન પર સુદૃઢ નહોતી બની, ત્યારે ગુરુ ગોવિંદની પુણ્યભોમ પંજાબમાં એવા એક શેર નરનો ઉદય થએલો જે ધારત તો 'શેરે પંજાબ'ને બદલે 'શેરે હિંદ' બની શકત. એનાં શૌર્ય અને રણટેક સામે ગજાસ નહોતી કે કોઈ દુશ્મનના પગ સ્થિર રહી શકે. માનું ધાવણ મોંએથી સુકાતાંવેંત એ રણક્ષેત્રમાં પગ મૂકતો થયો હતો. અને એ કાળનું હિંદ? આજે એ નહિ સમજાય. શારદાપીઠોને ચરણે જ જીવનધન્યતા માનનારા લઘુચેતસોમાં રણચંડીના એ આરાધકોનો જીવનમર્મ સમજવાની ગુંજાશ નથી રહી.

પંજાબનો એ સિંહ, હિંદનો એ છેલ્લો સ્વતંત્ર ભૂપાલ ને અંગ્રેજોની છેલ્લી આડખીલી તે મહારાજા રણજીતસિંહ, જેની જયંતી ઊજવી હિંદ આજે પોતાને કૃતકૃત્ય માની રહ્યું છે. સુકરચાકીઆ ગરથાનના જાટ સાંસી જાતિના શીખ ઠાકોર મહાસિંહનો એ પુત્ર. માતાનું નામ રાજકુંવર. કયા તરીકાએ એક ઠકરાતનો આ વારસદાર પંજાબસર્વસ્વ બની બેઠો?

૧૭૮૦ના નવેમ્બરની ૨જીએ એનો જન્મ થયો. એની બાર વર્ષની વયે પિતાનું અવસાન થતાં રાજલગામ માતાએ હાથમાં લીધેલી. નાનપણમાં જ શસ્ત્રાસ્ત્ર ને ઘોડેસવારી ઉપર એણે અજબ કાબૂ મેળવી લીધો હતો. તલવાર પકડવા ટેવાએલો તેનો હાથ કલમથી કદી નહોતો અભડાયો ને આખી જિંદગી એ નિરક્ષર જ રહેલો. ક્ષાત્રતેજે ઊભરાતાં પોતાનાં અરમાન કેમ પૂરાં કરવાં તે તે સારી પેઠે સમજતો હતો. અને એને લઈને જ સત્તર વર્ષની વયે તો મા પાસેથી રાજ્યની લગામ એણે સ્વહસ્તક લઈ લીધી. સત્તર વરસના નિરક્ષર છોકરાની આ ધૃષ્ટતા પ્રત્યે રખે સાશંક બનતા. એના પુરોગામી અકબર ને શિવાજીના હિંદના ઇતિહાસમાં એવા દાખલા મોજૂદ છે જ.

થોડા જ વખત બાદ ઇ. ૧૭૯૮માં મરાઠાઓને ખુવારખસ્ત કરનાર અહમદશાહ દુરાનીના પૌત્ર અફઘાનિસ્તાનના શાહઝમાંએ લાહોર ઉપર આક્રમણ કર્યું પણ તરતમાં અફઘાનિસ્તાનમાં બંડ જાગતાં તેને પાછા ફળવું પડ્યું. વળતી વખતે એની બાર તોપો જેલમ નદીમાં ડૂબી ગઈ. રણજીતસિંહને એણે કહી મોકલાવ્યું કે એ તોપો કાઢીને જો તે પેશાવર મોકલી આપશે તો લાહોર નગર તેની આસપાસનો મુલક તથા રાજાની પદવી તેને આપવામાં આવશે. બારમાંથી આઠ તોપો તેણે કઢાવી આપી ને કબૂલાત મુજબ શાહઝમાંએ સૂબાગીરીની સનદ તેને મોકલાવી આપી.

આ સનદ તો જોકે નામની જ હતી. રણજીતસિંહને સઘળા મુલકનો કબજો જાતે જ મેળવવો પડ્યો હતો. અને એ રીતે સારૂં પંજાબ હાથ કર્યા પછી જ તેણે ૧૮૦૧માં પ્રાચીન પ્રણાલી અનુસાર રાજ્યાભિષેક કરાવી મહારાજાની પદવી ધારણ કરી. ભંગી નામની શીખ જાતિ પાસેથી અમૃતસર હાથ કરી એણે શીખોના રાજકીય અને ધાર્મિક બંને પાટનગરોનો કબજો મેળવ્યો. એક લાખ રૂપિયાના ખર્ચે એણે લાહોરની પુનર્રચના કરાવી ને પોતાના સિક્કા પાડવા ત્યાં ટંકશાળ ઊભી કરી. એ સિક્કાઓની એક બાજુ સંવત છપાતી ને બીજી બાજુ 'તલવારનો આદર અને ગુરુ નાનકથી માંડી ગુરુ ગોવિંદસિંહ સુધી અક્ષય વિજય' એ લખાણ આવતું. પુરાણા રીતરિવાજો મુજબ જ દેશનો પ્રબંધ એણે કરવા માંડ્યો.

હિંદુસ્તાનની કબજાગીરી માટે શીખ, મરાઠા ને અંગ્રેજોના ભાગ્યની શરત હજુ ચાલુ હતી; પણ અંગ્રેજોનાં કૌટિલ્ય અને તકસાધુતાએ બીજા બેને પાછળ પાડી દીધા હતા. એવામાં ફ્રાન્સનું સુકાન નેપોલિયન બોનાપાર્ટના હાથમાં ગયું. એ અદમ્ય વિજયાકાંક્ષીનાં મારેન્ગો, ઑસ્ટરલિટ્ઝ ને જીનાનાં રણક્ષેત્ર પરના તોપોના પડઘા તહેરાન થઈ ઠેઠ લાહોર સુધી પહોંચ્યા હતા. ભયભીત અંગ્રેજોએ તરત જ બાજી બિછાવી. એલ્ફિન્સ્ટનને અફઘાનિસ્તાન સાથે સમજાવટ કરવા મોકલી, તેમણે ઇ. ૧૮૦૮ના ડીસેમ્બરમાં સી. એફ. મેટકાફને રણજીતસિંહ તરફ રવાના કર્યો.

કસૂર મુકામે મેટકાફ ને રણજીતસિંહની મુલાકાત થઈ. મેટકાફે એક ગાડી, એક જોડ ઘોડા, સોનાના હોદ્દાવાળા ત્રણ હાથી, કેટલાંક આભૂષણો ને શાલ-

# રણજીતસિંહ

દુશાલા ભેટ મળ્યાં. અંગ્રેજોનો ઇરાદો સતલજ નદીની દક્ષિણ બાજુ એને ન વધવા દેવાનો હતો, જ્યારે રણજીતસિંહનો ઇરાદો સઘળાં શીખ રાજ્યોનું એકીકરણ કરી ઉત્તર હિંદમાં એક પ્રબળ ભારતીય એકમ ઊભું કરવાનો હતો.

અને એ ઇરાદો પાર પાડવા જેટલું સામર્થ્ય પણ તેની પાસે હતું. યુરોપિયન અફસરો રોકી એણે પોતાની આખી સેના યુરોપિયન ઢબે જ કેળવી હતી. એના ખાલસા સૈન્યના બે ભાગ હતા. એક ભાગ એ પોતે નભાવતો, બીજો ભાગ એના જાગીરદાર સામંતો. એના પોતાના લશ્કરના ત્રણ વ્યવસ્થિત ભાગ એણે પાડેલા—ફોજે ઐન, ફોજે સવાર અને ફોજે ખિલાફત. લાહોરમાં તોપો ઢાળવાનું કારખાનું પણ એણે ઊભું કરેલું. સૈન્યોનો પોશાક પણ યુરોપિયનો જેવો જ. માત્ર માથે લશ્કરી ટોપી શાકો (Shako)ને બદલે પાઘડી એટલો ફેર. એ સુશિક્ષિત દમામદાર સૈન્ય જોઇને હેવલૉકે લખેલું છે, 'Here was not merely the infancy of military knowledge, but its vigorous manhood.'



જેની શતાબ્દી ગયા માસમાં પંજાબભરમાં મોટા સમારંભથી ઉજવાઈ

એ તાકાત પર મુસ્તાક થઇ એણે સતલજની દક્ષિણે આગળ વધી અંબાલા, શાહબાદ વગેરે જીતી લીધાં. મેટકાફ પાછો ચાલ્યો ગયો. કલકત્તા પહોંચતાં જ તેને ખબર પડી કે નેપોલિયને હિંદ પર આક્રમણ કરવાનો વિચાર છોડી દીધો છે એટલે તરત એણે રણજીતસિંહ પર ગવર્નર જનરલને નામે તેની આગેકૂચ થંભાવવાનો હુકમ મોકલ્યો.

રણજીતસિંહ ક્રોધે ભરાયો. એણે લુધિયાના નજીક સેના એકઠી કરી. બીજી બાજુથી અંગ્રેજ સેના પણ આગળ વધી. પણ પછી શું થયું, રણજીતસિંહ કેવી રીતે ભોળવાયો, એની કશી વિગત નથી મળતી; પરંતુ ઇ. ૧૮૦૯ના એપ્રિલની ૨૫મીએ અમૃતસર મુકામે બંને વચ્ચે સંધિનો ખરીતો ઘડાયો અને ૩૦મીએ ગવર્નર જનરલ લૉર્ડ મિન્ટોએ તે પર સહી કરી. એ સંધિખતની ગોઝારી ક્ષણથી જ પંજાબનો સ્વેચ્છાચારી સિંહ અંગ્રેજોનો પાળેલો સિંહ બની ગયો.

આ સંધિની ખબર પડતાં જ બા ફૂલાસિંહ

નાગી તલવારે રણજીતસિંહ પાસે ધસી ગયો ને બોલ્યો, 'મહારાજ, આ વિદેશીઓએ આપણી દુર્દશા કરવા માંડી છે, અપમાનો કરવા માંડ્યાં છે ને એનો બદલો જો નહિ લો તો આ તલવારથી તમારું શિર તો માત્ર જુદું કરી નાખીશ, પણ તમારા આખા વંશનું પણ નિકંદન કાઢી નાખીશ.'

રણજીતસિંહે જવાબ આપ્યો, 'ભાઈ, હું એમની સાથે મૈત્રીભાવે જોડાયો હોઉં એમના અનિષ્ટનો ખ્યાલ સુદ્ધાં કરવો મને હવે લાજિમ નથી. હું ગર્દન ઝુકાવું છું. ખુશીથી તારી તલવાર ચલાવ.'

ક્ષાત્રવટ જેટલો જ સ્વામીભક્તિનો અનુરાગી ફૂલાસિંહ ચૂપ બની ગયો. આગળ જતાં રણજીતસિંહની એક જિદ્દને જ કારણે એ વીર સામંત રણાંગણે કામ આવ્યો. રણજીતસિંહે સાંભળેલું કે પેશાવરના અઝીમખાં પાસે 'લૈલી' નામની કીમતી ને બળવાન ઘોડી છે. એણે એ ઘોડી પોતાને આપી દેવા કહેવડાવ્યું. અઝીમખાંએ ના પાડી. યુદ્ધ થયું અને તેમાં આ ફૂલાસિંહ મોખરે હતો. એ યુદ્ધમાં જ તેના પ્રાણ ગયા. એ એક 'લૈલી' ઘોડી પાછળ રણજીતસિંહે સાઠ લાખ રૂપિયા વેડફ્યા ને બાર હજાર સૈનિકોની કતલ કરાવી. અને છતાં એને મળેલી ઘોડી મૂળ 'લૈલી' જ હતી કે કેમ એ અનિશ્ચિત રહ્યું!

અંગ્રેજો જોડે મૈત્રી કરીને સતલજથી પાછા હટતાં રણજીતસિંહે બીજી બાજુ નજર દોડાવી. અહમદશાહ દુર્રાનીનાં સતત આક્રમણોને લઈને પંજાબમાં અનેક સ્થળે મુસલમાની રાજ્યો સ્થપાઈ ગએલાં એણે એ રાજ્યો અને ખુદ અફઘાનિસ્તાન પર હલ્લા કરવા શરૂ કર્યા. વિજય ઉપર વિજય તે મેળવતો ગયો ને છેવટે કાશ્મીરથી સિંધ ને સતલજથી પેશાવર સુધીની એકહથ્થુ સત્તા હાથ કરી ત્યારે જ તે જંપ્યો. એના યુદ્ધનૈપુણ્ય પર વારી જઈને ફ્રેન્ચ મુસાફર જૅકવેમૉંએ તો તેને 'Bonaparte in miniature' કહેલો છે.

અફઘાનિસ્તાનના નિર્વાસિત શાહ શુજાને આશરો આપી તેની રાણી વફા બેગમ પાસેથી એણે વિખ્યાત કોહેનૂર હીરો હાથ કર્યો. શાહ શુજાને અફઘાનિસ્તાનની ગાદીએ બેસાડાય તો રશિયા સામે અંગ્રેજોનું હિત જળવાય તેમ હોવાથી ૧૮૩૧માં લૉર્ડ વિલ્યમ બેન્ટિકે રણજીતસિંહ ને શાહ શુજા સાથે મળી ત્રિમુખ સંધિ કરી. શાહ શુજાએ ગાદીએ આવતાં રણજીતસિંહને દર વર્ષે ૧૮ ઇરાની તલવારો, ૫૫ ઉત્તમ ઘોડા, ૨૫ ખચ્ચર ને અનેક પ્રકારનાં સ્વાદુ ફળો મોકલાવવાનું કબૂલ્યું.

રણજીતસિંહ સમરકેસરી જ હતો; સમરક્ષેત્રની બહાર એણે ક્રૂરતાને અવકાશ નહોતો આપ્યો. કાનૂન તો ગુનેગારના અંગછેદન સુદ્ધાંની મંજૂરી આપતો, છતાં હડહડતા દુશ્મનને યે એણે કદી શારીરિક સજા નહોતી કરી. એ પોતે તો નિરક્ષર જ હતો, છતાં વિદ્યા પ્રત્યે એને ઓછો અનુરાગ નહોતો. એના દરબારમાં અનેક વિદ્વદ્‌રત્નો વિરાજતાં; અને એના અમલ દરમિયાન હિંદના અન્ય કોઈ પણ પ્રાંત કરતાં પંજાબમાં શિક્ષણ ને વિદ્વત્તાનું પ્રમાણ વિશેષ હતું.

એની નમ્રતા યે અદ્‌ભુત હતી. એક વખત કશોક સામાજિક અન્યાય એના હાથે થઈ ગયો. શીખ ગુરુઓ કોપ્યા. ગુરુ બાબા ફૂલાસિંહે જણાવ્યું, 'રાય હોય કે રંક, ધર્મના કાનૂન સૌને સરખા જ લાગુ પડે છે.' રણજીતસિંહે કાનૂન ફરમાવે તે દંડ ભોગવવા કશી આનાકાની વિના તૈયારી બતાવી. ખુલ્લા શરીરે ઝાડ સાથે તેને બાંધી સો કોરડા ફટકારવાની ધર્માજ્ઞા થઈ અને તેણે તે માથે ચડાવી. અકાલ તખ્ત પાસેના આમલીના ઝાડે પંજાબના એ સિંહનું શરીર દોરડે બંધાયું. પણ કોરડા ચલાવવાની આજ્ઞા કોણ આપે ને કોનો હાથ એ માટે ઊપડે? લોકમેદની જ નાસી ઊઠી. બાબા ફૂલાસિંહને વિનવવામાં આવ્યા ને રણજીતસિંહને માટે એટલી જ નસીહત પૂરતી મનાઈ.

અને સાદાઈ તો રણજીતસિંહને જ જાણે વરી હતી. હાથે વણેલા શણનો ઝભ્ભો જ એનો નિત્યપોશાક હતો. એક વખત એક કારીગર રત્નજડિત સોનેરી ચંદરવો લાવ્યો ને તે સિંહાસન પર બિછાવવામાં આવ્યો. રણજીતસિંહ આવીને એ જોતાં જ બોલ્યો, 'એ ઉતારી લો. હું એને લાયક નથી. એ ગુરુ સાહેબને આપી દો.' એ ચંદરવો અમૃતસરના સુવર્ણમંદિરને ભેટ ધરાયો ને હજુ સુધી ત્યાં જળવાએલો છે.

વેગભર વહેતી કરાળ સિંધુ નદીને માત્ર ઘોડા ઉપર પાર કરી જનારો, અને ગુરુ ગોવિંદ પછી શીખોનો પહેલો જથ્થેદાર બનેલો બલવીર રણજીતસિંહ બીજાઓ પર જેટલો કાબૂ ધરાવતો એટલો પોતાની જાત પર




ચિત્રકાર· કનુ દેસાઈ

વંટોળ



**સોળ લડવૈયા**

(વિગત માટે જુઓ આ અંકમાં 'જીવનનું પરોઢ' માંનું એ નામનું પ્રકરણ)

સૌથી પાછલી હાર—ડાબી બાજુથી: કુપ્પુસ્વામી મુદલીઆર, વી. ગોવિંદરાજુલુ, શિવપૂજન બદ્રી, રેવાશંકર રતનશી સોઢા. વચલી હાર; રાવજીભાઈ પટેલ. રાજુ ગોવિંદુ. ગોકળદાસ હંસરાજ, છગનલાલ ગાંધી (લેખકના પિતા), મગનભાઈ પટેલ, રામદાસ ગાંધી, સૉલોમન રૉયપૅન આગલી હાર; એચ. કૅલનબૅક, ગાંધીજી, જયાકુંવર, કસ્તુરબા ગાંધી, કાશીબેન ગાંધી, સંતોકબેન ગાંધી, પારસી રુસ્તમજી શેઠ.

ધરાવવા અસમર્થ નીવડેલો. લાંબાગાળાની ને રખડપાટમાં જીવાતી જિંદગીના પરિણામે માનવસ્વભાવમાં પ્રવેશતી બદીઓનો પણ તે ભોગ થઇ પડ્યો હતો. એની અઢાર રાણીઓમાં માત્ર નવ જ વિધિપુરઃસરના લગ્નની હતી. લગ્નસંબંધની આ નિરંકુશતાને લઇને જ એના ઉત્તરાધિકારી તરીકેનો હક સાબિત કરવા પ્રપંચખોરી ચાલી, લોહીયાળ આંતરવિગ્રહો ચાલ્યા ને પંજાબ હાથથી ગયું. દારૂની લત પણ એને જબરી લાગુ પડેલી. એને લઇને જ ૧૮૩૪માં એને લકવો લાગુ પડ્યો ને ૧૮૩૯ના જૂનની ૨૭મી તારીખે ૫૯ વર્ષની વયે તેનું અવસાન થયું.

રણજીતસિંહ શરીરે ખાસ દેખાવડો ન હતો. નાનપણમાં શીળી નીકળતાં એની ડાબી આંખ ગએલી ને ચહેરો ઊંડા ઘોબા પડી બેડોળ બની ગએલો. છતાં બૅરન હ્યુગેલના કહેવા પ્રમાણે પાતળા ધડ પર વજનદાર માથાવાળું તેનું ઠીંગણું શરીર ઘોડા પર સવાર થતાં જ એનું વ્યક્તિત્વ બદલાઇ જતું ને કોઇ મહારથી જેમ તેનો પ્રભાવ પડી દેતો.

સર્વ ધર્મો અને સર્વ કોમો પ્રત્યે એણે સહિષ્ણુતા કેળવી હતી. ફકીર અઝીઝુદ્દીન, નુરુદ્દીન વગેરે મુસલમાનો અને જનરલ વેન્ચુરા, જનરલ ઍલાર્ડ વગેરે યુરોપિયનોને પણ એણે માનનીય હોદ્દાઓ આપેલા.

**પં**જાબના એ સિંહને અંગ્રેજોએ કોણ જાણે એવો તો બેબસ બનાવી દીધો હતો કે અંગ્રેજોની મિટ્ટી પલીદ કરનારો જસવંતરાવ હોળકર જ્યારે તેની મદદ માગવા ગયો ત્યારે તેણે એને પોતાની પેઠે અંગ્રેજોની સાથે સંધિ કરવા સમજાવવા માંડ્યો! આ જોઇને જસવંતરાવ બળતા દિલે બોલ્યોઃ 'એક વિપત્તિગ્રસ્ત અતિથિ ને પોતાના દેશવાસી પ્રત્યે આવું જ આપનું ધર્મપાલન હોય તો યાદ રાખજો કે મારા કુળમાં તો રાજગાદી રહેશે, પણ આપના કુળની સત્તાનો અંત જ આવશે.'

આ પ્રસંગ ઉપરથી, એ જ હોળકરને આસરો આપી પોતાનો મુલક તેમજ જિંદગી જોખમમાં મૂકી દેનાર ભરતપુરનો જાટ રાજા રણજીતસિંહ યાદ આવે છે એ હોળકર ને એ રણજીતસિંહ ન હોત તો હિંદના નકશાનાં પીળાં ધાબાં આજથી સવા સદી પહેલાં જ લાલ રંગે રંગાઇ ગયાં હોત. અને આ રણજીતસિંહે હોળકરને જો મદદ આપી હોત તો તો, એક ઇતિહાસકારના કથન મુજબ, અંગ્રેજોનો સિતારો બિયાસ નદીનાં પાણીમાં જ ડૂબી આથમી ગયો હોત. હિંદના અમીરોના સ્વાતંત્ર્યના હ્રાસની કારણભૂત પણ રણજીતસિંહની અંગ્રેજો જોડેની મૈત્રિ જ લેખી શકાય.

અંગ્રેજોએ રણજીતસિંહની તારીફ કરી છે, ખુશામદ કરી છે, કદમબોસી યે કરી છે અને આંગ્લ શહાનશાહતને નામે આખી જિંદગી એને અવનવીન ભેટસોગાદોથી નવાજેલો યે છે. શા માટે? મરાઠા અને અફઘાનો વચ્ચે આવા એક મિત્રરાજ્યની તેમને જરૂર હતી. એ જરૂર જતી રહી, મરાઠાઓનાં ને અફઘાનોનાં પાણી ઓસર્યાં કે રણજીતસિંહનું સામ્રાજ્ય પણ અંગ્રેજ મહત્ત્વાકાંક્ષામાં ઓગળી ગયું.

રણજીતસિંહ આ ગોરી તસ્કરવૃત્તિ ને ચાલબાજી સમજ્યો, પણ બહુ મોડી મોડી. એનું અરધું અંગ લાચાર નીવડ્યા બાદ અંગ્રેજોએ પહેલા દાંત દેખાડ્યા ને ૧૮૦૯ની સંધિથી વિરુદ્ધ જઇ, સિંધમાં કશો હસ્તક્ષેપ ન કરવાનો તેને હુકમ કર્યો. હુકમનો જવાબ આપવાની રણજીતસિંહની તાકાત ત્યારે ઓસરી ચૂકી હતી. કહેવાય છે કે એ આખર દિવસોમાં હિંદનો એક નકશો તેને બતાવવામાં આવ્યો. અંગ્રેજોએ હાથ કરેલા ને લાલ રંગે રંગાએલા હિંદના મોટા મોટા પ્રદેશો જોઇ, ઉદ્વિગ્ન મને એ નકશો દૂર ફેંકી નિસાસો નાખતો તે બોલેલોઃ 'આ આખો દેશ હવે લાલ રંગે રંગાઈ જશે.'

એ અંતર્બુદ્ધિ એના યશજીવનના આરંભે એના ચિત્તમાં વસી હોત તો હિંદને પોતાના રાષ્ટ્રશરીરને લાગેલો મેલ ધોવા માટે ૧૮૫૭ સુધી રાહ જોવાની કશી જરૂર ન રહેત.

અશોક હર્ષ



રણજીતસિંહનું સમાધિમંદિર—લાહોર

# અવળા પાસા

## માસ્તર સામે મંડાએલી એક નિષ્ફળ ગએલી ચાલાકીની

## શાળા જીવનની વાર્તા

'મનુ! એ મનુ! ઊઠ બાપલા! જો, નિશાળનો ઘંટ પણ વાગી ગયો.' કહેતાં બાએ મને ઢંઢોળવા માંડ્યો. ઘંટ તો મેં યે સાંભળ્યો હતો, છતાં નિરાંતે એ સાંભળતા રહી, આવી ઠંડીમાં નિશાળે જવાની તકલિફ અને શંભુશંકરના શનિવારના ત્રણ 'પીરિયડ્ઝ' દૂર કરવાની યુક્તિ હું શોધી રહ્યો હતો.

'મનુ! ઊઠે છે કે નહિ?' બાની બીજી બૂમ પડી. મહામહેનતે મોં પરથી રજાઈ દૂર કરી મેં ટૂંકો જવાબ આપ્યો, 'બા! માથું દુખે છે.'

'તો બામ ચોપડીને જા.'

'ના, બા. બામ તો ખૂબ બળ્યા કરે. ક્લાસમાં બેસાય પણ નહિ.'

'ઠીક ત્યારે ન જતો.'

'હા....શ. એક ધારાસભામાં તો બિલ પસાર થઇ ગયું. હવે ઉપલી ધારાસભામાં મુશ્કેલી રહી એમ વિચારતાં મેં રજાઇ માથે ખેંચી. પણ હવે ઝાઝો વખત પથારીમાં પડ્યા રહેવાય તેમ ન હતું, એટલે ઊઠી, મોં ધોઇ, માથે હાથ મૂકી એક ખુરશીમાં પડ્યો.

ત્યાં તો 'કેમ, મનુ! આજે નિશાળે નથી જવું?' પૂછતા બાપાજી સામે આવી લાગ્યા.

'જહન્નમમાં ગઇ નિશાળ!' મેં મનમાં શાપ દીધો, 'આજે એ નિશાળ જેટલામાં જ ભાગમાં ધરતીકંપ થાય—' પણ એવા તો હજારો શાપને ગળી જઇ હજી પણ એ મકાન એમ ને એમ અટ્ટહાસ્ય કરતું ઊભું છે.

'મનુ! સાંભળે છે કે નહિ? આજ નિશાળ નથી?'

આ બાડથી હું એકાએક ઝબકી ગયો ને રડમસ મોં કરી જવાબ આપ્યો, 'માથું દુખે છે.'

'મા . . . થુ દુખે છે!' બાપાજીએ ચાળા પાડતાં કહ્યું. 'ચાલ ઊઠ, કપડાં પહેરી નિશાળે જા.'

'પણ . . . માથું બહુ દુખે છે.'

'એ . . . મ? કાલે એવું ખાવું'તું.'

'પણ, બાપા! હવે તો મોડું પણ બહુ થઇ ગયું.'

'મોડું થઇ ગયું તેમાં બીજા શું કરે? શા માટે વહેલો ન ઊઠ્યો? ચલ, કપડાં પહેરવા માંડ.'

'પણ માસ્તર પૂછે તો?'

'તો કહેજે કે માથું દુખતું હતું એટલે મોડું થયું.'

'તો પણ તે તો મારે એવા છે.'

'એમ? એટલી બધી દાઝ રાખે છે? તેનું નામ શું?'

'શંભુશંકર દવે'—જો કે અમે છોકરાઓ તો તેને 'શંભુ પોઠીઆ' તરીકે જ ઓળખતા. આ નામ પાડવાનો બધો જશ મને જતો હોઇ, હું વર્ગમાં ગર્વપૂર્વક ફરતો. એક વખત આ ઉપનામ શંભુશંકરને અદ્રશ્ય રીતે સંભળાઇ જતાં, મારી કળાના પારિતોષિક તરીકે એ 'પારંગડ' બાંકડા ઉપર ઊભા રહેવાનું કર્તવ્ય બજાવવું પડ્યું હતું ને હું પણ વર્ગના બધા વિદ્યાર્થીઓની આંખથી અપાતી મૂગી સહાનુભૂતિ આકર્ષતો એક જૂના અને જાણીતા બહારવટિયાને છાજે તેવી અદાથી ઊભો રહેલો.

'તે બધા છોકરાઓને મારે છે કે તને એકને જ?'

'બધાને જ. દયાનો તો એનામાં છાંટો યે નથી. તેમાં યે મોડા આવનારાને તો મૂકતો જ નથી. (મારા કલ્પિત વર્ણનને વધારે તાદ્દશ બનાવવા મેં તેને માટે હવે એકવચન વાપરવું શરૂ કર્યું) થોડા દિવસ પહેલાં એક છોકરો બીચારો સહેજ મોડો આવ્યો તેને આખો દિવસ અંગુઠા પકડાવી ઊભો રાખ્યો. એક વખત એક છોકરાથી ભૂલથી શાહીની ખડી ઢળી ગએલી. તેને ત્રણ કલાક બાંકડા ઉપર ઊભો રાખ્યો. અને વળી સોટી ને કાન આમળવાનું તો વધારામાં. (હું જોતો હતો કે બાપાજી ઉપર આની અસર થતી હતી.) એક દિવસ એક છોકરો તેના બાપાની ચિઠ્ઠી લઇને મોડો આવ્યો તોપણ તેને નેતરની સોટીથી એવો માર્યો, એવો માર્યો, કે હાથમાંથી લોહી નીકળવા માંડ્યું....'

'અને છતાં હેડમાસ્તર તેને કાંઇ કહેતા નથી?'

'કહે છે કે હેડમાસ્તર પણ તેનાથી બીએ છે.'

મેં મારી શક્તિ પ્રમાણે શંભુશંકરને જેટલો ખરાબ



મેં એકને બદલે બે હાથ ધરી દીધા

માં બરાબર ચીતરાય તેટલો ચીતર્યો. આટલું બધું કહ્યા પછી મને આશા હતી કે બાપા હવે આટલા મોડા નિશાળે નહિ જવાનું કહે. પરંતુ તેમના ગુસ્સાએ તો ન ધારેલું એવું જુદું જ સ્વરૂપ પકડ્યું

'એ . . . મ? અમારા છોકરાઓને મારવામાં એ લોકો એમના મનમાં શું સમજે છે? એવાઓને તો નિશાળમાંથી કાઢી મૂકવા જોઈએ.' એમ ત્રાડૂકતા બાપાજીએ, મોડો તો મોડો પણ એક 'ચૅલેંજ' તરીકે મને નિશાળે મોકલવાનો નિશ્ચય કર્યો. બાપાજીના ગુસ્સા આગળ મારી કોઈ બીજી દલીલ હવે ચાલે એમ હતું નહિ એટલે મારે છેવટે તૈયાર થવાનું જ રહ્યું. હું કપડાં પહેરી તૈયાર થયો, એટલા વખતમાં એમણે એક લાંબો કાગળ લખી રાખ્યો હતો. એ બીડી તેમણે મને અમારા હેડમાસ્તરને દેવા આપ્યો.

'એમાં શું લખ્યું છે?' મેં બીતાંબીતાં પૂછ્યું.

'તું જોજે ને? આવતી કાલે શંભુશંકર તમારા ક્લાસમાં નહિ હોય.'

હું ગભરાયો. મેં શંભુશંકરનો આખો અહેવાલ કેટલું યે મીઠુંમરચું ભભરાવીને આપ્યો હતો, અને મારે આજે નિશાળે નહોતું જવું એટલા જ ખાતર મેં ફાવે તેમ તેને વિષે ભરડ્યું હતું. પણ હવે બીજો રસ્તો ન હતો. એટલે, શંભુશંકર મને આજે કેમ વધારે મારે તેનો ઘાટ ઘડતો હું નિશાળે જવા ઊપડ્યો.

આજે મારામાં અસાધારણ હિંમત આવી ગઈ હતી. આજે મને સામે જઈ સોટી ખાવાની હોંશ થઈ હતી. આજે હું હમેશાની જેમ બીતો ન હતો. એ પીળા ભવ્ય મકાનનાં પગથિયાં હું રોફમાં ચડી ગયો. મારામાં આજે ગુમાન હતું. મારા ખિસ્સામાં વિદ્યાર્થીઓના એક દુશ્મનનું જીવન હતું. હું ધારું તો એ જીવન રોળી શકું. હું ધારું તો એ જીવન છોકરાંઓને વધારે સોટી ખવડાવવા ટકાવી શકું.

પણ—હેડમાસ્તર સાહેબના ઓરડાની બહાર જ હું અટકી ગયો. 'શું હું શંભુશંકરને અન્યાય નથી કરતો? મેં તેને જેટલો ચીતર્યો તેટલો બધો તે ખરેખર ક્રૂર છે?' હું અકળાયો. ખૂબ મૂંઝાયો. શંભુશંકરે કરેલી શિક્ષાઓનો આખા વર્ષનો ઇતિહાસ હું જોઈ ગયો. પણ બે ત્રણ સિવાય વધારે ગંભીર દાખલા મને

ન મળ્યા. છતાં એ વાત તો ચોક્કસ હતી કે મારે આજે કાગળ તો હેડમાસ્તરને આપવો જ જોઈએ.

છેવટે એક ઉપાય જડી ગયો. શાળાના બધા સમય દરમ્યાન કાગળ મારી પાસે જ રાખવાનો મેં નિર્ણય કર્યો. એટલા સમયમાં શંભુશંકર કાંઈક એવું કરે કે તરત હું આ કાગળ હેડમાસ્તરને આપી આવું એમ વિચારી કાગળ ખિસામાં દડસેલી, 'ઑફિસ'ના દરવાજા આગળથી પાછો ફરી હું વર્ગ તરફ ગયો.

'રેસીટેશન'નો 'પીરિયડ' ચાલતો હતો. માસ્તર છોકરાઓ પાસેથી મોઢે કવિતા લેતા હતા. એક છોકરો મોટેથી બરાડતો હતો: 'Ring out the Old, ring in the New.' મેં પણ મનમાં કહ્યું, 'Ring out the Old, ring in the New.'

હું અમારા વર્ગના બારણામાં આવી ઊભો અને અંદર જવાની રજા માગી. બારણાની સામે જ અમારા માસ્તરનું ટેબલ હતું. પડખે, અમારા માસ્તર સાથે નોકરીનાં વર્ષોમાં હરીફાઈ કરતી, નીચેથી અર્ધ-ગોળાકાર થઈ ગએલા નેતરવાળી ખુરશી પડી હતી. તેની ઉપર જ્યારે અમારા માસ્તરનું કોળા જેવું શરીર બે પગ ટેબલ ઉપર નાખી બેસતું ત્યારે ખુરશીનો હર્ષ અતિશય ઉભરાઈ જતો અને તે ધીમા અવાજથી કે આંગમરોડથી એ જાહેર કરતી.

અત્યારે તેમના એક હાથમાં સોટી હતી અને બીજા હાથમાં વળી ગએલા ખૂણાવાળી ચોપડી હતી. જાડી, કાળી 'ફ્રેમ'વાળાં ચશ્મા ચોપડી વાંચવા ભમર ઉપર ચડાવ્યાં હતાં જ્યારે કોઈ વિદ્યાર્થી પ્રશ્ન પૂછતો ત્યારે તેને જોવા તેમને ખૂબ મુશ્કેલી પડતી. આખી ડોક—જોકે ચહેરાના વર્તુળાકારને લીધે સામાન્ય રીતે ડોક ભાગ્યે જ દેખાતી—દાઢી તરફ આગળ નમાવી, ડોળા ઊંચા ચડાવી, ચશ્માંના અર્ધા કાચમાંથી તે છોકરા સામું જોવા મથતા ઘણું માર્મિક દેખાતું. પણ જ્યારે દાઢી છાતી સાથે ભીંસાતી અને નમવાની ના પાડતી ત્યારે ન છૂટકે નાક ઊંચું ચડાવી, આખા ચહેરાને સંકોચી વિકૃત બનાવી, હાથનો જરા પણ ઉપયોગ કર્યા સિવાય ચશ્માને તેની મૂળ જગ્યા—નાક ઉપર લાવી દેતા. આ વખતે ચહેરા ઉપરની કરચલીઓ, કરચલીને લીધે વાંકાચૂંકા થઈ જતા કપાળમાંના તિલકના ત્રણ લીટા, અને દસ દિવસના ધોયા વગરના ધોતીઆની કરચલીઓ એક સંતાડી આકૃતિ ઊભી કરતી.

મેં અંદર જવાની રજા માગી. ઝીણી નજરે ઘડીભર તે મારી સામે તાકી રહ્યા અને પછી થોડો વખત ગળામાં ઘૂંટી ઘોઘરો સાદ કાઢ્યો, 'કેમ મોડો આવ્યો?'

'સાહેબ, મોડું થઈ ગયું.' મેં આડો જવાબ આપ્યો.

'પણ કેમ મોડું થઈ ગયું એ તો કહે!' આજે અવાજમાં હમેશ કરતાં કાંઈક નરમાશ હતી.

'એ જોતા કે તું શું કરે છે.' હું મનમાં બોલ્યો, પણ બહાર તો આટલું જ બોલી શક્યો: 'સાહેબ, માથું દુખતું હતું.'

મેં ધાર્યું કે હવે મારી ઉપર ઝડી વરસશે પણ સામેથી અણધાર્યો જવાબ આવ્યો. 'તો નિશાળે આવ્યો જ શું કામ? ઘેર સૂઈ રહેવું હતું ને!'

હવે શો જવાબ આપવો તેના વિચારમાં હું પડ્યો. ત્યાં માસ્તરે કહ્યું, 'ઠીક લે ચાલ. તારી જગ્યાએ બેસી જા.' મારો પહેલો પ્રયત્ન નિષ્ફળ ગયો. હું સહેજ નિરાશ થયો. પણ ત્યાં તેણે પૂછ્યું. 'કવિતા મોઢે કરી લાવ્યો છે?'

આ મારા માટે સરસ તક હતી. મેં જરા પણ ગભરાયા વગર જવાબ આપ્યો! 'ના'

'એ—મ! એક તો મોડું આવવું અને વળી આપેલું લેસન કરી ન લાવવું!' મને થયું કે હવે એક પડશે, પણ ત્યાં તો 'પીરિયડ' પૂરો થવાનો ઘંટ વાગ્યો.

હું હતાશ થઈ ગયો. મને ખૂબ જ નવાઈ લાગી કે દરરોજ સહેજ વાતમાં તપી જનાર આજે આટલો બધો ઠંડો કેમ છે? મારે માટે તો હવે એનો છેલ્લો એક જ ઇતિહાસનો પીરિયડ હતો. મેં કોઈ પણ હિસાબે હવે તેને ચીડવવાનો નિર્ણય કર્યો.

ત્રીજો પીરિયડ પૂરો થતાં છેલ્લો ચોથો પીરિયડ લેવા શંભુશંકરનું હાથી ચાલે ચાલતું શરીર વર્ગમાં દાખલ થયું. આજે મને તેની ઉપર તિરસ્કાર નહોતો આવતો, પણ દયા ઉપજતી હતી.

સાધારણ રીતે કેટલાક માસ્તરોને હોય છે એવી એક ખરાબ ટેવ શંભુશંકરને હતી. તે એક વિષયમાં ઘેર લખવા આપેલું લેસન બીજા વિષયના 'પીરિયડ'-માં લેવાની. એ મુજબ તેમણે આવતાં વેંત ગઈકાલે ગણિતમાં આપેલા ત્રણ દાખલાની ઉઘરાણી કરી. લેસન

તપાસાતી વખતે વર્ગમાં હિંસાનું વાતાવરણ વર્તી રહેતું. ખોટા દાખલાવાળા કોઇ કમનસીબ ની નોટો ફેંકી દેવામાં આવતી. કોઇની પેન્સિલના ટુકડા થતા તો કોઇને પેન્સિલ માથામાં પડતી. કોઇ છોકરા ઉપર બહુ ચીડાઇ જતાં અમારા માસ્તર તેના કપાળમાં ચાકની એવા જોરથી ઘસીને ચોકડી કરતા કે ઘણા વખત સુધી ઘસવા છતાં એ નિશાન કાયમનું રહી જતું. થઇ ગયું હતું કે મારી યોજના આમ ધૂળ મળની હતી. મેં મનમાં પ્રાર્થના શરૂ કરી દીધી, 'હે ખોડિયાર માતા! જો આજે તે મને મારે તેવું કરે તો બાને સમજાવી જેશીંગભાઇના દીકરાની બાધાની લાપસી કરાવરાવીશ.' આ રીતે હનુમાનને પણ તેલ ચડાવવાની બાધા મનમાં ને મનમાં લીધી. મેં મનમાં 'રામ રામ'ની માળા જપવા માંડી. અરધો પીરિયડ વીતી

# થોડાં જીવનસ્મરણો

(સંમિશ્ર)

[ઉપજાતિ, વસંત, શાલિની, મંદા, સ્રગ્ધરા]

મયૂરનું નર્તન અંગમાં ભરી,
નિનાદ લૈ કોકિલનો સગર્વ,
વજ્રતણી દુર્ધર શક્તિ ધારી
હું નીકળ્યો જગતમાં પુરુષાર્થ માટે.
મારે હૈયે રોજ જાગે ઉષા શું
ઉત્પ્રેક્ષાઓ; રોજ સંધ્યા વિતે ને
દાટે એને રાત્રિની હિમશાન્તિ
જેવું કોઇ હિમ-પ્રલયમાં બાલપંખી દટાતું.
આંબોમોર્યે પાંગરે આશ સૌની,
મારે આંબે મોર આવે, ન આવે
આવે તો યે જેમ વીતી વસંતે
દાઝી તાપે એ ખરે, તેમ મારે.
મેં જોયો છે કેસુડાને ઉમંગે
રાગો લેઇ ફૂટતાં પાંદડીઓ,
ડાળે ફૂલો આવતાં એ કસુંબી
ધારી શોભે નવલ કલગી યૌવનોલ્લાસ રંગે.
જોઉં મારા બાળને પ્રેમથી જે
લૅબર્નમને મેં દીઠો હેતથી એ:
એના પીળાં ફૂલ વૈશાખ માહે
ખીલે, વેરે, ને વધાવે જનોને;
રાચે, નાચે કવિ ઉર લઇ અંજલિ એની ભાવે.



વર્ષોથી મેં વીચિમાલા નિહાળી
આવી હેલે ભીંજવે છે કિનારો,
વેળુ કોરી નીર જતાં રહે છે.
આવી કૈંકૈં ઊર્મિ હૈયાકિનારે
તો યે રેતી સમું એ કદિય નહિ થયું આર્દ્ર એ નીર ઝીલી.
આજે મારાં અશ્રુની દોર ગૂંથી
લેવો મારે તાગ ઊંડી ગુફાનો
વર્ષો કેરી, એથી યે કૈં યુગોનાં
સ્મરણો કેરો—
ને તુટે દોર મારી.

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

પણ આજે એવું કાંઇ ન હતું. આજે શંભુશંકર ખૂબ જ શાન્ત લાગતા હતા. ખોટા દાખલાવાળાની નોટો ધીરેથી મીંડું મારી તે ખસેડી નાખતા.

હું અકળાયો. આજે શંભુશંકરને કોણ જાણે શું જવા આવ્યો હતો ને મારી ધીરજ ખૂટતી જતી હતી.

'મનુ, દાખલા ગણી લાવ્યો છે કે?' જાણે આકાશવાણી થઇ!

આ તકને કોઇ પણ હિસાબે ન જવા દેવાનો

નિર્ધાર કરી, મેં બને તેટલા જોરથી બૂમ પાડી, 'ના, એક પણ નહિ!'

'અચ્છા, બૂમ કેમ બહુ પાડે છે? હું બ્હેરો નથી, સમજ્યો?' સામેથી ધીમો અવાજ આવ્યો.

'સાહેબ, આ તો મારો હમેશનો અવાજ છે' મેં વધારે જોરથી બૂમ પાડી.

'એ...મ? ઠીક. દાખલા કેમ ન ગણી લાવ્યો? માથું દુખતું હતું એટલે?'

'હા.'

'ઠીક બેસી જા.'

.. થઇ રહ્યું! મને બરાબર ન આવડયું. મારૂં મગજ જોસથી કામ કરવા લાગ્યું. માસ્તરે ઇતિહાસ શરૂ કરી દીધો હતો. સાધારણ રીતે ઇતિહાસના પીરિયડમાં હું રીંગણાં તોળતો, અથવા તો માસ્તરે આજે કોટનાં કેટલાં બટન ખીડયાં છે અને તે કયાં કયાં તેનું બારીક નિરીક્ષણ કરતો, અથવા તો લટકતાંલટકતાં કોટની બહાર નીકળી ગએલી એમની રૂદ્રાક્ષની માળા અને જનોઇના દડમાંથી માળાના મણકા ગણવાનો પ્રયત્ન કરતો. પણ આજે તો તે જે જે શબ્દ બોલતો તેની ઉપર મેં ધ્યાન આપવા માડયું. વાસ્કો ડ ગામા હિંદુસ્તાન કેવી રીતે આવ્યો તે માસ્તર કહેતા હતા. એકાએક મેં ખળભળાટ મચાવી મૂકતી બૂમ પાડીઃ 'તો સાહેબ! કોલમ્બસ હિંદુસ્તાન કેમ ન આવ્યો?'

'તે ભૂલો પડી ગએલો.' માસ્તરે સીધો જવાબ દીધો.

'હું નથી માની શકતો' મેં મોટા માણસ જેમ કહ્યું, 'એવો મોટો માણસ કદી ભૂલો ન પડે.'

'ગધેડા, તારા માથાના દુખાવાએ આજે તારૂં માથું ફેરવી નાખ્યું લાગે છે. મૂંગો મર.'

'ના સાહેબ, માથું તો ઊતરી ગયું. પણ અમારે પૂછવું નહિ?'

'બેસ છાનોમાનો. હવેથી જો વચમાં બોલ્યો છે તો સોટી જોઇ છે?' મને સફળતા મળતી જતી હતી. હું મનમાં હરખાતો હતો.

હવે માસ્તરે વાંચવું બંધ કરી પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું. 'ધનુ, વાસ્કો ડ ગામા કઇ સાલમાં હિંદ આવ્યો?

ધનુને વિચાર કરતો રાખી મેં વચમાં ધડાકો કર્યોઃ '૨૦મી ડીસેમ્બર સોળસો અડતાલીસ.'

'મનુ! મેં તને શું કહ્યું હતું?' શંભુશંકર તેના ખરા સ્વરૂપમાં આવતા જતા હતા. આંખનો ખૂણો લાલ થયો. ઢીલા પડી ગએલા ચહેરા ઉપર નશો ચડી આવ્યો. મને બાજી સવળી પડતી લાગી.

'તમે મને આજે એમ કહ્યું હતું કે હવેથી જો વચમાં બોલ્યો તો આ સોટી જોઇ છે?' મેં હેકે કરીને ગંભીર મુદ્રાએ જવાબ આપ્યો.

'એ....મ? ઠીક ત્યારે, અહીં આવ. આજે તારે સ્વાદ ચાખવો લાગે છે.' તેમણે ખુરશી ઉપરથી ઊભા થઇ નેતરની સોટી લીધી.

હું હિંમતથી મારી જગ્યાએથી કૂદ્યો. બીજા છોકરાઓ પણ મારા વર્તનથી ડઘાઇ ગયા. ઊંચે મસ્તકે હું એક કૂદકે માસ્તરના ટેબલ આગળ પહોંચી ગયો.

'ચાલ,હાથ લાંબો કર.' માસ્તર ક્રોધથી ધ્રુજતા હતા.

મેં એકને બદલે બંને હાથ ધરી દીધા. 'સટાક' 'સટાક' નેતરની ઝડીઓ તે પર વરસી રહી. હું ડગ્યા વગર ઊભો રહ્યો.

શંભુશંકરનો મિજાજ હવે કાબૂ બહાર ગયો હતો. છોકરાઓ લહન દબાઇ ગયા. આખા વર્ગમાં શાન્ત સનસનાટી ફરી વળી. દરેકની છાતી ધબકવા લાગી.

તેણે પાઘડી એક કોર મૂકી મને વધારે મારવાનું શરૂ કર્યું. પણ એટલામાં જ મારા કમનસીબે છુટ્ટીનો ઘંટ વાગ્યો અને ધૂંધવાતા ધૂંધવાતા તે જેમતેમ પાઘડી માથે મૂકી ચાલ્યા ગયા.

હું દફતર બગલમાં મારી તરત હેડમાસ્તરની ઑફિસ તરફ દોડી ગયો. મારી પાસે શંભુશંકરને બરતરફ કરાવવાનું 'વૉરન્ટ' હતું. ખીસામાં રહેલા એ કાગળ ઉપર હાથ દાબતો હું હેડમાસ્તરની ઑફિસ પાસે પહોંચ્યો.. મારેથી થોડે દૂર છોકરાઓનું ટોળું ઊભું હતું. ઑફિસ બહાર એક પટાવાળો બેઠો હતો તેને મેં પૂછ્યું, 'મોટા સાહેબ અંદર છે?'

'મોટા સાહેબ તો બહારગામ ગયા છે. આઠ દિવસ પછી આવશે. કાંઇ કામ હોય તો આસિસ્ટન્ટ સાહેબને પૂછો.' જવાબ મળ્યો.

'આસિસ્ટન્ટ સાહેબ કોણ છે?' મેં પૂછ્યું.

'તમારા માસ્તર શંભુશંકર!'

કાગળને જોરથી ખીસામાં દાબી, મૂઠીઓ વાળી મેં ઘર તરફ દોટ મૂકી.

જનાર્દન રાવળ

(સાપ્તાહિક 'હિંદુ'માંની આર. કે. નારાયણની વાર્તા પરથી)



# સઢનો સંદેશો

[કરાંચી–મછવાડના કોળી વિદ્યાર્થીઓના સંમેલન વખતે પ્રમુખ તરીકે આપેલા ભાષણમાંથી]

કુદરતે બનાવેલા આપણા લોકોના ત્રણ વર્ણ વિષે બાર વરસ પહેલાં મેં લખ્યું હતું. એ ત્રણ વર્ણ તે રાનીપરજ, ખેતીપરજ અને દરિયાપરજ.

રાનીપરજ મુખ્યતઃ શિકાર ઉપર નભે છે. હાથમાં તીરકામઠું લઈ રાનીપરજનો માણસ પોતાના વફાદાર સાથી કુતરાને સિસકારતો સિસકારતો શિકાર પાછળ દોડતો જાય છે. એક જ સ્થાને રહી જવું એને પોષાય નહિ. એ બહાદુર, સ્વાતંત્ર્યપ્રેમી અને સ્વાવલંબી હોય છે. અજાણ્યા માણસ ઉપર એ સહેજ વિશ્વાસ ન રાખે; પણ જ્યાં વિશ્વાસ બેઠો ત્યાં ખોળામાં માથું મૂકતાં પણ એને સંકોચ નહિ. કુદરત સાથે લડીલડીને માંડ આજીવિકા મેળવવી પડતી હોવાથી સંસ્કૃતિના નાજુક અંશો ખીલવવાનો સમય એને મળતો નથી. અખંડ દોડધામ કરતાં છતાં, પોતાનું જંગલ છોડી બીજા જંગલમાં જવાની હિંમત એ ભાગ્યે જ કરે છે. કુદરતનો, વન્ય પશુઓનો અને બીજા વનવાસીઓનો હમેશા વિરોધ જ કરવાનો કે ખમવાનો હોવાથી એનામાં અવિશ્વાસ અને સાવચેતપણું બંને અસાધારણ રીતે વધે છે.

કુદરતે ગોઠવેલો બીજો વર્ણ તે ખેતીપરજ. માણસે ગાયબળદને પાળીને સૌમ્ય બનાવ્યા અને એમની મદદ લઈને જમીન ખેડવાનું શરૂ કર્યું. ગાયનું દૂધ અને બળદની મજૂરી મળતાં હોવાથી ખેતીપરજ વર્ણના લોકોને ખોરાકમાં અહિંસા પાળવી શક્ય થઈ. માણસે ગાય–બળદને પાળ્યાં અને ગાય–બળદે માણસને સંસ્કારી બનાવ્યા. સંસ્કૃતિના આ જબરદસ્ત સહચારીઓએ જે જીવનવિકાસ સાધ્યો તેને જ આપણે આર્યસંસ્કૃતિ કહીએ છીએ. અર્ એટલે ખેડવું: એ ખેડાણમાં જે કુશળ હોય તે જ આર્ય. એનું જીવન સ્થિર થવાથી એ જીવનના અનેક અંગો ખિલવી શક્યો. જમીનનો પ્રેમ એ એનું મુખ્ય લક્ષણ છે. જે જમીન ખેડે તે ક્ષેત્રીય, એનું રક્ષણ કરે તે ક્ષત્રીય. બંને એક જ હતા. ખેતીપરજના લોકો ખેતી ખેડે, બગીચાઓ ઉછેરે, માટી કેળવીને વાસણો તૈયાર કરે, લાકડાં વેરીને મકાનો બનાવે, જાતજાતનાં ઓજારો અને રાચરચીલાં વસાવે, અને મોટાં મોટાં શહેરો સ્થાપે. વ્યવસ્થાશક્તિ અને રાજ્ય કરવાની શક્તિ એ આ પરજનાં વિશેષ ગુણ ગણાય.

ત્રીજી પરજ તે દરિયાપરજ. સમુદ્રકિનારે રહી એ દરિયો ખેડે, વહાણવટું કરે અને મોજાંઓ સાથે મોજ કરે. મોજાઓ જ્યાં બોલાવે ત્યાં નિર્ભય થઈને જાય.

સામાન્ય માણસ પાણીથી ડરે. મોજાંઓના ઘૂઘવાટથી એના હૈયામાં ધ્રાસકો જ પડે. સમુદ્ર કાંઠે ઊગતી મર્જાદ વેલ જ્યાં જોઈ ત્યાં પોતાના પ્રવાસની મર્યાદા આવી ગઈ એમ સમજીને ચાલે. પણ તમે લોકો એ જ દરિયા સાથે દોસ્તી બાંધો છો. ખેતીપરજના લોકો ઘોડા પર સવાર થતાં જે અભિમાન અને આત્મવિશ્વાસ અનુભવે છે તે જ વિજય અને રમૂજ તમને મોજાંઓના માથા ઉપર સવાર થતાં પડે છે.

ગઈ કાલે આ તમારા મંડપમાં જ્યારે મેં પ્રવેશ કર્યો અને મંડપ ઉપર પાથરેલા આ ત્રિકોણી સઢો જોયા ત્યારે મારા મનમાં કંઈ ને કંઈ થઈ આવ્યું. હૈયું પોતાને જ સમજાવવા લાગ્યું છે શું બેસી રહે છે? આ સઢનો ફફડાટ નથી સાંભળતો? એના પેટમાં જ્યારે પવન ભરાય છે ત્યારે શું દેશદેશાંતરની સફર કરવાની તમન્ના મનમાં નથી જાગતી?

નાનપણમાં વહાણમાં બેસીને મેં જે મુસાફરીઓ કરી હતી તે બધી યાદ આવી. ત્રિકોણી સઢ જાગ્યો અને મારો રખડવાનો આનંદ ઉછળ્યો. ચાલો આપણે દૂરદૂરના દેશ જોઈ આવીએ. નવાનવા અનુભવો મેળવીએ, ચિત્રવિચિત્ર લોકોસાથે દોસ્તી બાંધીએ, અહીંનો માલ ત્યાં પહોંચાડીએ અને ત્યાંનો માલ લઈ આવીએ, કારીગરીનો માલ પણ લઈ આવીએ અને



કલ્પનાએ ચડેલો માલ પણ લઈ આવીએ. દરિયો માણસ જાતનો પરમ મિત્ર છે. જે ડરે છે તેને માટે તો એ એની ઘોર છે. પણ નીડર છે તેનો એ દોસ્તદાર છે. જ્યાં જવાનું મન થાય ત્યાં એ તમને લઈ જાય છે. મોજાંઓ તમને જોઈને હસે છે. બાંય ફેલાવીને તમને આવવાનું આમંત્રણ આપે છે. દિવસ અને રાત્રે કશો ભેદ રાખ્યા વગર ચાલવા જ માંડો. જમીનનો મુસાફર રાત પડ્યે થોભી જાય છે, પડાવ નાખીને સૂઈ જાય છે પણ સમુદ્રમાં એવું થોભવાપણું નથી. ગમે ત્યારે સૂઈ જાઓ, ગમે ત્યારે જાગો, પવનને બોલાવવો હોય ત્યારે મિસોટી વગાડો પણ તમારું જહાજ તો ડોલતું ને કૂદતું-ચાલતું જ રહે છે.

: સઢ એ કેટલી અદ્ભુત શક્તિ છે! પવનને બાથમાં લઈને એની સાથે એ ગેલ કરે છે એટલું જ નહિ પણ ચંચળમાં ચંચળ એ પ્રાણી પાસેથી ધાર્યું કામ કઢાવે છે. જ્યાં સુધી પવન સાવ સામો જ નથી વાતો ત્યાં સુધી એની પાસેથી ઓછુંવત્તું ધાર્યું કામ કઢાવવા માટે સઢ કરતાં વધારે અુપયોગી સાધન કયું હોઈ શકે?

જે માણસ વહાણ ખેડે છે એ આગળ ને આગળ ધપવાનો જ. એને કોઈ કાળે આપણે પછાત ન ગણીએ. માણસ એક ઠેકાણે હાર્યો અને બીજે જો જઈ ન શકે તો એનો આત્મા હણાય છે. જે લડી શકે છે અને જે ભાગી શકે છે તે બન્નેને માટે આશાનાં કિરણો કોઈ કાળે આથમતાં નથી.

રાનીપરજ માણસ વનવાસી હોય છે. ખેતીપરજ માણસ કાં તો ગામડીઓ હોય અથવા શહેરી હોય; પણ દરિયાપરજ માણસ તો આ આખા વિશ્વનો રહીશ ગણાય. નીચે પાણી અને અુપર આકાશનો ચંદરવો એ જ જેની સાહેબી છે તેને કોઈ પણ પ્રદેશ પરાયો મુલક નથી હોતો. તારાઓ એને સ્થળ અને કાળ બન્નેનું ભાન કરાવવા સમર્થ હોય છે અને મોજાંઓ એને મોજમાં આવે ત્યાં પહોંચાડી દે છે. આવો એ દુનિયાનો બાદશાહ છે.

તમે દરિયા ખેડનાર સિંદબાદની વાર્તા સાંભળી હશે. એની પાસે અઢળક ધન હતું, વહાલ કરનાર અિષ્ટમિત્રો અને બાલબચ્ચાં હતાં, સમાજમાં મોટી પ્રતિષ્ઠા હતી, પણ એ ઘેર રહી શકતો ન હતો. દરિયાનો ઘૂઘવાટ એના કાનમાં પડે એટલે એનું હૈયું થનગનાટ કરવા માંડે. જમીન એને માટે પરદેશ જેવી હતી; દરિયો એનું ઘર હતું. મોટામાં મોટા સંકટમાં સપડાઈને જ્યારે એ નાસીપાસ થતો ત્યારે એ સોગન ખાતો કે આ વખતે જો બચી ગયો તો ફરી દરિયો ખેડવાનું નામ નહિ લઉં. પણ એમ કંઈ માણસ સ્વધર્મને ટાળી શકે? થોડોક આરામ લેતો કે એને ઘરની પથારી કાંટા જેવી લાગવા માંડતી. ગએલો દિવસ એને વેરી સમાન જણાતો. જેટલા દિવસ જમીન પર ગાળતો તેટલા ઘડપણને નોતરનાર જેવા એને લાગતા. એ પોતાનું મન વાળતો, વાસનાને મારતો, ઘેર રહેવાથી મળતાં જાતજાતનાં સુખોને સ્મરતો, પણ એમાંનું કશું એને રોકી શકતાં નહિ. એ 'બધાંની દલીલો અને એમનાં વિધવિધ આકર્ષણ એને માટે મોજાંનાં ઘૂઘવાટ સામે ફૂલ હતાં. એ નવાં વહાણો તૈયાર કરતો. કિંમતી માલથી એમને લાદી દેતો અને દરિયા-પીરનું સ્મરણ કરી દરિયાના પ્રવાહમાં પોતાનો જીવનપ્રવાહ મેળવી દેતો.

જોખમ ખેડવું એ જ જીવનની સૌથી સરસ લહેજત છે. સલામતી એ જીવનનો કાટ છે. જમીન પરની કોરી હવામાં એ વધે છે. એને દૂર કરવા માટે ખારી ભેજવાળી હવા જ કામની છે! કેટલી વિચિત્રતા!

તમે દરિયાપરજના કોળી લોકો ધારો તો દેશનું મુખ અુજ્જવલ કરી શકો. દેશની આગેવાની પોતાના હાથમાં લેવાનાં સ્વપ્નો તમારે સેવવાં જોઈએ. આપણે પછાત છીએ એવો પામર ખ્યાલ તમારા મનને અડવા દેતા નહિ. દરિયાને રત્નાકર કહે છે. એ જ જેની મિરાત છે, એ જ જેનો વારસો છે તેના ભાગ્યને મર્યાદા શી! મોત સાથે જે રમી શકે છે તેના ભાગ્યને કશી જ મર્યાદા હોતી નથી. તમો ધારો એટલી વારે તમે તમારો અને તમારા દેશનો અુદ્ધાર કરવાની શક્તિ જરૂર કેળવી શકો.

દરિયાનું આમંત્રણ મેં અનુભવ્યું છે, સઢનું કાવ્ય મેં સાંભળ્યું છે, વહાણના ડોલન સાથે મારું હૈયું ડોલ્યું છે. સઢ, વહાણ અને મોજાંઓ મારે મન કેફી પદાર્થ છે. એનો નશો અનેરો હોય છે. એ નશાનો જેઓ અનુભવ કરી શકે છે તેઓ ભાઈ ભાઈ બને છે. મારા હૈયાના ખળભળાટ અને ઘૂઘવાટનો પડઘો તમારાં હૈયામાં પણ જરૂર પડવાનો એ વિશ્વાસે જ હું તમને સિફારસ કરું છું કે તમારો સ્વધર્મ ઓળખો અને એની મારફતે વિપુલ પરાક્રમ કરી કૃતાર્થ થાઓ.

दत्तात्रेय बालकृष्ण कालेलकर

# નવી જુવાની

એમની લાંબીચોડી ઓળખાણ આપવા બેસાય એમ નથી. સદા અરધી મિચાએલી રહેતી એમની આંખો, કોટ, પાટલુન ને ઉપર પાઘડી તથા કપાળે તાણેલું ટીલું એમના વર્ગમાંથી એમનું સ્પષ્ટ જુદાપણું બતાવી આપતું. ટાલવાળું માથું સાધારણ રીતે નસીબદારની નિશાની ગણાય છે, પણ પ્રોફેસરે હજુ સુધી પોતાની નસીબદારી કબૂલ રાખી ન હતી. એ ટાલિયા માથામાં રહેતા ભેજા સંબંધે કશી શંકાને અવકાશ ન હોઇ શકે, પણ લોકો ને વિદ્યાર્થીઓ પણ કોણ જાણે કેમ ભર્તૃહરિના નીતિશતકની અવગણના કરીને ગે તેમના ઉપસી આવેલા પેટ પરથી જ તેમની લાયકાતગણના કરતા. ઘણી વાર રસ્તામાં જતાં યે તેમને કડવાં વિશેષણોના ઘૂંટડા ગળી જવા પડતા.

આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદને સાદ્યંત સમજનારાઓમાંના પોતાને એક મનાવતા પ્રો. શાસ્ત્રીને આથી જગત બેકદર લાગે તેમાં નવાઇ ન હતી. છતાં એ બેકદર જગત વચ્ચે તેઓ ધીરજપૂર્વક જીવ્યે જતા.

આજે એ પોતાની વરસગાંઠ ઊજવવાના હતા. એમના એક મિત્રના ગઇ કાલે આવેલા કાગળથી જ એ વાત તેમને યાદ આવી હતી. કૉલેજના બધા પ્રોફેસરોને તેમણે એ સપરમે દિવસે આમંત્ર્યા હતા ને અત્યારે એ બધા એમની આરામખુરસીની આસપાસ જ ગોઠવાયા હતા.

'મિ. શાસ્ત્રી, તમે થોડો શારીરિક શ્રમ પણ કરતા હો તો?' હેલિયમની શોધથી માંડી ભાગવતના રચનાકાળ સુધી થએલી ચર્ચાઓને અંતે થોડી વાર મૌન પ્રસરતાં એક પ્રોફેસરે સવાલ કર્યો.

'શ્રમ? શું કહો છો!' ઓસરતે જુસ્સે શાસ્ત્રી બોલ્યા. 'શ્રમ તો હું તમારાથી યે વિશેષ કરૂં છું, ઘણી વખત તો ઉપવાસ પણ ખેંચી કાઢું છું. પરંતુ કાયામાં લેણાદેણી ન મળે ત્યાં . . .'

'ગભરાઓ નહિ શાસ્ત્રીજી!' કોઇ પયગામ દેવા ઊતર્યો હોય એમ એક અંગ્રેજી ફરફરિયું ખોલતા પ્રોફેસર સંજાણા વચ્ચે કૂદી પડ્યા. 'આ તો તુસખો આજે જ મારા વાંચવામાં આવ્યો. મકુંજે અજમાવવા જેવો જનાએછ.'

કોઇ શિકારીના પંજામાંથી શિકાર છોડાવતા હોય એવી અદાથી પ્રો. શાસ્ત્રીએ સંજાણાના હાથમાંથી એ ઍંગ્લો-ઇંડિયન પત્રનું ફરફરિયું છીનવી લીધું ને તેમણે નિર્દેશેલી જાહેર ખબર વાંચવા લાગ્યાઃ

**જુવાનીનું અમૃત**

જર્મન પ્રોફેસર બ્લૂમેન ફ્રાંકની અજબ શોધ

ફક્ત એક જ અઠવાડિયા માટે તેઓ હિંદની મુલાકાતે આવ્યા છે. એક જ ઇંજેકશન લઇ, જુવાનીનું જોમ પાછું મેળવો. તમારા શરીરની બધી ફરિયાદો દૂર થશે.

'સાચ્ચું?!' ફરફરિયાસામે તાકતા જ રહી શાસ્ત્રીએ બધાને એકસામટો સવાલ કર્યો.

'આવા પત્રમાં આવેલી જાહેર ખબર ખોટી તો ન જ મનાય.' પ્રોફેસર સરૈયાએ અભિપ્રાય આપ્યો.

લંચ લીધા બાદ બધા વિખેરાયા ત્યારે પ્રોફેસર શાસ્ત્રીના હાથમાં હજુ પેલું ફરફરિયું રમી રહ્યું હતું. અત્યારે એ પોતાના કમભાગી શરીરના વિચારોમાં પરોવાઇ ગયા હતા. પોતાની પ્રતિભાને એ કેટલું આડું આવતું? ઉતાવળે ચાલવું તો વર્ષોથી એ ભૂલી ગયા હતા. 'વૈદ્યકલ્પતરુ'થી માંડી 'ફિઝિકલ કલ્ચર' સુધીનાં બધાં માસિકો તેઓએ વર્ષો સુધી વાંચેલાં ને અખતરા યે કરેલા. થોડુંક થયાં જ એ બધાં પડતાં મૂકેલાં, કારણ તેમને પોતાની શરીરની ફરિયાદ દૂર થવી અશક્ય લાગી હતી. પણ આજે વાંચેલી આ જાહેર ખબરે ફરી તેમનામાં નવી આશા જન્માવી હતી.

વિચારોમાં વધુ વખત ગુમાવવો એમને ગેરવાજબી લાગ્યું ને સીધા એ પ્રોફેસર બ્લૂમેન ફ્રાન્કની ઑફિસે પહોંચ્યા. બાજ જેવી તેજીલી ઊંડી આંખોવાળા પ્રોફેસરે તેમનું યોગ્ય સ્વાગત કર્યું ને ધીમે સાદે પોતાની બધી ચિકિત્સાપદ્ધતિતેમનેસમજાવી દીધી.

'એમાં ગભરાવા જેવું મુદ્દલ નથી' એ આખરી શબ્દો પૂરા કરતા બ્લૂમેન ફ્રાન્ક ઊઠ્યા. કબાટ ખોલ્યું ને ઇંજેકશનની પીચકારી તૈયાર કરી. 'હં, હવે તમારો હાથ ખુલ્લો કરો.'

ધ્રૂજતે હાથે પ્રોફેસર શાસ્ત્રીએ પોતાની જમણી બાંય ઉપર ચડાવી. 'ઇજા તો નહિ થાય ને?' તેમણે સવાલ કર્યો.

'ઇન્ન? શું બોલ્યા સાહેબ! મારી ચિકિત્સાનો આજ સુધી હજારો લાભ લઈ ચૂક્યા છે. અરે, મારા પોતા પર જ અજમાવી ચૂક્યો છું ને! માનો છો, મને ગયા માસે જ સિત્તેર પૂરાં થયાં. તમે એ કળી શકો છો મારા ચહેરા પરથી?'

પ્રોફેસર શાસ્ત્રીએ સંતોષનો એક દમ ખેંચ્યો. બ્લૂમેન ફ્રાંકની વિશાળ આંખો વધુ વિશાળ બની. ને થોડી જ ક્ષણોમાં તેમણે પોતાનું કામ પતાવી દીધું.

'આપની ફી . . .'

'આ તો સાહેબ, હું મારી ખાતર કરતો જ નથી. નહિતર તો જેટલી ફી લેવાય તેટલી ઓછી છે.'

શાસ્ત્રીએ ખીસામાંથી પાકીટ કાઢ્યું. હાથમાં જે આવ્યું તે બ્લૂમેન ફ્રાન્કના હાથમાં મૂકી દીધું ને તેને પણ એથી સંતોષ થયો. ગીકી વિદાય લઈ શાસ્ત્રીજી બહાર નીકળ્યા.

થોડી વાર પહેલાંના ને હમણાંના પ્રોફેસર શાસ્ત્રી વચ્ચે જાણે આસમાન જમીનનો તફાવત પડી ગયો હતો. કોઈ રંગી જુવાનીઆને પણ અદેખાઈ ઊપજે તેમ સીટી વગાડતા તેઓ ચાલતા હતા. પોલીસ પણ ઘણી વખત તેમને જોઈ રહેતી.

ત્યાં સામેના રસ્તા પર તે દિવસના છાપાના ખાસ વધારાની બૂમો પાડતો ફેરિયો દોડતો દેખાયો. છાપુ ખરીદવા પ્રોફેસર શાસ્ત્રીએ પણ દોટ મૂકી.

બીજે દિવસે પ્રોફેસર શાસ્ત્રી કૉલેજમાં ગયા. પ્રોફેસરોનું ગ્રૂપ કંપાઉન્ડમાં જ એકઠું મળેલું. શાસ્ત્રી ત્યાં પહોંચ્યા ને જતા વેંત પ્રોફેસર સંજાણાને ધારી ધારી નજરાવવા લાગ્યા. 'મિ સંજાણા, તમારું પેપર જેવું આ નાક મને મુદ્દલ નથી ગમતુ.' તેમણે ધડાકો કર્યો ને બધા પ્રોફેસરો સજ્જડ થઈ ગયા.

'મિસ્તર શાસતરી, આય છૂટ . . .' પૂરા શબ્દો પણ પ્રો. સંજાણાના મોંમાંથી ન નીકળ્યા ત્યાં તો દીપડા જેમ વચ્ચેનું અંતર બે પગલે કાપી નાંખી લંબાવેલા હાથની આંગળી ને અંગુઠા વચ્ચે તેમણે સીધું સંજાણાનું નાક દાબી દીધું. થોડી વાર આમ-તેમ હચમચાવ્યું ને પછી જોરથી મૂકી દીધું. 'ના, બિલકુલ નાલાયક છે.' તેઓ બોલ્યા.

એમની આ ક્રિયા દરમિયાન પ્રો. સંજાણાના 'ઓહ, ઓહ'ના અવાજે બીજા પ્રોફેસરોમાં પણ સહાનુભૂતિ જગાવી હતી. બધા તીરછી નજરે એમની સામે તાકી રહ્યા હતા, પણ તેઓ તો હજુ યે સંજાણાના લાલ ચણોઠી જેવા બની ગએલા નાકના ટેરવાને કુતૂહલપૂર્વક નજરાવી રહ્યા હતા.

પ્રોફેસર સંજાણાની ત્યાં વધુ રોકાવાની હિંમત ન ચાલી. 'સિલી ગોટ' કહેતા એ સાથી ચાલી નીકળ્યા.

'વેલ, વેલ, વેલ, એ મહાશય ગયા?' પોતાની તંદ્રામાંથી જાગ્રત થતાં શાસ્ત્રી બોલ્યા.

'અરે, અરે, મિ. શાસ્ત્રી!' આજ તમને થયું છે શું?' પ્રો. સરૈયાએ પૂછ્યું.

'ઢીંચ્યું હોસે' પ્રો. વાડીઆએ ખુલાસો કર્યો.

'ઓહ, મને નવી જુવાની આવે છે.' પ્રો. શાસ્ત્રીએ સાચો રિપોર્ટ કર્યો.

'સાચ્ચે? પેલો નુસખો અજમાવ્યો?' કુતૂહલી નજરે એમની સામે જોતાં પ્રો. સરૈયાએ પૂછ્યું.

'એ હું તમને કહેવા નથી માગતો. ચાલો સાહેબજી' કહેતા પ્રોફેસર શાસ્ત્રીએ તો કૉલેજમાં પેસ પહેલાં જ રજા લઈ લીધી.

રસ્તે ચાલતાં એમને આજનો દિવસ અનેરો જ ઊગ્યો હોય એમ જણાયું. એમના હૃદયના ધબકારા અનેકગણા વધી ગયા હતા. જુવાનીના જોશથી જાણે એમનો સ્નાયુએ સ્નાયુ ખેંચાતો હતો.

ત્યાં તો એમની નજરે રસ્તાના એ વળાંક પર કંઈ અનેરું જ ભાળ્યું.

એ હતો તો મ્યુનિસિપાલિટીનો સાધારણ થાંભલો, પણ પ્રો. શાસ્ત્રીને આજે તેમાં કંઈ અનેરી વિશેષતા જણાઈ. બસ, એ થાંભલાથી જ એમણે ત્રાટક સાધ્યું. આસપાસની દુકાનો, રાહદારીઓ, ટ્રાફિક બધું તેમની નજર બહાર ચાલ્યું ગયું.

એ થાંભલો જ, બીજું કંઈ નહિ! કોટ ને પાઘડી એમણે રસ્તા વચ્ચે જ ફેંકી દીધાં ને થાંભલા પાસે દોડી ગયા. બે હાથે એને મજબૂત પકડી ખૂબ જોરથી હલાવવાનો પ્રયાસ કર્યો, પણ થાંભલાને બદલે પોતે હાલી ઊઠ્યા.

કોઈ સભ્ય માણસે આજ સુધી આવું પરાક્રમ બતાવવાની જાહેર હિંમત નહોતી કરી. લોકોને અકસ્માત કરતાં પણ એ દૃશ્ય વધુ આકર્ષક લાગ્યું તે

ટોળું જમા થવા લાગ્યું. બીજી થોડીક મિનિટોમાં તો એ સેંકડોની સંખ્યાએ પહોંચ્યું. બધી આંખો આજ સુધી ઉપેક્ષિત રહેલા એ દીવાના થાંભલાને જ તાકવા માંડી હતી. વધુ ને વધુ જામ્યે જતી મેદનીથી હવે તો ટ્રાફિકને પણ હરકત આવવા માંડી.

'અકસ્માત થયો છે?' મેદનીને છેવાડેથી કોઇકે પૂછયું.

'ના, ટાબ્લો થયો છે.' આગળના ભાગમાંથી કોઇક બોલ્યું. ને ત્યારે તો પ્રોફેસર શાસ્ત્રી અરધો થાંભલો ચડી ગયા હતા.

પણ એટલામાં ટ્રાફિક સાચવવા ઊભેલો પોલીસ ત્યાં આવી પહોંચ્યો. 'એઇ, મિસ્ટર, નીચે ઊતરો,' તેણે બૂમ મારી.

પ્રોફેસરને લાગ્યું કે કોઇ તેમને સંબોધી રહ્યું છે. તેમણે નીચે જોયું. પોલીસને તેમણે જોયો. પણ એક તિરસ્કારની નજર ફેંકી, પાછું થાંભલામાં ધ્યાન પરોવી દીધું.

પોલીસ એમની એ નજર સાંખવા મુદ્દલ તૈયાર ન હતો. 'નીચે ઊતર, હું કહું છું' તે ધુંવાપુંવા થતો બોલ્યો.

'હવે સાંભળ્યું!' કહેતા, કશી દાદ આપ્યા સિવાય પ્રોફેસર તો વળી એક ફૂટ જેટલું ચડી ગયા.

લોકોનો હોકારો વધ્યો. પોલીસને પોતાની જાતનું એમાં અપમાન દેખાયું ને પ્રોફેસરની ગત કરવા એણે પણ થાંભલા પર ચડવા માંડયું!

પ્રોફેસરે એ જોયું કે નહિ તે તો કોણ જાણે, પણ એમને એકાએક થઇ આવ્યું કે હવે નીચે ઊતરવું જોઇએ. ને ચડયા એવી તકલિફ લઇ નીચે ઊતરવાનું યોગ્ય ન લાગતાં તેઓ નીચે સરી પડયા.

પણ પોલીસ એમના અરધા અંતરે પહોંચી ગયો હતો. એ હતો તો બરાબર જેવો ધીંગો, પણ પ્રોફેસર શાસ્ત્રીનું વજન સહન કરવા જેટલી તાકાત તેનામાં ન હતી; એટલે પ્રોફેસર શાસ્ત્રી જેવા એના માથા પર જઇ પછડાયા તેવા જ બંને સાથે જમીન પર આવી પટકાયા.

પ્રોફેસરની પાઘડી છૂટી જતાં પોલીસનો ચહેરો એમાં ઢંકાઈ ગયો ને એ તકનો લાભ લઈ, પોલીસના ઊઠવા પહેલાં જ એમણે તો સીધી ચાલતી પકડી. સારે નસીબે લોકોએ પણ તરત તેમને માર્ગ કરી આપ્યો.

પણ ટોળા બહાર નીકળતાં જ પોલીસની સીટીનો અવાજ એમને કાને અથડાયો. બીજી પળે તો પોલીસ એમની સન્મુખ-હાજર થઇ ગયો.

કોણ જાણે પ્રોફેસરને આજે શું થયું હતું, તે પોલીસ સામે આવતાં જ તેમણે નીચા નમી તેના પગ પકડી લીધા ને બીજી પળે એને ઉલાળી મૂકયો. પીઠ પર થોડા ટોંસા તો એમને વાગ્યા, પણ એની ઉપેક્ષા કરી એમણે પાછી ત્યાંથી ચાલતી પકડી.

થોડે જ દૂર ગયા હશે ત્યાં એક કરતાં વધુ સીટીઓનો અવાજ એમને કાને પડયો. થોડી વારે તો ત્રણ ચાર પોલીસો તેમને ઘેરી ઊભા રહ્યા.

પ્રોફેસર આમ પણ કોઇને ઘડી દે તેવા ન હતા, તેમાં આજે તો નવી જુવાની મેળવી હતી એટલે 'જખાયે આવી જાઓ' કહેતાં તેમણે બાંયો ઊંચી ચડાવી. પરંતુ તેમને વીરત્વ દાખવવાનો અવસર મળે તે પહેલાં તો તેમના માથામાં કંઇક અફળાયું ને કોઇ મહા-સમરમાં પડતા સૈનિક જેવી વીરત્વભરી એક ચીસ સાથે તેઓ જમીન પર ઢળી પડયા.

'ઓહ, ઓહ' પ્રોફેસરે બેત્રણ વાર ચિત્કાર કર્યો. પણ આ શું? કોઇક લાગણીભર્યો હાથ એમનું માથું પસવારી રહ્યો હતો. 'હં, હવે ભાનમાં આવતા લાગે છે.' અસ્ફુટ અવાજ પણ એમને સંભળાયો.

હવે એમણે આંખો ખોલી નાખી ને એ સાથે પોતાની સ્થિતિ જોતાં જ હેબતાઈ ગયા. 'હું કયાં છું? આ બધું શું છે?' આંખો ચોળતાં એમણે પૂછયું. હજુ એમના મગજમાં ધમધમાટ ચાલુ હતો.

'બાપુજી!' એક દર્દભર્યો અવાજ સંભળાયો ને એમણે ઊંચું જોયું. એ એમનો પુત્ર વિનાયક હતો. 'બાપુજી! તમે ઝાઝું બોલો નહિ. તમારા માથામાં ટેકસીનો આઘાત લાગ્યો છે.'

હવે બધી વાત પ્રોફેસર શાસ્ત્રીના મગજમાં તાજી થઇ ગઈ. પોતે બ્લૂમેન ફ્રાન્કની ઑફિસેથી નીકળી છાપું ખરીદવા દોડેલા ત્યારે જ કશું પોતાની સાથે અફળાયું હોવાનું તેમને યાદ આવ્યું. પ્રોફેસર સંગણા ને દીવાનો થાંભલો એ બધા તો સુષુપ્ત માનસના ચમત્કાર જ હતા. પણ એ પર વધુ વિચારવા જતાં માથામાં પાછું દર્દ થતું લાગ્યું એટલે પ્રોફેસર શાસ્ત્રીએ આંખો પાછી મીંચી દીધી.

અશોક હર્ષ



# देवोनुं काव्य

આ જ નામની તારાદર્શન ઉપરની કાકાસાહેબની એક લેખમાળા 'કુમાર'ના ૯૭ થી ૧૦૨ અંકોમાં અગાઉ આવી ગઈ છે, અને તે પછી તે એમના 'જીવનનો આનંદ' નામના લેખસંગ્રહમાં પ્રકટ પણ થઈ ગઈ છે; એટલે હિંદી માસિક 'સર્વોદય'માં આ લેખમાળા શરૂ થએલી જોઈને ઘણા ગુજરાતી વાંચકોએ તેને એ ગુજરાતી લેખોનો અનુવાદ જ માની લીધેલો. પણ વસ્તુતઃ આ તદ્દન જુદી જ લેખમાળા એમણે 'સર્વોદય'માં શરૂ કરી છે. એ વાંચીને કેટલાક ગુજરાતી મિત્રોએ ફરિયાદ કરી કે એમાં અગાઉના ગુજરાતી લેખો જેવું કાવ્ય નથી; કોઈએ કહ્યું કે એથી પૂરો અર્થબોધ થતો નથી; કોઈ વળી લખે છે કે એ સૌ તારાઓને ઓળખવાની રીત જ્યાં સુધી ન બતાવો ત્યાં સુધી કેવળ આ લેખમાળા વાંચ્યે શું વળે? એ સૌને ઉત્તર આપતાં કાકાસાહેબે ખુલાસો કર્યો છે કે 'ગુજરાતીમાં મેં જે લખેલું તે, રાત્રિની સમૃદ્ધિ જોઈને મને થએલો આનંદ મારી 'વાસરી' (ડાયરી) માટે શબ્દબદ્ધ કરતો હતો તે હતું. એ પ્રવૃત્તિ મારા નિજાનંદની, આત્મનેપદી અને 'સ્વાન્તઃ સુખાય' હતી; જ્યારે આ લેખમાળા તો પરસ્મૈપદી લખાણ છે. મને થયું કે આ વખતે અધ્યાપન શક્તિનો જરા ઉપયોગ કરું અને માત્ર સૂચનાઓ જ આપીને અટકું. પણ મારે કમનસીબે વાચકો પુસ્તકી આંખે જ બધું જોવા લાગ્યા.'

કેટલા યે લોકો પૂછે છેઃ 'આ તારાઓ જોવાથી લાભ શો થાય છે?'

'સંગીત સાંભળવાથી અને કવિતા વાંચવાથી આપણને શું મળે છે?' આવો પ્રશ્ન જો કોઈ કરે તો તેને શો જવાબ આપવો? લોકો આ પહેલવાળા અને રંગીન પથરો આટલી મારે કીમત આપી શા માટે ખરીદે છે? અને તેમને જોઈ શા માટે આટલા ખુશ થાય છે? જો આવું કોઈ પૂછે તો આપણે તેને શો જવાબ આપીએ? ખરેખર, દર સાંજે નવીનવી રીતે દર્શન આપતા આ તારાઓ અને ગ્રહો દેવોનું એક અપ્રતિમ અને ચિરન્તન કાવ્ય જ છે. એમને જોવાથી આપણને સાત્ત્વિક આનંદ પ્રાપ્ત થાય છે, અપાર શાંતિ મળે છે અને જેમનામાં યોગ્યતા છે તેમને આમાંથી અદ્ભુત પ્રેરણા પણ મળે છે. તેમનું અધ્યયન કરવાથી જીવનના આનંદની સાથે જીવનની એક ફિલસૂફી પણ પ્રાપ્ત થાય છે. છ તાત્ત્વિક દર્શનોમાં તારકાદર્શનને ઉમેરી આપણે સાત દર્શનો ગણાવીએ.

તારકાદર્શન અને તેમના અધ્યયનથી વ્યાવહારિક લાભ પણ કંઈ ઓછા નથી. રાત્રે આપણે જલ અથવા સ્થલ ઉપર ગમે ત્યાં હોઈએ, આપણે કયાં છીએ, કઈ દિશામાં આપણે જવું છે અને રાતના કેટલા વાગ્યા છે એ બતાવનાર આ એક ઘડીઆળ છે. ફર્ક એટલો જ કે સાધારણ ઘડીઆળોને આપણા ખિસ્સામાં રાખવાં પડે છે ત્યારે આ સનાતન ઘડીઆળના ખિસ્સામાં આપણે બધાને રહેવું પડે છે! સ્થલ કાળસૂચક આ અજબ ઘડીઆળ આપણા અસંખ્ય વડવાઓને પોતાના ખિસ્સામાં રાખતી આવી છે. અને આપણા અનંત વંશજોને પોતાના ખિસ્સામાં એટલી જ સહેલાઈથી રાખશે. કંઈ ખબર નથી કે આ વિરાટ ઘડીઆળને કોણે ચાલુ કરી અને કયારે એને ચાવી આપવામાં આવી. લાખો કરોડો અને અબજો વર્ષોનો તો એની આગળ કંઈ હિસાબ જ નથી. લાખો કરોડો અને અબજો માઈલોનો હિસાબ તો એના પ્રાથમિક ગણિતમાં આવે છે. જ્યારે આપણા ગામના જ્યોતિષી આપણી જન્મપત્રી બનાવી આપે છે ત્યારે તેઓ આ વિરાટ ઘડીઆળના અનંત કાળમાં આપણો જન્મ કયારે થયો તેની ક્ષણ ટાંકી આપે છે. આપણે આપણા કાળનો આરંભ વિક્રમ, શાલિવાહન, ક્રાઈસ્ટ અથવા યુધિષ્ઠિરથી ગણીએ છીએ. પણ એ જ શકકર્તાઓનો જન્મકાળ આપણે કયા કાળારંભથી ગણીશું? અનંત કાળમાં કોઈ વિશિષ્ટ ક્ષણલવને આપણે કઈ રીતે ઓળખીએ? તે માટે તો આપણે આકાશના ગ્રહનક્ષત્રોની સ્થિતિનો જ સહારો લેવો પડશે.

રાતના અમુક વખતે કેટલા વાગ્યા છે એ જોવાની અને સમજવાની જરૂર પાંચ પ્રકારનાં માણસોને રહે જ છે. જ્યારે ઘડીઆળો ન હતી અને યંત્રી

ઘંટા વગાડતો ન હતો ત્યારે લોકો આકાશ તરફ જોઈને જ સમયનો નિશ્ચય કરતા હતા. શાકુંતલમાં કણ્વ ઋષિનો શિષ્ય રાતના કેટલા વાગ્યા છે તે જાણવા આકાશની આ ઘડીઆળને જ પૂછે છે.

મોડી રાત સુધી વાંચનાર અને સવારે બ્રાહ્મ મુહૂર્તે વહેલા ઊઠનાર વિદ્યાર્થી તારાઓ પરથી વખત ઓળખવાની જરૂર સમજે છે. સવારે ઊઠી પોતાને ખેતરે જનાર ખેડુત તારાઓને જ સમય પૂછે છે. ભરતી–ઓટ જોઈ દરિયામાં વહાણ લઈ જનાર ખલાસીને તો નક્ષત્રવિદ્યા વિના એક પળ પણ ચાલી શકે નહિ. ગરમ દેશોમાં અથવા ઉનાળામાં રાતની ઠંડકમાં પ્રવાસ કરનાર મુસાફરોને તારાઓ વડે જ દિશાદર્શન અને કાળજ્ઞાન થાય છે. રાતના પોતાના લશ્કરને કૂચ કરાવનાર સેનાપતિ માટે તો આ તારાઓ જ પોગીઆનું કામ કરે છે. આપણી બધી ધાર્મિક ક્રિયાઓ સૂર્ય ચંદ્ર ગ્રહ નક્ષત્ર તારાઓના હિસાબે જ કરવામાં આવે છે. જ્યારે સૂર્ય ગ્રહણ થાય છે, અથવા આકાશમાં કોઈ ધૂમકેતુ દેખાય છે ત્યારે તેટલા સમય માટે બધા લોકો નક્ષત્ર વિદ્યાના રસિયા અથવા અભ્યાસી બની જાય છે.

આ વિદ્યાના અનંત લાભો છે અને આ છેલ્લાં સો વર્ષમાં તો આ વિદ્યાનો એટલો બધો વિકાસ થયો છે કે બધી વાતોનો વિચાર કર્યા પછી મોંમાંથી ઉદ્ગાર નીકળે છે કે આજ સુધી અનંતતા એ આપણા માટે માત્ર શબ્દ જ હતો, આપણને તેનો વાસ્તવિક ખ્યાલ જ ન હતો: હવે આપણે સમજ્યા છીએ કે અનંતતાનો ખ્યાલ કરવો એ કેટલું કઠણ છે.

સામાન્ય માણસે સૌથી પહેલાં પૃથ્વીની ગતિ, દિવસ રાત્રીનું સ્વરૂપ અને અક્ષાંશ રેખાંશ વગેરે પ્રાથમિક બાબતો વિષે જાણવું જોઈએ અને ત્યાર પછી જ્યોતિષનો કોઈ પણ ગ્રન્થ વાંચતાં પહેલાં અથવા કોઈની મદદ લેતાં પહેલાં પોતાની કુદરતી જિજ્ઞાસાને આધારે સવાર સાંજ આકાશ તરફ જોતા રહેવું જોઈએ. જોતાં જોતાં સૌથી પહેલા તારાઓના ઉદય અને અસ્ત તરફ ધ્યાન જશે. સાથે એ વાત પણ સમજાશે કે કેટલાક તારા બહુ મોટા હોય છે. જો શુક્લ પક્ષની પૂર્ણ રાત્રી હશે અથવા કૃષ્ણ પક્ષની પાછલી રાત હશે તો જણાશે કે ચંદ્ર દરરોજ પોતાનું સ્થાન આ તારાઓની વચ્ચે બદલતો રહે છે. એ મામો સાહેબ દરરોજ અડતાળીસ મિનીટ મોડા ઊગે છે, અને કૃષ્ણ પક્ષ હોય તો દરરોજ ક્ષીણ થતા જાય છે અને એ જ ચંદ્ર શુક્લ પક્ષ બેસતાં જાડા થતા જાય છે. પણ તારાઓમાં જોતાં યે દરરોજ એક નક્ષત્ર આગળ જ દોડે છે. કારણ કે નક્ષત્રોનો ક્રમ પશ્ચિમથી પૂર્વ તરફ ગણાય છે.

## આકાશદર્શનનો મહિમા



બાળકોને અને મોટાંને નાટકો અને તેમાં થતાં દશ્યો બહુ ગમે છે; પણ જે નાટક કુદરતે આપણે સારૂ આકાશમાં ગોઠવ્યું છે તેને એકે મનુષ્યકૃત નાટક પહોંચે તેમ નથી.

એમાં તો શંકા જ નથી કે આકાશ અને આપણી વચ્ચે જેટલો અંતરાય આપણે મૂકીએ છીએ તેટલે અંશે આપણે શરીરને, મનને અને આત્માને હાનિ પહોંચાડીએ છીએ.

વળી, આકાશ નિહાળતાં આંખને શાંતિ થાય છે. આકાશ નિહાળવા માટે બહાર રહેવાથી શુદ્ધ હવા ફેફસાંને મળે છે; અને જેમજેમ આ ઈશ્વરી ચમત્કારનું ધ્યાન ધરીએ છીએ તેમતેમ આત્માનો વિકાસ જ થાય છે.

અસાધ્યમાં અસાધ્યને સારૂ પણ આ તારાગણ મિત્રની ગરજ સારે છે. ક્ષણભર પણ તે તરફ દષ્ટિ નાખે કે તુરત તે ધારે તો પોતાનાં બધાં દુઃખ વિસારી મૂકે ને ઈશ્વરનો મહિમા ગાતો થઈ જાય.

જેને રોજ રાત્રિના મેલા વિચારો, સ્વપ્નાં આવતાં હોય તે બહાર સૂઈ આકાશદર્શનમાં લીન થવાનો પ્રયત્ન કરી જુએ. તેને તુરત નિર્દોષ નિદ્રાનો અનુભવ થશે. આકાશમાં રહેલા ગણો કેમ જાણે ઈશ્વરનું મૂક સ્તવન કરતા ન હોય એમ આપણે જ્યારે એ મહાદર્શનમાં ઓતપ્રોત થઈએ ત્યારે આપણે સાંભળતા જણાઈએ છીએ. જેને આંખ હોય તે આ નિત્ય નવો નાચ જુએ. જેને કાન છે તે આ અસંખ્ય ગંધર્વોનું મૂક ગાન સાંભળે.

મારે સારૂ તો આ નક્ષત્રો ઈશ્વરની સાથે અનુસંધાન કરવાનું એક સાધન થઈ પડયું છે —ગાંધીજી

કેટલાક દિવસો સુધી દરરોજ જોવાથી આપણને સમજાશે કે આજે અમુક તારો કાલે તે જ જગ્યાએ લગભગ ચાર મિનિટ વહેલો ઊગે છે અને દરરોજની પોતાની ગતિની પ્રમાણે પૂર્વથી પશ્ચિમ સુધીનો પોતાનો માર્ગ વટાવતો જાય છે.

નવા શીખનાર માટે દક્ષિણ બાજુએથી જોવાની શરુઆત કરવી સારી નથી. તેમણે શરૂઆતમાં પશ્ચિમ બાજુએ જોવું જોઈએ, કારણ કે ત્યાંના તારા જલ્દી આથમી જાય છે. પશ્ચિમને પોતાની કરી લીધા પછી પોતાની દૃષ્ટિ પૂર્વ બાજુએ લઈ જવી જોઈએ અને ત્યાં મરજી પ્રમાણે તારાઓનો ઉદય નિહાળવો જોઈએ.

જો ઉત્તર દિશા બરાબર હાથ આવી જાય તો ત્યાં પોતાનું સ્થાન કદી યે ન છોડનાર સુનીતિકુમાર ધ્રુવ દેખાશે અને તેની ચારે બાજુએ ભ્રમણ કરનાર કેટલાક તારાઓના સમૂહ દેખાશે. અંગ્રેજી એમ Mના જેવો પણ બહુ જ વાંકો એક તારાસમૂહ પણ દેખાશે. અને જો સવારે ચાર પાંચ વાગ્યે ઊઠી જોવામાં આવે તો તે Mની પાછળ પાછળ આવનાર સાત તારાઓ એક પલંગ અને તેની પૂછડી જેવા જમણી બાજુએથી ઊગી આવેલા દેખાશે.

દક્ષિણ બાજુએ ઊપર જોવાથી તો અનેક કોહેનૂરોની ગોવળકોંડાની ખાણ જણાશે. આપણી કલ્પના અહીં પણ અનેક આકૃતિઓ રચી શકે છે. કોઈને પૂછ્યા વિના આપણી કલ્પનાને દોડવા દેવી જોઈએ. વેદકાળના ઋષિઓ, ઈજિપ્ત અને ઍસિરિયાના હબશીઓ, ખાલ્ડિયાના જ્યોતિષીઓ અને ચીનના મંડારિનો જ્યારે આકાશ તરફ જોતા હતા ત્યારે તેમને શીખવનાર કોણ હતું? આશ્ચર્ય પામી તેમણે જોયું, જોઈને કલ્પના દોડાવી અને ધીરેધીરે નક્ષત્રવિદ્યા વિકાસ પામી. આપણે પણ તે જ ઋષિઓનું અને અરબ મુસાફરોનું અનુકરણ કરવું જોઈએ. પોતાની નિજી નક્ષત્રવિદ્યાનો ઠીક ઠીક પ્રારંભ થયા પછી બીજાઓની મદદ લેવી જોઈએ. વાચકો પોતાની જિજ્ઞાસાશક્તિને જાગ્રત કરી સવારમાંજ—રાતના આઠ વાગ્યે તથા મળસ્કે પાંચ વાગ્યે—કેવળ દસ દસ મિનિટ આપશે તો તેમને અમૂલ્ય રત્નલાભ થશે. થોડોક સમય અને થોડુંક ધ્યાન અપાય તો પછી કંઈ વિશેષ આપવું પડશે નહિ. બાકીનું બધું મફત જ મળશે. **दत्तात्रेय बा. कालेलकर**




## શરૂઆત કરનારાઓ!

## આટલું તો કરજો જ

(૧) એક્સ્પોઝર કર્યા બાદ તરત જ ફિલ્મને લપેટી બીજો નંબર તૈયાર કરવાનું વિસરતા નહિ.

(૨) પૂરી કરેલી ફિલ્મનું રોલ તડકામાં ઊભા રહીને કૅમેરામાંથી બહાર ન કાઢતા. તેમ જ નવું રોલ પણ કૅમેરામાં તડકામાં રહીને ચડાવતા નહિ. નજદીકમાં મકાન ન હોય અને રોલને ખુલ્લામાં જ બદલવાની ફરજ પડે તો સૂર્ય તરફ તમારી પીઠ ફેરવી, તમારા પોતાના જ પડછાયામાં રોલ ચડાવવાની ટેવ પાડો, નહિતો રોલની બાજુમાંથી પ્રકાશ દાખલ થતાં, ફિલ્મની બે બાજુએ કાળા પટ્ટા નેગેટિવમાં આવશે અને એમ તમારી નેગેટિવ બગડશે.

(૩) કૅમેરા હાથમાં રાખીને ૧/૨૫ સેકંડ સ્પીડ કરતાં ધીમી ગતિથી કદી એક્સ્પોઝર ન કરતા. બહુ જ થોડુંજ માણસો વગર હાલ્યે કે ધ્રુજાવે ૧/૧૦ અથવા તેથી ય ધીમી ગતિના એક્સ્પોઝરો હાથમાં (નાનો કૅમેરા રાખીને) આપી શકે છે.

(૪) એક્સ્પોઝર કરતી વેળા કૅમેરાના લેન્સની આડે તમારાં આંગળાં આવવા દેશો નહિ. અજાણતાં આડે આવતાં આંગળાં ઘણીવાર દરેકનું એક્સ્પોઝર થવા દેતાં નથી અને તે નંબર ખાલી આવે છે.

(૫) લેન્સને કદી તમારાં ચીકણાં આંગળાં અડકાડતા નહિ આંગળાંના ડાઘ લેન્સ ઉપર પડતાં પરિણામ આઉટ ઑફ ફોકસ અને બ્લર્ડ (blurred) આવે છે. લેન્સને સાફ કરવો હોય તો મોંનો ધીમો શ્વાસ આપી તેની ભીનાશથી ઝીણા મલમલ કે રેશમના સુંવાળા કપડા કે રૂમાલ વડે કાચને સ્વચ્છ કરવો. શામ્મા લેધર (શેમૉય ચામડું) કે ખાતરી ગમગમમનો ચટકાં સાફ કરવાનો કકડો આવે છે તે વાપરવો પણ લાભદાયી છે.

(૬) ગમે તેને હાથ પડે તેવી જગ્યાએ અગર તડકામાં કે હવાની અસર થાય તેવા ખુલ્લામાં કૅમેરાને કદી રખડતો ન મૂકો. કૅમેરાનું કેસ ખરીદવું લાંબા ગાળે મોંઘુ પડતું નથી.

(૭) નાનાં બાળકો કે પ્રાણીઓની છબી પાડતાં કૅમેરાને નીચો રાખવાનું ભૂલતા નહિ. કૅમેરાનું દૃષ્ટિબિંદુ—"કૅમેરા વ્યુપૉઇન્ટ" નીચું રાખવાથી હમેશા સારું પરિણામ આવે છે. તથી ચિત્રમાં ડિસ્ટૉર્શન (distortion) થતું નથી.

હરીફાઈના પરિણામ માટે જુઓ આ અંકના મુખચિત્રની પાછળ.

# બ્રિટન જાપાન અને આપણે




જર્મની, ઇટલી ને જાપાન—જગતની એ ત્રણ મહાન ફાશિસ્ટ સત્તાઓ આજે બ્રિટિશ સિંહનું પૂછડું આમળવા લાગી છે. એણે અને એના સાથીદાર રાષ્ટ્રોએ પ્રદેશોના પ્રદેશો ઓહિયાં કરી જમાવેલા વિપુલ સામ્રાજ્યની તેઓ સમવહેંચણી માગે છે. જર્મની અને ઇટલીએ મધ્ય યુરોપને ચગડોળે ચડાવ્યું છે ને સારા જગતનું ધ્યાન અત્યારે એ બાજુ દોરવાયું છે. પણ ત્રીજી ફાશિસ્ટ સત્તા જાપાનની પ્રશાંત (પૅસિફિક) મહાસાગરમાંની પેશકદમી પણ એથી ઉપેક્ષા કરવા જેવી જરા યે નથી.

પ્રશાંત મહાસાગરની મહારાણી બનવાનું જાપાનનું સ્વપ્ન જગતથી હવે આજે અછતું નથી રહ્યું. પહેલે પણ તે અછતું તો નહોતું જ. કારણ ઠેઠ ૧૮૯૮થી બ્રિટન, યુનાઇટેડ સ્ટેટ્સ, જર્મની, ફ્રાન્સ ને રશિયાએ એ સ્વપ્નને ફલિત થતું ખાળવા ચીનને કાંઠે કિલ્લેબંદીઓ ઊભી કરી રાખેલી. પણ મહાયુદ્ધે જગતના નકશાને નવો જ પલટો આપ્યો. એ પલટાએ જાપાનને વધુ બળવત્તર બનાવ્યું ને એ પામી જઈ, ઇ. ૧૯૩૬માં વૉશિંગ્ટનના કરારો ખલાસ થતાં જ બ્રિટને પૂર્વનો પોતાનો પ્રદેશ જાળવવા સિંગાપોર, પીનાંગ, હૉંગકૉંગ ખાતે જબરાં યુદ્ધમથકો ઊભાં કરી દીધાં.

જાપાનને હિંદ જીતવાની મહત્ત્વાકાંક્ષા હોય કે ન હોય, પણ હિંદ પર એનું આક્રમણ બિલકુલ સંભવિત છે. અને બ્રિટનને પણ વધુમાં વધુ દરકાર હિંદ જાળવવાની જ છે. એટલે પૂર્વ તરફના એ આક્રમણને હઠાવવાની તડામાર તૈયારીઓમાં એ રોકાયું છે.

એ તૈયારીઓ કેવીક છે?

હિમાલયના તળને શિરોબિંદુ કલ્પો. એમાંથી એક બાજુ દક્ષિણ આફ્રિકા ને બીજી બાજુ પશ્ચિમ ઑસ્ટ્રેલિયા સુધી પહોંચતી બે રેખાઓ વડે જે કલ્પિત ત્રિકોણ બને, એ ત્રિકોણમાં ચાર નૌકાદળો, એટલાં જ હવાઈદળો ને ૧,૭૦,૦૦૦નું હિંદી તથા ૧ લાખનું બ્રિટિશ લશ્કર રહ્યું છે. બચાવની એ આખી યોજનાનું સ્વરૂપ એકાદ વિમાન જેવું છે. ઑસ્ટ્રેલિયન લશ્કર એનું શીર્ષ છે, સીંગાપોર એનું ધડ છે, હૉંગકૉંગ ને ડાર્વિન થાણાં એની બે પાંખોના બે છેડા છે ને શાહી હિંદી નૌકાદળ એની પાંખ છે.

પણ આટલેથી હિંદનો બચાવ થશે?

જાપાને જો ચીન જીત્યું તો એશિયાની એ પ્રમુખ ભૂમિસત્તા (Mainland power) બની જવાનું.

એમ થતાં સૌથી પહેલું કામ તો તિબેટથી મંચુકુઓ સુધી ચીન–જાપાનનાં સંયુક્ત દળો વડે રશિયાને રોકી રાખવાનું એ કરશે. અને બીજી બાજુ ચગડોળે ચડેલી સિયામની ક્રાની સંયોગીભૂમિની નહેર ખોદવાનું આરંભશે. સિયામે બ્રિટન સાથેનો મૈત્રિભાવ તોડી નાખી જાપાન સાથે નવો સંબંધ બાંધ્યો છે એ તો જાણીતું છે, અને ક્રાની નહેર જો ખોદાઈ, તો જાપાન સીંગાપોર ને ફિલિપ્પાઇન્સ બંનેની પછીતમાં આવી જઇ, બંને થાણાંને નકામાં બનાવી દેશે.

હવે એથી આગળની સંભાવના વિચારીએ.

ક્રાની નહેર મારફત બંગાળના ઉપસાગરમાં આવી પહોંચતાં આખો કોરોમંડલ કિનારો તેની મુનસફી પર આવી પડવા જેટલી કલ્પનાની હિંમત આપણે ન ખેડીએ તો યે સિયામને જમીન રસ્તે થઇને બંગાળ, બ્રહ્મદેશ ને આસામ સામે તો એનો બરાબર મોરચો ગોઠવાઇ જાય. આપણે વચ્ચે પર્વતોની આડ-ખીલી જણાવીએ. પણ આબીસીનિયાનો બચાવ એવા પર્વતોથી ન થયો તો હિંદનો ક્યાંથી થશે! અને વિમાનગી તો માઉન્ટ એવરેસ્ટ પણ અજેય નથી રહ્યો.

પોતાના હિંદી ચીન સંસ્થાનની સલામતી જાળવવા ક્રાની નહેર ખોદવાનો વિચાર તો ફ્રાન્સને યે આવેલો ને બ્રહ્મદેશનું વિક્ટોરિયા પૉઇંટ ત્યાં આવેલું હોઇ બ્રિટન અને તેનો સહકાર બંનેને વધુ સુરક્ષિતતા આપાવી શકે એમ હતું; પણ તેની યોજના કારગત બને તે પહેલાં તો જાપાને પોતાનો પાસો ફેંકી દીધો છે. બ્રિટને પીનાંગની નવી કિલ્લેબંદી કરવા માંડી છે તે યે સીંગાપોરની ૭૦૦ માઇલ ઉત્તરેથી ૫૫ માઇલના એ જળમાર્ગે દક્ષિણ ચીનાઈ સમુદ્રમાંથી સીધા હિંદી મહાસાગરમાં આવી પહોંચતાં જાપાનનો અવરોધ કરી શકે તેમ નથી.

આમ હિંદને રક્ષવા ઊભી થયેલી પાસિફિકની સઘળી કિલ્લેબંદીઓ તો નિષ્ફળ નીવડે છે., છતાં હિંદને દિલાસો આપવામાં આવે છે કે જરૂર પડયે બ્રિટન તેને મદદ કરશે.

એ દિલાસામાં·રહેલું વજૂદ હવે તપાસીએ.

બ્રિટન દિલાસો તો આપે છે, પણ એ આપતી વખતે જર્મની જાપાનને પડખે છે એ વસ્તુ તદ્દન વિસરી જાય છે. વળી તે એ વસ્તુ પણ વિસરી જાય છે કે ગયા આખા મહાયુદ્ધમાં ગ્રેટબ્રિટન પર ૭૪ ટન બૉમ્બ ફેંકનાર જર્મની આજે એથી દસગણા બૉમ્બ એક જ દિવસમાં વરસાવી શકે છે (કૅપ્ટન લિડેલ હાર્ટના કથન મુજબ).

કદાચ સવાલ થાય કે સામે બ્રિટનની તૈયારી પણ તેવી જ હશેને? તો તેના આંકડા પણ આ રહ્યા. છ વરસ પર નાઝીઓ જર્મનીમાં સત્તારૂઢ થયા ત્યારે શૂન્યથી આરંભ કરી ૧૯૩૬માં તો સમગ્ર યુદ્ધ સામગ્રીમાં તેઓ બ્રિટન ને ફ્રાન્સની હરોળમાં આવી ગયા હતા અને ગયા સપ્ટેંબરમાં સુડેટન પ્રદેશોને અંગે જ્યારે યુદ્ધની કટોકટી ઊભી થવા પામી ત્યારે બ્રિટને હત ગૌરવે અનુભવ્યું કે જર્મનીની શસ્ત્રસજ્જતા તેનાથી બમણી ઉપરાંત થઇ ચૂકી છે! ત્યારથી તે આજ સુધી જર્મનીનું યાંત્રિક ઉત્પાદન બ્રિટનથી બમણું જ રહેતું આવ્યું છે.

વળી જર્મનીએ તો જમીન પર હવાઈ યુદ્ધ નિરોધક મથકો (Territorial anti-aircraft divisions) એની શસ્ત્રસજ્જનાની સાથોસાથ જ બાંધવા શરૂ કરી દીધેલા ત્યારે બ્રિટને તો એ કાર્ય છેક ૧૯૩૫થી આરંભ્યું છે. ગયા સપ્ટેંબરની કટોકટી વખતે એણે પોતાની તોપોનો આંકડો તપાસી જોયો તો નવી જૂની બધી ગણીને ગયા મહાયુદ્ધથી યે ઓછી સંખ્યા માલૂમ પડી હતી!

આવી યુદ્ધ બ્રિટનની સ્થિતિ છે. અને આપણી!!

---

### હમણાં જ કરો

ન્યુ યૉર્કની એક મોટી પેઢીના માલિકે પોતાની પેઢીમાં કામ કરતા માણસો આળસ ન કરે એ હેતુથી દરેકની બેઠક નજીક Do it nowનું પાટિયું લગાડાવ્યું. અઠવા જ દિવસો બાદ પાટિયાની અસર થઇ છે કે નહિ તે તપાસવા તે પેઢી પર ગયો. તપાસતાં માલૂમ પડ્યું કે અસર થઈ હતી એક નાના કારકુને પગાર વધારવા માગણી કરી હતી, એનો મહેતાજીએ રજા માગી લઇ ઊપડી ગયો હતો ને કૅશિયર પચાસ હજાર ડૉલર ગાંઠે બાંધી ગયો હતો.

આ પરિણામને પરિણામે એના પર પોતાના જ પાટિયાની અસર થએલી કે નહિ–પોલિસમાં તરત ખબર આપેલી કે નહિ–તે જાણવા મળ્યું નથી! અમૃતલાલ નાયક

ઉદ્યમ ઉપર કલાકેક ચર્ચા ચલાવ્યા બાદ શિક્ષકે સવાલ કર્યો, 'અંતુ, મધમાખી આપણને શું શીખવે છે?'

'મધપૂડાથી દૂર રહેવાનું, સાહેબ.'

માનવગૌરવને મહાત કરવા મથેલા ખડકને શિરે ખૂંપેલો અનન્ય દીપસ્તંભ

# એડીસ્ટન

ઇંગ્લિશ ખાડીમાં આવેલા એડીસ્ટનના ખડક પરની દીવાદાંડીનો રખવાળ વિલિયમ જૉર્ડન બીમાર પડતાં હમણાં જ તેને લંડન લઈ જવાનો હતો; પણ ત્યાંથી તેને ખસેડતાં ખસેડતાં જ આઠ દિવસ નીકળી ગયા! કારણ? કારણ કે એ ખડકની આસપાસનો દરિયો દુનિયાભરના કોઈ પણ સ્થાન કરતાં વધુ બેફામ રીતે વર્તે છે. એ ખડક સાથે જે કમભાગી ઇન્સાનનું ભાગ્ય જડાયું તેનો સંસ્કૃત દુનિયાનો સંબંધ છેદાઈ ગયો જ સમજવો. સહરા કે ઉત્તર ધ્રુવના અંતરાળથી યે એ ભયંકર એકાકી સ્થાન છે. એને લઈને જ હજારો માઈલ દૂર રહેલા ટિમ્બક્ટૂ કે સ્પિટ્ઝબર્ગેન પરનો માણસ પણ જે સહેલાઈથી દાક્તરી સારવાર મેળવી શકે એટલી સહેલાઈથી ઇંગ્લંડની ભાગોળમાં જ રહેલો જૉર્ડન ન મેળવી શકેલો!

પણ એડીસ્ટન એ માત્ર કારાગ્રહ જ નથી. ભયાવહ કબ્રસ્તાન પણ છે. એનાં ચરણો નજીક હજારો વહાણો ને એથી વધુ જિંદગીઓએ જળસમાધિ લીધી છે.

આ એનો ભોગ નિવારવા સત્તરમી સદીથી દયાળાળી માનુગોએ પદ્ધતિસર પ્રયાસો કર્યા—એ દુષ્ટ ખડક પર એક દીવાદાંડી ચણી વહાણોને એથી ચેતવવા માટે.

આ અર્થે પહેલો યત્ન આરંભનાર લંડનનો રેશમનો વેપારી હેન્રી વિન્સ્ટૅન્લી (એના વીરોચિત ચરિત્ર માટે જુઓ 'કુમાર' અંક ૧૩૪). ઇ. ૧૬૯૬માં એણે શરૂઆત કરી. એના સાહસથી યે દરિયો સવિશેષ ખુમારીભર્યો હતો. ને એને લઈને એડીસ્ટન પહોંચતા એને ઘણી વખત ચૌદ ચૌદ દિવસ સુધી રાહ જોવી પડતી. થોડા થોડા અંતરે મળીને બે વરસ કામ ચાલ્યું ત્યાં તો ભયંકર ઝંઝાવાત ઊઠ્યો. અગિયાર દિવસ સુધી તેના ફૂંફાડા ચાલુ રહ્યા. વિન્સ્ટૅન્લી ને તેના માણસો અગિયાર દિવસ સુધી લાચાર બની રહ્યા. મોજાંની ઝાપટોએ એમનાં કપડાં તરબોળ નીતરતાં હતાં. અંતે છેવટે એક હોડીમાં તેમને બચાવી લઈ જવામાં આવ્યા ત્યારે તો રોટીનો છેલ્લો ટુકડો યે ખૂટ્યો હતો.

દીવાદાંડી એમણે ઊભી કરી દીધી હતી. એવી, કે પહેલાં કદી નહોતી થઈ ને પછી યે કદી નથી થઈ. લાકડાની બંધાએલી એ દીવાદાંડી, દીવાદાંડીને બદલે ચીનાઈ કે બ્રહ્મી પેગોડાને જ વધુ મળતી લાગે. એ કારીગરીની સહીસલામતી માટે ઘણાને શંકા ઊપજી. વિન્સ્ટૅન્લીએ જવાબ આપ્યો, 'હું ઇચ્છું છું કે દુનિયાએ આજ સુધી ન જોએલું હોય એવું તોફાન જાગે ને હું એ સમયે દીવાદાંડીમાં હોઉં.'

ને ખરેખર ઇતિહાસે ન જાણેલું એવું જબરું તોફાન આવ્યું અને વિન્સ્ટૅન્લી પણ એ વખતે દીવા-

[નીચે: એડીસ્ટનની દીવાદાંડીને વિન્સ્ટૅન્લીએ, રડયર્ડે, સ્મીટને અને ડગલાસે આપેલા ચાર અવતારો.]



દાંડીમાં હતો! ૧૭૦૩ના નવેમ્બરની એ ૨૬મી તારીખ હતી. કેટલીક મરામત માટે બીજા પાંચ માણસો સાથે તે આવી લાગ્યો હતો. પાછું વાળી જોયા વિના તોફાને તાંડવ આરંભ્યું.

એ શાંત પડ્યું એ સવારે ડેવન અને કૉર્નિશ કાંઠાના વતનીઓની ભયાકુળ આંખો એ ખડક સામે લંબાઇ—કશું જ નજરે ન પડ્યું. હોડીઓ ઉપડી નીકળી પણ કશાની ભાળ ન લાગી. માનવગૌરવ પર મુસ્તાક એ હેન્રી વિન્સ્ટૅન્લી, એના સહકારીઓ ને એની દીવાદાંડીને રૂઠેલી કુદરતે કોણ જાણે ક્યાં યે ગાયબ કરી દીધાં હતાં.

બીજાં ત્રણ વરસ એ ખૂંખાર ખડક નજીક ઢૂકવાની યે કોઇએ હામ ન ભીડી. એવે વર્જિનિયાથી આવતા એક જબરા જહાજે જાનમાલનો નવો ભોગ આપ્યો ત્યારે વળી એક કરુણાળુ દિલ દ્રવ્યું. એ પણ રેશમનો જ વેપારી હતો. એનું નામ ટૉમસ રડયર્ડ. એકે પથ્થર વાપર્યા વિના સાગનાં તોતીંગ ઢીમ વડે એણે એ દુર્જેય ખડકને છાજ્યો ને લોખંડ વડે આખી દીવાદાંડીને તેનાથી જડી ડામરથી રંગી લીધી.

જોકે એ કાર્ય પણ નિર્વિઘ્ને નહોતું પત્યું. ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે ત્યારે લડાઇ ચાલતી હોઇ, ફ્રેન્ચો એ ખડક પરના સઘળા માણસોને કેદી તરીકે પકડી ગયા. ને લૂઇ ચૌદમા સમક્ષ હાજર કરવામાં આવ્યા. હકીકત જાણીને લૂઇએ એમને છોડી મૂક્યા ને ઉપરથી સોગાદો આપી તે બોલ્યો, 'હું ઇંગ્લંડનો દુશ્મન છું, પણ માનવતાનો નહિ.'

દીવાદાંડી પૂરી થયે બે જણ પહેરા પર મૂકવામાં આવ્યા. દર ચચ્ચાર કલાકે પહેરો બદલાતો. પરંતુ થોડા જ વખતમાં એમાંનો એક સાથીદાર અવસાન પામ્યો. એના મુડદાનું શું કરવું? દરિયામાં ફેંકી તો દેવાય નહિ. વખત છે ને ખૂનનો આરોપ આવે. બીજા સાથીદારે ભયનો વાવટો ચડાવ્યો. પણ સમુદ્ર પાછો ખુન્નસે ચડ્યો હતો. અંધારી રાતોએ ને અજવાળિયા દિવસે, પક્ષીઓની કાકારીઓ ને મોજાંના ઘુઘવાટ વચ્ચે એકાકી એ શબ પાસે બેઠા રહી એણે રાહ જોવા માંડી. આખરે એક મહિને એક હોડકું પહોંચ્યું, ત્યારે એ શબનો નિકાલ થયો.

વળી થોડાં વરસો વીતી ગયાં. દાંડીના ઘુમ્મટ પર ખૂબ મેશ વળેલી. એક દિવસ ત્યાંથી થોડો ધુમાડો નીકળતો જણાયો. કારણ જાણવા પહેરેદારો ઊંચા ચડ્યા ત્યાં આખી દીવાદાંડીનો ભડકો થઇ ઊઠ્યો! ઉપરથી ગળીગળીને સીસાના રેલા નીચે ઊતરવા લાગ્યા. રખેવાળો જીવ બચાવી માંડમાંડ નાઠા. એ ખડકની કોરાણ પર જઇ આસરો લીધો.

ને તરત આખી દીવાદાંડી જંગી મશાલ જેમ એની ઊઠી. સામેના કિનારાના કેટલાક મચ્છીમારોએ એ જોયું ને હોડીઓ લઇ ઊપડ્યા. ઇ. ૧૭૫૫નો એ ડીસેમ્બર મહિનો ચાલતો હતો.

ઉપર સળગતી આખી માળખી પડું પડું થઇ રહી હતી. નીચે મદોન્મત્ત સાગર ઘૂરકતો હતો. વચ્ચે ભાવિથી આશંકિત ત્રણ પહેરેદારો સિકડાઇ બેઠા હતા. હોડીઓ ત્યાં આવી પહોંચી, પણ ઠેઠ સુધી પહોંચાય એમ હતું નહિ. આખરે દોરડાંની મદદથી ત્રણે જિંદગીઓ બચાવવામાં આવી.

આ સમાચારે જનતામાં એક જાતની દેહશત પેસાડી દીધી. એ કાળમીંઢ ખડક સાથે ફરી રમત આદરવાની કોઇ મરજી ન કરતું. પણ સ્મીટન નામના એક ઇજનેરનું માથું ફર્યું. એની કુશાગ્ર બુદ્ધિએ એને કામયાબ બનાવ્યો ને એની પ્રશસ્તિ સૅમ્યુએલ સ્માઇલ્સના 'Lives of the Engineers'માં અંકાઇ.

પણ એના પુરોગામીઓ કરતાં એ ખુશનસીબ નીવડેલો એમ નથી. પાંચ પાંચ વખત તો નાસીપાસ થઇ તેને પાછા વળવું પડ્યું હતું. છઠ્ઠી વખત પહોંચ્યો ને આખી રાત રોકાઇ મીણબત્તીના પ્રકાશમાં એણે ચણતર માટેની યોજના કરી. ઓકના વૃક્ષ જેવી ખૂબ પહોળા બેતળની દીવાદાંડી બાંધવાનું એણે નક્કી કર્યું. બીજી બધી યે દીવાદાંડીઓ ત્યાર પછી એ મુજબ જ ચણાઇ છે.

એણે ચણતરમાં લાકડાને બદલે પથરા વાપર્યા. મોજાંઓની ધોલધોલ ને ઝાપટ વચ્ચે ચાર વરસે કામ હેમખેમ પાર ઊતર્યું. સ્મીટન ગૌરવભરી નજરે પોતાની ફતેહમંદી જોઇ રહ્યો. 'એ ચિરકાળ ટકી રહેશે'—એની જીભે આત્મશ્લાઘાભરી વાણી ઉચ્ચારી.

ગંભીરહૃદય જગતે પણ થોડા કાળ માટે એ વાણી તદર્થ માની લીધી. ૧૭૬૨નો ભયંકર પ્રપાત પણ એ નટાવી ગઇ. પણ કાળ સામે એ અણનમ

ન રહી શકી. એના રખવાળો સદા ભયમાં રહેવા લાગ્યા. પેલી લાકડાની દીવાદાંડીઓ તો હજુ સારી હતી કે પવન કે મોજાંના માર સામે ઝૂઝી ઊભતી. પણ આ પથ્થરની દીવાદાંડી તો ધણ-ધણી ઊઠતી ને હમણાં કડડભૂસ કરતી પડશે એમ માથે તોળાઇ રહેતી. છતાં સ્મીટનની ઇજનેરી બુદ્ધિની એ કરામત હતી કે સમુદ્રના ગમે એટલા ગુસ્સાને યે લાચાર બનવું પડતું. પણ એ ગુસ્સો ઓગળે એમ ન હતો. માનવચણતરને બદલે જે ખડક પર એ ઊભી હતી એ ખડકનું જ કાળજું તેણે કોરવા માંડ્યું. બરાબર એક સો વીસ વરસ પછી સ્મીટનની ચિરંતન દીવા-દાંડીને એણે ક્ષણભંગુર બનાવી દીધી.

પણ માનવ પ્રયત્ને તો એ મદભર્યા સાગરના ગુમાનને ગાળવાનો જ મનસૂબો બાંધ્યો હતો. ટ્રિનિટી હાઉસના ઇજનેર સર જેમ્સ ડગલાસે ફેર બાંધી ને સ્મીટનની દીવાદાંડી કરતાં યે બમણી મોટી દીવાદાંડી બાંધી, જે હજુ અણનમ ઊભી છે. એની દીવાલોની જાડાઇ જ સાડા આઠ ફૂટ છે. તેનો બહા-રનો દરવાજો એક ટન વજનનો ગનમેટલનો બનાવેલો છે, ને અંદરનો સાગનો. એ પૂરી થતાં સ્મીટનની જર્જરિત દીવાદાંડી તોડી પાડવામાં આવી છે.

અને માનવગૌરવની પ્ર-તિષ્ઠા કરતી એ દીવાદાંડી હજુ એ ખુમારીભર્યા ખડકને શિરે ખૂંપેલી રહી છે. 'રોનિન'



# સંસારનાં શહેરો

શહેરો એ એમની આસપાસના પ્રદેશની ધોરી નસો ગણી શકાય. એમના નિર્માણ સાથે જેટલો ઇતિહાસ સંલગ્ન છે એટલાં જ ભૂગિર્વશિષ્ય ને મનુષ્યમાનસ પણ સંલગ્ન છે. એવાં જગતનાં કેટલાંક શહેરોનો સંક્ષિપ્ત પરિચય આપવાનો આ નવી માળાનો ઉદ્દેશ છે.

## (૧) જેરૂસલેમ





Jerusalem as it appears from the hills







(જેરૂસલેમ શહેરનું વિહંગ દૃશ્ય તથા તેના કેટલાક ભાગ • Courtsy: I See All)

દુનિયાનાં શહેરોમાં ખૂબ પ્રાચીન ઇતિહાસ ધરાવતા પૅલેસ્ટાઇનના પાટનગર જેરૂસલેમનો ૩૩૦૦ વર્ષનો તો લેખિત ઇતિહાસ મળે છે. એના નામનો શબ્દાર્થ 'શાંતિનું નગર' એવો થાય છે; છતાં દુનિયાના ભાગ્યે જ કોઈ બીજા નગરે એના જેટલા વિગ્રહો જોયા હશે. ડેવિડે એને પહેલું જીત્યું ત્યારથી તે ઍલેન્બીની છેલ્લી જીત સુધીમાં તે અઢાર વખત જીતાયું છે.

બે ઊંડી ખીણો ને બે ધારો વચ્ચે ખડકાળ ઉચ્ચ પ્રદેશ પર દરિયાની સપાટીથી ૨૫૦૦ ફૂટ ઊંચે આ શહેર બંધાયું છે. ત્રણ વખત તેનો સંપૂર્ણ ધ્વંસ થએલો ને લગભગ ૧૨ રાષ્ટ્રોએ તે જીતેલું. બાઇબલકથિત તેના ઇતિહાસમાં યહૂદીઓના હાથમાં તો ૩૦૦૦માંથી ૬૦૦ વર્ષ જ તે રહેલું. એના પ્રથમ વિજેતા ડેવિડના પુત્ર સૉલૉમને એની એક ધાર પર એક મંદિર બંધાવેલું છે. એના ખોદકામ ઉપરથી માલૂમ પડે છે કે ડેવિડથી યે કેટલીક સદીઓ પૂર્વે જેરૂસલેમનું અસ્તિત્વ હતું. ઇજીપ્શીઅનો, આસીરીઅનો, ઈરાનીઓ, ગ્રીકો ને રોમનો પછી તે મુસલમાન સારાસેનોના હાથમાં ગયું ત્યારે તે ખ્રિસ્તીઓ માટે પાછું હાથ કરવા યુરોપનાં ખ્રિસ્તી રાષ્ટ્રોએ જબરાં યુદ્ધો મચાવેલાં, જે 'ક્રુઝેડ્સ'ના નામે ઓળખાય છે. એમાંથી એ જીત્યું ખરું, પણ પાછું ખોયું. યહૂદી, ખ્રિસ્તી ને મુસલમાન ત્રણે ધર્મોનું તે મહાન તીર્થધામ છે.



# આપણી અદ્ભુત આંખ

બીજા કોઈ પણ સ્થૂલ સાધન કરતાં આંખ વડે મનુષ્ય દિશા અને કાળ ઉપર અમાપ પ્રભુત્વ મેળવે છે. આપણી સ્થૂલ દૃષ્ટિ ભવિષ્યમાં તો પ્રવેશી શકતી નથી, પરંતુ ભૂતકાળમાં તો તે અલૌકિક રીતે અવગાહન કરી શકે છે. જે તારાઓ બળીને હોલવાઈ જઈ નાશ પામ્યાને હજારો કે લાખો વર્ષો થયાં હોય તે તારાઓને આપણી આંખ આજ જોઈ શકે, એવી અદ્ભુત વાત વર્તમાન ખગોળવિજ્ઞાન કહે છે અને તે એવી રીતે સમજાવે છે કે તે તારાઓ કે સૂર્યો જ્યારે અસ્તિત્વમાં હતા ત્યારે તેમના તેજનાં ગોળાં કે કિરણો આપણા તરફ આવવા નીકળેલાં, પણ અગાધ અંતરને લીધે આપણી આંખને પહોંચતાં હજારો કે લાખો વર્ષો વીતી ગયાં, જે દરમિયાન તે તારાઓ નાશ પામી ગયા, છતાં તેમનો પ્રકાશ આપણી આંખમાં જાય ત્યારે તેઓ તેમનાં મૂળ સ્થાનમાં હાજર છે એમ આપણને દેખાય!

સળગેલી હવાઈ જ્યારે ઊંચે ચડે છે, અગર તારો આકાશમાંથી ખરે છે, ત્યારે પ્રકાશનો લાંબો લીસોટો ચમકતો દેખાય છે, પણ ખરી રીતે તો એ એક ભ્રમ છે. એક લાકડીના કે દોરડાના છેડાને સળગાવી ખૂબ ઝડપથી ગોળ ચક્કરમાં ફેરવવામાં આવે તો પ્રકાશનું એક વર્તુલ દેખાય છે, તે પણ દૃષ્ટિનો ભ્રમ જ છે. સીનેમાના પડદા ઉપર મનુષ્યોનાં ને પ્રાણીઓનાં જે ચિત્રો પડે છે, તેમના હાથપગ કદી હાલતા નથી, પણ આપણને તેવું ફક્ત દેખાય છે. આનું કારણ એ છે કે બહારની દુનિયાની જે છાપ આંખની અંદર જઈને છપાય છે, તેને ભુંસાઈ જતાં એક સેકંડના આઠમા ભાગ જેટલો સમય લાગે છે. એટલે જો જોવામાં આવતાં ચિત્રો દર સેકંડે આઠ કરતાં વધારે ઝડપથી બદલાતાં રહે તો તે જુદાંજુદાં દેખાવાને બદલે સળંગ ને એકનાં એક જ હોય તેવાં જણાય છે.

વળી કોઈ અતિશય પ્રકાશમાન દીવા કે સૂર્ય તરફ થોડો વખત જોઈ રહીને પછી પુસ્તકના પાના તરફ નજર ફેરવવામાં આવે તો ત્યાં કાળું ધાબું દેખાશે, અને આંખ જેમજેમ એ પાના પર ફેરવવામાં આવશે તેમતેમ તે કાળું ધાબું પણ કાગળ પર અમાપ ખસતું દેખાશે. આવા કાળા ધાબાનું દર્શન એ પણ એક ભ્રમ જ છે, કારણ કે પુસ્તકના પાના પર એવો






ઉપરથી અનુક્રમે : માખીની આંખ; મધમાખીની આંખ; બિલાડીની આંખ દિવસે અને રાત્રે; ઘુવડની આંખ; કરચલાની આંખ. નીચેનું મોટું ચિત્ર : કરોળિયાની આંખો

કોઇ ડાઘ ખરી રીતે છાપેલો હોતો નથી, અને તે ખસતો પણ નથી, પણ આમ દેખાવાનું કારણ એ હોય છે કે પ્રકાશનાં અતિ ઉગ્ર કિરણો આંખની અંદરના પડદા પર એક જ સ્થળે લાગટ પડ્યા કરવાથી તે ભાગ થાકી જાય છે, ત્યાંના છબી ઝીલનાર અણુઓ નાશ પામી જાય છે, એટલે જોઇ શકતા નથી. જ્યારે અમુક કલાક કે સમય પછી ત્યાં તાજા નવા નીરોગ અણુઓ આવીને ગોઠવાય ત્યારે જ કાળું ધાબું દૃષ્ટિમાંથી દૂર થાય. સૂર્ય સામે ત્રાટક કરવાથી આમ આંખને ગંભીર નુકસાન થયાના દાખલા જોવામાં આવ્યા છે. વળી આપણી સામે ઊભેલા માણસની જે છબી આંખની અંદર નેત્રદર્પણ ઉપર પડે છે તે હમેશાં ઊંધી જ પડે છે, એટલેકે માથું નીચે અને પગ ઉપર હોય છે, છતાં તેને સ્ત્રી કે સવળી જોવાનું આપણે શીખ્યા હોઇએ છીએ.

બીજી એક અદ્ભુત વાત એ છે કે આપણે કોઇ દિવસ બીજા કોઇ માણસનો ચહેરો સીધી રીતે જોએલો હોતો જ નથી—જોઇ શકીએ તેમ છે જ નહિ. આપણા પોતાના ચહેરાને જ આપણે કદી જોયો છે? નહિ જ! કેટલી યે વાર આપણે આયનામાં નજર કરેલી છે, અને તેમાં કોઇ આકૃતિ—સુંદર કે બેડોળ—નું પ્રતિબિંબ નિહાળ્યું છે, અને એ જ આપણો ચહેરો છે એમ આપણે માનતા આવ્યા છીએ. પણ ખરી રીતે તો એક કાચમાંથી આવતા પ્રતિબિંબને જ આપણે જોયું હોય છે, પણ સાક્ષાત્ ચહેરાને તો નહિ જ. આપણા મૂળ સ્વરૂપમાં આવા આયના કેવો ને કેટલો ફેરફાર કરીને દેખાડે છે તે તો એકલો ઈશ્વર જ કહી શકે.

અંતર્ગોળ, બહિર્ગોળ, ઊભા ગોળાવાવાળા અને આડા ગોળાવાવાળા, એમ અનેક તરેહના આયના મળે છે (અમદાવાદમાં પાંનકોર નાકે રમકડાં માર્કેટમાં પણ આવા આયના ખુલ્લા મુકેલા છે) જેમાં જોતા જાડાં માણસ ખૂબ પાતળાં, પાતળાં માણસ જાડા ને ઠીંગણાં માણસો ખૂબ ઊંચાં અને લાંબાં માણસો વેંતિયાં દેખાય છે; તેમ બે ગોળાવાનું એક જ કાચમાં મિશ્રણ હોય તો ડોકું કે ધડ ખૂબ લાંબું દેખાય પણ પગ અતિશય ટૂંકા દેખાય; અગર શરીરનો અમુક ભાગ અતિશય પહોળો દેખાય, અને બાકીનો ભાગ અતિશય સાંકડો કે લાંબોટૂંકો દેખાય.

હવે જેમ આપણે આપણો ચહેરો સાક્ષાત્ જોતા નથી તેમ બીજાઓના ચહેરા પણ કદી સીધી રીતે (Directly) જોયા નથી. કોઇ માણસ તરફ ઉઘાડી આંખે આપણે જોઇ રહીએ છીએ ત્યારે આપણી બંને આંખના ડોળાની અંદર નેત્રદર્પણ ઉપર દર સેકંડમાં આઠ લેખે સેંકડો તસવીરો છપાતી ને ભૂંસાતી જતી હોય છે, જેમાંની કોઇ પણ બે છબીઓ તદ્દન એક સરખી હોતી નથી. એટલે આપણે જે ખરી રીતે જોઇએ છીએ તે આપણી જ આંખોની અંદર છપાતાં ને ભૂંસાતાં આ અનેક ચિત્રો, અને નહિ કે બીજાનો ચહેરો. સમગ્ર દૃશ્ય જગત વાસ્તવિક રીતે કેવું હશે તે આપણે નથી જાણતા; છતાં આપણને દેખાય છે તેને કંઇક અંશે તો મળતું હશે જ, એમ શ્રદ્ધા રાખવી પડે છે.

આંખોની પ્રાપ્તિ એ મનુષ્ય જાતનો વિશેષાધિકાર છે, કારણ કે ઘણી યે જાતના પ્રાણીઓની આંખો માત્ર અજવાળું કે અંધારું જ પારખી શકે છે, પણ આકાર કે રંગ પારખી શકતી નથી, અને તેથી તેની પ્રવૃત્તિ હમેશાં એકદેશી જ રહે છે. વળી પહેલ પાડેલા મોટા એક જ હીરા ઉપર જેમ અનેક પાસા કે પહેલ હોય છે તેવી જ રીતે માખીની દરેક આંખમાં ચાર હજાર નાની નાની આંખો સમાએલી હોય છે. કરોળીઆને એકી વખતે ઘણી વસ્તુઓ ઉપર નજર રાખવા રહેવાની જરૂર હોવાથી તેના આખા માથા પર જ્યાં ત્યાં આંખો જ આંખો ચોંટાડેલી હોય છે, તેથી એક તરફ પોતાના જાળામાં સપડાએલા મગતરા તરફ એક આંખથી નજર રાખે છે, અને એ જ વખતે બીજી તરફ બીજી આંખ વડે પોતાના કોઇ શત્રુ તરફ કે નવા શિકાર તરફ તે તાકી રહી શકે છે. ઉંચી જાતના વાંદરાં સુદ્ધાં બીજાં બધાં પ્રાણીઓની આંખો તદ્દન ગોળ દેખાય છે. ત્યારે ફક્ત મનુષ્યની આંખો જ બને છેડે અણિઆળી બદામ જેવી અતિ સુંદર હોય છે.

આપણી આંખનો દરેક ડોળો લખોટા જેવો ગોળ હોય છે. તેની સપાટીનો આગલો ૧/૬ એટલે છઠ્ઠો ભાગ જ પારદર્શક હોય છે. માણસની બંને આંખો એકી સાથે એક જ દિશામાં જોઇ શકે છે, પણ ઘણાંક પ્રાણીઓ ને પશુઓની આંખો વચ્ચેનો ભાગ એવો ઉપસેલો હોય છે કે જેથી એક આંખ એક દિશામાં

જુએ છે, ત્યારે બીજી આંખ બીજી દિશામાં જુએ છે!

માણસ પોતાની બંને આંખે કોઈ ચીજ તરફ જુએ છે ત્યારે દરેક આંખનો દૃષ્ટિકોણ જરા જુદો હોય છે, તેથી તે વસ્તુની લંબાઈ ને ઉંડાણનો વધારે સારો ખ્યાલ આવે છે. પણ બે જુદીજુદી આંખે એક જ ચીજ જોવા છતાં આપણને તે બેવડી દેખાતી નથી. આનું કારણ એ છે કે આંખના જમણા અર્ધા ભાગના જ્ઞાનતંતુઓ એકઠા થઈને મગજના જમણી તરફના અર્ધા ભાગમાં આવેલા દર્શન-કેન્દ્ર (optic centre)ને જઈ મળે છે અને તેવી જ રીતે ડાબા અરધા ભાગના જ્ઞાનતંતુઓ ડાબા અરધા ભાગના દર્શન-કેન્દ્રને જઈ મળે છે. આવી રચના હોવાને લીધે પ્રત્યેક આંખ તરફથી આવતા સંદેશા ને છાપ મિશ્રિત થઈ એક જ ચિત્ર ખડું કરે છે.

આખા શરીરના એકેએક ભાગમાં થતાં સૂક્ષ્મ કે સ્થૂલ ફેરફારોની છાપ આંખના કૃષ્ણમંડળ (Iris) ઉપર નોંધાઈ રહે છે. એ શોધ ઉપરથી ફક્ત આંખ જોઈને શરીરના કોઈ પણ ભાગના રોગની પરીક્ષા અને નિદાન કરવાનું એક શાસ્ત્ર રચાયું છે.

ડૉ. મહાદેવપ્રસાદ એમ.ડી.



## નવાં પુસ્તકો

**જામનગરનું સૂર્યગૃહ:** પ્રકાશક-ડૉ. પ્રાણજીવન એમ. મહેતા, ડાયરેક્ટર જામનગર સોલેરિયમ; **બોલતી પ્રતિમા:** (હિંદી) લેખક-શ્રીરામ શર્મા, પ્રકાશક-હિંદી સાહિત્ય સદન, ચિરથરા, ૦-૬-૦; **પ્રાણોં કા સોદા** (હિંદી) અને **ઝાંસી કી રાણી:** (હિંદી) બંનેના લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે. કીંમત અનુક્રમે ૩-૦-૦ અને ૦-૮-૦, **છાત્ર તેજ** (સુવર્ણ મહોત્સવ અંક): પ્રકાશક-ઑન. સેક્રેટરી, સાર્વ. એ સો. સુરત, ૨-૦-૦; **તુલસી**, ૦-૪-૦, તથા **સ્વપ્નવિચાર**, લેખક-શ્રી ગોપીવલ્લભ ઉપાધ્યાય, ૧-૦-૦, પ્રકાશક-હિંદી સાહિત્ય મંડળ, બનારસ સિટી; **જીવન અને સાહિત્ય** (ભાગ બીજો) લેખક-રમણલાલ વસંતલાલ દેસાઈ, ૨-૮-૦; **રેડિયમ:** લેખક-ગો. રા અમીન, ૧-૦-૦; **ઠગ:** લેખક-રમણલાલ દેસાઈ, ૧-૮-૦; **રૂપજીવિની:** લેખક-શ્રીકાંત દલાલ, ૨-૮-૦; **પરી અને રાજકુમાર:** લેખક-રમણલાલ દેસાઈ, ૧-૮-૦, સૌના પ્રકાશક-આર. આર શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨, **વર્ધા કેળવણીનો પ્રયોગ:** લેખક-નરહરિ પરીખ, ૦-૬-૦; **હિંદુસ્તાનની ગરીબાઈ:** સંપાદક-ગોપાલદાસ પટેલ, ૦-૧૪-૦; **શ્રી રમણ મહર્ષિનો ઉપદેશસાર:** ૦-૧-૮; **વર્ધા શિક્ષણ યોજના:** ૦-૧૦-૦; **જીવતા તહેવારો:** લેખક-દ. બા. કાલેલકર, ૦-૧૨-૦; **ધર્મમંથન:** લેખક-ગાંધીજી, ૦-૧૨-૦; સૌના પ્રકાશક-નવજીવન પ્રકાશન-મંદિર અમદાવાદ; **૫૧મી હિંદી રાષ્ટ્રીય મહાસભાનો અહેવાલ:** પ્રકાશક-કનૈયાલાલ દેસાઈ, પ્રધાનમંત્રી સ્વાગત સમિતિ; **હિન્દુસ્તાની પ્રવેશિકા:** લેખકો-પરમેષ્ઠિદાસ જૈન તથા વલ્લભદાસ અક્કડ, પ્રકાશક-કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ નાણાવટ સુરત, ૦-૧૦-૦; Guide to Basic Step by Step (Part I): ૦-૨-૦, **બેઝિક ઇંગ્લિશ પ્રાથમિક પરિચય** ૦-૨-૦; પ્રકાશક-બેઝિક ઇંગ્લિશ કલાસ, લાઠી; **બળવાખોર પિતાની તસ્વીર:** સંપાદક કકલભાઈ કોઠારી, પ્રકાશક-નવસૌરાષ્ટ્ર કાર્યાલય સલાપોસ રોડ અમદાવાદ, ૨-૮-૦; **અરનીનાથ:** લેખક-ચુનીલાલ વ. શાહ, પ્રકાશક-મગનભાઈ પ્રેસ અમદાવાદ, ૨-૮-૦; **અન્યોક્તિવિલાસ:** લેખક-પ્રકાશક કવિ કેશવલાલ સ્વામીજી, ચારણકૂવી ભાવનગર, ૧-૦-૦; **મદાલસા** (એક ખંડકાવ્ય): લેખક-ગોવિંદ હ પટેલ, પ્રકાશક-ગોરધનભાઈ કિશોરભાઈ પટેલ, વડોદરા, ૦-૧૦-૦; **નવરાત્રિ મહોત્સવ:** લેખક-મૂળજી રણછોડ વેદ, પ્રકાશક-ગુજરાતી સાહિત્ય સભા, ૦-૪-૦; **અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો:** વ્યાખ્યાતા-અધ્યાપક રામનારાયણ વિ. પાઠક, પ્રકાશક-મુંબઈ યુનિવર્સિટી, ૧-૪-૦; **શિકાર:** અનુવાદક કિસનસિંહ ચાવડા, સોલ એજન્ટ-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, ૧-૮-૦; **આપણે સૌ ભણીએ**, નાની પોથી, તથા **પહેલી ચોપડી:** સંયોજક 'ધૂમકેતુ' પ્રકાશક ગૂ. ગ્ર. કાર્યાલય અમદાવાદ, દરેકની ૦-૧-૦; **ભારતનો ટંકાર:** લેખક-અરદેશર ફરામજી ખબરદાર, પ્રકાશક-પદ્મશ્રી ઇ. શાહ, ૪૩ કલ્યાણ બિલ્ડિંગ કાંદાવાડી મુંબઈ ૪, ૧-૦-૦; **ગુજરાતની અસ્મિતા:** લેખક-કનૈયાલાલ મુનશી. પ્રકાશક-શિષ્ટ સાહિત્યભંડાર, આનંદભુવન પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨, ૧-૦-૦.

# નવી નજરે

સમાજહિતની કોઇ અદમ્ય ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે ગમ્મત મશ્કરીની વિલક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ;—જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી વિચારણાને તાજગી આપશે એવી યોજનાથી અપાતી લેખમાળા

---

ફ્રાન્સની પ્રજામાં પોતાનાં લખાણોથી નવું ચેતન રેડનાર વોલ્તેર ઇ.સ. ૧૭૯૨માં ઇંગ્લંડમાં આવ્યો ત્યારે તેના જોવામાં આવ્યું કે ફ્રેન્ચ પ્રજા સામે ઇંગ્લાંડમાં ખૂબ અસંતોષની લાગણી ફેલાઇ ચૂકેલી હતી અને તેથી લંડનની શેરીઓમાં તેને બહુ ઓછી સલામતી લાગતી. એક વખત તે રસ્તે જતો હતો એવામાં લોકોએ તેને ફ્રેન્ચ તરીકે ઓળખી બૂમાબૂમ કરી મૂકી કે 'મારો, આ ફ્રેન્ચને ફાંસી દો.'

વોલ્તેર અટક્યો. ટોળા તરફ ફરી તેણે એક ટૂંકું પણ સમયસૂચક ભાષણ કર્યું કે 'અંગ્રેજ લોકો! હું ફ્રેન્ચ છું એટલા ખાતર તમે મને મારી નાખવા માગો છો. પણ મારા જેવો માણસ અંગ્રેજ નથી એ એક શિક્ષા તમને ઓછી લાગે છે?'

ટોળાએ હુરરેના પોકારો વચ્ચે તેને સહીસલામત ઘેર પહોંચાડ્યો!

ઇટલીનો એક કવિ, જેબ્રાઇલ દાનુનઝીઓ જ્યારે ફ્રાન્સમાં વસતો હતો ત્યારે એક કાગળ ટપાલમાં આવ્યો. તેના પર માત્ર આટલું જ સરનામું હતુંઃ 'ઇટલીના મહાનમાં મહાન કવિને.' એણે એ કાગળ સ્વીકારવાની ના પાડી,–એમ કહીને કે પોતે ઇટલીનો મહાનમાં મહાન કવિ નહિ પણ જગતનો મહાનમાં મહાન કવિ હતો.

બર્નાર્ડ શૉ કહે છે કે 'મશ્કરી કરવાની મારી રીત એક જ કે સાચી વાત કહી દેવી. દુનિયાભરમાં એથી વધુ ખુશમિજાજી મશ્કરી બીજી નથી.

શ્રોતાઓની લાગણીઓ પર કાબૂ મેળવવાની કળામાં નિષ્ણાત થએલો એક ફોજદારી વકીલ એક સાદી તરકીબથી પોતાના અસીલોને મૃત્યુની શિક્ષા પામતા કેમ બચાવી શક્યો તે સમજાવતાં કહે છે કે "હું કદી પણ 'મારો અસીલ' કે 'આરોપી' એવા શબ્દો વાપરતો નથી. હું તેને બદલે મારા અસીલનું નામ લઇને જ આખા કેસની ચર્ચા કરું છું. પરિણામે અસીલો કે આરોપીઓને ફાંસીને માંચડે ચડાવી શકનાર જ્યુરી 'ટૉમ જેમ્સ' કે 'હેન્રી બ્રાઉન' માટે મોતની સજા ફરમાવતાં અચકાય છે."

એક અમેરિકન વેપારીએ પોલીસને ફરિયાદ કરી કે તેની દુકાનમાં કોઇ બંદુકધારીએ આવી ૭૫ ડૉલરની લૂંટ કરી છે. સમાચારપત્રોમાં આ ખબર આવ્યા કે તરત જ ગામના પોલીસ ઉપરી પર નીચે મુજબનો એક પત્ર આવ્યો.

'પેલો ટ્રીગર તમારી પાસે ફરિયાદ નોંધાવી ગયો છે કે શનિવારે તેની પાસેથી ૭૫ ડૉલરની લૂંટ થઇ; પણ હું ખાતરીપૂર્વક કહું છું કે એની પાસેથી માત્ર ૪૦ ડૉલર અને ૨૦ સેન્ટ જ ગયા છે. મારા બે ભાગીદારો મારી પાસે આખી લૂંટમાંથી ભાગ માગે છે અને જો હું તેઓને દરેકને ૨૦ ડોલર આપું તો મને ખોટ જ જાય. માટે એને ખબર આપી દેજો કે છાપામાં પોતાની ભૂલ સુધારે. નહિતર પછી અગાઉથી ચેતવણીન આપી એવો દોષ નહિ કાઢી શકે.'

અમેરિકા એ નવા નુસખાની ભૂમિ છે. થોડા સમય પહેલાં એક છાપામાં ત્યાં આવી જાહેરાત આવી હતીઃ 'તમે જ વાર્તાનાયક! એક ડૉલર મોકલો એટલે એક વાર્તાલેખક તદ્દન નવીન અને અપ્રકટ વાર્તા મોકલશે, જેમાં તમે પોતે જ વાર્તાનાયક હશો. એ માટે તમારો ફોટો, તમારું વર્ણન, શૉખ તથા ધંધો એ બધું અમને પૂરું પાડો. લખો બૉક્સ નં. ૧૦૯૫.'

ટ્રેનમાં મુસાફરી કરતી વખતે વાતોડિયા માણસો કેટલો બધો કંટાળો આપે છે તે તો બધા જાણતા હોય છે. તમે કોઇ ગંભીર વિચાર પર ચિંતન કરવા માગતા હો, અથવા તો કોઇ બહુ જ રસમય પુસ્તક

જુએ છે, ત્યારે બીજી આંખ બીજી દિશામાં જુએ છે!

માણસ પોતાની બંને આંખે કોઈ ચીજ તરફ જુએ છે ત્યારે દરેક આંખનો દૃષ્ટિકોણ જરા જુદો હોય છે, તેથી તે વસ્તુની જાડાઈ ને ઊંડાણનો વધારે સારો ખ્યાલ આવે છે. પણ બે જુદીજુદી આંખે એક જ ચીજ જોતાં છતાં આપણને તે બેવડી દેખાતી નથી. આનું કારણ એ છે કે આંખના જમણા અર્ધા ભાગના જ્ઞાનતંતુઓ એકઠા થઈને મગજના જમણી તરફના અર્ધા ભાગમાં આવેલા દર્શન-કેન્દ્ર (optic centre)ને જઈ મળે છે અને તેવી જ રીતે ડાબા અરધા ભાગના જ્ઞાનતંતુઓ ડાબા અરધા ભાગના દર્શન-કેન્દ્રને જઈ મળે છે. આવી રચના હોવાને લીધે પ્રત્યેક આંખ તરફથી આવતા સંદેશા ને છાપ મિશ્રિત થઈ એક જ ચિત્ર ખડું કરે છે.

આખા શરીરના એકેએક ભાગમાં થતાં સૂક્ષ્મ કે સ્થૂલ ફેરફારોની છાપ આંખના કૃષ્ણમંડળ (Iris) ઉપર નોંધાઈ રહે છે. એ શોધ ઉપરથી ફક્ત આંખ જોઈને શરીરના કોઈ પણ ભાગના રોગની પરીક્ષા અને નિદાન કરવાનું ગે શાસ્ત્ર રચાયું છે.

ડૉ. મહાદેવપ્રસાદ એમ.ડી.



## નવાં પુસ્તકો

**જામનગરનું સૂર્યગૃહ:** પ્રકાશક-ડૉ. પ્રાણજીવન એમ. મહેતા, ડાયરેક્ટર જામનગર સોલેરિયમ; **બોલતીપ્રતિમા:** (હિંદી) લેખક-શ્રીરામ શર્મા, પ્રકાશક-હિંદી સાહિત્ય સદન, કિરથરા, ૦-૬-૦; **પ્રાણોં કા સોદા** (હિંદી) અને **ઝાંસી કી રાણી:** (હિંદી) બંનેના લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે કીંમત અનુક્રમે ૩-૦-૦ અને ૦-૮-૦, **છાત્ર તેજ** (સુવર્ણ મહોત્સવ અંક): પ્રકાશક-ઑન સેક્રેટરી, સાર્વ. એ સો. સુરત, ૨-૦-૦; **તુલસી**, ૦-૪-૦, તથા **સ્વપ્નવિચાર**, લેખક-શ્રી ગોપીવલ્લભ ઉપાધ્યાય, ૧-૦-૦, પ્રકાશક-હિંદી સાહિત્ય મંડળ, બનારસ સિટી; **જીવન અને સાહિત્ય**(ભાગ બીજો) લેખક-રમણલાલ વસંતલાલ દેસાઈ, ૨-૮-૦; **રેડિયમ:** લેખક-ગો. રા. અમીન, ૧-૦-૦; **ઠગ:** લેખક-રમણલાલ દેસાઈ, ૧-૮-૦; **રૂપજીવિની:** લેખક-શ્રીકાંત દલાલ, ૨-૮-૦; **પરી અને રાજકુમાર:** લેખક-રમણલાલ દેસાઈ, ૧-૮-૦; સૌના પ્રકાશક-આર. આર શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ-૨, **વર્ધા કેળવણીનો પ્રયોગ:** લેખક-નરહરિ પરીખ, ૦-૬-૦; **હિંદુસ્તાનની ગરીબાઈ:** સંપાદક-ગોપાલદાસ પટેલ, ૦-૧૪-૦; **શ્રી રમણ મહર્ષિનો ઉપદેશસાર:** ૦-૧-૮; **વર્ધા શિક્ષણ યોજના:** ૦-૧૦-૦; **જીવતા તહેવારો:** લેખક-દ. બા. કાલેલકર, ૦-૧૨-૦; **ધર્મમંથન:** લેખક-ગાંધીજી, ૦-૧૨-૦; સૌના પ્રકાશક-નવજીવન પ્રકાશન-મંદિર અમદાવાદ; **પરમી હિંદી રાષ્ટ્રીય મહાસભાનો અહેવાલ:** પ્રકાશક-કનૈયાલાલ દેસાઈ, પ્રધાનમંત્રી સ્વાગત સમિતિ; **હિન્દુસ્તાની પ્રવેશિકા:** લેખકો-પરમેષ્ઠિદાસ જૈન તથા વલ્લભદાસ અક્કડ, પ્રકાશક-ફરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ નાણાવટ સુરત, ૦-૧૦-૦; Guide to Basic Step by Step (Part I): ૦-૨-૦, **બેઝિક ઈંગ્રેજી પ્રાથમિક પરિચય** ૦-૨-૦: પ્રકાશક-બેઝિક ઈંગ્લીશ ક્લાસ, લાઠી; **બળવાખોર પિતાની તસ્વીર:** સંપાદક કકલભાઈ કોઠારી, પ્રકાશક-નવસૌરાષ્ટ્ર કાર્યાલય સલાપોસ રોડ અમદાવાદ, ૨-૮-૦; **અવન્તીનાથ:** લેખક ચુનીલાલ વ. શાહ, પ્રકાશક-મનબંધુ પ્રેસ અમદાવાદ, ૨-૦-૦; **અન્યોક્તિવિલાસ:** લેખક-પ્રકાશક કવિ કેશવલાલ શ્યામજી, ગારણફળી ભાવનગર, ૧-૦-૦; **મદાલસા** (એક ખંડકાવ્ય): લેખક-ગોવિંદ હ પટેલ, પ્રકાશક-ગોરધનભાઈ કિશોરભાઈ પટેલ, વડોદરા, ૦-૧૦-૦; **નવરાત્રિ મહોત્સવ:** લેખક-ભૂગુજી રણછોડ વેદ, પ્રકાશક-અંધેરી સાહિત્ય સભા, ૦-૪-૦; **અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો:** વ્યાખ્યાતા-અધ્યાપક રામનારાયણ વિ. પાઠક, પ્રકાશક-મુંબાઈ યુનિવર્સિટી, ૧-૪-૦; **શિકાર:** અનુવાદક કિસનસિંહ ચાવડા, સોલ એજન્ટ-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, ૧-૮-૦; **આપણે સૌ ભણીએ, નાની પોથી,** તથા **પહેલી ચોપડી:** સંયોજક 'ધૂમકેતુ' પ્રકાશક ગૂ. ગ્ર. કાર્યાલય અમદાવાદ, દરેકની ૦-૧-૦; **ભારતનો ટંકાર:** લેખક-અરદેશર ફરામજી ખબરદાર, પ્રકાશક-વજેશંકર હ. શુકલ, ૪૩ કલ્યાણ બિલ્ડિંગ કાંદાવાડી મુંબાઈ ૪, ૧-૦-૦; **ગુજરાતની અસ્મિતા:** લેખક-કનૈયાલાલ મુનશી, પ્રકાશક-શિષ્ટ સાહિત્યસંઘ, આનંદભુવન પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ-૨, ૧-૦-૦.

વનવગડાનાં વાસી



## થોડાં રૂપજીવી

## [૨] દશરથિયાં

ગયા અંકમાં જે નીલકંઠની વાત થઈ, એક જ વર્ણથી સધાતી પ્રચ્છન્નરૂપતાને અનુલક્ષીને. તે દશરથિયાંની અને બટેર વગેરેની વાત કરીએ: એ અનેક વર્ણના મિશ્રણથી સધાતી પ્રચ્છન્નરૂપતાનો દૃષ્ટાન્ત પૂરો પાડે છે.

દશરથિયું[1] કે અટાગટ એટલે Nightjar કાનને કર્કશ (jarring) લાગે એવી બોલી એ રાતે બોલે છે એથી એનું આવું અંગ્રેજી નામ પડ્યું છે. વળી એ વાડામાં બાંધેલાં બકરાંને ધાવી જાય છે, એવી ભ્રમમૂલક માન્યતાને લીધે એને Goat-sucker (લૅટીનમાં Caprimulgus) પણ કહે છે. એનું હિન્દી નામ चिप्पक.

દશરથિયું આપણું સામાન્ય પંખી ગણાય, છતાં એનો પરિચય ઘણા થોડાને હોય છે. ઘણા અંગ્રેજી ભણેલા ચીબરીને Nightjar કહે છે: ચીબરીની કર્કશ વાણી રાતે સંભળાય છે તેથી. પણ આ સાચું નથી. ચીબરી ઘુવડનું કુટુંબીજન[2] છે. વળી એ શિકારી[3] પંખી ગણાય. જ્યારે દશરથિયું જુદાત ખાનારૂં[4] છે. એને અને ચીબરીને રજ પણ સગપણ નથી. એ આટલું બધું અજાણ્યું રહે છે એનું કારણ એની રાત્રિચર્યા છે. દિવસે એ ભાગી શકે છે, પરંતુ બહાર ફરવા ન નીકળતાં એકાદ ઝાંખરાના મૂળમાં લપાઈ છુપાઈ બેસી રહે છે કે ઊંઘે છે. સન્ધ્યા થાય એટલે એ ચરવા નીકળે છે, અને રાત ઠીકઠીક જામે એટલે ચરવાનું બંધ કરીને પાછું શાંતિથી બેસી જાય છે. આખી રાત આરામ લઈને પુનઃ પ્રભાતપ્રાય રજની થતાં જ ચરવા માંડે છે અને અરુણોદય પહેલાં જ ભોજનવ્યવહાર પતાવી દઈ આશ્રયસ્થાને પહોંચી જાય છે. આવી કઢંગી જીવનચર્યા ઉપરાંત એની આત્મગોપનની ટેવમાં મદદ કરે છે એનાં વિશિષ્ટ રૂપરંગ. એનો સમગ્ર વર્ણ મુખ્યત્વે ગટોડીના જેવો ફિક્કો લાલ કે બદામી અથવા મેલો પીળો. એ રંગ પણ કાળા ચટાપટાવાળો. એના કોઈ અંગ પર ટપકાં, કોઈમાં રેખા, કોઈ પર છૂંદણાં, કોઈ પર પટા—એમ આખા શરીરે ઝીણી ટીપકીને લીધે એ અતિશય રૂપાળું દેખાય છે, છતાં એ રંગતા, ધૂળમાં કે પાસતરણાંને ઓથે હકાઈ બેસી તિરોહિત થવામાં એને ખૂબ મદદ કરે છે. એના રૂપનું વર્ણન સાંભળતાં એને કોઈ સુંદર ન કહે, પણ એ ખરેખર જ સુંદર પંખી છે. આવી જ સુંદરતા ઘણાં કદરૂપા મનાતાં પંખીઓમાં પણ હોય છે. બોલવે ચાલવે તેમ શાકુનિકોના મને ચીબરી ગમે તેટલી દુષ્ટ ભલે ગણાય, પણ હું જાતઅનુભવે કહી શકું છું કે એના રેશમને માટે એનાં મુલાયમ અને મૃદુ પીછાં ભલભલાં રૂપાળાં મનાતાં પંખીઓનો ગર્વ પણ ઉતારી શકે છે. દશરથિયાંનાં પીછાં પણ આવાં જ સુંદર અને સુકુમાર છે, પણ કમનસીબે એ એનું વિભૂષણ બનવાને બદલે એને જનાજરથી દૂર રાખવાનું સબળ સાધન બન્યાં છે.

દશરથિયાં જેવાં રૂપાળાં છે એવી જ લોકોત્તર એમની ઊડવાની છટા છે. એમના વિશિષ્ટ જીવનવ્યવહારને લીધે એ એક સપાટે ઝાઝું ઊડી શકતાં નથી, પણ જેટલું ઊડે છે તેટલું પણ એટલી સરળતાથી, એટલી સફાઈથી અને એટલી પ્રતિભાથી કે એ જોનાર મુગ્ધ જ થઈ જાય. કવચિત્ આસ્તે આસ્તે, ઘડીકમાં તીવ્રગતિ વેગે, એમ ગતિભંગ કરતાં એ જાતે મૂર્તિમની ગતિ બની જાય છે! ઊડે છે તે પણ નીરવ વેગે: અન્ય

---

1 આબુ પર્વતમાં થતા લીલા કંસારા (કુમાર અંક ૧૮૩ પૃ. ૧૩૨)ને પણ 'દશરથિયું' કહે છે. આ પંખીનું એક બચ્ચું ગુજરાત પ્રકૃતિ મંડળના સંગ્રહસ્થાન માટે ભાઈ ખરાદી લાવ્યા હતા પણ દુર્ભાગ્યે એ ઝાઝો વખત જીવ્યું નહિ.

2 Fam. Strigidae

3 Order: Raptores

4 Order: Insessores, Fam. caprimulgidae.

નિશાચર પંખીઓ પેઠે પાંખોના ફફડાટ સિવાય.

ભારતવર્ષમાં દશરથિયાંની આઠેક જાતો થતી હશે એમાંની બે ગૂજરાતમાં જોવામાં આવી છે. એક Indian Nightjar[5] અને બીજી Franklin's Nightjar[6] આમાંની પહેલી જાત અમદાવાદની આસપાસ નજરે પડી છે; પણ બીજી જાત માટે મને કાંઇ અંગત માહિતી નથી, છતાં એ ડીસા બાજુ થાય છે એટલું તો હું જાણું છું.

(૧)

### સામાન્ય દશરથિયું

નરમાદાનાં રૂપરંગ ઉપર દર્શાવ્યાં તેવાં જ કાબરચીતરાં, કોયલની માદાને મળતાં છે. કદમાં નાનું છતાં દેખાવે પણ એને મળતું આવે છે. ફેર હોય તો માત્ર મોની ફાડમાં. દશરથિયાનાં જડબાં વચ્ચે લીંબુ ગોઠવવું હોય તો પણ રહી શકે એટલું વિશાળ એ હોય છે, જ્યારે કોયલ એટલું પહોળું મો ફાડી શકતી નથી. દશરથિયું ખરું નિશાચર એટલે એની આંખો મોટી વિશાળ અને ચમકતી અંગારા જેવી લાલ બદામી. ચાંચ નરમ, સુકોમળ અને ધૂળમાંથી જીવાત ઉપાડી ખાવાના ઉપયોગ પૂરતી સબળ પણ ખૂબ ટૂંકી. પગ નિર્બળ અને ટૂંકા. એને ત્રણ આંગળાં આગળ અને એક પાછળ. વચલું આગળું અતિશય લાંબું: એને છેડે કાંસકીના જેવા દાંતાવાળો મોટો નહોર. પગની આવી વિચિત્રતાને લીધે એનાથી ઝાડ પર, ડાળી પકડીને અન્ય પંખીઓ પેઠે આડું બેસી શકાતું નથી. એ ઝાડ પર બેસે ત્યારે ડાળીના છેડા બાજુ મો કરીને ઊભું બેસે છે.

એનો આહાર જીવાત. ધૂળમાંથી વીણી લઇને કે ઊડતાં ઊડતાં હવામાંથી પકડીને મેળવે છે.

એનો અવાજ કર્કશ. બરફ ઉપર પથ્થરની ચકરડી ઘસડાતાં જેવો 'ચક્-ચક્' અવાજ થાય છે તેવો. કુદરતી બરફ મેં જોયો નથી એટલે એ ઉપર ખસતી ઠીકરી કેવો અવાજ કરે છે તે હું નથી જાણતો, પણ એક વખત મોરેશ જતાં કઠી સ્ટેશને રાતના અગીઆર વાગ્યે મેં એને બોલતાં સારી પેઠે સાંભળેલું. તે ઉપરથી એની બોલી તાંબાના વાસણના ખખખખાટ કે ઘસરકાના અવાજને મળતી આવે છે, એટલું જ હું કહી શકું.

સ્વભાવે જ વનવગડાનું ને ખેતર પાદરનું રસનારું છે, તોપણ મનુષ્યની વસતીની નજીક બાગબગીચામાં પણ એ નિઃશંક આવતું જતું રહેતું અને માળો કરતું દેખાય છે.

ગ્રીષ્મના આરંભથી વર્ષાના અંત સુધી એનું પ્રજનન ચાલે છે. એકાદ છોડવાના મૂળમાં કે બટક ખેતરની વચ્ચે ઉઘાડમાં, પથ્થરી જમીન ખોતરી, માળો બાંધવાની ખટપટમાં ઊતર્યા સિવાય, ખુલ્લી ભોંય ઉપર જ ૨-૩ ઈંડાં મૂકે છે; ઈંડાં હોય છે આછા ચળકાટવાળા ગેરુ ઘેરા લાલ રંગનાં અને ડાઘાડૂઘી કે ક્વચિત ટપકાંવાળાં.

સ્વભાવે અત્યંત શાંત અને નિરુપદ્રવી હોઇ જીવાત ભક્ષક આ નિશાચર મનુષ્યને અત્યંત ઉપકારક પંખી છે.

(૨)

અન્ય દશરથિયાંનો મને પ્રત્યક્ષ પરિચય નથી, તેમ આવા નિશાચરનો સહેજે પ્રસંગ પડવાનું શક્ય નથી, એટલે એનું શાબ્દિક ચિત્ર આપી પરિચય કરાવવાથી કોઇ અર્થ નહિ સરે; કારણ વર્ણન ગમે તેટલું વિસ્તૃત હોય છતાં બધાંય દશરથિયાં વચ્ચે રૂપનું એટલું ગાઢ સામ્ય હોય છે કે એમને હાથમાં લઇને પીંછે પીંછું તપાસો નહિ ત્યાં સુધી એમનો પરસ્પર ભેદ નહિ સમજાય. એ વિચારથી જ એનો માત્ર નામોલ્લેખ કરી સંતોષ માનું છું.

[5] Caprimulgus asiaticus
[6] monticolus

## મેંદીનાં પાન

વગર બોલાએલા શબ્દનો તું સ્વામી છે; બોલાઇ ચૂકેલાનો ગુલામ.
બોલતા પહેલાં બે વખત વિચાર કરીને બોલવાથી તેમાં ઘણી મીઠાશ આવે છે.
મને પોતાને તમારી જાતમાં હોય એથી વધુ વિશ્વાસ બીજા તમારામાં કદી નહિ મૂકે.
જેટલા વધુ દુર્ગુણો આપણે પગ નીચે દબાવશું તેટલા વધુ ઊંચા થઇશું.
ધ્યાન એ બીજું કંઇ નહિ તો આળસ ઉપરનો વિજય તો છે જ.

# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો

## પ્રકરણ પહેલું

## સોળ લડવૈયા

જગતના ઇતિહાસનું દિવ્ય પાનું ઊઘડ્યું હતું. કેપની ભૂશિરથી વછૂટેલા ત્રણસો વિદ્યુત્‌શબ્દે દક્ષિણ આફ્રિકાના હિંદીઓ પર વજ્રપાત કર્યો હતો. ભારતના સરતાજ માનનીય ગોખલેજીને આપેલાં વચનોને દક્ષિણ આફ્રિકાની સરકારે પગતળે છૂંદી માર્યાં હતાં. એ તો ચપટીમાં આવેલા ચાંચડની જેમ હિંદી કોમને ચોળી નાખવા તૈયાર હતી. વાટાઘાટ પૂરી થઇ હતી અને હિંદીઓને લડાઇ લીધા વિના છૂટકો ન હતો. હતાશ થઇ રીબાતા રહેવા કરતા પોતાનું ખમીર બતાવી હાથે કરી રહેંસાઇ જવાનો ને ભારતમાતાની ઇજ્જત સાચવવાનો હિંદીઓએ નિરધાર કર્યો હતો. ફીનિક્સના આશ્રમે એ જવાબદારી ઉપાડી લીધી હતી અને પોતાના બધા બળ વડે લડાઇ આરંભી દેવાનો નિશ્ચય કર્યો હતો.

આજે કૂચનો દિવસ હતો. સવારના પહોરમાં આખું ફીનિક્સ પ્રસ્થાનની તૈયારીથી ગૂંજી ઊઠ્યું હતું. ફીનિક્સનું સૈન્ય સોળ જણનું હતું. બાપુજીએ સોળ માણસની ટુકડી વડે મહાસમર ખેલવાનો રંગ રચ્યો હતો. એ કારમી લડાઇમાં ઝંપલાવનારા લોખંડી શરીરવાળાં ન હતાં. સોળમાં ચાર તો માતાઓ હતી, જેમાં પૂજ્ય બાની તબિયત ચિંતાભરી હતી. બીજા ચાર બાળકો હતા, જેમને મૂછ ફૂટી હતી એમ પણ ન કહેવાય. સામી બાજુએ સાત સાગરના મદમાતા ધણી અંગ્રેજો અને તેમને ય લોઢાના ચણા ચવડાવનાર વલંદાઓની બનેલી સંયુક્ત સરકાર હતી. પૂરેપૂરી શસ્ત્રસજ્જ. ચાણક્ય જેવી ચકોર અને વકરેલા વાઘ જેવી નિર્દય એ સરકાર સામે બાથોડા લેવા એ ભીંતમાં માથું પછાડવા જેવું જ હતું. છતાં બાપુજીની શાખે પથ્થર પીગળાવવાનો સંકલ્પ થઇ ચૂક્યો હતો. કાળ-સિંહની બોડમાં ઘુસી જઇ વગર મુદ્દે ઉગામ્યે તેના જડબામાંથી કોળીઓ છીનવી લાવવા સમું હતું. જીવ સટોસટની બાજી હતી. પરીકથા કે ઇતિહાસની વાર્તાઓ જેવી એ જગજૂની લડાઇ પણ ન હતી. એમાં શરીરે બખ્તર માથે તાંસળી કે એવો કશો યે આધાર જીવ બચાવવા માટે ન હતો. વળી કિલ્લામાં ભરાઇને કે ખીણનું નાકું દબાવીને મુઠ્ઠીભર વીરોને હાથે બાજી મારી લેવા જેવી કોઇ અનેરી તક સાધી લેવાની પણ એ લડાઇ ન હતી. ખુલ્લા મેદાનમાં અણનમ ગર્દને આગળ ને આગળ ધસ્યે જવાની એ દિવ્ય લડાઇ હતી. ભારત માતાનું નાક સાચવવાનું હતું. સાચને ખાતર મરી ફીટવાનું હતું. લડવૈયાઓને એક જ આશરો હતોઃ સત્યમેવ જયતે।

મારી ટેવ પ્રમાણે હું ઊઠ્યો અને ઊઠતાંની સાથે ચોમેર ઘૂમી વળ્યો. ફીનિક્સનું સ્વરૂપ બદલાઇ ગયું હતું. નિશાળ બંધ, ખેતર પર કામની છુટ્ટી અને બધા પ્રવાસીઓ ઉમંગભેર ગાંસડા પોટલાં બાંધવામાં રોકાયા હતા. આગે ઇનાન્ડા ફૉલ્સની ઊજાણીએ જતા નીકળતા એ કરતા ચોગણો ઉત્સાહ દેખાતો હતો.

બાપુજી રસોડામાં ઊભે પગે ઘણી ઝડપથી રસોઇનો ઉકેલ આણી રહ્યા હતા. પૂજ્ય બા અને મારી બાની હાજરી વિના રસોડું ખાલીખાલી લાગતું હતું, પણ બાપુજીએ એમની ગેરહાજરીને લીધે કામ ધીમું પડવા નહોતું દીધું. રોટલીનો ખડકલો પતાવવામાં એમની મદદમાં હું ભૂલતો ન હોઉં તો મગન કાકા હતા. ડબલ રોટીનો લોટ કુણવવાની આકરી મહેનત દેવદાસ કાકાને સોંપાઇ હતી અને હું પહોંચ્યો ત્યારે મારે ભાગે રોજનું જૂનું કામ જ આવ્યું. શાક સુધારવાનું.

રસોઇની આટલી ધમાલમાં પણ બાપુજીનું ધ્યાન સોળ સત્યાગ્રહીઓ શું સામાન સાથે લે ને શું ન લે તેની સૂચનાઓ આપવામાં હતું. પાંચપાંચ દસદસ મિનિટે કોઇ ને કોઇ સવાલ પૂછાતા આવતા અને બાપુજી ખુલાસાવાર જવાબ દેતા. જેમાં ખપની અને ખપ વગરની વસ્તુ બતાવતા અને ભાત ભાતનો વિનોદ કરતા.

પણ આ કરુણામય વાતાવરણમાં બધાં ડૂબી જાય એ કેમ પોસાય? પાંચેક મિનિટ બધાં સુમસામ બેસી રહ્યાં ત્યાં તો બાપુજીએ ધીમેધીમે એ વાદળ વિખેરી નાખ્યું. ત્રણેક વર્ષની નાની રૂખીને તેમણે મારી કાકી પાસેથી લઈ લીધી અને માથા વિભૂતી પડતાં એ રડે નહિ એટલા માટે તેને રમાડવા લાગ્યા. રૂખી તો રમતે ચડતાં ચડી, પણ બાપુજી એને હસાવવા લાગ્યા એ સાંભળી બધાને ગળે બાઝેલો ડૂમો છૂટી ગયો અને એક પછી એક ખુરશી ઉપરથી ઊભા થઇ સૌ સ્ટેશને જવા તૈયાર થઇ ગયાં.

સોળે જણાને વળાવવા બાકી બધાં સ્ટેશને જવા તૈયાર થયાં. છાપાનું, ઘરનું, ખેતરનું કે રસોડાનું કામ આજે કોઇને રોકી રાખી ન શક્યું. એક સત્યાગ્રહીને વિદાય આપતાં યે હૈયું હાથ ન રહે, તો આજે તો ફીનિક્સ લગભગ ખાલી થવાનું હતું. પાછળ રહેનારામાં બાપુજી અને મગનકાકા સિવાય અમે બાળકો જ હતાં. મોરચો લેનારા વીરોની નામાવલિ આમ હતીઃ

બહેનોઃ ૧. પૂજ્ય કસ્તુરબા ૨. કાશીબેન (મારી માતા) ૩. સંતોકબેન (મારી કાકી) ૪. જયાકુંવર (રંગૂનવાળા દા. પ્રાણજીવનદાસનાં પુત્રી). પુરુષોઃ ૫. પૂ. શ્રી પારસી રૂસ્તમજી શેઠ ૬. શ્રી છગનલાલ ખુશાલચંદ ગાંધી ૭. શ્રી રાવજીભાઇ મણિભાઇ પટેલ ૮. શ્રી મગનભાઇ હરિભાઇ પટેલ ૯. શ્રી સૉલોમન રૉયમન ૧૦. શ્રી ગોવિંદસ્વામી રાજુલુ કુમારોઃ ૧૧. શ્રી શિવપૂજન બદ્રી ૧૨. શ્રી રાજુ ગોવિંદુ. કિશોરોઃ ૧૩. શ્રી રામદાસ મોહનદાસ ગાંધી ૧૪ શ્રી રેવાશંકર રતન શોધા ૧૫ શ્રી કુપુસ્વામી મુદલીઆર ૧૬. શ્રી ગોકળદાસ હંસરાજ.

આ સોળ જણા સિવાય ફીનિક્સના બીજા કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓ હતા, પણ તેઓ આ પહેલા જથામાં ન હતા. પહેલો જથો ગયા પછી બીજા જથા તૈયાર થવાના હતા. સૌને ખ્યાલ એવો હતો કે મોટામાં મોટો જથો તો આ જ છે; પછી છૂટાછવાયા બેપાંચ જણ જેલ ભેગા થઇ જશે ને આ સૌ ગણ્યાગાંઠ્યા વીરોને જ વારેવારે જેલમાંથી નીકળી પાછા જેલ જવાનું રહેશે. કોઇ વિશાળ ભવ્ય ગોરચાની ઝાંખી કલ્પના યે અમારામાં ભાગ્યે જ કોઇને હતી.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# Our Friends Abroad

પરદેશમાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો (ગતાંકથી ચાલુ)

Vraj Babu (19)

P. O. Box No 181, MOMBASA (AFRICA).

આફ્રિકામાં વસતો આ તરુણ હિંદમાંથી કોઇ પણ તરુણ કે તરુણી સાથે પત્રવ્યવહાર બાંધવા ઇચ્છે છે. બીજા દેશોમાં પણ પત્રવ્યવહાર કરે છે.

S. C. Aiyar

African Chronicle Printing Works

45 Agnes Road, DURBAN, Natal (AFRICA).

Mr. Francis Weber (16)

106, Dorothy Street SYRACUSE, N.Y. (U.S.A.)

ટિકિટો સંઘરવા સાથે ગાયક્રોફોટોપી, ટેલીસ્કોપી, કેમિસ્ટ્રી વગેરે વિષયોમાં રસ ધરાવે છે. લખે છે કે 'With the world as it is to-day this friendship plan is the great plan to promote world-peace.'

Mr. Clayton Ryder

COTUIT Mass. (U. S. A.)

### એક નવી યોજના

'કુમાર'ના ઘણા વાચકોને પરદેશથી પત્રોના જવાબ મળ્યા હશે. આ વિભાગને વધુ રસમય બનાવવાની મારી ઇચ્છા છે, માટે તેઓ જો પોતાના પત્રો કાર્યાલયને સરનામે મોકલી આપશે તો તેનો સારભાગ 'કુમાર'માં પ્રગટ કરવામાં આવશે પત્રો સહીસલામત રીતે પાછા ગળી જશે. મને મળેલા Miss Janet Haskellના એક પત્રનો સાર નીચે આપું છું.

'મને હિંદમાંથી ઘણા પ્રેરણાત્મક પત્રો મળવા લાગ્યા છે. હિંદ અને અમેરિકાનો સંબંધ ગાઢ બને એવી મારી ઇચ્છા છે. વ્યક્તિગત અમે તેના વિચારોથી દોરવાઈ જઈ અમારા વિષે ગેરસમજુતી કરતા નહિ. અમે જાણીએ છીએ કે હિંદ એ પ્રાચીન સંસ્કૃતિનો દેશ છે, અને જ્ઞાનમાં વિશાળ અને સમૃદ્ધ છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં દરેક જગ્યાએ શાળાઓ છે, જ્યાં કેળવણી મફત ને ફરજિયાત છે. સૌકોઇ આનો લાભ લે છે.

અમારાં ગાયનો અમારા સંસ્કાર પાછળ ખૂબ લક્ષ આપે છે. લગ્ન સામાન્ય રીતે ૨૨ વર્ષ પછી હોય છે, પરંતુ સારા હોદ્દાવાળી સ્ત્રીઓ ભાગ્યે જ પરણે છે. અમારી લખવાની રીત કદાચ તમને ફેરફારવાળી માલૂમ પડે, તોપણ અમને તમારાં મિત્ર જ સમજજો'

તમારા પત્રો બીજાને ખૂબ માર્ગદર્શક અને પ્રેરણાત્મક થઇ પડશે. આ વિભાગમાં તમે સારો ફાળો પણ આપી શકશો

ભૂલતા નહિ: (૧) તમારા કાગળનું વજન ટિકિટના પ્રમાણમાં વધી ન જાય; (૨) પોતાનું આખું નામ જ આપજો, ઇનીશીઅલ (પ્રથમાક્ષરો) નહિ. વિનોદ પાઠક



# માધુકરી

આખાયે આભે તારાના
લાખ લાખ દીવા મૂકી
સૂતેલાં માનવહૈયામાં
વિભાવરી શોધે ઝૂકી
યુગોયુગોથી ન લાધે જેહ
કદી સુધા એવો એ સ્નેહ

—પિનાકિન્ ઠાકોર

## • રાહુલ સાંકૃત્યાયન

એક ધર્મપ્રચારક જેને ઉત્તરીય સિવાય ધાર્મિક પરંપરાનો કશો આડંબર નહિ; એક વિદ્વાન જેણે સર્વ વિદ્યાઓમાં ડૂબકી મારી માત્ર નાસ્તિકતાને જ ગ્રહણ કરી છે; સાહિત્યમાં રહેતાં જેને રાજનીતિનો મોહ છે અને છતાં રાજનીતિમાં અગ્રેસર થતાં જેને ઘૃણા છે; ઇતિહાસને મુડદાંઓનું ક્ષેત્ર કહી જીવતાઓની વચમાં વસવાની લાલસાથી જે રશિયા દોડ્યા ને ત્યાંથી મર્મવ્યાઘાત લઈ જે પાછા મુડદાંઓના દેશમાં વળી આવ્યા; પ્રકાંડ વિદ્વાન, સ્વતંત્ર વિચારક ને સાંસ્કૃતિક ક્રાન્તિના ઉગ્ર નેતા; જાણીજોઈને સાપની ફેણ પર પણ પગ મૂકી દે એવા ધૂની—આવી વિચિત્રતાઓના આગાર તે રાહુલ સાંકૃત્યાયન.

પરંતુ એ વિચિત્રતાઓ નથી; એ તો એમના વ્યક્તિત્વનાં જુદાં જુદાં પાસાં છે; એ એવી શક્તિનો બહુમુખ સ્રોત છે, જે ચારે બાજુથી મનુષ્યની ગુલામીની દીવાલ તોડવા મથે છે પરંતુ આંતરિકોની ભૂલભૂલામણીમાં અટવાઈ જેના પ્રહારનો નેમ ધારી ચોટ નથી આણી શકતો. આજથી લગભગ બત્રીસ વર્ષ પૂર્વે સર્વ સાંસારિક સુખોનો મોહ છોડી આજમગઢના કનૈલા ગામથી નીકળી પડેલા એ બાળકના દિલમાં કેવળ વૈરાગ્યની જ આગ નહોતી; એક એવી અનિર્વચનીય જ્વાલા પણ હતી જે કોઈ દિવસ રાજકુમાર સિદ્ધાર્થના દિલમાં જાગેલી, જે પ્રત્યેક યુગના મહામાનવોના દિલમાં જલતી રહે છે. અને એ જ્વાલાએ એમને કદી સ્થિર થવા નથી દીધા. મળેલી સિદ્ધિથી સંતુષ્ટ ન થતાં 'હજી આગળ, હજી આગળ' કહેતા એ આગળ વધતા જ રહ્યા છે. વૈરાગ્યના માર્ગમાં હાથ જોડતી આવેલી મઠની સંપત્તિને છોડી તે આગળ વધ્યા. પોતાની આંતરિક પિપાસા બુઝવવા કાશીમાં દર્શનોનો અભ્યાસ કર્યો, મદ્રાસ જઈ વૈષ્ણવ આગમોમાં ડૂબ્યા, પરંતુ શાંતિ ન મળી. એમને એ વસ્તુ જોઈતી હતી, જે માત્ર દેવતાઓની ગુલામીથી કદી હાંસલ ન થઈ શકે.



આગળ વધી તેઓ લંકા પહોંચ્યા. બે વર્ષની કઠોર તપસ્યા કરી બૌદ્ધ દર્શનોનું મંથન આદર્યું ને પહેલી જ વાર માયા-પુત્ર ગૌતમના ઉપદેશોએ રાહુલજી (ત્યારે વૈષ્ણવ રામોદરદાસ) નો માયાપાશ છેદી નાખ્યો. એમને પ્રતીતિ થઈ કે માણસનો વૈયક્તિક ઈશ્વર (Personal God) કોઈ દિવસ હોઈ શકે નહિ; પોતાનાં કર્મો સિવાય માણસ કોઈને આધીન નથી; અને માણસની મહત્તા એમના મનમાં ચમકી ઉઠી.

બૌદ્ધ દર્શનોની એ તૃષા એમને ઠેઠ તિબેટ લઈ ગઈ. ને ત્યાંનાં મઠોમાંથી દોઢસોએક એવા તો બહુમૂલ્ય ગ્રંથો એ લાવ્યા છે કે સ્વ. જયસ્વાલજીના કથન મુજબ એના એક ગ્રંથનો ઉદ્ધારક પણ ઇતિહાસમાં અમર બની જાય. પૃથ્વીભરના પ્રાચ્યવિદ્યાવિશારદો એમના પરિશ્રમ પર નિર્ભર કરી રહ્યા છે. ધર્મકીર્તિના 'પ્રમાણવાર્તિક'ને તો તિબેટના મઠોમાંથી હિંદમાં આણી એમણે બૌદ્ધ દર્શનના ઇતિહાસમાં નવી ક્રાન્તિ આણી દીધી છે. આ પરિશ્રમ ઉપર જ રશિયાનો પ્રો. શેર્બાત્સ્કી એ મહાગ્રંથોનું આંતરરાષ્ટ્રીય પ્રદર્શન યોજી તેમને ઐતિહાસિક મહત્ત્વ આપવા ને રાહુલજીનું સન્માન કરવા આજે તૈયાર થાય છે.







# પંચતંત્રની વાર્તાઓ

સિંહ કહે, 'ભદ્ર. આ સ્થિતિમાં એને ચેતવણી આપીએ તો?'

દમનક કહે, 'ના રે ના. એમ તો એ આપણું ધાર્યું બગાડે.'

સિંહ કહે, 'એ ઘાસાહારી છે તે આપણું માંસાહારીનું શું બગાડતો'તો?'

દમનક કહે, 'હરિછ, એ સાચું. તે ભોજ્ય છે ને આપ ભોક્તા છો, તો પણ જો તે પોતે અનર્થ ન કરે તો યુક્તિથી બીજા પાસે કરાવે. વાત એમ છે કે આપ નિત્ય મદોન્મત્ત હાથીપાડાસૂઅર સાથે યુદ્ધ કરો ને ઘાયલ થાઓ અને આ સંજીવક સદાય આપની પાસે વસે ને ત્યાં જ છાણમૂત્ર કરે, તેમાં કીડા થાય તે આપના ઘામાં પડી જાય તો મારી દિએ. ને કહ્યું છે કે

આશરો ન કદી દેવો અજ્ઞાતકુલશીલને ।
પાપે માકણને દેવી મુઇ મન્દવિસર્પિણી ॥૨૭॥

પિંગલકે કહ્યું, 'એ કેમ?' તેણે કહ્યું.

## કથા ૧૨

એક રાજાની ક્ષીરસાગરના ફીણ જેવી ધોળી સેજમાં મન્દવિસર્પિણી નામે ધોળી જૂ વસતી હતી. રાજાના લોહીનો સ્વાદ કરતી તે ત્યાં બહુ દિવસ સુખેથી રહી. પણ એક દિવસ એ શયનમાં અગ્નિમુખ નામે માકણ ભમતો ભમતો આવી ચડ્યો, એને જોઈને જૂનું મોઢું પડી ગયું ને તે બોલી, 'અરે માકડભાઇ, તું આ અયોગ્ય વાસમાં ક્યાંથી આવ્યો? જા અહીંથી.' એ બોલ્યો, 'આર્યે, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રનાં અનેક પ્રકારનાં રુધિરો મેં ચાખ્યાં છે, પણ તે મને લૂખાં ને ખારાં લાગ્યાં છે, પણ જે આ સેજનો

ચંડરવ કૂંડામાંથી નીકળતાં વાદળી રંગનો થઈ ગયો એટલે કૂતરાઓએ એને છોડ્યો નહિ









**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર : 'જલવિહાર'–ભાઈ રણછોડજી મિસ્ત્રી (નડીઆદ), પહેલું ઈનામ; નીચે ડાબી બાજુ: 'નિર્દોષ બાલપણ'–ભાઈ એસ. એન. કાદરી (અમદાવાદ), બીજું ઇનામ; જમણી બાજુ ઉપર : 'કૂદરની ફોરમ'–ભાઈ એન. એલ. ઠક્કર (કચ્છ માંડવી), ત્રીજું ઈનામ; નીચે : 'હ્‌ં, કાઢવામાં તલ્લીન'–કુ. સરલા નારણજી (કચ્છ માંડવી), ઉત્તેજના ઈનામ.



હિમાલયન કલાકાર મહર્ષિ રોરીક

આ મહાન ચિત્રકારની કળા રંગોની કે રેખાઓની કરામત માત્ર નથી, પણ જીવનની ટશરો ફોડતાં તેજ અને તત્ત્વોનાં વિરલ દર્શનો છે. આંતર હિમાલયનાં તેમનાં ચિત્રો દિવ્ય અને ભવ્ય વેદશ્લોકો સમાં છે. ચિત્રકળા દ્વારા તેમણે જગતને શાશ્વત સૌંદર્યના થાળ પીરસ્યા છે અને એકલે હાથે કરેલાં હજારો ચિત્રો દ્વારા જગતનાં કેટલાં યે સ્થળોમાં તે શાંતિ અને સ્નેહનો ધ્વજ ફરકાવી રહ્યા છે. એમનાં ચિંતનો અને ઉદ્ગારોમાં ઋષિવાણી છે. આજના યુગના તે એક અદ્વિતીય પુરુષ છે, શાંતિ જગતના દૃષ્ટા અને વિધાયક છે. એમની કળા અને કથનોમાં અનેકો શ્રદ્ધા અને આશાના સંદેશા મેળવી રહ્યા છે. એમણે હિમાલયને પોતાનું ધામ બનાવ્યું છે અને હિમાલયન સંસ્કૃતિનો તેઓ પ્રચાર કરી રહ્યા છે.

# કુમાર ગુજરાતનું કૂચગીત





ધમ ધમ ધમ ધરણી પગ દેતાં ગાજી ઊઠે આભ તમામ,
અમે મત્ત સાગર મોજાં શા, નહિ અમોને કોઈ લગામ;
અમે જોમના જબર પ્રપાત,
જય ગુજરાત! જય ગુજરાત!

હિંદમાતની કેડે સ્હોતી પખાળતી સાગરમાં પાય,
એનાં છગછગીઆંમાં પૂરે સાત રંગની સૂરજ ઝાંય;
ભરી જિગરમાં તારી ભાત,
જય ગુજરાત! જય ગુજરાત!

નહિ સીમાડા સંકુલ તારા, ઉદારતામાં કદી ન ખોટ,
તવ તનુજોએ થાણાં થાપ્યાં દેશ વિદેશો મહીં સચોટ;
'જ્યાં ગુજરાતી ત્યાં ગુજરાત,'
જય ગુજરાત! જય ગુજરાત!

જેણે સાગર નાથી કીધો કહ્યાગરો બાંધી જળવાટ,
શોણિતછાંટા નહિ સુકાયા આડવાટ ખાંડા ખખડાટ;
હજી શૌર્ય એ, એ તાકાત,
જય ગુજરાત! જય ગુજરાત!

સૌમ્ય સદા ઓપંતી મુદભર દિલદરિયામાં સદા જુવાળ,
કહો હશે દુનિયામાં ક્યાં ગુજરાત સમી મૈયા હેતાળ,
કરે પરાયાં આતમસાત્,
જય ગુજરાત! જય ગુજરાત!

સાહસ ગળથૂથીમાં પાયું, ભરી જીવનમાં નવલી આશ,
સર્વવિજેતા પુર્યો પ્રાણ નહિ જેનો શમશે કદા હુતાશ;
કરશું તારું મુખ રળિયાત,
જય ગુજરાત! જય ગુજરાત!

અમે જંપશું નહિ કદાચન કરી ફરજ તવ નામે આન,
ન્યોછાવર સર્વસ્વ કરીશું તું જ અમારાં આશ-ઈમાન,
કરશું દેશ વિદેશે જ્ઞાત,
જય ગુજરાત! જય ગુજરાત!

અમે જીવતાં કહે કોણ 'ગુજરાત રંક'? માગીશું જવાબ,
સદા રાજજે સગર્વ હૈયે પૂરાં કરશું તારાં ખ્વાબ;
અજોડ તું અનુપમ સાક્ષાત્,
જય ગુજરાત! જય ગુજરાત!

અશોક હર્ષ



**નગરનિવાસ**

● ડાક બંગલામાં મારી તહેનાત અર્થે રેરીક સાહેબે રામનાથ નામે એક હિંદુ જુવાન નીમી દીધો હતો, એટલે વૃદ્ધ ચોકીદારજીને મારે તરફ઼ી આપવાની રહી નહિ. વળી તેમનું કાનપડે ઉજ્જડ, એટલે સાંભળતા ય ઓછું. તેને તો 'ઇન્તેજામ (સગવડ) અચ્છા હૈ, આપ આરામ કરો' કહી છૂટા રાખ્યા. રામનાથને પુરીશાક બનાવવાનું કહી આરામ કરતો પડ્યો અને થોડી ઊંઘ પણ ખેંચી લીધી. આ તંદ્રાલોક જ છે એમ મને લાગ્યું, તે ખરું છે. જીવન અહીં અર્ધસત્ય અર્ધનિદ્રિત લાગે છે. સતત વહેતી નદીનું ગાન, પહાડોના ખોળામાં પડેલાં રમકડાં જેવાં ગામડાં અને તેમાં ચાલી રહેલી આમ પ્રવૃત્તિ, જાણે એકબીજામાંથી જ જન્મ્યાં હોય એવાં લાગે છે. એમાં દૂર દેશનું કશું ય તત્ત્વ નથી. બધાં ભૂમિમાંથી પ્રગટેલાં સ્વરૂપો લાગે છે. કોઇ આધુનિક કાળનો સ્થપતિ અહીં આવે તો તેમાંથી કશું શીખી શકે તો નહિ, પણ ઊલટો આ પ્રદેશની શકલ બગાડી મૂકે. આ લોકોની સાદાઇ અને ભોળાઇનો કોઇ લાભ લઇ જાય નહિ કે તેમને હેરાન કરી શકે નહિ એટલો રાજ્યબંદોબસ્ત હોય તો આ પ્રદેશ સુખમય રહે.

અહીંના હવામાં દિવાસ્વપ્નો જાણે આપણી સાથે જ રહેતાં લાગે છે. રામનાથની રસોઇ થઇ એટલે તે ડાક બંગલાના રકાબીપ્યાલામાં પીરસીને લાવ્યો. કીટલીમાં પાણી ભરી



લાવ્યો. આરામ ખુરશીની સામે બીજી ખુરશી નાખી જમવાનું ટેબલ બનાવી લીધું. બંગલામાં બીજા ઘણા ઓરડા છે અને તેમાં ફર્નિચર ઘણું છે, પણ મને તો ખૂણાનો એક ઓરડો ગમ્યો છે અને તેમાં જે હોય તેથી ચલાવવું પસંદ કર્યું છે. રામનાથે મને ફેરવી ફેરવીને પૂછ્યું કે હિંદુ ખાણા માટે છરી કાંટા વગેરે કંઇ જોઇશે કે નહિ. એને માંડ માંડ સમજાવ્યું કે હું જુદી જાતનો હિંદુ છું!

જમીને આરામ ગાળતો હતો એવામાં મને તેડવા મોકલેલો માણસ આવ્યો. તેણે હું ડાક (ટપાલ)વાળી મોટરમાં આવીશ એમ ધારેલું, એટલે મોડો થયો. બે ઘોડા અને બે કુલીને તેણે તૈયાર રાખ્યા હતા. ડૉ. હચિન્સની ચીવટ અને પ્રો. રેરીક (હું રેરીશ કહેતો તે ખોટું)ની અતિથિપરાયણતા પર મુગ્ધ થયો. મને તુરત સમજાયું કે મારે જ હવે તેમને મારા ખબર પહોંચાડવા જોઇએ. એટલે ચિઠ્ઠી લખી હું કેવી રીતે આવ્યો તે જણાવતો, તથા ગોઠવણ સરસ થઇ છે તે માટે આભાર માનતો અને ક્યારે મળવું તે પૂછતો પત્ર લખી રામનાથ જોડે મોકલી આપ્યો; અને હજી તો જવાબની રાહ જોઉં છું ત્યાં બહારથી કોઇએ ઝીણા સાદે મને 'રાવલ' 'રાવલ' કહી બોલાવ્યો.

ચમકીને કોટ પહેરી બહારના ખંડમાં જઉં છું તો ડૉ. હચિન્સ અને મેડમ માર્ગારેટ હચિન્સ મને જ મળવા આવી પહોંચેલાં. કેવાં હેતાળ દંપતી! છોકરાં વિનાનાં ઓછાં બેઉ પરસ્પરની સોબત માણનાં; જગતની સેવાએ ઘરનાં છતાં સાદાઇ અને સરળતાથી વાત્સલ્ય ઉભરાવતાં હું આન-



થી તેમને નમન કરી રહ્યો. એમની ખુશાલી ખૂબ જ હતી. મારી સાથે જ ચા પીવાનો નિશ્ચય કરી આવેલાં એટલે પાછળ જ નોકર ચાનો બધો સામાન લઇને આવતો હતો. તેને માટે પહેલાં તો કયે ઠેકાણે ચા પીવું તે નક્કી કરવા બધા ઓરડામાં દોડી વળ્યાં. મારો ઓરડો પણ જોયો. ગોઠવણ પસંદ કરી. ફરતાં ફરતાં તેમણે મકાનની બાંધણી પર

મારું ધ્યાન ખેંચ્યું કે ધરતીકંપથી બચાવવાને તેમાં આડાં–ઊભાં લાકડાનાં બીમ કેવાં ભરેલાં છે. જે મકાનમાં ડાક-બંગલો કર્યો છે તે પહેલાં કોઇ રાજાનો દરબાર હતો. એ તો તેના બહારના આકારથી અને બારણાંની નકશી પરથી જ જણાતું હતું. તેમાં બન્ને તિબેટ અને નેપાળની છાયા સ્પષ્ટ છે.

ચા પીતાંપીતાં કઝિન્સ સાહેબે ઘણી વાતો કરી. હું કેટલા દિવસ રહીશ તે જાણી લીધું. આવતી કાલે પોતાના નિવાસ પર રોરીક કુટુંબ સાથે ત્રણ વાગ્યે ચા પીવાનું નોતરું આપ્યું. મેડમ માર્ગારેટે મારી ઉમર પૂછી, કુટુંબની હકીકત પૂછી; મારી શાળાની, 'કુમાર'ની, ન્યૂ દિલ્હીની એમ ઘણી વાતો નીકળી. પછી પોતે જ અહીં આસપાસ મને જુદેજુદે ઠેકાણે ફરવા લઇ જશે એમ જણાવી હું ચાલવાને કાયર તો નથી ને તે પૂછ્યું. આજ સવારે અહીં ચઢી આવ્યો હું એટલું સર્ટિફિકેટ બસ માન્યું. બંને જણાં કુદરતની ખૂબીઓ, માનવસંસ્કારો અને કળાના મસાલો માણવામાં એક્કા છે. દરિયાપારનાં આ માનવીઓને હિંદની પ્રકૃતિલક્ષ્મી પર જેવાં ભાવ અને ઉલટ છે એવાં હિંદવાસી માત્રમાં ક્યારે પ્રગટે?

ચા પતાવી મને કહે કે અમારી સાથે આવીને રસ્તો જોઇ જાઓ. હું મદ્રાસી પેઠે ધોતીઉં વીંટી સાથે જ ચાલ્યો. રસ્તામાં મૅડમે એક જૂનું દહેરું બતાવ્યું. ડૉક્ટર તો એના પથરે પથર આનંદથી જુએ. બધા આકારોની લીલા નાના બાળક જેવા આનંદથી જુએ. મૅડમ વળી દૂરથી બંગલા ઓળખાવે. 'નગ્ગર કૅસલ'ને પાછા વળી જુદાજુદા ચઢાણોથી જુએ. એમ કરતાં 'રોરીક હૉલ'-ઓરડી, ઉપરના ભાગમાં તેમને 'રોરીક ઇન્સ્ટીટ્યૂટ'માં જ્યાં જગ્યા આપેલી ત્યા આગે ગયા. લો ઘોડા બાંધેલા તે બતાવી ડૉક્ટર કહે, 'પેલો સફેદ તારા માટે મોકલ્યો હતો, શુકન તરીકે.' હું ઘોડાને



પંપાળવા ગયો પણ તેણે દાંત બતાવ્યા! હસતા, રમૂજો કરતા સફરજનોથી નમી રહેલી ડાળીઓ નીચેથી તેમના ઘરને આંગણે મૂકી હું પાછો ફર્યો. આવતી કાલે એ જ ઠેકાણે ત્રણ વાગ્યે મારે ચા લેવાનું નિમંત્રણ હતું. પ્રો. રોરીકનો પહેલો ત્યાં મેળાપ થશે. બીજો ખરો મેળાપ તો વળતે દહાડે ધાર્યો હતો. એક વાર તેમની પાર્ટીમાં પણ જવાનું છે. ડૉક્ટરે એ દિવસનું નામ 'રાવલ ડે' ગણાશે એમ વિનોદ કર્યો.

હું સપાટાબંધ પાછો આવી ગયો. આજે જાણી જોઇને જ બહુ ફરવું નહિ એમ ધાર્યું છે. પણ ફરવા જવાની જરૂર જ ક્યાં છે? 'નગ્ગર કૅસલ' એવી જગ્યા પર છે કે આખી



કુલુની ખીણમાં આવેલા નગ્ગર ગામનો ડાક બંગલો 'નગ્ગર કૅસલ'



ઉપર: નગ્ગરની ખીણુ—જેની વચ્ચે મધ્યસ્થાને 'રોરિક હૉલ' નજરે પડે છે
સામેના પાને: પહાડી ઘરોની બાંધણી દર્શાવતું નગ્ગર ગામ પાસેની ખીણુનું એક દૃશ્ય

ખીણુની રંજેરંજ બાબત દેખાય છે. મારી નજર તળે ગામડું છે તેનાં ચગારખીમાં છાપરાં નીચેની અટારીઓ, ચોક, બધું દેખાય છે. અમેરિકન સીનેમાનાં દશ્યોને ઠંડાં પાડે એવા પ્રકારો ને પ્રસંગો નજરે ભાળું છું કોઈ ઘરના ચોકમાં ધાન્ય પથરાયું છે. તેમાં ચારપાંચ રેશમકાળી ગાવડીઓ ખૂંદી રહી છે. લાલ વસ્ત્ર માથું બાંધેલી કન્યા તેને ચારે કોરથી સંકોરી રહી છે. કોઈ ઘર પાસે સૂપડાં ચાલી રહ્યાં છે. નાનાં છોકરાં ઝીણા સ્વરે ગીત લલકાર કરે છે. આ વખતે હું બે ચીજ લાવવાની ભૂલી ગયો તે યાદ આવે છે. મારું બાયનોક્યુલર અને છાયા રંગનાં ચશ્માં. ડૉ. કઝિન્સ આગળ મેં મારી ભૂલ જણાવી ત્યારે કહે, 'રોરીક સાહેબ પણ કહે છે કે પહાડો પર વાદળાંનો ઉજાસ એટલો તીવ્ર બને છે કે નરી આંખે પૂરું નિહાળી શકાતું નથી. વધુ ઉણપ તો મને મારાં ચીતરવાનાં સાધનોની લાગી. મેં વરસાદ, ઝાપટાં અને તોફાનોની ગણતરી કરી માત્ર જરૂર પૂરતી ચોપડી અને રંગની પેટી આણી છે. હવે તો માત્ર નિશાનીઓ જ લેવાશે.

ડૉ. કઝિન્સ કહે છે, પ્રો. રોરીકનાં ચિત્રોની ચમક, તેજ અને ભેગ એટલાં બધાં છે કે હિંદી કલાકારોના પ્રદર્શન સાથે એ બતાવ્યાં હોય તો બધાં મરી જ જાય. છતાં પ્રો. રોરીક હવે એક હિંદી કલાકાર જ ગણવા જોઈએ, એટલું કામ એમણે હિંદના વિષયે હિંદમાં રહીને કર્યું છે અને હિંદની પ્રીતિ વધારી છે—હિંદની પૂજા કરી છે પણ મારી દલીલ એ હતી કે જો હિમાલયમાં ગંગા પ્રગટી છે તો તેને હિંદની ધરતી રેલાવ કરવામાં કાં ન વહેડાવવી? ખામૂખી ચિત્રપૂજા અને ચિત્રકૌશલ્ય પર રાચી રહેલા આજકાલના તરુણ ચિત્રકારો પોતાની લાયકાત તોળી શકે અને વધુ પુરુષાર્થ કરવા પ્રેરાય તો એમનાં ચિત્રોનું દર્શન અને પ્રદર્શન સફળ ગણાય. એમ ચિત્રોને ઓથે રાખી જોવાથી ચિત્રકારનાં ચિત્રો શ્રેષ્ઠ બની જવાનાં નથી. યુગનાં આક્રમણો વેઠી આકર્ષણ ટકાવી શકે તેવાં ચિત્રો કેટલાં થયાં? પ્રો. રોરીકનાં અસલ ચિત્રો જોવાનું ભાગ્ય આજ કેટલાં યે વર્ષો પછી પાસે આવ્યું છે તેથી હું તો સદ્ભાગ્ય અનુભવું છું. પણ હજારોને જોવા મળે તો કળા વિષેની જૂની કલ્પનાઓ ઓગળી જાય ને નવી પ્રમાણ સભર દૃષ્ટિ તેઓ પ્રાપ્ત કરે.

નહાવાનું પાણી આવ્યું એટલે વિચારો બંધ રહ્યા. ગરમ પાણીથી નાહ્યા પછી થાક ઊતર્યો લાગ્યો. પણ હતા કે પાણીની ભેજની તે અસરથી એકાએક ધ્રુજારી આવી ગઈ કારણ ન જ સમજાયું અને એમ લાગ્યું કે કદાચ થાક હશે એટલે પથારીમાં પડ્યો. રાત્રે માત્ર ગરમ દૂધ પીધું અને આ વિશાળ મકાનને ખૂણે એકલો જ સૂઈ ગયો. પણ ઊંઘની જમાવટની આશા રાખેલી તે નિષ્ફળ ગઈ. સરસ મકાન, સરસ સગવડ, છતાં જેની ટાઢ પામેલા અને કુલુની હોટલમાં આવી હતી તેના અરધા હિસ્સાની પણ ન ટકી. રાત્રે લાંબી ઝડપી. ઊંઘ કેમ ઊડી ગઈ તે સમજાયું. માથું ગરમ થઈ ગયું હતું. શરીરમાં જરા તાવ હતો. સવાર સુધી તરફડીમાં મારતાં વખત કાઢ્યો.



સવારે ઊઠયો ત્યારે તબિયત ગઇ કાલના હિસાબે ઘણી પાછી, ગએલી લાગી. ગઈ કાલે મોટરની મુસાફરી કરેલી, પહાડ ચઢી આવેલો, ફરેલો, છતાં આજે તો સવારમાં શરીર પૂરૂં મંડાતું નહોતું. રામનાથે રાતનું દૂધ રાખી મૂકેલું એટલે ઝુવાળે આ વહેલી ગળી. નહિ તો પહાડોમાં દૂધ આઠ વાગ્યા પછી આવે, એટલે રોજ આ પીનારાને તો ખરું કામ ફાવે જ નહિ. પછી કૅમેરા અને સ્કેચબુક લઇ બહાર નીકળ્યો. થોડી વાર બિમારી વિસરાતી લાગી. એકબે સ્કેચ અને ફ્રૉટો લીધાં ખરાં. પણ ગોઠણ ડગવા લાગ્યાં, એટલે પાછો આવી પથારીમાં પડ્યો. રામનાથે આણેલી ક્વીનાઇનની ટીકડી ચડાવી આરહું લખી નાખ્યું.

જમવાનું તૈયાર થયું ત્યાં સુધી તાવની ખુમારી લાગતી હતી. પછી ગમે તેમ કરી પેટમાં કંઈક નાખવું જ કરી બીજી બે મેઇન ક્વિનાઇન લઇ મગ ભાત રોટલી યથેચ્છ લઇ લીધાં. જરા ઠીક લાગ્યું. ઊંઘનો ભાર પણ જણાયો, એટલે ત્રણ વાગ્યે જગાડવાનું કહી પથારીમાં પડ્યો. ખરેખર સારી ઊંઘ આવી ગઇ. દોઢેક વાગ્યો હશે ત્યાં રામનાથે જગાડ્યો ડૉ. કઝિન્સની ચિઠ્ઠી હતી કે મારે આજે ચા માટે તેમના નિવાસ પર નહિ પણ રોરીક હૉલ પર જ ચાર વાગ્યે જવું. સવારે માત્ર વખત વીતાવવા મેં હિમનાં શિખરો પર સફેદ અક્ષરે નામો લખી તૈયાર કર્યાં હતાં એટલે અત્યારે તે વિષે નિશ્ચિંત રહેલો.

### રોરિક હૉલનો મહેમાન

● ચાર વાગ્યે, ગુજરાતની કૃપાપ્રસાદી લઇ હું પ્રો. રોરીકના બંગલા પર ગયો. ઘડીઆળ પાસે નહોતી એટલે કંઇક વહેલો પહોંચ્યો. દરવાજાના થાંભલા પર તેમણે બેચાર જૂની મૂર્તિઓ ચડાવી છે અને એક હિંદુ પાસે રોજ પૂજા કરાવે છે. મેં માણસને તપાસ કરવા મોકલ્યો કે ડૉ. કઝિન્સ આવી ગયા છે કે નહિ, પણ તેને બદલે રોરીક સાહેબનો જ નોકર મને તેડવા આવ્યો. હિમાલયની હવામાં ખીલવેલા બગીચા વચ્ચે ઊભેલો રોરીક હૉલ સાદાઇનો નમૂનો છે. બારણા આગળ જ ચિત્રમાં જોએલી ઋષિમૂર્તિ સામી આવતી દેખાઇ. હું



પળવાર શાંતિથી નમસ્કાર કરી ઊભો રહ્યો. તેમણે હાથ પકડી લઇ મને અંદર ખેંચ્યો. પાછળ જુવાન કાઇસર જેવા



પ્રો. નીકોલા રોરીક

નિર્મળ ચહેરાના તેમના જુવાન પુત્ર સ્વેતોસ્લાવ સાથે પરિચય કરાવ્યો અને ઉપરના માળે લઈ ગયા. હું વહેલો જ ગયો હતો. ડૉ. કઝિન્સ આવ્યા ન હતા, પણ મને તો તેમણે પરિવારમાં સંકોચરહિત કરી દીધો. પોતે મહાન પુરુષ ન હોય પણ વાત્સલ્યભર્યા સગા મુરબ્બી હોય તેમ પાસે બેસાડ્યો અને કહ્યું, 'We were known by spiritual relations but unknown materially.'

આ હિમાલય મનુષ્યમાત્રને તાજગી આપનાર સ્થાન છે; કૌરવો અને પાંડવોના અહીં વાસ છે; સામેના શિખરે અર્જુનની જગ્યા છે એમ લોકો માને છે; હિંદના લોકો કેમ હિમાલયને વીસરી ગયા? કળાને બદલે છળ અને નાદ વધ્યાં છે; કળા તદ્દન સાદી, જનમાત્રને માટે સરળ થવી ઘટે: simple થવા પ્રયત્ન કરો; સાચી કળાનો પ્રસાદ સર્વત્ર ફેલાવો તો લોકોનાં દિલને રાહત અને આશ્વાસન મળશે; વગેરે ઘણું છુટ્ટું છુટ્ટું તેમને મોંએ સાંભળ્યું. એવામાં ડૉ. કઝિન્સ આવ્યા. અમને વાતો કરતા જોઈ,–જાણીને જ નીચે રોકાઈ પડ્યા. પાછળથી માર્ગારેટ માઈજી આવ્યાં એ તો ખરેખર દુનિયાને પહોંચી વળે એવાં છે. ડૉ. કઝિન્સની આસપાસ તેની વ્યવસ્થા ચિવટ અને ગણતરીનો કિલ્લો એ બાંધી રાખે છે. રસોઈ, ચા, ઘરની ગોઠવણ, દીવાબત્તી અને પત્રવ્યવહાર સુધીનું નિયંત્રણ તે જ ચલાવે છે.

બધાં આવી ગયાં એટલે અમે ચાના રૂમમાં આવ્યા. બીજા એકબે મહેમાન પણ હતા. પણ મૅડમ રોરીકનું ભર્યું-ભર્યું હાસ્ય અને મીઠી મહેમાની સૌને સરખી મળતી હતી. મને પ્રો. રોરીકે પાસે-બેસાડી તજવીજ રાખવા માંડી તો ડૉ. કઝિન્સ મૅડમ રોરીક પાસે હતા. એ આખા યે રૂમની દિવાલો ને કબાટો તિબેટનાં ધર્મચિત્રો, ગ્રંથો, પૂતળાં વગેરેથી ભરચક છતાં વ્યવસ્થાથી આહ્લાદક હતાં.

ચા પૂરી થતાં સૌ ઊઠ્યા, કારણ કે બીજા મહેમાનો જવાના હતા. એમને વળાવી ડૉ. કઝિન્સે જણાવ્યું કે રાવજી તમારા માટે ભેટની ચીજો લાવેલ છે તે જોવા અંદર જઈએ. મૅડમ રોરીકને કાઠિયાવાડી ભરતની કોથળીમાં ગુજરાતનાં ચિત્રો મૂકીને ભેટ ધરી. રોરીક સાહેબને આપણી જૂની પિત્તળ-કારીગરીની એક ગરુડની મૂર્તિ આપી અને કનુ દેસાઈનાં પ્રકાશનો તેમજ ચિત્રકલાપ આપ્યો. બહુ જ ખુશ થયેલા જણાયા. એમાંનાં ચિત્રોની નકલો એમના Flama નામના માસિક માટે છપાવી હોય તો શો ખર્ચ આવે તે પૂછ્યું. ચિત્રોના વિષયો જોઈ બહુ જ ખુશ થયેલા જણાયા.

મારે ડૉ. કઝિન્સ સાથે સાંજે ખાણાહાર લેવાનો હતો, એટલે હું તેમની સાથે તેમના ઉપરના મકાને ગયો. માર્ગારેટ માઈએ બહુ જ સાદું પણ સ્વાદિષ્ટ ખાવાનું કરી રાખ્યું હતું. થોડીક વાર હતી એટલે પાસેની ખીણમાંથી બિયાસ નદીનો સ્વર આવતો હતો તે તરફ અમે બેઠાં. ડૉ. કઝિન્સે વાત કરતાં તેમનાં કાર્યો ગણાવ્યાં તો હું અજબ થયો કે આટલી ઉંમરે તેમની તબિયત નાના બાળકની જેમ સાચવી રાખવી પડે એવી છે છતાં કેટલું ગંભીર અને ચિંતનભર્યું કામ તે કરી રહ્યા છે.

જમવાની વેળા થઈ એટલે અંદરના ખંડમાં ટેબલ તૈયાર કરાવ્યું. અહીં વીજળી આવી નથી, એટલે ટેબલ પર બે મીણબત્તી ગોઠવી અને ધૂપસળી સળગાવી. વાતો કરતાં જમવાનો બહુ જ આનંદ આવ્યો: સ્વચ્છ, સાદું, સ્વાદિષ્ટ ભોજન. પહાડી પંડિતોની કાળી મેશ-ભરી રસોઈ મેં રસ્તે ખાધી હતી, તેથી રુચિ મરી જવા આવી હતી તે તાજી થઈ.

જમીને તુરત હું મારા ડાક બંગલે આવ્યો અને રાગનાથને ઘેર જવા રજા આપી. પરમ દિવસે નીકળવાનો વિચાર ડૉ. કઝિન્સ આગળ મેં મૂકી દીધો છે. કાલનો દિવસ કામથી ભરચક છે. કાલે બપોરે પ્રો. રોરીકને ત્યાં જમવાનું છે અને બપોરે ચા ડૉ. કઝિન્સને ત્યાં છે.

નીકળવાનો સમય નક્કી કર્યા પછી મને વખત થોડો થોડો લાગવા માંડ્યો. પ્રો. રોરીકને ત્યાં અગિયાર વાગ્યે જવાનું હતું, છતાં સવારમાં વહેલા ઊઠી હજામત વગેરે પતાવી ચા પી લીધી. બહાર પણ કુદરત અનુકૂળ દેખાતી હતી. એકેએક પર્વત સ્પષ્ટ દેખાતો હતો; પાછળની બરફ છવાયેલાં શિખરોની ચળક પણ નજરે પડતી હતી; એટલે પહેલાં તો ઉપરના ભાગે શિખર પર જણાતું મંદિર જોવા ચડ્યો. ચડતાં ચડતાં હવા સ્વચ્છ થવાથી બે ત્રણ ફોટોગ્રાફ લઈ શક્યો.

મંદિરની છબી લેવાઈ ન લેવાઈ ત્યાં તો વાદળાંએ ફરી ઘેરી લીધાં અને હું ઊભો હતો ત્યાં પણ ઠંડો પવન આવવા માંડ્યો. પહાડી હવાની આ વિચિત્રતા. ઘડીમાં કંઈનું કંઈ બની જાય. હું ઝપાટાબંધ નીચે આવ્યો. ડૉ. કઝિન્સે હું

નિયમિત રહી શકું માટે પોતાનું રિસ્ટ વૉચ મને આપેલું હતું. મને પણ ઠીક શિખામણ મળી કે આવા સ્થાનમાં ઘડીઆળ વગર ફરવું નહિ જોઇએ. શામનાથે પાણી ગરમ રાખ્યું હતું એટલે નાહી લીધું. તેણે ખબર આપ્યા કે જે ડૉક્ટરે કાલે ક્વિનાઇનની ગોળીઓ આપી હતી તેણે મારું નામ માગ્યું છે, એટલે મેં આભારપ્રદર્શન સાથે મારું કાર્ડ મોકલી આપ્યું. ડૉ. શર્માનો જવાબ આવ્યો કે પોતે મને બપોરે મળવા આવશે. આવે ઠેકાણે સુશિક્ષિત માણસોની સોબત મળવી દુર્લભ એટલે તેને પણ એવી તક ગમે. મને પણ તેની વહેલી ખબર પડી હોત તો હું મળી આવ્યો હોત. કારણકે ઘણી વાતો એવાંના સમાગમથી જાણવા મળે. પણ એ મુલાકાત બને એવું હતું નહિ, એટલે ૧૧ વાગ્યા પહેલાં જરા વહેલો નીકળ્યો અને રસ્તામાં ડૉ. સાથે માત્ર હાથ મિલાવી આગળ ચાલ્યો.

જરા ચઢાણ પછી રોરીક હૉલને દરવાજે પહોંચ્યો તો પણ ત્રણ મિનીટ બાકી હતી, એટલે દરવાજે ડૉ. કઝિન્સની રાહ જોતો ઊભો રહ્યો. ત્યાં રોરીક હૉલનો પટાવાળો આવ્યો. તે કહે, અંદર આવીને જ બેસો. અંદર ગયો ત્યાં રોરીક ઋષિ પોતે જ આગળ આવ્યા અને મને હાથ પકડી ઉપર લઇ ગયા. તેમના પુત્ર સ્વેતોસ્લાવ પણ ઉત્તમ પ્રકારના આર્ટિસ્ટ છે. તે પણ હાજર હતા. ડૉ. કઝિન્સના આવવાની રાહ જોયા વિના તેમણે તો સામે ઇઝલ (ચિત્રપીઠ) ગોઠવી અને 'Father, shall I begin?' કહી ડોસાની હા મળતાં નોકરની મદદથી એક ચિત્ર લાવી મૂક્યું રોરીકનાં ચિત્રોની ખૂબી એ છે કે તેના તેજ અને પ્રભાવ આગળ બધું ઝાંખું થઇ જાય છે, અને સ્થળ તેમજ કાળથી આપણને તે છૂટા કરી શકે છે. ચાર કે પાંચ ફૂટનાં આ ચિત્રોની ખૂબી ચોપડીમાં છાપેલાં ચિત્રો હજારમા ભાગે પણ રજૂ કરી શકયાં નથી, તો પછી વર્ણનથી તેનો ખ્યાલ આપવો અશક્ય જ છે. લગભગ ૨૮ નવાં ચિત્રો મેં જોયાં. હિમાલય અને તિબેટનું મહાકાવ્ય અહીં રચાતું જોયું. પ્રો. રોરીકે કંઇ નહિ તો ય એવાં ૫૦૦૦ ચિત્રો કરી નાખ્યાં છે! તેની યાદી અને વ્યવસ્થા તેમના સેક્રેટરી અને Flamaના હિંદી પ્રતિનિધિ મિ. શુબુયેવ સંભાળે છે.

ડૉ. કઝિન્સ થોડી મિનીટો મોડા આવ્યા અને કાર્ય શરૂ થઇ ગએલું જોઈ મને કહ્યું કે તેં તો અમેરિકન ઝડપે કામ ઉપાડ્યું છે! પણ બીજું શું થાય? દિવસો સુધી એક એક ચિત્ર ચિંતન અને કુમાશ આપે એવું હોય છે. પ્રો. રોરીકનાં ચિત્રો પૂરાં થયાં એટલે સ્વેતોસ્લાવે પોતાનાં ચિત્રો રજૂ કરવાની ઇચ્છા દર્શાવી કામ શરૂ કર્યું. ૩૫ વર્ષનો આ તરુણ તેના સ્વચ્છ, કુમાશ અને સુઘટિત ચહેરામાં વિનય અને જ્ઞાનથી વધેલો તરુણ ક્રાઇસ્ટ જેવો છે. તેનાં ચિત્રો એક પ્રખર કળાકારની ઝાંખી કરાવે છે. રોરીક હાકસની પરંપરાની અચૂક પ્રતીતિ તે કરાવે છે, છતાં તેના પિતાનું અનુકરણ કરતો નથી. તેણે પણ હિમાલયનાં અને તિબેટનાં ચિત્રો કર્યાં છે. તેની વિશિષ્ટતા તો પોર્ટ્રેટ (છબિચિત્રો) કરવામાં જ છે. તેના પિતાનાં અને પોતાનાં ચિત્રો તેણે વિવિધ રીતે કરી જગત પરનાં જુદાંજુદાં મ્યુઝીઅમોમાં મોકલ્યાં છે. રશિયા, ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકાના ફરતાદ કલાકારોને તેણે સોંપ્યા છે અને પ્રથમ પંક્તિનું માન પામેલ છે. છતાં તેના વિષે હિંદમાં આપણે કંઇ ન જાણી શકયા એ નવાઇ. આપણી મોટીમોટી ચિત્રશાળાઓ અને યુનિવર્સિટીઓ તેને આમંત્રણ આપીને આંગણે આવેલી એ ગંગાનો લાભ લઇ શકત તેનામાં જરા યે અભિમાન નથી. તેને હિંદ પર બહુ ભાવ છે અને બાર કે પંદર વર્ષથી હિંદને ઘર બનાવ્યું છે. બીજા યુરોપીઅનોની જેમ હિંદી સ્વરૂપો અને સંસ્કૃતિની સૂગ નથી, પણ સન્માન અને પ્રેમ છે. મને તેના પારીસના અભ્યાસનાં ચિત્રો બતાવ્યાં. હિંદના પેન્સિલ-સ્કેચ બતાવ્યા. ચિત્રના પ્રાથમિક રંગાલેખો બતાવ્યા. એની બરોબરની કળાઓનું જ્ઞાન હિંદની કળાશાળાના કોઇ પ્રિન્સિપાલમાં પણ ભાગ્યે જ હશે. ચિત્રો ઉપરાંત તેનો શોખ વનૌષધિઓ ઉપર બહુ છે. સ્થાપત્ય પણ સારું જાણે છે. યુરોપ અમેરિકાની કેટલી યે કળાજ્ઞાનની સંસ્થાના તે સદસ્ય છે. અમેરિકાના રોરીક મ્યુઝિઅમના તે ઉપપ્રમુખ છે.



પ્રો. રોરીકના પુત્ર સ્વેતોસ્લાવ રોરીક

વખત તો ક્ષણમાત્ર બની ગયો. જમવાના વખતની નિશાનીઓ બેત્રણ વખત આવી. છેવટે મેં મારા કૅમેરાથી રંગરિંગ ઉપર બેત્રણ ચિત્રો લેવાનું કહ્યું તે પણ તેમણે સ્વીકાર્યું. ડૉ. કઝિન્સનું એક મોટું અધૂરું પોર્ટ્રેટ સ્વેતોસ્લોને કરેલું જોયું. તેની સાથે આર્ટિસ્ટની છબી લીધી. બીજાં પણાં સ્મરણચિહ્નો પાડવાં હતાં, પણ જમવાનો સમય મોટો મેંતા

તો, સરકારના ત્રણ વર્ષથી તેને હાથ કરવાના પ્રયત્નોને હંફાવતો, લાંબી ગિરિમાળાઓની એક ટૂંકથી બીજી ટૂંક પર ને એક ખીણથી બીજી ખીણનાં મથકોએ, ગજબનાક ત્વરાથી અજીત વિહરી રહ્યો છે, અને બ્રિટિશોના 'શાંતિપૂર્ણ નવા રસ્તા'નો સારગર્ભ પોતાના વતનભાઈઓને સમજાવી રહ્યો છે.

જ્વલતા સૂરજ નીચે ધખધખી રહેલી કઠોર પહાડીઓનો એ બાજરમાન ફકીર સાથેસાચું ફકીરી જીવન ગુજારે છે. લાંબી દાઢી, ભરાઉ ભવાં ને ગઠેલા બાંધાની છ ફૂટની ઊંચાઈની એની આકૃતિ પહાડી તોખમની આબેહૂબ પ્રતિકૃતિ છે. આજ સુધી એ અવિવાદિત જ રહ્યો છે. ધૂમ્રપાન કે મદ્યપાન પ્રત્યે તેને સાચા ઇસ્લામી સમો નફરત છે.

અને એવું જ કડક નિયમન એના અનુયાયીઓને આચરવું પડે છે. કાચા જ ખોરાકથી એમને ચલાવી લેવું પડે છે. ઘેટાંબકરાંના ચામડાં પર સૂઈ રહેવાનું ને ઓઢવા માટે પરાળ. એ આખી જમાતમાં સાદાઈ જાણે અંગેઅંગ વણાઈ ગઈ છે.

હાજી મિરઝાંઅલીખાન પોતાના એ અનુયાયીઓથી પોતાને ઉચ્ચતર ઠરાવે એવું કશું તત્ત્વ પોતામાં નથી આરોપતો, કે નથી પોતાની ઓલાદ માટે કશું ગૌરવ દર્શાવતો. એનામાં શૌર્ય છે એથી યે વધુ રહેમદિલી છે, કુનેહ છે એથી યે વધુ મહત્ત્વાકાંક્ષા છે. સરકાર ભલે એને ધાડપાડુ ગણાવે, પણ એ રંગદર્શી ભૂમિનો એ બેતાજ બાદશાહ છે. શિલકદારો પ્રત્યે એ અનુદાર છે એટલો જ નિષ્કિંચનો પ્રત્યે સખીદિલ છે, ને પોતાનું સર્વસ્વ તેમને અર્પી દેતાં તે આજ સુધી અચકાયો નથી.

આજ સુધી માત્ર એક જ ગોરો તેની સમીપ પહોંચ્યો અને તે અરબનો પ્રખ્યાત કર્નલ લૉરેન્સ. એ કાળેય પુરાણે બ્રિટને અફઘાનિસ્તાનની રાજશતરંજનું મહોરું બનાવા મોકલી આપ્યો. લૉરેન્સે મિરઝાંઅલી ખાનના કાનમાં કોણ જાણે શો મંત્ર ફૂંક્યો કે એ અંધાધુંધીમાં એ તટસ્થ જ રહ્યો. અમાનુલ્લાહને એની કુમક મળી હોત તો અવશ્ય કાબુલની ગાદી તેના હાથમાંથી જવાનો વખત ન આવત.

પણ આજે એના છળથી એ ખાન ચેતી ગયો છે. અને સરકાર પણ એની ગમ છે, એટલે એની મુંબેશ બદનામ બનાવવા ને ઉપાય ઓજો કાઢે છે. વચ્ચે હિંદુ છોકરીઓના અપહરણનું તેના પર આરોપણ કરેલું, પછી પાછું શહીદગંજની ચળવળમાં તેનો હાથ હોવાનું જાહેર કરેલું. પણ એ બદગોઈ માટે એણે રપષ્ટ જાહેરાત કરેલી કે ઇસ્લામની શરીઅત એવી વસ્તુઓ કોઈ દિવસ નભાવી ન લે. એવી પ્રવૃત્તિમાં પ્રાણ પૂરતો એના દિલમાં આઝાદીનો આતશ કેટલો પ્રજ્વલિત રહ્યો છે એ તો જવાહરલાલ પર આપણી મહાસભાની પ્રવૃત્તિ માટે ખુશબખ્તીનો સંદેશો મોકલી એણે સાબિત કરી આપ્યું છે.

અંગ્રેજોએ અફઘાનિસ્તાનની સહાયે તેને કબજે કરવાની ચાલાકી પણ અજમાવી જોઈ છે, પણ એમ થતાં જ સામી પીરની કાબૂલ પર ચઢી જવાની ધમકીએ એ લાઈલાજ બનાવી દીધી છે.

અને અંગ્રેજોના બધા પેચ નિરર્થક બનાવી દે એટલાં જોમ ને તરવરાટ એનામાં છે. એના જોમ માટે તો કહેવાય છે કે બે ટીંછેલો એણે એકલે હાથે સામનો કરી ચીરી નાખ્યા હતા. એ સુંદર નિશાનબાજ છે. બસો વારના અંતરેથી માણસના માથા પરની ટોપી તેના બાલને યે ઇજા કર્યા વગર તે ઉડાવી દઈ શકે છે. ને એવો જ પાકો એ કુસ્તીબાજ પણ છે. આજના કેટલાક 'આર્મચેર લીડરો'થી એ રીતે એનું વ્યક્તિત્વ નિરાળું પડે છે.

સરકારના પ્રતાપે આજે એ ઘરબાર વિનાનો બેહાલ રઝળુ બન્યો છે. ૧૯૩૬ના ડીસેમ્બરમાં એના ઘરનો નાશ કરવામાં આવ્યો ને એણે અસલકોટમાં ધામા નાખ્યા. ત્યાં પાછી ફોજ ચઢી, પણ ત્યાંથી યે અંબારો ને બારકંદાજોને થાપ આપી તે મદસુદ-બિટ્ટનની સરહદ તરફ નાસી ગયો. આજ એ વઝીરિસ્તાનમાં ક્યાંક રહ્યો હોવાની શંકા ચાલે છે, પણ હજુ આઝાદીનો એનો પડકાર નિર્બંધ વહ્યા જ કરે છે,

નિકલ આ ઓ કાતિલ હુનર આજમાએં;
તુ તેગ આજમા, હમ જિગર આજમાએં.

(ઓ કાતિલ બહાર નીકળ; આપણે પોતપોતાની શક્તિઓ અજમાવીએ. તું તલવાર અજમાવ; અને અમે અમારું જિગર અજમાવીએ.)

એ જિગરને હિંદના જુહાર હજો.

અશોક હર્ષ




એદલજી એલગીદાણાના મકાનની બાજુના જ કૅમ્પાઉંડમાં પતરાંના છાપરાની ને મરોડીથી ચણેલી ભીંતોવાળી ઝૂંપડીમાં બેકલનું કુટુંબ રહેતું હતું. બેકલ વલસાડનો વતની ને જાતનો દુબળો હતો. ગામમાં પેટનો ખાડો ન પુરાતાથી એનો બાપ છનીઓ એને લઈને ચારેક વર્ષ પહેલાં મુંબાઈ આવેલો. મહામહેનતે અને પચાસ ધક્કા ખાધા પછી બેકલને એક શેઠીઆના બંગલામાં માળી તરીકેની નોકરી મળી હતી. ચૌદ રૂપીઆનો પગાર નક્કી કરવામાં આવ્યો હતો. તે દિવસથી બેકલ અને છનીઓ આ ઝૂંપડું ભાડે રાખી ત્યાં રહેવા લાગેલા.

પહેલાં તો એ બે જ હતા, પણ પાછળથી વિસ્તાર વધવા લાગ્યો. પહેલાં તો બેકલનાં લગ્ન થયાં. એમના જ ગામના અને એ વખતે મુંબાઈમાં જ મહેનત મજૂરી કરી ગુજરાન ચલાવતા લાલુની છોકરી છીતલી સાથે બેકલનું જીવન કર્મથી અને ધર્મથી પણ મર્મ સમજ્યા વગર જોડાયું. દુબળા લોકના લગ્ન વખતે રીતરીવાજ મુજબ પીવાતા તાડીનાં પીપ તે વખતે ખાલી નહોતાં થયાં. આખી દુબળાની જાતમાં હોહા થઈ ગઈ કે છનીઓ તો લુચ્ચો અને લુખ્ખો નીકળ્યો. સંબંધીઓને એનાથી થોડીઘણી પણ તાડી પીવડાવી ના શકાય? આટલાં વર્ષોમાં કદિ એમની નાતમાં આવો બનાવ નથી બન્યો. છનીઓ કોણ કે તાડી ના પીવડાવે? છનીઓ કોણ કે રીતનું ધોરણ અને રીવાજના બંધનની અવગણના કરે?... અને પાંચ દસનું ટોળું છનીઆ પાસે પહોંચ્યું.

'તેં તાડી ની પીવડાવતો છે ને લગન હાના કરે?' ટોળાની વતી એક જણે પ્રમુખપદ લઈને પૂછ્યું.

જવાબમાં છનીઓ ગાંડું હસ્યો અને પછી ટાઢકથી કહ્યું, 'તાડી પીવડાવવા મારી પાછે પૈહા ની મલે. ચોખા, દાલ, છાક વીગેરે ખાવાનું ખૂબ કમેલું છે જો. લોહી ચુસી લે એવી તાડી હાને પીવાની?'

છનીઓ દારૂ-તાડીનો ખૂબ વિરુદ્ધ હતો. એનો બાપ એને કહેતો ગએલો કે 'છનીઆ આ ઝૂંપડું વેચાયું, આ થોડાઘણા જે દાગીના હતા તેનું મારવાડીને ત્યાં દફન થયું, આ ભૂખમરાની કારમી જંજીરમાં જકડાયા, આ તારી મા ગળે ફાંસો ખાઈને મરી ગઈ એ બધા પ્રતાપ દારૂ-તાડીના. જો તને આબરૂ વહાલી હોય, જો તને ઇજ્જતની ખેવના હોય તો દારૂ તાડીનો પડછાયો પણ તારા ઉપર ન પડે એની ચોકસી રાખજે.' પચીસ વર્ષ વીતી ગયાં એ વાતને, પણ હજી છનીઓ પોતાના બાપનાં એ વેણ નહોતો ભૂલ્યો.

ખૂબ માથાઝીક કરી, અંતે હારી, મનમાં ને મનમાં સરસ્વતી ભણતું પેલું 'ડેપ્યુટેશન' પાછું વળ્યું.

ચાર વર્ષ પહેલાં બેકલ છીતલીને પરણ્યો ત્યારથી અત્યાર સુધીમાં છીતલીએ એને બે પુત્રરત્નનું નજરાણું ધર્યું છે. બાળકોનાં રૂદન, હાસ્ય અને કાલીકાલી બોલીના ધ્વનિથી એ ઝૂંપડી હવે શ્વાસ લેવા લાગી છે; સજીવ બની છે. અઢી વર્ષની ઉંમરનો સુખલો ચાલતાં શીખી ગયો છે અને ભાગીતૂટી ભાષામાં 'બા-બાપાં' બોલતાં પણ એને આવડી ગયું છે. બેકલનાં ખોળામાં કોઈ વખત સુખલો જ્યારે લઘુશંકા કરી બેસતો ત્યારે બેકલનો મિજાજ જતો. એને મન હળવા હાથની પણ બાળકને મન લાકડીના ફટકા જેવી ટપલી મારતાં એ બબડતો, 'આવો ને આવો રહેલો જો તારામાં હજુન અક્કલ ની આવેલી. પંચીયું બગાડી નાખેલું તે કોણ ધોવા? તારી મા?'

અચાનક શેઠની નજર ઈંડાં સેવતી મરઘી ઉપર ગઈ. મરઘીની નીચેથી ડોકિયાં કરતાં ઈંડાં એમની નજરમાં પેસી ગયાં. એમણે કંઈક વિચાર કર્યો અને પછી એ માંડી વાળ્યો.

'ઠીક તારે...સાંજના...' જતાંજતાં એમણે કહ્યું.

'વારૂ છેદ.'

ઈંડાં મૂક્યાને ઘણા દિવસ થઈ ગયા છે. હવે તો એ ઈંડાં ઈંડાં નથી રહ્યાં: સાત નાના નાના જીવ એમાંથી પ્રગટ થયા છે. જ્યાં જ્યાં મરઘી જાય છે ત્યાં ત્યાં એ સાતે બચ્ચાં એની આજુબાજુના કુંડાળાના આકારમાં ફરી વળી એની સાથે સાથે જાય છે. મરઘીને પણ એ બહુ ગમે છે. બધાંની વચ્ચે એ કોઈ મહારાણીની અદાથી ચાલે છે. એની જિંદગીના મુગટમાં હવે માતૃપદની યશકલગી લાગી છે અને તેથી એનું ગૌરવ વધ્યું છે. સાત બચ્ચાંમાં જે એક લંગડું છે એ મરઘીને બીજાં કરતાં વધુ વહાલું છે. જ્યારે એ બચ્ચું પાછળ રહી જાય છે ત્યારે મરઘી ઊભી રહે છે અને એના આવ્યા પછીથી જ પાછી આગળ વધે છે. બચ્ચાંઓનો કલરવ આખો દિવસ ખાલી વાતાવરણને ભર્યું ભર્યું કરી મૂકે છે.

તે દહાડે સાંજે ભેકલ તાડીથી ચકચૂર બનેલો ઝૂંપડીમાં દાખલ થયો. ટોપીને એક બાજુ ફગાવી; કોઈ હોટલમાં વાગતી કોઈક નાટકના અશ્લીલ ગાયનની રેકર્ડમાંની મહામહેનતે યાદ રાખેલી કડીઓ ગણગણવા લાગ્યો. ઝોળીમાં સૂતેલા નાનાને હીંચોળતી છીતલીએ એક નિઃશ્વાસ નાખ્યો, અને છનીઓ, 'કોઈપણ ભોલાચાંદીનું મંગળાચરણ થાય તે પહેલાં, ગામમાં કામ હોવાના બહાના નીચે ઘર બહાર નીકળી ગયો. છીતલીએ છનીઆના ગયા પછી, ખૂણામાં દિવાલને અઢેલીને બેઠેલા ભેકલને ઢંઢોળ્યો; પણ હદબહાર પીવાઈ ગએલી તાડીના નશાએ એની આંખને ઊંચી થવા ન દીધી.

છીતલીએ છુંછાડો માર્યો, 'પાછો પીને આવેલો કની? તાડીમાં ને તાડીમાં ઘરનું સત્યાનાશ કાઢી નાખવાનો જો. ભૂખે મરશ પણ તાડી પીવા એમ જ કની? વાસ પણ કેવી મારે! ગટરનું મેલું પાણી પણ એવી વાસ ની મારે. તાડી પીવે તે આમારા લોહી હાને નથી પીતો!'

ભેકલ તો દારૂડીઆને સહજ એવા હાસ્યથી, હોઠના વળની જીભે પેલી કડીઓ ગણગણતો રહ્યો અને હાથથી ચાળા કરતો રહ્યો.

એ રાતે સુખલાએ એની માનો કેટલો માર ખાધો? રાંધેલું ભોજન કેટલું પડ્યું રહ્યું? ભેકલે ક્યાં સુધી પેલી અશ્લીલ કડીઓનું ગુંજન કર્યું? છીતલીએ રાત કેમ વિતાવી અને છનીઓ રાતના કેટલા વાગે ગામમાંથી ઘેર આવીને છાનોમાનો ઝૂંપડી બહાર વગર બિછાને સૂઈ ગયો?... આનો અહેવાલ નથી.

બીજે દિવસે છીતલીએ અને છનીઆએ જાણ્યું કે દુઃખના ડુંગર માથે પડવામાં હવે વાર નથી. ભેકલની નોકરી તૂટી ગઈ છે. તાડીના નશામાં શેઠને ગાલિપ્રદાન દેવાથી શેઠે જવાબ આપી દીધો છે ચૂકતે લીધેલો પગાર ગઈ કાલે રાતના ભેકલે તાડીના પીઠાવાળાને ચૂકતે કરી દીધો છે. હવે ઘરમાં એક પાઈ પણ નથી રહી. હજી કાલનો દિવસ ચાલે એટલો બાજરીનો લોટ છે; પછી જો કંઈ જોગવાઈ ન થઈ તો ચૂલો ટાઢો રહેશે ને નાનાં બાળકો ભૂખ્યાં રહેશે. આ વિચાર આવતાં છીતલી સળગી ગઈ અને છનીઓ દુઃખનો માર્યો ભજન લલકારવા બહાર ચાલ્યો ગયો.

ચાર રાતનાં અંધારાં અને ત્રણ દિવસનાં તેજ આવ્યાં અને ચાલ્યાં ગયાં. ભેકલ એ ત્રણે દિવસ ઘરમાં જ પડ્યો રહ્યો; નોકરીની કે મજૂરીની શોધમાં જવાનું એને મન ન થયું વડવાઓએ મૂકેલી મિલકતનો ઉપભોગ કરી રહેલા કોઈ બાપકમાઉના જેટલા જ નિશ્ચિંત મનથી એ ઘરમાં બેસી રહ્યો.

છનીઓ બિચારો મુંઝાયો. અત્યાર સુધીમાં આવા કારમા દહાડા એણે નહોતા જોયા. જ્યારથી એણે મજૂરી કરવી છોડી દીધી છે ત્યારથી જ ભૂખના બળાપા શરૂ થયા છે. ત્યારથી જ કંગાલિયત એ ઝૂંપડીમાં પથારો પાથરીને બેઠી છે; કેમે કરી જતી જ નથી... અને છનીઓ કરે પણ શું? મજૂરી કરી કરીને બિચારે જીવનની કિતાબનાં પંચોતેર પાનાં તો ફેરવી નાખ્યાં છે. હવે એનું વૃદ્ધ શરીર મજૂરીનો બોજ ઝીલી શકતું નથી. એ પીળું પાન હવે ખરી પડવાની રાહ જોતું અંતિમ જિંદગી જીવતું હતું. એણે મજૂરી છોડી ત્યારે એને એક આશ્વાસન હતું કે ભેકલ કમાય છે એટલે વાંધો નહિ આવે. પણ એનું

સ્વપ્ન ફળે તે પહેલાં તો ભેકલ લફંગા દોસ્તદારોની સંગતે તાડી પીતો થયો. એની કમાઇ, તાડી રૂપી પ્રવાહી બની એનાં હાડચામ ઓગાળી નાખવા અને કુટુંબને ભૂખમરાની ખીણમાં ગબડાવવા એના જીવનના તાણાવાણામાં ગુંથાઇ ગઇ. છનીઓ જાણતો હતો કે ભેકલ તાડી પીએ છે, પણ એટલું એ નહોતો જાણતો કે તાડી પીએ છે તો ખરો પણ ખૂબ જ પીએ છે અને બીજાને પીવડાવી મોટાઇનો આનંદ લે છે. હવે એણે એ જાણ્યું, અને એ પણ જાણ્યું કે પોતાનું હૈયાત અને ભેકલાની જનેતાનું દૂધ એળે ગયું છે.

છીતલી બેઠી બેઠી નાના ઉપર હાથ ફેરવી રહી હતી ત્યાં છનીઓ ગયો સુખલો તો 'ભૂખ ભૂખ' કરી, રોઇરોઇને થાકી, આખરે ઊંઘી ગયો હતો નાનો થોડી થોડી વારે ભૂખનો માર્યો રડતો હતો. છનીઆએ છીતલી તરફ જોયું. કૃશ દેહની ને ચાર દિવસના અપવાસવાળી છીતલી નાનાને થોડું પણ પોષણ આપવા સાવ અશક્ત હતી. દૂધ પણ ક્યાંથી? છનીઓ દીન દૃષ્ટિએ છીતલી તરફ જોઇ જ રહ્યો અંતે માંડ માંડ કહ્યું, 'છીતલી, તું ગભરાય હાની! આ મજૂરી ની મળે એટલી વાર. પછી તો પેટ ભરીને જ પેટ. રડે હાની તું?'

પછી વૃદ્ધ છનીએ હસવાનો પ્રયત્ન કર્યો. મોં ઉપર મરકાટ તો આવ્યો પણ આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. છીતલીએ આ જોયું અને એ પણ રડી પડી. હજી થોડા દિવસ ઉપર જ એણે ભેકલને નહોતું કહ્યું, કે છનીઓ શું કામ મજૂરીએ નથી જતો? હા, કહ્યું તો હતું! તો પછી આજ છનીઓ પોતે જ જ્યારે મજૂરીએ જવાનું કહે છે ત્યારે એની પાંપણો ભીની કેમ બને છે! એ વિચારેને, કે અરે બિચારો ખખડી ગએલો ડોસો મજુરીએ જાય અને પોતાનો ધણી આરામ કરે? અરે એ વૃદ્ધ કુટુંબ કાજે પસીનો નીતારવા જાય અને પોતે જુવાનજોધ એમ ને એમ બેસી રહે? ના . . . એ ન બને.

'એ ની ચાલે' છીતલીએ કહ્યું; 'તું તારે નાનાને રમાડીઆ કર. તારો પોરો છેડીઓ થ્યો પણ હૂં મજુરી કરા, પેટ ભરા, તું આ ઘરડે ઘડપણ મજુરી કરવા હાનો જાય? ઘેરે બેઠી રે.'

લાંબી રકઝકને અંતે એમ નક્કી થયું કે છીનલી મજૂરીની શોધમાં જાય અને છનીઓ છોકરાંઓ રાખે અને ઘર સાફ કરે. કેટલાંય વેણ કહ્યાં છતાં પણ જ્યારે ભેકલનું રૂંવાડું ય નથી ફરકતું તો એ ભલે ગોદડું પાથરી વડના ઝાડ નીચે આખો દિવસ પડ્યો રહે. હવે એ લોકો એને કશું વધારે નહિ કહે; જે કહેવાનું હતું તે કહેવાઈ ગયું છે. સસરો અને પુત્ર-વધૂ બંને એને બતાડી આપશે કે એના વિના પણ એમના જીવનનાં ચક્રોમાં તેલ પુરાશે. એની મદદની લીરડી વિના પણ કુટુંબની તૃષા છીપશે.

બીજા દિવસની સવારથી જ છીનલી મજૂરીની તલાશમાં નીકળી પડી. છનીએ ઘર સાફ કરી નાખી, પેલાં મરઘીનાં બચ્ચાંઓની તરફ કરુણ દૃષ્ટિથી જોયા કર્યું અને ભેકલ આખો દિવસ સૂતો જ રહ્યો. એનાં નસકોરાંના અવાજમાં પેલાં મરઘડાંનો કલરવ ડૂબી ગયો.

સાંજના થાકેલી પાકેલી ને ધૂળથી છવાએલી છીતલી ઘેર પાછી ફરી. છનીઆને જોતાં જ સાડલાને છેડે બાંધેલા પાંચ આના એને આપી દીધા.

છનીઆએ પૈસા ગણ્યા અને છીનલીને પાછા આપતા કહ્યું, 'ગાંડી રે, મને હાના આપે? નાનો દૂધ માગતો છે,સુખલો ખાવાનું માગતો છે, તે કાંથી કાઢા?'

. . . અને એ વિચારે ચઢ્યો. સવારના આઠથી તે સાંજના સાત વાગ્યા સુધીની મજૂરી પાંચ આના. કુટુંબનાં પાંચે જણ ભૂખ્યાં ડાંસ. કેમ કરી ચાલશે! ત્રણ પૈસાનું તો નાનાને માટે બાળું દૂધ જ લાવવું પડશે. ભેકલ નોકરીએ નથી જતો તે શું થયું? એને ખાવાનું તો આપવું પડશેને? અને પાંચ રોટલા સિવાય એની ભૂખ ન ફીટે. પછી . . . પછી . . . પછી? . . . અને પૈસા પાંચ આનાના..

છનીઓ પછી પેલાં બચ્ચાંની ખબર કાઢવા ચાલ્યો ગયો. જતાં જતાં કહેતો ગયો, 'અનારના હું જમવાનો ની. પેટમાં બહુ દુખે છે કની!'

પોતાનાં બચ્ચાં ભૂખ્યાં ન રહે એ માટે છનીઓ તે દહાડે જૂઠું બોલ્યો. પેટમાં દુખવાનું બહાનું એ એની જિંદગીનું પહેલું જ અસત્ય વાક્ય હતું. એણે મરઘીનાં બચ્ચાં પાસે જઇ મોટે રાગે ભજન ગાવું શરૂ કર્યું અને એ ભજનની કડીઓને ઠેકે ઠેકે છીતલીએ ચૂલા પાસે બેસી રોટલા ઘડવા શરૂ કર્યાં..

બીજા દિવસની સવાર એક દુઃખદ કહાણી કહેતા



ભેકલની જિંદગીમાં આજ એવી ઘડી આવી પહોંચી. બાપના શાપ જેવા બોલ આજ એ સાંભળી રહ્યો

લાગી. છીતલીથી મજૂરીએ જવાયું નહિ. ગઈ કાલની રાત નાનાને અને છનીઆને તાવની બક્ષિસ આપી ચાલી ગઈ છે. કોણ જાણે ક્યાંથી અને કેમ, એક જ રાતમાં બંનેને તાવ ચડ્યો. ભેકલ છનીઆના ગોદડા પાસે બેઠો છે; છીતલી નાનાની સારવારમાં રોકાઈ છે. ચૂલામાં રખ્યા નથી વળી.

બપોરના બાર વાગ્યા સુધીમાં તો છનીઆનો તાવ એકદમ વધી ગયો, એની માંદગી ગંભીર સ્વરૂપ પકડવા લાગી. પ્રાનતો ખરવાનો વખત હવે થવા આવ્યો છે. તુટક તુટક એ એક વાક્ય બોલે છે: 'ભેકલ . . . હું . . . ગામે જવાનો . . . જો. પાર ની . . . થાય . . . આજ ની . . . તો . . . કાલ સુધીમાં . . . તો . . . જરૂર . . . હું મરૂ . . . પછી તું . . . ખૂબ . . . તાડી પીજે. . . . તને કેવાવાળો . . . હું . . . ની હોઉં ની! . . . તારા નાનાના . . . આંસુ પીજે . . . તારા કુટુંબની . . . આબરૂ . . . પીજે, . . . ખૂબ પીજે . . . હાં કે! . . . કુટુંબનું . . . સતીયાનાસ થાય તાં . . . લગન . . . તાં લગન પીજે.'

દરેકના જીવનમાં એક ઘડી એવી આવે છે કે જ્યારે એને પોતાનાં ખરાબ કર્મોનો પશ્ચાત્તાપ થાય છે. એ ઘડી જે ઝીલી લે છે એ તરી જાય છે અને છોડી દે છે એ સડી જાય છે. ભેકલની જિંદગાનીમાં આજ એવી ઘડી આવી પહોંચી. એ એના બાપના શાપ જેવા બોલ મૂગો મૂગો સાંભળી રહ્યો. એના મરણને કાંઠે પહોંચેલા બાપનું શુષ્ક મોં એકીટશે જોઈ રહ્યો. મરતા પિતાનાં એ વાક્યોએ ઊડવાની તૈયારી કરતા આત્માના એ સંદેશે એની હૃદયવીણાના તાર ઝણઝણાવ્યા અને પછી ભેકલના હૃદયમાં કારુણ્ય ઝળક્યું; એનો આત્મા જાગી ઊઠ્યો.

'બાપા,' એણે ગદ્ગદ કંઠે કહ્યું.

છનીઆએ ભેકલની આંખમાં આંખ પરોવી. એની આંખોએ ભેકલની આંખોમાંથી નીતરતી અબોલ વાણી સાંભળી લીધી. સંતોષના નિઃશ્વાસ સહ એ બોલ્યો: 'ભેકલ . . . આપણે . . . કોળીયા નથી. . . . હાં કે!'

'બાપા,' ભેકલે કહ્યું, 'આજથી હું તાડી ની પીસ. એક ટીપુ બી ની પીસ.'

અને પછી એનાથી ડુસકું ન ખમાયું; એ મોકળે સાદે રોઈ પડ્યો.

'છીતલી,' છનીઓ મહાપરાણે બોલ્યો, 'નાનો . . . મારી સાથે . . . ની આવવાનો. . . . મારી સાથે રમવા . . . ની આવવાનો એ.' પછી થોડીવાર રહી

એણે કહ્યું, 'ભેકલ . . . મરઘીનાં બચ્ચાં . . . છે કની . . . એને લેઇ આવતો.'

ભેકલ બચ્ચાં લાવવા ઊભો ન થઇ શક્યો. આજ પરોઢીએ જ એણે છ બચ્ચાં એદલજી શેઠને વેચી નાખ્યાં હતાં. કારણ એમ હતું કે એદલજી શેઠની આજ વર્ષગાંઠ હોવાથી એમને ત્યાં ભોજન સમારંભ થવાનો હતો. ભોજનમાં 'ચીકન' હોય તો ઠીક એમ માની એમણે ભેકલની સાથે સોદો કરી નાખ્યો હતો. પેલું લંગડું બચ્ચું એમણે નહોતું ખરીદ્યું.

છનીઆને હવે શો જવાબ ભેકલ આપે? કયા મોઢે કહે કે એ બચ્ચાં તો અત્યારે રંધાઇ ગયાં હશે?

'ભેકલી ક્યારે આવસે?' વળી છનીએ પૂછ્યું. દેહમાંથી હવા નીકળી જાય તે પહેલાં એકવાર મરઘીનાં બચ્ચાંને જોઇ લેવાનો એનો તલસાટ ઉગ્ર બનતો હતો.

ભેકલ મૂગો જ રહ્યો. એટલામાં પેલી મરઘી છાપરીની આંગણામાં આવી ભેકલ તરફ જોઇ ઊભી રહી. એનાં ગુમ થએલાં બચ્ચાંનો જાણે પત્તો પૂછતી ન હોય? પેલું લંગડું બચ્ચું ધીમે ધીમે એની માની બાજુમાં ફરી રહ્યું હતું.

પથારીમાં છેલ્લા શ્વાસ લેતા છનીઆએ મરઘીને જોઇ, પેલા લૂલા બચ્ચાને પણ જોયું. પણ બાકીનાં બીજાં ક્યાં ગયાં? એક છે ને બીજાં ક્યાં ભાગી ગયાં? મરઘી આમ બાવરી બાવરી શાને ચારે તરફ જોયા કરે છે? છનીઓ વિચારે ચઢ્યો. ફરીથી એણે પૂછ્યું, 'બચ્ચાં આવેલાં કે!'

'બાપા.' ભેકલે આખરે કહ્યું, 'તારી દવા કરવા છારૂ બચ્ચાંને વેચી નાખેલાં. એદલજી શેઠે લીધેલાં જો.'

આ સાંભળતાં જ છનીઓ પથારીમાં અર્ધો બેઠો થઇ ગયો. એણે ત્રાડ પાડી: 'વેચી નાખેલાં? . . . શાને . . . માટે? મારે . . . દવા . . . ની ખપે . . . હું . . . મરી જવા. મેં કીધેલું ઉતું . . . કની . . . બચ્ચાં ની . . . વેચવાનાં! આપણા માટે . . . જીવ જીવની દયા . . . ની કરવાની! બચ્ચાં . . . વેચી નાખેલાં? તો મરઘી બી . . . વેચની તી . . . કની! ઘુમલાને . . . અને નાનાને બી . . . વેચવો તો . . . કની? . . . અને . . . ને . . . છીતલીને . . . બી . . .' આવેશમાં બોલવાથી છનીઆને દમ ચઢ્યો, ખાંસી ઊપડી ને પછી એની જબાન બંધ થઇ ગઇ. લોહીનો એક કોગળો નીકળી ગયો. એનો આત્મા પેલી મરઘીના બચ્ચાંઓની શોધ કરવા ચાલ્યો ગયો.

છનીઓ બહુ માંદો છે એમ ખબર સાંભળવાથી એદલજી શેઠ જમી પરવારી છનીઆની ખબર કાઢવા આવ્યા. એના રાણી છાપના બૂટના 'ચું ચું' અવાજથી ભડકી પેલી મરઘી 'પક પકાક પક પક' કરતી દૂર જતી રહી અને ત્યાં ઊભી ઊભી એમની સામે તાકી રહી; જાણે પૂછતી ન હોય કે 'તમે જોયાં છે મારાં બચ્ચાંને!'

ધરાઇને ખાધેલા ભોજનનો સંતોષ એદલજીએ એક મોટો ઓડકાર ખાઇ વ્યક્ત કર્યો. પેલું લૂલું બચ્ચું એ ઓડકારનો અવાજ સાંભળી મરઘીની પાંખમાં લપાઇ ગયું.

ઓરડીની બહાર ઊભા રહી મિ. એદલજીએ ભેકલને પૂછ્યું. 'છનીઆને કેમ છે દીકરી!'

છનીઆની બંધ આંખ ને મોંમાંથી નીકળેલા લોહી સામે જોઇ રહેલા અને બંધ પડી ગએલા હૃદયના ધબકારા પાછા ચાલુ થશે એ આશાએ બેઠેલા ભેકલે એદલજી સામું જોયું. નીતરતી આંખે એણે કહ્યું, 'બાપા મરી ગએલા જો.'

ચંદુલાલ પટેલ

---

**પહેલી પનોતી** . . . . . . . . (અનુસંધાન પૃષ્ઠ ૩૫૮થી)

આજ એ જહાદ સામ્રાજ્યનાં દિલમાં તો દીવ, દમણ ને ગોઆ એ ત્રણ સંસ્થાનો જ બાકી રહ્યાં છે, પણ હિંદને પાપે બેઠેલી એ પહેલી જ પનોતી હતી, જેણે હિંદ એ દૂઝણી ગાય હોવાનો અને તેની પ્રજાના દૌર્બલ્યનો લેવાય એટલો લાભ લેવાનો બોધપાઠ સમસ્ત ગોરી જનતાને આપ્યો. એ બોધપાઠ પચાવી જેમ ડચો ને અંગ્રેજો હિંદને કિનારે આવ્યા તેમ ડેન, સ્વીડ ને ફ્રેન્ચો યે આવ્યા. એ બધાયના સંઘર્ષમાંથી છેવટે તો એકલા અંગ્રેજો જ ટકી શક્યા, ને એ ટકાવ છેવટે હિંદના હ્રાસમાં પરિણમ્યો. જોકે એ હ્રાસની પાછળ ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે એવાં આપણાં દૌર્બલ્ય, સંઘબળનો અભાવ, પરસ્પર વૈમનસ્ય, અદેખાઇ અને અવિશ્વાસનાં કારણો ઊભાં જ રહ્યાં છે. છતાં ત્રિશૂળની જેમ, અંગ્રેજ ફ્રેંચ ને પોર્ટુગીઝ એ ત્રિવિધ સત્તાનાં હિંદને ગળે ખૂંચેલાં ત્રણ શૂળોનું પ્રેરક બળ તો એકલી પોર્ટુગીઝ સત્તાની પહેલી જમાવટ જ રહે છે ને એટલે જ હિંદને માટે એ પહેલી પનોતીની ગરજ સારે છે.

અશોક હર્ષ



# સંસારનાં શહેરો

## (૨) બગદાદ

અગીઆરસેં વર્ષ પર હારૂન અલ રશીદના વખતમાં વીસ લાખની આબાદી ભોગવતું બગદાદ શહેર આજે જુઓ તો કાળના ચક્રનો તમને આબેહૂબ ખ્યાલ આવે. જ્યારે યુરોપ હજુ જંગલી અવસ્થામાંથી પૂરે પરવાર્યું પણ ન હતું ત્યારે શક્તિ અને સમૃદ્ધિ જ્ઞાન અને જાહોજલાલીનું ઇસ્લામી દુનિયાનું એ પ્રધાન કેન્દ્ર હતું. એકલા ઈરાકનું જ નહિ, પણ અરબસ્તાન, ઈરાન, મિસર, સીરિયા ને ઉત્તર આફ્રિકા સુધીના વિસ્તીર્ણ સામ્રાજ્યનું પાટનગર પદ એ શોભાવતું. આજે એ જોનારને ખ્યાલ જ ન આવે કે એક કાળે આ શહેર દુનિયાનું ફિરદોસ ગણાતું. આજે વેરાન પડેલો તૈગ્રીસ-યુફ્રેટીસ વચ્ચેનો પટ ત્યારે બગદાદની પરોશની નહેરથી સંધાઈ લીલોછમ બની રહ્યો હતો. આખું ઇરાક નહેરોથી ત્યારે ગૂંથાઈ 'અલેફ-લયલા'ની એ ભૂમિને રંગદૃષ્ટિએ ભરી દેતું હતું.







અને છતાં હજુ અવિસ્મરણીય પૂર્વનું બગદાદ એક અગત્યનું શહેર છે. એ ભગ્નસ્થાન નથી. પણ હવે પાછી એની ચડતી કળા આવી છે. ઉત્તર અરબસ્તાન, પશ્ચિમ ઈરાન અને ઇરાકના વેપારનું અને હિંદી મહાસાગર અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચેનું એ કુદરતી જ અગત્યનું મથક હોઈ એનો ઝડપી વિકાસ થતો જ જાય છે.

મોટે ભાગે અહીંથી ઊન, ચામડાં, ખજૂર, શેતરંજીઓ વગેરેની નિકાસ થાય છે ને બદલામાં યુરોપનાં કારખાનાંનો માલ આયાત થાય છે.

ઇસ્લામી તાકાતી ને શાહૂરના વખતમાં આ શહેરે ઘણા પલટા જોયા છે. આરબો પછી મોગોલો, ઈરાનીઓ ને તુર્કો પછી બ્રિટિશ સંરક્ષણ નીચે પણ, હાલ થોડાં જ વર્ષો પર પાછું તે આરબોના હાથમાં ગયું છે . . .

← બાજુનાં ચિત્રો: મથાળેથી (૧) યુફ્રેટિસના કિનારા પરની વસતિ (૨) બગદાદનો રાજમાર્ગ (૩) પોતાના બંને કિનારા પર બગદાદની વસાહત ધરાવતી યુફ્રેટિસ નદીનું વિહંગ દૃશ્ય (૪) બગદાદનો એક રસ્તો.-(Peoples of All Nations.)

ત્રિશૂળ જેમ આપણા રાષ્ટ્રશરીરને ખૂંચી રહેલાં પરશાસનનાં શૂળ શલ્ય બનાવનાર

# પહેલી પનોતી

દસ્યુઓનો ધ્વંસ કરી આર્યોએ સ્થાપેલા આર્યાવર્તના કાળથી જ આપણી ભૂમિ બહારનાં અનેક પરિબળોના હુમલાઓ સહન કર્યે જ આવી છે. જંગલી અવસ્થામાંથી બળવત્તર બનેલી યુરોપ–એશિયાની એવી એકે જાતિ બાકી નથી રહી જેણે હિંદ પર પોતાના ગોરચા ન માંડ્યા હોય. નાગ, શક, હૂણ અને ગ્રીક પછી ઇસ્લામે અરબનું લોહી ધમધમાવ્યું ને એણે યે સિંધ અને વાયવ્ય સરહદેથી ધૂસતા આવી છેવટે આખું હિંદુસ્તાન કબજે કર્યું. આ બધામાં ઇસ્લામ પહેલાંના આક્રમણોમાં સિકંદર અને સેલ્યુકસ નિકેટર સિવાયનાં આક્રમણો ભાગ્યે જ ભારરૂપ ગણાય, કારણ એ વિજેતાઓએ ભારતમાં આવી, સર્વાંશે ભારતીય બની, ભારતીય સંસ્કૃતિને વેગ આપવામાં ઊલટો અગત્યનો હિસ્સો પૂર્યો છે. ઇસ્લામનું પણ પછીથી તો કલેવર જ માત્ર ઇસ્લામી રહ્યું: એનો આત્મા તો ભારતીય બની ચૂક્યો હતો. પણ એ પછી રહીરહીને સોળમી સદીથી જે છદ્માનિભારી પ્રજાનો ભારત ભોગ બન્યું એ તો હિંદને કિનારે આવી નાંગરેલું એક પાપ જ હતું. એ પાપ હળવે હળવે પોતાનું પોત પ્રકાશતું ગયું ને ધીમેધીમે આખું ભારત એના બોજા તળે દબાઇ ગયું.

એ નવી પ્રજા તે દૂરદૂરના સાગર વીંધી આવી પહોંચેલી ગોરી પ્રજા. એ એક જ પ્રજા હિંદને આંગણે એવી ઊતરી કે જેણે સૈકાઓ પછી યે એના પ્રાણને જરા યે ધબક ન આપી, ને આજ સુધી યે એવી ધબક ન ઊઠવા પામે એને એ પોતાનો કર્તવ્યધર્મ માની રહી છે. હિંદને માથે આવી લાગેલી એ પહેલી પનોતી હતી, જેણે હજી આ દેશનો કેડો નથી મૂક્યો ને ન મૂકવો પડે તેની પેરવીમાં રહી છે.

એ ગોરી પનોતીના પહેલાં શ્રીગણેશ માંડ્યા પોર્ટુગીઝ પ્રજાએ. આજે તો 'સુવર્ણભૂમિ' નામથી હિંદને સંબોધવું એની મશ્કરીરૂપ જ લાગે, છતાં એ વખતે તો એ ખરેખર સુવર્ણભૂમિ જ હતું. સારી દુનિયાનો વેપારનું ત્યારે એ કેન્દ્ર હતું ને પ્રજાઓની પ્રજાઓ કેવળ તેના આડતિયા તરીકે રહીને પણ માલેતુજાર બની જતી. પોર્ટુગીઝ પ્રજાને મોહ જાગ્યો એવા આડતિયા બની આટલાંટિક કિનારાના એકહથ્થુ વેપારી બની જવાનો.

આ ઉદ્દેશને પાર પાડવા માટે પોર્ટુગીઝ સરકારે ત્રણ વહાણો તૈયાર કર્યાં: સામ જેબ્રાઇલ, સામ રાફાએલ અને સામ માઇગેલ. ત્યારના સુનંદા વહાણવટી વાસ્કો ડા ગામાના હાથ નીચે એ મૂક્યાં ને એ લઇને તે ઇ. ૧૪૯૭ના જુલાઇની ૮મીએ હિંદને કિનારે નાંગરવા નીકળી પડ્યો. જેમ બને તેમ જલદીજલદી ત્રણે વહાણો માલથી ભરી જઇ, પોતાના પડોશી રાષ્ટ્રોને એ વેગી પોર્ટુગાલને માતબર બનાવવાની એકમાત્ર મુરાદ જ એની પાછળ રહી હતી. એટલે આફ્રિકા નજીક આવતાં એની સાથેના માણસો જ્યારે કંટાળ્યા ત્યારે એમને હાથેપગે બેડીઓ નાખી, લાલ કિનારાના ખાજીરો ને મૂરોથી યે વધુ હેવાનિયત આદરતાં એ નહોતો અચકાયો.

અગિયાર મહિને એણે હિંદને દક્ષિણ કિનારે પગ મૂક્યો. કમનસીબે દક્ષ્ખણમાં ત્યારે એવી ભવિષ્યવાણી પ્રચારમાં હતી કે દૂરદૂરના ગોરા લોકો આવી હિંદુસ્તાનનું રાજ્ય કરશે અને એમનો જે વિરોધ કરશે તેને એ જડમૂળમાંથી ઉખેડી નાખશે. એટલે ગામાના ત્યાં પગ મૂકતાં જ ત્યાંની પ્રજાએ એ ભવિષ્યવાણી સાર્થક થવાનો કાળ આવી પહોંચેલો ગણી લીધો ને ડરીને એનાં બધાં વહાણો મરી, તજ, સૂંઠ, લવીંગ, જાવંત્રી ને જાયફળથી ભરી દીધાં.

ગામા પણ જેટલો વણિગ્બુદ્ધિ એટલો જ ચાણાક્ય ગોરા ત્રુણમનું ફરજંદ હતો. પહેલી જ નજરે હિંદી પ્રજાનું દૌર્બલ્ય એની આંખોએ માપી લીધું. પણ એ વખતે તો કશી નવાજૂની કર્યા વિના એ ચાલ્યો ગયો. મૂળ કીમત કરતાં સાઠ ગણો નફો એણે ભરેલા વહાણોએ અપાવ્યો, ને એથી ખુશ થઇ પોર્ટુગાલના રાજાએ તેને 'Lord of Conquest, Navigation and Commerce of Ethiopia, Arabia, Persia and India'નો ઇલકાબ આપ્યો.

અને ફરીવાર ઇ. ૧૫૦૨માં જ્યારે ગામા હિંદ આવ્યો ત્યારે પોતાની બદદાનત પાર પાડવાના ઇરાદાથી બધી સાધન સામગ્રી સહિત જ આવ્યો. આવતાં


કાલીકટનો રાજા ઝમોરીન પરદેશીઓને મુલાકાત આપે છે.

હિંદમાં કાયમ રહેલું સમૃદ્ધ સંસ્થાન ગોવા એણે જ પોર્ટુગીઝો આદિલશાહ પાસેથી જીતી આપ્યું; એણે જ વિજયનગર સાથે મૈત્રી બાંધી પોર્ટુગીઝોનો વેપાર ખૂબ વધાર્યો; ને એણે જ પોર્ટુગાલના રાજાને 'Lord of the Indies' ઘોષિત કરી 'હિંદીઆ પોર્ટુગીઝા' કાયમ કર્યું. પરંતુ એને જશ ન મળ્યો. પોર્ટુગાલના રાજાના ખુશામતીઆઓના ગોને ભોગ બનવું પડ્યું ને છેવટે હતાશ થઇ, દરિયામાં ડૂબીને એણે જાન આપ્યો.

પોર્ટુગાલનો ઇરાદો અહીં એકલો વેપાર એકઠો કરવાનો ન હતો. વિજય, વેપાર ને વટાળ (Conquest, Commerce and Conversion) એ ત્રિવિધ હેતુઓએ પોર્ટુગીઝોએ પૂર્વનાં પાણીમાં ઝંપલાવ્યું હતું. એકલા હિંદુઓ પર જ નહિ, મુસલમાનો પર પણ એમને એટલી દાઝ હતી, ને મુસલમાન દેશો પર એમણે ઓછો સિતમ નહોતો ગુજાર્યો. આ આલબુકર્કે તો મક્કાનો નાશ કરી, હઝરત મહંમદની કબર ઉખેડી નાખવાનો નિર્ણય કર્યો હતો ને જેરૂસલેમનું વેર વાળવા ખ્રિસ્તીઓના ધર્માધ્યક્ષ પોપે 'પેપલ બુલ'થી એ નિર્ણય વધાવી લીધો હતો.

ઇ. ૧૫૫૮માં ડૉમ કૉન્સ્ટન્ટાઇન ડા બ્રૅગન્ઝા ગોઆનો વાઇસરૉય નીમાયો ત્યારે લૂંટ મેલો આગ ને તલવારથી આખો મલબાર કાંઠો ઘૂમી વળ્યો. મૅંગલોર પર હલ્લો કરી એ શહેર તારાજ કર્યું અને આખી વસતિનો નાશ કર્યો. હળવે હળવે આખો કિનારો એણે પોર્ટુગીઝો માટે સાફ કરી આપ્યો. મૅંગલોર ઉપરાંત કોચીન, લંકા, દીવ ને મુંબાઇ બેટ સુદ્ધાંના એ ધણીરણી બની બેઠા.

આમ પારકે કિનારે સામ્રાજ્યસ્થાપના સુદૃઢ થઇ, ત્યાં ૧૫૬૦ની સાલ આવી ને અહીંની આખી વસતિ


ઈ. ૧૫૭૪ ના સમયમાં કાલીકટ બંદરનું દૃશ્ય

ખળભળી ઊઠી. યુરોપમાં નહોતી ચાલી એવી 'ઇન્ક્વીઝીશન' ગોઆમાં શરૂ થઇ. સ્પેનથી યે એ વધુ ભયંકર હતી. પોર્ટુગીઝ તાબાની સઘળી રૈયતને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાની ફરજ પાડવામાં આવી. મેસ્કીટાએ ૨૦૦૦ જેટલાની કતલ ચલાવી ને કાનાનોરમાં બળવો ફાટયો તેને નોરોનાએ કડક હાથે દબાવી દીધો. ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાનો ઇન્કાર કરનાર કેટલાયને શણમાં સીવીસીવીને દરિયામાં ફેંકી દેવામાં આવ્યા. ક્રિયાકાંડો કરવાની ને શાસ્ત્રો વાંચવાની મનાઇ કરવામાં આવી. મંદિરો ને મસીદોનો એકસરખો નાશ કરવામાં આવ્યો ને આફતમાંથી ઊગરવા નાસી જનારાઓને પકડીપકડીને મોતના મોંએ નાખવામાં આવ્યા.

આ રીતે પોર્ટુગાલે હિંદમાં પોતાના સામ્રાજ્યની જમાવટ કરી; અને એ જમાવટ થતાં સુધીમાં આફ્રિકા ને બ્રાઝિલમાં પણ એવી જમાવટ કરી દીધેલી હોય, સો વર્ષ સુધી તો કેપ ઑવ ગુડ હોપથી તે મસાલાના ટાપુઓ સુધીનો એકહથ્થુ વેપાર તેણે ખેડ્યા કર્યો. હિંદના સામ્રાજ્યની એની જમાવટ માટે એ જ દેશનો ઇતિહાસકાર મોરીઆ લખે છે કેઃ 'The conquest of India is repugnant to us, and strikes us with horror, on account of the injustice and barbarity of the conquerers, their frauds, extortions and sanguinary hatreds; whole cities ravaged and given to flames ··· soldiers converted into executioners after victory.'

આ લોકોનાં વહાણો એ કાળે હિંદના પૂર્વ તથા પશ્ચિમ કિનારાની આસપાસમાં ફરતાં જ રહેતાં ને જે હિંદી વહાણ દેખાતું તેને પકડીને લૂટી લેતાં. કિનારાની વસતિ પર પણ અવારનવાર લૂંટના ને જુલમ પર સેતાનિયત ગુજારતા. વળી આફ્રિકાથી ગુલામો પણ પકડી લાવી હિંદનાં બજારોમાં સસ્તે ભાવે વેચી દેવાનો ધંધો યે એ કરતા.

પરંતુ એમની આઝાદી માત્ર એકાદ સૈકો જ ટકી. એક પોર્ટુગીઝ લેખક આલ્ફૉન્ઝો ડીસોઝા લખે છે કે 'પોર્ટુગીઝોએ એક હાથમાં તલવાર ને બીજા હાથમાં ક્રૉસ લઇને ભારતમાં પ્રવેશ કર્યો, પણ જ્યારે અહીં લખલૂટ સોનું જોયું ત્યારે ક્રૉસને એક બાજુ મૂકી એમણે એ જ હાથે પોતાનાં ખીસાં ભરવાનું શરૂ કર્યું. પછી ખીસાં એટલાં તો ભરાઇ ગયાં કે એક હાથે સાચવી ન શકાયાં એટલે એમણે બીજા હાથમાંની તલવાર પણ મૂકી દીધી.'

સમૃદ્ધિમાં લુબ્ધ બનેલા પોર્ટુગીઝો આમ નરમ પડવા આવ્યા હતા, ત્યાં ૧૫૮૮માં સ્પૅનિશ કાફલાના પરાજયે બધા સમુદ્રોના કિનારા યુરોપનાં બધાં રાષ્ટ્રો માટે ખુલ્લા મૂકી દીધા. એનો પહેલો લાભ લીધો ડચોએ અને પછી અંગ્રેજોએ. ૧૫૯૫માં કૉર્નેલીઅસ હાઉટમૅનની સરદારી નીચે પહેલવહેલાં ચાર ડચ વહાણોએ પૂર્વની મુલાકાત લીધી ને ૧૬૦૨ સુધીમાં એમણે હિંદનો પશ્ચિમ કાંઠો, સીલોન, જાવા, ચીન અને જાપાનમાં પોતાનાં થાણાં નાખી દીધાં.

આ હીલચાલની જાણ થતાં જ ઇંગ્લંડ ખળભળી ઊઠ્યું. આ કમનસીબ દેશની લૂંટમાં એને પોતાનો હિસ્સો જતો લાગ્યો. એણે એક પછી એક નાવિકોને મોકલી જોયા, પણ હિંદનો કિનારો એ ન ભેળવી શક્યા. છેવટ ૧૫૭૮માં ફ્રાન્સિસ ડ્રેકે લિસ્બન આવતું એક વહાણ લૂંટયું ને તેમાં હિંદ આવવાના નકશા હાથ લાગ્યા. ૧૫૯૯ના સપ્ટેંબરની ૨૨મીએ ઇંગ્લંડના બધા વેપારીઓ ભેગા થયા ને પૂર્વ સાથે વેપાર ખેડવા 'ઇસ્ટ ઇંડીઆ કંપની' સ્થપાઇ. ઇ. ૧૬૦૦ના ડિસેંબરની ૩૧મીએ એનો ચાર્ટર મળ્યો ને ૧૬૦૧ની બીજી એપ્રિલે એનાં ચાર વહાણ હિંદ આવવા નીકળ્યાં.

પોતાના એકહથ્થુ વેપારમાં ઘુસેલા આ બે નવા કાંટા પોર્ટુગીઝોથી સહન ન થયા. ડચોને 'rebeldes' (બંડખોરો)ને અંગ્રેજોને 'piratas' (ચાંચીઆ) જાહેર કરી એ તેમની સામે થયા, પણ સંજોગો એમની વિરુદ્ધ હતા. એમના પાપનો ઘડો એવા સમયે ફૂટ્યો. નૈતિક પતન તો એમનું વહેલું જ શરૂ થઇ ગયેલું. ૧૬૨૨માં શાહ અબ્બાસે ઓર્મઝ લઇ લીધું, ૧૬૩૯માં શાહજહાંએ હુગલી છીની તેમનાં ત્રણસો વહાણો કબજે કર્યાં ને ડચો ગોઆનું બારૂં બંધ કરી બેઠા. આમ, અહીં જેમ પોતાનો બચાવ કરવામાં નિષ્ફળ નીવડ્યા તેમ યુરોપીઅન સમુદ્રોમાં એમનાં વહાણોને લૂંટતા ફ્રાન્સિસ ડ્રેકનો યે સામનો કરવામાં એ નિષ્ફળ નીવડ્યા ને પરિણામે પોતાનાં રહ્યાંસહ્યાં સંસ્થાન સાચવી બેસી રહેવામાં જ અને વેપાર તથા રાજકારણમાંથી નિવૃત્તિ લેવામાં જ એમણે ડહાપણ માન્યું.

(અનુસંધાન પાછળ પાન ૭૫૩મે)

# ફોટોગ્રાફી

## હરીફાઇનું પરિણામ

પહેલું ઇનામ: 'જલવિહાર'–રણછોડભાઇ મિસ્ત્રી (નડીઆદ); બીજું ઇનામ: 'નિર્દોષ બાલપણ'–એસ. એન. કાદરી (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'ફૂલની ફોરમ'–એન. એન. ઠક્કર (કચ્છ માંડવી). નોંધપાત્ર (૧) ગોકળદાસ કાપડીઆ (મુંબાઇ); (૨) કુ. સરલા નારણજી (કચ્છ માંડવી); (૩) દિનકર ઘાટગે (વડોદરા); (૪) બુરાભાઈ શાહ (નંદરબાર); (૫) લાલજીભાઇ હિન્ડોચા (જિન્જા); (૬) ચતુરભાઇ પટેલ (ખાનપુર); (૭) મણિભાઇ પટેલ (ખાનપુર).

આ માસની હરીફાઇમાં ચિત્રોની સંખ્યા સારી છે. વિવિધ વિષયનાં ઘણાં ચિત્રોમાંથી ઇનામને પાત્ર ચિત્રોની પસંદગી મુશ્કેલ છે. દરેકમાં અમુક અમુક સુંદર તત્ત્વો જાણ્યે અજાણ્યે પણ બહાર દેખાઇ આવે છે. બધાંમાં 'જલવિહાર' પહેલે નજરે આવે છે. સન્ધ્યાના આછા અજવાળામાં હોડી અને માનવ પાત્રો કુતૂહલભર્યાં આકર્ષણ છે. છતાં ચિત્રની શાન તો વાદળભર્યા આકાશથી જ છે.

'જલવિહાર'નું વસ્તુ હોડી અને બાળક છે. વસ્તુને ચિત્રની જગ્યાના મધ્યબિન્દુએ કદી રાખવું નહિ; તેથી ચિત્ર સંયોજનની દૃષ્ટિએ મોળું પડે છે. ખાસ કરીને ગતિમાન વસ્તુના ફોટોગ્રાફમાં, જે દિશામાં વસ્તુ આગળ ધપતી હોય તે છેડા તરફ, પાછળ કરતાં વધુ જગ્યા રાખવાથી ચિત્રમાં ગતિનો ભાસ ઉદ્ભવે છે. અને વસ્તુ દૃષ્ટિપથમાં દાખલ થતી દેખાય છે. ભાઇ મિસ્ત્રીનું ચિત્ર બાળકના ગતિસૂચનથી જ આ દોષમાંથી છટકી જાય છે





ચિત્રસંયોજનના ઉપરના બે મુદ્દા સમજાવતા આ સાથેના બે સ્કેચ નિહાળો. પહેલા સ્કેચમાં પાણી અને આકાશ ચિત્રના બે ભાગ પાડે છે અને હોડી ચિત્રમાંથી ખસી જતી હેઠ ડાબા છેડા તરફ પહોંચી ગઈ હોય તેમ લાગે છે. તેને સુધારીને બીજા સ્કેચમાં બતાવ્યા પ્રમાણે રચના કરવાથી સંયોજન સારૂં થાય છે. હોડી એ ચિત્રની અંદર દાખલ થતી જણાય છે.

ભાઇ કાદરીને 'નિર્દોષ બાળપણ' ચિત્રમાં બાળમાનસને સહજ કુતૂહલને લીધે રમકડું પકડવા હાથ લંબાવતા બાળકના ચહેરા ઉપર રમતનો આનંદ દેખાય છે. અનુકૂળ પળ જોઇને ચાંપ દાબવાથી જ બાળકનાં ઉત્તમ ચિત્રો બનાવી શકાય. છતાં ભાઇ કાદરીએ સ્નૅપ લેવામાં સહેજ ઉતાવળ કરી છે. બાળકની બેસવાની ઢબ બરાબર નથી તેના પગ ઝબ્બામાં ઢંકાએલા રહેવાથી ચિત્ર અરૂચિકર બને છે.

'નિર્દોષ બાળપણ' કરતાં 'ફૂલની ફોરમ' ચિત્ર વધારે સ્વાભાવિક છે. પરન્તુ પ્રિન્ટ નબળો છે. ચિત્રને વધારે વિગતવાળું બનાવવા જરા નજીકથી લેવું જોઇએ અથવા ડાબા હાથની નીચેથી દાબી દઇ મોટું બનાવવું જોઇએ. એથી સમચોરસ જગ્યામાં પાત્રનો અભિનય આકર્ષક બને છે. એકંદરે ભાઈ ઠક્કરનો પ્રયાસ સ્તુત્ય છે.

નોંધપાત્ર ચિત્રોમાં કુમારી સરલાબ્હેન નારણજીનું ચિત્ર ઉત્તેજનાપાત્ર ઠરે છે. મદારીના ખભે ચડી માથામાંથી જૂ શોધતું માંકડું તથા મદારી બંનેના સ્નૅપમાં બે સરખા Interest વાળી વસ્તુઓ હોવાથી એકેય વિષય પર જોનારનું મન ઠરતું નથી. ઘડીમાં મદારી તો બીજી પળે માંકડા તરફ મન દોડે છે.

એક બ્હેન બીજીનું માથું ગૂંથતી હોય તે વેળાએ ભાઇ ગોકળદાસે તેમનું ચિત્ર ઝડપ્યું છે. વિષય સારો ગણાય. માથું ગૂંથતી છોકરીનો પગ કૅમેરા તરફ લંબાએલો હોવાથી તે પ્રમાણસર નથી અને એકદમ વધુ પડતો મોટો આવી ગયો છે.

ભાઇ ઘાટગેએ 'શૂરવીર શિવાજી'ના પૂતળાને પોતાના ચિત્રનો વિષય બનાવ્યો છે. બહુ ઊંચા સ્થાનેગોઠવેલા પૂતળાનો નીચેથી લીધેલો સ્નૅપ જરૂર આકર્ષક છે.

મોટા મોટા ચોપડાઓની વચમાં તકીઆ પર ઉઘાડો ચોપડો રાખી હોલ્ડર વડે લખવાનો ડોળ કરતી નાની સરખી છોકરીનું બુરાભાઇ શાહનું 'મુનીમજી' ચિત્ર બાળજીવનનો સુંદર વિનોદ છે. ભાઇ હિન્ડોચાના 'મોરલીના નાદ'માં મદારીના હાથ આઉટ ઑફ ફોકસ છે. નાગની ફેણ પાછળની છાબડીમાં મળી જાય છે. નાગ બહાર દેખાઇ આવતો નથી. ચતુરભાઇ પટેલે દ્રાક્ષ ખાતા મિત્રની છબી લીધી છે. ચિત્રમાં દ્રાક્ષનો લૂમખો અને ખાનારનું માથુ કાન સુધી જ રાખીને ફ્રેમ બાંધી હોય તો ચિત્ર ઘણું સારૂં બની શકે.

મણિભાઇ પટેલનું 'બોલડી' ઠીક છે. કુ. સરલાના ચિત્રની ટીકાઓ આને પણ લાગુ પડે છે.

# આ માહેનો (ઑગસ્ટ) . . અને એની પ્રતિભા

તા. ૨ ગવર્નમેન્ટ ઑાવ ઇન્ડીઆ બિલને શાહી સંમતિ મળી–ઇ. ૧૯૩૫

તા. ૩ આંબૂરની લડાઇમાં અનવરુદ્દીનને હારી ફ્રેન્ચોએ ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ જાહેર કર્યો–ઇ. ૧૭૪૯

તા. ૭ હિંદના અભિનવ કલાકાર અવનીન્દ્રનાથ ટાગોરનો જન્મ-ઇ. ૧૮૭૧

તા. ૮ જર્મન માર્શલ ફૉન લુડેનડૉર્ફે જર્મનીના ઇતિહાસમાં આલેખેલો કાળો દિવસ–ઇ. ૧૯૧૮ (એ દિવસે અંગ્રેજ સરદાર હેગે આમીન્સ આગળ ૨૦ હજાર જર્મનોને કેદ પકડ્યા).

તા. ૧૦ થર્મોપીલીના ઘાટનું ભયંકર યુદ્ધ જેમાં ત્રણ સો ચુનંદા સ્પાર્ટનો હણાયા—ઈ. પૂ. ૪૮૦.

તા. ૧૪ 'ફૉર્સાઇટ સાગા' કાદંબરીના લેખક મહાન અંગ્રેજ નવલકથાકાર ને નાટ્યકાર જોન ગાલ્સવર્ધીનો જન્મ —ઇ ૧૮૬૭

તા. ૧૫ સાયમન કમિશનની કાર્યવાહી પ્રસિદ્ધ થઇ અને એ જ દિવસે પેશાવરમાં માર્શલ લૉ જાહેર થયો— ઇ ૧૯૩૦.

તા. ૧૭ હિંદને 'કોમી ચુકાદો' મળ્યો —ઇ. ૧૯૩૨.

તા. ૨૨ પેરુમાં ક્રાન્તિ—ઇ. ૧૯૩૦.

તા. ૨૪ જસવંતરાવ હોળકરે રામપુર નજીક બનાસને કિનારે અંગ્રેજ સેનાપતિ મૉન્સનને એવી તો શિકસ્ત આપી કે પોતાનો બધો સામાન, મુડદાં, જખમાએલાં ને માંદા સૈનિકોને પણ છોડી તે કુશલગઢ નાસી ગયો—ઇ. ૧૮૦૪. હોળકરે ઉપરાઉપરી આપેલી એ હારોથી અંગ્રેજો એના નામમાત્રથી કંપતા હોઇ, તેમનાં લખાણોમાં તેને એમણે 'લૂંટારો,' 'રાક્ષસ' 'હત્યારો' આદિ અનેક વિશેષણોથી નવાજ્યો છે.

તા. ૨૬ ઍંગ્લો-ઇજીપ્શીઅન સંધિ— ઇ. ૧૯૩૬.

તા. ૩૦ બંગાળના ઇન્સ્પેક્ટર જનરલ ઑાવ પોલિસનું ખૂન અને મીદનાપુરની જેલમાં બળવો—ઇ. ૧૯૩૦.



આ માસની વિભૂતિ
વીરચંદ રાઘવજી ગાંધી

ઈ. ૧૮૬૪માં ભાવનગર પાસેના મહુવા ગામમાં તા. ૨૫મી ઑગસ્ટના રોજ સાધારણ સ્થિતિના છતાં કુલીન જૈન કુટુંબમાં જન્મ. ભાવનગરમાં મૅટ્રિક પસાર કરી મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં પ્રવેશ્યા ને વીસમે વર્ષે બી. એ.ની ઉપાધિ મેળવી.

સંવત ૧૯૪૧માં જૈન એસોસિયેશન ઑાવ ઇંડીઆના તેઓ મંત્રી ચુંટાયા ને ત્યારથી સામાજિક, રાજકીય ને ધાર્મિક બાબતોનું ઊંડું ચિંતન આરંભી તે પર પ્રવચનો કરવા માંડ્યાં. સાથોસાથ સૉલિસિટર થવા પણ અભ્યાસ કરવા માંડ્યો. જૈનોના પવિત્ર તીર્થ સમેતશિખર પર ચરબીનું કારખાનું ખોલનાર એક અંગ્રેજ સામે લડી જૈન કોમને એમણે વિજય અપાવ્યો.

નાની વયથી જ ચિંતનવૃત્તિને લઇ એમની વિદ્વત્તા એટલી પ્રગલ્ભ બની હતી કે ઈ. ૧૮૯૩માં શિકાગોમાં ભરાનારી વિશ્વધર્મપરિષદમાં પચાસ લાખ જૈનોના પ્રતિનિધિ તરીકે તેમની વરણી થઈ. સ્વામી વિવેકાનંદ પણ એમની સાથે જ ગએલા. ત્યાં એમણે એવી તો સરસ છાપ પાડી કે ત્યાંના એક પત્રના લખવા મુજબ, 'મિ. ગાંધી કરતાં વધુ રસથી શ્રોતાઓએ કોઇ પૌર્વાત્ય પંડિતને સાંભળ્યો નહોતો.'

એમનાં પ્રવચનોથી મુગ્ધ થઇ પરિષદે એમને રૌપ્યચન્દ્રક આપ્યો. દર્શનશાસ્ત્રના અભ્યાસને વેગ આપવા અમેરિકામાં એમણે 'ગાંધી ફિલૉસૉફિકલ સોસાયટી' ઊભી કરી ને પાછા વળતાં ઇંગ્લૅંડમાં પણ એમણે વ્યાખ્યાનો આપી ત્યાંની પ્રજાનું દિલ જીતી લીધું. પણ હિંદ આવતાં મુંબાઇમાં તેમને માનપત્ર આપવાનો મેળાવડો થતાં રુઢિચુસ્ત જૈનોએ ખુરશીઓ ઉછાળેલી!

અમેરિકાનું એ પરિભ્રમણ હિંદ માટે આશીર્વાદરૂપ નીવડેલું. હિંદ માટે ચાલતાં અનેક જૂઠાણાંઓનું એમણે નિરસન કર્યું અહીંના કલાધામોનાં સ્ટીરીઓસ્કોપ ચિત્રો ત્યાં દર્શાવી, તે પર વિવરણો કરી, ભારતીય કલાનું હાર્દ સમજાવ્યું. શાકાહારની મહત્તા ગાઇ અનેકોનો માંસાહાર છોડાવ્યો. હિંદમાં દુકાળ પડવાની ખબર મળતાં જ ત્યાંની પ્રજાને વિનતિ કરી મકાઈની ભરેલી એક આખી સ્ટીમર કલકત્તા, તથા હિંદના જુદાજુદા ભાગોમાં ચાળીસ હજાર રૂપિયા જેટલી મદદ મોકલાવી.

બાર ભાષાઓના એ જાણકાર હતા ને એટલી જ વિવિધ એમની જ્ઞાનરૂચિ હતી. અમેરિકાનો પ્રખ્યાત ફિલસૂફ વિલિયમ જેમ્સ એમના પર મુગ્ધ બનેલો. યોગ, કર્મ ને ધ્યાનમાર્ગોથી માંડી 'વશીકરણવિદ્યા,' 'રત્નશાસ્ત્ર' 'હિંદુસ્તાનની સતીઓ'થી તે 'અમેરિકાની સ્ત્રીઓએ ટોપીમાં પક્ષીનાં પીછાં શા માટે ન ઘાલવાં' જેવા સઘળા જ વિષયો પર નિબંધ વાગ્ધારા એ વહેવડાવી શકતા. એમનામાં અદમ્ય જોસ હતો, પણ આછકલો નહિ; અનુકંપામયી ને આત્મપ્રત્યયજન્ય. જગતના અજ્ઞાન ને દુઃખો પર બોલતાં એમનો આત્મા જાણે એમની જીભ પર આવી વસતો.

આને લઇને તો અમેરિકાએ એમને બીજી વાર પોતાને આંગણે બોલાવેલા. એ વખત ઇંગ્લંડ પણ એ ગએલા ને બૅરિસ્ટરીનો અભ્યાસ આગળ વધારેલો, પરંતુ એ લાંબું ન જીવી શક્યા. ઇ. ૧૯૦૧ના ઑગસ્ટની ૭મીએ સાડત્રીસ જ વર્ષની વયમાં એમનું અવસાન થયું.

# દક્ષિણ ભારતમાં એક ડોકિયું



અર્વાચીન હૈદરાબાદમાં જ પ્રાચીન તૈલંગણનો પ્રદેશ આવેલો છે. તૈલંગણના એ સામ્રાજ્યના અવશેષ સમી, વરંગળમાંની, એક દરવાજાની કમાનની શિલ્પસમૃદ્ધિ

મુંબાઇમાં ચોમાસું વીતવા આવ્યું છે અને તાપ જણાવા માંડ્યો છે, પરંતુ ઘાટના પ્રદેશમાં જતાં જ વર્ષાના અભિષેકથી પ્રફુલ્લ થએલી ખીણો અને ડુંગરોમાંથી ઠેરઠેર નીતરતાં ઝરણાં કહેતાં હતાં કે વર્ષા હજુ વીતી નથી. ફરી પાછી બાર માસની મુસાફરી કરવાની હોવાથી ટેકરીમાંથી વહેતાં ઝરણાંનું પાણી પી લેવા વાદળાંઓ ખૂબ નીચાં આવ્યાં હતાં. પીંજારાએ પીંજીને તૈયાર કરેલા રૂના પોલ જેવાં હળવાં ઊડતાં વાદળાં ખીણો ભરી દેતાં હતાં અને તેમાંથી કોઇ કોઇ વખત દેખાતા પીંજારાના હાથમાંના ગોટી-લાની જેમ પર્વતનાં શિખરો અવારનવાર દેખાતાં હતાં.

ગાડીની બીજી તરફ ધુમાડાના ગોટા કાઢતા જ્વાળામુખીની જેમ રાખોડી રંગનાં વાદળાં ટેકરીના ઉપરના ભાગને વીંટી વળ્યાં હતાં. બરફથી ઢંકાએલા ફુજી પર્વતનું એક ચિત્ર હોકુશાઇએ દોર્યું છે. આ દૃશ્ય એના જેવું નથી. એ ચિત્રમાંની આકાશને વીંધીને નીચે ઉતરતી સૌદામિનીની અગ્નિરેખા અહીં નથી. કથા આખ્યાયિકાના પ્રસંગો અને છબી (Portraits) ચીતરનારા ચિત્રકારો કરતાં પ્રકૃતિના આલેખકોની સૌંદર્યદૃષ્ટિ સાંકડા ચીલામાં વહેનારી નથી હોતી. નિરામય પ્રકૃતિમાંથી કોઇક જ સમભાવી કલાકાર સૂક્ષ્મ સંવેદનો ઝીલી શકે છે. નહિ તો વાદળાથી ભરેલી આ પર્વતમાલા અને એમાંથી વહેતા ધોધને, આપણા કલાકારોની પીંછી હજુ કેમ સરજાવી શકતી નથી?

સવારે ઊઠ્યો તે વખતે હૈદરાબાદ આવી પહોંચ્યું છે એનો ખ્યાલ નહોતો. ટેકરા અને પથરોવાળા વિશાળ પ્રદેશમાંથી અમારી ગાડી જતી હતી. લશ્કરી હીલ-ચાલ માટે આ પ્રદેશ અનુકૂળ છે એવું વિચારતો હતો ત્યાં તો હૈદરાબાદ આવ્યું. હૈદરાબાદને એક છેડે વળગીને દક્ષિણના બાહ્મણી સામ્રાજ્યનું પાટનગર ગોલકોંડા ઊભું છે. ચારે તરફ દસેક માઇલના વિસ્તારનું નિરીક્ષણ થઇ શકે એટલી ઊંચી ટેકરી ઉપર દિવાલોના કોઠાઓમાં રક્ષાએલા શહેરના ભાંગેલા અવશેષોમાં હવે પ્રાચીન ગૌરવની યાદ આપે એવું કશું નથી.

વળતે દિવસે મારે હૈદરાબાદથી થોડે દૂર આવેલા ગામડામાં જવાનું થયું. ટ્રેનમાં કોઇ રંગીલો દવા વેચનાર બેઠો બેઠો ગાતો હતો:

“શમા જલતી હૈ, પરવાના કે જલ જાને કે બાદ.”

ઇતિહાસ પણ એવો જ છે. અનેક સંસ્કૃતિઓને આત્મસાત્ કરીને એની મશાલ ભવિષ્યનું માર્ગસૂચન કરવાને બળ્યા કરે છે.

હૈદરાબાદની પ્રજા મોટે ભાગે હિન્દુ હોવા છતાં તેમને માટે કેળવણીની જરા જેટલી યે સગવડ સરકાર તરફથી નથી. આપણે ત્યાં સામાન્ય જનતાને માટે હિન્દુસ્તાનનો ઇતિહાસ અંગ્રેજો અને એથી જરા આગળ વધીને મુસલમાનોથી શરૂ થાય છે. મારે આ પ્રદેશ વિષે વધારે જાણવું હતું. મારી જિજ્ઞાસા સંતોષે એવું કોઇ લાગ્યું નહિ. એવામાં હું જેમને ત્યાં ઊતર્યો હતો

## શ્રીરંગપટ્ટમ્

આજે અહીં પશ્ચિમવાહિની તટે—
કાવેરીનાં ઉછળતાં જલ અંજલિમાં
લૈ તર્પતાં નયનમાં જલ ઉભરાયે—
પિતૃ સ્મરૂં, સ્મરૂં પુરાતન ઇતિહાસ,

જ્યાં ગૌતમે રિઝવિયા પ્રભુ રંગનાથ.
આનંદમાં મગ્ન અનંતશાયિની
ત્યાં મૂર્તિ છે સાગરપુત્રી સખ્યમાં,
વિનાશની ઘૂઘવતી અશાંતિમાં
એ ચિન્તવે શું નવસૃષ્ટિસર્જન!

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

તપથી પ્રસન્ન થઇ સૃષ્ટિની રંગભૂમિના સંચાલક, રંગનાથ સ્વરૂપે વિષ્ણુએ એને દર્શન આપ્યાં અને કાવેરીના સખ્યમાં અહીં રહેવા કબૂલ થયા એવી એને વિષે કથા છે. મંદિરમાં શેષશાયી વિષ્ણુની પ્રસન્નવદના મહાકાય મૂર્તિ છે ગર્ભદ્વારમાંથી અંદર જોતાં એ આખી યે મૂર્તિ તરત દેખાતી નથી. મૂર્તિ ઉપરથી ફરીફરીને અનંતની છાયા નીચે હાથ ટેકવી સૂતેલા ભગવત્સ્વરૂપ તરફ દૃષ્ટિ આવીને અટકે છે, એટલે પગ તરફનાં કાવેરી અને ગૌતમ ભૂલાઇ જાય છે. એક જુવાન પૂજારી ધીરા રાગે ગાતાંગાતાં પૂજાની તૈયારી કરતો હતો.

કાવેરીના બાહુઓથી વીંટાએલું આ શહેર એક નાના ટાપુ ઉપર આવ્યું છે. હૈદર અને ટીપુની રાજધાની તરીકે આપણે એને ઓળખીએ છીએ. એક વખતે વિજયનગરના સામ્રાજ્યના એ પ્રદેશનું વહીવટી મથક હતું. હૈદરઅલી મ્હૈસુરના રાજાઓના લશ્કરમાં હતો. શ્રીરંગપટ્ટમ ઉપર ચઢાઇ કરી મરાઠાઓ વારેવારે ખંડણી લઇ જતા તે અટકાવવા મ્હૈસુરના રાજાએ એને સર્વાધિકારી બનાવ્યો. એણે મરાઠાઓને હાંકી કાઢ્યા, પણ એટલો પ્રદેશ પચાવી પાડ્યો. બ્રિટન અને ફ્રાન્સની સાર્વભૌમ સત્તા મેળવવાની હરીફાઇમાં આ બાપ દીકરાએ ફ્રેંચોની તરફદારી કરેલી એટલે બ્રિટન એમનો પરાભવ કરવા આતુર હતું. છેવટે ૧૭૯૯માં ટીપુનો પરાજય થયો.

શહેરથી થોડે દૂર 'દરિયા દૌલત'—ટીપુનું ગ્રીષ્મભવન આવેલું છે. એના થાંભલા, દીવાલ અને છત ઝીણીઝીણી ફુલભુટ્ટીનાં સુશોભનોથી ભરી દીધાં છે. એની એક દીવાલ ઉપર હૈદરે અંગ્રેજો ઉપર પોલિલુરના યુદ્ધમાં મેળવેલા વિજયનાં ચિત્રો છે: પોથીઓમાંનાં ચિત્રો જેવી પરંતુ સ્પષ્ટ આકર્ષક શોભન શૈલી (decorative style)માં આ ચિત્રો છે.

બીજી દિશાતરફ થોડે દૂર ગુંબજ નામે ઓળખાતી, હૈદર, એની પત્ની અને ટીપુની આરામગાહ છે. ટીપુના એક સૈનિકના દગાથી અંગ્રેજો શ્રીરંગપટ્ટમ્ લઇ શક્યા એવું કહેવાય છે. ટીપુને એનાં માતાપિતાની કબર વચ્ચે સુવાડેલો છે. લડતાં લડતાં એ મરાયો એના સ્મરણમાં મકબરાની તકતી પર ફારસીમાં લખેલું છે:

ટીપુ સુલતાન શહીદ અકબર શુદ
દમસરે પયગંબર, જન્નત દાખલ શુદ

ટ્રેનમાં મળેલા એક ઉર્દૂ શિક્ષકે કહેલી આ લીટીઓ



શ્રીરંગપટ્ટમમાં ટીપુ સુલતાન અને તેના માતાપિતાની આરામગાહ.

સંભવ છે કે અક્ષરશઃ ખરી ન હોય, પરંતુ આવા અર્થનું લખાણ છે.

મકબરાની સફેદ પત્થરની દીવાલોને ફરતા ઓટલાના થાંભલા કાળા આરસના છે. સીસમના બારણામાં હાથીદાંતનું નકસીકામ છે. ઉપરનો ગુંબજ ઈંટનો છે. સરુની કેડીમાંથી જોતાં આ આરામગાહ કોઈ દૂરના પ્રદેશમાં જવાના રસ્તા પરની સરાઈ જેવી લાગે છે.

મ્હૈસુર આવીને તરત બૅંગલોરની ટ્રેન પકડી. ભૂખ પણ લાગી હતી. વચ્ચેના એક સ્ટેશન ઉપર ખાધેલી ઈડલીનો સ્વાદ હજુ ભૂલાયો નથી. હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ




## હિંદી કળાની એક નવી સંહિતા

*Indian Sculpture & Painting*: લેખક કાર્લ ખંડાલાવાલા (૨૫ રંગીન ને ૧૦૦ હાફટોન ચિત્રો સહિત) કિં. રૂ. ૨૮, પ્રકાશક: ડી. બી. તારાપોરવાલા સન્સ ઍન્ડ કં. ૨૧૦ હૉર્નબી રોડ મુંબાઈ.

હિંદી શિલ્પ અને ચિત્રકળાની સમૃદ્ધિ અપાર અને વિપુલ છે છતાં તેના પરનાં વિવરણો કે પરિચય આપનારા ગ્રંથો હિંદી જનતા માટે અતિશય મોંઘા અને અપ્રાપ્ય થઈ પડ્યાં છે એટલે હિંદી શિક્ષિત યુવાનને હિંદી કળા વિષે જન્મભર અજ્ઞાત અને અજાણ્યા થઈ રહેવું પડે એ સ્વાભાવિક છે. યુરોપની કળા ઉપર એટલાં બધાં સસ્તાં પુસ્તકો, દર્શિકાઓ, પરિચય પુસ્તિકાઓ અને ચિત્રમય સાહિત્ય ઉપલબ્ધ થયું છે કે સાધારણ જનતા પણ યુરોપનાં ચિત્રો જ જાણે જગતની કળાનાં પ્રતિનિધિ હોય એવું માનતી બની જાય છે. પરદેશી સંસ્કૃતિના આવા ભરભરાટ આક્રમણથી હિંદી સંસ્કૃતિની પરંપરા અને ઇતિહાસ વિસ્મૃતિ અને અવગણનાના અંધારામાં દટાએલો જ પડ્યો હતો. જગતને ચકિત કરી નાખે અને કલારસિકોને ઉત્તમ અભિરુચિ તથા આત્મપ્રેરણા આપે એવાં શિલ્પરત્નો, પ્રતિમાઓ અને ચિત્રોનો વિશાળ સમુદાય કાળની ગુફાઓ, રાજમહેલોમાં કે ધર્માલયોમાં સંતાઈ રહેલો પડ્યો હતો તેને પરખી-પિછાની તેની પુનઃ પ્રતિષ્ઠા અને સત્કાર કરી વિશેષ વિવેચનોથી જગતનાં પૂજ્ય સ્થાને લાવવાનું માન ડૉ. આનંદ કુમારસ્વામી, પ્રિન્સિપાલ હેવલ, સિસ્ટર નિવેદિતા વગેરેને છે. એ મહાન પુરોગામીઓએ સર્જેલા સાહિત્યે અનેક તરુણોનાં માનસ પરની રાશિ દૂર કરી અને ભારતીય કળાનું પણ અચૂક સ્થાન છે એવી પ્રતીતિ ઉત્પન્ન કરી.

હિંદી કળાનો ઇતિહાસ હવે તો ૫૦૦૦ વર્ષ પૂર્વેની સિંધની સંસ્કૃતિ સુધી પાછીબંધ દેખાવા લાગ્યો છે. કાળની આ લાંબી સડક પર કળા જે મંગળ પગલીઓ પાડતી આવી છે તેની નોંધ અને તવારીખ વિદ્વાનો અને કળાકારો માટે એક અપૂર્વ રસપ્રદ વિષય બન્યો છે; એનું દર્શન, એની ચર્ચા, એની મીમાંસા અને એનો સમાગમ જીવનને મંગલ અને ઊર્ધ્વગામી બનાવતાં જણાય છે. જગત ભરની શિષ્ટ પંક્તિની કળાકૃતિઓમાં હિંદનો કલાભંડાર અને રુચિપૂર્ણ સર્જના, અગમ્ય અગોચર ને મૂક મૂર્તિ કે ચિત્રમાં ઉદ્ગારમય ભાવનાઓ રજૂ કરવાનું સામર્થ્ય ધરાવતાં જણાયાં છે. પણ દુર્ભાગ્યે આપણા યુનિવર્સિટીનિર્મિત શિક્ષિતો અને શિક્ષકોએ તેને અસ્પૃશ્ય ગણી અભ્યાસક્રમમાં કે પઠનમાં તેનું નામોનિશાન પણ રાખ્યું નથી એ બધાની આંધી દૂર કરવા શ્રી કાર્લ ખંડાલાવાળાએ અત્યાર સુધી બહાર પડેલા કલાગ્રંથોમાં સૌથી સસ્તું પણ વિશાળભૂમિ પ્રકારનું એક પુસ્તક પ્રજા સામે મૂકી દીધું છે તેનો ઉપયોગ અને પ્રચાર કરવાનું કાર્ય કૉલેજો, હાઈસ્કૂલો અને પુસ્તકાલયોનું છે. જેમને ટૂંકામાં ટૂંકી રીતે હિંદી કળાનો સાદ્યંત ઇતિહાસ અને દર્શન પામવાં હોય તેમણે આ પુસ્તક જોવું જ પડશે.

હિંદી કળા પરનાં બીજાં અનેક પ્રકાશનો કરતાં આ ગ્રંથ એક વિશેષતા ધરાવે છે તે એ છે કે તેમાં આધુનિક કલાકારો તરફ પણ અંગુલિનિર્દેશ થયો છે. દેશની કળાના જીવંત પ્રવાહોનું યોગ્ય નિદાન આપવું તો કઠિન છે, કારણ કે વિવેચક પોતે એ જ યુગમાં જીવન ગુજારતો હોવાથી પોતે પણ કેટલાક અનુકૂળ પ્રતિકૂળ વિચારોથી ઘેરાએલો રહે છે. શ્રી કાર્લને પણ એવી કસોટીમાં ઊતરવું પડયું છે અને તે માટે ઘણા મતોનો વિરોધ ખમવો પડે એવી સ્થિતિમાં મુકાવા દેખાય છે; છતાં તેમણે તેમાં એક ચોક્કસ ધોરણ એ રાખ્યું છે કે જે જે કળાપ્રકારોએ સીધી રીતે પણ હિંદી કળાપ્રણાલી પકડી રાખવાની ચેષ્ટા કરી છે તેની જ નોંધ તેમણે લીધી છે. એમની ભાષા વિશદ અને મનોહર છે. કળાની વિવિધતા કે ભાવોની જટિલતાથી એ મૂંઝાતા નથી. તેમનું કથન કોઈ ભક્તની વાણી જેવું રુચિર, આનંદપ્રદ અને સ્રોતબંધ છે પ્રત્યેક ચિત્ર ઉપર સ્વતંત્ર નોંધ લખીને એમણે આ પુસ્તકમાં મહત્ત્વની એક નવીન પૂરણી કરી બતાવી છે. ર. મ. રા.

# વનવગડાનાં વાસી

## થોડાં રૂપજીવી—૩

# બટેર



આપણું વ્યાપક બટેર- 'ગૌરતિત્તિરિ' કૉમન સેન્ડગ્રાઉઝ

બહુરૂપ પીંછાંવાળાં પંખી અન્ય પ્રાણીઓની નજરથી સહેજે અગોચર થઇ શકે છે. એનો એક વધુ દૃષ્ટાન્ત છે બટેર.

બટેર એટલે Sand-grouse. ઉત્તર ભારતમાં એ જાત તીતર નામે ઓળખાય છે. સૅન્ડ-ગ્રાઉઝને હું 'બટેર' નામ આપુ છું તે, મેં આપણા પ્રાન્તના અનેક અનુભવી શિકારીઓ પાસેથી સાંભળ્યું છે તેને આધારે. વાસ્તવિક રીતે આ નામ ભ્રમોત્પાદક છે,કારણ ગુજરાતમાં લોવા (Quail) ની કોઇ કોઈ જાત (દા. ત. Black Breasted Quail)ને પણ 'બટેર' કહેવાનો રિવાજ છે. સંસ્કૃત સાહિત્યમાં ગૌરતિત્તિરિ નામથી જે પંખીનો ઉલ્લેખ છે તે કોઈ જાતનું 'બટેર'—સૅન્ડગ્રાઉઝ જ હોવું જોઇએ એમ હું માનું છું. કારણ તેતર 'ગોરાં' તો જાણવામાં આવ્યા નથી.

બટેર છે તેતરનું સગોત્રી. એની ચાંચ તેતરના જેવી નરમ, ને પાતળાઃ જમીન પરથી ઝીણા કણ વીણી ખાવા પૂરતી સબળ. એના પગ તેતર પેઠે દઢ અને કઠોરઃ જમીન પર જ અહોરાત્ર નિવાસ કરવાનો હોવાથી દોડવા માટે ખૂબ અનુકૂળ. પગની આવી શક્તિને લીધે જ આ વર્ગનાં પંખી પરસ્પર લડવામાં ચાંચ કે પાંખોને બદલે પગનો જ ઉપયોગ કરે છે, એ વાત તેતર અને લાવરીની લડાઇ જોનારને સહેજે સમજાશે. રંગે પણ તેતરના જેવું ચમકતા વરણના લટાપટા કે ટપકીંપ વિનાનું, કેવળ ધૂળીઆ અથવા ફિક્કા પીળા રંગમાં આછા પાતળા કાળા પટાપટીઓ-વાળું. હમેશાં જમીન ઉપર દડમાં અને ઘાસ તરણાંની ઓથે ભરાઇ રહી એને જીવ બચાવવાનો હોવાથી, ઉઘાડમાં ય વિનાયાસે અદૃશ્ય થવાના સાધનરૂપ જમીનના રંગ સાથે ભળી જાય એવા રંગનાં મિશ્રણવાળાં આવાં પીંછાં એને મળ્યાં છે. સંતાનોત્પત્તિની રીત પણ તેતર જેવીઃ જમીન પર છીછરો ખાડો કરી, ખુલ્લી ભોંય પર જ ઈંડાં મૂકે છે. આટલાં લક્ષણ એ બંનેનાં સરખાં.

વિશેષ જોતાં, પ્રથમ તો, તેતરમાં નર અને માદા સમાન રંગરૂપવાળાં હોય છે. ફરક હોય તો માત્ર પગ પૂરતો જ. નરના પગે પાછળ લાંબો કાંટો હોય છે, જે માદાના પગે નથી હોતો. જ્યારે બટેરમાં નર-માદા ઉભય ભિન્નભિન્ન રૂપવાળાં હોવાથી આથેથી પણ સહેજે પરખાઇ જાય છે. બીજું, તેતરમાં (એના વર્ગનાં અન્ય પંખી—લાવરી, કૂકડા, મોર—પેઠે) બહુ-પત્નીત્વ નિરપવાદપણે જોવામાં આવે છે, ત્યારે બટેર એની કુદરતિથી ઊલટું ચાલીને એકપત્નીવ્રત પાળે છે. વળી તેતર અને બટેરની પાંખોની રચના સરખા હોવા છતાં તેતર (અને લાવરી) ઝાઝું ઊડી શકતાં નથી. એમની ઊડવાની ઝડપ ગમે તેટલી હોય છતાં એમને થોડું ઊડીને વાડ કે જમીન પર બેસી જવું પડે છે. એથી ઊલટું, બટેર એકધારી ઝડપથી, વણ થાક્યે, વિસામો ખાધા સિવાય લાંબો વખત ઊડી શકે છે. આટલો તો સામાન્ય તફાવત. પણ તેતર અને બટેર વચ્ચેનો પ્રધાન ભેદ તો છે બંનેની આકૃતિમાં, દેખાવમાં. તેતર લાગે છે નાળીએરા જેવુંઃ છોડાં કાઢી લીધેલા નાળીએરને ઉપર માથું અને હેઠળ પગ લગાડી દો એટલે તેતર તૈયાર. નથી એને ગરદનનું નામનિશાન કે નથી પાછળ પૂછડીનું ઠેકાણું. જ્યારે બટેર તો સાંગોપાંગ સંપૂર્ણ પંખી, હૂબહૂ કબૂતર જેવું જ લાગે છે. માથું અને ગરદન કબૂતર જેવાં. શરીર પણ કબૂતર જેવું ચપટું (તેતર પેઠે ગોળમટોળ દડા જેવું નહિ).

પાછળ પૂછડી પણ સ્પષ્ટ દેખાય એવી, કબૂતર પેઠે છેડેથી ચપટી. કોઈકોઈ બટેરને તો વળી આ ચપટી પૂછડીમાંથી આગળ વધેલાં, લોખંડના તાર જેવાં, (નાના નીલકંઠ પેઠે) બે લાંબાં પીંછાં પણ હોય છે. જમીન ઉપર ફરતું, પીળાશ પડતા વર્ણવાળું 'કબૂતર' કદી દેખાય તો એને બટેર જ જાણશો; કારણ ધૂળીઆ રંગનાં કબૂતર થતાં નથી.

તેતર અને બટેર ઉભય પંખી કણભક્ષ છે.

બટેરની આઠેક જાતો ભારતવર્ષમાં થાય છે. એમાંની આપણે ત્યાં અત્યંત વ્યાપક અને સ્થાયી રહેનારી જાત તે

## (૧)

## 'ગોરાં તેતર'

Common Sandgrouse.[૧] કદમાં હોલા જેવડું. આશરે એકાદ ફૂટ લાંબું, એમાં છ આંગળની તો એકલી પૂછડી. ચાંચ આછા સલેટીઆ કે શીશાના જેવા મેલા કાળા રંગની. આંખોઃ ઘેરી બદામી. પગઃ આંખોના રંગે. નર માદા ઉભય ભિન્ન વર્ણનાં.

નરનો સમગ્ર વર્ગ એકધારો કપિલ રાતા રંગના મિશ્રણવાળો ચળકતો પીતઃ રણની રેતીના વર્ણ જેવો. પૂછડી અને પાંખોમાંનાં મોટાં પીંછાં બદામી રંગનાં. છાતી ઉપર શ્યામ લાંછનઃ એની ઉપલી ધાર શ્વેત. પેટ હેઠળનો ભાગ ઘેરો તપકીરીઓ.[૨] પૂછડીનાં વચલાં બે પીંછાં, શીશોળીઆ જેવાં, પાતળાં લાંબાં.[૩]

માદા પણ કપિલવર્ણની. એ રંગમાં આખા શરીરે છીંકણી રંગની પાતળી રેખાઓ. છાતી પરનો પટો અને પેટ છીંકણી રંગે. પૂછડી વચ્ચેનાં બે પીંછાં વધેલાં ખરાં, પણ નરના જેટલાં લાંબાં નહિ.

સમગ્ર ગુજરાતમાં આ બટેરનો વસવાટ છે, પણ એનું મનમાનતું નિવાસસ્થાન તો અવેડ તેમજ ખેડેલાં ખેતર, સૂકી સરાણ કે આછાં ઝાડપાનવાળાં, ખારવાળાં અને રેતાળ સપાટ મેદાન જ. એથી જ એ ભેજવાળા કે ગીચ ઝાડી અને જંગલોવાળા તથા પહાડી પ્રદેશોનો સદંતર ત્યાગ કરે છે. અમદાવાદની આસપાસ રહુ અને નાયકા ભણી એ ગારા જોવામાં આવ્યાં છે, પણ છૂટાંછવાયાં. જ્યારે ડીસા અને ખારાઘોડા પાસે રણમાં તો એનાં સેંકડો ટોળાં નજરે પડે છે.

આ જાતનાં બટેર રહે છે હંમેશાં જમીન પર. એમનું ખાવાનું શોધવાનું પણ જમીન પરથી જ. સૂવાનું પણ જમીન પર અને ઈંડાં મૂકે તે પણ જમીન પર. ઝાડ છોડ કે વાડ પર બેસતું એ ગારા જોવામાં આવ્યું નથી. દિવસે તો નરમાદા જોડલે ફરતાં દેખાય છે, પણ રાત પડે એટલે એ સો બસોના ટોળે વળી બેસે છે. આવાં ટોળાંની એક વિચિત્ર ખાસીઅત છે એમની પાણી પીવાની રીત. સૂર્યોદય પછી બેએક કલાકે આ ટોળાં તળાવ કે એવા કોઈ નવાણ ઉપર દરરોજ વગર ચૂક્યે પાણી પીવા જાય છે. એ નાકડો સાધીને પગના ભાગ્યા શિકારીઓ તળાવની પાળે છૂપાઈ રહી એમનો ઘાણ કાઢી નાખે છે.

ઊનું વરસ એ ઇંડાં મૂકે છેઃ એકી સાથે ત્રણઃ ભૂખરા કે લીલાશ પડતા ધોળા રંગનાંઃ પીળાશ પડતા ડાઘા કે છાંટવાળાં.

આ બટેર પેઠે ગુજરાતમાં સ્થાયી વસનારું પણ ઓછી વ્યાપકતાવાળું અન્ય બટેર તે

## (૨)

## બટાબટ

બટાબટ એટલે Painted Sandgrouse.[૪] એ છે ખૂબ જ રૂપાળું પંખી. કદમાં પેલાથી નાનું, આશરે દસ આંગળ લાંબી કાયાનું. એની ચાંચ ઘેરા નારંગી રંગે. આંખો બદામી. પગ મેલા પીળા કે છીંકણી રંગના.

નરનો શરીરવર્ણ ચળકતો કપિલ. ગાલ, ગરદન, ખભા સ્વચ્છ, ડાઘ વિનાના, પણ પીઠ અને પૂછડી પર ઘેરા બદામી રંગના ચટાપટા. બંને આંખો જોડી દેતી, કપાળ પર પથરાએલી ચાર રેખાઓ—ઉપરની કાળી, એની હેઠળ ધોળી, વળી કાળી, વળી ધોળીઃ એ પ્રમાણે ચડઉતર. ગરદન અને માથા પાછળ કાળી છાંટ. પાંખોમાં ઘેરા કાળા રંગની રેખાઓ અને સફેદ ટપકાં. છાતી અને પેટ વચ્ચે આડો લાલ છીંકણી અને

---

૧ Pteroces Exustus ગુજરાતીમાં એમના વિશિષ્ટ નામને અભાવે, મેં એમને સંસ્કૃતના અનુકરણમાં 'ગોરાં તેતર' કહેવાની છૂટ લીધી છે.

૨ એથી જ એનું નામ Exustus દાઝેલા કે બળેલા રંગવાળું.

૩ એને લીધે એ Pin-tail સૅન્ડગ્રાઉઝ પણ કહેવાય છે.

૪ P. Fasciatus

કાળા રંગનો તેવડો પટો. છાતી દૂધીઆ રંગે. પેટ ઘેરા બદામી રંગનું.

માદાનો રંગ નરથી જુદો પડે છે. પ્રથમ તો કપાળ પરના કાળા ધોળા પટાનો અભાવ. છાતી ઉપર પણ એ જ પ્રમાણેઃ પટો ન મળે. એ ઉપરાંત પાંખોમાં પણ કાળી રેખાઓ નથી હોતી. પીઠ, ગળાની બંને બાજુઓ, છાતી, પાંખો તથા પૂછડીના કપિલ વર્ણમાં લાલ રંગની છાયાઃ અંદર ઝીણી કાળી રેખાઓ. દાઢી, ગળું, કાન છાંટ વિનાનાં શુદ્ધ કપિલવરણાં. પેટ અને પેડુનો ભાગ દૂધીઆ રંગેઃ એમાં કાળી રેખાઓ.

આ બટેરની પૂછડીમાં લાંબાં પીંછાં નથી હોતાં.

આ જાતનાં બટેરને ખેતરના ખોટ કરતાં, ખૂબ રેતાળ પ્રદેશમાં જ રહેવાનું ગમતું હોવાથી એમની વસતિ ડીસા, ખારાઘોડા, પંચાસર, મંબેસર વગેરે તરફ ઘણી છે. એથી જ એ અમદાવાદની આસપાસ મારા જોવામાં નથી આવ્યાં. એનો પ્રથમ પરિચય મને થયો વણોદ આગળ પાંચેક વરસ ઉપર હું એક મિત્રની સાથે મોટરમાં વણોદનું પ્રાચીન જિનમંદિર જોવા જતો હતો. વીરમગામથી માંડળ થઇને વણોદ જવાય છે. ત્યાં માંડળથી આગળ જતા વચ્ચે એક વિશાળ મેદાન આવે છે. એમા અમે આ બટેર જોયા. મેદાનમા સ્થળે સ્થળે ઊસનો ખાર બાઝી ગયો હતો. તેમાંથી બળાત્કારે જીવવા મથતાં ઘાસનાં છૂટાછવાયાં તરણાં વચ્ચે કેટલાંયે બટેર ફરતાં હતાં પણ મોટરનો અવાજ સાંભળતાં જ એ સ્થિર થઇ લપાઇ બેઠેલાં, એટલે છેટેથી તો અમને દેખાય જ શાનાં? પણ અમારી મોટર મેદાનમાં આગળ જાય એમ એનાં પૈડા વચ્ચેથી એ ઊડતાં જાય. ઊડીને થોડે છેટે જઇને બેસે. અમે મોટર ઊભી રાખી દૂરબીનથી જોઇએ, પણ એમનાં બહુરૂપ શરીર તરણાં અને ખારના રંગમાં એવાં ભળી જાય કે ધારી ધારીને જોવા છતાં પણ, આ તે જમીન કે બટેર, એ પરખાય જ નહિ. બીવરાવવા બંદુકનો ભડાકો કરીએ તોપણ હાલે જ નહિ. આખરે મોટર ચલાવીએ ત્યારે કચરાતાં બચવા માટે ઊડે. આવો જ અનુભવ મને, અમદાવાદથી પચાસેક માઇલ છેટે રહુગી વારસીંગ પગપાળા જતાં બેઠેલાં ખેતરમાં 'ગોરાં તેતર'ના સંબંધમાં થયો હતો. આ બટેરના રંગ પણ એટલો જ ભૂલાવો ખવડાવનારા નીવડે છે.

બટાબટ ઊનું વરસ ઇંડાં મૂકે છે, પરંતુ મોટા ભાગે એનાં ઇંડાં એપ્રિલ માસમાં મળી આવે છે. જમીન પર જ ખાડા જેવું કરીને એ આછા કોમળ ગુલાબી રંગ પર ઘેરા રતુમડા રંગની છાંટ કે ટપકાંવાળાં ત્રણ ઇંડાં એકાદ ઘાસના ભોથાની ઓથે કે ઝાંખરાના મૂળમાં મૂકી દે છે.

આ બે આપણાં અસલ ગુજરાતી. હવે. થોડાં પરદેશી પણ યાયાવર બટેરનો પરિચય કરી લઇએ. એમાં મોખરે આવે

(૩)

Black-Bellied Sandgrouse. કદમાં બધાં યે બટેરથી ચડી જાય એવું મોટું (સવા ફૂટનું) હોવાથી એને 'ઇમ્પીરીઅલ' બટેર પણ કહે છે. અન્ય બટેર પેઠે નરમાદા ભિન્ન રૂપવાળાં. એની પૂછડી લાંબાં પીંછાં વિનાની છેડેથી ગોળ. પાણી પીવાની આદત પણ બીજાં બટેર જેવી નિયત સમયવાળી.

ચમન પાસેનો પ્રદેશ એનું કાયમી નિવાસસ્થાન. ત્યાંથી દર શીઆળે એનાં ટોળે ટોળાં ડીસા બાજુ ઊતરી આવે છે.

(૪)

અન્ય યાયાવર બટેર તે Large Sandgrouse. કદમાં 'ઇમ્પીરીઅલ' બટેરથાં સહેજ નાના. શીઆળામાં ડીસા બાજુ દેખાય છે, પણ ખૂબ ઓછાં. એની પૂછડીમાં લાંબા પીંછાં હોય છે.

(૫)

છેલ્લું આવે Spotted Pintail Sandgrouse. સિંધ એનુ નિવાસસ્થાન છે. પણ શીઆળામા ડીસા, ખારાઘોડા અને ઠેઠ અમદાવાદ સુધી જોવામાં આવે છે.

ઉપરનાં ત્રણનો મને પ્રત્યક્ષ પરિચય નથી.

વનેચર

## મેંદીનાં પાન

બીજાને બોલવાનું લક્ષપૂર્વક સાંભળવું, તેનો ઉદ્દેશ સમજી વિચારવું, અને પછી સ્થિરતા પૂર્વક શાંતપણે તેને ઉત્તર આપવો એ જ ખરૂં શાણપણ.

શરીરનો ઘાત કરનારા કરતાં મનનો ઘાત કરનારાથી વધુ ચેતીને ચાલ.

# નવી નજરે

સંયોજિતની કોઈ અદષ્ટ ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે મનના મશ્કરીની નિગૂઢ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ;—એની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી વિચારણાને તાઝગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા

બેરોમેતું ગપ્પું શોધી કાઢવું એ પણ કાંઈ જેવીતેવી વાત નથી. જેમકે દુનિયા જેવડા તળેલાની વાત કરનારને ખોટો પાડવા આકાશે પહોંચે એવો ભાલો જ સામે ધરવો જોઈએ. આવાં ઘણાં ગપ્પાં આપણી લોકકથાઓમાં વણાએલાં જોઈએ છીએ.

પણ બેન્જામિન ફ્રૅન્કલિન જેવા પ્રખર વિજ્ઞાનીને ગપ્પાંની શોધ પાછળ ભેજું લગાડવું પડે ત્યારે આપણને જરૂર આશ્ચર્ય થાય. વાત એમ બની કે ઇંગ્લંડના ઘણા શોખીનો થોડાં અઠવાડિયાં માટે અમેરિકા આવી ગયા પછી પાછા સ્વદેશ પહોંચતા ત્યારે અમેરિકા વિષે ફાવે તેવો મત આપતા. અને બહુ વજનદાર અભિપ્રાયો તરીકે એ બધું ઇંગ્લંડનાં વર્તમાનપત્રોમાં આવતું. અને એમાં ઘણી વખત અમેરિકન પ્રજા અને દેશ સંબંધે કેટલીક ગેરસમજુતી ઊભી થતી. બેન્જામિન ફ્રૅન્કલિનને પોતાના દેશની આ મશ્કરી ન ગમે એ દેખીતું છે. તેથી તેણે થોડાં બંધ બેસતાં ગપ્પાં શોધી લંડન ટાઇમ્સ પર મોકલી આપ્યાં. અને પછી એવાં ગપ્પાંનો પવન ચાલ્યો. ઇંગ્લંડની પ્રજા સમજી ગઈ કે આ બધાં ગપ્પાં છે જ. એટલે એ પછી અમેરિકા વિષે કાંઈ પણ વાત વર્તમાનપત્રમાં આવે ત્યારે તે શક્ય વસ્તુ હશે કે કોઈ ફળદ્રુપ ભેજાની શોધ હશે એની તુલના કરવાની લોકોને ટેવ પડવા માંડી. એવાં થોડાં ગપ્પાંના નમૂના આ રહ્યા:

'અમેરિકાનાં ઘેટાં એટલી બધી ઊન આપે છે કે વરસના અમુક અરસામાં તેનાં પૂંછડાં ઊનથી ભારે થઈ જતાં હોવાથી તેની પાછળ રેંકડી જોડવી પડે છે.'

'અમેરિકાનાં મીઠાં સરોવરોમાં પણ કૉડ માછલી પકડવાનો ધંધો જોસબેર ચાલે છે. ખારા પાણીની એ માછલીઓ નદી રસ્તે આ સરોવરમાં સંખ્યાબંધ આવે છે, કેમકે સમુદ્રમાં તેને વ્હેલનો ઘણો ત્રાસ હોય છે.

'નાયાગરાના ધોધની ખરી સુંદરતા જોવાના પ્રસંગ મળે છે તો એવે વિરલ પ્રસંગે જ્યારે ધોધ ઉપર ચડી રહેલી માછલીઓની પાછળ પડેલી વ્હેલ એ ધોધ ઉપર રાક્ષસી કૂદકો મારી રહી હોય.'

'અમેરિકામાં બે જાતનાં ઘાસ છે. એમાંનું એક ઘાસ નરમ છે, જ્યારે બીજા (Sword Grass)નાં પાનની બન્ને બાજુ તીક્ષ્ણ ધાર હોય છે. એક અમેરિકન *વિજ્ઞાનીએ આ બન્ને ઘાસનું મિશ્રણ કરી એક* એવા નવા જ ઘાસની શોધ કરી છે કે જેથી પવનના ઝપાટામાં એ ઘાસનાં પાંદડાં એના થડને કાપી નાખે છે, ને એ રીતે બધું ઘાસ આપોઆપ લણાઈ જાય છે!'

'એક જણ પાસે એક બુદ્ધિશાળી બિલાડી છે. પહેલાં ઘરમાંથી માખણ ખાઈ જાય છે. અને પછી ઊંદરના દર પાસે બેસી પોતાનો માખણવાળો શ્વાસ એ દરમાં કાઢે છે. પરિણામે માખણની લાલચે બહાર આવતા ઊંદર તેના સહેલા શિકાર બની જાય છે.'

'મારી પાસે એક કૂતરો છે તેની સમજ-શક્તિ બહુ કેળવાએલી છે. એક વખત હું બહાર આવ્યો ત્યારે એ બિરાદર સોફા પર ચડીને બેઠેલા. મેં તેને ઠપકો આપ્યો, ત્યારે નીચું મોં કરી તેણે સાંભળી લીધો. બીજીવાર હું બહારથી આવ્યો ત્યારે મેં તેને સોફા પાસે ઊભેલો જોયો. મને શંકા આવવાથી મેં સોફા પર હાથ મૂકી જોયો તો થોડીવાર પહેલાં જ તેના પર કોઈ બેઠેલું હોય એવો હૂંફાળો તે લાગ્યો. ફરીથી મેં કૂતરાને ધમકાવ્યો. મેં માની લીધું કે આવા સમજદાર કૂતરાને આટલો બોધપાઠ બસ થઈ પડશે. પણ ત્રીજીવાર હું બહારથી આવ્યો ત્યારે મેં જોયું કે તે સોફા ઉપર તેને ઠંડો પાડવા માટે ફૂંક મારી રહ્યો હતો.'

બાળકોને લખતાં વાંચતાં શીખવવા માટે સારામાં સારૂં સાધન ટાઇપરાઇટર છે. આ સિદ્ધાંતની શોધ બે માનસશાસ્ત્રીઓએ કરી છે, અને એ સિદ્ધાંતની સાબિતી માટે જે પ્રાયોગિક કાર્ય થવું જોઈએ તે પણ થઈ ગયું છે. જુદાં જુદાં સ્થળોમાં મળી લગભગ ૧૪૦૦૦ બાળકો પર આ પ્રયોગ અજમાવાઈ ચૂક્યો

છે અને પરિણામે સામાન્ય રીતે બાળકો શાળામાં જે રીતે અભ્યાસ કરે છે એને બદલે જો તેને ટાઇપરાઇટર પૂરાં પાડવામાં આવે તો જુદા જુદા વિષયોમાં તે દસથી ચાળીસ ટકા જેટલી પ્રગતિ બતાવે છે એમ સાબિત થયું છે.

– – આ નવી પદ્ધતિ અક્ષરજ્ઞાનથી જ શરૂ થાય છે. ચોપડીમાં છાપેલી વસ્તુ અક્ષરશઃ ટાઇપ કરતાં બાળકોને ધીમેધીમે વ્યક્તિગત અક્ષરોનો પરિચય થવા માંડે છે. અને ટાઇપ થએલ કામની સફાઇ તેમ જ છાપેલા જેવાં જ દેખાવાથી તેની રસવૃત્તિ સંતોષાયે જાય છે, અને આમ તેમ થોડા વખતમાં વાંચતાં શીખી શકે છે.

અને પછી તો મૌલિક સર્જન કરવાની સ્વાભાવિક ધૂન તેનામાં જાગે છે. અને તેથી વાર્તાઓ, કવિતાઓ, કાગળો તે ટાઇપ કરવા માંડે છે. શાળાના અભ્યાસક્રમના બધા વિષયોમાં જ્યાં જ્યાં લખવું પડતું હોય ત્યાં આમ ટાઇપરાઇટર જ વપરાય છે. તેથી ઓછા શ્રમે બાળકો ઘણી પ્રવૃત્તિ કરે છે. અને એમાં પણ ટાઇપ કરેલા લખાણમાં વિરામચિહ્નો વગેરે ગપમાં ચલાવી શકાતાં ન હોવાથી આ બાબતોમાં બાળક વધુ ચોક્કસ બનતું જાય છે. અને ભાષા શુદ્ધ થયા પછી એની અસર એની આખી વિચારદૃષ્ટિ પર પણ પડે છે. કેળવણીકારો આ નવા સિદ્ધાંત તરફ આશાભરી નજરે જોઇ રહ્યા છે.

**જો**ન ડી રૉકફેલરે એક વખત એના સેક્રેટરી પાસેથી બસનું ભાડું ચૂકવવા એક તાંબીઓ (ડાઇમ) ઉછીનો લીધો. 'ઘેર પહોંચીએ ત્યારે મને આની યાદ આપજો.' તેણે ભલામણ કરી.

'હવે એમાં શું, મિ. રૉકફેલર?' સેક્રેટરીએ કહ્યું.

'એમાં શું?' રૉકફેલરે આશ્ચર્ય પામતાં કહ્યું: 'કેમ, એક આખા ડૉલરનું બે લાખ વર્ષનું એ વ્યાજ થયું!'

**પો**તાના પુત્ર પર ટપાલ લખતાં એક લેખકે ભલામણ કરેલી: 'જગતમાં બે પ્રકારના માણસો છે: એક પ્રકાર કામ કરે છે, અને બીજો પ્રકાર એ કામનો યશ ખાટે છે. તારાથી બની શકે તો પહેલા વર્ગમાં આવવા પ્રયાસ કરજે, કેમકે તેમાં બહુ ઓછી હરીફાઇ છે.'

**રે**ડીઓ સ્ટેશનો હમેશાં ચિત્રવિચિત્ર પ્રોગ્રામો આપવાની હરીફાઇ કરી રહ્યાં હોય છે. એ મુજબ લૉસ ઍન્જેલીસ સ્ટેશનોમાંથી એક નવી જાતના પ્રોગ્રામો શરૂ થયા—ખાનગી મુલાકાતના. સ્ટેશન મૅનેજરની મુલાકાતે કોઇ પણ આવી પોતાની મુશ્કેલીઓ કે અનુભવો તેને કહેતો હોય અને બીજી બાજુ એ બધું બ્રોડકાસ્ટ થયે જતું હોય! એક અગ્યાર બાળકોનો પિતા એક વખત મુલાકાતે આવ્યો. એણે મુલાકાતને અંતે કહ્યું, 'મિ સ્ટાફર્ડ્સ, મને ક્યાંક કામ મળી જાય તો મારી બધી મુશ્કેલી ટળી જાય.' બીજે દિવસે એને ચૌદ સ્થળેથી ઑફર આવી. આથી હવે તો ધંધાની શોધમાં નિરાશ થએલાઓ માટે એ સ્ટેશને અમુક કલાકો મુકરર કરી જ આપ્યા છે. અને ઘણા માણસો એ રીતે કામે ચડી ગયા છે!

હમણાં જ મુંબાઇના સ્ટેશને પણ આને મળતા પણ જરા મર્યાદિત રૂપમાં પ્રોગ્રામો આપવા ચાલુ કર્યા છે એ ઘણાને આશીર્વાદ સમાન થઇ પડશે.

**એ**ક ફ્રેન્ચ કલાકારે એક શ્રીમંત અમેરિકન બાનુનું ચિત્ર તૈયાર કર્યું. પણ તે બાઇએ તેની ઠરાવેલી કિંમત આપવા ના પાડી, કેમકે એ ચિત્ર જોઇએ એટલું સંપૂર્ણ તેને લાગતું ન હતું.

'આપને એમાં શી ખામી લાગે છે?' એ હતાશ થએલા ચિત્રકારે પૂછ્યું.

'ખામી બીજી શી હોય! જુઓને, મારો કૂતરો પણ મારા ચિત્રને ઓળખી શકતો નથી.' કહી તે બાઇ ચાલી ગઈ.

પોતાના ગ્રાહકની સામે કોર્ટમાં દાવો લાવવાનું એ ચિત્રકારને પસંદ ન આવ્યું. એટલે થોડા દિવસ એણે આ વસ્તુ ઉપર વિચાર કરી જોયો. અને પછી એ બાનુ ઉપર ચિઠ્ઠી લખી મોકલી કે પોતે ચિત્રમાં થોડા સરસ સુધારા કર્યા હોવાથી હવે એ બાનુને એ ચિત્ર અચૂક ગમશે. પોતે જે સુધારા બાબત લખ્યું હતું તે સુધારો માત્ર એટલો જ હતો કે તે બાનુના સ્ટુડીઓમાં આવવાના સમય પહેલાં તેણે એ ચિત્રના ચહેરા ઉપર કાળજીથી તાજું માંસ ઘસ્યું હતું.

બાઇ સાહેબ આવ્યાં. કૂતરો એના હાથમાં જ હતો. 'જુઓ' તે કહે; 'હજુ આ મને ઓળખતો નથી.'

ચિત્રકારે નમ્રતાથી કહ્યું, 'બાઇસાહેબ કૂતરાની દૃષ્ટિ ટૂંકી હોય છે. માટે એને ચિત્રની પાસે રાખી જુઓ.'

કૂતરાંને તાજા માંસની ગંધ આવતાં એ ચિત્રના ચહેરાને ચાટવા તે તલપાપડ થયો. 'જુઓ' તે ચિત્રકારે કહ્યું: 'તમારા ચિત્ર માટે તે બિચારો મરી પડે છે.'

અને એ સોદો ઠીક રીતે પાર પડ્યો!

કોઈને સમાજમાં એકલા પડી જવું ગમતું નથી એ એક કારણથી અનેક મંડળો હસ્તીમાં આવતા હોય છે. આપણે પણ આ ગર્વમાં એમ માનતા હોઈએ છીએ. કે મંડળમાં જોડાવાથી પરસ્પરના સહકારના બળે વધુ સંગીન કામ થાય. પણ એ તો આપણી નબળાઈને ઢાંકવા માટે શોધી કાઢેલું તત્ત્વજ્ઞાન છે. આ વાતનો સાચો ખ્યાલ કોઈ સંમાનિત મંડળમાં જોડાનારને નથી આવતો. પણ જગતમાં જે અનેક જાતનાં મંડળો હસ્તી ધરાવે છે તે જોઈએ ત્યારે કોઈ પણ મંડળની સ્થાપના પાછળ કામ કરી રહેલ gregarious instinct આપણને શુદ્ધ સ્વરૂપમાં દેખાય છે.

જેમકે લંડનમાં એક મંડળ છે જેનું નામ 'Society of Nature's Misfits' છે. જગતભરના કદરૂપાં માણસો માટેનું આ મંડળ છે. એનો પ્રમુખ હીરાના દમાગોમાં પોતે વધુમાં વધુ કદરૂપો છે એ વાત ઉપર મગરૂર છે. અને એ જ પ્રમાણે સમાજના બધા વર્ગોના કદરૂપા પ્રતિનિધિઓ આ મંડળમાં છે. આ મંડળના સભ્યો રવિવાર સાથે ગાળે છે. અત્યારે તેઓ વધુમાં વધુ કરૂપ કોઈ મોટર ડ્રાઈવરની શોધમાં છે કેમકે ઉજાણી વખતે તેઓની મોટર સામાન્ય ડ્રાઈવર હાંકે એ એમને પોસાતું નથી.

આવું જ એક મંડળ અમેરિકાના ઑકલાહોમા પરગણામાં છે. એમાં બધા સભ્યો ટાલીઆ છે, અને એ લોકોએ પોતાના મંડળનું નામ પણ ખૂબ ગૌરવદાર શોધી કાઢ્યું છે: Brotherhood of the Burnished Brow. આ મંડળ જે એક વસ્તુ માટે ખાસ પ્રયાસ કરી રહ્યું છે તે એ કે એના સભ્યો માટે હજામતના દર અર્ધા કરાવવા!

અને અમેરિકામાં એક સાસુઓની કલબ છે' એક છાપાના તંત્રીની સાસુ ઉપર કોઈએ કટાક્ષ કર્યો એટલે તેણે સાસુઓ ઉપર થતી ખોટી ચર્ચા અટકાવવા આવું એક મંડળ સ્થાપવાની સ્થાનિક સ્ત્રીમંડળોને સલાહ આપી. પરિણામે પછી માર્ચનો દિવસ સાસુઓના દિવસ તરીકે તેઓએ નક્કી કર્યો છે અને તે દિવસે જે સાસુઓને પોતાની પુત્રવધૂ કે પુત્રીવર તરફથી 'ભલાં'નું પ્રમાણપત્ર મળ્યું હોય તે ઇનામ જીતી જાય છે. ગયે વરસે તો આ બધી સાસુજીઓનું એક સરઘસ નીકળેલું જેમાં ભલાં સાસુજી ('Most mother-in-law') પોતાના ૧૭ ફરજંદોનાં પરણેતર સહિત મોખરે હતાં સસરાઓ પણ એ સરઘસમાં હતા અને આમંત્રિત મહેમાનોમાં આસપાસના પ્રાંતોના ગવર્નરો ઉપરાંત મિસીસ રૂઝવેલ્ટ પણ હતા!

(ચાલુ) હરિકૃષ્ણ વ્યાસ



એક સ્ટોરના માલિકે અંદર આંટો મારતા પેકિંગ રૂમ નજીક જ એક ખોખાને અઢેલીને એક છોકરાને ઝોકાં ખાતો જોયો. શિસ્તના એ અનુયાયીનો મિજાજ હાથ ન રહ્યો ને છોકરાને જગાડી સીધો સવાલ કર્યો: 'તને કેટલો પગાર મળે છે?'

'દસ રૂપિયા, સાહેબ.'

'લે આ દસ રૂપિયા' ખીસામાંથી નોટ કાઢી એના હાથમાં મૂકતા તે બોલ્યા, 'મારે ત્યાં તારું કામ નથી'

છોકરો નોટ મૂઠીમાં ચાલતો થયો, એટલે બહાર આવી ફોરમેનને એમણે પૂછ્યું, 'પેલા છોકરાને આપણે ક્યારથી રોક્યો હતો?'

'આપણે એને રોક્યો જ ન હતો, સાહેબ,' ફોરમેને જવાબ આપ્યો, 'એ તો આજે જ સ્ટોરમાંથી પરથી ખોખું એની પાસે રૂપડાની મંગાવ્યું હતું!'

~

'માફ કરજે સાહેબ પણ આ તળાવમાં નહાવાની મનાઈ છે.'

'તો મેં કપડાં ઉતાર્યા ત્યારે કેમ ન બોલ્યો?'

'પણ કપડાં ઉતારવાની મનાઈ નથી, સાહેબ.'

~

વકીલ (ઉલટ તપાસમાં). અને તમે કહો છો કે આ દસ્તાક્ષર તમારા નથી?

સાક્ષી: ચોક્કસ, એ મારા નથી.

વકીલ: તમારા હસ્તાક્ષરને મળતા તો છે ને?

સાક્ષી: ના જી, મુદ્દલ નહિ.

વકીલ: તો તમારા લખાણનો એકાદ નમૂનો બતાવશો?

સાક્ષી: ના સાહેબ, એ બની શકે તેમ નથી.

વકીલ: કેમ? તમે શું કહેવા માગો છો?

સાક્ષી: હું ભણેલો જ નથી, સાહેબ.



# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો

પ્રકરણ બીજું

## પ્રસ્થાન

ટૉલ્સ્ટૉય ફાર્મથી ફીનિક્સ આવીને બાપુજી વસ્યા ત્યારથી એમણે ફીનિક્સવાસીઓને ભવિષ્યના સત્યાગ્રહ સારુ તાલીમ આપી પલોટવા માંડ્યા હતા: 'કાયદાઓનો ભંગ કરવાનો વારો આવે ત્યારે ફીનિક્સના સત્યાગ્રહીઓની માણસાઈ ઓસરે નહિ. તેમનામાં કોઈ ખૂણે પશુતાનું દર્શન ન થાય. તેઓ જેટલી હિંમત બતાવે તેથીયે વધારે પોતાની સજ્જનતા પ્રગટાવે. જે પ્રમાણે તેઓ કાયરતાથી સો ગાઉ છેટા રહે તે પ્રમાણે પોતાને રીબાવનારાઓ પર કિન્નો રાખવાથીયે બચતા રહે. ટૂંકમાં, બલિદાન થનાર દરેક જણ પોતાને જેટલો શુદ્ધ બનાવી શકે એટલો બનાવે.' અને આ દૃષ્ટિએ થોડા ઘણા યે લાયક એવા જેટલા સત્યાગ્રહી મળ્યા એમને તેમણે મોખરે કર્યા.

લડનારા તૈયાર થયા, પણ લડવું શી રીતે? કઈ રીતનો કાયદાભંગ કરવો, જેથી કાયદાભંગ કરનારની નૈતિકતા અને સજ્જનતાને આંચ ન આવે છતાં વિરોધી પોતાનું સામટું બળ લડવૈયાઓ ઉપર ઠાલવવા માંડે? આ પહેલાની લડતમાં હિંદીઓ વગર પરવાને નાતાલથી ટ્રાન્સવાલમાં પ્રવેશતા કે પોલીસ તેમને પકડતી, પણ છેવટે ત્યાંની સરકારે બાપુજી તેમજ બીજા આગેવાનો નેતાઓને આ રીતે જતાં પકડવાનું બંધ કર્યું હતું. ફીનિક્સની ટોળીને યે તેઓ એ રીતે જતા કરે અને લડાઈ ઢીલમાં પડે એવો સંભવ હતો. પણ ટ્રાન્સવાલ જતાં પકડાવા કરતાં કાયદાભંગનો બીજો વધુ નિર્દોષ પ્રયોગ બાપુજી પાસે ન હતો. એટલે બાપુજીએ ઠરાવ્યું કે ફીનિક્સની ટોળીએ પોતાનું નામ ઠામ ઠેકાણું પોલીસને આપવું નહિ અને અદાલતમાં પણ સજા થઈ ન જાય ત્યાં સુધી પૂરી ઓળખ ન આપવી.

દક્ષિણ આફ્રિકાની સરકાર બરાબર પકડાઈ, ઓળખી એ કારણે પહેલી ટોળીમાં બાપુજી પોતે ભળ્યા ન હતા, કારણ બાપુજીને જેલ મોકલી સરકાર વિલાયતમાં ને હિંદમાં નકામો ખળભળાટ ઊભો કરવા ન ઇચ્છે એ સ્પષ્ટ હતું. એ જ રીતે પૂ. બા, રુસ્તમજી શેઠ તેમજ બાપુજીનાં બીજાં સગાંઓને કેદ પકડતાં સરકાર અચકાય એવો ખ્યાલ ફીનિક્સમાં સૌને હતો. ફીનિક્સથી સત્યાગ્રહ કરવાને ટોળી ઊપડે છે એવી ખબર ફીનિક્સની બહાર કોઈને ભાગ્યે જ હતી. એથી સરહદના અમલદારો આ પ્રવાસીઓ પ્રત્યે કોઈ જુદી રીતે વરતે એવો સંભવ ન હતો. છતાં ફીનિક્સથી નીકળતાં બાપુજીએ સૂચવ્યું કે દરેકે પોતાનું નામ બદલી નાખવું, જેમકે બાનું નામ 'મિસિસ ગાંધી' નહિ પણ 'કસ્તુર બેન', પારસી રુસ્તમજીનું કેવળ રુસ્તમ. મારા પિતાશ્રીનું સી. કે. ગાંધી નહિ પણ 'છગનલાલ' અને મારી બા, કાશી, રામદાસકાકાના નામની છેડે પણ ગાંધી નામ આવવા ન દેવું આ પહેલાંના સત્યાગ્રહોમાં મિ. રતનશી સોઢા અને મિસિસ સોઢા પણ ખૂબ પ્રસિદ્ધ થઈ ચૂક્યાં હતાં એટલે રેવાશંકર સોઢાના નામમાંથી યે સોઢા શબ્દ ઉડાવી દેવાની ભલામણ બાપુજીએ કરી.

આ સાંકેતિક નામો ઉપર હસાહસ કરતા અમે સૌ સ્ટેશને જવા ઊપડ્યા. અમે વાતો કરતા જતા હતા ત્યાં ચર્ચામાં ને ચર્ચામાં અમારામાંના એકે સવાલ કર્યો કે 'આવી રીતે નામ છુપાવવા એ શું જુઠાણું ન કહેવાય? સત્યાગ્રહીથી એમ જૂઠું કહેવાય? અને વળી બાપુજી જ એમ મફાઈદાર જૂઠું બોલવાનું કહે એ કેવું!' પરંતુ એ જૂઠું નથી, એમાં અસત્યનો સ્પર્શ પણ નથી એમ બાપુજીએ અમારી ચર્ચા સાંભળી જવાથી અમને સમજાવ્યું અને કહ્યું, 'જૂઠું એટલે તો જે ન હોય તે કહેવું. હોય તે ન કહેવું એમાં જુઠાણું નથી. અમુક વાત હું જાણતો હોઉં અને મારે કોઈને કહેવી હોય તો હું ધરાર ન કહું. ગમે તેમ ફાવે રીબાવે તો પણ ન કહું. એમ ન કહું કે હું જાણતો નથી, અથવા કરી માર્યો કંઈક બીજું પણ ન કહું; પરંતુ

એમ કહું કે હું એ જાણું છું: એટલું પણ મારે ન જણાવવું હોય તો એમ પણ કહું કે જાણું છું કે નથી જાણતો એ પણ હું કહેવા તૈયાર નથી. એમ આમાં મેં અર્ધાં નામ આપવાં ને અર્ધાં ન આપવાં એ જૂઠાણું નથી.'

શરૂઆતમાં અમારું આખું ટોળું બાપુજી સાથે સાથે ચાલ્યું, પણ પછી અમારી ટુકડીઓ પડવા માંડી. ચાલવાવાળા પાંચ માણસ હોય ત્યાં પણ લોકો બે ટુકડીમાં ચાલવાના. આ સ્વભાવ મુજબ અમારો સંઘ પણ ફંટાયો. અમારી વિદ્યાર્થીઓની ટોળી આગળ થઈ. તેમાં પણ બેત્રણ ભાગ પડયા. મારી અને મારા બેત્રણ ગોઠિયાઓની એક ટુકડી ગેલવાઈ જઈ ધીંગામસ્તી કરતી આગળ ચાલી. કોઈના ખીસામાંથી નવો રેશમી રૂમાલ ખેંચી લઈએ અને એ માગે ત્યારે 'જેલમાં એનું શું કામ છે?' એમ કહી એને ભોંઠો પાડીએ અને એ માગીમાગીને થાકે ત્યારે એને આપીએ. રમત કરતાં થાકયા એટલે વળી પાછા જેલની વાતો પર ઉપાડી પડયા. મેં કહ્યું કે 'ત્રણ મહિનાની જેલ પૂરી થયા પછી પાછા તો અહીં આવીને જ જશોને? અને એ વખતે પણ અમને સાથે નહિ લઈ જાઓને? તમે તો આગગાડીમાં ફરવાની ને ટ્રાન્સવાલ જવાની ને એવી ઘણી યે લહેર મારતા જશો અને અમારે અહીં ભણવાનું ને ખાણમાં ગોંધાવાનું. રેવાશંકર જેવો મારી સાથે હતો ત્યાં સુધી મને જે કામ ન આવડે તેનો ઝાઝો કચવાટ ન થતો. હવે તો દેવદાસ કાકા સાથે મારું કામ સરખાવવાનું, એમાં હું તદ્દન પાછો પડવાનો. થોડા દિવસમાં બાપુજી પણ જશે એટલે મારે મગનકાકાની આકરી પરીક્ષામાં પાસ થવું પડશે અને કેટલી યે વાર રોવાઈ જવાશે. હું સોળ વરસનો નથી થયો એ કંઈ મારો ગુનો લાગે છે? બાપુજી અમને શા માટે નહિ લઈ જતા હોય? નાના છોકરાઓ ચોરી કરે ત્યારે એને જેલમાં નહિ પૂરતા હોય?'

કુપ્પુએ જવાબ આપ્યો, 'નાના છોકરા ગુનો કરે તો એને મેજિસ્ટ્રેટ થોડા ચાબખા મરાવીને છોડી મૂકે અથવા 'રેફરમેટરી'માં લઈ જાય. 'રેફરમેટરી'-માં બધા નાના છોકરાઓ જ હોય અને ત્યાં એમની પાસે કંઈ નેતર ભરવાનું ને એવું કામ શીખવીને કમાવે. એ સોળ વરસના થાય ત્યારે છોડી મૂકે.' મને તો એ વાત ભાવી ગઈ અને હું કૂદી ઊઠયો ને કહ્યું, 'બસ, હું બાપુજીને કહીશ કે અમને પણ સત્યાગ્રહ કરવા જવા દો. અમે 'રેફરમેટરી'માં જઈશું.'

કુપ્પુ કહે, 'પણ 'રેફરમેટરી'માં તો ચોરી કરે કે જૂઠું બોલે તેને જ મોકલે; આપણા જેવા કાયદો તોડનારને ન મોકલે. તું વોલ્ક્રસ્ટ જા તો તને પાછો નાતાલમાં લાવી તારે ઘેર મૂકી જાય.'

આમ સારી પેઠે વાદવિવાદ કર્યો પછી હું હતાશ થઈ ગયો ત્યારે એ સાથીઓએ મને દિલસોજી આપી કે 'તું શું કામ આટલાં ફાંફાં મારે છે? ચાર વરસ પછી તું પણ અમારી સાથે આવી શકીશ. શરીરે ખૂબ વધી જજે અને સોળ વરસનો લાગજે. તો તો ચાર નહિ તો ત્રણ વર્ષે તો જેલ જવાની તને બાપુજી હા પાડશે. રામદાસને ક્યાં ૧૬ વર્ષ પૂરાં થયાં છે? હજુ થોડા મહિના બાકી છે તો યે ૧૬ વર્ષ જેવડા લાગે છે એટલે એને બાપુ મોકલે છે. જો તો ખરો, બે વરસ પછી દેવદાસ અને ત્યારપછી વરસ દહાડે તું અમારી સાથે આવવાનો અને આ લડત એટલી તો ચાલવાની.' આમ આશ્વાસન આપી તેમણે મને જરા ધીમો પાડયો.

રસ્તામાં એકવાર બા, મારી બા વગેરે ચાલતાં હતાં તેમની સાથે હું અને દેવદાસકાકા ચાલવા લાગ્યા. મારી બાએ મને શિખામણ આપી કે તમે જેવા સાથે રહો છો, એકબીજા સાથે તમારું જેમ બને છે, તેમ સાથે રહેજો અને કામ અને મજા કરજો. પછી દેવદાસકાકાને સંબોધીને મારી બાએ કહ્યું, 'દેવદાસભાઈ, પ્રભુને તમારો નાનો ભાઈ ગણીને રાખજો અને શીખામણ આપજો. એ અટકચાળાં કરી વાંકમાં ન આવી જાય. બાકી તો બાપુ થોડા દિવસ અહીં છે એટલે શું કહું!' પૂજ્ય બાએ પણ દેવદાસકાકાને શીખામણ આપી. અમે પાછા દોડીને આગળ થઈ જઈએ તે પહેલાં મારી કાકીએ પણ અમને બેયને રોકી રાખી નાનાં છોકરાંઓને સંભાળવાનું, કયા કેશુને છુટા રખડવા ન દેવાનું અને એવું બીજું કેટલુંય સમજાવ્યું. અમે મોઢું હાલકું રાખી એ બધું સાંભળી લીધું અને આગળ દોડી ગયા.

આમ આસ્તે આસ્તે કલાકેક થયો ત્યાં બધાં ય નિરાંતે ગપાટા મારતા સ્ટેશન પર આવી પહોંચ્યાં. 'વૈષ્ણવજન' તથા 'સુખ દુઃખ મનમાં ન આણીએ' ભજનો ગાઈ રહ્યા પછી સૌના મનમાં જે ખળભળાટ મચી ગયો હતો તે હવે શાંત પડી ગયો. સ્ટેશનના

પ્લૅટફૉર્મ ઉપર સૌ હસતાં રમતાં ટહેલવા લાગ્યાં અને 'હવે તો ટ્રેન ક્યારે આવે અને આપણી લડતનું મંગળાચરણ ક્યારે થાય' એવી અધીરાઇ ફેલાઇ ગઇ. ટ્રેન આવવાને પાએક કલાકની વાર હતી ત્યાં નાની રૂખીને તેડી મારા પિતાશ્રી તથા રાવજીભાઇ સાથે વાત કરતા કરતા બાપુજી પણ સ્ટેશને આવી પહોંચ્યા અને પૂ. બા સાથે વાતો કરવા લાગ્યા.

સ્ટેશને ઊભા રહેવાની તપશ્ચર્યા પૂરી થઇ કે લીલો વાવટો ફરક્યો અને દૂરથી કાળા ડાઘા જેવી ટ્રેન આવતી જણાઇ. ટ્રેનને ભકભક કરતી 'પ્લૅટફૉર્મ' ઉપર આવી પહોંચેલી જોતાં મારી છાતીમાં ધબકારા થવા લાગ્યા. છોકરાઓની ટોળીમાંથી એકદમ છૂટો પડી જઇ મારી બા ને પિતાશ્રી ઊભા હતા એ તરફ ગયો અને દૂર ઊભા રહી એકી નજરે એમના સામું જોયા કર્યું. ક્ષણભર મૂઢ બન્યો. 'માબાપ જેલમાં જાય છે, હવે પાછા મળે અને ન પણ મળે હું એકલો પડી જવાનો. કૃષ્ણદાસની સંભાળ મારે એકલાએ રાખવી પડવાની.' વગેરે વિચારો વિજળીના ચમકારાની જેમ ચમકી જઇ દિલને આંચકો મારતા ગયા. ગળે ડૂમો બાઝી ગયો. નીચી આંખે ઝટઝટ માબાપ અને બીજાં મોટાઓને મેં પગે લાગી લીધું અને ત્યાંથી ખસી ગયો.

બાપુજીએ રૂખીને મગનકાકાના હાથમાં સોંપી દીધી હતી. રાધા રૂખી જેટલી નાની ન હતી એટલે સમજણી હતી અને એ મારી કાકીને છોડે એમ ન હતી, એટલે મારી બાએ રાધાને આગળથી પોતાની પાસે લઇ લીધી હતી અને કાકીને પહેલા ટ્રેનમાં બેસી જવાની ગોઠવણ કરી હતી. ટ્રેન ઊપડવાનો વખત થયો ને મારી બાને ટ્રેનમાં ચડવાનું આવ્યું એટલે એમની પાસેથી બાપુજીએ રાધાને લઇ લીધી. પણ એ કંઇ રોયા વિના રહી નહિ. ખૂબ રોવા લાગી. તેને છાની રાખતા હતા ત્યારે મારું ધ્યાન એ તરફ ખેંચાયું. ચાર વર્ષની નાની ઉમરે એ શું સમજી શકે? પણ એનાથી નાની રૂખી નહોતી રોતી એ બતાવી બાપુજી એને સમજાવતા હતા. હું મારા સાથીઓ જ્યાં ડબ્બામાં ચડતા હતા ત્યાં જઇ પહોંચ્યો.

આખી ટ્રેનમાં કાળા લોકોને બેસવાના જેટલા ડબ્બા હતા એ બધા ચિક્કાર ભરાઇ ગયા હતા. છતાં એમાં જેટલા માય એટલા ચડી ગયા. તો યે બહાર સામાન ઠીક ઠીક પડ્યો રહ્યો અને ત્રણચાર જણને બેસવાની ક્યાંયે જગ્યા ન હતી એટલે રેવાશંકર, સોલોમન, કુપુસ્વામી વગેરેએ પંડે જ ગોરાઓને બેસવાનો ડબ્બો ઉઘાડ્યો. અહીં હિંદુસ્તાનમાં ગોરાઓના ડબ્બા ઉપર 'ઍંગ્લોઇંડીઅન અને યુરોપિયન' એવાં પાટીઆં મારેલાં હોય છે તેમ ત્યાં કાળાઓને બેસવાના ડબ્બા પર 'રિઝર્વ્ડ'નું પાટિયું લગાવેલું હોય છે. 'રિઝર્વ્ડ' ન લખ્યું હોય એવા ડબ્બામાં આપણા જેવા કાળા હિંદીઓ કે હબસીઓથી બેસી ન શકાય. એ બધા યુરોપિયનોના જ ડબ્બા ગણાય.

નવા સત્યાગ્રહીઓએ જે ડબ્બો ઉઘાડ્યો એ એંજીનની પાસેનો હતો એટલે ડ્રાઇવરનું એકદમ ધ્યાન ખેંચાયું. ત્યાં ડ્રાઇવરો, ગાર્ડો, સ્ટેશન માસ્તરો ગોરા જ હોય છે. ડ્રાઇવર ને ગાર્ડ બંને જોશભેર એ ડબ્બા આગળ ધસી આવ્યા. ઉપર ચડેલાને ઉતારવા લાગ્યા, સામાન અને ચડાવનારાઓને રોકવા લાગ્યા, સામાન પણ બહાર ખેંચી કાઢવાનો પ્રયાસ કર્યો. 'ચાલો, ઊતરો નીચે; જોતા નથી કે એ ડબ્બો તમારે માટે નથી.' પણ એ બિચારાને ક્યાં ખબર હતી કે આ લોકો એ સામાન્ય કાળા લોકો નથી, પણ મોતને સાટે લડાઇ લડવા તૈયાર થએલા છે. નવા વીરોએ તો શાંતિથી પોતાના ધામા ડબ્બામાં નાખ્યા અને દરવાજો પણ વાસી દઇ ગાર્ડને કહ્યું, 'બીજા ડબ્બામાં જગ્યા નથી એટલે અમે આમાં બેઠા છીએ. હવે તું ગમે તે કરીશ તો યે ઊતરવાના નથી. તારે કરવું હોય તે કરી લે'

ટ્રેનમાં જનારા જ આ બધી વાત લડી લેતા હતા એટલે અમારે–એમને વળાવવા આવનારાઓને વચમાં પડવાની જરૂર ન પડી. અમે તો નિરાંતે તમાશો જોતા હતા. ગાડી ઉપાડવાનો વખત ક્યારનો થઇ ગયો. પાંચેક મિનિટ ટ્રેન રોકાતી તેને બદલે એ વઢવાડમાં બમણી રોકાણું થઇ ગઇ, એટલે વઢવાડ ઉપર ટોપલો વાળી 'તમારી ખબર આવતે સ્ટેશને બરાબરની લઇશ' એમ કહી ગાર્ડે સિટી મારી. ધુમાડાના ગોટા તથા તણખા ઉડાડતી ટ્રેન ઊપડી ગઇ. એક પછી એક ડબ્બા પસાર થઇ ગયા અને એ નાના ને નાના થતા થતા દૂર નીકળી ગયા. કેટલેક દૂર જઇને ટ્રેન વાંકી વળી અને ટેકરીની પાછળ સરકી ગઇ. અમે સ્તબ્ધ બની એને અદૃશ્ય થતી જોઇ રહ્યા. પ્રભુદાસ છગનલાલ ગાંધી







# પંચતંત્રની વાર્તાઓ

આ વ્યાખ્યાન કહેવાઈ રહ્યું એટલે પિંગલક કહે, 'ઠીક છે, ભદ્ર. પણ એની બુદ્ધિ મારા ઉપર વકરી છે તે કેમ જણાય? અને એની યુદ્ધપદ્ધતિ કેવી છે?'

દમનક કહે, 'કેસરીજી, જો એ બીજાને શીંગડે ચડાવવા સજ્જ થયો હોય એમ આવે, આગ તેગ જુએ, હોઠ ફફડાવે ને આંખ રાતી કરે તો આપે ચેતી જવું ને જે ઉચિત હોય તે કરવું.'

આમ સિંહના કાન ભંભેરીને દમનક સંજીવક સમીપે ગયો, ને અણગમું મોઢું કરીને બેઠો. સંજીવકે પૂછ્યું, 'કાં, ભાઈ કુશળસમાચાર છે ને?' દમનક કહે, 'ચાકર માણસને કુશલ કેવું?

**જીવતાંય મરેલા આ કહ્યા પાંચ જ ભારતે।**
**દરિદ્ર મૂર્ખ ને માંદા પ્રવાસી નિત્યસેવક ॥૨૮૯॥**

સંજીવક કહે, 'પણ વાત શું છે?'

તે બોલ્યો, 'રાજાએ વિશ્વાસપૂર્વક કરેલી વાત બીજા આગળ ઉચ્ચારવી ન જોઈએ, તો પણ હું તારા સ્નેહપાશથી બંધાયેલ છું એટલે મારે અવશ્ય તારા હિતનું તને કહેવું ઘટે.

**એકત્ર રાજવિશ્વાસ, બીજે મરણ બંધુનું।**
**શું કરું ક્યાં જવું મારે, પડ્યો હું દુઃખસાગરે. ॥**
**હિ. સુ. ૧૫૫॥**

સ્વામી પિંગલક તારાથી વિરુદ્ધ થયો છે, એણે કહ્યું સંજીવકને મારીને સમસ્ત પરિવારને ધરાવીશ. મેં કહ્યું મિત્રદ્રોહ કરવો એ અજુગતું કહેવાય. તો તેણે કહ્યું "અરે દુષ્ટ, સંજીવક ઘાસભોજી ને આપણે માંસભોજી એટલે એને ને આપણે સ્વાભાવિક વેર છે. એને હણવામાં દોષ નહિ. બીજા ઉપાયથી હાથ આવવો



પદ્મવનમાં રહેતા એક ઘુવડને ત્યાં એનો મિત્ર હંસ ગયો. એ વનમાં વણજારાની પોઠ પડેલી. પરોઢિયે, એના સંઘપતિએ પ્રયાણનો શંખ ફૂંક્યો એટલે ઘુવડે તાણીને શબ્દ કર્યો ને ગુફામાં પેસી ગયો, પણ હંસ તો ત્યાં જ રહ્યો ને અપશુકનથી ચીડાએલા સંઘપતિના ધનુર્ધરના બાણથી વીંધાઇ ગયો.

અશક્ય હોય એ વેરીને કન્યાદાન કરીને પણ હણવો જોઈએ. યુદ્ધપરાયણ ક્ષત્રિય કાર્યાકાર્ય વિચારતો નથી. ધૃષ્ટદ્યુમ્ન સૂતો હતો ત્યાં જ અશ્વત્થામાએ એને મારી નાખ્યો હતો." એટલે એનો નિશ્ચય જાણીને હું તારી આગળ આવ્યો. હવે વિશ્વાસઘાતકનો દોષ મને નથી. ગુપ્ત ભેદ હતો તે મેં તને જણાવી દીધો.'

આ વજ્રપાત જેવું દારુણ વચન સુણીને સંજીવકને મૂર્છા આવી. મૂર્છા વળી ને ચેતના આવી એટલે એણે કહ્યું: 'ઠીક, કહે છે કે,

'રાજા કુપાત્રને સંઘરે છે, ધન કૃપણને જાય છે, અને મેઘરાજ ગિરિસાગરે વર્ષે છે.' (૩૦૧)

'હું રાજમાન્ય છું એમ સમજનારો શીંગ વિનાનો બળદ છે.' (૩૦૨)

આમાં મારો જ દોષ છે કે મેં કુમિત્રની સેવા કરી: કુમિત્ર-સેવાથી હંસલો કેવો પ્રાણથી વીંધાઈ ગયો હતો?'

દમનક કહે, 'એ કેમ?'

સંજીવક બોલ્યો:

### *કથા ૧૪

એક વનમાં મોટું સરોવર હતું. તેમાં મદરક્ત નામે હંસ વસતો હતો, ત્યાં એક ઘૂડ આવી ચડ્યો. એને જોઈને હંસ કહે, 'આ વિજન વનમાં તું ક્યાંથી!' ઘૂડ કહે, 'તારાં ગુણગાન સાંભળીને હું આવ્યો છું.

**ભમિયો પૃથિવી આખી ગુણાન્વેષણતત્પર।**
**ન ભાળ્યો અધિકો તુંથી તેથી હું અહિં આવિયો ॥**
**પૃ૦ ૧-૨૮૧॥**

તારી સાથે મારે અવશ્ય મિત્રતા કરવી છે, કેમ જે અપવિત્ર પણ ગંગાને પામીને પવિત્ર થાય છે. તેમ જ

**હરિહાથે ગયો શંખ હાડકું યે પવિત્ર છે।**
**મહાનુભાવસંસર્ગ સૌનો ઉન્નતિકારક ॥૨૮૩॥'**

હંસ કહે, ઠીક, સુમિત્ર. આમ બેય જણ બહુ દિવસ સાથે રહ્યા. પછી ઘૂડ કહે, 'હું પદ્મવનમાં મારું ઘર છે ત્યાં જાઉં છું, અને તમે પણ મારા પરોણા થઈને ત્યાં આવજો.' એમ કહીને એ ગયો.

હંસને પછી ઘૂડને મળવાનું મન થયું, એટલે એ પદ્મવન ગયો ને ઘૂડને મળ્યો. તે વેળાએ ત્યાં વણજારાની પોઠ પડી હતી. પરોઢિયે ઊઠીને સંઘપતિએ પ્રયાણશંખ વગડાવ્યો, ત્યાં ઘૂડે તાણીને બેસૂરો શબ્દ કર્યો ને નદીની ગુફામાં ઘરી ગયો. પણ હંસ તો ત્યાં જ રહ્યો, તે અપશકુનભયભીત સંઘપતિના ધનુર્ધરે મારેલા શબ્દવેધી બાણથી વીંધાઈને માર્યો ગયો.'

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી

## તારા

(એક ગપકથા)

સાંજ પડવાને સવાર થઈ હતી. આકાશમાં તારા ઝગઝગતા હતા. તારાના તેજને લીધે સૂરજ રીસાઈને એક બાવળાના ઝાડ ઉપર બેઠો હતો ત્યારે ત્યાંથી ઊડતો ઊડતો એક શિયાળ નીકળ્યો. સૂરજને રોતો જોઈ શિયાળે પૂછ્યું, 'અલ્યા સૂરજ! તને આટલું બધું શું દુઃખ પડ્યું?'

સૂરજ કહે, 'દુઃખને બદલે મને તો મોત આવી ગયું છે. જોને, દિવસને બદલે રાતે તારા ચકચકે છે. તેને મારે કેમ કરીને નસાડવા? અને કહેવું કે ચાલ્યા જાઓ અહીંથી; અને મારું અંધારું પડવા દો.'

શિયાળ કહે, 'એમાં છોકરીની જેમ રુએ છે શું! ચાલ તારું કામ હું પતાવી દઉં.'

એમ કહીને શિયાળ ચારે ય પગે ઊડ્યો અને તે એક વાણિયાની દુકાને ગયો. ત્યાંથી તેણે વાણિયાને એક તમાચો આપીને એક સોટી ખરીદી. પછી તે તારાઓને હાંકી કાઢવા ગયો. તેણે તો સોટી મારી મારીને બધા તારાઓને એક મોટી કોલસાની ખાણમાં પૂરી દીધા.

તે વાતની મને ક્યાંથી ખબર પડી કહું?

જ્યારે રાણીગંજની કોલસાની ખાણ ખોદાતી હતી ત્યારે તેમાંથી કેટલાક તારા મને જડ્યા હતા.

ગુલાબસિંહ બારહટ

---

## બાળજોડકણાં

### પીળા સાડલા ઉપર ભાત પાડી દો

ઊનાળે તો ઊનો વા
ટાઢું મીઠું પાણી પા
પાણી ઉપર પરપોટા
રૂપિયા દીધા ત્રણ ખોટા
ખોટા રૂપિયા ટકટક
મૂકો ખોટી રકઝક
રકઝક કરતાં રાત પડી
પીળે સાડલે ભાત પડી

ગુલાબસિંહ બારહટ

---

* મૂળ બંગાળી છે.



(રતન)

# મધુકર

મનુષ્ય નિજ પંડમાં વતન-માટી-બંધાયલો
ઉમંગ થકી ભોમને નમન એક મૂગું ન દે,
ન વા મન મહીં કદી સ્મરણ એક નાનું ધરે,
ખરે જગ વિષે થયો અધમ જન્મ એનો નકી

—ચન્દ્રવદન મહેતા

## આજન્મ વિદ્રોહી શ્રી સંપૂર્ણાનન્દ

લાંબા વાળ, પહોળું લલાટ, એના પર એક મોટો ચાંદલો, મસ્તી ભરી ચાલ, સ્થૂળતા તરફ કંઈક ઝૂકતું શરીર—અને આ બધાં વચ્ચે કંઈક શોધતી આંખો, આવી કેટલીય વિરોધી વાતોનું સંમિશ્રણ તે શ્રી સંપૂર્ણાનન્દ. મનોવિજ્ઞાનની દૃષ્ટિએ પણ એમનું જીવન એક ખાસ પ્રયોગશાળા છે જેમાં દાર્શનિકની તિતીક્ષા છે, સંદેહવાદીની પ્રશ્નાત્મકતા છે, ભક્તનું આત્મનિવેદન છે, અને તે સાથે વિદ્રોહીનો હુંકાર ને રાજકારણપટુની તડજોડવૃત્તિ યે છે. આથી જ એ કોઈથી દબાઈને તેના અનુશાસનમાં રહેનારી વ્યક્તિ નથી. એમનું જીવન એવી ગતિનું દ્યોતક છે, જેમાં ગતિને કારણે જ રૂકાવટ પેદા થાય છે.

સંપૂર્ણાનન્દે પોતાના જીવનની અભિવ્યક્તિ સાહિત્ય અને શિક્ષણથી શરૂ કરી વ્યક્તિત્વના વિકાસ સાથોસાથ એ બંને ક્ષેત્રોની સીમા વધતી ગઈ. સાહિત્યના ક્ષેત્રનો સઘળો વિસ્તાર જીવનમાં સમાઈ ગયો અને શિક્ષણની પરિધિ તો એટલી વિસ્તરી કે તેનું એક નિશ્ચિત રૂપ જ ન રહ્યું એ અરૂપ થઈ ગયું. એમના વ્યક્તિત્વને ન પિછાની શકનાર કહે છે કે સાહિત્યમાંથી એ રાજકારણમાં જઈ પડ્યા એ સારું ન થયું. પરંતુ ખરું જોતાં તો સંપૂર્ણાનન્દ 'આ' માંથી 'તે' થઈ ગયા એ વાત જ જૂઠી છે. એમણે નથી સાહિત્ય છોડ્યું, નથી રાજકારણને ગ્રહણ કર્યું કારણ એમના વ્યક્તિત્વના નિર્માણ ક્રમમાં સાહિત્ય અને રાજકારણ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા ક્ષેત્રો નહિ, પરંતુ એક જ સાધનનાં બે પાસાં છે. નથી સાહિત્ય એમણે આત્મસાક્ષાત્કારના રૂપમાં ગ્રહણ કર્યું. નથી રાજકારણ 'પ્રોફેશન'–વ્યવસાયના રૂપમાં.

હિંદી સાહિત્યે સંપૂર્ણાનન્દને વિજ્ઞાનના લેખકનાં રૂપમાં ઓળખ્યા છે. દેશી રાજ્યોના પ્રશ્ન પર પ્રકાશ નાખનાર એ પહેલા લેખક. આંતરરાષ્ટ્રીય રાજકારણથી પણ હિંદીભાષી જગતને વાકેફ કરનાર એ. હિંદીભાષાને 'આંતરરાષ્ટ્રીય શાસ્ત્ર' 'સમાજવાદ' ઇત્યાદિ અનેક પ્રથમ શ્રેણીના ગંભીર ગ્રંથો આપ્યા છે. એમણે 'મર્યાદા' જેવી શ્રેષ્ઠ રાજનૈતિક પત્રિકાનું સફળ સંપાદન કરેલું છે અસહયોગના જમાનામાં નોકરીથી અલગ થઈ એમણે સાહિત્યમાં ઝંપલાવ્યું તે વિચારક અને ચિંતક રૂપે અને એ જ સ્વરૂપ એમનું રહ્યું છે. સાહિત્ય અને રાજકારણ બંનેમાં વિદ્રોહનો સ્વર લઈને જ એ પ્રવિષ્ટ થયા.

અસહયોગ આંદોલનમાં એ ભળ્યા તે તેના આધારભૂત સિદ્ધાંતોના આકર્ષણથી નહિ, પણ એમનો આત્મા અભિવ્યક્તિ અર્થે તલપી રહ્યો હતો એટલે. એ તોફાન શાંત થતાં



જ અસફળતાથી એમનું મન ખીજાઈ ઊઠ્યું ને જનતામાં ક્રાંતિકારી મનોવૃત્તિ પેદા કરવાના કામમાં એ લાગી ગયા.

એમની આ મનોવૃત્તિ સમજવા આપણે એમના એ સંસ્કારો ને એ પરિસ્થિતિઓનું શોધન કરવું જોઈએ કે જેમાં એ ઉછર્યા છે. પહેલી વાત તો એ યાદ રાખવાની છે કે આધ્યાત્મિક વિચારે ને સંસ્કારે સંપૂર્ણાનન્દ સંપૂર્ણ શાક્ત છે. પૂર્ણ વૈષ્ણવ ગાંધી અને એની વૈષ્ણવ વિચારધારાથી સ્વાભાવિક જ એમની વિચારધારા જુદી છે. એમનું ઉપાસ્ય સાહિત્ય સંતસાહિત્ય નહિ પરંતુ પરમ રહસ્યમય 'દુર્ગા-સપ્તશતી' છે. એ ગ્રંથમાં જે તત્ત્વજ્ઞાન છે. શત્રુઓના મર્દનની જે નીતિ છે એ જ એમનાં તત્ત્વજ્ઞાન અને નીતિ છે.

રાણા પ્રતાપ ને શિવાજી, છત્રસાલ, ગુરુ ગોવિંદસિંહ ને વીર બંદાના વીરચરિતો ઉપર પ્રારંભથી જ એ મુગ્ધ રહેલા. છત્રસાલનું તો ચરિત્ર પણ એમણે લખ્યું છે. આ પ્રકારની વિચારભૂમિકાને લઈ દેશબન્ધુ દાસ ને મોતીલાલ નેહરુએ કૉંગ્રેસ વિરુદ્ધ બંડ પોકારતાં તરત જ એ તેમને પડખે જઈ ચડ્યા. ત્યારબાદ પાછો સત્યાગ્રહનો જમાનો આવ્યો. એ સત્યાગ્રહે પોતાની અંતઃશક્તિથી આખું વાતાવરણ કંપાયમાન કરી દીધું ને સુધરી-વિચારશ્રેણીઓના લોકો એ પ્રવાહમાં ભળ્યા. પરંતુ રાંચી મુકામેથી જેવો સત્યાગ્રહને સ્થગિત કરવામાં આવ્યો તેવો જ સંપૂર્ણાનન્દે પાછો વિદ્રોહનો ઝંડો ઉપાડ્યો. ત્યારથી જોરશોરપૂર્વક પોતાના સમાજવાદી વિચારોનો પ્રચાર એ કરતા રહ્યા છે.

આજે સંપૂર્ણાનન્દ ભારતીય સમાજવાદી દળના અધ્યક્ષ અને પ્રધાન નાયક રહ્યા છે. પરંતુ શુદ્ધ માર્ક્સિઝમમાં એમને વિશ્વાસ છે એ વાત માની શકાય તેમ નથી, અને એમના જીવનના સંચાલક વિચારો તથા પ્રવૃત્તિઓ—જેમને લઈને એમનું વ્યક્તિત્વ બન્યું છે, તે આ સમાજવાદ પ્રત્યે પણ એમને વિદ્રોહ જગવવા પ્રેરે એ બિલકુલ સંભવિત છે. એ સમાજવાદનું ભારતીય સંસ્કરણ જ અપનાવી શકે એમ છે; શુદ્ધ માર્ક્સવાદ કદી એમનું ઉપાસ્ય ન થઈ શકે.

આજે એ યુક્ત પ્રાન્તની મહાસભા-સરકારને શિક્ષામંત્રી તરીકે પોતાની સેવાઓ અર્પી રહ્યા છે. મહાસભાશાસિત સઘળા પ્રાન્તોમાં એમના મુકાબલાનો મંત્રી મળવો મુશ્કેલ છે, જેનામાં આદર્શ, કલ્પના અને વ્યવહારિકતાનું આવું સુંદર સંમિશ્રણ સધાયું હોય.

વળી બહુ ઘણા ઓછા જાણતા હશે કે સંપૂર્ણાનન્દ એક અચ્છા કવિ છે ને કાવ્યના મર્મમાં પ્રવેશવાની એમનામાં પર્યાપ્ત શક્તિ છે. પરંતુ કાવ્યના આ સ્રોતના મૂળમાં પણ સુરત શાક્તનો 'મા' પ્રત્યેનો પરમ આત્મસમર્પણનો ભાવ છે. એમના એક કાવ્યની પંક્તિ છે,

'હમ સેવા કરતે જાયેંગે તુમ અંગીકાર કરો ન કરો.'

આત્મસમર્પણ ને આત્મનિવેદનનો આ સ્વર, આ આગ્રહ, એ જ સંપૂર્ણાનંદના વ્યક્તિત્વનું મૂળતત્ત્વ એ બહુમુખ વ્યક્તિત્વની સ્ફૂર્તિનો સ્રોત આધ્યાત્મિક છે. રાજનીતિએ તેમાં વિદ્રોહનો સૂર પૂર્યો છે, દર્શને એને આન્તરશક્તિ આપી છે, સાહિત્યે ને શિક્ષણે એને સરસતા આપી છે અને એ સઘળાંના સમન્વયે એમને સફળવેધી તીરની તડપ અને ગતિ પ્રદાન કર્યાં છે. (હિંદી 'હંસ'માં શ્રી રામનાથ 'સુમન')

**હું ઇતિહાસના અભ્યાસમાં શા માટે જોડાયો?**

● ● ● શ્રી જયચંદ્ર વિદ્યાલંકારના નામથી થોડા જ અપરિચિત હશે. તેઓ આ દેશના સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા છે. જે વખતે દેશના વિદ્વાનો એક યા બીજા માર્ગે અંગ્રેજીમાં પુસ્તકો લખી રહ્યા છે, ત્યારે શ્રી જયચંદ્ર વિદ્યાલંકારે રાષ્ટ્રહિતની દૃષ્ટિએ રાષ્ટ્રભાષા—હિંદીમાં જ પોતાના સર્વ ગ્રંથો લખ્યા છે. 'ભારતીય ઇતિહાસની રૂપરેખા' એ તેમનો એક અમૂલ્ય ઇતિહાસગ્રંથ છે. આ લેખમાં તેઓ ક્રાંતિકારી ચળવળમાંથી ઇતિહાસના અધ્યયનમાં કેમ પડ્યા તે તેમણે બતાવ્યું છે. હિંદની પરાધીનતાનાં કારણો શોધી કાઢવા માટે તેમણે હિંદના ઇતિહાસનું અધ્યયન કર્યું છે અને તેના ફળરૂપે તેમણે અમૂલ્ય ગ્રંથો હિંદને ભેટ ધર્યા છે.

ભાઈશ્રી શચીન્દ્રનાથ સાન્યાલે પોતાનાં બળવાનાં સંસ્મરણો લખતાં મને ખાસ યાદ કર્યો છે. એ લેખ સરકારી તપાસ પછી મને વાંચવા મળ્યો છે. આ સંબંધે કેટલીક વાતો કરવી આવશ્યક છે. પ્રસંગને વશ થઈને એ પણ કહી દઉં છું કે શચીન દાદાની સ્મૃતિ હવે ઝાંખી થઈ ગઈ છે અને હવે તેઓ પ્રસંગોની સાંકળ ઘણે અંશે ભૂલી ગયા છે. દાખલા તરીકે, સ્વ. ભગતસિંહના ભાઈ કુલબીરસિંહે અમને છોડાવવાની ઇચ્છા રાખી હતી એમ કહેવું ભૂલ ભરેલું છે. આવો પ્રયત્ન કરનાર એક બીજા-'સિંહ' હતા. શચીન દાદા પંજાબમાં મારે ઘેર આવીને માત્ર એક જ વાર રહ્યા હતા. એ પહેલાં અમે દિલ્હી મહાસભામાં મળેલા.

મારી સાચી કીમત જાણનાર તેઓ પહેલા જ હતા અને તેથી જ હું તેમના પ્રત્યે આકર્ષાયો હતો. ૧૯૨૩માં તેમણે મને જે શબ્દો કહેલા તે ભૂલી શકતો નથી. 'તમારા પોતા પર ભરોસો રાખો, તમારે મોટું કાર્ય કરવાનું છે' લગભગ આવા જ શબ્દો સ્વ. જાયસવાલજીએ સને ૧૯૨૮માં ઇતિહાસના કાર્ય સંબંધે કહ્યા હતા. શચીન દાદાના લેખની એક વાત જાયસવાલજીના એક બીજા કથનની યાદ આપે છે. દાદા લખે છે કે સરહદની પેલી મેર સંબંધ જોડવા, જેવા પ્રયત્નો અમે કરેલા તેવા બીજા કોઈએ કરેલા નહિ. જાયસવાલજીએ પોતાના એક શિષ્યને મારો ઉલ્લેખ કરીને એક વાત કરી હતી, એ હમણાં જ મારી જાણમાં આવી. તેમણે કહેલું કે—"મને બીજો કોઈ હિંદી કે યુરોપિયન નથી મળ્યો કે જેને હિંદની સરહદ વિષે આવું શુદ્ધ અને પૂર્ણ જ્ઞાન હોય."

શચીન દાદાના હૃદયમાં હું ક્રાંતિકારી ચળવળમાંથી ખસી ગયો એ માટે ખેદ થાય છે. તેઓ એને દેશનું દુર્ભાગ્ય માનીને મારું ગૌરવ વધારે છે. એ ગૌરવને હું યોગ્ય છું કે નહિ એ હું નથી જાણતો. જ્યારે તેઓ એમ કહે છે કે હું રાષ્ટ્રીય કાર્યોમાંથી અલગ થઈ ગયો ત્યારે મારે મારો મતભેદ પ્રકટ કરવો પડે છે. આજે હું જે કામમાં રોકાયો છું તે કાર્ય 'રાષ્ટ્રીય કામો' કરતાં વધારે મહત્ત્વનું છે. દાદા કહે છે કે આજે ઐતિહાસિક ક્ષેત્રમાં મને સારી પ્રસિદ્ધિ મળી છે. શું પ્રસિદ્ધિ મેળવવા માટે જ હું આ ક્ષેત્રમાં આવ્યો છું? જો પ્રસિદ્ધિ જ મારું ધ્યેય હોત તો હું અંગ્રેજીમાં જ લખત.

જેવી પ્રેરણાથી હું રાજકારણના ક્ષેત્રમાં ધકેલાયો તેવી જ પ્રેરણાથી ઇતિહાસઅધ્યયનના કાર્યમાં ગુંથાઈ ગયો. આપણે શા માટે ગુલામ છીએ એ અસ્વસ્થતા પેદા થતાં હું રાજકારણમાં જોડાયો અને આપણે શા કારણે ગુલામ છીએ, એનાં કારણો જાણવાના ઉદ્દેશથી હું ઇતિહાસનો અભ્યાસ કરવા લાગ્યો; કેમકે પોતાની સ્થિતિને બરાબર સમજીને પોતાનો માર્ગ નિશ્ચિત કરવો ઠીક છે. હું અનુભવ કરી રહ્યો છું કે આ અધ્યયનનું કામ ચળવળ કરતાં અનેક રીતે મહત્ત્વનું છે. બંને એકબીજાનાં પૂરક છે. ગંભીરમાં ગંભીર બાબતવાળાં કામોમાં અથવા મુસાફરી કે ધમાલમાં પણ મારો અભ્યાસ કદી પણ બંધ પડ્યો નથી. શચીન દાદાની ધરપકડ પછી એક ખાસ યોજના સંબંધે સ્વ સુખદેવ અને ભગતસિંહની સાથે મારે કેટલાક માસ સુધી એક એવી જગ્યાએ મોર્ચો માંડવો પડ્યો કે જ્યાં એક પ્રસંગ પર પડદો પડતાં ગોળીઓના વરસાદમાં ઘેરાઇ જવું પડતું. મારો શક–સાતવાહનના ઇતિહાસનો અભ્યાસ લગભગ એ મોર્ચા પર થયો છે.

મને તો સ્પષ્ટ દેખાય છે કે ઇતિહાસનું અધ્યયન અને પરિસ્થિતિનું અધ્યયન આપણી સ્વતંત્રતાની લડાઇનું એક મુખ્ય પાસું છે. સ્વતંત્રતાનો પહેલો રસ્તો જાગૃતિ છે. આજે પ્રાંતોનું સંચાલન મહાસભાના હાથમાં આવ્યા પછી દેશના અનેક નેતાઓને આ વાતની ખબર નથી પડી કે દેશનું શાસન કરવા માટે એના શરૂઆતના જીવનના અંગ્રેજી સાહિત્ય અને કાયદાના શિક્ષણનું કંઇ મૂલ્ય છે અથવા તો સત્યાગ્રહના જમાનામાં જેલના નિયમોના જ્ઞાનનું મૂલ્ય છે? દેશનો કારભાર ચલાવવા માટે અને દેશની સ્વતંત્રતાની ચળવળ ચલાવવા માટે દેશના પ્રશ્નોના અભ્યાસની જરૂર છે, જેનો આજે આપણા દેશમાં અભાવ છે. આજે આન્તરરાષ્ટ્રીય વાતો કરવાની ફેશન થઈ ગઇ છે. જ્યારે આપણે આપણા દેશની પરિસ્થિતિને સારી રીતે સમજી શકીએ, ત્યારે જ પરદેશના નિયમો આપણને ઉપયોગી થઇ પડે. (ગુજરાતી)

## ચા

સત્તરમી સદીના પ્રારંભ સુધી, ચા જેવું કોઈ પીણું પૃથ્વી પર છે એવો ખ્યાલ સરખો યે યુરોપમાં કોઇને ન હતો; પણ એશિયા તો ઘણી યે સદીઓ પહેલાંથી એની લિજ્જત અનુભવી રહ્યું હતું. વનસ્પતિઓના વર્ગીકર્તા લીનિયસના જમાના સુધીનું વૈજ્ઞાનિક જગત ચીનને જ એનો પિતૃદેશ ગણતું રહેલું, પણ ઇતિહાસે એ વાયકા ખોટી ઠરાવી છે. ચીનમાં તો એ બૌદ્ધ ધર્મના પ્રચારાર્થે ત્યાં ગએલા હિંદી ભિક્ષુ બોધિધર્મે ઇ. ૫૪૩માં દાખલ કરી. બાકી એનો પિતૃદેશ તો હિંદુસ્તાન જ. અને ઘણા વિદ્વાનો તો માને છે કે ધર્મરાજ હિમાલય પર ચડતી વખતે જે કેટલાક પેય પોતાની સાથે લઇ ગએલા, તેમાં ચા પણ હતી. એટલું ખરું કે યુરોપિયનો દ્વારા પુનઃપ્રવેશ પામવા પહેલાં ચાએ ચીન જેટલો લોકાદર અહીં નહોતો મેળવ્યો. ચીનમાં તો એની લોકપ્રિયતા એટલી વધી ગએલી કે ત્યાંની સરકારને અવારનવાર તેના પર કર નાખવા પડેલા. જાપાનમાં પણ તે ચીનમાંથી જ દાખલ થઇ. તેનું વાવેતર નવમી સદીમાં ત્યાં શરૂ થયું.

ચા યુરોપમાં પહેલી દાખલ કરી વલંદાઓએ, ઇ. ૧૬૦૧માં. તેમની પાસેથી ઇ. ૧૬૬૬માં લૉર્ડ આર્લિંગ્ટન નામનો અંગ્રેજ ત્રણ પૌંડની એક રતલ લેખે ચા ઇંગ્લંડ લઇ ગએલો. ઇંગ્લંડ એ વખતે જાવાઈ ચા જ ખરીદતું, પણ ઈ. ૧૬૮૬માં ડચો સાથે ઝગડો થતાં તેણે ઇસ્ટ ઇંડીઆ કંપની મારફત મગાવવા માંડી. કંપની ચીનના આમોય પ્રાન્તમાંથી તેની આયાત કરી હિંદના મદ્રાસ ને સૂરત બંદરેથી તે ઇંગ્લંડ ચડાવતી. ઈંગ્લંડમાં એ વખતે એક રતલ ચાનો ભાવ સોળ શિલિંગ બોલાતો!

ચા એ નામ પણ મૂળ ચીનાઈ જ છે. ત્યાંના કંતાન ને તેની આજુ બાજુના પ્રદેશમાં એ નામ વપરાતું હોઇ, શરૂઆતનાં બધાં યુરોપિયન લખાણોમાં પણ એને માટે 'Chaw' શબ્દ વપરાએલો મળે છે. ઇ. ૧૬૧૫માં ઈસ્ટ ઇંડીઆ કંપનીના એક નોકરે જાપાનમાં તેના મિત્ર મિ. ઇટન પર પત્ર લખેલો કે 'send me a pot of best sort of chaw.' એ વખતે, આજે રશિયામાં મુરબ્બા સાથે ચવાય છે તેમ ચાનાં પાંદડાં ચવાતાં હતાં! પછીથી, કંતાનને બદલે ચીનના આમોય પ્રાન્તથી જ્યારે ચાની આયાત થવા લાગી ત્યારે ત્યાં વપરાતું 'ત' નામ સ્વીકારવામાં આવ્યું, જેના પરથી આજનો 'ટી' શબ્દ બનેલો છે. ઈંગ્લંડના લૅન્કેશાયર, યૉર્કશાયર વગેરે પરગણાના લોકો હજુ યે ચા માટે 'ટે' શબ્દ જ વાપરે છે.

સત્તરમી સદીનાં કાવાખાનાંમાંથી જ યુરોપમાં ચાનો સાર્વત્રિક પ્રચાર થયો. રફતે રફતે એણે તો કાફી કરતાં યે વધુ અગત્યનું સ્થાન મેળવ્યું. ને એ અગત્યને લઇને એ નવા પીણાએ યુરોપના ઔષધવેદામાં યે અજોડ સ્થાન મેળવ્યું. ત્યારના યુરોપિયન દાક્તરોના કથનાનુસાર ચાથી નજર ચોકખી થતી, કલેજું સાફ થતું, ભૂખ ઉઘડતી, તાવનો નાશ થતો, —ટૂંકામાં માનવશરીરના કોઇ પણ રોગ માટે એ રામબાણ



ચાનો છોડ
ફૂલ અને ફળ સાથે

ઈલાજ હતો! એ વખતનું આ લખાણ વાંચતાં તેનું માહાત્મ્ય આબેહૂબ સમજાશે:

'While tea never puts patient in mind of his disease, it cheers the heart without disordering the head, strengthens the feet of the old, and settles the heads of the young; cools the brain of the hard drinker, and warms that of the sober student; relieves the sick and confirms the healthy. Epicures drink for want of appetite, bon-vivants to remove the effects of a surfeit of wine; gluttons drink it as a remedy for indigestion, politicians for the vertigo, wits for the spleen, and beaux to improve complexion. Tea is a treat for the frugal, a regale for the luxurious, a successful agent for the man of business and a healthy amusement for the idle'.

આ પ્રશસ્તિ યે પૂરતી નથી. ચા પર તો યુરોપના કવિઓ કવિતાઓ લખવા માંડ્યા હતા, નિબંધકારો નિબંધ પ્રસિદ્ધ કરતા હતા. એ સૌનું પરિણામ એ આવ્યું કે કાફી તો બિચારી 'Dish-water' તરીકે બદનામ થઇ સ્થાનચ્યુત બની ગઈ, અને આજે ચા માત્ર પાણીથી જ ઊતરતું સર્વવ્યાપી પીણું બની ચૂકેલ છે.

આવી સર્વરોગશામક ચાનો છોડ યુરોપમાં ઉગાડવાના પણ ખૂબ પ્રયાસો થયા. સત્તર વખત નિષ્ફળ ગયા બાદ અઢારમી વખત લીનિયસ ચીનમાંથી તેનો જીવતો છોડ મેળવવા ભાગ્યશાળી થયો, પણ યુરોપની જમીન એના વાવેતર માટે નકામી નીવડી. પછી તો ઈસ્ટ ઇન્ડિઆ કંપનીને યે ઇ. ૧૮૩૪માં ચીન સાથે ઝગડો જામતાં તેને એનો નફાકારક વેપાર ટકાવી રાખવાનો મોટો પ્રશ્ન થઇ પડ્યો હિંદમાં એના વાવેતરની શક્યતા તપાસવા એણે સર્વત્ર પોતાના મોજણીદારો મોકલી આપ્યા. એ મોજણીમાં આસામમાં જંગલી અવસ્થામાં ચાના છોડ ઊગી નીકળતા જોવામાં આવ્યા એટલે કંપનીએ એ પ્રદેશને જ પોતાનું કેન્દ્ર બનાવી ત્યાં વાવેતર નાખ્યાં. ઇ. ૧૮૪૧માં પહેલવહેલી જ ત્યાં ઊગેલી ૬૦૦૦ રતલ હિંદી ચાનું જાહેર લીલામ થયું ને ઇ. ૧૮૪૩માં એ પહેલવહેલી લંડન ગઈ. આસામની ગરમ ને ભેજવાળી હવા એના વાવેતરને બિલકુલ અનુરૂપ હોઇ, આજે યે ત્યાં ચાર લાખ એકર જેટલો વિસ્તાર એના પાછળ જ રોકાએલો છે. બધે ગણીને હિંદમાં સાઠ લાખ એકર જેટલી જમીનમાં તેનું વાવેતર થાય છે ને વાર્ષિક ૪૫ કરોડ જેટલી ઉત્પન્ન આપે છે, પણ કમનસીબે એ બધાં જ વાવેતરો અંગ્રેજોને હાથ હોઇ હિંદીઓને નસીબે મજૂરી જ રહે છે.

ચાને વનસ્પતિશાસ્ત્રમાં 'Theaceae' વર્ગમાં મૂકવામાં આવી છે. લીનિયસે તેને 'Thea Siensis'નું જાતિવિશેષ નામ આપેલું, પણ હાલ તે 'Camelia Thea Linn.' નામે જ ઓળખાય છે. સર જ્યોર્જ વૉટે એની જાતોનું નીચે પ્રમાણે પૃથક્કરણ કરેલું છે:

અ વિરિડિસ: શાખાઓ—આસામ ખાસ, લુશાઇ, નાગા ટેકરીઓ, મણિપુર, બ્રહ્મદેશ અને શાન, યુનાન અને ચીન.
બ બોહીઆ , ચીન, જાપાન, ફૉર્મોસા, હિંદ.
ક સ્ટ્રિક્ટા ,, હિંદ, ચીન.
ડ લૅસિયોકેલિક્સ ,, મલાકા, પીનાંગ.

ચાનો વિપુલ પાક ઉતારવા માટે તેના છોડને કલમ કરવાની ખાસ જરૂર રહે છે. એના છોડ પહેલાં તો નર્સરીઓમાં ઉછેરવામાં આવે છે ને છથી આઠ ઇંચના થતાં બગીચામાં ચચ્ચારથી છ છ ફૂટને અંતરે તે રોપવામાં આવે છે. દોઢ બે વર્ષનો થતાં છોડને કલમ કરવામાં આવે છે. આમ કલમ કરવાથી ઘણી વાર જૂના છોડોમાં યે જીવનનો વધારો આણી શકાય છે. કુદરતી સ્થિતિમાં તો છોડ ૧૦થી ૧૨ ફૂટની ઊંચાઇએ પહોંચે છે, પણ કલમી સ્થિતિમાં એની ઊંચાઇ પાંચેક ફૂટ જ રહે છે. એને સહેજ સુવાસિત ધોળાં ફૂલ અને ફળ પણ આવે છે જેમાં એકથી ત્રણ સુધીની સંખ્યામાં બી રહેલાં હોય છે.

છોડને અરવક, લાંબાં, અણીદાર ને ખૂબ શિરાઓવાળાં પાંદડાં આવે છે. પાંદડાંના નીચેના ભાગ પર બારીક કેશ હોય છે, જે પાન પુખ્ત થતાં હળવે હળવે નાશ પામે છે.

દરેક છોડ ચારથી સાત વર્ષ સુધી દર વર્ષે ત્રણ પાક આપે છે. ફેબ્રુઆરી કે માર્ચમાં ઊતરતો પાક ઉત્તમ હોય છે, જે શાહી ચા (imperial tea) કહેવાય છે.

ચાનાં પાન ઉતારી લીધા પછી તે સૂકવવા માટે લોઢાના જબરા તાવડામાં નાખી ગરમીની ધીમી આંચ આપવામાં આવે છે. એ વખતે એમાંથી પીળાશ પડતો લીલો કૉસ્ટિક રસ ઝમે છે. એ રીતે સૂકવવાની પ્રક્રિયા બાદ તેને પાણીની વરાળમાં સહેજ ભેજ આપવામાં આવે છે ને વળી પાછી સૂકવવામાં આવે છે. આમ સૂકાએલી ચા તે આપણા શાહુ વપરાશની કાળી ચા (black tea). આ રીતથી ન સૂકવતાં માત્ર તડકે સૂકવેલી ને થોડો ભેજ ધરાવતી ચા તે લીલી ચા (green tea). હવે તો જો કે હિંદમાં યે ચાના સૂકવણી માટે સ્ટીમ હીટરો વપરાવા માંડયાં છે.

આ બધી પ્રક્રિયાઓ પત્યા બાદ ચાની જાતવાર વર્ગણી કરવામાં આવે છે. ઑરેન્જ પેકો, પેકો, પેકો સૂચોંગ અને સૂચોંગ એ ગુણાનુક્રમે બધી જાતો તારવ્યા બાદ બાકી વધેલો ભૂકો તે 'ડસ્ટ' કહેવાય છે.

ચાનું રાસાયણિક પૃથક્કરણ કરતાં તેમાં ઊડી જાય એવાં તેલો, થાઇન, ટૅનિન, લેગ્યુમિન, જુદા જુદા ઍસિડો, પેક્ટિન, રાળ વગેરે ઉપરાંત કેટલાક ક્ષારો, ખનિજ અને મીણ જેવા તથા ચીકણા પદાર્થો (waxy & gummy matters) માલૂમ પડયાં છે. ચાની સુગંધ એમાંના તેલોને જ આભારી છે.

આજે ચા જ્યારે આપણું સર્વસામાન્ય પીણું બની ચૂકેલ છે ત્યારે શરીર પર થતી તેની અસરનો તોલ પણ આપણે કાઢવો જોઇએ. એ માટે પ્રખ્યાત દાક્તરી પત્ર 'લૅન્સેટ'નું કથન પ્રમાણભૂત મનાવું જોઇએ એના અભિપ્રાય મુજબ, ચા આપણા શરીરની કાર્યપ્રણીત સમતોલતા (Functional Equilibrium) અસ્તવ્યસ્ત કરી નાખે છે ને જ્ઞાનતંતુઓમાં ઉશ્કેરાટ આણે છે. રોજના અરધા ઔંસ જેટલા પ્રમાણમાં એ લેવામાં આવે ત્યાં સુધી ઠીક છે, પણ એથી વધુ પડતા ઉપયોગથી વારંવાર પેશાબ લાગે છે, અંગમાં કંપ ઊપજે છે ને ચિત્તની સ્વસ્થતા ચાલી જાય છે. કેટલાકને તો વળી ખૂબ ઉકાળેલી કડક ચાનો શોખ હોય છે. એવી ચા પીનારાઓ કબજીયાતનો બંધકોશ વહોરી લે છે.

ઘણાને વળી ચાને લીધે શરીરમાં સ્ફૂર્તિ આવતી હોવાની ચાનક લાગે છે. પણ એ સ્ફૂર્તિ કૃત્રિમ જ હોય છે. ચા પેટમાં જતાં આપણી આંતરચેતના જ્ઞાનતંતુઓમાં એક પ્રકારનો સંક્ષોભ ઉત્પન્ન કરે છે જે મસ્તક સુધી પહોંચે છે ત્યારે માણસ સહેજ સ્ફૂર્તિ અનુભવે છે. સાચું જોવા જઇએ તો, રાતની ઊંઘ માણસના શ્રમના પરિહારાર્થે જ હોય, એ સ્ફૂર્તિની કુદરતી જ સંભાવિ કરાવે છે. એને બદલે ચામાં સ્ફૂર્તિ મેળવવા નીકળનાર માણસ ઊંઘથી આવતી તાજગી દિવસો દિવસ ગુમાવતો જાય છે. 'કુમાર'

## હૈદ્રાબાદનો ટૂંક ઇતિહાસ

દક્ષિણ હૈદ્રાબાદનું બીજું સંસ્કૃત નામ ભાગ્યનગર છે. એ હિંદુઓનું પવિત્ર સ્થાન છે. કૃષ્ણા ગોદાવરી નદી એ પ્રદેશને સિંચે છે અજંતા અને ઇલોરાની ત્યાં પ્રસિદ્ધ ગુફાઓ છે. દેવગિરી-દોલતાબાદનો કિલ્લો છે. જમ્બુ, તુલજાપુર, ઉડિયા, નાગનાથ અને નાંદેડ એ હિંદુઓનાં પવિત્ર સ્થાન છે. ગુરુ ગોવિંદસિંહનું નિર્વાણસ્થાન નાંદેડ છે દેવગિરી, પૈઠણ, રાયચૂર એ પ્રસિદ્ધ ઐતિહાસિક નગરો છે. ગુલબર્ગા, હૈદ્રાબાદ આદિ વ્યાપારી કેન્દ્રો છે. હિંદુઓના રાજ્યકાળમાં કારીગરી, શિલ્પ, સાહિત્ય, કલા અને સંગીતની ઘણી ઉન્નત અવસ્થા હતી, સુખશાંતિનું રાજ્ય હતું.

પ્રાચીન કાળમાં એ આંધ્રોનું રાજ્ય હતું ત્યારબાદ ત્રીજી શતાબ્દીમાં ચાલુક્યો આવ્યા. દેવગિરીના યાદવોએ તેમને હરાવી રાજ્ય છીની લીધું. ૧૩મી ૧૪મી શતાબ્દીમાં મુસલમાનોએ હિંદુઓનું રાજ્ય છીની લીધું. ૧૭૨૪માં મોગલ સામ્રાજ્યની પડતીની અવસ્થામાં નિઝામ-ઉલ-મુલ્કે પોતાને સ્વતંત્ર રાજા ઘોષિત કર્યો.

સર સાલારજંગના સમયથી વર્તમાન નિઝામના પિતા મીર મહબૂબઅલીખાં બહાદુરના સમય સુધી હિંદુઓ સાથે સારો વર્તાવ રહ્યો. સ્વર્ગસ્થ નિઝામ ઘણા જ ધાર્મિક વૃત્તિવાળા હતા. તેઓ હિંદુઓને અને મુસલમાનોને એક સમાન ગણતા હતા. તે સમયના મુસલમાનો હિંદુઓના દેવ તેમજ ગુરુઓની પૂજા કરતા હતા. ગુરુ 'માનિક પ્રભુ' ના હિંદુ અને મુસલમાન બંને ચેલા હતા. તેઓ દાની અને પ્રજાવત્સલ રાજા હતા. તેમના શાસનકાળમાં હિંદુઓને કદી યે એવું આવ્યું નથી કે આ મુસલમાની રાજ્ય છે. તેમની દયાળુતાનો પરિચય લોકોને ત્યારે થયો કે જ્યારે મુસા નદીમાં પૂર આવ્યું અને આખું હૈદ્રાબાદ પાણીથી તરબોળ થઇ ગયું. નિઃસહાય પ્રજાને માટે તેમણે પોતાનો મહેલ ખાલી કરાવ્યો અને અન્ન અને વસ્ત્રના ભંડારો ખુલ્લા કરાવ્યા. તેમના સમયમાં કેટલાક ઉચ્ચ હોદ્દાઓના કલેક્ટર હિંદુઓ પણ હતા. તે સમયે હિંદુ અને મુસલમાન એકબીજાને ભાઇ ભાઈ સમજતા હતા.

તેમના સમયમાં દિવાન ચન્દુલાલજી હતા. તેઓ આજના દિવાન રાજા કિશનપ્રસાદના પૂર્વજ હતા. અને તેમની ઘણી જ પ્રસિદ્ધિ હતી. કોઇપણ યાચક તેમની પાસેથી નિરાશ ન જતો. આથી તેમની એટલી બધી પ્રસિદ્ધિ થઇ હતી કે હૈદ્રાબાદનું નામ 'ચન્દુલાલનું હૈદ્રાબાદ' પડયું હતું.

ભૂતપૂર્વ નિઝામ મહબૂબઅલીખાં અને તેમના પુત્ર (વર્તમાન નિઝામ) ઉસ્માનઅલી એ બંનેને ફાવતું ન હતું તેથી તેમણે પોતાના પુત્ર ઉસ્માનને નજરબંધ રાખ્યો હતો.

પહેલાં સરકારી કાર્યાલયનો વ્યવહાર મરાઠી, કર્ણાટકી, તેલગૂ આદિ ભાષાઓમાં થતો હતો કારણ કે હૈદ્રાબાદમાં

પિસિસટ્રિયાટિક જાતિના દમનથી પીડાતી આથેન્સની પ્રજાના મોવડીઓ લીના નામની દેશભક્ત સ્ત્રીના ઘરમાં મંત્રણા અર્થે એકઠા થયા; પણ બાતમી ફૂટી ગઇ અને બધાને પકડી કોણે શું બોલેલું તે જણાવવા તેમના પર જબરદસ્તી શરૂ થઇ લીના દેશભક્ત હતી એટલી જ સત્યભક્ત હતી. એટલે સાચી કે ખોટી કોઇ પણ વાતથી પોતાનું જીવન કલંકિત ન બને તે માટે તેણે છરા વડે પોતાની જીભ જ કાપી નાખી.

અનેકાર્થી શબ્દ: **હેલી**=સતત વરસાદ; સાહેલી; ગીતની એક દેશી; બગલ; રાખ (મુડદાની); ક્ષણ.

કહેવતોના અર્થ: 'કાગડો કુશાંટમાં ન આવે'—કાગડીએ બચ્ચાને શિખામણ આપી કે કોઈ કાંકરો લેવા નીચે નમે કે ઊડી જવું; એટલે બચ્ચું કહે, 'પણ તેણે કાંકરો કેડમાં જ રાખ્યો હોય તો નમે પણ નહિ; માટે આપણે તો તેના અંગની ચપળતા જોઇને જ ઊડી જવું બહેતર.' કાગડીએ જાણ્યું કે કંઇ શીખવવું પડે એમ નથી. એ રીતે, સઘળી પરિસ્થિતિ પામી જનાર માણસને શીખામણની જરૂર નથી રહેતી એ દર્શાવવા આ કહેવત વપરાય છે

ગણિતગમ્મત

અમુક રકમ ધારો. તેની અરધી કરો જે આવે તેને ધારેલી રકમમાં ઉમેરો. પછી તેને બે વડે ગુણો, અને જે ગુણાકાર આવે તેમાં બે ઉમેરો. હવે જે રકમ આવી તેમાં તમારી ધારેલી રકમ ઉમેરો. જે સરવાળો આવે તેને ચાર વડે ભાગો. હવે આવતી અપૂર્ણાંક સંખ્યાના જો છેદ ઉડતા હોય તો ઉડાડી દો, અને પછી જે રકમ બને તેમાથી અરધો ($\frac{1}{2}$) બાદ કરો. બાકી વધે તે તમારી ધારેલી સંખ્યા. (કા. મ. જોષી)

કાંદા સમારેલા ચપ્પુની ગંધ ગરમ નહિ પણ ઠંડા પાણીથી દૂર થાય છે.



ફ્રાન્સનો આ પિયે મેશી નામનો અભિનેતા પોતાની મરજી મુજબ પોતાના વાળ ઊભા કરી શકતો: આખા માથાના એક સાથે નહિ; ચાહે તે એક ભાગના પણ!



આ લેમિંગ ઉંદરોનો કાફલો કુદરતના મોટા ચમત્કારોમાંનો એક છે પૃથ્વી પર આવેલા એમના કોઇ સ્વર્ગમાં જાણે ન પહોંચવું હોય, તેમ લાખોની સંખ્યામા એ નીકળી પડે છે. મહાસાગરોનો પણ એમને ડર નથી રહેતો ને ચાલીને ડૂબતાં સુધી તેઓ તરતાતરતા ધસ્યે જ જાય છે!

શિક્ષક: (નવા છોકરાને) તું ક્યાં રહે છે?

'મારી મા સાથે.'

'તારી મા ક્યાં રહે છે?'

'મારી સાથે.'

'પણ તમે બંને ક્યાં રહો છો?'

'એક બીજા સાથે.'

મધમાખી કે ભમરીના ડંખ પર પલાળેલી તમાકુ આરામ કરે છે.

ડબ્બામાં બંધ થઇ વેચાતાં ફળો (Tinned Fruits) ખાતાં સાવચેત રહેજો—તેમાં યે ઉનાળામાં ખાસ, કારણ એથી ઝેર નીપજવાના ઘણા દાખલા છે.

કોઇ પ્રવાહીને જલદી ઉકાળવા માટે ચમચાથી હલાવ હલાવ ન કરશો; કારણ, ચમચો ઉષ્માગ્રાહક હોઇ ઉલટો એ પ્રવાહીની ગરમી ચોરી લેશે

ફ્રાન્સ દેશ દુનિયામાં ટૂંકામાં ટૂંકા નામનાં બે ગામ ધરાવે છે. એ ગામોમાંનું એક 'O' ઑર્ન નદી પર આવેલું છે, ને બીજું 'Y' સૉમ નદી પર.

દૂધ એ વધુમાં વધુ જંતુગ્રાહક પ્રવાહી છે, એટલે બહુ વખત પડ્યુ રહ્યું હોય તો ગરમ કરીને જ ઉપયોગમાં લેવું.

દુનિયામાં નાનામાં નાનો જાહેર બગીચો કૅલિફૉર્નિયાના વિસાલિયા ગામમાં આવેલો છે—નવ ફૂટ લાંબો ને છ ફૂટ પહોળો!

વાસ મારતા ઓરડામાં કૉફીનો ધુમાડો કરવાથી તે નાબૂદ થશે.



'મર્કેટર પ્રૉજેક્શન'થી પૃથ્વીના સપાટ નકશા દોરતાં અક્ષાંશ રેખાંશના સંપૂર્ણ શુદ્ધિ નથી જળવાતી. એટલે સપાટ ભૂમિકા પર દોરવા છતાં તેની વધુમાં વધુ શુદ્ધિ જળવાઇ રહે તે માટે કલ્પકોએ જે કેટલીક યોજનાઓ ઘડી છે તેમાં એક આ—નકશાને પતંગિયાનો આકાર આપવાની—પણ છે.





ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ડાબી બાજુથી અનુક્રમેઃ 'આનંદ'-શ્રી એન. એન. ગૂજે (મુંબઈ), બીજું ઇનામ: 'તોફાની'-શ્રી અનિલકુમાર પટેલ (અમદાવાદ), ત્રીજું ઇનામ: 'પંકજ'-કુ. રમા દેસાઈ (વડોદરા), ઉત્તેજ



**કઝિન્સ દંપતી**

● બરાબર બે વાગ્યે અમે રેખલ પરથી છૂટા પડ્યા. મારો વિચાર બીજે દિવસે નીકળવાનો હતો. એ વાત જાહેર કરી એટલે સૌએ ઘણાઘણા ભાવપૂર્વક વિદાય આપી ઠેઠ દરવાજા સુધી આવી પ્રો. રોરીક આશીર્વાદ રૂપે એક હાથ ઊંચો કરી ઊભા રહ્યા. મેડમ હેલન રોરીકે તો કાઠીયાવાડી ભરતની જે કામળી મેં ભેટ કરેલી તે ઠગાઠગાભેર હાથમાં જ પકડી રાખી હતી. છૂટા પડ્યા પછી ડૉ કઝિન્સ અને મેડમ કઝિન્સ મને પ્રેમપૂર્વક પોતાના ધામમાં ખેંચી ગયાં. મિસિસ કઝિન્સે વરંડામાં મને એક ખાટલો અને કેટલાંક ઓશીકાં તથા ચોપડીઓ વગેરે આપી આરામ લેવા કહ્યું અને તેઓ આરામ લેવા પોતાના ખંડમાં ગયાં. હું તો દિવસ આખાને સ્વપ્નસમ જોતો તંદ્રાગ્રસ્ત પડ્યો રહ્યો 'અગ્નિયોગ' નામનું એક પુસ્તક પ્રો. રોરીકે રશિયન ભાષામાં લખેલું છે તેનો અંગ્રેજી અનુવાદ મળેલો તે થોડો વાંચ્યો. એમણે જીવનનાં પરમ સત્યો ઉપર ખૂબ જ જ્ઞાન અને સાક્ષાત્કાર મેળવ્યાં જણાયાં.

ચારેક વાગ્યે મેડમ કઝિન્સે ચા ઉપર બોલાવ્યો. આ પ્રવાસમાં મેડમ કઝિન્સનો જે પ્રથમ અને નિકટ પરિચય થયો એ ભૂલાય એમ નથી. મારી દરેકે દરેક બાબતની ચીવટ અને કાળજી તો જ લેતાં. ડૉ. કઝિન્સ પર અવસ્થાની અસર છે, એટલે પહેલા જેટલા સ્ફૂર્તિમાન તે નથી લાગતા; પણ મિસિસ કઝિન્સના પગમાં તો કોઇ શાળાની વિદ્યાર્થિનીને પણ પાછી પાડે એવાં જોમ ને ઉત્સાહ છે. ચા પીને મને કહે ચાલ તને હું સામી ખીણમાંનું મારું ગામ બતાવું. બહાર વાદળાં ઘેરાતાં હતાં. ડૉ. કઝિન્સે શંકા બતાવી કે કદાચ ઝાપટું તૂટી પડશે. પણ મિસિસ કઝિન્સના સ્વભાવની એ વખતે જ ખબર પડી કે એ તો આફતને આવકારે એવાં છે. ઓવરકોટ એક નોકરને સોંપી અમે વાતો કરતા ચાલ્યા અને અરધા કલાકે એક પહાડી ગામમાં પહોંચ્યા. હિમાલયમાં જે દિવસે લોકો વસ્યાં તે દિવસે જે રીતે વસ્ત્રો થતાં હશે કે ઘર બંધાતાં હશે તેનો સંપૂર્ણ નમૂનો આ ગામડું હતું. દરેક ઘરમાં શિયાળાના બરફ સામે ટકવાની, ચોમાસાના પાણીથી બચવાની, જંગલી જનાવરોથી બચવાની, પાક સંઘરવાની, એ સ્થાન પ્રમાણે પૂરી જોગવાઈ જંગલનાં જ સાધનો વડે કરેલી હતી. દરેક ઘરની આગળ એકએક શાળ હતી. ઊન સિવાય તો ત્યાં વસ્ત્રો જ ન મળે. અને પહાડ પર મોટી ગોળાકાર પગથીઓને પાળો ભરીને ખેતરો ઉગાડેલાં તેની શોભા તો ઓર જ હતી.

પણ આ લોકને નડાયાખીવાની બાધા. રોગ કે તાવથી હેરાન થતાં હોય તોપણ દવા ન કરે દેવતાઓની બાધા અને પૂજારીઓની કળા પર જ આધાર રાખે. કોઇ કાળે એમણે કલ્પેલી યે નહિ એવી રાજવ્યવસ્થાએ તેમની પાસેથી કર લીધા છે, તેમના જતવાળાઓને કોર્ટે ચડાવ્યા છે. કેટલાકને તો દારૂની લત પણ લાગી છે. આમ આ પહાડી જાતિ પર નવી સંસ્કૃતિના લાભોને બદલે ઝેર ચોંટ્યું છે. એમને પોતાના દેશવાસીઓ ગણી એમની ભેર તાણે કે એમને બચાવે એવો કોઇ બીજો શિષ્ટ સમાજ નથી. પંજાબના વકીલો કુલુની કોર્ટમાં તેમને ખેંચી મગાવે છે અને અંદર અંદર લડાવે છે; સરકારી માણસો તેમની વેઠ અને ગાસનો અયોગ્ય લાભ છે; એમના કામળા અને પટુઓ, વેપારીઓ કાપડ કરતાં યે સસ્તે ખેંચી જાય છે; એમનાં ખેતરોને કાંઠે ઉગેલાં આલુ અને શેવ લોકો બેચાર આનાની ટોપલીના ભાવે લઇ જઈ હિંદનાં શહેરોમાં રૂપિયાના ભાવો ઉપજાવે છે મિસિસ કઝિન્સે માંદી ડોશીઓને 'સલામ સલામ' કરી બોલાવી; મેલાઘેલાં છોકરાંઓને પોતાની કોથળી પરનાં ઝગમગતાં આભલાં



બતાવી હસાવ્યાં; મને ઉપર નીચે ખેતરોમાં આડે કેડે તગડાવ્યો. થાક ચડ્યો ત્યાં સુધી ફરીને પાછાં વળ્યાં. મિસિસ

કઝિન્સ આ ઉંમરે પણ સ્ત્રી જાતિની પ્રબળ જ્યોત છે.

### હિન્દી નારીઓનાં નિગેહબાન

● વરસાદ તો પડ્યો જ નહિ અને ઉઘાડ આવી ગયો એટલે અમે એક ખીણમાં અટારી પેઠે ધાર પડતી એક ટેકરીને છેડે મોટી શિલા પર જરા વિશ્રાંતિ લેવા અને દૃશ્યની મઝા લેવા રોકાયાં. નોકરને વહેલા જવા રજા આપી દીધી. મૅડમ કઝિન્સને મેં વાતવાતમાં કહ્યું: 'તમે તો હિંદી નારીજગતને જાગૃત કરી દીધું છે. અને હવે પ્રાંતે પ્રાંતે જ્યોત જાગી છે.' એ સાંભળી તેમણે એક ઊંડો નિસાસો નાખી કહ્યું: 'ખરેખર? કહે, નવા યુગની નારીની તમારે ત્યાં શી દશા છે?' મેં એટલું જ કહ્યું, 'હું એ પ્રશ્નમાં બહુ ઊંડો ઊતરી શક્યો નથી, પણ હજારો દંપતી જોયા પછી પણ દાંપત્યનો આદર્શ સિદ્ધ થએલો ક્વચિત જ જણાયો છે. નારીસ્વાતંત્ર્ય પુરુષને હવે પંપાળી શકે એમ તો નથી, તો પણ સમોવડ થવાની તાકાત બહુ દૂર દેખાય છે. હજી હજારો આપઘાતો, ત્રાસો અને યોગ્ય પતિના અભાવે ગમે ત્યાં ઝંપલાવતી હોવાની કન્યાઓના કિસ્સા તથા આનંદ કોઇ સુખી સ્વપ્નની ઝાંખી આપતાં નથી. નારીજાતિનાં તેજ અને સંસ્કાર પુરુષવર્ગને ઝાંખાં દેખાડે છે એ ખરું, પણ તેની કદર અને ઉદાર સમાગમની આડે કંઇક બાધાઓ છે.' મને લાગ્યું કે હું આશાસ્પદ ચિત્ર આપી શક્યો નથી; અને ખરેખર મૅડમ કઝિન્સે બીજો નિસાસો નાખ્યો: 'પ્રભુ! ક્યાં સુધી, ક્યાં સુધી મારી પુત્રીઓ સમી અનેક કન્યાઓને હું ઝઝૂમતી જોયા કરીશ?' તેમને આત્મબળની જરૂર છે. જીવનની નિરાશાઓ એકલાં ખમી લેવાની તાકાત તેમને જોઇએ છે.' તેમણે એકબે જાણીપિછાનના દૃષ્ટાંતો કહ્યા તેમાં એ જ કથા હતી. સુધરેલા સમાજનો પુરુષ પોતાનો યોગ્ય સાથી નહિ બને એવું જોઇને એક બહાદુર પુત્રી જાત બાંધી દેવા કરતાં એકલી જનસેવાના કાર્યમાં વરુણની બેડી તેની વાત કહી. સંસાર ઠીક ન પડે તો કેટલી કન્યાઓ એકલી ચાલવાને તૈયાર છે તેના પર પુરુષોની સુધારણા અવલંબશે. એમના મનમાં હિંદની ભાવી નારીનું ચિત્ર કેવું હશે એ હું સંપૂર્ણપણે સમજી શક્યો નહિ, પણ મારી ખાતરી થઇ ગઇ કે તેમણે હિન્દી નારીના ઉદ્ધાર માટે હૃદયને ખૂણે ખૂણે અનુભવ, વ્યથા અને પરિશ્રમના રંગ: ભરી દીધા છે.

વિચારો અને વિદાયના ભારે મૂંગોમૂંગો હું તેમના આવાસ પર આવ્યો. મારે કંઇ જ ખાવું ન હોતું, પણ તેમના પ્રેમાળ આગ્રહને વશ થઇ ટેબલ પર વાતો કરતો બેઠો. થોડું ઠંડુ દૂધ લીધું એથી એમને સંતોષ થયો, છતાં ય વત્સલ ભાવે માર્ગારેટ માજીએ કહ્યું, 'Boy, you are starving yourself' (છોરા, તું ખોટી ભૂખ ખેંચે છે). જમી લીધા પછી ડૉ. કઝિન્સે મંડીમાં રોકાવાને બે પિછાનપત્રો લખી આપ્યા.

વૃદ્ધ કઝિન્સ દંપતીનો સ્વભાવમેળ પણ અજબ છે. એક બીજાની કદર કરે છે, એકબીજાની શક્તિઓ પિછાને છે, વ્યવસ્થા અને ચીવટ બેઉના પ્રધાન ગુણ છે. ડૉ. કઝિન્સના લેખની ટાઇપ કરેલી કોપીઓ મિસીસ કઝિન્સ ઉતારે છે. મિસીસ કઝીન્સ વાંચતાં હોય ત્યારે ડૉ. કઝિન્સ તેમના પગ ઉપર કપડું ઢાંકી માખીઓ દૂર કરે છે. જાણે નાનાં બાળ-સાથીઓ હોય તેમ એકબીજાને આવા સાદા મેળથી જીવનની તાઝગી અર્પે છે અને સતત ઉર્ધ્વદૃષ્ટિ રહે છે. બન્ને ધાર્મિક અને આધ્યાત્મિક જીવનનાં પિપાસી છે. માનવજાતિ પર અપાર પ્રેમ કરનારાં છે. નથી તેમનામાં યુરોપીય છીછ કે નથી વિદ્વત્તાનો અહંભાવ. એમના સમાગમમાં આવતાં તેઓ વધુ ને વધુ મહાન ભાસે છે. એમની સાથે મેં ગાળેલો બપોર સમય અને એ પ્રસંગો ધન્ય રહ્યાં છે. એની મિઠાશ અને સુખદ સ્મરણો મન પર જડીને હું જવા નીકળ્યો ત્યારે પણ નીચેના ઢાળ સુધી તેઓ મૂકી ગયાં. હું એ જ વખતે જાણે ચાલી નીકળ્યો એમ લાગ્યું. અંધારે ડાક બંગલામાં પહોંચ્યો. ત્યાં પણ લાગ્યું કે યાત્રા પૂરી થઇ, અસબાબ ઉઠાવવો જોઇએ. શામનાથને સવારની વર્દી આપી દીધી. સામાન ભેગો કરી લીધો અને જાણે ટ્રેનમાં જ બિછાનું નાખ્યું છે એમ માની સૂતો.

---

**આ અંક તૈયાર થાય છે તે વખતે યુરોપમાં ભયાનક યુદ્ધની ઘટના મંડાઇ છે. તેને કારણે પ્રત્યેક માનવીને કંઇ ને કંઇ અણધાર્યા સંજોગોનો સામનો કરવાના પ્રસંગ સંભવે છે.**

---

### વિદાય

● સવારમાં છ વાગ્યે તો મજૂરો આવી ગયાના ખબર સાથે શામનાથે મને જગાડ્યો. આ પહાડી પ્રદેશમાં ખૂબ નમ્રતા અને આધીનતા હતી. ઠગાઇ બિલકુલ નહોતી. માત્ર ગરીબીને લીધે આશાગમ હતો. મને દેવદેવીમાં કાંઇ શ્રદ્ધા છે કે નહિ એવું પૂછવા લાગ્યો. મેં કહ્યું, 'તું બ્રાહ્મણ છે, એટલા માટે હું તારા પ્રતિ લાગણીથી કહું છું કે હવે એ રીતનું બ્રાહ્મણપણું નહિ નભે. દેવદેવીના પ્રતાપ કરતાં તારી પોતાની તપશ્ચર્યા અને સિદ્ધિ જ તને સહાય કરશે. આ પહાડો પર ફળોના બગીચાની ખેતી કરો, થોડું ભણો, બીજા પ્રાંતમાં માલ મોકલતાં શીખો અને માગવા કરતાં આપવાની ટેવ રાખો.' મારો ઉપદેશ તેને ગળે ઉતારવાનું કઠણ હતું. તેના ગામમાં જોઇએ તેવી શાળા નહોતી. અંગ્રેજી ભણવા દૂર જવું પડે તે પરવડતું નહોતું અને વિવાદના મૂળ તો પહાડોમાં પણ આખા હિંદુસ્તાન જેવા જ, એટલે કોઇ સાહસ કે પુરુષાર્થ કરવા પામે જ નહિ. એની ચારપાંચ દિવસની સુશ્રૂષાનો વિચાર કરી મેં તેને ખુશીથી રાજી કર્યો. પછી પણ એ ભાવપૂર્વક એકાદ માઇલ સુધી મને વળાવી પાછો ફર્યો. નગ્ગર છોડ્યું. ઊતરતી વખતે તો જાણે કંઇ જ થાક કે સમય

ન લાગ્યો, બધું જાણીતું અને પ્રવાસ ઉત્સાહવર્ધક લાગ્યું, છતાં નગ્ગર ઉપર દેખાતા ધોળા ધોળા સગા રોરીક હૉલમાં કંઈક આંતરિક આધ્યાત્મિક લેણદેણનો હિસાબ મૂકતો આવ્યો.

### શ્રીકંઠ હલવાઈની દુકાને

● કુલીને વિદાય આપી કટરાઇ ગામના મોટર રસ્તે એક પંજાબી દરજીની દુકાનમાં સામાન મૂકી મોટરની રાહ જોતાં કલાક બેસવું પડ્યું. અહીં કટરાઇમાં જ નદી કાંઠે મીઠા પાણીની માછલીઓનું ઉછેર-પ્રયોગ ખાતું છે. તેમાં દેશદેશાની મીઠા પાણીની માછલીઓ લાવી નવી જાતનો ઉછેર આ દેશમાં કેટલો શક્ય છે તેની તપાસ સરકાર ચલાવે છે. લગભગ દસ વાગ્યે મનાલીથી કુલુ જતી મોટરમાં ચઢી બેઠો. સાડા અગિયારના શુમારે કુલુ પહોંચતાં મંડી જવાના ઝાંપે બધા પૅસેન્જરો ખાલી થઈ ગયા એટલે મેં પણ વસતીમાં જવાનો વિચાર માંડી વાળી એક હલવાઈની દુકાને સામાન ઉતારી નાખ્યો. તપાસ કરતાં ખબર મળ્યા કે બપોરે ત્રણ વાગ્યે મંડી જવાની મોટર મળે છે. વખત ઠીક મળ્યો એટલે હલવાઈને સામાનની ખબર રાખવાનું કહી, નીચે વહેતી નદી પર જઈ સ્નાન વગેરે પતાવી હું પાછો આવ્યો અને હલવાઈની દુકાનનો પ્રસાદ લીધો.

આ હલવાઈનું નામ શ્રીકંઠ હતું. ખરીદી કરનારા કે ખટાવનારા માટે એ કંઠમાંથી ભાતભાતનાં મોતી ખરતાં, પણ નોકર, મામણ કે તેના સુપુત્ર હૃષિકેશને સંબોધતી કે ધમકાવતી વખતે એ કંઠમાં કાંકરો ભરાતો. આ પ્રદેશમાં હલવાઈને ત્યાંથી કંઈ લેવાનું ઠરાવો એટલે તમારા ઉતારાનો ખર્ચ મોટો જ નહિ. મેં માત્ર બેત્રણ આનાનો જ તેના ગલ્લામાં વધારો કર્યો, તેનાથી યે તે પ્રસન્ન દેખાયો. એના પોતાનાં કામ પણ ટાઇમ ટેબલની માફક તે ઉકેલતો. એક તાવડો ચાસણીનો ઉતાર્યો એટલે તેની તેની પાછળ બુંદી, જલેબી, મોહનથાળ એમ ચાર પાંચ ચાસણીની વાનીઓ કરી નાખી થડા ઉપર બેઠેલા નોકરને રોકતો જાય, વળી તપેલાં ઉચકતો જાય. પ્યાલા કોઈ ઘરાક પીએ કે તુરત ગાદીથી ઉઠાવાય અને ધોવાય, પણ જે પાણીથી તે ધોવાતાં મેં જોયાં તે પાણી જુઓ તો તમને હાથ લગાડવાનું યે મન થાય નહિ. રસ્તાની ઉપરવાસથી પહાડનું કોઈ નાનકડું ઝરણું વહેતું વહેતું દરેક દુકાનના આગલા પગથીઆ નીચેથી કચરો, થૂંક, એઠવાડ વગેરે ખેંચતું આવતું. એ ગંગાજળ બધી દુકાનનાં વાસણો અને એઠા હાથ સાફ કરવાનું સરળ સાધન હતું! એટલે મારે મારો જ પ્યાલો કાઢવાની તકલીફ લેવી પડી.

એક વાગ્યો એટલે શ્રીકંઠ શેઠ ચૂલા પાસેથી છૂટા થયા અને રૂખી (હૃષિકેશ)ને જરા દુકાન પર બેસવાનું કહી ખીંટીએથી મેલા જેવું પલાળિયું લઈ નદી પર નહાવા ઊપડ્યા. રૂખી નિશાળના બપોરની રજાને લીધે ઘેર આવ્યો હતો. તેણે થડા પર વેપાર કરતાં કરતાં દરેક વાનાં ચાખી જોઈ પણ સામે એક વર્ગ-ગોઠીઓ બેઠો હતો તેને એક ગાંઠીઓ પણ ધર્યો નહિ. કેટલીક વાર ટગર ટગર તે જોઇ રહ્યો. આખરે ખીસામાંથી એક પૈસો કાઢી રૂખીને નાની પૂરી આપવા કહ્યું રૂખીએ દુકાનમાં ઘરાકી વધારી તેનો હર્ષ ગામના ખરા વેપારીના જેમ તેને શાકપૂરી આપ્યાં. ઘરની તાલીમ કેઇ ઓર હોય છે. નિશાળના બીજા બેચાર ગોઠીઆ આવ્યા, તેમણે પણ કંઇક કંઈક વકરો કરાવ્યો. આ બધા વ છોકરાઓમાં કોઇ અસલ પહાડી નહોતો. કોઈ પંજાબી, કોઇ યુ. પી.નો, કોઇ શીખ, એમ નોકરીધંધા કરનારાનાં છોકરાં માટે જ કુલુની શાળા કે હાઇસ્કૂલ નિર્માઇ હતી. થોડી વારે કોર્ટમાં રીસેસ પડી એટલે ત્રણચાર સૂટ દેખાવાળા જુવાન, આધેડ, વૃદ્ધ એવા વકીલો આવ્યા. શ્રીકંઠની જલેબીપાની પાવલી તેમને એક વિનોદનું સાધન લાગ્યું દરમ્યાન શ્રીકંઠ પણ સ્નાન કરીને આવી ગયો. સારા ઘરાકો દુકાન પર બેઠેલા જોઇ રૂખીને ખસેડી પોતે થડા ઉપર બેઠો અને વકીલ સાહેબોને સમાચારો પૂછતાં સૂચવતો ગયો કે 'સાબ, આજ તાજી જિલબી બનાઇ હય, યે બુંદી ભી અચ્છી બનાઇ', વગેરે. પણ વકીલો કોઇક જ નીકળ્યા. એક બીજાને કહે, 'ક્યોં સાબ, કુછ લેઓગે?' બીજો કહે, 'મીઠાઇ તો પસંદ નહિ' ત્રીજો કહે 'કુછ તો લેઓજી', ચોથો કહે, 'જાને દો.જી આજ તબિયત અચ્છી નહિ'. એમ કરતાં કોર્ટનો સમય થતાં બધા ચાલતા થયા અને શ્રીકંઠના કંઠમાંથી તેઓ ન સાંભળે એવા સ્વરે થોડાં સ્વસ્તિ (!) વાક્યો મેં સાંભળી લીધાં.

ઘરાકોએ પોતાની વાનીઓનો અનાદર કર્યો તેનો દાઝ ટાળવા કે પોતાના પેટમાં જગ્યા જણાવાથી તેણે દરેક થાળમાંથી મૂઠી મૂઠી તેમાં ઓરી દીધી. એટલામાં રૂખીને વીલે મોંએ ઊભેલો જોઇ તડક્યો, 'ક્યોં, બદમાશ, ઇસ્કોલ કા ટાઇમ તો કબ સે હો ગયા.' રૂખી એ જ બાપનો બેટો હતો; તે કહે, 'જી, જી, પેટમેં કુછ હોતા હય, નદી પર જા કે આતા હું.' 'હં, હં, બચ્ચાજી! ઝૂઠ બોલ કે છૂટી પાને મંગતા હો?' રૂખી ખસે જ શાનો? પાતળો ઝીણી આંખવાળો રૂખી પક્કડ બાપના રૂપને ઓળખતો હતો. શ્રીકંઠને ઘરાકીમાં વિરામ લાગ્યો એટલે નોકરને બેસવાનું કહી દુકાનની બાજુ ખાટલો ઢાળી સૂતો અને ઊંઘ પણ ઝટ આવી ગઈ. રૂખી પેલું સુકવેલું પલાળિયું લઈ નોકરને આંખ મારી સીધો નદીએ ગયો.

મેં આ બધો વખત મારી આગલી નોંધ લખી કાઢી. વચમાં વચમાં પોલિસો આવીને બેસતા, બાજુના મંદિરમાં પહાડીઓ તેમના ઝઘડા પર સંવાદ કરતા, એ બધાં નાટકોના પ્રવેશો ભજવાયે જતા હતા એટલે મારો વખત વીતાવવાનાં મુશ્કેલી જણાઈ નહિ. ત્રણ વાગ્યે મંડી જનારી બસ ઉતારુઓને લઇ બજારમાંથી આવી. તેમાં મેં જગ્યા મેળવી અને ફરી વાર બિયાસની ખીણના ચઢાવ વીંધતો સાંજે અંધારું થવાની વેળાએ મંડી પહોંચ્યો.

(ચાલુ) ર. મ. શા.

માનવ તત્ત્વનો મશાલચી

# હેવલૉક એલિસ

• • યુવાન પ્રજા તો એને જાતીય વિજ્ઞાનનું વિશ્લેષણ કરી તરુણોને સાચી સાન (sanity) આપનાર શિક્ષાગુરુ તરીકે જ ઓળખે છે; પણ એ ધીરગંભીર ચિંતક હતો, દૃષ્ટા હતો, સંત હતો. જીવનના અગોચર તળમાં ડૂબકી મારી હાથ લાગેલાં સઘળાં રત્નોનું એણે જનતાને નજરાણું કર્યું, ને પિતા સમી હિતસ્વિતા, માતા સમા હેત ને ગુરુ સમી કલ્યાણવૃત્તિથી માનવતાનો આજીવન માર્ગદર્શક રહ્યો. • •



ડૉ. હેન્રી હેવલૉક એલિસ
(સર વિલિયમ રૉધેન્સ્ટાઇને કરેલા સ્કેચ પરથી)

જૂનો ચીલો ન છોડવા કરતાં ભૂલો કરીને યે નવે રસ્તે ધપવાના હિમાયતી ડૉ. હેવલૉક એલિસનું ગયા જુલાઈની ૮મીએ અવસાન થયું. જાતીય વિજ્ઞાનનું અણખેડ ક્ષેત્ર ખેડવાનું એણે માથે લીધેલું. એ ઉપેક્ષિત અને ત્યાજ્ય ગણાતા વિષયની છણાવટ ઈંગ્લંડની પ્રજા બરદાસ્ત ન કરી શકી. એણે જબરો વિરોધ ઉઠાવ્યો. પણ એ વિરોધ છતાં, લાગણીવશ સ્વભાવ અને તારુણ્યના ઉન્માદ છતાં, એલિસે કોઈ કાળે પોતાનો મનોનિર્ણય ડગવા નહોતો દીધો. એક યોદ્ધા પેઠે કલમનું હથિયાર સજી વિરોધીઓ સામે એ ખાબકેલો; ને પોતાનાં વિધાનો ગળી જવા મથનાર પ્રશ્નસાગર સામે એ વિધાનોની જ નાવમાં અનેક મુમુક્ષુઓને આશ્રય અને રાહત આપી ચિંતનનો નવો કિનારો એણે ખોળેલો. અનેકવિધ રીતે યુવાનોને સૌન્દર્ય, સાન (sanity) ને પ્રેરણાનું શિક્ષણ આપી યુવાન પેઢીનું ઋણ એ અદા કરી ગયો.

અને એથી જ હેવલૉક એલિસ, ગત સદીના અંત ભાગની ઈંગ્લંડે જગતને આપેલી સર્વશ્રેષ્ઠ ભેટ બની રહે છે. જાતીય માનસપ્રદેશમાં ઈ. ૧૮૭૬માં એણે ઝંપલાવ્યું ત્યારે ફ્રૉઇડ તો માત્ર વૈદકનો અદના વિદ્યાર્થી હતો ને ત્યાર પછી યે કેટલાં યે વર્ષો સુધી માનવજીવનના કુલમુખત્યાર તરીકે પોતે જાહેર કરેલી 'ઇડીપસ કૉમ્પ્લેક્સ'નો ફ્રૉઇડને ખ્યાલ સરખો નહોતો આવ્યો. છેક ત્યારે એલિસે પોતાનું સંશોધન કાર્ય શરૂ કરેલું, અને તે પણ સંપૂર્ણ શાંતિપૂર્વક. પોતાનાં તારતમ્યોની તરફેણમાં નહોતા એણે જાહેર ભાષણો આપી લોકપ્રતિષ્ઠા મેળવવાનો પ્રયાસ કર્યો, નહોતાં મર્યાદિત વ્યાખ્યાનો આપી બુદ્ધિજીવી વર્ગની પ્રસંશાપ્રાપ્તિની તદબીરો યોજી.

દરિયા સાથે જ જેનું જીવન જોડાએલું એવા ખલાસી બાપને ત્યાં ક્રૉયડનના એક પરામાં ઇ. ૧૮૫૯ના ફેબ્રુઆરીની બીજીએ તેનો જન્મ થએલો. પિતાથી દરિયાની નિગેહબાની ન છોડાતાં એની નિગેહબાનીનો બધો ભાર માતા પર આવી પડ્યો. આને લઈને એલિસમાં માતૃહૃદયની સઘળી કુમાશ, સઘળી કવિતા ઊતરેલી.

નાનપણમાં એક વખત એલિસ નિશાળેથી પાછો આવતાં તેના ગળા પર એક ઊંડો ઉઝરડો પડેલો માતાના જોવામાં આવ્યો. તેણે કારણ પૂછતાં એલિસે જણાવ્યું કે 'એનો એક છોકરાએ પેન્સિલ ભોંકી દીધેલી.'

'તો તો તેં એને બરાબર જેવો સ્વાદ ચખાડ્યો હશે.' માતાએ કહ્યું.

'ના; તો પછી એનામાં ને મારામાં ફેર ક્યાં રહ્યો?' એલિસે પોતા તરફથી દલીલ કરી.

નાનપણનો આ પ્રસંગ એલિસના જીવનપટનો આખો તાણો બનાવી આપે છે. અનુકંપા ઉપરાંત ફિરસ્તા જેવો એ બાળક નાનપણથી માંડી આજીવન એશઆરામ તરફ ઉદાસીન જ રહ્યો હતો.

કુટુંબને ક્ષય રોગનો વારસો હતો અને એલિસની તબિયત પણ નાજુક હતી, એટલે રખેને ક્ષયનો પંજો એના પર પણ પડે એ બીકે ૧૬ વર્ષની વયે તેને ઑસ્ટ્રેલિયા મોકલી દેવામાં આવ્યો. ત્યાં ન્યુ સાઉથ

વેલ્સમાં સિડની મુકામે શિક્ષક તરીકે તેણે કારકિર્દિનો આરંભ કર્યો. પોતાનું ભોજન સારે હાથે જ એ પકાવી લેતો ને ઝાઝીનો વખત જંગલોમાં રખડી, ઉમર ખય્યામના કોઈ મુરીદ પેઠે એકાદ દરખ્ત-નીચે પડ્યા રહી, તે ચિંતનમાં મગ્ન બની જતો. એ ચિંતનનો વિપુલ પાક એણે ઊતરતી વયે લણ્યો.

કુદરતની ગોદમાં એનું દિલ પણ દ્રવીભૂત થતું ગયું ને કાવ્યનું ઝરણું તેમાંથી ફૂટી નીકળ્યું. શેલી જેવા વિશ્વકારુણ્યના ઉદ્‌ગાતાની અક્ષરમૈત્રિએ એ ઝરણાંને પુષ્ટ કર્યું ને સૉનેટોમાં એણે પોતાનું દિલ ઠાલવવા માંડ્યું. સ્પેનનાં કેટલાક લોકગીતોના અનુવાદ સાથે એ સૉનેટોનો સંગ્રહ ઉત્તર વયે એણે બહાર પાડેલો.

ચાર વરસ ઑસ્ટ્રેલિયામાં ગુજાર્યા પછી એ ઇંગ્લંડ પાછો આવ્યો, ને લંડનની સંત ટૉમસ હૉસ્પીતાલમાં દાયણ કામનો અભ્યાસ કરી ચાર વર્ષે ઉત્તીર્ણ થયો. થોડો વખત દાયણ કામની દાક્તરી પ્રૅક્ટિસ ચલાવી

## સુભગ દર્શન

· પૃથ્વી ·

ખડા! સજલ મેઘની વિમલ કાલિમાની ખડા!
રહસ્ય લઈ પ્રાણપૂર્ણ નવ અંકુરોનાં, અને
કૃશાંગી ચપલા તણા વિષમ નાશ સંપાતનાં
ખડી છ તવ મૂર્તિ ભીષણ-મનોહરા પશ્ચિમે
ધરા ધણતી ચંડ, બંગ સમ વ્યોમ વિસ્તારમાં
રજાન્વિત પ્રભા બની; ભીતરનાં તૃણો તલપતાં
અબોલ, સ્થલ, કાલ કાજ અનિમેષ; તૃષ્ણાભર્યાં
વનો, વનચરો, મનુષ્ય, વિહગો અજંપે ચડ્યાં.

તદા તવ રહસ્ય રૂપ તટહીન આકાશને
કરો અવનિની ભણી નત, ઝુકેલ પ્રેમે ભર્યું;
અને જીવન કંપતું સુખ અને અજાણ્યા ભયે
સબાષ્પ શિખીકંઠથી વિકલ ચીસ નાખી રહ્યું.
પ્રિયે! સુભગદર્શને! પલટી દૈન્ય છાઓ નભ!
ઝરો, શતસહસ્રધાર, નવજન્મ આશા શુભ!

'સ્વસ્થ'

(ખડા=આકાશમાં મોટા ખડક જેવું ચડી આવતું મેઘવાદળ—cumulus cloud; બંગ=કલાઈ; બંગસમ—કલાઈ જેવી સફેદ; શિખી=મોર.)

જે દરમ્યાન એને જાતીય મનોવિશ્લેષણની સામગ્રીરૂપ અનેક કેસો મળી રહ્યા. પણ પછીથી એ પ્રૅક્ટિસ પડતી મૂકી તે અભ્યાસ અને સંશોધનમાં ગૂંથાયો. ત્રીસની વયે એણે 'The New Spirit' બહાર પાડ્યું, જે એના મનોજીવનનો ઉપોદ્‌ઘાત ગણી શકાય. ત્યાર પછી ૧૮૮૭માં જૂનાં નાટકોની એક શ્રેણીનું એણે સંપાદન કર્યું ને ૧૮૯૮માં સમકાલીન વિજ્ઞાન પરની પુસ્તકશ્રેણીનું, જે બંને શ્રેણી પોતપોતાના ક્ષેત્રમાં વિશિષ્ટ રહી છે.

પણ એના સંશોધનનો સંપૂર્ણ નિતાર અને તેની સૌથી ક્રાન્તિકર કૃતિ તો 'Studies in Psychology of Sex'નો તેનો ૭ મહાનિબંધોનો સમુચ્ચય. એની મહત્તા એ છે કે એને ટપી જાય એવો એકે ગ્રંથ હજી જગતભરના સાહિત્યમાં બહાર નથી પડ્યો. જો કે વેસ્ટરમાર્ક, મીલોસ્કી વગેરે તેનાં કેટલાંક વિધાનોમાં સુધારા કરતા જાય છે ને ફ્રૉઇડનો પંથ ધીમે ધીમે એ મહાગ્રંથને પશ્ચાદ્‌ભૂમિમાં ધકેલતો જાય છે, પણ એથી એની આવશ્યકતા મટી નહિ જવાની.

છતાં ઇંગ્લંડ એ ગ્રંથના પ્રકાશનકાળે પૂર્વગ્રહોમાં એટલું ખચેલું રહેલું કે 'સ્પેક્ટેટરે' એ ગ્રંથનું અવલોકન કરતાં આરંભ જ આ રીતે કરેલો, 'મિ. હેવલૉક એલિસ—જો મિસ્ટર તરીકે તેને સંબોધી શકાય તો, કારણ અમને એ વિષે પૂરો શક છે', વગેરે. એ રીતે જ બધાં યે પત્ર-પત્રિકાઓ એ પ્રકાશન પર સૂગાઇ ઉઠેલાં ને છેવટે એ ખટલો કોર્ટ સુધી પહોંચેલો. દાવો પ્રકાશક સામે હતો એટલે એલિસથી કશો બચાવ થઇ શકે તેમ ન હતો. અને એ ખટલાને અંતે રેકૉર્ડરે પ્રકાશકને આ મુજબની તાકીદ આપી!—'જ્યાં સુધી આ જાતના ગંદા કાર્યમાં ફરી પાછો હાથ ન નાખતાં તમે માનભરી જિંદગી ગુજારતા રહેશો ત્યાં સુધી કશો જ વાંધો નથી; પણ જે ઘડીએ પાછા એ નાપાક માર્ગે વળ્યા કે તે જ ઘડીએ તમને અટકમાં લઇ લાંબો સમય સુધી તમને કેદમાં સબડાવવાની મારી ફરજ થઇ પડશે.'

આ તાકીદ પછી એલિસના પ્રકાશક જ્યૉર્જ બેડબરોએ કે બીજા કોઇ પ્રકાશકે તેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની હિંમત ન કરી. થોડો વખત એલિસ મુંઝાયો. પણ પછી ફિલાડેલ્ફિયાનો એક હિંમતબાજ પ્રકાશક એને મળી આવતાં એ ચિંતા દૂર થઇ. ત્યારપછી એનું

'Man and Woman' અમેરિકામાં જ પ્રસિદ્ધ થયું. જો કે 'Man and Woman'માં એણે સ્ત્રી-પુરુષ વચ્ચે પાડેલા ભેદો મૂળગત ન ગણાય, પાછળથી શુક્રાણુઓને એ વિષયમાં ક્રાન્તિ આણી દીધી છે. વળી એ લખતી વેળા સૂક્ષ્માન્વેષણ (*microscopic investigation*) પણ સુલભ ન હતું એટલે x અને y 'ક્રૉમોસોમ્સ'ની પ્રક્રિયાથી પણ એલિસ અજ્ઞાત રહ્યો હતો, છતાં સામાજિક આચાર ઉપર તો હજુ એ પુસ્તક અજવાળું પાડવા સમર્થ છે.

આ રીતે એણે નિર્બન્ધ કરેલા જાતીય વિજ્ઞાનને નામે રળી ખાનારા લેખકો આજે જો કે ઘણા નીકળ્યા છે, ને જાતીય સાહિત્યમાં ગમે તેવી વાહિયાતીનો બાધ નથી રહ્યો, પણ એલિસનો તો જાતીય વૃત્તિના વિશ્લેષણ પાછળ એક માત્ર આદર્શ, 'જીવન પ્રત્યે વધુ આદર પેદા કરવાનો' હતો. જીવનનું એ અગોચર તળ એને રત્નગર્ભ જણાયું ને તેમાં ડૂબકી મારી તેને લાધેલા સઘળાનું એણે જનતાને નજરાણું કર્યું. જાતીય વિકૃતિઓના અંકુર ને વિકાસ પણ એણે આમૂલ જાણ્યાં હતાં ને એથી તો જગતભરના પારંભિકો ને વિશારદો પત્રવ્યવહાર મારફત, પોતાને મૂંઝવતા પ્રશ્નોનો નિકાલ એ પિતા સમા હિતસ્વી, માતા સમા હેતાળ અને ગુરુ સમા હિતદર્શી પાસેથી મેળવતા રહેતા. ત્યાર બાદ 'The Criminal', 'A Study of British Genius' વગેરે ગ્રંથો માટેના માનસશાસ્ત્રના અભ્યાસે એને 'World of Dreams' લખવા પ્રેર્યો, ને સ્પેનની મુલાકાત લઇ 'The Soul of Spain'માં યુરોપની એ રહસ્યાંકિત ભૂમિનો સર્વાંગીણ પરિચય પણ એણે આપ્યો.

એ સિવાયનાં એનાં પુસ્તકોમાં મુખ્ય 'Impressions and Comments', 'Affirmations', 'The Origin of War', 'The Art of Religion', 'Philosophy of Conflict', અને 'Dance of Life' ગણી શકાય. જો કે એનું લેખનકાર્ય કદી બંધ પડ્યું જ નહોતું ને એની એકે સાલ નહોતી ગઇ કે જેમાં એનું કોઇ નવું પુસ્તક કે જૂના પુસ્તકમાંથી કોઇની સંશોધિત આવૃત્તિ બહાર ન પડી હોય, પણ 'The New Spirit' જેમ એના મનોજીવનનો ઉપોદ્ઘાત લેખી શકાય તેમ 'Dance of Life' ઉપસંહાર લેખી શકાય. એ ગ્રંથ (જીવનનૃત્ય) માં એની જાણીતી શૈલીનો ઝંકાર નથી પણ એના આખા જીવનના ચિંતનનું નવનીત તેમાં ઊતર્યું છે. જીવનનું એમાં એણે વિશ્વના તાલબદ્ધ નૃત્ય તરીકે દર્શન કર્યું છે. અને નૃત્યમાં ને ચિંતનમાં, ધર્મમાં ને



## કન્યાને

· મિશ્ર ·

આ 'મંગલસ્નાન વિશુદ્ધગાત્રી'
કન્યા પધારે ગિરિજા સમોવડી;
શું જાહ્નવી સારગ મોકળો કરી
સંસારના ઉંબરમાં પ્રવેશી?

· અંજની ·

કેશ છુટા, સિંદૂર સેંથીએ,
અંતરપટ ખુલશે આજે, ને
રત્નદીપકનાં તેજ જીવનનાં
અંધારા હરશે.
અલખભાવ અંતરમાં રમતાં
હૈયે ગીત મધુરાં ભરતાં
લજ્જા આંખોમાં નિતરતાં
સપનાંદી ભરતી.
સહીયારી જીવનની, રાણી
હૈયાની તું, હાથ મિલાવી
દૂર ઉંચે નભ માંડી આંખો
ધ્રુવતારો જોની.

· મિશ્ર ·

લીધાં વ્રતો અગ્નિ સમક્ષ કન્યકા
તે આજ આડી કજળી જતો ભલે.
શમે ન, પ્રજ્વાલિત વહ્નિ રાખજે;
વસંતના ચેતન, પ્રાણ ઝીલતી
વસુંધરા શી જગને હુલાવજે.

**હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ**

નીતિમાં, લેખનમાં ને નિરૂપણમાં એકાકી એ અવગાહકે જીવનતત્ત્વનો યોગ્ય જ મર્મ બહાર આણ્યો છેઃ 'જીવનને સમજવામાટે આપણે માનવજીવનની ઊંચામાં ઊંચી ક્ષણોથી નીચામાં નીચી ક્ષણો સમજવી જોઇએ.'



હિંગમેન્ન દાઢીમૂછ ને મુલાયમ જટા સાથે માયાળુ ચહેરા ને સંમોહક ભૂરી આંખોવાળો હેવલૉક એલિસ એક અગમ્યગામી ચિંતકના કરતાં કોઇ પૌર્વાત્ય સંતને વિશેષ મળતો આવતો. એના રસવિષયોમાં નૃત્ય, ફ્રેંચ સાહિત્ય, શરીરશાસ્ત્ર, ફિલસૂફી વગેરે અનેક વિષયોનો સમાવેશ થઇ જતો. ટૉલ્સ્ટૉય તથા ઇબ્સેનનો ઇંગ્લંડે બહિષ્કાર પોકારેલો ત્યારે આ તત્ત્વપારખુ પોતાના દિલમાં એમને માટે ઊંડો આદર સંઘરી રહ્યો હતો.

ઇ. સ. ૧૮૯૧માં મિસ એડીથ લીઝ નામની નિબંધ અને નવલકથાની લેખિકા સાથે તે લગ્નગ્રંથીથી જોડાએલો. ઓલિવ શ્રાઇનર, એડવર્ડ કાર્પેન્ટર ને વિલિયમ આર્ચર જેવા સમકાલીનોની જોડમાં છતાં અનુકંપાભરી જમાતમાંના એક તરીકે તેને ઓળખાવતા તેની પત્નીએ લખ્યું છેઃ 'A hermit and yet an iconoclast, a lover of mankind and at the same time withdrawn from their haunts.'

અને જગતના સઘળા જ મહાન પુરુષોને માનવતાના આધ્યાત્મિક સેનાનીઓ માનનાર એલિસને ખુદ માનવ પ્રત્યે ઓછી અનુકંપા ન હતી. 'Impressions and Comments'માં એક ઠેકાણે તે લખે છે, 'મને જો કોઇના ય ભરપૂર વિચારો આવતા હોય તો માનવના જ... મને સમજાય છે કે જો કુદરતની સઘળી શોભા માનવમાં ઊતરી છે તો માનવની સઘળી શોભા કુદરતમાં પણ ઊતરી ચૂકી છે.'

વળી આજના યંત્રયુગથી પોતાની જાતને છેટી નાખવા મથતો હોય તેમ એ એકાંતિક ચિંતકે ઘરમાં વીજળી સુદ્ધાંને પ્રવેશ નહોતો આપ્યો. ફરજપરસ્તીનું ભાન કરાવતા ભીંતે ટાંગેલા એના દાદાના બેરોમીટર સામે મીણબત્તીના શાંત પ્રકાશમાં બેસી એ કલમ નચાવતો. એક જ જગ્યાએ પણ એ ભાગ્યે જ બંધાએલો રહેતો. અભ્યાસમાં પરોવાવું હોય ત્યારે એ લંડનની લાયબ્રેરીઓની નજીકમાં મકાન રાખી ત્યાં રહેતો અને પછી એ અભ્યાસે પ્રેરેલું ચિંતન મૂર્તબદ્ધ બનાવવા તે કોઇ ગામડામાં ચાલ્યો જતો, ને એમાંથી પરવારતાં લાંબીટૂંકી મુસાફરીએ ઊપડી જતો.

એના જેવા જબરા વાંચનારા થે બહુ ઓછા નીકળે. અને છતાં ઘણાની બાબતમાં બને છે તેમ એ વિપુલ વાંચને એની વિચારશક્તિને કુંઠિત ન કરી નાખતાં ઊલટો પાનો ચડાવ્યો હતો. પણ એના ચિંતનને મર્યાદા હતી. ને એ મર્યાદા એણે જાતે જ સ્વીકારેલી, કે 'સિદ્ધાંત ઠીક ઠીક અવલોકેલા અનુભવમાંથી જન્મવો જોઇએ, આત્મરત ચિંતન કે નિયમોના ખડકલામાંથી નહિ.' એટલે માનવપ્રવૃત્તિનાં અનેક પાસાં પર એ પોતાના મૌલિક વિચારો આપતો ગયો છે, પણ નવી દૃષ્ટિ નહિ.

ધર્મને એણે સર્વ અનુગમોથી પર કલ્પેલો. 'માનવના સઘળા જ્ઞાન અને અનુભવમાંથી જે સર્વોચ્ચ તત્ત્વ એને લાધે તે પ્રત્યેનો પૂજ્યભાવ તે ધર્મ', એવી તેણે ધર્મની વ્યાખ્યા મૂકેલી છે. યુદ્ધ અને સંઘર્ષ પર પણ એણે પોતાના વિચારો આપ્યા છે, પરંતુ તેના વૈજ્ઞાનિક વિશ્લેષણ કરતાં માનવહૃદયમાં રહેલા સદ્તત્ત્વને તેમાં એ વધુ અનુસર્યો છે.

સ્વભાવે કવિ અને વ્યવસાયે વિજ્ઞાની એલિસમાં ડાર્વિન જેટલા સ્થૈર્ય સાથે હકસલે જેવી સાહિત્યિક સુરાવટ પણ હતી. છતાં એનો સમગ્ર સાહિત્યફાલ રસ્કિન, એમર્સન કે વ્હિટમૅન જેમ પોતાના ચિંતનના દરિયામાં આપણું સ્વત્વ ઓગાળી નાખવાની શક્તિ નથી ધરાવતો કે વોલતેર, કાર્લાઇલ કે નીટ્શે જેમ આપણું સ્વત્વ સર્વવ્યાપી બનાવવાની તાકાત પણ તેમાં નથી. એક નવા યુગનો પથપ્રદર્શક એ જરૂર હતો અને રહેશે, પેગંબર તો નહિ જ; અને એ નમ્ર સુજ્ઞે એવો દાવો કર્યો પણ નહોતો.

અશોક હર્ષ

'The man who could work miracles' નામક ફિલ્મ માટેની ચિત્રકથાના 'નવ' માસિકમાં આવેલા સંક્ષેપ ઉપરથી






## જૂની દુનિયા ભૂંસવામાં થોડી નજીવી ગફલતથી નિષ્ફળ ગએલો એક નવો અખતરો

'આ માણસો જુઓને? નાના નાના જંતુઓની પેઠે જ્યાં ને ત્યાં ટોળે મળી ઉત્પાત જ જગાવ્યા કરે છે! પ્રભુને એવાં નાનાં ને નાકૌવત પ્રાણીઓ સરજવાનું કેમ સૂઝ્યું હશે!'

ધુમ્મસછાયા દિવસ જેવું એ રાતનું આકાશ હતું ને પૃથ્વી પરની બંધ પડેલી પ્રવૃત્તિએ આકાશચારીઓમાં નવી પ્રવૃત્તિ આણી હતી ત્યારે એક તારો બીજા તારાને પૂછી રહ્યો હતો.

બીજો તારો: તેઓ નાકૌવત જ નહિ, પણ હલકટ, ક્રૂર ને મૂર્ખ પણ છે; બદમાશ છે ને કંજુસ પણ છે; એકબીજાના વિનાશમાં રાચનારા છે.

ત્રીજો તારો: પણ તેમની જિંદગી એટલી ટૂંકી છે અને શક્તિ યે એટલી મર્યાદિત છે કે . . .

બીજો તારો: અને વધુ શક્તિ હોત તો?

પહેલો તારો: ગમે તેમ, પણ મને એ પ્રાણીઓ ગમે છે. અને મને થાય છે હું મારી શક્તિના ભંડારમાંથી થોડીક તેમને આપું.

બીજો તારો: અરે નહિ, નહિ! એ મતલબી પ્રાણીઓને વધુ શક્તિ આપવા જેવું નથી. એને બળે એ વધુ ઉત્પાત મચાવશે.

પહેલો તારો: તો જોયું જાશે!

ત્રીજો તારો: તમે કોને કેટલી શક્તિ તેમનામાં પૂરવા માગો છો? ગાંડે તેમ કરી શકવાની?

પહેલો તારો: ના, હું હદ રાખીને જ તેમને શક્તિ આપીશ. માણસમાં એવું કંઈક વસે છે, જે આત્મા કહેવાય છે. પ્રભુ સિવાય તેના રહસ્યની કોઈને જ ખબર નથી. વળી તેમની ઇચ્છાશક્તિ સ્વતંત્ર છે.

બીજો તારો: પણ તમે બધાને તો એ શક્તિ ન જ આપના. પહેલાં એકાદ બેને અજમાવી જુઓ કે તેઓ એ શક્તિ જીરવી શકે છે કે નહિ.

ત્રીજો તારો: ના, ના, પહેલાં એક જણ ઉપર જ તેની અજમાયશ કરો.

પહેલો તારો: ચાલો ત્યારે, તેમ.

અને એ સંમતિ સાથે, દોડતી આંખ જેવું પહેલા તારાનું કિરણ, રાતની ગોદમાં લપેટાતી જતી દુનિયા ભણી દોડી નીકળ્યું. શહેરના દરવાજા પાસેની એક લૉજના રખેવાળને જગાડવા બૂમો પાડતો વીશેક વર્ષનો એક યુવાન ત્યાં દેખાયો.

બીજો–ત્રીજો તારો: હં. એ જ ઠીક છે.

રખેવાળે બારણું ઉઘાડ્યું અને બહાર ઊભેલો યુવાન લૉજમાં દાખલ થયો. પરશાળ પાસેની ઓરડીમાં બેઠેલી ટોળી વચ્ચે જઈ તે બેઠો.

મિ. એચ.જી. (હર્બર્ટ જ્યોર્જ) વેલ્સ બ્રિટનના ત્રણી શાણા નાગરિક તરીકે ખ્યાત મિ. એચ.જી. વેલ્સથી 'કુમાર'ના વાચકો હવે અપરિચિત નથી વિજ્ઞાનના અભ્યસ્ત વિવેચક ને પારદર્શી તત્ત્વજ્ઞ કરતાં યે વિજ્ઞાનના સ્વીકૃત, અર્ધસ્વીકૃત કે અસ્વીકૃત, સ્થાપિત કે કલ્પિત વિધાનોની આરપાર કલ્પનાને બહેલાવતી રંગકથાઓ ગૂંથવા માટે એ વધુ ખ્યાત છે. અને એમની એ રંગકથાઓ કદી યે તકલાદી તરંગો રૂપે નહિ, પણ દુરાગ્ય કોઈ સંદેશાના વાહક રૂપે જ નિર્માતી હોઈ એનું મૂલ્યાંકન પણ વિશિષ્ટ બુદ્ધિ-ખેડાણ માગી લેતું હોય છે. આ 'નવો અખતરો' એવી જ એક રંગકથા છે. વાચક જોશે કે માનવસ્વભાવની નિર્બળતાઓ પર જ એની એક પછી એક માંડણી થતી હોવા છતાં એના પાયામાં તો માનવમહિમા જ રહેલો છે.

'કેમ, સુબોધ, આજે આટલું મોડું?' પ્રવેશેલા સુબોધને તેના મિત્ર કંથારીઆએ પૂછ્યું.

સુબોધ: પેલો વિનાયક ફિલ્મ જોવા લઇ ગયેલો.

કંથારીઆ: સુબોધ, તું ચમત્કારમાં મુદ્દલ નથી માનતો ખરું ને? હું તો માનું છું. હું તો એમ પણ માનું છું કે કોઇપણ ધર્મમાં ચમત્કાર એ મુખ્ય વસ્તુ છે.

સુબોધ: અહોહો! તમે લોકો શાને ચમત્કાર નહિ ગણો? સૂર્ય ઊગે છે એને પણ તમે તો પછી ચમત્કાર જ ગણાવવાના!

પંડ્યા: અમારા ગામડામાં હજુ ઘણા તેને ચમત્કાર જ માને છે.

સુબોધ: હું તો કહું છું કે માણસના જાણવામાં ન આવેલા કુદરતના અમુક ક્રમ સિવાય ચમત્કાર એ કશું જ નથી. દૂર શા માટે? અહીં જ આ બળતી મીણબત્તી પણ એક ચમત્કાર ન બની શકે?

બધા: નહિ જ.

સુબોધ: ધારો કે કોઇ નવો આગંતુક અહીં જ આવી ઊભો. તેણે પોતાની બધી ઇચ્છાશક્તિ કેન્દ્રિત કરીને બત્તીને ઊભા થઇ જવા હુકમ કર્યો. માની લો ને, હું જ કહું છું: 'ચલ, મીણબત્તી! ઊભી થઇ જા.'

અને સાચે સાચ, સામે બળતી મીણબત્તી ઊભી થઇ ગઇ! એ કેમ બન્યું, શા માટે બન્યું, એવા વિચારોની પરંપરાએ બધાને ભડકાવી મૂક્યા ને સુબોધ અને કંથારીઆ સિવાય બધા બહાર નાસી ગયા.

સુબોધ: કંથારીઆ, તારી પાસે માચીસ છે ને? બત્તી કર!

બીતાબીતા કંથારીઆએ મીણબત્તી પાછી સળગાવતાં બહારથી અંદર પ્રવેશતો ચન્દ્રકાન્ત બોલ્યો:



'ઝીણા તારથી આવી ટ્રિક કરતો એક સરકસવાળાને મેં જોયો હતો!'

ત્યાં તો બીજા બધા યે આવી પહોંચ્યા ને લૉજનો માલિક પણ આવી લાગ્યો. તેણે તો સુબોધને ઉધડો જ લીધો: 'મિસ્તર, આવાં નાટકો કરવાનું આ થિયેટર નથી. લૉજ છે લૉજ, સમજ્યા? અને તમારો મહિનો ગે આજ પૂરો થાય છે ને? તમારા જેવા ઘરાકો મને નથી જોઇતા. કાલે મને ત્યાં તમારી સોઇ કરી લેજો.'

સુબોધથી આ અપમાન ગળી ન શકાયું. એ જ પળે તે બિસ્તરપોટલાં લઇ ચાલી નીકળ્યો ને રાતોરાત બીજી લૉજમાં સગવડ કરી લીધી.

નવી લૉજમાં તેને મળેલા ખંડનું બારણું બંધ કરી માથે હાથ દઇ સુબોધ બેઠો. 'સાળું, એ કેમ બની ગયું? મને તેમ કરવાનું મન તો ન હતું! અરે, એ ચમત્કાર જ હતો. લાવને, હજુ ખાત્રી કરી જોઉં?'

સ્વગત બબડતા સુબોધે પોટલામાંથી એક મીણબત્તી કાઢી સામેના મેજ પર મૂકી પેટાવી. તેના ચહેરા પર ખુશાલી આવી ગઇ. તેણે જોશથી હાથ ઊંચો કર્યો ને કશા નિર્ણય વગર પાછો ટેબલ પર પછાડ્યો. ચહેરા પરના પલટાતા ભાવો તેને તેની જાત વિષે ભય પેદા થયાનું સૂચન કરતા હતા. તેણે મીણબત્તી સામું જોયું ને થોડી વાર હોઠ દબાવી રાખી બોલ્યો: 'ચલ, તુ એક ફૂટ ઊંચી થઇ જા!'

અને ખરેખર મીણબત્તી એક ફૂટ ઊંચી થઇ ગઇ!

'ગભરાતો નહિ, સુબોધ!' તે મનોમન બોલ્યો, 'તારામાં કંઇક નવીન પેદા થયું છે' પછી મીણબત્તીને હુકમ કર્યો, 'એટલે જ ખડી રહેજે, મીણનું એક ટીપું યે હેઠું પડવા ન દેતી.'

મીણબત્તી તેનું કહ્યું કરતી લાગી.

'પાછી મેજ પર આવી જા,' કહેતાંમાં તો મીણબત્તી પાછી મેજ પર ગોઠવાઈ ગઇ.

'ઓ પ્રભુ, આ શો ચમત્કાર! આહ, અપૂર્વ! હું ચાહું તે કરી શકવાની શક્તિ મારામાં આવી ગઇ જણાય છે. ચાલ ત્યારે, મેજ, તું અહીં આવી જા!'

અને મેજ તેના પગ પાસે આવી ગોઠવાઇ ગયું.

'અરે વાહ, આ તે ઇચ્છાશક્તિ કે ચમ-

ત્કાર? તે તો બિછાના પર ફૂલોનો ઢગલો થઈ જાઓ!'

કહેતાં જ સુબોધનું બિછાનું ફૂલોથી ઢંકાઈ ગયું ને થોડી જ ગડમથલ બાદ એ સુંવાળી સેજ પર તેનાં પોપચાં બીડાઈ ગયાં.

**સા**ત વાગતાં સુબોધ ઊઠ્યો ને ઊઠતાં વેંત રાતની વાત તેને સાંભરી આવી. 'શું એ સત્ય જ હતું?' તે ગાલ ખંજવાળવા લાગ્યો. 'ના ના, એ સત્ય જ હતુ.' કરમાએલાં પડેલા ફૂલો ને ખસી આવેલા મેજે તેને વધુ ખાતરી કરાવી.

તે ઑફિસે જવા તૈયાર થયો. બહાર નીકળી રાજમાર્ગ પર આવતાં જ તેને તેની કૉલેજમિત્ર સ્નેહલતાનો ભેટો થયો. તેના કાંડા પર પાટો બાંધેલો હતો. તેની સાથે દુઃખતી આંખે વારંવાર પાટો લગાડતી તેની સહાધ્યાયિની માલતી હતી.

'લતા, આ શું?' તેના કાંડા તરફ નજર જતાં સુબોધ બોલ્યો.

લતાઃ મરડાઈ ગયું લાગે છે.

સુબોધઃ લાવ, હું તે સાજું કરી દઉં

લતાઃ સુબોધ, પણ કશા યે વગર—

સુબોધઃ હા, લતા, મારામાં હવે એ ખૂબી આવી ગઈ છે. જો!

લતાના કાંડા પરથી પાટો છોડી સુબોધ તે પર હાથ ફેરવતો કંઈક બબડ્યો ને કાંડું દુખતું મટી ગયું.

અનિમિષ આંખે લતા સુબોધને તાકી રહી. પછી માલતીને દેખાડતી તે બોલી, 'ત્યારે આની આંખ તું મટાડી શકીશ?'

સુબોધઃ બેશક બની'

માલતીની આંખે હાથ ફેરવી તે મટી જવાનું કહેતાં તુરત તેની દુઃખતી આંખ બરાબર થઈ ગઈ.

લતાઃ સુબોધ, આ બધું કેમ બનવા પામે છે?

સુબોધઃ હું તે નથી જાણતો. મારે માત્ર મારી ઇચ્છાશક્તિ કેન્દ્રિત કરી હુકમ કરવો પડે છે અને તે પ્રમાણે બધું બની જાય છે!

માલતીઃ પેલી મીણબત્તીવાળી વાત કંથારીઆએ અમને કહેલી.

લતાઃ સુબોધ, તું તો ફિરસ્તો થઈ પડ્યો, જો! કોઈને ત્યાં રહેવા આવવાની તો ના જ પાડી દઈ તું કૉલેજોમાં રહે છે અને તે પણ એકાંતરે તે અઠવાડિયે બદલાવ્યા કરે છે, તો તારે મારે ખાસસો એક બંગલો ઊભો કરી દે ને?

સુબોધઃ શું તે પ્રમાણિક લેખાય?

માલતીઃ તેની શક્તિને અમુક હદ પણ હોવી સંભવે.

લતાઃ પણ સુબોધ, તારે હવે સાવચેતી વધારે-પડતી રાખવાની છે, હોં!

સુબોધઃ એ તો ચોક્કસ છે. (ઘડીઆળ સામું જોઈ) ઠીક છે, અત્યારે તો ટાઈમ થવા આવ્યો છે; ફરી મળાશું, સાહેબજી.

લતા–માલતીઃ સાહેબજી.

સુબોધ ત્યાંથી ઑફિસે જઈ હસ્સાબંધ પોતાના ખંડમાં ધસી ગયો. કામના ચોપડા, ફાઈલો, કાગળીઆં, ફર્નિચર બધું અવ્યવસ્થિત કરી મૂકી એક ટેબલ પર બે હાથ વચ્ચે માથું ઘાલી તે બેઠો. ત્યાં તો ખુદ મૅનેજર જ એ ખંડમાં આવી લાગ્યો. તેને જોતાં જ બધો વેરવિખેર સામાન ગોઠવાઈ જવાનો સુબોધે હુકમ કર્યો ને જોતજોતામાં તો બધું સપાટાબંધ જેમનું તેમ ગોઠવાઈ ગયું. આશ્ચર્યભરી આંખે આ બધું જોયા કરતો મૅનેજર બીકનો માર્યો બહાર નાસી ગયો. પાછળ સુબોધનો હસવાનો અવાજ ગાજી રહ્યો.

**સાં**જ પડી ને સુબોધ ફરવા નીકળ્યો. તેના ચહેરા પર પ્રેરણા સાથે કંઈક મનસ્વીપણાની છાંટ આવી હતી. લાકડી ઉછાળતો ઉછાળતો તે આગળ વધ્યે જતો હતો. 'હું ગમે તે કરી શકું છું. મારું તો વિજ્ઞાનીઓને પણ હવે તો બાધા જ નાવી શકું'



બોલતાં બોલતાં એણે પોતાની ધડકતી છાતી પર હાથ મૂક્યો ને ખોંખારો ખાધો. ઉત્સાહમાં આવી જઈ પૂતળા તાક પર તેણે જોરથી લાકડી પછાડી. લાકડી ભાંગી ગઈ. તે સાજી કરવાનો વિ-

ચાર કરે છે ત્યાં તો તેના મનમાં વળી નવો બુટ્ટો ફાટ્યો. લાકડીને જમીનમાં ખોસી તે કંઇક બોલ્યો, ને થોડીવારમાં લાકડીને ઠેકાણે ગુલાબનો છોડ ફૂટી નીકળ્યો.

ત્યાં પૂલને સામે છેડેથી કોઇ પોલીસ આવતો જણાયો. સુબોધે ગુલાબનો છોડ અદૃશ્ય કરી મૂક્યો ત્યાં તો પોલીસ આવી પણ પહોંચ્યોઃ 'કેમ મિસ્ટર, અહીં શા જાદુના ખેલો કરવા માંડયા છે?' તે બોલ્યો.

સુબોધઃ એ જાદુ નથી; ખરૂં છે.

પોલીસઃ એમ? ત્યારે તો તમે કોઈ સિદ્ધ મહાત્મા પુરુષ નીવડ્યા લાગો છો. તમારા જેવા મહાનુભાવો રસ્તામાં રખડતા ન હોય. ચાલો મારી સાથે, હું તમારે યોગ્ય સ્થાન તમને બતાવું!

સુબોધઃ પણ હું તમને સમજાવું . . .

પોલીસઃ એ બધાય વડા સાહેબને સમજાવજો.

સુબોધઃ હું નહિ આવું.

પોલીસઃ આવવું જ પડશે. હું—

સુબોધઃ તું જા જહન્નમમાં!

અને પોલીસ ત્યાંથી ગેબ થઇ ગયો!

સુબોધઃ એ ક્યાં ગયો હશે? ચન્દ્રમા, મંગળ પર, કે અવકાશમાં ક્યાંક ઊડી ગયો હશે? બિચારો! જા, પાછો તારી ચોકીએ જા, મૂર્ખો ક્યાંનો! હા...હા...!

પોતાના ચમત્કારની સફળતા પર તે ખડખડાટ હસ્યો. ત્યાં બીજી બાજુ હાથમાં નોટ ને પેન્સિલ સાથે અચાનક પેલો પોલીસ પોલીસચોકીમાં ફૂટી નીકળ્યો. હાજર રહેલા બધા એથી ગભરાઇ જતા તેમને પોતાનું ભાન સંભળાવી તે શાન્ત પાડતો હતો.

સુબોધ હવે પૂલ પરથી પાછો ફરતાં વિક્ટોરીઆ ગાર્ડન પાસે જ તેને ચન્દ્રકાન્ત અને માલતીનો ભેટો થયો. ત્રણે સાથે શહેર ભણી વળ્યાં, પણ ભદ્ર પાસે આવતાં જ ટાવર સામું જોતો ચન્દ્રકાન્ત અટકી પડ્યો.

સુબોધઃ કેમ, કાન્ત, આટલો ગભરાય છે કેમ?

ચન્દ્રકાન્તઃ ઓહ, મારે સાત વાગ્યે મિ. મહેતાને ત્યાં પાર્ટીમાં જવું હતું ને સાત તો થવા આવ્યા છે. સુબોધ, તું કંઇ કરી શકીશ?

સુબોધ તૈયાર જ હતો. ભદ્રના ઘડીઆળ સામું તાકી રહી તે બોલ્યો, 'તું, તારા જેવાં બીજાં ટાવરનાં, ભીંતનાં, ખીસાનાં, કાંડાનાં બધાં ઘડીઆળો અરધો કલાક પાછળ પડી જાઓ.'

ને એના બોલી રહેવા સાથે ટાવરમાં ઘડીઆળના કાંટા સાતને બદલે સાડા છ પર આવી ગયા. ચન્દ્રકાન્ત સુબોધને શાબાશી આપતો ત્યાંથી ઊપડી ગયો. સુબોધ ને માલતી એકલાં પડ્યાં.



સુબોધઃ માલતી, તું મને નથી ચાહતી?

માલતીઃ કેમ? સ્નેહલતા તો તને ચાહે છે ને?

સુબોધઃ પણ મને તું વધુ ગમે છે. સ્નેહલતા તારા જેવી મસ્ની ને છટા નથી.

માલતીઃ જો સુબોધ, હું તને કેટલું ચાહું છું તે તો તું જાણે છે. બસ, એથી વધુ ચાહી નહિ શકુ.

સુબોધઃ ભલે, પણ માલતી! જરાક થોભ.

કહેતો તે માલતી સામે ટટ્ટાર ગોઠવાયો, માલતીની આંખોમાં પોતાની આંખો પરોવી તે બોલ્યોઃ 'માલતી, હું તને કહું છું કે તું મને ચાહવા માંડ!'

માલતી એક પળ મુગ્ધ ચહેરે તેની સામે જોઇ રહી પણ બીજી જ પળે એ મુગ્ધતા જતી રહી. 'સુબોધ, હું તને ચાહતી હતી તેથી લેશ પણ વધુ ચાહવા નથી લાગી. હું નીરખતી કે ઘડીઆળ નથી સમજતો ને!' એટલું કહી હસતી હસતી તે ચાલી નીકળી.

અને અમુઝણ ભર્યે ચહેરે સુબોધે પણ ત્યાંથી સીધો હૉલનો રસ્તો લીધો.

(ચાલુ) અશોક હર્ષ

---

## કહેવત • કથન • કવિતા

### मौनम् सर्वार्थ साधनम्

ન બોલ્યામાં નવ ગુણ

સબસે ભલી ચૂપ

બોલે તે બે ખાય, અબોલે ત્રણ

મૂંગીમંતર, સાડાસત્તર

•

માણીકો ભલો બરસનો, ધોળીકી ભલી ધૂપ,

માગણકો ભલો બોલનો, ચતુરકી ભલી ચૂપ.

# બળદ-પાડાનો ગુન્હો

**માણસ પોતાના સ્વાર્થને અનુકૂળ પોતાનું જીવન ગોઠવે છે, અને તેમ કરતાં ધર્મબુદ્ધિ જ્યારે આર ભોંકવા માંડે છે ત્યારે તેને શાંત કરવા આવી વાર્તાઓ જોડી કાઢે છે**

યાહુદીઓને મારે મોટી ટેવ છે વાતવાતમાં ઈશ્વર પાસે જઈ પોતાનો ધર્મ શો એમ પૂછી લે. જેમ માણસ ઝીણવટથી સવાલ પૂછતો જાય તેમ ઈશ્વરને થાય છે આટલી ખણખોદ કરીને પૂછે છે ત્યારે એનું ધર્મનું જ્ઞાન ઊંડું હોવું જ જોઈએ, અને પછી ઈશ્વર એ પ્રમાણે આકરામાં આકરા ધર્મો બતાવતો જાય. એમ કરીને યાહુદીઓએ પોતાનો ધર્મ બહુ અઘરો કરી મૂક્યો એમ અમારા ઈમામ સાહેબ અમને કહેતા હતા; અને પૂજ્ય બાપુજી પાસે આશ્રમધર્મની છણાવટ કરાવતાં અમને રોકતા હતા. જેમ પૂછશો તેમ અઘરો ચુકાદો મળશે અને પછી પસ્તાશો. ઈમામ સાહેબની આ વ્યવહારૂ સૂચનાથી અમને ઘણો સમજ પડતી.

હિંદુઓને પણ ઈશ્વર પાસે જઈ પોતાનો ધર્મ પૂછવાની ટેવ ન હતી એમ નહિ. એ વિષે નાનપણમાં ગામવૃદ્ધો પાસેથી સાંભળેલી એક વાત યાદ આવે છે.

માણસે વિચાર્યું કે દેવાધિદેવ મહાદેવ પાસે જઈ પોતાનો ધર્મ પૂછી લઈએ તો પછી મનમાં વસવસો ન રહે, કે આપણે ચાલીએ છીએ તે સાચે કે ખોટે રસ્તે. વૃદ્ધો ભેગા થયા, જુવાનિયાઓએ સ્વયંસેવક બની પરિષદની તૈયારી કરી અને પછી વામદેવ અને સોમદેવ, ત્રિશંકુ અને હરીત, દાલભ્ય અને બાસ્કલ ઇત્યાદિ ઋષિઓનું એક શિષ્ટ મંડળ મહાદેવને પૂછવા ઊપડ્યું. જેમતેમ કરતા સૌ કૈલાસ પહોંચ્યા. ત્યાં તો દેવાધિદેવ ધ્યાનમાં બેઠા હતા. એમને મળવાની લોકોને છૂટ ન હતી. મહાદેવના અંગત સેક્રેટરી પોતાનાં બે શીંગડાં વચ્ચે પોતાનું માથું રાખી પહેરો ભરતા હતા. ઋષિઓ વિષે નન્દીના મનમાં મોટો આદર, એટલે એમણે ઋષિઓને આવવાનું કારણ પૂછ્યું. ઋષિઓએ માણસજાત વિમાસણમાં કેમ પડી છે એનું બયાન કર્યું. નન્દીએ કહ્યું, 'આવડી નાનકડી વાત માટે તમે મહાદેવ પાસે જઈ એમના ધ્યાનમાં વિક્ષેપ કરો એ ઠીક નહિ. તમારા આદરાતિથ્યમાં અને કુશલ પ્રશ્ન પૂછવામાં મહાદેવનો ઘણો વખત જશે. હું જ તમારા વતી અંદર જઈ અનુકૂળ વખત જોઈ પૂછી આવીશ. તમે અહીં નિરાંતે બેસો.

માથું ધુણાવતા ધુણાવતા નન્દી અંદર ગયા. મહાદેવ ક્યારે ધ્યાનસ્થ થાય છે અને સમાધિનું વ્યુત્થાન ક્યારે થાય છે એની નન્દીને પૂરેપૂરી ખબર. નન્દીના જવાબમાં મહાદેવે કહ્યું: 'માણસને કહેજે કે એ ત્રણ વાર નહાય અને એક વાર ખાય, એ એનો ધર્મ છે.' શીંગડાના ભાર તળે દબાએલા ભેજામાં મહાદેવનો સંદેશો ગોખતા ગોખતા નન્દી પાછા બહાર આવ્યા. ઋષિઓએ ઉત્કંઠાથી પૂછ્યું, 'દેવાધિદેવે અમારો શો ધર્મ કહ્યો છે?'

અનુપ્રાસ સ્મરણશક્તિને જેમ મદદ કરે છે તેમ કોક કોક વખતે મૂંઝવણ પણ ઉત્પન્ન કરે છે. 'ખાય' અને 'નહાય' તો બરાબર મળી રહ્યું, પણ ગણિતનો ગોટાળો થયો અને નન્દીએ કહ્યું કે, 'માણસો ત્રણ વાર ખાય અને એક વાર નહાય એમ મહાદેવની આજ્ઞા છે!' ઋષિઓ રાજી થઈને મૃત્યુલોકમાં આવ્યા. બારણે કોઈ નથી એમ જોઈ ભગવાનનાં દર્શનનો આનંદ લેવા ખાતર નન્દીભાઈ અંદર ગયા. અનુપ્રાસને કારણે મનુષ્યધર્મ એ બબડતા જ હતા. મહાદેવને શંકા ગઈ એટલે એમણે પૂછ્યું: 'તેં શું કહ્યું નન્દી?' નન્દીએ તરત બોલી બતાવ્યું કે 'માણસ ત્રણ વાર ખાય અને એક વાર નહાય એ એનો ધર્મ છે.'

'અરરર! શો ગોટાળો કર્યો તેં, નન્દી? મેં તને કહ્યું એથી બરાબર ઊલટું જ તેં કરી દીધું. માણસ ત્રણ વાર નહાય એટલે એનું ચિત્ત શાંત રહે, એનું મન નિર્વિકારી થાય, એનો સ્વાદ એના કાબૂમાં રહે; પછી તો એક વાર ખાઈને આખો દિવસ એ સાધના કરી શકે એવી મેં ગોઠવણ કરી હતી. અને તેં હવે, જો. કેવી પરિસ્થિતિ ઊભી કરી! માણસ એક જ વાર નહાય અને ત્રણ વાર ખાય એટલે એનું મન

વિકારી થવાનું જ. એ ત્રણ વાર ખાય એટલે ભૂખ કરતાં વધારે ખાય; એનો સ્વાદ પણ વધે; એ રીતે પણ એના વિકારો વધે. આમ લોકસંખ્યા પણ વધવાની અને એ બધા જ ગોઠવણ કરતાં વધારે ખાવા માંડે એટલે જોતજોતાંમાં દુકાળ પડવાનો. અને પછી માણસને થશે કે અમને ભગવાને આવો ધર્મ કેમ સુઝાડ્યો હશે? ધર્મનું પાલન કરતાં અમે જોખમમાં શી રીતે આવ્યા!

તેં ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત્ત હવે તારે કર્યે જ છુટકો. તારી કાંધ આપ અને માણસ માટે હળ ખેંચીને જમીન ખેડવા માંડ. તારી મહેનતથી માણસ ખેતી કરશે ત્યારે જ માંડ એને ખોરાક પૂરો પડશે.

ત્યાર પછી બળદને માથે હળ ખેંચવાની જવાબદારી આવી ગઈ. અને માણસને જોઈતો ખોરાક બળદની મહેનતથી જ પૂરો થાય છે.

**રમૂ**બાજી આગળ પાડાઓ કેમ વધેરાય છે એની પણ આવી જ એક રમૂજી લોકવાર્તા છે.

પડોશના એક ગામમાં એક વૃદ્ધ બ્રાહ્મણ શ્રોત્રીય અને શાસ્ત્રી તરીકે પંકાએલો હતો. લક્ષ્મી કરીને એને એકની એક દીકરી હતી. અનેક બ્રાહ્મણપુત્રો એની પાસે ભણીને દશ ગ્રન્થોમાં પારંગત થતા અને પોતપોતાના દેશમાં જઈ માન પામતા. હવે બન્યું એવું છે એ શ્રોત્રીયને બારણે એક અંત્યજ છોકરો રોજ વાસીદું વાળવા આવતો. કચરો વાળતો જાય અને વેદમંત્ર સાંભળતો જાય. બ્રહ્મચારીઓ અંદરઅંદર ચર્ચા કરે તે પણ એક ખૂણે બેસી એ સાંભળે. આમ કરતાં કરતાં અંત્યજ યુવાન પણ યથાકાળે દશ ગ્રન્થમાં અને છએ દર્શનોમાં પારંગત થયો.

હવે એને થયું કે આટલી વિદ્યાને જોરે પેલી લક્ષ્મીને કેમ ન મેળવું? એ લક્ષ્મીના પિતા પાસે ગયો અને બ્રાહ્મણ તરીકે પોતાને ઓળખાવી એણે લક્ષ્મી માટે માગણી કરી. લક્ષ્મીપિતાએ એ યુવાનની પરીક્ષા લીધી. જેમજેમ એ પ્રશ્ન પૂછતો ગયો તેમતેમ એ યુવાનની પ્રજ્ઞા, મેધા અને પ્રતિભાથી એ ચકિત થતો ગયો. એણે બહુ જ આદરપૂર્વક એ યુવાનને મધુપર્ક અર્પણ કર્યો અને શુભ મુહૂર્તે એને પોતાની કન્યા પણ આપી. સસરાને ત્યાં હાદમાં થોડા દિવસ રહી પત્નીને લઈને એ ઘેર આવ્યો. ત્યાં લક્ષ્મી શું જુએ છે? બારણે જ હાડકાંનો ઢગલો પડ્યો છે, ઘરમાં ખરીની દાબડીઓ ગોઠવાઈ છે, તેલ રાખવા માટે દીવાલ ઉપર એક શીંગડું ટંગાયું છે. ગભરાઈને એણે પૂછ્યું 'આ બધું શું છે?' હવે તો લક્ષ્મી પોતાની થઈ ગઈ છે એ વિશ્વાસે એણે એને સાચી વાત કહી દીધી. લક્ષ્મીને તો તમ્મર આવ્યાં. પાણી લાવવા લક્ષ્મીપતિ અંદર ગયો એટલામાં લક્ષ્મીએ ભાનમાં આવીને દોટ મૂકી અને પિતા આગળ આવીને એ ઊભી રહી. કયા શબ્દમાં પિતા આગળ પોતાની વટલેલી આ દશા એ વર્ણવી શકે? એણે પિતાને પૂછ્યું 'પિતાજી, તમે ધર્મ જાણો છો? વટલાએલું માણસ શી રીતે શુદ્ધ થઈ શકે?' વેદીઆ પિતાએ તરત જવાબ આપ્યો: 'અગ્નિથી, બીજી રીતે નહિ.' દીકરીને આટલો જવાબ બસ હતો. એણે ચિત્તા સળગાવી, અને એની અંદર કૂદી પડી પ્રાણ છોડ્યા. લક્ષ્મીનો પતિ હાંફતો હાંફતો એની પાછળ આવી પહોંચ્યો. એટલામાં ગામવાળાઓને એ આખી બીનાની ખબર પડી. તેઓ હાથમાં કુહાડીઓ લઈને દોડ્યા. હવે પોતે બચવા નહિ પામે એમ જોઈ અંત્યજ લક્ષ્મીની ચિત્તામાં જ ભુસકો માર્યો અને આ રીતે લક્ષ્મી અને લક્ષ્મીપતિ એક ભવમાંથી મુક્ત થયાં.

લક્ષ્મી મરીને પોતાના સતને કારણે ગ્રામદેવતા બની ગઈ અને પેલો અંત્યજ બીજે ભવે પાડો બની ગયો.

અને તેથી જ ગ્રામદેવતા લક્ષ્મીની આગળ પાડો વધેરવાની પ્રથા શરૂ થઈ ગઈ.

**હ**વે વાત એમ છે કે માણસ પોતાના સ્વાર્થને માટે પોતાનું જીવન જેમ ફાવે તેમ ગોઠવી દે છે અને તેમ કરતાં ધર્મબુદ્ધિ જ્યારે આર મારવા માંડે છે ત્યારે તેને શાંત કરવા આવી આવી વાર્તાઓ જોડી કાઢે છે.

માણસને પોતાના સ્વાર્થ માટે બળદને ગુલામ કરી ખેતીમાં જોડવાનો કોઈ હક ન હતો એ તો નરી જબરદસ્તી કહેવાય. બળદની ઉપયોગિતા એટલી બધી સિદ્ધ થઈ ગઈ છે કે બળદને મુક્ત કરવાનો ધર્મ માણસને ગળે ઊતરે જ નહિ; એટલે એણે આખી જવાબદારી બળદને માથે ઢોળવા માટે મઝાની વાર્તા જોડી કાઢી.

દૂધ માટે ગાય અને ખેતી માટે બળદ એવી વ્યવસ્થા કરી માણસજાત સુખી થઈ અને પછી એને માંસાહાર છોડી દેવાનું સૂઝ્યું. (અનુસંધાન પૃ. ૪૧૩મે)

દસકાઓ નહિ પણ સૈકાઓમાં યે બનવા વિરલ એવા યોગ સાથે ચાલુ મહિનાના આકાશમાં એકીસાથે નજીક આવેલા

# પૃથ્વીના પડોશીઓ



ગયા ઑગસ્ટથી માંડી આ ચાલુ ત્રણ મહિના સુધી આપણુ પૃથ્વીવાસીઓ માટે વિરલ એવો એક બનાવ આકાશમાં બની રહ્યો છે, અને તે, ગત કેટલાં યે વર્ષોથી આપણી પૃથ્વીએ ન અનુભવેલી મંગળ, ગુરુ અને શનિ એ ત્રણ ગ્રહોની નિકટતા. દૂરબીન લઇને તમે જોવા માંડો તો એ નિકટતા ખુબ કુતૂહલજનક જણાશે. ઈ.૧૯૩૬-૩૭માં શનિની અદૃશ્ય થએલી વીંટીઓ પાછી દૃશ્યમાન થવા લાગી છે, ને મંગળનો દક્ષિણ હિમટોપ પણ આપણી તરફ ફરેલો છે.

ગુરુઃ આજ ૨૪ વરસ પછી, સપ્ટેમ્બરના ૨૭મીએ, પૃથ્વીની ૪॥ કરોડ માઇલ વધુ નજીક આવે છે.
મંગળઃ જુલાઇની ૨૫મીએ, આજ પંદર વરસ બાદ, પૃથ્વીની ૨॥ કરોડ માઇલ વધુ નજીક આવ્યો છે.
શનિઃ ઑક્ટોબરની ૨૨મીએ, ૨૦ વર્ષ પછી પહેલી વાર, પૃથ્વીની ૬॥ કરોડ માઇલ નજીક આવે છે.

ગયાં સો વરસથી કોઇ બે ગ્રહો આપણી પૃથ્વીની આટલા નજીક નથી આવેલા. ને ત્રણ ગ્રહની સંનિધિને તો સૈકાઓ વીતી ગયા છે. પણ એટલું જ બસ નથી. ઉપરોક્ત ત્રણ ગ્રહો સિવાય પેલો દૂરનો યુરેનસ પણ ગયાં ત્રીસ વરસ કરતાં આ સાલે પૃથ્વીની વધુ નજીક આવી રહ્યો હોઇ મંગળ, ગુરુ ને શનિના પૃથ્વી પરના આકર્ષણમાં તે પણ થોડોઘણો ઉમેરો તો કરશે જ.

પૃથ્વીથી ૩૧૮ ગણા વજનના ગુરુ અને ૯૫ ગણા વજનના શનિના જબરા આકર્ષણની સાથે મંગળ ને યુરેનસના પણ થોડાઘણા આકર્ષણનો ઉમેરો આ પૃથ્વી પર શી અસર નીપજાવશે તેનો ખ્યાલ તમને આવે છે? વિજ્ઞાનીઓ અત્યારે એ વસ્તુ જ વિચારી રહ્યા છે. એક પરિણામ તો તેઓ ધારી જ બેઠા છે કે પૃથ્વીની સપાટી પર ને વાતાવરણમાં એ આકર્ષણ જુવાળો ઊભાં કરશે ને ધરતીકંપો તથા જ્વાળામુખીઓનો ક્ષોભ પૃથ્વી પર જન્મશે. અમેરિકાના પાસિફિક કાંઠાએ તો ગયાં ૩૩ વર્ષમાં સૌથી કપરો ધરતીકંપ આ સાલે જ અનુભવ્યો છે. વળી આલાસ્કા ને પેલા નામચીન ક્રેકાટોઆના વિસ્તારમાં યે ઉત્પાત શરૂ થઇ ગયો છે, જ્યારે ગ્રીસ તથા પશ્ચિમ આફ્રિકામાં પણ ધરતીકંપના સખત આંચકા શરૂ થયા છે.

અને ગ્રહોના આકર્ષણમાં રહેલા બળનો તમને એટલા પરથી ખ્યાલ આવશે કે આપણી પૃથ્વીથી પંદરગણા ભારે યુરેનસને નેપ્ચ્યુનના આકર્ષણે અવકાશમાં લાખો માઇલ ગબડાવી મૂકેલો! એ ઉપરથી તો લ વેરિયર ને ઍડમ્સ નેપ્ચ્યુનનું સ્થાન નક્કી કરવા શક્તિમાન નીવડેલા. ગુરુ ને શનિના રાક્ષસી કદ સાથે મળીને નીપજતું આ આકર્ષણ પૃથ્વી પર શાં વિશેષ અસર કરે છે તે જોવાનું રહ્યું.

પણ આ ગ્રહોની નિકટતા એક વધુ કુતૂહલ આપણામાં પ્રેરે છે, અને તે એ કે, આપણી પૃથ્વીનાં એ પડોશી જગતોની દુનિયા કેવી હશે? એમના પર કશી જીવસૃષ્ટિ હશે ખરી? હશે તો તે કેવીક હશે?

આપણી પૃથ્વીનો જ દાખલો લઇએ તો ઉષ્મામાનની બે પરાકોટિ વચ્ચે જ તેની સઘળી જીવકોટિ મર્યાદિત રહી છે. ૨૫૦ ડિગ્રી ફારનહાઇટથી ઉપર જઇએ તો સઘળી સજીવતા નાશ પામી જાય, તેમ ૪૦૦ ડિગ્રી નીચે જઇએ તો સઘળા સૂક્ષ્માતિ જીવો યે નાશ પામી જાય. પણ ચન્દ્રની શીત કરાડો કે ગુરુની અગનભઠ્ઠી પર શું આપણને અજ્ઞાત એવાં જીવરૂપો નહિ હોય કે જે ઠંડી-ગરમીનો સઘળો પ્રકોપ સહન કરી શકતાં હોય? વળી પૃથ્વી પર કાર્બન, ઑક્સિજન, હાઇડ્રોજન વગેરે મૂળતત્ત્વોમાંથી જીવન ઉદ્‌ભવ્યું તેમ બીજા ગ્રહો પર બીજાં જ કોઈ મૂળતત્ત્વોમાંથી જીવન કેમ ન ઉદ્‌ભવ્યું હોય?

સૌ પહેલો આપણે મંગળનો ગ્રહ લઇએ. તેના પર વાતાવરણ માલૂમ પડ્યું છે. દૂરબીન, રંગપટ ને ખગોલીય કૅમેરાથી વિજ્ઞાનીઓ હવે કોઇ પણ ગ્રહ



ન વસી શકાય તેવા - હજી અર્ધા અજાણ્યા - ગ્રહો






ભૂંજાઇ ગએલો ગ્રહ ઠરી ગએલા - શીત ગ્રહો

પરંતુ વાતાવરણ જાણી શકે છે. એ નિરીક્ષણમાં જણાયું છે કે મંગળનું વાતાવરણ પૃથ્વી જેટલું વિપુલ તેમજ ઘટ્ટ તો નથી. પરંતુ તે પર પ્રાણવાયુ છે, ને પાણીની વરાળ પણ છે, જે બંને વસ્તુઓ જીવસૃષ્ટિ માટે અતિ અગત્યની છે. વળી તેના ખડકો ને ખનિજો આપણી પૃથ્વી જેવા જ છે, અને છીછરા છતાં ખારા ને મીઠા પાણીના સમુદ્રો પણ તેના પર છે.

પરંતુ ઠંડી અને ગરમી બંને આ ગ્રહ પર અંતિમતાએ પહોંચે છે. આપણે અહીંના જેવી જીવસૃષ્ટિ ત્યાં હોય તો આપણા ૨૫૦ થી ૩૦૦ દિવસના તેના ઉનાળામાં ભુંજાઇ જ જવાય; ને પછી આપણા ધ્રુવપ્રદેશોથી યે વધુ ઠંડો શિયાળો આવે, જે તેના ઉત્તર ધ્રુવમાં આપણા આઠ મહિના જેટલો સમય વર્તે છે ને દક્ષિણ ધ્રુવમાં એક વરસ જેટલો! ત્યાંની રાતો યે ખૂબ અંધારી અને લાંબી રહે છે; માત્ર તારાનો જ પ્રકાશ તે મેળવે છે, કારણ તેના બે ચન્દ્રો તો એટલા નાના છે ને એટલી ઝડપથી ફરે છે કે ગ્રહને એ કશો પ્રકાશ આપી શકતા નથી.

એટલે મંગળ પરના સમુદ્રો જો ઉનાળામાં સુકાઇ જતા કે શિયાળામાં જામી જતા ન હોય તો તેમાં સામુદ્રી જીવો સંભવે, પણ આપણા સમુદ્રોમાંના કરતા જુદા જ. પક્ષીઓ તે પર હોય તો ય પીછાંથી ખૂબ ભરચક ને ઋતુ પ્રમાણે રંગ બદલતાં હોય. પશુઓ હોય તો ડીલે ગીચ રૂંવાડીવાળાં, અને મનુષ્ય-કોટીમાં ઊંચામાં ઊંચી બુદ્ધિમત્તા ધરાવતું પ્રાણી-હોય તો યે આપણા કરતાં અત્યંત સુરક્ષિત.

પણ મંગળ પરના જીવો આપણા જેવા રખે માની લેતા. તેનું ગુરુત્વાકર્ષણ આપણી પૃથ્વીના બારમા ભાગથી યે ઓછું હોઇ, ભારે હાડપિંજરોવાળાં ને પ્રબળ સ્નાયુઓવાળાં પ્રાણી ત્યાં ન સંભવે. એટલે આપણે અહીંના જેવા ગેંડા, કિળોકા (હિપોપૉટેમસ) કે હાથી જેવાં પ્રાણીઓ તો ત્યાં શોધ્યાં પણ ન મળે. ત્યાં જીવસૃષ્ટિ હોય તો ખૂબ તરવરાટભારી, નાજુક ને જબરી કૂદનારી હોય.

મંગળના ગ્રહમાન પરથી આપણે આટલી કલ્પના તારવી કાઢી. એ મુજબ કોઇ પણ ગ્રહનું ગ્રહમાન લઇ તમે તે પર જીવસૃષ્ટિનો સંભવ વિચારી શકો ગ્રહોનું સૂર્યથી છેટું, તેનાં આકાર, વજન, સૂર્ય આસ-



**ચાલુ મહિનાઓમાં આકાશમાં બની રહેલો અદ્દભુત બનાવ** Courtesy: Illustrated London News
ચાલુ સાલમાં પૃથ્વીના ઇતિહાસમાં બની રહેલા એક વિરલ પ્રસંગને આ ચિત્ર મૂર્ત કરે છે. શનિ, ગુરુ અને મંગળ એ ત્રણે ગ્રહો સાથે દૂરનો યુરેનસ પણ આ સાલ પૃથ્વીની એટલો નિકટ આવી રહ્યો છે કે એ બધા ગ્રહોની એવી નિકટતા પૃથ્વીએ વર્ષો કે દાયકાઓ શું પણ સૈકાઓથી નથી અનુભવી. આ નિકટતા પૃથ્વીના ક્ષોભકર ભાવિની જે આશંકા વિજ્ઞાનીઓમાં જન્માવી રહી છે તેના સરળ નિરૂપણ સાથે પૃથ્વીનાં એ પડોશી જગતો પરની સૃષ્ટિનું રંગદર્શી બયાન આ સાથેનો લેખ આપે છે

પાસની તેની કક્ષા તથા તે પૂરી કરતાં લાગતા વખત પરથી તે પરની સજીવતાનો ક્યાસ કાઢી શકાય. કોઇ પણ એક ગ્રહનું સૂર્યથી અંતર જાણતાં તેને મળતા પ્રકાશ ને ઉષ્ણતાનું માપ કાઢી શકાય. વળી ગ્રહનું વજન મળતાં તે પરના વાતાવરણનું સ્થૈર્ય તથા તેના ગુરુત્વાકર્ષણનું પ્રમાણ પણ જાણી શકાય.

સૌથી મહત્ત્વની વાત એ છે કે કંઇ પણ સજીવતા ઉત્પન્ન થવા માટે કોઇ પણ ગ્રહ પર વાતાવરણ હોવું જરૂરી છે, ને એટલી જ જરૂરી એ વાતાવરણને જકડી રાખવાની શક્તિ છે. ગ્રહનું ગુરુત્વાકર્ષણ જો વાયુના

અણુઓને ધરી રાખવા જેટલું બળ ન હોય તો એ મોગે મોગે છટકતા જઇ અવકાશમાં ઊડી જાય છે.

આ પરથી જણાશે કે ગ્રહ વજનદાર હોય તો જ તે પર વાતાવરણ રહી શકે છે. દાખલા તરીકે બુધના ગ્રહનું વજન પૃથ્વીના વીસમા ભાગ જેટલું જ હોવાથી તે પર વાતાવરણ મુદ્દલ નથી, જ્યારે શુક્રનું વજન પૃથ્વીનું ૪/૫ હોવાથી તે પર લગભગ પૃથ્વી જેટલું જ વિસ્તૃત વાતાવરણ છે. એ મુજબ મંગળ પર પૃથ્વીથી પાતળું ને ચન્દ્ર પર વાતાવરણ લગભગ છે જ નહિ. એથી ઊલટું પૃથ્વીના ૧૫ ગણા ભારે યુરેનસ કે ૩૦૦ ગણા ભારે ગુરુ પર અતિ ઘટ્ટ છે,

ચાલો ત્યારે આપણાં એ પડોશી જગતો પર એક ઊડતી નજર નાખી જઇએ.

બુધની એક બાજુ હમેશાં સૂર્ય તરફ રહેતી હોવાથી એની એક બાજુ સીસું પણ ઓગાળી નાખે એવો કપરો દિવસ પ્રવર્તે છે ત્યારે બીજી બાજુ એવી જ કાળી ઠંડી રાત. ને વાતાવરણ તો તે પર છે જ નહિ, એટલે જીવસૃષ્ટિનો કશો સંભવ ત્યાં રહેતો નથી. શનિનો મેખલામંડિત વજનદાર ગ્રહ, ભેદવો અશક્ય એવા વાદળાંના ૧૬૦૦૦ ફૂટ જેટલા જાડા થર-થી આવૃત છે. વળી એના વાતાવરણમાં બે કાતિલ ઝેરો રહેલા છે,—મીથેન (માર્શ ગૅસ) અને ઍમોનિયા. શનિથી યે વજનદાર ગ્રહ ગુરુ પણ એ બંને ઝેરોથી ખચિત છે. આ બે ય ગ્રહો હજુ ઠંડા પણ નથી પડ્યા, જ્યારે યુરેનસ, નેપ્ચ્યુન ને પ્લૂટો પર તો સજીવતાને કશો સહારો મળવા સંભવિત જ નથી.

ત્યારે બાકી રહ્યા બેઃ મંગળ અને શુક્ર. ઇટાલિયન ખગોળશાસ્ત્રી શીઆપારેલીએ મંગળ પર દેખાતા આકારોને નહેરો તરીકે મનાવ્યા પછી એના પર વસતિ હોવાની તરફેણમાં તેમજ વિરુદ્ધમાં ખૂબ ઊહાપોહ ચાલે છે; અને એ પણ ખરું કે જીવસૃષ્ટિની વધુમાં વધુ સંભાવના પણ એ જ ગ્રહ ધરાવે છે. બાકી શુક્રનો ગ્રહ તો ખગોળવેત્તાઓને હજુ એક ગૂઢ રહસ્યરૂપે જ રહેલો છે. સૂર્યની નજીક તે આવેલો હોય, ગરમ હવા તે પર હોય; પણ વાદળાંના એવા ઘટ્ટ આવરણથી તે ઘેરાએલો છે કે દૂરબીનની આંખ પણ એ આવરણ ભેદી શકતી નથી. એટલે એની સપાટીની કશી બાતમી મળતી નથી. એના વાતાવરણનું સૌથી ઉપલું થર રંગપટ (સ્પેક્ટ્રોસ્કોપ)માં કશો પ્રાણવાયુ બતાવતું નથી. છતાં એની નીચે એ નહિ જ હોય એમ માની લેવાનું નથી. કેટલાક તો એને જબરા સમુદ્રોવાળો ભેજવાળો ગ્રહ પણ માને છે. પણ એના પૃષ્ઠ સંબંધે કશો ચોક્કસ નિર્ણય ન આપી શકાય.

આમ, આપણે સૂરજના પરિવાર પરની સજીવતાનો આખો પ્રશ્ન વિચારી રહેવા આવ્યા છીએ ત્યારે એક વાત કહી લીધા વગર છૂટકો જ નથી. અને તે એ કે, બીજા ગ્રહો પર વસતિની સંભાવનાનો ફેંસલો આપવા પહેલાં આપણી મર્યાદા સમજી લેવી જરૂરી છે; કારણ આપણે પૃથ્વીવાસીઓ ત્રણ પરિમાણમાં જ જીવનારાં પ્રાણી છીએ.

આ 'પરિમાણ' તે વળી શું, એ સવાલ કદાચ તમે પૂછશો. એનો ઉત્તર એ કે આપણને પદાર્થની લંબાઇ, પહોળાઇ અને જાડાઇનો જ માત્ર ખ્યાલ છે, જે એનાં ત્રણ પરિમાણો થયાં. બે પરિમાણોની દુનિયામાં આપણે જીવતા હોત તો આપણે સઘળા પદાર્થો માત્ર સીધી રેખા રૂપે જ જોઇ શકત. દાખલા તરીકે મેજ પર એક સિક્કો મૂકો. તમને એ ગોળ દેખાય છે તેનું કારણ તમે એ ઉપરથી જુઓ છો. એને બદલે સિક્કાની સમસપાટીએ જ તમારી આંખો ગોઠવો હવે એ જ સિક્કો સીધી રેખા દેખાય છે ને?

આમ બે પરિમાણના સપાટ જગતમાં કશી આકૃતિ જ ન રહે—લાંબીટૂંકી રેખાઓ સિવાય આપણી ત્રિકોણ, ચોરસ, વર્તુલ કે ષટ્કોણની આકૃતિઓનો બે પરિમાણના અધિવાસીને કશો ખ્યાલ જ ન આવે. એ જ મુજબ એક જ પરિમાણમાં જીવતી કોઇ દુનિયા હોય તો તેની દુનિયા રેખાને બદલે માત્ર બિંદુઓની જ બનેલી હોય.

હવે પરિમાણનો ખ્યાલ તમને આવી ગયો ને? આઇન્સ્ટાઇન કહે છે કે આપણને જ્ઞાત ત્રણ પરિમાણો ઉપરાંત એક ચોથું પરિમાણ પણ આવેલું છે. એ ચોથું પરિમાણ ભૂમિતિની પરિભાષામાં સમજવું તમને અઘરું પડશે. 'કુમાર'ના ૧૭૪મા અંકમાં એ ચોથા પરિમાણની જ વાત આવી ગઇ. એ વાંચી લેજો અને પછી વિચારજો કે બીજા ગ્રહો પર એ ચારે પરિમાણમાં જીવતી કોઇ જીવસૃષ્ટિનો સંભવ છે કે નહિ.

'અનિકેત'



# રામબાગ પ્લાન્ટેશન્સ

## આદર્શ બાગબાનીના એક પ્રશસ્ય પ્રયત્નની કથા

**આ**જથી ત્રણ વર્ષ પહેલાં ત્યાં મગફળીનું એક ખેતર હતું. વર્ષોની બેદરકારીને લીધે કસહીન બનેલી જમીનમાંથી એકાદ ખેડુત કુટુંબનો નિર્વાહ મહામુશ્કેલીએ ચાલતો, અને એ ધરતીમાતામાં એથી વિશેષ ઉદારતા હોવાની કલ્પના જ કોઈને આવી ન હતી. એ દરમ્યાનમાં ગ્રામસુધારણાનું પ્રચંડ મોજું આપણા રાષ્ટ્રજીવન પર આવી ચૂક્યું હતું, અને એમાંથી અનેક કાર્યકર્તાઓ કાંઈક સક્રિય યોજના ઘડવાનું બળ મેળવી રહ્યા હતા.

કાઠિયાવાડના આ કાર્યકર્તા શ્રી રામજીભાઈ હંસરાજે પોતાની સંપત્તિને બીજા ઉદ્યોગોમાંથી વાળી લઈ ગ્રામોદ્યોગમાં રોકવાની શરૂઆત એ પહેલાં જ કરી દીધી હતી. તેમનું લક્ષ આ દિશા તરફ દોરાયું અને પરિણામે, આજ ત્રણ વર્ષના ગાળાએ તો એ ચિત્રમાં અજબ રંગ પૂરી દીધા છે. આજે ત્યાં આપણને કુદરતની પરમ સમૃદ્ધિ અને માનવીની નિર્માણશક્તિનો સુંદર સંયોગ જોવાનો મળે છે; અને દિનદિન વધતી જતી વસતિના પોકારને આહ્વાન દેતો વીસેક કુટુંબોને નિભાવતો, વર્ષોજૂનો દેખાતો 'રામબાગ' અહીં ખડો થઈ ગયો છે. આજે એ બાગને ફરતી એક સંસ્કૃતિ રચાઈ રહી છે. ખેતીની જૂની પરંપરા, જેમાં જમીન તથા હવાને ભાવતું બીજ તથા બીજને અનુકૂળ ખાતર અને પાણી, એટલાં જ તત્ત્વો તરફ લક્ષ અપાતું, એમાં આ બાગના નિર્માતા શ્રી રામજીભાઈએ યોજનાનું ચોથું તત્ત્વ ઉમેરીને એનો આખો દિદાર પલટાવી નાખ્યો છે. એમણે સમયના પટ પર બાગના ભાવી વિકાસક્રમનો નકશો અગાઉથી કલ્પી કાઢ્યો; અને પછી, જેમ પ્લાન ઉપરથી યંત્રનો નમૂનો બનાવવામાં આવે છે એમ, એ સમયના નકશાની એકેએક રેખાને બાગના સ્વરૂપમાં ઝીણવટથી ઉતારવા એમણે તકેદારી રાખી છે. અને એથી જ આટલા ટૂંકા સમયમાં એ બાગ કૃષિશાસ્ત્રની માત્ર પ્રયોગશાળા રહેવાને બદલે આખું વિદ્યાલય બની ગયો છે.

આ બાગ જોતાં વનસ્પતિઓની મૂંગી સૃષ્ટિ જાણે આપણી આગળ સજીવ લાગવા માંડે છે, અને એમાં પણ કોઈ વિશિષ્ટ પ્રકારની સમાજવ્યવસ્થા હોવાનો ભાસ થાય છે. કેટલાક છોડ બીજાની છાયામાં જ ઊગી શકે, કેટલાંક ઝાડ ફૂલ કે ફળ તો ન આપી શકે, પણ પોતાનાં ખડતલ શરીરથી પવનના ઘા ઝીલી પોતાનાં પાડોશીઓને આરામથી વધવા દઈ શકે, કેટલાક એવા લાંબા ડાંખળા ફેલાવીને બેસે કે આસપાસમાં કોઈ પાડોશીને સહન જ કરી શકે, ત્યારે બીજાં કેટલાક એવાં રસિયાં હોય કે પાસે કોઈ મિત્ર હોય તો જ તેને મઝા આવે, અને બીજાં કેટલાક



રામબાગ પ્લાન્ટેશનના સ્થાપક અને સંચાલક
શ્રી રામજી હંસરાજ



રાગબાગના રસ્તા ઉપરથી ધારી બાગનું દર્શન

વળી આરામનાં શોખીન હોવા છતાં એવાં ઘડાઈ ગએલાં હોય કે પ્રસંગ આવ્યે માગી મોટરમાં બેસનારની જેમ સાંકડમોકળમાં પણ ચલાવી લે; કેટલાક છોડને શીઆળાની ગુલાબી ઠંડી પસંદ આવે અને કેટલાક ગરમી હોય તો જ ખુશમિજાજમાં રહી શકે. આમ, દરેક વનસ્પતિની ચિત્રવિચિત્ર ખાસીઅત હોય છે. આપણો ખેડુત પણ આ બધી વિચિત્રતાઓથી પરિચિત તો હોય છે; પણ એ બધાંને જમીન અને સમયના વિસ્તારમાં યોજનાબદ્ધ કરવામાં—કયી વનસ્પતિને ક્યાં, કોનાથી કેટલે છેટે, વરસના કયા ભાગમાં વાવવી જેથી બધાં અને એટલી ઓછી જમીનમાં પોતપોતાનો વિકાસક્રમ બીજાને અંતરાયરૂપ થયા વગર પોતાની રીતે સાધી શકે એ બધું નક્કી કરવામાં ઘણી જ ચીવટ રાખવી જોઇએ છે. અને એ બધાં પછી પણ આર્થિક દૃષ્ટિ તો સતત સચવાઇ રહેવી જ જોઇએ. એ બધી મર્યાદાઓમાંથી સંપૂર્ણ સફળતા આપે એવો માર્ગ નક્કી કરવા માટે ખૂબ તૈયારી જોઇએ. આ સઘળી તૈયારીનું સંપૂર્ણ સ્વરૂપ તો બાગ જોવાથી જ સમજાય તેમ છે.

તમે બાગમાં પ્રવેશો છો કે તરત તમારી નજર સામેની પશુશાળા અને બાજુના ખાતરના ખાડાઓ પર પડે છે. પશુશાળા એકદમ સ્વચ્છ છે. તમે ધારો તો ત્યાં સૂઇ પણ શકો; કેમકે પશુધનની કાળજી માટે તો એ જરૂરનું ખરું જ, પણ ઉપરાંત એના નીકળતા એ ખાતરને વધુ સમૃદ્ધ બનાવવા ત્યાંની માટી પણ ખોદાઇને દર પખવાડિયે ખાતરના ખાડામાં આવી જાય છે. દૂર સંડાસની ઉપાડી શકાય એવી ટટ્ટીઓ પણ ફરતી રહી દર અઠવાડિયે નવા જ ક્યારાને ફળદ્રુપ બનાવે છે. પાસે જ પાવરહાઉસ છે: અને અહીં પણ, એરોપ્લેનની માફક, વૃક્ષોના જીવનમરણનો પ્રશ્ન હોવાથી પંપો માટે બે એન્જીન રાખવામાં આવ્યાં છે. પંપથી ખેંચાતા પાણીમાં વિદ્યુતનો પ્રવાહ એક નાના ડાયનેમોમાંથી સતત વહેતો રહી પાણીને વધારે તાઝગી આપે છે. કહે છે કે આ ઇલેક્ટ્રોકલ્ચરથી (આવા બીજા પણ બે પ્રયોગો જરા જુદી રીતે ત્યાં કરવામાં આવે છે) ઝાડ વધુ તંદુરસ્ત બને છે. બાજુના ઑફિસમાં તમને આખા પ્લાન્ટેશનનો નકશો જોવા મળે છે. પ્લાન્ટેશનના દરેક વિભાગનું જુદું નામ અને નંબર છે, અને એ દરેકનું સ્થાન તથા તેમાંનાં ઝાડો સંબંધી સંપૂર્ણ માહિતી અહીં આપેલી છે. એ વિભાગો-નાં નામ પણ સંસ્કારી કુટુંબનાં બાળકોનાં નામ જેવાં છે, કેમકે એની કાળજી પણ એવી જ લેવાય છે.

તમે પ્લાન્ટેશનમાં આગળ વધો છો. અહીંનો મુખ્ય પાક પોપૈયાં અને કેળની જુદી જુદી જાતોનો છે. એ બધી જાતોનાં નામ પણ અત્યારે તો યાદ નથી આવતાં. પણ પેલા 'મધુબિંદુ' પોપૈયો (પોપૈયાની એક ખાસ જાત) ખાધો છે એટલે યાદ રહ્યો છે. આ પોપૈયાનો એવો સુંદર વિકાસ થાય છે કે તેને દસ મહિને જુવાની આવ્યા પછી એને પાંદડે પાંદડે થડ ઉપર લગભગ જમીનને લાગીને એટલે દોઢબે ફૂટથી પોપૈયાં બેસે છે! (આ કવિતા નહિ પણ હકીકત છે; જોકે એ પોપૈયામાં કવિતા ઉપજાવવાની શક્તિ હોય એવું તો લાગે છે!) આ બે વૃક્ષ (પોપૈયાં અને કેળ) તો તુરત ફળનારાં અને તેથી બાગને વહેલી તકે આર્થિક દૃષ્ટિએ સ્વાશ્રયી કરનારી વનસ્પતિ તરીકે જ ઉપયોગી છે. પણ એ ઉપરાંત બાગના વિકાસમાં લાંબે



રામબાગનું પ્રવેશદ્વાર: સામે દેખાતી મઢૂલીમાં ઑફિસ અને ઉપાહાર સ્થાન છે

ગાળે મહત્ત્વ મેળવવા નિર્માએલા આંબા અને નાળીએરીનાં ઝાડ તથા પ્રયોગદશામાંથી પસાર થઈ રહેલાં કપૂર, પીપરમીન્ટ, લીંડીપીપર, ગીનીઘાસ, કૃષ્ણવેલ, શુક્કંદ, જાયફળ, દ્રાક્ષ એ બધાં પણ બાગની યોજનામાં પોતપોતાને સ્થાને આવી ગયાં છે. અને એ પછી વધુ કીમતી ઝાડોની વચ્ચે સમયના લાંબા ટૂંકા ગાળા માટે પડતી 'વૅકન્સી' (ખાલી જગ્યા) પૂરનારાં તાંદળજો, ડૉલીકૅસ, તનમનીયાં, પ્રતાનગૌરી, લલિતભાજી (Lettuce), મરચાં, ગાજર, ડુંગળી, લસણ, રીંગણાં ઇત્યાદિ, અથવા તો બાગની લીલી હરીઆળીમાં રંગ અને સુગંધ પૂરવા માટેનાં ગુલાબ, રાતની રાણી વગેરે પણ યોગ્ય ક્રમમાં ગોઠવાઈ ગયાં છે. કોને ક્યારે દાખલ કરવા, ક્યાં દાખલ કરવા, ક્યાં આસન આપવું અને કેટલી મોકળાશ આપવી એનું બજેટ અગાઉથી એવી કડક રીતે ઘડાઈ ગયું છે કે પછી તેનું પાલન તો યાંત્રિક રીતે જ થયે જાય છે.

બાગને બે છેડે બે જુદાં જ સૃષ્ટિસૌંદર્યો પર પડતી ચોકીદારની કોટડી પરની અગાસીઓ છે. એકના ઉપરથી તમારી નજર છેક ગિરનાર સુધીનું દૃશ્ય જુએ છે, અને બીજી પાસેથી શેત્રુંજી ચાલી જાય છે અને એની ભેખડ ઉપરથી તમારી દૃષ્ટિ પાછી પડે છે.

તમે થોડી વાર ત્યાં હવા ખાઈ 'અતિથિગૃહ'માં આવો છો. પછી તમને કૃષિમાં સાચો રસ હોય અને પ્રશ્નો પૂછો તો બાગની આર્થિક શક્યતાઓ તમારી પાસે રજૂ કરવામાં આવે છે. અને અહીં તમને યોજનાશક્તિનો એક સુંદર નમૂનો જોવા મળે છે. તમારા હાથમાં બાગના 'દૈનિક અહેવાલ'નું એક છાપેલું પત્રક આવે છે. એમાં ગઈ કાલે કેટલું કામ બાકી હતું, આજે કયા એન્જીનથી, ક્યાં અને કેટલા કલાક પાણી પાયું, કાલ માટે કેટલું કામ બાકી રહ્યું, કેટલું બળતણ વપરાયું, કેટલી મજૂરી ચડી, બીજો શો ખર્ચ થયો, એ બધું બતાવેલું હોય છે. વળી આવક અને ખર્ચનો ખાતાવાર દૈનિક હિસાબ અને સુદી એકમથી આજ સુધીનો બંને બાજુનો એકંદર સરવાળો પણ બાંધેલો હોય છે. અને તે ઉપરાંત ફળઝાડોની વિશેષ હકીકત, દૈનિક હવામાનની નોંધ, એન્જીન તથા પંપની હાલત, તેલની શીલક અને મુલાકાત લેનારા કોઈ તજ્જ્ઞના અભિપ્રાય વગેરે પણ ટૂંકમાં બતાવેલ હોય છે. આ બધી હકીકત રોજની રોજ પૂરાઈ એ ફૉર્મ નિયામક જ્યાં હોય ત્યાં તેમના પર મોકલાય છે. બધી આવશ્યક વિગતોની ચૂંટણી એવી દીર્ઘદૃષ્ટિથી એમાં કરવામાં આવી છે કે બાગ સંચાલનનું કામ ગમે ત્યાં દૂર બેઠાં પણ તે વડે કરી શકાય છે.

આમ વ્યવસ્થિત રીતે થતી ખેતીની શક્યતાઓ બાગમાં મૂર્તિમંત થાય છે. અને જોકે એ બાગ અને એનું ઉત્પન્ન ખાનગી માલિકીનાં છે, છતાં એના વિપુલ ઉત્પાદને શક્ય બનાવેલ અન્ન અને રોજગારમાં તો પ્રજાનો પણ ભાગ છે. એ ઉપરાંત એ પ્રયોગમાંથી મળી શકતું જ્ઞાન કાર્યપ્રણાલીની વધુ અને વધુ સુરેખ બનતી જતી રૂપરેખા પ્રજાની માલિકીનાં કરવાની ભાવના એના સર્જનનું બીજ હોવાથી સૌ કોઈને એ પ્રયોગ જોવા આવવા એના ઉત્પાદક નિમંત્રણો આપતા જ રહે છે. જે શ્રીમંતો પોતાની મૂડી રોકવા માટેનાં નવાં ક્ષેત્રોની શોધમાં હોય, જે વિદ્યાર્થીઓ કૉલેજના શિક્ષણ પાછળ નિષ્ફળ જતા દ્રવ્યનો વધુ વ્યવહારુ ઉપયોગ કરવા તત્પર હોય, અને ખાસ




થડની જડથી તે ટગલી ડાળ સુધી લેલૂંબ
પોપૈયા ઉતારતો મધુબિન્દુ પોપૈયો

ફરીને તો આપણા રાજવીઓ જેમની મહત્ત્વાકાંક્ષા અને ખર્ચ વધવા સાથે જમીન રબારની માફક લાંબી થઈ ન શકતી હોવાથી બીજા કૃત્રિમ માર્ગે એ મૂંઝવણનો ઉકેલ શોધવા પ્રેરાતા હોય, એ બધાને દિશાસૂચન કરવા તેઓ હમેશા આતુર રહે છે. કારણકે તેમની દૃઢ માન્યતા છે કે ગ્રામસુધારણાની યોજનાને સફળ બનાવવા માટે જે વર્ગના હાથમાં લગામ છે એ વર્ગ આગળ પોતાનો પ્રયોગ ખુલ્લો મૂકવાથી જ તેની સાર્થકતા થાય તેમ છે.

ઉપર આપણે નિર્માણની દૃષ્ટિએ બાગનું અવલોકન કર્યું. પણ શ્રી રામજીભાઈ પોતાની બધી પ્રવૃત્તિઓને દેશહિતની વ્યાપક દૃષ્ટિએ હમેશાં જોતા રહ્યા છે એમ હું જાણું છું, અને વળી એમની જ એક પુસ્તિકા 'જરા આંખ ઉઘાડો' ઘણા વખત પહેલાંના મારા હાથમાં આવી છે ત્યારથી મને પણ એ જ દૃષ્ટિએ બધા ઉદ્યોગો જોવાની ટેવ પડી છે, તેથી એક નમ્ર સૂચન અહીં સાથોસાથ કરી લેવાની મારી ફરજ સમજું છું. મારી સામે બાગના 'દૈનિક અહેવાલ'નું ફૉર્મ પડ્યું છે. તેમાં હું જોઉં છું કે ઉપજ ખર્ચના ખાતાઓ પૈકી ઉપજવાળો બધો ભાગ હિંદમાં જ ખતમ થતાં ઉત્પન્નમાંથી આવે છે, જ્યારે ખર્ચ વિભાગમાંના એક આઇટેમ ક્રૂડ ઑઇલની દોરી લંબાની સીધી હિંદ બહાર ચાલી જાય છે. આથી બાગ તો જોકે અવશ્ય નફામાં જ રહે છે; પણ પ્રશ્ન સહેજે ઉદ્ભવે કે હિંદનું ગાજવું નફામાં છે? અને જો ન હોય તો એવી કોઈ યોજના શક્ય નથી કે બાગની કમાણી એ રાષ્ટ્રીય દૃષ્ટિએ હિંદની પણ કમાણી બની રહે?

એટલું તો સમજી શકાય એવું છે કે આપણે ઉદ્યોગ કર્યા વિના ઉત્પન્ન ન કરી શકીએ, અને ઉદ્યોગ માટે અત્યારના સંકળાએલા જગતમાં પરદેશથી આવતા માલ વિના ચલાવી પણ ન શકીએ. જોકે આપણને બાગાતની બાબતમાં પરદેશની ધૂંસરીમાંથી મુક્ત રાખી શકે એવી એક વસ્તુ સ્ટીમ એન્જીન છે. પણ કદાચ પરદેશી કંપનીઓના તેલના કુવાઓને ઉત્પન્ન આપવા ખાતર જ ખાનગી સ્ટીમ એન્જીનો ઉપર એવાં કડક નિયંત્રણો મૂક્યા છે કે તેનો પ્રયોગ આપણે કરી જ નથી શકતા. એ બધી દૂરની વાત છે. પણ વર્તમાન મર્યાદાઓમાંથી પણ આપણે હિંદનું જમા ઉધારનું પાસું સરભર કરવા બનતો પ્રવાસ કરવો જ જોઈએ.

અને એ ખાતું બે રીતે સરભર રહી શકે: કાં તો ઉત્પન્નનો એકાદ ભાગ એવો હોય કે આપણે તે પરદેશને વેચી તેઓની પાસેથી આપણાં આપેલાં નાણાં પાછાં એકઠાં શકીએ. જેમકે મગફળી, એરંડી, અળશી, કપાસ પરદેશથી એ પૈસો લાવનારી વસ્તુઓ છે. અથવા તો ઉત્પન્નનો એકાદ ભાગ એવો હોય કે પરદેશ પૈસો જતો અટકાવી શકે. જેમકે શેતુર, લાખ, પેપ્સીન વગેરે. આપણી આયાતની ચિજો દેશમાં થતી હોય તેથી વધુ ઉત્પન્ન થવા માંડે તો એટલું



મધુબિન્દુ સ્વાદમાં તેવાં જ કદમાં પણ નાની છે અને માણસના માથાબાથ જેવડાં પોપૈયાં ઉતારે છે

આપણે પરદેશથી ઓછું લાવવું પડે.* હવે આ કસોટી-માંથી પસાર થઇ શકે એવી કેટલી વસ્તુઓ અહીં ઊગતી હશે? સંભવ છે કે તાજાં ફળશાક પ્રજાની તંદુરસ્તીમાં વધારો કરતાં હોય અને એટલા પૂરતો પરદેશી દવાઓ, ટૉનિક્સ અને મીઠાઇ પરની ખાંડ એ બધાંને ફટકો લાગતો હોય. અને નહિતર પણ પ્રજાને પ્રજીવકોવાળો ખોરાક સોંઘો મળશે તો પછી તેની તાકાત તો વધશે જ. એ ફાયદો અવશ્ય છે; અને એની સામેના ત્રાજવામાં લાખો મણ પરદેશી તેલ વિસાતમાં પણ નથી, છતાં એ હિસાબ કોઇનો!

મને લાગે છે કે કપુર, પીપરમીન્ટ, દ્રાક્ષ, નારંગી એ બધાંની ઉપર થઇ રહેલા પ્રયોગોની પાછળ આવી જ કોઇ ગણતરી બીજરૂપે હશે; કેમકે શ્રી રામજીભાઇ જેવા નિષ્ણાત વેપારી અને ચુસ્ત દેશભક્તની દૃષ્ટિ હેઠેથી આ વસ્તુ છટકી ગઇ હોવા સંભવ નથી. પણ જે બાગને બાગબાનીના આદર્શ તરીકે દેશસમસ્ત આગળ રજૂ કરવાનો અંતિમ હેતુ છે, એના હિસાબની યોજનામાં—એના દૈનિક અહેવાલના ફૉર્મ ઉપર જ—આ તત્ત્વ મુખ્ય સૂત્ર રૂપે સ્વીકારાવું જોઇએ. એમ થવું હજુ બાકી રહ્યું છે એ મારી ફરિયાદ છે. આ તત્ત્વનો સ્વીકાર રાષ્ટ્રીય દૃષ્ટિએ જોઇ શકતા દેશપ્રેમીઓના હાથ નીચે ચાલતા બધા ખાનગી ઉદ્યોગોમાં પણ પ્રતિજ્ઞાના જેટલા જ આગ્રહથી થવો જોઇએ એમ હું માનું છું, અને તેથી શ્રી રામજીભાઇને પણ મારી વિનંતિ છે કે તેમણે બાગની યોજના જેવી સફળ બનાવી છે એવી જ સફળતાથી તેમાં આ ગણતરી ઉમેરવા પ્રયાસ કરે. કેમકે તેઓ એ વસ્તુ પાર ઉતારી શકે તેમ છે એવી મને શ્રદ્ધા છે. હરિકૃષ્ણ વ્યાસ

* અહીં એક વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે કે આપણો કાચો માલ પરદેશને આપવામાં આપણને ખોટ છે એ દલીલ ભ્રમ ભરેલી છે. ખરી ખોટ તો એ કાચો માલ પાછો પાકો થઇને આવે ત્યારે ખરીદવામાં છે બાકી આપણી જરૂર ઉપરાંતનો કાચો માલ પરદેશને વેચવો એ તો ખેતીપ્રધાન દેશને માટે વેપારનો એક જ શક્ય માર્ગ છે જે માલ અહીંથી કાચો પરદેશ જઇ અહીં પાકો થઇને આવે તે મારફત આપણને ખોટ જાય છે. તે અટકાવવાનું કામ ખેડુતનું નહિ પણ છે તે માલની સાથે સંકળાએલા ઉદ્યોગોનું છે. ખેડુને તો એવો માલ ઉત્પન્ન કરવો જ જોઇએ, પછી એ દેશ ખરીદે કે પરદેશ.



## મેંદીનાં પાન

### જેનો ખરો રંગ જો લાગશે તો સદા તમારા આત્માને સોહાવી રહેશે

વિનય વાવો ને મૈત્રિ લણો; એખલાસ વાવો ને પ્રેમ લણો.

ગ્રહણમાં નહિ પણ અર્પણમાં પ્રેમનો સાચો વિકાસ છે.

કંઇ ન કરવામાં આપણો વખત નથી બગડતો એટલો ન કરવા જેવાં કે નકામાં કામો પાછળ બગડે છે.

આ ચાર વસ્તુઓ કદી પાછી નથી આવતીઃ બોલેલું વેણ, છૂટેલું તીર, ગુમાવેલી તક ને વીતી ગએલી પળ.

જ્ઞાન એ સુખમાં ભૂષણ છે, દુઃખમાં વિસામો.

આપણે જીવનમાં જમા મૂક્યું હશે એથી વધુ એ નહિ આપી શકે.

# Our Friends Abroad

## હિંદી મિત્રોને મળેલા પત્રો

અમેરિકામાં પત્રવ્યવહાર કરવા જેવા મિત્રો:

Mr. Bob Jones (19)
121 C. Florida st., ERANSVILLE, Indiana U.S.A.

પોતાનું નામ કુમારમાં પ્રસિદ્ધ થાય એ માટે ખૂબ આતુર છે. લખે છે કે, 'will appreciate this favour very much and if you charge to publish names I would be glad to pay for it.'

Mr. George Carmen (16)
Mr. Robert White (21)
1764, Puritan Avenue DETROIT Michigan

આ બે મિત્રોએ એક જ કાગળમાં પોતાનાં સાથે નામ આપ્યાં છે. વિજ્ઞાન, Natural History વગેરે વિષયોમાં રસ ધરાવે છે. ટિકીટો, સિક્કા વગેરે સંગ્રહ કરવાની વસ્તુઓની આપલે કરશે.

### ઑસ્ટ્રેલિયા જોડે પત્રવ્યવહાર

જો કોઇને ઑસ્ટ્રેલિયા જોડે પત્રવ્યવહાર કરવા ઇચ્છા હોય તો Mr. Kantilal V. Mehta, Teppanelum Post, Rockfort (South India) એ સરનામે લખવું. તેઓ ઑસ્ટ્રેલિયાની એક લીગના હિંદ ખાતેના સેક્રેટરી છે.

કચ્છ અંજારના વતની પણ કલકત્તામાં વસતા ભાઇ મૂળરાજ અંજારિયા પરદેશી પત્રવ્યવહારના એક ઉત્સાહી સંચાલક છે. (C/o એલ. કે. મેઘાણી–૧૪ અમરતલ્લા સ્ટ્રીટ કલકત્તા, એ એમનું કાયમનું સરનામું છે) પોતાને વતન જતાં તેઓ કુમાર કાર્યાલયને મુલાકાત આપી ગયા તે વખતે તેમનો મને પરિચય થયો. એમણે પોતે અને એમના મિત્રમંડળે ઑસ્ટ્રેલિયાના કુમારો જોડે પત્રવ્યવહાર બાંધ્યો છે તે પૈકી એક પત્ર અહીં રજૂ કર્યો છે. ભાઇ મૂળરાજ પાસે ઑસ્ટ્રેલિયાના ઘણા મિત્રોનાં સરનામાં છે. જેમને એની જરૂર હોય તેમણે એમની જોડે પત્રસંબંધ જોડવો.

(ઑસ્ટ્રેલિયાથી આવેલ મિસીસ મેટકાફના પત્રનો સાર)

'મેં જાણ્યું છે કે હિન્દુસ્તાનમાં જુદા જુદા પ્રાંતના લોકો પરસ્પર સહેલાઇથી વાત કરી શકતા નથી, પણ હિંદુસ્તાની ભાષાએ આ પ્રશ્નને હળવો બનાવી મૂક્યો છે. એક કરતાં વધારે ભાષાઓનું જ્ઞાન કોઇ પણ રીતે નુકસાનકર્તા તો નથી જ; કેટલીક વાર તે અનહદ ઉપયોગી થઈ પડે છે. હું જાણું છું કે હિંદી નેતાઓ જ્યાં અનુકૂળ પડે ત્યાં હિંદીમાં જ વ્યવહાર ચલાવવા માગે છે... બ્રિટન એટલી તો કટોકટીમાં મૂકાયું હતું, કે ઉદારશીલજોખીખાના પ્રશ્નમાં તેને માટે બીજો કોઇ અનુકૂળ માર્ગ ન હતો. હમણાં પરિસ્થિતિ કંઇક વિચિત્ર છે. . મહાત્મા ગાંધી તમારા દેશને માટે ઘણું કરે છે. પરંતુ તે ઉપવાસ કરીને પોતાનું શરીર કેમ આટલું નબળું પાડી નાખે છે? જ્યારે તેમના ઉપવાસ છોડવાની મેં વાત સાંભળી ત્યારે હું ઘણી જ રાજી થઇ... જર્મની પોતાનાં સંસ્થાનો પાછાં મેળવવા માગે છે, પણ હું નથી ધારતી કે એ મુરાદ બર આવે. કારણ કે ઇગ્લંડ લડાઇ માટે પૂરેપૂરું તૈયાર છે. મને બીજા દેશોની માહીતિ ઘણી જ ગમે છે. ગોરી અને કાળી પ્રજાને માટે ન્યાય સરખો જ હોવો જોઇએ, કારણ કે તે બધાં એક જ ઈશ્વરનાં બાળકો છે. મને સંગીત ગમે છે. હું જાણતી નથી કે વીણા એ કઈ જાતનું વાદ્ય છે. તમે કહ્યું તેમ જો તે તંતુવાદ્ય હોય તો ખરે જ સુંદર સ્વર આપતું હશે. મને નૃત્ય ગમે છે. તમે કહો છો તેમ અમારા રીતરીવાજો જુદા છે તે ખરું, પરંતુ અહીં બધા જ માણસો ચારિત્રહીન નથી હોતા. નાઇટ ક્લબ, કૅબૅરેટ (નાચ મંડળો) વગેરે સ્થળોએ ઘણા માણસો હાજરી આપે છે. કેટલાંક નૃત્યો અત્યંત સુંદર પણ હોય છે. તમારા ધોરણે 'નીતિ' જેવો શબ્દ કદાચ તમને આ ખંડમાં ન પણ જડે ... અહીં અમારી પોતાની પાર્લમેન્ટ હોય છે. મેમ્બરો ૮૦૦થી ૧૦૦૦ પૌંડનો પગાર વાર્ષિક મેળવે છે. પ્રજાનાં નાણાંનો મોટો ભાગ તેઓ તાણી જાય છે. (કાગળ લાંબો હોવાથી અંદરનો 'અંગિગત' ભાગ છોડી દીધો છે.)

### આફ્રિકાના હિંદી મિત્રનો પત્ર

H. P. Patani (19)
P. O. Box 586, NAIROBI, Kenya Colony.
Bri. E. Africa

કોઇ પણ હિંદી યુવક કે યુવતી જોડે પત્રવ્યવહાર માગે છે તેના પત્રની કેટલીક બાબતો અહીં આપી છે:

'કેન્યા શિકારનું કેન્દ્રસ્થાન છે. દુનિયાના દરેક ભાગના શિકારીઓ કેન્યામાં શિકાર કરવા આવે છે ઘણી અમેરિકન ફિલ્મ કંપનીઓ જંગલી જાનવરોનાં દશ્યોનું અહીં 'શૂટીંગ' કરવા આવે છે. કેન્યાનો ઘણોખરો વેપાર (લગભગ ૬૦ ટકા) જામનગરના જૈનોના હાથમાં છે. જાપાનનો માલ પણ અહીં ખૂબ ખપે છે. હિંદી વેપાર ઘટ્યો છે કારણ કે આપણા હિંદી મીલમાલેકો માલના પૅકીંગ અને બીજી ઝીણી બાબતો પર લક્ષ આપતા નથી. જોકે હિંદી સરકારે હમણાં એક ટ્રેડ કમિશનર રાખ્યો છે, પણ તે પંજાબી અને વેપારીઓ ગુજરાતી હોવાથી સુધારણાની આશા ઓછી છે. ગોરી પ્રજાને કાળી પ્રજા ગમતી નથી. સરકાર ગોરી પ્રજાને વધારે ટેકો આપે છે, આ વખતે કેન્યાની સૌથી ફળદ્રુપ જમીન ગોરાઓ માટે અનામત રાખવામાં આવી છે. કોઇ પણ એશિયાવાસી કે આફ્રિકાવાસી આ જમીનનો એક ઇંચ પણ ખરીદી શકે નહિ વળી હિંદીઓને ઑફિસર પણ નથી બનાવતા. ૯૦૦૦ યુરોપિયનો ધારાસભામાં ૧૧ બેઠકો મેળવે છે, જ્યારે ૪૦,૦૦૦ હિંદીઓ પા હિંદીઓની આર્થિક સ્થિતિ અહીંના યુરોપિયનો કરતાં વધારે સારી છે.

વિનોદ પાઠક

(ચાલુ)




## (૩) દમીશ્ક (દમાસ્કસ)—દુનિયાનું જૂનામાં જૂનું શહેર

બારદી નદી ને તેની અનેક નહેરોથી પોષાતું, બેરતના અગ્નિકોણે ફળદ્રુપ મેદાનપર આવેલું, સીરિયાનું આ પાયતખ્ત દુનિયાનાં શહેરોમાં સૌથી પુરાણું લેખાય છે. ઇરાકના ઇશાન ખૂણે ખંડેર રૂપે ઊભેલા પુરાતન બાબીલોનની પ્રાચીનતા તો તેને મુકાબલે કંઇ વિસાતમાં ન ગણાય. પ્રાચીન મિસરનાં ખોદાણોમાં પણ આ નગરનો ઉલ્લેખ મળી આવે છે. ઘણો કાળ આસીરિયા ને ઇસરાએલીઓના ઊગતા રાષ્ટ્ર વચ્ચે ભીંસાતા રહી ઇ. પૂ. ૭૩૨માં છેવટે તે આસીરિયાના રાજા પીલેઝર ત્રીજાના હાથમાં ગયું.

ત્યાર બાદ લાંબો વખત અજ્ઞાત રહી, ઇ. પૂ. ૩૩૩માં દગાખોરીથી સિકંદરના સેનાપતિ પાર્મેનિયોને હાથે પડતાં તે શહેરમાં આવ્યું. સિકંદર પછી મિસર, ગ્રીસ, આરબ, આર્મેનિયા વગેરેની સત્તા અનુભવી, ઇ. પૂ. ૬૩માં સીરિયા રોમન પ્રાન્ત બન્યું; ને દમાસ્કમાં રોમન સ્થાપત્યની અસર હજી યે નજરે પડે છે.

ઇ. ૬૩૫માં ખાલિદ-ઇબ્ન-વલિદે તે જીતી લીધું ને ચોથા ખલીફા અલીના ખૂન પછી તેના ઉત્તરાધિકારી મુઆવિયાએ મક્કાને બદલે તેને પાયતખ્ત બનાવી ત્યાં ઉમૈયા વંશ સ્થાપ્યો. ત્યાર બાદ અબ્બાસી વંશ પોતાની રાજધાની ઇરાકમાં લઇ જતાં તે વળી મિસરીઓ, કાર્મેથિયનો ને સેલજુકોના હાથમાં જઇ પડ્યું. ક્રૂઝેડ વખતે ખ્રિસ્તીઓના કાળા દુશ્મન સાલાદીનનું એ મુખ્ય મથક હતું. ત્યાર બાદ ૧૨૬૦માં મંગોલો ને ૧૩૯૯માં તૈમુર લંગને હાથે ધ્વસ્ત થયા બાદ ૧૫૧૬માં તુર્ક સુલતાન સલીમે તે લઇ લીધું. મહાયુદ્ધ પછી તુર્કોના હાથમાંથી પણ તે ગયું ને હાલ યુરોપના પ્રજાસંઘની વતી ફ્રાન્સ આખા સીરિયાનો કબજો ભોગવે છે.





અરબી શિલ્પ ને સ્થાપત્યના સુંદર નમૂના ધરાવતું દમીશ્ક ઘઉં, જવ ને મકાઇ સાથે આલુ, અંજીર, બદામ, પિસ્તાં, દાડમ, અખરોટ ને અંગુરની ઉત્પત્તિના વિસ્તારોથી એક ચમન જેવું લાગે. અહીંથી જ બગદાદ થઇને પૂર્વમાં કારવાનોની આવ-જાવર થતી. બેવડી વાળવા છતાં પણ ન તૂટે એવી ત્યાંની જગવિખ્યાત પાણીદાર તલવારો કે કિનખાબનો ઉદ્યોગ આજે તો નથી રહ્યો; માત્ર ચામડા ને લાકડાપરની કારીગરી હજુ રહી છે.

ઇ. ૧૯૨૫ના ઑક્ટોબરના ને ૧૯૨૬ના મેના ફ્રેન્ચોના બૉમ્બમારાએ દમીશ્કને બદસૂરત બનાવવામાં બાકી નથી રાખી. છતાં એની પ્રેક્ષણીયતા હજુ ટકી રહી છે, જેમાં સેન્ટ જૉન બાપ્ટિસ્ટનું દેવળ તોડીને બનાવેલી ઉમૈયા મસ્જિદ મોખરે આવે. ત્રણ લાખ જેટલી વસતિ ધરાવતા, ચમચાના આકારના આ શહેરનું હવામાન પણ કમાલ છે—શિયાળામાં બરફ પડે ને ઉનાળામાં લૂ વાય! જગતના ઇતિહાસમાં વિખ્યાત એવી આ કાળજૂના શહેરની સમૃદ્ધ ને વિપુલ પુરાણી વેપારી મહત્તા તો આજે નથી રહી, છતાં આલેપો ને ઇસ્તંબુલ, બગદાદ ને કાહિરાથી માંડી નેપલ્સ સુધી હજુ તેનો વેપાર વિસ્તરેલો છે.

←બાજુનાં ચિત્રો: ઉપર દમીશ્ક શહેરનું વિહંગદર્શન; નીચે, શહેરના પૂર્વ દરવાજાથી તે પશ્ચિમ દરવાજા સુધી સીધો જતો વિશાળ રાજમાર્ગ જે 'સીધી શેરી' (Straight Street)ના નામથી ઓળખાય છે.

રીતે એ ઝાંખરાંમાં જ માળા બાંધતું હોવા છતાં કવચિત્ આવાવર ઘરમાં પણ એના માળા જોવામાં આવે છે. એક વખત અમારા રસોડામાં એક બુલબુલે માળો બાંધ્યો હતો. બીજા આધારના અભાવે, મોભથી લટકતા છીંકાની વચ્ચે જ એણે માળો ગોઠવી દીધેલો! બચ્ચાં થયાં ત્યાં સુધી એણે ઈંડાં મૂક્યાં છે, તે એની અમને ખબર જ ન પડી. એટલું ચુપચુપ એ આવે અને જાય. એ વખતે તો એની નૈસર્ગિક વાચાળતા પણ હરી ગએલી જ દેખાતી હતી.

લડાઈ કરાવવા પાળવામાં આવે છે તે બુલબુલ આ લાલ છોગાવાળું જ.

(૨)

સફેદ ગાલવાળું બુલબુલ

એનું અંગ્રેજી નામ White-Cheeked Crested Bulbul[૫].



કદમાં ને રૂપરંગની સામાન્ય યોજનામાં ઉપરનાને મળતું, પણ ફીકાશ પડતી કાયાવાળું આપણું બીજું બુલબુલ આ. લાલ છોગાને બદલે એને બુલના કેસરી રંગનું પીછું ઉપપુચ્છ હોય છે. એ ઉપરાંત એના ગાલ સફેદ અને માથા ઉપર આગળ ઝૂકતી મોટી અર્ધગોળ કાળી કલગી હોય છે. નરમાદા બંને એક રંગે.

આ બુલબુલ વ્યાપક નથી છતાં અસાધારણ તો ન જ ગણાય. અમદાવાદની આસપાસ એ મારા જોવામાં આવ્યું નથી, પણ ધોળકા અને પાટણવાડામાં એ મારી નજરે પડ્યું છે. એ ઉપરથી આછાં ઝાડપાનવાળો પ્રદેશ એને વધારે અનુકૂળ પડતો હશે એમ મારૂં માનવું છે. એના શરીરના આછા રંગને લીધે એ લીમડા જેવા ઝાડમાં ફરતું હોય ત્યારે નજરે ચડવું અશક્ય બને છે, છતાં એના સ્વર પરથી તરત ઓળખાઈ જાય છે. 'લાલપુચ્છ'ના જેવી જ એની વાણી હોવા છતાં, ઉચ્ચારની ઢાળીમાં ફેર હોવાથી લાલપુચ્છનો અવાજ જાણનારને એની બોલીમાં રહેલો ફેર તરત જ જણાય છે.

વર્ષાનો આરંભ અને ગ્રીષ્મનો અવસાન કાળ એના ગર્ભાધાન માટે અનુકૂળ સમય છે. એ પ્રસંગે જમીનથી ૪–૫ ફૂટ ઊંચે બાવળનાં ઝાડવાં કે કંથેરની કાંટીમાં અત્યંત ઝીણી ડાળીઓ અને મૂળીઆંનો વાડકી ઘાટનો ત્રણેક આંગળ પહોળો સુંદર નાજુક માળો ગૂંથી એમાં, રતુમડા શ્વેત રંગનાં એક છેડેથી અણીદાર ૩-૪ ઈંડાં મૂકે છે. ઈંડાં પર ઘેરા મેલા લાલ રંગનાં છાંટણાં, ટપકાં ને ડાઘા હોય છે. આવા માળા મેં જોયા છે, પણ ઈંડાં મારી નજરે પડ્યાં નથી.

(૩)

લાલ થોભિયાંવાળું બુલબુલ

છેલ્લે આવ્યું લાલ થોભિયાંવાળું Southern Red—Whiskered[૬] બુલબુલ.



ગુજરાતમાં એ બારે માસ રહે છે, પણ એ સર્વસાધારણ પંખી તો ન જ કહેવાય. અમદાવાદમાં મેં એને જોયું નથી અને બીજે પણ માત્ર તારંગામાં જ એક વખત મારા જોવામાં આવ્યું છે; છતાં આબુમાં તો એ ડગલે ડગલે દેખાય છે એમ કહે છે. ઘટાનું વસનારૂં, એટલે બાગબગીચામાં ફરતું હોય છે પણ ઘાડાં જંગલ એને ગમતાં નથી.

નરમાદાના રંગદેખાવ એકસરખા હોવાથી બંનેનો ભેદ પાડી શકાતો નથી. એમનો સમગ્ર વર્ણ પ્રધાનપણે, અન્ય બુલબુલ પેઠે, પીળા કે બદામી રંગની છાયાવાળો ઘેરો. માથું અને કલગી કાળા રંગનાં. કાન પર શ્વેત ધાબું ને ધાબા ઉપર ઝૂકતું, આંખના છેડેથી લટકતું, અજાકના લાલ રંગના વાળ જેવાં પાતળાં પીછાંનું, થોભિયા જેવું ફૂમતું. શરીર હેઠળના

૫ Molpastes leucotis

૬ Osocompsa jocompsa abuensis

બાગે હાઈગી પેટ સુધાનો પ્રદેશ શ્વેતરંગે.

અન્ય બુલબુલ પેઠે એના માળા પણ જમીનથી ભાગ્યે જ ૭ સાત ફૂટ ઊંચે એ બાંધે છે, વાડ અને જાળાંઝાંખરાંમાં વાડકીના ઘાટના માળામાં નળીએ સુંવાળાં સૂકાં પાંદડાં પાથરી તે ઉપર કુમળા ઘાસ વચ્ચે, રતુમડા શ્વેત રંગનાં ખૂબ ચટાપટા કે ડાઘા-ડુઘી અને છુંદણાંવાળાં ૨-૩ ઈંડાં એ મૂકે છે.

ગ્રીષ્મ ઋતુ એનો પ્રજનનકાળ.

અસલ બુલબુલ અને નકલી બુલબુલ વચ્ચે આવો ભેદ હોવા છતાં, અને બંનેમાંના એકેયના દર્શનનો કે ગાનના ઉપભોગનો પરિચય પામ્યા વિના જ આપણા કેટલાયે કવિઓ, અકવિઓ અને સાહિત્યકારો બુલબુલના નૂર (!)નાં અને એના કંઠનાં વખાણ તથા વર્ણન આંખો મીંચીને હાંક્યે રાખે છે! हताः वयम्!

પને ઘર

## બળદ-પાડાનો ગુન્હો

(અનુસંધાન પૃ. ૩૯૮થી) માંસ, લોહી અને હાડકાંના નિચોડ રૂપે પૌષ્ટિક દૂધ માણસને મળ્યું અને ખેતીને કારણે અનાજનો પાક પણ વધ્યો, એટલે માંસાહાર કરવાની ગરજ માણસને ન રહી. ગાયબળદે આમ પોતાના ત્યાગથી અહિંસાધર્મ શક્ય બનાવ્યો.

પછી તો માણસને ભેંસના દૂધનો પણ લોભ લાગ્યો. ભેંસનું દૂધ વધારે, અને એમાં માખણનો કસ પણ વધારે, એટલે માણસે ભેંસને પાળવાનું શરૂ કર્યું અને આશા રાખી કે જેમ બળદ પાસેથી કામ લેવાય છે તેમ પાડા પાસેથી પણ લેવાય. પણ પાડો તો કાદવ-માં આળોટી જિંદગી પૂરી કરવાનો જ સ્વધર્મ ઓળખે. હવામાં ભેજ જરાક ઓછો થાય કે એના પ્રાણ કંઠે આવી જાય. એવા પ્રાણી પાસેથી નિયમિત કામ કેમ લેવાય? અને એ કામ ન આપે તો એને પાળે પણ કોણ? ભેંસના દૂધને કારણે માણસનો લોભ એવો તો વધ્યો છે ભેંસને પાળવાનું એનાથી છોડાય નહિ અને પાડો પાળવો પોસાય નહિ. માણસે નક્કી કર્યું કે હવે તો પાડાનો નાશ જ કર્યે છૂટકો. પણ નિરપરાધીની હત્યા કરતાં ધર્મબુદ્ધિ આડે આવે છે. એના ઈલાજ તરીકે ઉપર બનાવેલી વાર્તા જોડી કાઢી અને બિચારા હરિજનો પ્રત્યે જે સૂગ પોતાને મનમાં હતી તે એ રીતે પાડા સાથે જોડી દઈ એણે મનનો વસવસો મારી નાખ્યો. પણ તેમ કરતાં એણે પાડા પ્રત્યે, હરિજનો પ્રત્યે, અને પોતાની ધર્મબુદ્ધિ પ્રત્યે એમ ત્રેવડી હિંસા કરી એ એના ધ્યાનમાં ન આવ્યું.

આપણા રૂઢ ધર્મ પાછળ એવાં સાચાં તત્ત્વો ક્યાં છે તે શોધી કાઢવાં એ સમાજશાસ્ત્રનું કામ છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## મોટા માણસોની નાની વાતો

પ્રખ્યાત અંગ્રેજ કવિ મિલ્ટને આંખો ગુમાવ્યા બાદ એક કલહપ્રિય યુવતી જોડે વિવાહ કર્યો હતો, એથી એનું જીવન વિષાદમય બની ગયું. એક વખત મળવા આવેલા મિત્રે એને કહ્યું, 'તમારી પત્ની તો ગુલાબના ફૂલ જેવી છે.' મિલ્ટને જવાબ આપ્યો: 'બરાબર છે, આંધળો હોવાને કારણે એનું સૌન્દર્ય તો નથી દેખી શકાતું; પણ એના કાંટા તો દરરોજ ખૂંચ્યા કરે છે.'

❖

શ્રી સુરેન્દ્રનાથ બેનરજી એક વખતે ઇંગ્લંડમાં હિંદુસ્તાનની મહત્તા પર વ્યાખ્યાન આપી રહ્યા હતા ત્યાં વચમાં એક શ્રોતાએ પ્રશ્ન કર્યો: 'મિ. બેનરજી, તમારું હિંદુસ્તાન ક્યારે મહાન હતું એ કહેશો?'

'તમારા પૂર્વજોએ જ્યારે જંગલી દશા નહોતી વટાવી ત્યારે.' સુરેન્દ્રનાથે જવાબ આપ્યો.

❖

મહાન અમેરિકન ચિત્રકાર વ્હિસલરે તાજું એક ચિત્ર દોરી રાખેલું ત્યાં તેને મળવા ગયેલો પ્રખ્યાત અમેરિકન રમૂજી લેખક માર્ક ટ્વેઇન એ ચિત્ર પાસે પહોંચ્યો. વ્હિસલરે તેનું ધ્યાન દોરવા કહ્યું, 'એને હાથ ન લગાડશો, હજી એ તાજું જ છે.'

'વાંધો નહિ,' ટ્વેઇન બોલ્યો, મારે હાથે મોજાં છે.

❖

પ્રખ્યાત અંગ્રેજ લેખક બર્નાર્ડ શૉ એક વખત કોઈ જૂના પુસ્તક વેચનારાની દુકાને જઈ ચડતાં પોતાના જ હસ્તાક્ષર એક પુસ્તક પર જોયા. એણે 'લેખક તરફથી ભેટ' એ અક્ષરો લખી એક મિત્રને તે ભેટ આપેલું. એણે તરત જ એ પુસ્તક ખરીદી લીધું ને પહેલાંના લખાણ નીચે 'પુનઃ સપ્રેમ ભેટ' એ શબ્દો લખી મિત્રને તે મોકલાવી આપ્યું.




## હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામઃ મોકૂફ; બીજું ઇનામઃ 'આનંદ'–એન. એન. મૂળે (મુંબઈ), ત્રીજું ઇનામઃ 'તોફાની'–અનિલ પટેલ (અમદાવાદ) ઉત્તેજનાઃ 'પંકજ'–કુ ઉમા દેસાઈ (વડોદરા). નોંધપાત્રઃ (૧) ડી. ડી. બારોટ (વડોદરા), જેઠાભાઈ મિસ્ત્રી (નડીઆદ), (૩)રોશનઅલીનાશર(મુંબઈ),(૪)ચતુરભાઈ પટેલ (ભાદરવા) (૫) કે. એલ. વાધેલા (જુનાગઢ), (૬) જયંતકુમાર પંડ્યા, અને(૭) અનિલ પટેલ (અમદાવાદ), (૮) એન. એન મૂળે (મુંબઈ).

ભાઈ મૂળેનું ચિત્ર અતિશય આનંદમાં આવી ખડખડાટ હસતા બાળકનું છે. બાળકની નિર્દોષતાથી આકર્ષાઈ લોકોઈ તેની છબી પાડવા લલચાય છે કોઈપણ મકાનની ઓસરી કે મોટી બારીની નજીક, પાત્રના મુખ પર આકાશમાંથી સીધો પ્રકાશ આવે તેવા સ્થળે બાળકને બેસાડી તેને રમવા દેવું. કૅમેરા અને પાત્ર વચ્ચેનું અંતર નક્કી કરી ફોકસ ગોઠવો. ડાયાફ્રામ અને શટર–સ્પીડ ગણતરી મુજબ યોગ્ય આંકડા પર મૂકી, પછી બાળકની સાથે તમો પણ રમતમાં જોડાઓ અનુકૂળ પળે ચાંપ દાબો અને તમને સરસ ચિત્ર સાંપડશે. ભાઈ મૂળેનું ચિત્ર આવી જ રીતે લેવાયેલું હશે. તેમાં બાલ્યસહજ આનંદ છે. પ્રકાશ પણ જોઇતા પ્રમાણમાં હોઈ બાળકમાં સ્પષ્ટ ઘડતર આવેલું છે. અસલ ચિત્રને નીચેથી સવા–દોઢ ઇંચ કાપીને અહીં છાપેલું છે.

'તોફાની'માં બાળકની હઠીલાઈ આબાદ રીતે પકડાઈ છે. ચિત્રમાં બાળકને પરાણે ઠાંસીને કોઈએ મૂક્યો હોય તેમ લાગે છે કારણ કે પાડનારે આજુબાજુ જરાપણ જગ્યા રાખેલી નથી. દૂરથી લેવાની જરૂર હતી. નજીકથી લેવાના કારણે બાળકનું માથું તેના શરીરના પ્રમાણમાં મોટું દેખાય છે. ટેકનીક ઠીક છે.

કુ ઉમા દેસાઈનું 'પંકજ' ઠીક છે. પ્રિન્ટ બરાબર નથી, કૅમેરાને ડાબી તરફ જરા વધારે ખસેડ્યો હોત તો ફૂલની જમણી બાજુએ પાણીમાં ડાબી દાંડી મળીને સંયોજન બગાડે છે તે થવા પામત નહિ ઉપરથી દોઢ ઇંચ જેટલી જગ્યા કાપવાની જરૂર છે. ચિત્ર પાડનારે ચિત્ર–જગામાં આવતી સઘળી વસ્તુઓનો બરાબર વિચાર કરવો જોઇએ મુખ્ય વિષયને મદદરૂપ ને જરૂર જેટલી જ વસ્તુઓનો તેમાં સમાવેશ કરી બીજી બાતલ કરવી. કૅમેરાનું દૃષ્ટિબિન્દુ ફેરવવું. આઘાપાછા થઈ ત્રણચાર દૃષ્ટિકોણથી વિષયને નિહાળી પછી જ ચાંપ દાબવી. આમ પદ્ધતિસર ને વિચારપૂર્વક લેવાએલા સ્નૅપ સારા આવશે. આથી અભ્યાસ વધશે અને બગડી જતા એક્સપોઝરોની સંખ્યા ધીરે ધીરે ઘટશે.

બળવંત ભટ્ટ



મુસાફરઃ આ બધા નવાં નવાં કપડાં પહેરીને ક્યાં જાય છે?

બહેરોઃ જરા મોટેથી; મારાથી બરાબર નથી સંભળાતું.

મુસાફરઃ આજે કોઈ તહેવાર છે?

બહેરોઃ ના રે ના, આજે તો શુક્રવાર જ છે.!

કૅન્વાસરઃ રામ સાહેબ! આપ તો અમારા વડિલ કહેવાઓ. આપનો વોટ તો અમને અચૂક મળવો જોઈએ.

સાહેબઃ જરૂર મારો વોટ તમને મળી જ જશે અનુભવે તમારા વાક્ચાતુર્યથી આ વખતે તમે બધે કૅન્વાસીંગ કરતા માલૂમ છે.

કૅન્વાસરઃ શું કરીએ? ગરજે ગધેડાને ય બાપ કહેવો પડે!

ઘરાકઃ અને આ વધારાના દસ રૂપિયા બિલમાં શાના ઉમેર્યા છે?

ડૉક્ટરઃ મારાં ચશ્માંના—તમને ઓપરેશન કરી નાખ્યું ત્યારે જ એ ગુમ થએલાં.

વ્યાખ્યાનકારે વ્યાખ્યાન પૂરું કર્યા બાદ શ્રોતાઓને તે કેવું લાગ્યું એવો પ્રશ્ન પૂછ્યો.

એક જણ ઊભો થયોઃ સાહેબ, તમારું વ્યાખ્યાન સરસ હતું પણ તેમાં ત્રણ દોષ મને જણાયા.

વ્યાખ્યાનકાર (આતુરતાથી): અને એ ક્યા?

પેલો શખ્સઃ એક તો એ વાંચીને કરવામાં આવ્યું. બીજું, એ સારી રીતે ન વંચાયું અને ત્રીજું, એ વાંચન યોગ્ય ન હતું.

કર્નલઃ આ ચાંદ તમારી છાતીએ લટકાવતાં મને અત્યંત આનંદ થાય છે. વળી તમે જાણીને ખુશ થશો કે તમારા નામે પાંચ પૌંડની નોટ પણ બૅંકમાં જમા મુકાશે

સોલ્જરઃ આભાર, સાહેબ! પણ પાંચ પૌંડની નોટ મારી છાતીએ લટકાવી ચાંદ બૅંકમાં જમા મૂકો તો વાંધો છે?

'નેપોલિયન જર્મન હોત તો કેવું સારું?'

'કેમ? એથી શું?'

'કારણ, મેં પરીક્ષાના પેપરમાં એમ લખ્યું છે.'

દર્દીઃ મારા શરીરનું કેટલું ટેમ્પરેચર છે. ડૉક્ટર?

ડૉક્ટરઃ એક સો ને ત્રણ.

દર્દીઃ દુનિયાનો શું રેકૉર્ડ છે?

કોર્ટમાં ઘોંઘાટ ખૂબ વધી જતાં મૅજિસ્ટ્રેટ બોલ્યા, 'હવે કોઈ જરા સરખો અવાજ કરશે તો તેને બહાર કાઢી મૂકવામાં આવશે'

'હેઈ, હે...' કોર્ટના પીંજરામાં ઊભેલો કેદી બોલી ઊઠ્યો.

**ચાહે તેવી લાચારી સામે જોવાની પણ જેમની ફરજને ફુરસદ નથી એ**

# સાગરના સંત્રી

થોડા જ વખત પરની વાત છે. હેબ્રીડ્ઝની પડોશના ફ્લૅનન ટાપુઓની દીવાદાંડી પર અઠવાડિયાથી દીવો નહોતો સળગ્યો. કારણ જાણવા એક મછવો ત્યાં પહોંચ્યો, પણ ત્યાં તો કોઈ આદમીનું નામ નિશાન ન મળે. એમણે બૂમો પાડી જોઈ પણ એ બૂમોનો શોર એ રાક્ષસી ખડકોમાં પથરાએલા મોત જેવા મૌનમાં ઓગળી ગયો.

દીવાદાંડીના ત્રણેત્રણ ચોકિયાતો ગુમ થઈ ગએલા! ટેબલ પર અરધું ખવાએલું ભાણું જેમનું તેમ પડ્યું હતું. પરિસ્થિતિની આગાહી કરી શકાય એવું એકે સાધન મોજુદ ન હતું. એ એક ગૂઢ કોયડો થઈ પડ્યો ને આજ દિવસ સુધી ગૂઢ જ રહ્યો છે. સંભવ છે કે ત્રણમાંનો એક ડૂબતો હોય ને બીજા બે એની મદદે જતાં ત્રણે વળાતી પીરે હડસેલાઈ ગયા હોય. સંભવ છે કે—પણ એવી સંભવિતતાઓ કલ્પવાનો કશો અર્થ નથી. એ બદકિસ્મત ઇન્સાનો એ રહસ્ય પણ પોતાની સાથે જ લઈ ગયા છે.

પણ એ ત્રણમાંનો એકે જીવતો હોત તો એક વસ્તુ તે અવશ્ય કરત. અને તે એ કે દીવાદાંડીનો પ્રકાશ તે કોઈ પણ ઉપાયે પ્રજ્વલિત રાખત. કારણ, સાગરના એ સંત્રીઓનો પહેલો બોધપાઠ જ એ હોય છે કે, 'પ્રકાશ કદી બુઝાવો ન જોઈએ.'

અને ધારો કે એ પ્રકાશ ફેંકતી યાંત્રિક ચાંટીઘુરી કદી નિષ્ફળ નીવડી તો? એક દીવાદાંડીના રક્ષકને થોડા વખત પર જ એવી મુસીબતનો સામનો કરવો પડેલો. ગમે તેટલી મહેનત છતાં યંત્ર ચાલુ જ ન થાય. પણ તેની ફરજ એવી લાચારી સહેવા તૈયાર ન હતી. એ આખી રાત હાથે યંત્ર ચલાવી એણે પ્રકાશ અક્ષુણ્ણ વહેતો રાખ્યો.

એથી યે કપરો પ્રસંગ એક બીજા રખેવાળને અનુભવવો પડેલો. ધુમ્મસનું જાડું પડ દીવાદાંડીને ફરી વળેલું અને એ જ ટાંકણે એ ધુમ્મસથી ચેતવવા માટેના ઘંટે કામ આપવા ના પાડી. જ્યાં સુધી ધુમ્મસ રહે ત્યાં સુધી ઘંટ સતત વગાડ્યા સિવાય છૂટકો ન હતો. છેવટે હથોડી લઈ પોતાને હાથે સતત અઠ્ઠાવીસ કલાક ઘંટ એ વગાડતો રહ્યો. ધુમ્મસ હટ્યું ત્યાં સુધીમાં તો એ સાવ લોથપોથ બની ગએલો.

જો કે સાગરના એ સંત્રીઓના જીવનમાં આવા બનાવો અવારનવાર બનતા નથી રહેતા, પણ એનો સંભવ ક્યારે યે નષ્ટ નથી થતો; અને જ્યારે એ સંભવ ઊભો થાય ત્યારે એ ખબરદાર સંત્રીઓનાં બળ અને કૌશલ્યનો તસુએ તસુ એ માગી લે છે.

અને એ માનવયત્નો સામે દરિયાની નાફરમાનીનો તમને ખ્યાલ આવે છે? મસ્ત ગર્જના મદને યે ઓગાળી નાખે એવાં મદભર્યાં મોજાં એ દીવાદાંડીઓની ભીંતો પર એવા તો જોરથી ઝીંકાય છે કે તેનું આખું ચણતર ધણધણાવી દે. ક્યારેક તેનાં પડખાં એ લપેટી લે છે તો ક્યારેક દીવાને યે છાવરી દે છે. એના ધક્કા સામે ત્રણથી સાત ફૂટની દીવાલો તો અસહાય જ લેખી શકાય. અને એનો રવ ત્યારે એટલો બુલંદ બને છે કે ગમે તેટલો ઊંચો ઘાંટો યે બીજાના કાનમાં પહોંચવા અસમર્થ નીવડે છે.

આ શું અતિશયોક્તિ લાગે છે? ઘરની સુંવાળપમાં જીવન જીવતા અલબત્ત તમે એને અતિશયોક્તિ ગણી શકો. પથ્થરથી યે વધુ કચડતા પવનનો, ટનોથી યે વધુ વજન ને શક્તિ ધરાવતાં એનાં મોજાંનો સામનો અનુભવ્યા સિવાય તમને એનો વાસ્તવિક ખ્યાલ આવવો જ અસંભવિત છે.

અમેરિકાના બોસ્ટન ઉપસાગરની નૈઋત્યે 'મિનૉટ્સ લેજ' નામે દીવાદાંડી ચણેલી છે. બે વરસે તો મહામુશ્કેલીએ એનો પાયો ખોદાઈ રહ્યો. પાયામાં સીમેન્ટ પૂરતી વખતે દરિયો એટલો તોફાને ચડ્યો કે તેની આજુબાજુ રેતીના કોથળાની કિલ્લેબંદી કરવામાં આવી ને તેમાંથી યે જે પાણી પેસી આવે તે શોષી જવા જબરી વાદળીઓ ગોઠવવામાં આવેલી.

એક કરતાં વધુ દીવાદાંડીઓ સાથે આવા રોમાંચક કિસ્સા જોડાએલા હશે. પણ ધીમેધીમે ભૂતકાળની યાદ રૂપે જ એ બની જાય છે; જ્યારે એ દીવાદાંડીઓનું નિયંત્રણ કરતા સાગરના સંત્રી સમા તેના રખેવાળોની કામગીરી તો કદી વર્તમાનકાળ નથી ઓળંગતી.

# નવી નજરે

સમાજહિતની કોઈ અદૃષ્ટ ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે ગલત-ગફલતની વિચિત્ર રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ;—જેની પાછળનું માનસ તરત આપણને આકર્ષી વિચારબળને તાજગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા

---

અમેરિકાના કેળવણીકારોએ કોઈપણ પુસ્તક કયા વર્ગના વિદ્યાર્થીઓ આનંદપૂર્વક વાંચી શકશે એ જાણવા માટે એક શાસ્ત્રીય પદ્ધતિ શોધી કાઢી છે. આ પદ્ધતિ મુજબ ગણતરી કરતી વખતે તમારા હાથમાં કોઈ પુસ્તક આવે ત્યારે તમારે આમ હિસાબ કરવો જોઈએ:

(a) પદ્ધતિસર ગણતરી કરતાં દર હજાર શબ્દોના વાચનમાં જુદા જુદા કેટલા શબ્દો વપરાયા તે ગણી કાઢવા. (ધારો કે ૧૦૦ થયા)

(b) દર એક હજાર શબ્દોના વાચનમાં એવા કેટલા શબ્દો છે જે અંગ્રેજી ભાષાના નીચેના થરના ૧૫૦૦ શબ્દની બહારના હોય, તે ગણી કાઢવા. (ધારો કે એવા શબ્દો ૧૦ નીકળ્યા)

(c) એકી સાથે ૭૫ આખા વાક્યો લઈને એમાં રચનાની દૃષ્ટિએ સાદા કરી શકાય એવા વાક્યો ગણવા. (ધારો કે ૨૫ થયા)

હવે ગણતરી કરવાની રીત માત્ર આમ જ છે:
$(a \times .0025) + (b \times .0458) + 1.294 - (c \times .0307)$

ઉપરના આંકડાઓમાં a, b, c માટે આવેલા આંક મૂકતા સાદું રૂપ ૧.૨૪૦ થાય છે. એટલે કે પહેલા વર્ગના વિદ્યાર્થીને આવું પુસ્તક બરાબર માફક આવે.

એને બદલે એવું કોઈ પુસ્તક હોય જેમાં $a = 250$, $b = 50$, $c = 10$ આમ આંકડા આવ્યા હોય તો હિસાબ કરતા માલૂમ પડે કે આ પુસ્તકનું અઘરાપણું ૪.૫ આવશે. એટલે કે ચોથા અને પાંચમા ધોરણની વચ્ચે આ પુસ્તક અનુકૂળ આવે.

ઉપર તો માત્ર શબ્દોની ગણતરીથી જ લખાણનું અઘરાપણું માપવાની વાત થઈ. અને તેનો ઉપયોગ શાળાઓ અથવા તો પ્રૌઢશિક્ષણ વર્ગો માટે જ છે. પરંતુ કોઈ પણ માણસને કોઈ પણ પુસ્તક કેટલા પ્રમાણમાં અઘરું લાગે, એ વસ્તુને પણ ગણિતમાં ઉતારવા શિકાગો યુનિવર્સિટીના સત્તાધીશો પ્રયાસ કરી રહ્યા છે. આ વિષય ઉપર થોડા જ વખત પહેલાં પ્રસિદ્ધ થયેલ પુસ્તક 'What Makes a Book Readable'માં પુસ્તકનું અઘરાપણું વધારનારાં તત્ત્વોની ચર્ચા કરેલી છે. જો કે એ બધાં તત્ત્વોને ગણિતના સંબંધથી જોડી અમુક પુસ્તક સમજવા માટે કેટલા ઔંસનું ભેજું જોઈએ એ છેવટનો નિર્ણય શક્ય બને એવી કોઈ formula તો હજુ નથી શોધાઈ. છતાં વાચનને અઘરું કરનારાં તત્ત્વોની યાદી તો હાથ લાગી ગઈ છે. આ રહ્યાં એમાં થોડાં તત્ત્વોનાં નામ:

(૧) બહુ જ વૈવિધ્યવાળાં શબ્દો
(૨) લાંબા શબ્દો
(૩) જે શબ્દોની સાથે કોઈ ચિત્રકલ્પના જાગૃત થઈ ન શકતી હોય એવા શબ્દો
(૪) ભાવવાચક શબ્દો
(૫) સમાનાર્થક શબ્દપ્રયોગો
(૬) વાક્યાંશો અને શબ્દસમૂહો
(૭) અપૂર્ણ વાક્યો
(૮) સત્વભેદ
(૯) આલંકારિક ભાષા
(૧૦) ક્રિયાપદને બદલે ભાવવાચક નામનો પ્રયોગ ઇત્યાદિ.

આમ પુસ્તકવાચનના અઘરાપણાનું માપ કાઢવાની આ બધી વિધિ માત્ર કેળવણીની દૃષ્ટિએ જ ઉપયોગી છે એમ નહિ; એ બધી વસ્તુની પાછળ જીવનનું એક નૂતન દૃષ્ટિબિંદુ પણ છે. થર્મોમીટરની શોધ થઈ ત્યારે માનવજાતને એ દૃષ્ટિબિંદુ હાથ લાગેલું. ગરમી જેવી અપાર્થિવ વસ્તુ, જેને ન તો હાથમાં પકડી શકાય કે ન એક જગ્યાએ સ્થિર રાખી શકાય, એવી ચીજને માપવી એ અનુભવ જેને પ્રથમ થયો હશે. અથવા જેને માત્ર એનો વિચાર જ આવ્યો હશે,

એ ભાગ્યશાળીની એ ક્ષણ કેવા દૈવી આનંદથી ભરેલી હશે એનો આપણને અત્યારે ખ્યાલ ન આવી શકે. કેમકે આજના જમાનામાં જ્યારે ટૂથબ્રશ અને થર્મોમીટર બંને એક જ પેટીમાં પડ્યા હોય ત્યાં થર્મોમીટરનું રોમાંચ અદ્દશ્ય થાય છે. પરંતુ એ સાદી દેખાતી વસ્તુએ માનવી કલ્પનાનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં એને પરિણામે અત્યારના વિજ્ઞાનનું આખું ચણતર ગણિત પર જ રચાયું છે. અને તે પણ એટલે દરજ્જે કે સૃષ્ટિના પાયારૂપ બધાં પ્રાકૃતિક સત્યો માટે ગણિત ચિહ્નો વપરાવા માંડ્યાં છે. અણુ પરમાણુ પણ ગણિતનાં અમુક ચિહ્નોથી જ હવે ઓળખાવા માંડ્યાં છે, અને એ અંકમય મનોદશાના પ્રદેશમાં વિચરતા સર જેમ્સ જીન્સ તો એમ જ માને છે કે ઈશ્વર જેવી જો કોઇ ચીજ જગતમાં હોય તો તે ગણિતના નિયમોનો કોઇ આત્મા જ હશે, બીજું કાંઈ નહિ!

આથી જ આજ પ્રકાશની તીવ્રતા મપાય છે, બીજે દિવસે વળી રંગના કિરણોની લંબાઇ પહોળાઇ મપાય છે, ક્યારેક મગજને અમુક વિચાર કરતાં પડેલા શ્રમનું પણ માપ નીકળે છે, અથવા તો ગણિતની ધૂન આગળ લાગણીહીન બનેલા વૈજ્ઞાનિક ચુંબનના બુચકારામાં પૂરાતા પ્રેમાવેશને પણ વિજ્ઞાનિક અંશોમાં માપવાની ધૃષ્ટતા કરે છે!

અને એમ બધી વસ્તુઓને ગણિતમય કરવાથી જ આપણી અત્યારની સંસ્કૃતિ શક્ય બની છે. કેમકે આપણી સંસ્કૃતિનો ક્રમ જ એ છે કે પ્રથમ પદાર્થની કોઇ એકાદ વિશેષતા કે ધર્મને નામ અપાય, પછી તેની ન્યૂનાધિકતાને અંકબદ્ધ કરાય, અને પછી તે માપવા માટેનાં યંત્રો યોજાય.

**અ**હીં જુદી જુદી વસ્તુઓની માપણીની વાત કરતાં આપણા જીવનમાં બહુ જ મહત્ત્વનો ભાગ ભજવી રહેલી નિશાળની પરીક્ષાઓ યાદ આવે છે. દરેક વસ્તુને ગણિતની સંજ્ઞા આપવાનાં જે પગથીઆંની ચર્ચા ઉપર કરી તે બધાં 'પરીક્ષા' એ વસ્તુને કેવી રીતે લાગુ પડે છે તે જોઇએ.

પરીક્ષાની શરૂઆત તો ઘણા જ જૂના યુગથી થઇ હશે. ખોરાક, પત્ની કે આરામનું સ્થળ મેળવવા માટે જીવસટોસટની લડાઇ લડવાનો યુગ પસાર થયા પછી તુરતમાં જ જ્યારે માણસો ઠરીઠામ થઇને નાના સમૂહોમાં રહેતા હશે ત્યારે પણ ઓછા ઘાએ શિકાર પાડનાર વધુ ચાલાક લેખાય એ જ્ઞાન મનુષ્યને સ્ફૂરેલું હશે જ. અને બુદ્ધિનો જરા વધુ વિકાસ થતાં દસ દસ ઘાએ જે વધુ ઘા નિશાન પર આંટી શકે તે સ્પર્ધામાં જીતનાર મનાતો હશે.

આજે એ વસ્તુ જરા જેટલું જ રૂપાંતર પામી છે. આજે દસ દાખલામાંથી વધારે દાખલા સાચા પાડી શકે તે વધુ હોશિયાર લેખાય, એ વાત આપણા એ જંગલી પૂર્વજના કરતાં કાંઇ વધુ ઊંડાણભરી સમજથી આપણે સમજતા હોઇએ એવું નથી. ફેર માત્ર એટલો પડ્યો છે, કે અત્યારનો પરીક્ષક સુધરેલો હોવાના ફાંકામાં દરેક દાખલાના જુદા જુદા માર્ક રાખે છે. લીમડાની ડાળની ટોચે ઘા આંટવાના કેટલા માર્ક તેમજ થડ ઉપર આંટવાના કેટલા માર્ક આપવા, આવો બારીક ભેદ બિચારો વનમાનવી પારખી ન શકતો. પણ અત્યારનો યુનિવર્સિટીનો પરીક્ષક એમ માને છે કે પોતે ધારે તો એ બે વસ્તુ માટે માર્ક આપી શકે.

અને એ બધા પરીક્ષકોની મૂર્ખાઇને ડૉ. બૅલાર્ડે બુદ્ધિમાપન ઉપરનાં પોતાનાં પુસ્તકોમાં આબાદ રીતે ખુલ્લી પાડી છે. એ પુસ્તકો માત્ર શિક્ષકોને જ ઉપયોગનાં છે એવું કાંઇ નથી. જેને જેને મગજ છે, અને એ મગજમાં વિચારકેન્દ્રો છે એ બધાને એ પુસ્તકોના વાચનથી અદ્દભુત આનંદ આવે તેમ છે.

ડૉ. બૅલાર્ડ સાબિત કરે છે કે માર્ક આપવાની અત્યારની ધોરણ વિનાની પદ્ધતિમાં પરીક્ષા આપનારાઓને ભયંકર અન્યાય થાય છે. આવા અન્યાયની સાબિતી તરીકે તે એક બહુ રમૂજી પ્રસંગ કહે છે. બે ત્રણ પરીક્ષકો પેપરો તપાસી રહેલા તેમાંના એકે સાચા જવાબ શા હોવા જોઇએ એનો પોતાને સતત ખ્યાલ રહે માટે એક પેપર પોતે જ લખી રાખેલો. સંજોગોગે એનો લખેલો પેપર બીજાઓ સાથે અટવાઇ ગયો, અને તેની સામે બેઠેલા બિરાદરને હાથે એ પરીક્ષક સાહેબ નાપાસ થયા!

આની બધી ચર્ચા પછી ડૉ. બૅલાર્ડ બુદ્ધિનાં જુદાંજુદાં ઉપાંગો માપવા માટે જુદી જુદી તરકીબો બતાવે છે. અને એ રીતે તો અત્યારે અનેક પ્રકારના

intelligence tests (બુદ્ધિ-કસોટીઓ) દરનીમાં આવેલ છે. આપણે જે વસ્તુ સાથે અત્યારે સંબંધ છે તે એટલું જ કે એ બધી કસોટીઓની રચના એવી બુદ્ધિપૂર્વક કરવામાં આવી હોય છે કે તેમાં ગણતરી આબાદ રીતે સચવાઇ રહે છે.

જેમકે બીજગણિતમાં આવો એક પ્રશ્ન આવે:

$$a^2 \times -a^5 = ?$$

☐ $a^{10}$ ☐ $a^7$ ☐ $a^{-7}$ ☐ $-a^7$

પરીક્ષા આપનારે સાચા જવાબ સામેના ચોરસમાં ચોકડી જ માત્ર મૂકવાની હોય છે. જો એણે મૂકેલી ચોકડી સાચા જવાબ સામે હોય તો તેને એક માર્ક મળે, ખોટા સામે હોય તો એક કપાઇ જાય. આથી અટકળે ચોકડી મૂકવાનો પ્રશ્ન જ રહેતો નથી.

અમેરિકાની ઘણી શાળાઓમાં આ પદ્ધતિએ પરીક્ષા લેવાવી શરૂ થઇ પણ ગઇ છે. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન અને ગણિત તથા સાહિત્ય એ બધાં આ જાતના પરીક્ષામાં ખેંચી શકાય છે. માત્ર મુશ્કેલી એટલી છે કે ઊંચા પરીક્ષાઓમાં પરીક્ષકોને સારૂં મહેનતાણું મળતું હોય છે એ જતું કરી પરીક્ષાની આવી સહેલી પ્રથા તેઓ કોઇ હિસાબે દાખલ થવા દે તેમ નથી. અને હિંદમાં તો ખાસ નહિ.

અને હવે દુનિયા એક પગથિયું આગળ વધે છે. ડૉ. બૅલાર્ડ પોતાના એક પુસ્તકમાં એવી ભવિષ્યવાણી ભાખેલી છે કે પરીક્ષાની આ નૂતન પદ્ધતિ અમલમાં આવતા એક દિવસ એવો પણ આવશે કે પરીક્ષણનું કાર્ય યંત્રને પણ સોંપી શકાય!

આ લેખકના વાંચવામાં એ ભવિષ્યવાણી લાંબા વખત પહેલાં આવેલી. અને એ ભાવિ પરીક્ષકયંત્ર માટે તેણે એક યોજના પણ નક્કી કરી રાખેલી. એ માંત્રિક પરીક્ષામાં પેપરમાં ચોકડી પાડવાને બદલે કાણું પાડવામાં આવે, અને પછી એમ કાણાં પાડેલો કાગળ યંત્રમાં મૂકતાં દરેક કાણા માટે યોગ્ય વત્તા કે ઓછા માર્કની ગણતરી રોલરો મારફત થઇ છેવટનો આંકડો કાગળ પર છપાઇ જાય એવી યોજના મારેની વિચારણા હતી.

પણ શોધખોળોની સૃષ્ટિમાં એક એવો નિયમ છે કે કશી વસ્તુ શોધવાની છે એ વિચાર તમે જગતમાં તરતો મૂકો તો સેંકડો શોધકો તમને તે શોધી આપી શકે છે. શું શોધવાનું છે એની શોધ કરવી એ જ પ્રથમનો વિકટ પ્રશ્ન છે. આથી ડૉ. બૅલાર્ડે તરતો મૂકેલો એ પ્રાથમિક ખ્યાલ અનેક શોધકોના મગજને ગતિમાન કરી રહ્યો હશે તેમાંથી બે અમેરિકન શોધકોએ આ કામ માટે સર્વાંગ સંપૂર્ણ એક યંત્ર તૈયાર કર્યું છે. એ યંત્રમાં પણ કાગળ ઉપર પરીક્ષા આપનાર પ્રથમ કાંકાં પાડે છે. પણ પછી એ કાગળ જ યંત્રમાં મૂકવામાં આવે છે. તેમાં દરેક કાણા દીઠ વીજળીક પ્રવાહ ચાલુ કરવાની સગવડ હોવાથી જે કાણાના વત્તા ગુણ હોય તે મારફત પ્રવાહ સવળો વહે છે, અને ઓછા ગુણ કરવાના હોય તેમાં અવળો વહે છે. આમ વત્તા ઓછાની બાદબાકી વીજળીક પ્રવાહના વોલ્ટમાં જ થઈ જાય છે. અને છેવટ જે રહે તેની મદદથી એક કાંટો ફરી માર્ક છાપી નાખે છે. આવા યંત્રમાં વીજળીક બળનો ઉપયોગ થઇ શકે એ સાદો અને અનિવાર્ય ખ્યાલ આ લેખકને જ કેમ નહિ આવ્યો હોય એ વિચારે શરમ આવે છે. કેમકે જો એટલો જ ખ્યાલ આવી શક્યો હોત તો બાકીની બધી ગણતરી સરળી જ ઉતરત.

**અહીં** એક બીજી વાત કહેવાની છે. ઉપર જે થોડી અંગત બાબત લખી નાખી છે એની પાછળનો હેતુ વાચક આગળ જે એક સત્ય રજૂ કરવાનો છે તે એ કે જેમ ગણિતમાં અમુક દાખલાનો અમુક જ જવાબ આવે છે, એવું જ વૈજ્ઞાનિક શોધખોળોનું પણ છે. તમારે અમુક કામ કરવા માટે યંત્ર યોજવું હોય અને તે માટે એક ઑર્ડર તમે મુંબાઇની કોઇ પ્રયોગશાળામાં આપો અને બીજો સંગાળના પ્રદેશમાં મોકલો તો પણ તમારી પાસે જે બે યંત્રો આવે તેનાં સ્વરૂપ ભલે તેવાં જુદાં હશે છતાં તેમાં એક સરખા જ ભૌતિક નિયમોનો પ્રયોગ થયો હશે. એટલું જ નહિ, પણ 'બુદ્ધિ' એ કાંઇ એવું ગૂઢ તત્વ છે કે તે અમુક જ રીતે કામ કરે છે.

આ 'બુદ્ધિ' શી ચીજ છે તે જાણવા અત્યારે જે અનેક જાતના પ્રયોગો મનુષ્યો તેમ જ અન્ય પ્રાણીઓ પર થઇ રહ્યા છે તેમાંથી આપણને ઘણું જાણવાનું મળે તેમ છે. જેમકે એક માનસશાસ્ત્રીએ એક વાસણમાં પાણી ભરી તેમાં ઇલ નામની માછલી મૂકી. વાસણને વચ્ચે એક બાંકું રાખી તેમાંથી પાણીને

બહાર વહેવા દીધું. પાણી ખૂટતું ગયું તેમ તેમ માછલી અકળાતી ગઇ. છેવટે તેણે પોતાની પૂંછડીને એ કાણાને ફરતી વાડ બનાવી દીધી, અને પોતે વાસણના તળિયા સાથે દબાઇને બેઠી. આથી પાણી વાસણ બહાર નીકળતું અટકી શક્યું. હવે પ્રશ્ન એ થાય છે કે એ પૂંછડીની વાડ કરવાનું કાર્ય તદ્દન પ્રેરણામય નથી. એની પાછળ બુદ્ધિની જ શક્તિ કામ કરે છે. એ બુદ્ધિ ચલાવતી વખતે એ માછલીના મગજમાં શી ક્રિયા થઇ હશે? આપણને બધા બુદ્ધિગમ્ય ખ્યાલો ભાષાના માધ્યમને આધારે જ ટકી રહેતા લાગે છે. એ ઇલ માછલીની બુદ્ધિ કયા માધ્યમદ્વારા એને ગતિ-વિચાર કર્યો હોતો નથી. આપણી ભાષામાં કેટલા અક્ષરો છે તેની તેમને ખબર નથી, આપણી તારની ભાષાના 'કટ કટ'નો શો અર્થ તે પણ તે જાણતા નથી, અને આપણે અહીંથી તેના પર એ ભાષામાં સંદેશો મોકલીએ છીએ. હવે વિચાર કરી જુઓ કે આપણો સંદેશો તે કેવી રીતે ઉકેલી શકશે!

ભવિષ્યમાં કદાચ સુયોગ સાંપડે તો આ લેખકે આ માટે યોજેલી એક પદ્ધતિ આ પાનાંઓ પર મૂકવા મહત્વાકાંક્ષા છે. સંભવ છે કે આકાશકુસુમવત્ એ ઇચ્છા પાર ન પણ પડે. પણ ખેલદિલીથી જેટલું લડાય એટલું લડી લેવામાં મારું કે તમારું શું જાય છે?

# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો

## પ્રકરણ ત્રીજું

## જન્મભૂમિ વ્રત

પડતનું મંગળાચરણ ઘર આંગણેથી જ થયું એ જોઈ રાજી થતા અમે સ્ટેશનેથી પાછા ફર્યા. આખા રસ્તાનો અંત આવતા સુધી સૌ મૂંગે મોંએ જ ચાલ્યું. વાળુ વગેરે પણ કશી યે વાતચીત વિના ઊકલ્યું. કોઈને બોલવું ગમતું જ ન હતું. બધે સૂનું લાગતું હતું.

સાંજની પ્રાર્થના વખતે અમે સૌ પૂજ્ય બાપુજીને વીંટળાઈને બેઠા. પ્રાર્થના પૂરી થઈ. બાપુજીએ 'દુઃખીઆંનો વિસામો રે, માડી તારી ઝૂંપડી' ગાવાનું કહ્યું. મગનકાકા, દેવદાસકાકા અને મારા સિવાય ચોથું નહોતું કે જે સાદ પૂરાવે. અમે સાથે મળીને જોગ ભગતના ઢાળમાં એ પદ ગાયું. જેમ જેમ ગાતા ગયા તેમ તેમ અમારા ભાવ ઊભરાયા.

ભજન ગવાઈ રહ્યું એટલે પૂજ્ય બાપુજીએ ઊંડો નિસાસો લીધો અને પછી છેલ્લી

"નંદનવન શી વહાલી રે અમને તારી ઝૂંપડી;
જન્મભૂમિવ્રત પાળી રે શણગારીશું ઝૂંપડી."

એ બે લીટીઓનો અર્થ મારી ને દેવદાસકાકાની પાસે કરાવ્યો. અમે શબ્દાર્થ કરી રહ્યા એટલે બાપુજીએ સવાલ પૂછ્યો, 'એ જન્મભૂમિવ્રત પાળશો કે? જન્મભૂમિવ્રત એટલે શું, ખબર છે?'

અમે બોલી ન શક્યા. બાપુજીએ પ્રવચન શરૂ કર્યું:

'એ વ્રત પાળવું એટલે આપણાં દુઃખી ભાઈબહેનોની સેવા કરવી. દુઃખી હોય એમને માટે આપણે પણ કંઈક દુઃખ વેઠવું. કેમ એ વાત બરાબર સમજાય છે ને?' અમે હા પાડી. બાપુજીએ અમને કસવા માંડ્યા:

'બોલો સારે, આ બધા જેલમાં ગયા છે એમને માટે તમે શું કરશો? મા, બાપ, ભાઈ, બહેન જેલમાં જાય ત્યારે આપણાથી મોજમજા કરાય ખરી? એમને જેલમાં બાફેલું કૂચા જેવું ખાવાનું મળે, ઘી ન મળે, દૂધ ન મળે; એવે વખતે આપણે અહીં મિષ્ટાન્ન તો ન જ ખાઈ શકીએ ને? હું તો તમારી બધાની પાસેથી એટલું માગી લઉં છું કે તમે બધા યે અલૂણાં કરો. આપણા બગીચામાં ફળ ખૂબ થાય છે. એ ઉપરાંત આપણે રોટલી ખાઈએ એટલે ઘણું કહેવાય. જેલમાં તો એ લોકોને એટલું યે નહિ મળે. કેમ, તમને મારી વાત કબૂલ છે?' એમ કહી કેશુ, કૃષ્ણ, નવીન, શાંતિ, છોટમ એ બધાને એક પછી એક પૂછી જોયું. પૂછતી વખતે કેટલાંય ફળોનાં, ફળના મુરબ્બાનાં અને તેના પણાનાં નામ લઈ એમણે અમને લલચાવ્યા. અને સાથે સાથે એટલું પણ કહ્યું કે 'તેમ છતાં યે મરીમસાલાથી ધમકતું શાક ને કઢી-ખીચડી ખાવાનું મન થાય તો દર રવિવારે એ સ્વાદ કરી લેવાની છૂટ રાખી આપણે અઠવાડિયાના છ દિવસ અલૂણું કરીએ.'

આમ બાપુજીએ સમજાવી લલચાવીને એ દરેક પાસે કબૂલ કરાવ્યું. ત્યાર પછી મને ને દેવદાસકાકાને પણ પૂછ્યું. અમે પણ એ વાત વગર વિલંબે કબૂલ કરી. એક કબૂલાત પૂરી થઈ કે બાપુજીએ બીજી દરખાસ્ત મૂકી:

'કેમ, દેવા! આવતી કાલથી ચાર વાગે ઊઠશું ને? હવે આપણે આકરી જિંદગી ગાળવાની શરૂઆત કરવી જ જોઈએ.' પણ ચાર વાગે ઊઠવાની શરત અમારાથી કેમે ય પાળી જાય એમ ન હતી. ચાર વાગે ઊઠવા કરતાં બીજું ગમે તે આકરું કામ સોંપે એ કરવા અમે તૈયાર હતા. ચાર વાગે ઊઠવાનું નામ સુદ્ધાં બાપુજી ભૂલા થઈને ન લે તો મહેરબાની, એમ અમારા મનમાં થયા કરતું હતું. બાપુજીએ ઉખેળેલી વાત ટાળવા દેવદાસકાકાએ ઘણું કર્યું, પણ બાપુજી એ વાત જતી કરે એવા ક્યાં હતા? દેવદાસકાકાએ એ વાત કબૂલ કરતાં વાર લગાડી એટલે બાપુજીએ મારો વારો પર આવ્યો: 'કેમ પરભુદાસ! હવે તો ચાર વાગે ઊઠીશ ને?' ચાર વાગે ઊઠવું એ દેવદાસકાકાને જેટલું આકરું પડતું એટલું મને ન પડતું. છતાં રોજ ચાર વાગે ઊઠવું એ મને શક્ય ન લાગ્યું એટલે મેં કહ્યું, 'ઊઠીશ ખરો, પણ રોજ નિયમિત નહિ ઉઠાય.'

બંનેને ઢીલા જોઇ તેઓ થોડીવાર મૂંગા રહ્યા. અમને વિચાર કરવા દીધો. અમારી કાયરતા દૂર ન થતી જોઇ તેમણે ફરી કહેવા માંડ્યું: 'જો તમે ચાર વાગ્યે ઊઠવાની હા નથી પાડી શકતા તો જેલ જવાને શું જોઇને તૈયાર થઇ ગયા હતા? જેલમાં તો ચાર વાગ્યે ઊઠવા કરતાંયે વધુ વસમું કામ કરવું પડત.' આ છેલ્લા મર્મવાક્યથી અમારે નમતું આપવું પડ્યું.

બધા જેલમાં ગયા તે દિવસે અમને ઝાઝું ન લાગ્યું, પણ બીજે દિવસે લાગ્યું! સવારના પહોરમાં ચાર વાગ્યે બાપુજીએ અમને ઉઠાડ્યા. હું ઊઠ્યો તો ખરો, પણ સારી પેઠે તડકો ચડતા સુધી મારી આંખ ઘેરાએલી રહી. આગલા દિવસનો આવેશ ઊતરી ગયો હતો એટલે મન અને શરીર સાવ ઢીલાં થઇ ગયાં હતાં. ઘા વાગે છે ત્યારે નથી કળાતુ, તેના પર રાત વીત્યા પછી ખરેખરું કળે છે. આગા પણ એમ જ થયું. આગલી સાંજે માતપિતા અને મિત્રોને વળાવ્યા તેમની ગેરહાજરી હવે સાલવા લાગી. મને તો એ દિવસ બહુ કપરો વીત્યો; બીજાઓ વિષે હું ન કહી શકું

ત્રણચાર દિવસ સુધી તો ચોતરફ સૂનાપણું વર્તાયું. નિશાળના મકાન પાસેથી નીકળતાં ધીંગામસ્તી અને સ્પેલિંગની ગોખણપટ્ટીના અવાજો કાને પડે. જરા સાવચેત થઇ સાંભળતાં એ મિથ્યા નીવડે રહેવાના મકાને જતાં ગોઠીઆઓના ભણકારા વાગે, પણ બીજી ક્ષણે ખ્યાલ આવે કે તેઓ તો નથી, ને મનમા દુઃખ ઊપજે. જ્યાં રાત દિવસ ચોતરફ કામ, ભણતર, હસાહસ, તોફાન, મસ્તી અને દોડમદોડ થતી ત્યાં એકાએક આવો ફેરફાર કેમ ખમાય? અમે બીજાં બધા ઘરો તાળાં લગાડ્યા અને મોટે રસોડે આખો દિવસ બાપુજી પાસે રહેવા લાગ્યા. બાપુજી જેમ સોંપતા ગયા એમ કામ કરતા ગયા.

ચાર દિવસમાં નવો કાર્યક્રમ ગોઠવાઇ ગયો. બાપુજીએ અમને હસાવી રમાડી અને ગમ્મત સાથે કામ લઇ અમને પ્રસન્ન અને હસમુખા કરી દીધા. પછી તો વખત ક્યાં જાય છે એનું યે અમને ભાન ન રહ્યું.

ઘણે ભાગે ચોથે કે પાંચમે દિવસે ખબર મળ્યા કે સત્યાગ્રહીઓને વૉલક્રસ્ટમાં ટ્રાન્સવાલની સરહદ પર રોકવામાં આવ્યા છે અને તેઓને કેસ ચાલે ત્યાં સુધી કાચી કેદમાં રાખવામાં આવ્યા છે. બાપુજી ખૂબ પ્રસન્ન દેખાયા. પોતાની બાજી સવળી પડ્યા પછી કોને આનંદ ન થાય? બાપુજી તથા મગનકાકાને ખુશખુશ જોઇને અમે પણ આનંદમાં આવી ગયા કે 'હવે મજા પડશે. બધા પકડાયા, હવે મજા પડશે.' એમ અમારામાં કંઇક નવો જ ઉત્સાહ રેલાઇ ગયો.

બાપુજી પણ હવે તો ફીનિક્સ છોડવાની તૈયારી કરવા લાગ્યા. બાપુજી પડખે હોય ત્યાં સુધી તો અમ બાળકોને માબાપ ન સાંભરે;ને સાંભરે તો યે એમના વિના અકળામણ ન થાય. પરંતુ પોતાના ગયા પછી પણ અમને અકળામણ ન થાય, અમે સૌ ખુશ રહીએ એ વિષે બાપુજીને વધુ ચિંતા હતી જેમ બને તેમ વધુ જલદી માબાપની અબળખા અમે ભૂલી જઇએ એવી યોજના બાપુજીએ અજમાવવા માંડી. આંતર્બાહ્ય બધા ક્લેશોને વિસારે પાડવાનો બાપુજીનો અમલી નુસખો તે કામ કામ ને કામ. એકધારાં કામમાં તેમણે અમને ડૂબાડી દીધા. દરેકની ઉંમર શક્તિ અને સ્વભાવ વિચારી નાનાંમોટાં કામની જવાબદારી વહેંચી આપી. મોટા માણસોના ચાલ્યા જવા છતાં ફીનિક્સના રોજિંદાં કામ થોડાં સંક્ષિપ્ત રૂપે પણ પૂરેપૂરાં અમારે ટીચુકડે હાથે ઉકેલાવા લાગ્યા.

ફીનિક્સનાં કામોમાં સૌ પહેલું કામ છાપાનું હતું. સત્યાગ્રહને અંગે છાપાનું મહત્ત્વ બમણું થયું. જ્યાં સુધી એક પણ ફીનિક્સવાસી જેલની બહાર રહે ત્યાં સુધી છાપું ચાલુ રહેવું જ જોઇએ. અને તે યે પાછું બે ભાષામાં–અંગ્રેજીમાં અને ગુજરાતીમાં. લખાણો લખવા, એ છાપવાં તથા ટપાલમાં રવાના કરવાં. એમ છાપાના કામના પણ પાછા ત્રણ વિભાગ. બીજું કામ વરસોની મહેનતે ઉછેરેલી ફળવાડીઓ સૂકાવા ન દેવી. ત્રીજું કામ અમારી નિશાળ ચાલુ રાખવી. અને ચોથું કામ રસોડું ચલાવવું તથા અમ બાળકોની હાજતો પૂરી કરવી. આ ચાર રોજનાં કામ ઉપરાંત બે કામ ઘણીખરી વાર માથે આવી પડતાં તે મહેમાનોની પરોણાગત અને લડતને અંગે કરવાનાં કામ. બાપુજી હાજર હોય ત્યાં સુધી તો છેલ્લાં બે કામ વિષે કોઇને તસુભારે યે ચિંતા કરવાની ન રહે, પણ બાપુજી જતા ત્યારે ફીનિક્સવાસીઓને સારુ એ પણ અગત્યનાં કામ થઇ પડતાં.

લડત ઊપડતાં ફીનિક્સમાંથી લગભગ બધાં માણસ

ઊપડી ગયાં ત્યારે કુલ ૭ માણસો અને બાકી અમે બાળકો રહ્યાં. ૭ માણસોમાં ત્રણ તો નોકર હતા, જેમને લડત વિષે કે ફીનિક્સ આશ્રમ વિષે ઝાઝી સેવાદેવા ન હતી. એમાંનો એક તો ચાર્લી, જેની ઓળખ બીજા ભાગના વીસમા પ્રકરણમાં આવી ગઈ છે. બીજા બે બીબાંકારીગર હતા. બુઢ્ઢા કાળાભાઈ અને મિ. રેમ—હિંદી ખ્રીસ્તી. ગુજરાતી બીબાં કાળાભાઈ અને મિ. રેમ અંગ્રેજી બીબાં ગોઠવવાનું કામ મહામહેનતે પાર પાડતા. જો કે એમનાથી બધું પૂરું ન થતું. બીજા ત્રણ મોટા માણસો તે મિ. વેસ્ટ, મિસ વેસ્ટ અને મગનકાકા. મિ. વેસ્ટને માથે અંગ્રેજી વિભાગનું અને મગનકાકાને માથે ગુજરાતી વિભાગનું સંપાદન તથા પ્રૂફરીડિંગ અને મિસ વેસ્ટ–દેવીબેન–ને માથે ટપાલ સંભાળવાનું કામ આવ્યું.

પણ આટલેથી જ છાપાનું બધું કામ ઊકલે એમ ન હતું. ગુજરાતી વિભાગમાં બીબાં ગોઠવવાનું કામ સારી પેઠે બાકી રહી જતું તથા જે દિવસે છાપું છપાય તે દિવસે પાનાં ગોઠવવાં, એ યંત્ર પર લઈ જવાં વગેરેમાં માણસોની જરૂર રહેતી. યંત્ર ચલાવવાનું મિ. રેમ કરતા, પણ એ સિવાય ઉજાગરા કરીને મગનકાકાને બીજું ઘણું કામ ઉકેલવું પડતું. દેવદાસ કાકાને આ બધું કામ ઠીકઠીક આવડી ગએલું, એટલે મગનકાકા સાથે રહી એક પૂરા માણસ જેટલી તેઓ મદદ કરતા. રોજના આઠથી વધુ કલાક દેવદાસકાકા પણ છાપાનું વૈતરું કરી મગનકાકાની શાબાશી મેળવતા. દેવીબેનના કામનો ખડકલો નાનો ન રહેતો. તેઓ કાગળો અને સરનામાં લખીને પરવારતાં નહિ. પાર્સલો બાંધવાં અને રેપરો ચોંટાડવાનો વખત જ તેમને ન મળતો. એ કામમાં મારો બપોરથી સાંજ સુધીનો વખત જતો. ટૂંકમાં મગનકાકાની સોળ સોળ કલાકની તથા ૧૩ વરસની ઉંમરના દેવદાસકાકાની મહેનતે છાપખાનામાં એકે કાર્યકર્તાની ખોટ જણાવા ન દીધી.

બીજું કામ ફળવાડીનું. એ સંભાળવા માટે કોઈ મોટાને ફુરસદ ન હતી. છતાં મારાથી નાની ઉંમરના બાળકોએ બગીચાની રક્ષાનું કામ ઉપાડી લીધું. ત્રીજું નિશાળનું કામ હતું. એમાં ભણવાની ઉંમરના તો દેવદાસકાકા ને હું બે જ જણ હતા. પોતાનું ભણતર બને એટલું કાયમ રાખવાની જવાબદારી બાપુજીએ અમને જ સોંપી. પણ અમારું ભણતર છાપાના કામમાં જ ગૂંથાઈ રહ્યું. ચોથું પણ અનિવાર્ય કામ રસોડાનું હતુ: રસોઈ, પાણી, વાસણ, ઘરસફાઈ, પીરસવું અને શાકફળ સુધારવાં; નાનાં મોટાં પંદરેક જણાને નિયમસર ત્રણ ટંક પહોંચાડવા; આમાં રાંધવાનું કામ દેવીબેને સ્વીકાર્યું અને એ સિવાયનાં કામો અમારે ભાગે આવ્યાં.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# પ્રેરણા અને પ્રાણ

## મધુમક્ષિકા

વને વા ઉદ્યાને અવિરત ઊડી, પ્રફુલ્લ કુસુમે
શમાઈને બિન્દુ ગ્રહણ કરતી મિષ્ટ રસનાં,
અધૂરા કોષોને સભર ભરતી જે મધુગૃહે
પરાગો સંચીને નિખિલ વનનો સાર ગ્રહિયો

સહુ પોષ્યાં બાળો રસકણ વતી પુષ્ટિ અરપી,
વ્યવસ્થાતંત્રે તો કૃમિકુલ તણી નોક બઢવી.
કદાચિત્ આવ્યું જો નિધન, વશ તેને થઈ રહી
સ્વકાર્યાર્થે ઝંખ્યા વિણ રજ સમો કાંઈ બદલો.

## પંડિત

મહાગ્રન્થો માંહી અવિરત ભમી, વર્ણ વિભવે
શમાઈને રત્નો ગ્રહણ કરતા ચિન્તન તણાં,
અધૂરાને પૂરાં નિજ શ્રમથકી નિત્ય કરતા
રચી ગ્રન્થો નવ્યાનુભવ નિજ બેમૂલ ધરતા.

પ્રજા નાની પોષી સરલ શબ્દે જ્ઞાન અરપી
પ્રથા બુદ્ધયુક્ત મનુકુલ તણી કીર્તિ બઢવી,
કદાચિત્ આવ્યું જો નિધન, વશ તેને થઈ રહ્યા,
સ્વસેવાર્થે ઝંખ્યા વિણ રજ સમો કાંઈ બદલો.

ઉદ્યોગ–શ્રમનિષ્ઠ સેવાદીક્ષિત શાં છતાં
એક છે પ્રેરણા–પ્રાણ, અન્ય છે પ્રાણ–પ્રેરણા.

તનસુખ ભટ્ટ







# પંચતંત્રની વાર્તાઓ

વળી સંજીવક બોલ્યો, "વનવાસ, ભિક્ષા, ભારવહન સારું પણ અધિકાર ભોગવીને ગેળવેલી સંપત્તિ નહિ સારી.'

આ ધૂતારાના સમાજમાં પેઠો એટલે કાળમુખમાં જ પેઠો. એવી વાર્તામાં કાગડાએ ને શિયાળે ઊંટને કેવો મારી નાખ્યો?"

દમનક કહે, 'એ કેમ?' તે બોલ્યો:

## કથા ૧૫

એક વનમાં મદોત્કટ નામે સિંહ હતો. દીપડો, કાગડો ને શિયાળ ત્રણ એના અનુચર હતા. તેઓએ વનમાં ભમતાં સંઘથી ભ્રષ્ટ થયેલા કથનક નામે એક ઊંટને જોયો, ને એને સિંહ આગળ લઈ આવ્યા. સિંહે એને અભયદાન દીધું ને પોતા આગળ રાખ્યો. એક વાર સિંહ હાથી હારે સંગ્રામ કરતાં ઘાયલ થઈને ગુફાવાસી બન્યો, અને એને તથા અનુગામીઓને ઉપવાસ ઉપર ઉપવાસ થયા. એટલે એણે તેમને પશુ ગોતવા મોકલ્યા, પણ કાંઇ જડયું નહિ. હવે શિયાળ અને કાગડો પરસ્પર મંત્રણા કરવા મંડયા. શિયાળ કહે, 'વાયસભાઇ, બહુ રખડીને શું સાર? આ કથનકનેજ મારીને પ્રાણયાત્રા કરિએ. કાગડો કહે, 'ઠીક છે, પણ સ્વામીએ એને અભયદાન દીધું છે પછી એને કેમ મરાય?' શિયાળ કહે, 'તમે અહિં ઊભા રહો, ત્યાં હું સ્વામી આગળ જઈને એની આજ્ઞા લઈ આવું.'

શિયાળે સિંહ આગળ જઈને કહ્યું, 'પ્રભો, સમસ્ત વનમાં ભમ્યા' પણ કાંઇ ન મળ્યું. પણ સ્વાધીન આહાર છતાં શું કામ દુઃખી થવું? આપનો આદેશ થાય તો કથનકનુ માંસ આપને આપિએ.' સિંહ કહે, 'ધિક્ પાપિયા, એવું ફરી બોલ્યો તો તને જ મારીશ. જેને

કથનકે પોતાને મારી નાખવા કહ્યું કે શિયાળ અને દીપડો તેના પર તૂટી પડયા

આશ્રય દીધું એને કેમ મારું?' શિયાળ કહે, 'અહો, ધર્મશાસ્ત્રમાં આપને કેવી સૂઝ પડે છે! પણ આર્ય, એક મહર્ષિનું વચન છે કે પુણ્યનિમિત્તે પાપ કરવાનું કોક વાર બને છે. વળી કહ્યું છે જે એકને કુળ સારુ, કુળને ગામ સારુ, ગામને દેશ સારુ ને પોતા સારુ પૃથ્વીને તજવી. દેવ પ્રત્યે ભક્તિથી એ પોતાનો જીવ આપે તો તેમાં દોષ નથી. એ પોતાને મારવા કહે તો એને ને નહિ તો અમારામાંથી એકને મારવો. આપ ભૂખે મરો એ કેમ ચાલે? વળી આપને કાંઇ અનિષ્ટ થાય તો પણ અમારે અગ્નિપ્રવેશ જ કરવો છે.' મદોત્કટ કહે, 'એમ છે તો રુચે તે કર.'

શિયાળ હવે એકએક આગળ ગયો ને કહ્યું, 'સ્વામીની અવસ્થા બહુ બગડી છે, નાકે શ્વાસ આવી ગયો છે, એટલે આપણે એની આગળ જઈને આપણા શરીરનું દાન કરિએ, એને ભૂખે મરતો બચાવિએ, ને એનું આપણી પાસે ઋણ છે તે ચૂકવિએ.'

આમ સર્વે સિંહ આગળ ગયા, અને કાગડે કહ્યું, 'દેવ, ખાવાનું કામ મળ્યું નહિ પણ આપને અનેક ઉપવાસ થયા છે એટલે આપ મારું માંસ ખાઓ. કહ્યું છે કે

**સ્વામીઅર્થે ત્યજે પ્રાણ ભૃત્ય ભક્તિસમન્વિત ।**
**સમૃદ્ધ પદ પામે તે જરામરણવર્જિત ॥ ૩૧૬ ॥**

આ સાંભળીને શિયાળ કહે, 'અરે, તારી કાયા અતિઅલ્પ છે, તને ખાઈને સ્વામીને ધરવ ન થાય. તેં સ્વામીભક્તિ દેખાડી; હવે આઘો જા. હું સ્વામીને વીનવું.' એમ કરીને એણે સિંહને પોતાને ખાવા કહ્યું, તે સાંભળીને દીપડો કહે, 'તેં ઠીક કહ્યું. પણ તારું શરીરેય નાનું છે, તું સ્વજાતિ છો, અને નખાયુધત્વને કારણે અભક્ષ્ય છો. તેં તારી કુલીનતા જણાવી, હવે મને વિજ્ઞપ્તિ કરવા દે.' એમ કરીને દીપડાએ મદોત્કટને કહ્યું, 'સ્વામિન્, મને ખાઈને પ્રાણયાત્રા કરો, અને મને સ્વર્ગમાં અક્ષયવાસ આપો તથા પૃથ્વી ઉપર મારી કીર્તિ વિસ્તારો.'

ક્રથનકે વિચાર્યું, કે 'આ બધા મીઠાં વેણ બોલ્યા પણ એકેને સ્વામીએ માર્યો નહિ, એટલે હું યે વિવેક કરું' એવો નિશ્ચય કરીને એણે કહ્યું, 'દીપડાભાઇ, તારી વાત સાચી, પણ તું યે નખાયુધ છો, એટલે તને વનતભાઇને સ્વામી કેમ ખાય? તું આઘો જા, હું સ્વામીને વીનવું.' એમ કરીને એણે સિંહને પોતાને ખાવા કહ્યું, એવા જ શિયાળ ને દીપડાએ એને મારી નાખ્યો.

(ચાલુ) દેસાઇ વાલજી ગોવિન્દજી




એક અંગ્રેજ, એક આયરિશ અને એક સ્કૉટ વચ્ચે વિવાદ ચાલ્યો કે ક્યાંની ટ્રેનો વધુ ઝડપી છે.

'અમારે ત્યાંની ટ્રેનો મિનીટના સો માઇલ કાપે છે', અંગ્રેજ બોલ્યો.

'અમારી ટ્રેનમાં બેઠા હો તો ઉપરાઉપરી ત્રણ ખેતરો પસાર થઇ જાય તો યે ખબર ન પડે', આયરિશમૅન બોલ્યો.

'પણ અમારે ત્યાંની ટ્રેનની વાત જ ન પૂછો', સ્કૉટમૅન બોલ્યો: 'હું એક વખત ગાડીમાં હતો ત્યારે એક મિત્ર સાથે હસ્ત-ધૂનન કરવા હાથ લંબાવ્યો ને એ પાછો અંદર લીધો ત્યારે જણાયું કે મારા હાથમાં તો ત્યાંથી પચાસ માઇલ દૂર ચરતી એક ગાયનો કાન હતો.'

શિક્ષક: તમારામાંથી કોઇ એવી ચીજનું નામ દઇ શકશે, જે આજથી સો વરસ પહેલાં નહોતી?

રાનુ: સાહેબ, હું!

શિક્ષકે દરેક વિદ્યાર્થીને એમનું પ્રિય વાજિંત્ર કયું એ સવાલ પૂછ્યો. દરેકે પોતપોતાને ગમતા વાજિંત્રનાં નામ આપ્યાં છેવટે છટુનો વારો આવ્યો. 'અને છટુ! તારું?' શિક્ષકે પ્રશ્ન કર્યો.

'રજનો ઘંટ' જવાબ મળ્યો.

લંડનની એક શાળાના શિક્ષકે પોતાના વર્ગને દુનિયાના સૌથી મહાન બાર પુરુષોનાં નામ લખવાનું કહેતાં એક છોકરાએ લખેલું.

| | |
|---|---|
| સરે ક્રિકેટ ટીમના ખેલાડીઓ | ૧૧ |
| ચાર્લી ચૅપ્લીન | ૧ |
| | ૧૨ |

એક નાનો છોકરો દોડતો દોડતો સુતારને ઘેર જઇ કહેવા લાગ્યો, 'ચાલો, જલદી ચાલો, બાપાજીનો પગ ભાગી ગયો છે.'

'તો ભાઈ, આ બાજુવાળા ડૉક્ટરને બોલાવી જવાના હતી.'

'ના, ના, તમને; બાપાજીનો પગ લાકડાનો હતો.'

'મારા બાપા મને કદી મારતા નથી. કહે છે કે એથી તને દુઃખ થાય એનાં કરતાં મને વધુ દુઃખ થાય છે.'

'બહુ સારા માણસ; ખૂબ દયાળુ લાગે છે'

'ના, ના; એમને હાથે વા થયો છે.'

એક જુવાન (નાટક જોતાં જોતાં પોતાના મિત્રને): તેં કદી આંખો બંધ રાખી નાટક સાંભળ્યું છે?

પાછળથી અવાજ: તમે કદી મોં બંધ રાખી નાટક જોયું છે?

# આ મહિનો (સપ્ટેમ્બર) . . અને એની પ્રતિભા

**તા. ૨** હિંદમાં પોર્ટુગીઝ સંસ્થાનોના વાઈસરૉય આલ્ફોન્ઝો અલબુકર્કે તિરુમમ્પુરા મુકામે કારખાનું સ્થાપ્યું, જે હિંદમા પહેલું કારખાનું હતું—ઇ. ૧૫૦૩

**તા. ૪** ફ્રાન્સ પ્રજાસત્તાક બન્યું—ઇ. ૧૮૭૦

**તા. ૧૩** પંજાબ કાવતરા કેસના આરોપી જતીન્દ્રદાસનું ૬૧ દિવસના ઉપવાસ પછી અવસાન—ઇ. ૧૯૨૯

**તા. ૧૫** ઇતિહાસમૂર્તિ પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાનો જન્મ—ઇ. ૧૮૬૩ ● ● કુમારકથાઓના પ્રખ્યાત અમેરિકન લેખક જેમ્સ ફેનીમોર કૂપરનો જન્મ—ઇ. ૧૭૮૯ ● ● જર્મનીએ સ્વસ્તિકની સંજ્ઞા રાષ્ટ્રધ્વજ માટે સ્વીકારી તથા યહૂદીઓનું જર્મન નાગરિકત્વ રદ કર્યું—ઇ. ૧૯૩૫

**તા. ૧૮** દિલ્હીના ઘેરા પછી અંગ્રેજ સેનાપતિ હડસને હુમાયૂંની કબરમાં સંતાએલા મુગલ સમ્રાટ બહાદુરશાહને કેદ કર્યો ને એના બે પુત્ર તથા એક પૌત્રનો વધ કર્યો.—ઇ. ૧૮૫૭ ● ● પ્રજાસંઘે સોવિયેટ રશિયાને પોતાના સભ્ય તરીકે માન્ય રાખ્યું—ઇ. ૧૯૩૪

**તા. ૧૯** શિવાજીની સેનાએ મુંબાઇ નજીક ખાન્દેરીના જલયુદ્ધમાં અંગ્રેજોને ભયંકર હાર આપી જેમાં અંગ્રેજ સેનાપતિ થૉર્પ તથા બીજા બે અંગ્રેજો માર્યા ગયા, અનેક જખમી થયા ને કિનારે ઊતરેલા સઘળા કેદ પકડાયા—ઇ. ૧૬૭૯

**તા. ૨૦** અમેરિકાના ઉદ્દામ લેખક અપ્ટન સિંકલેરનો જન્મ—ઇ. ૧૮૭૮ ● ● અઝરબૈજાન રશિયાના સંઘથી સ્વતંત્ર થયું—ઇ. ૧૯૧૭

**તા. ૨૮** ફ્રાન્સના ચાણાક્ય રાજપુરુષ જ્યૉર્જ યુજિન બૅન્જામિન ક્લેમેન્શોનો જન્મ—ઇ. ૧૮૪૧. વર્સાઈના સંધિ ઘડવામાં સૌથી જબરો હિસ્સો તેનો હતો. પરંતુ રાજકારણ કરતાં યે તેનું દિલ સાહિત્ય તરફ વધુ હતું. એની 'The Strongest' નવલકથા ઇંગ્લંડમાં જ પ્રસિદ્ધ થઇ છે.



આ માસની વિભૂતિ
પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝા

ઇ. ૧૮૬૩ના સપ્ટેંબરની ૧૫મી તારીખે શિરોહી રાજ્યના રોહિડા ગામમાં જન્મ. સાતમે વર્ષે ત્યાંની પાઠશાળામાં દાખલ થયા ને પછી વિશેષ અભ્યાસ માટે ઘેરથી નીકળ્યા. ચૌદ વરસની વયના એ દુબળા કુમારે અમદાવાદ સુધીનો ૧૬૦ માઇલનો પ્રદેશ પગે કાપ્યો ને પછી અમદાવાદથી મુંબાઈ રેલવેમાં પહોંચ્યા. પં. ગટ્ટુલાલજીની પાઠશાળામાં સંસ્કૃત અને પ્રાકૃતના અભ્યાસ સાથોસાથ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં દાખલ થઇ મૅટ્રિક પસાર કરી ઇ. ૧૮૮૫માં વિલ્સન કૉલેજમાં દાખલ થયા, પણ તબિયતની અસ્વસ્થતાને કારણે બીવિ-યસથી જ અભ્યાસ અટક્યો.

મુંબાઇનિવાસ વખતે જ ગ્રીસ ને રોમના પ્રાચીન ઇતિહાસોના અભ્યાસે ભારતના પ્રાચીન ઇતિહાસ પ્રત્યે તેમને અનુરાગ થયો ને તેનો સ્વાધ્યાય આદર્યો, અને પ્રાયઃ સંપૂર્ણ સમય પુરાલિપિ ને પુરાતત્ત્વ પાછળ એમણે રોકી દીધો. કાનૂનનો અભ્યાસ પણ છોડી ભગવાનલાલ ઇન્દ્રજી સાથે ગુજરાતના પ્રાચીન ઇતિહાસની શોધમાં એ લાગી ગયા

ઇ. ૧૮૮૭માં તે ઉદયપુર ગયા. ત્યાંના મહારાણા સજ્જનસિંહને ઇતિહાસ પ્રત્યે ખૂબ પ્રેમ હતો. ઓઝાજીના ત્યાં જતાં એમણે ઇતિહાસ કાર્યાલયની સ્થાપના કરી તેમને તેના મંત્રી નીમ્યા. થોડા વખત પછી ત્યાં મ્યુઝિયમ ખુલ્લું મુકાયું તેના અધ્યક્ષ પણ ઓઝાજી નીમાયા. આ બે પદે રહીને તેમને શિલાલેખો, તામ્રપત્રો, સિક્કા, પ્રાચીન મૂર્તિઓ, ખ્યાતો તથા ચારણોનાં ગીતો વગેરેનો સંગ્રહ કરવાની અજોડ સંધિ મળી.

ઇ. ૧૯૦૮માં સરકારે અજમેર મુકામે પુરાતત્ત્વ-મ્યૂઝિયમ શરૂ કરતાં એજન્ટ ટુ ધી ગવર્નર જનરલે ઓઝાજીને મહારાણા પાસેથી માગી લીધા. ત્યારથી અજમેર મ્યૂઝિયમના અધ્યક્ષપદે એ રહ્યા છે.

ભારતના ઐતિહાસિક અન્વેષણ માટે આખું હિંદ તે ફરી વળ્યા છે ને રજપુતસ્તાનનો તો કોઇ ખૂણો એમનાથી અજાણ્યો નથી એમની મુસાફરીઓ કંઇ અમીરી સહેલો ન હતી. કંઇ કેક ચોરોને હાથે એમને લૂંટાવું પડ્યું છે, કવારેક ઘોડા પરથી પટકાયા છે તો ક્યારેક રાની પશુઓનો સામનો કરવો પડ્યો છે. હજારો માઇલ ઊંટની પીઠ પર કાપેલા છે. અને પરિણામે પ્રાચીન સિક્કા, શિલાલેખો, દાનપત્રો, વંશાવળીઓ તથા સંસ્કૃત, પ્રાકૃત અને ડિંગલ કાવ્યો વગેરેનો અમૂલ્ય સંગ્રહ કર્યો છે.

એમના જ્ઞાનપુંજ સમા 'ભારતીય પ્રાચીન લિપિમાળા' વિષે એટલું કહેવું બસ થશે કે એના પ્રગટ અભાવે અહીંના વિશ્વવિદ્યાલયોમા પ્રાચીન લિપિઓ ને પુરાતત્ત્વને કશું સ્થાન ન હતું તે એ એક ગ્રંથે ચાલુ કર્યું છે એ ગ્રંથ પર એમને મંગલાપ્રસાદ પારિતોષિક હિંદી સાહિત્ય સંમેલને આપેલું. 'સોલંકીઓનો ઇતિહાસ' એમણે બહાર પાડ્યો તે પરથી ડૉ. ગ્રીયર્સને ગેઝેટીઅરનો ઉદેપુર વિભાગ એમને સોંપેલો. લૉર્ડ કર્ઝન પણ એમની વિચક્ષણતા પર મુગ્ધ હતો.

ટૉડના 'રાજસ્થાન'નું સંશોધન કરી એમાં ૨૫૦ પાનાની એમણે મૂકેલી ટિપ્પણીઓની મહત્તા મૂળ ગ્રંથથી યે વધી ગઈ છે. હાલ તેઓ રાજપુતાનાના બૃહદ્ ઇતિહાસના લેખનમાં ગુંથાના છે.

ઓઝાજીની સ્મરણશક્તિ ને સરલતા બંને અપૂર્વ છે. એમની વેશભૂષા પ્રાચીન હોવા છતાં સદા નવીન વિચારો એ પોષે છે ને ભારતીય સભ્યતાના એ હામી સદા અભિમાન સેવે છે કે ભારત યુરોપથી કોઈ રીતે ઊતરતું નથી.

# મધુકરી



## ચીનનો ભાગ્યવિધાતા ચૂ-તેહ

ચીનના એકેએક પ્રજાજનની જબાન પર આજે ચૂ-તેહનું નામ રમી રહ્યું છે. આજના ચીનનો એ એક મહાન પુરુષ છે ને ત્યાંનો નેતૃગણ તેને એક દેવની માફક જ પૂજે છે. જાણીને આશ્ચર્ય થશે કે ચીનનો એ આજનો ભાગ્યવિધાતા પહેલાં મજૂર હતો.

એનો જન્મ એક અત્યંત ગરીબ પરિવારમાં થએલો. બાળપણમાં એને કશું શિક્ષણ નહોતું મળેલું. ચીનની ગોદીઓમાં તે મજૂરીનું કામ કર્યા કરતો હતો. પરંતુ એથી શું? એનું હૃદય ઓછું જ મજૂર હતું. એ હૃદયમાં તો દેશપ્રેમની આગ ધધકતી હતી ને પોતાના દેશના શોષકો પ્રત્યે ક્રાન્તિની લહેરો ઊઠતી. એનું વીર હૃદય ક્રિયમાણતાની તક જ શોધી રહ્યું હતું.

એ અવસર એને મળી ગયો. ઇ. ૧૯૧૧માં જ્યારે ચીનમાં રાજતંત્રની વિરુદ્ધ વિપ્લવ જાગ્યો ત્યારે પ્રજાતંત્ર સરકાર માટે કુલીનું કામ છોડી એ સૈનિકોની પંક્તિમાં ભરતી થઇ ગયો ને ત્યાં જ એની દબાએલી પ્રતિભા પ્રગટી ઊઠી. લોકો એ પ્રતિભા જોઇ દિંગ થઇ ગયા ને લાગલો જ તેને 'બહાદુરોની સેના' નામક ટુકડીનો કપ્તાન બનાવી દીધો. આ નાનકડી સેનાએ ૧૯૧૬માં રાજતંત્રના હિમાયતી દુશ્મનોને ફરીથી દબાવી દીધા.

ઇ. ૧૯૧૭માં રશિયામાં લાલ ક્રાન્તિ થઇ ને ઝારશાહીનો નાશ થઈ ત્યાં સોવિયેટ સરકારની સ્થાપના થઇ આ ઘટનાઓનો પ્રભાવ ચૂ-તેહ પર પણ પડયો ને તેનું હૃદય કહી ઊઠયું, 'આપણે લોકો પણ શા માટે આવી સફલતા ન મેળવીએ?'

પરિણામે ચીનમાં સામ્યવાદી પાર્ટીની સ્થાપના થઇ ને ચૂ-તેહે પોતાની સારી શક્તિ એની ઉન્નતિ પાછળ લગાવી દીધી. હવે તેણે ચીનના નવયુવકોને ક્રાન્તિનો સંદેશ આપ્યો. દેશની પતિત અવસ્થા પર વિચાર કરવા તેમને ઉત્સાહિત કર્યા.

સામ્યવાદી પાર્ટીએ ચૂ-તેહને જગતિક પરિસ્થિતિનો અભ્યાસ કરવા વિદેશ મોકલ્યો. વિદેશોમાં જઈ એણે ખૂબ ગંભીરતા ને ઉત્સાહપૂર્વક ત્યાંની પરિસ્થિતિઓનું અધ્યયન કર્યું; અંગ્રેજી, ફ્રેન્ચ આદિ ભાષાઓમાં પ્રવીણતા પ્રાપ્ત કરી અને લેનિન તથા સ્ટાલિનનાં પુસ્તકોનું ગંભીર મનન કર્યું.

વિદેશથી પાછા ફરતાં જ દક્ષિણ ચીનની સેનાઓના સેનાપતિ તરીકે તેની નિયુક્તિ કરી દેવામાં આવી. પોતાની યોગ્યતાના બળે પ્રસિદ્ધ ચીના જનરલ માઓત્સીસંગની સેનાઓ સાથે પોતાનું સૈન્ય મેળવી દીધું ને એ સંયુક્ત લશ્કરનું નામ 'ચોથી લાલ સેના' રખાયું. પોતાના સમયમાં એ ફોજ સોવિયેટ ચીનની સૌથી જબરી ફોજ હતી ને તેમાં ૫૦,૦૦૦ તરુણો સ્વદેશ અને સામ્યવાદી સિદ્ધાંતો માટે સદૈવ મરવા માટે તૈયાર રહેતા હતા.

આજે તો ચૂ તેહનો સૌભાગ્ય નક્ષત્ર સારા ચીનમાં પોતાની દીપ્તિ રેડી રહ્યો છે. આજ 'ચૂ-તેહ'ની 'લાલ સેના'એ જપાનીઓના છક્કા છોડાવી દીધા છે ને એને લીધે જ ચીન આજે જપાન સામે ટકી રહ્યું છે.

## હતે તું સંગાથે

કદી સંધ્યાટાણે
કદી વા કો વ્હાણે
થતું દૃગે એવું
નિરખી નભ શોભા પ્રસરતી
હતે તું સંગાથે—

સ્ફુરે કોઇ જ્યારે
ઉરે ગીતો મારે
થતું હા ! તે વારે
મુજ મન મહીં એમ સહસા
હતે તું સંગાથે—

નિશા શોભા જોઇ
કદી નિદ્રા ખોઇ
ભમે તે તો આજે
કંઇક દિલ એવું લવી જતું
હતે તું સંગાથે—

વસંતે હૈયાની
શિશિરે વા ત્યાંની
ઉઠે ઇચ્છા છાની
પ્રગાઢ, મધુરી એક ઉરમાં
હતે તું સંગાથે—

પ્રહ્લાદ પારેખ

ચૂ-તોહની અવસ્થા આજે ૫૦ વરસથી યે વધુ છે; પણ તેની નસોમાં જુવાનીનું એ જ લોહી વહી રહ્યું છે. આ જ પણ એનામાં એ જ ઉત્સાહ, એ જ લગની, એ જ દીવાનાપણું છે.

## બ્રિટિશ પાર્લામેન્ટ

ટેમ્સ નદીને કાંઠે ઊભેલી બ્રિટિશ પાર્લામેન્ટની લાંબી ભૂખરી ઈમારત દેખાવે તો પુરાણી લાગે છે, છતાં રાણી વિક્ટોરિયાના અમલ જેટલી એ આધુનિક છે. ઇંગ્લંડના નૉર્મન ને પ્લૅન્ટાજેનેટ રાજાઓ અગિયારમી સદીથી જ્યાં વસતા આવેલા ને જેના ખંડેરમાં પાછળથી ત્રણસો વરસ સુધી પાર્લામેન્ટ બેઠેલી એ વેસ્ટમિન્સ્ટરનો જૂનો મહેલ તો ૧૮૩૪ના ઑક્ટોબરની ૧૬મીએ એક કામદારની ગફલતથી આખો જ સળગી ગએલો.

સર ચાર્લ્સ બૅરીએ નિયોજેલી તેની હાલની આઠ એકરની ઇમારત ઇ. ૧૮૫૨માં ઊભી થઇ. એમાં દીવાને આમ ને દીવાને ખાસ ઉપરાંત પુસ્તકાલયો, ભોજનખંડો, ધૂમ્રપાનખંડો, કમિટીઓના ખંડોની લાંબી કતાર, પ્રધાનોના અને વિરોધ પક્ષના નેતાઓના ખાનગી ખંડો, ઉપરાંત સ્પીકર, આમ સભાના સાર્જન્ટ-ઍટ-આર્મ્સ તથા બંને સભાઓના નિવાસો મળી તેમાં પાંચસોથી પણ વધારે જુદા જુદા ખંડો છે. એના ક્લૉક ટાવરનું મોટું ઘડીઆળ 'બિગ બેન' તો મશહૂર છે જ.

પાર્લામેન્ટની કાર્યવાહી સવારના અગિયારથી શરૂ થઇ રાતના અગિયાર સુધી ચાલે છે ને વરસના આઠ મહિના તેના સભ્યો, કારકુનો ને અફસરો ગૂંચવાડાભર્યા ને પરદેશોના અનેક પ્રશ્નોમાં રચ્યાપચ્યા રહે છે; એના ઉપરના મજલે જ્યાં બંને સભાઓના કમિટી ખંડો આવેલા છે ત્યાં અઠવાડિયાના ગમે તે દિવસે જતાં જોઇએ તો યે પાંચ છ 'પ્રાઇવેટ બિલ કમિટીઓ' મળી આવે. સ્થાનિક સંસ્થાઓ, રેલવે કંપનીઓ, બંદરગાહો વગેરેની માગણીઓની, એ ચાર સભ્યોની બનેલી કમિટીઓ ન્યાયની અદાલત જેમ તપાસ ચલાવે છે. 'પબ્લિક બિલો' જેમ જ આ 'પ્રાઇવેટ બિલો'ને પણ બંને સભાઓની મંજૂરીની જરૂર રહે છે, જો કે કમિટીની ભલામણ પછી વિરોધ ભાગ્યે જ ઊઠે છે

એ જ વખતે બીજા ખંડમાં વળી કોઇ 'સિલેક્ટ કમિટી' બેઠી બેઠી શારીરિક સજાઓ, રસ્તા પરના અકસ્માતો કે એવા જ જાહેર હિતના સવાલો ચર્ચી રહી હોય. એવી કમિટીઓ પાંચથી વીસ સભ્યોની બનેલી હોય છે. એ માટે જરૂર પડે તો એ બીજાઓની જુબાની કે સલાહસૂચનો પણ લે છે. કોઇ પણ નવા ધારા કે સરકારી કૃત્યનો આધાર આ સીલેક્ટ કમિટીઓના રીપોર્ટ પર જ હોય છે.

આમ સભાના બે મોટા ખંડો પાંચ 'સ્ટૅન્ડિંગ કમિટીઓ'-એ રોકેલા હોય છે. એની ફરજ આમ સભાએ સ્વીકારેલા બધા બિલોની કલમોનો અભ્યાસ કરવાની હોય છે.

આ કમિટીઓની બેઠક સામાન્યતઃ એક વાગે ખલાસ થાય છે. સવા ત્રણ વાગ્યે આમસભા મળે છે. ચાર્લ્સ બીજાએ



સુંદર ચિત્રો અને શિલ્પથી સુશોભિત
લૉબીમાં થઇને હાઉસમાં જતા લૉર્ડ હાલિફાક્સ

ભેટ આપેલા રૂપાજડિત દંડ સાથે પ્રવેશતા સાર્જન્ટ-ઍટ-આર્મ્સની પાછળ પાછળ સેક્રેટરી અને ચૅપ્લેઇન સાથે સ્પીકર દાખલ થાય છે ને પ્રાર્થના બાદ એ પોતાની બેઠક લેતાં કાર્યવાહી શરૂ થાય છે. સ્પીકરની ખુરશીના જમણી બાજુના બાંકડા પર પ્રધાનો બેસે છે જે આમસભાના સભ્યો હોય છે.

સૌ પહેલો આરંભ પ્રશ્નો-પાર્લામેન્ટરી પદ્ધતિના સૌથી અગત્યના અંગ—થી થાય છે. દરરોજ સાઠથી એંશી કે એથી યે વધુ પ્રશ્નો હોય છે. દરેક પ્રશ્ન પહેલેથી છપાઇ, તેના પર સંખ્યાંક ચડીને રજૂ થાય છે. સવાચારે પ્રશ્ન સમય પૂરો થાય છે અને 'ઑર્ડર્સ ઑવ ધ ડે' આરંભાય છે. એમાં કોઇ નવા કાયદાનો ખરડો ઘડવાનો હોય, કોઇ ઠરાવ પસાર કરવાનો હોય, કર કે વ્યય સંબંધી દરખાસ્તો હોય કે કોઇ સરકારી ખાતાની ચર્ચા હોય એ ચર્ચાચર્ચા સામાન્યતઃ રીતે અગિયાર સુધી ચાલે છે. ક્યારેક વહેલી ખલાસ થાય તો સભા વહેલી ઊઠે છે, તો ક્યારેક મધરાત કે એથી મોડે સુધી પણ બેસે છે.

શાહી સંમતિ મેળવી પાર્લામેન્ટના કાયદારૂપે પરિણત થયા પહેલાં દરેક બિલને બંને સભાઓની એકથી વધુ ભૂમિકાઓ પસાર કરવાની હોય છે. બિલનું પહેલું વાંચન તો એક પ્રકારની રૂઢિ જ છે. બીજું વાચન એનું ભાવિતવ્ય નક્કી કરે છે. ત્યારે જ એના મુખ્ય મુદ્દાઓ ચર્ચાય છે ને તેના સ્વીકાર કે અસ્વીકારનો નિર્ણય થાય છે. ત્યારબાદ જુદીજુદી કમિટીઓને હાથે સુધારા વધારા પામી આખરી ત્રીજા વાંચન માટે એ



ઇંગ્લંડનો વડો પ્રધાન ચેમ્બરલેઈન આમસભાને સંબોધે છે.

રજૂ થાય છે. એ ત્રીજા વાંચન સુધી પેતેનો અસ્વીકાર થઇ શકે છે, જો કે એવું ભાગ્યે જ બને છે.

ઉમરાવ સભાની કાર્યવાહી તો આમસભા જેવી જ હોય છે, પણ એમાં નાનીમોટી કમિટીઓની માથાકૂટ નથી હોતી. એમની બેઠકો ને બેસવાના ગાળામાં પણ તફાવત રહે છે. ઉમરાવસભા શુક્રવારે કે સોમવારે ભાગ્યે જ મળે છે અઠવાડિયામાં એમના કાર્યદિવસ માત્ર ત્રણ. એ દિવસોએ સામાન્યતઃ સવા-ચાર વાગ્યે એ મળે છે ને છની આસપાસ તો ઊઠી જાય છે સાડાસાતથી વધુ તો એ ભાગ્યે જ રોકાય છે. એના સભ્યો તો આમ સભાથી યે વધુ (૬૧૫થી ૭૭૫) હોય છે, પણ મોટે ભાગે એ ખાલી જ દેખાય. આમસભાનું ચાળીસ સભ્યોનું જે ઓછામાં ઓછું કોરમ છે તે ઉમરાવ સભાનું મોટે ભાગે વધુમાં વધુ કોરમ રહે છે. આમસભાના સભ્યો વાર્ષિક ૬૦૦ પૌંડ પગાર મેળવે છે, જ્યારે આ ઉમરાવોને કંઈ નહિ.

વરસમાં એક વાર, ઑક્ટોબર કે નવેમ્બરમાં જ્યારે પાર્લમેન્ટનું સત્ર શરૂ થાય છે ત્યારે ઇંગ્લંડનો રાજા તેની મુલાકાત લે છે ને તેના પ્રધાનોએ દેશપરદેશોની પરિસ્થિતિ પર તૈયાર કરી આપેલું ભાષણ વાંચી જાય છે.

## દક્ષિણ અમેરિકા

આઠ કરોડની વસતિ અને પૃથ્વીના ભૂમિભાગનો સાતમો હિસ્સો ધરાવતા આ ખંડ વિષે આપણે બહુ ઓછું જાણીએ છીએ. ઘણાને ખબર નહિ હોય કે દસ પ્રજાસત્તાક રાજ્યો ધરાવતા આ ખંડમાં ચાર તો બહુ જબરાં રાજ્યો છે ને બાકીનાં યે ઇંગ્લંડ કરતાં તો બધાંયે મોટાં છે.

એ આઠ કરોડની જનતાને આપણે એ ભાગમાં વહેંચી શકીએ. એનો અરધાથી સહેજ ઓછો ભાગ એના મધ્ય-વર્તી પ્રદેશ બ્રાઝિલમાં રહે છે અને પોર્ટુગીઝ ભાષા બોલે છે. બાકી રહેલા ચાળીસ લાખ ચોરસ માઈલ પ્રદેશની સઘળી વસતિ સ્પૅનિશ ભાષા બોલે છે. એ બધાં રાજ્યો એક વખત સ્પેનનાં સંસ્થાનો હતાં. એ નવા ખંડ પર સૌ પહેલો છાપો મારનાર પણ સ્પેન જ. એણે ઈ. ૧૪૯૨માં વસાહત આરંભી ત્યારપછી ઇંગ્લંડ તો ૧૧૫ વરસે જાગ્યું ને ઈ. ૧૬૦૭માં આજના યુનાઇટેડ સ્ટેટ્સમાં વસાહત આરંભી.

સ્પેને પોતાનાં સંસ્થાનોનો બહુ વિપરીત રીતે લાભ લેવા માંડ્યો, પણ સંસ્થાનોની પ્રજા એ સાંખી ન શકી. ઈ. ૧૮૨૦માં આખું દક્ષિણ અમેરિકા 'સ્વાતંત્ર્યયુદ્ધ'માં ઝૂકી પડ્યું ને બોલિવાર, મિરાન્ડા, સાન માર્ટિન ને સુક્રે જેવા નરોએ છેવટે સ્પેન પાસેથી પોતાનું સ્વાતંત્ર્ય છીનવી લીધું.

સ્વાતંત્ર્ય મેળવ્યા બાદ દક્ષિણ અમેરિકાનાં રાજ્યોએ ખૂબ વિકાસ સાધ્યો છે. બ્રાઝિલની સાંકડી છતાં સમૃદ્ધ રાજધાની બ્યુએનોસ ઍરીઝ, પેરૂનું લીમા કે ચીલીનાં બે જાણીતાં નગર વાલપરૈઝો ને સાનટિયાગો કે કોલંબીઆ ને બોલિ-વિયાની પહાડી રાજધાનીઓ બોગોટા ને લા પાઝ જેવાં નગરો સાથે મોન્ટીવીડિયો, રોઝારીઓ કે બૅર્ન્સ્ટીલા જેવાં પૂર્ણ વિકસિત બંદરો યે ખીલ્યાં છે. આર્જેન્ટિનામાં આવેલા પંપાના વિસ્તારો, ઢોરોના વૈપુલ્ય કે દ્રાક્ષોના જબરા પાક કરતાં યે દક્ષિણ અમેરિકામાં એક વાત વધુ ધ્યાન ખેંચે છે કે, જેમ દક્ષિણ તરફ વધતા જઈએ તેમ ઠંડીનું પ્રમાણ વધતું જાય. એનું કારણ દક્ષિણ ધ્રુવની તેની નિકટતા છે.

## ઇતિહાસની સૌથી કરુણ કથની : દુષ્કાળ

દુષ્કાળે માનવજાત પર પાડેલાં વીતકોની કથા જેટલી કરુણ તેટલી જ અવર્ણનીય તેમ જ દુઃખદાયક છે. છેક પ્રાચીન કાળથી એ કરુણ કથનીની અજબગજબની વાતો ઇતિહાસને ચોપડે નોંધાતી રહી છે.

દુષ્કાળના વખતમાં એક સ્થળેથી બીજે સ્થળે અનાજ, ઘાસચારો વગેરે લઈ જવાની સગવડતા ઓછી હોય તેમ તેની કરુણતાની કથની વધુ ને વધુ ત્રાસજનક થઈ પડે છે. એને સમયે અનાજ તેમ જ ઘાસચારાની જ્યાં પુષ્કળતા હોય ત્યાંથી જ્યાં જરૂર જણાય એવાં તંગીવાળાં સ્થળોએ મોકલી શકવાની સગવડ થઈ શકે તો દુષ્કાળપીડિતોનાં દુઃખો ભલે તદ્દન દૂર ન થઇ શકે પરંતુ કેટલેક અંશે અલબત્ત ઓછાં તો થઇ જ શકે છે. છેક પ્રાચીન કાળમાં દુકાળ વખતે ખોરાક તેમજ ઘાસચારાને વાસ્તે જે ત્રાસ જનતાને ભોગ-વવો પડતો તેનો સાચો ખ્યાલ આજના વિજ્ઞાનયુગમાં

વસનારાં મનુષ્યોને ભાગ્યે જ આવી શકે. આજે તો એક સ્થળેથી બીજે સ્થળે માલની હેર-ફેર કરવા માટેનાં અનેક પ્રકારનાં સગવડભર્યાં સાધનોની શોધ કરવામાં આવી છે, તેથી દુષ્કાળપીડિતોને પણ દુકાળનો અગાઉ જેટલો ત્રાસ સહન કરવો પડતો નથી એમ કહેવામાં ન્યૂનોક્તિ જેવું કશું યે નથી.

નીચે આપેલો કોઠો ઇતિહાસને ચોપડે ચઢેલા સૌથી વધુ ત્રાસજનક દુષ્કાળોની ટૂંકી નોંધ રજૂ કરે છે:

| કયી સાલમાં | દેશનું નામ | તેની ત્રાસદાયક કથનીની ટૂંકી નોંધ |
|---|---|---|
| ઈ. સ. પૂ. ૪૩૬ | રોમન રાજ્ય | એ સમયે દુષ્કાળની પીડામાંથી બચવા માટે હજારો મનુષ્યોએ ટાઈબર નદીમાં ઝંપલાવીને તેમનાં દુઃખી જીવનનો અંત આણ્યો હતો. |
| ઇ. સ. ૪૨ | મિસર | ઘણો જ ત્રાસદાયક દુષ્કાળ. |
| ,, ૬૪૧ | ભારતવર્ષ | આ દુષ્કાળે અન્નના અભાવે મનુષ્યોને માનવભક્ષી બનાવ્યાં હતાં. |
| ,, ૧૦૨૨ | ,, | |
| ,, ૧૦૩૩ | ,, | |
| ,, ૧૦૧૬ | સમસ્ત યુરોપખંડ | |
| ,, ૧૦૪૮ થી –૧૧૫૯ | મિસર | આ દુષ્કાળ અગિયાર વર્ષ સુધી લંબાયો હતો એ જ એના ત્રાસની પરાકાષ્ઠા ગણાય. |
| ,, ૧૦૫૫ | ઇંગ્લંડ | |
| ,, ૧૧૬૨ | સમસ્ત દુનિયા | સાર્વત્રિક દુષ્કાળ. તેના ત્રાસની કથા અવર્ણનીય જ ગણાય. |
| ,, ૧૫૮૬ | ઇંગ્લંડ | આ દુષ્કાળને પરિણામે ગરીબોને માટે કાયદાની પદ્ધતિ (Poor Law System) નો ઉદ્ભવ થયો. |
| ,, ૧૭૬૯–૭૦ | બંગાળા | એક કરોડ મનુષ્યો તેમજ અસંખ્ય ઢોર મરાયાં. |
| ,, ૧૭૯૦ થી ૯૨ | ભારતવર્ષ | આ દુષ્કાળનું નામ 'ખોપરીઓ દુષ્કાળ' (The Skull Famine) હતું. એવું નામ પાડવાનું મુખ્ય કારણ એ હતું કે મરણ પામેલાંની સંખ્યા જ એટલી બધી હતી કે મૂએલાં મનુષ્યોને અન્ત્યસંસ્કાર પણ પહોંચાડી શકાયાં નહોતાં અને તેથી માણસોની ખોપરીઓ જાહેર રીતે રખડવા લાગી હતી. |
| ,, ૧૮૪૬-૪૭ | આયર્લૅંડ | બટેટાંનો પાક નિષ્ફળ જવાથી આ દુષ્કાળ પડવા પામ્યો હતો. |
| ,, ૧૮૬૬ | બંગાળા અને ઓરિસા | દશ લાખ મનુષ્યો મરણ પામ્યાં. |
| ,, ૧૮૭૬–૭૮ | મુંબાઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો ને માઈસોર | ભૂખમરાથી તેમજ દુષ્કાળપીડાથી પચાસ લાખ મનુષ્યો મરાયાં હતાં. |
| ,, ૧૮૭૭–૭૮ | ઉત્તર ચીન ને ભારતવર્ષ | ભૂખમરાથી નેવું લાખ મનુષ્યો મરાયાં હતાં. ભારતવર્ષમાં એ દુષ્કાળને ચોત્રીસા કાળના નામથી ઓળખાવવામાં આવે છે, જ્યારે અનાજની એટલી બધી તંગી હતી કે અનાજના દાણા એક રૂપિયાના તોળીને નહિ પણ ગણીને વેચાતા હતા. એ ઉપરથી તેના ત્રાસનો કંઈક ખ્યાલ આવી શકે ખરો. |
| ,, ૧૮૯૧-૯૨ | રશિયા | |
| ,, ૧૮૯૯-૧૯૦૧ | ભારતવર્ષ | છપ્પનિયાને નામે ઓળખાતા આ દુકાળ વખતે દશ લાખ મનુષ્યો ભૂખમરાનો ભોગ બન્યાં હતાં. એ સમયે પોતાનાં બાળકોને છોડીને માબાપો ચાલ્યા ગયાના દાખલા કાળને ચોપડે નોંધાએલા છે. |
| ,, ૧૯૨૧–૨૨ | રશિયા | વીસ લાખ કરતાં પણ વધુ મનુષ્યો ભૂખમરાથી મરણ પામ્યાં હતાં. |

આ કોઠામાં ન ઉલ્લેખ થયો હોય એવા નાના મોટા કેટલાક દુષ્કાળો ભારતવર્ષના જુદા જુદા પ્રાન્તોમાં પડ્યા હોવાની નોંધ મળે છે ખરી, પરન્તુ એવા દુષ્કાળનો વિસ્તાર નાના પ્રાન્તો પૂરતો જ હોઇને ઉપર જણાવેલા ભયંકર દુષ્કાળ જેવા ત્રાસજનક ન ગણાય. પરંતુ એટલું તો સ્પષ્ટ જ છે કે દુનિયાના બીજા કોઇ પણ રાષ્ટ્ર કરતાં ભારતવર્ષે દુષ્કાળના સૌથી વધુ ત્રાસનો અનુભવ છેક પ્રાચીનકાળથી અત્યારસુધી કરવું આવ્યું છે. ત્રિભુવન વિઠ્ઠલદાસ દેસાઈ

## આપણી ચલણી નોટો ને પોસ્ટ કાર્ડ ક્યાં છપાય છે?

હિંદુસ્તાનના લોકોના હાથોમાંથી હરરોજ કેટલી યે ચલણી નોટો, ટિકીટો, કવરો ને પોસ્ટકાર્ડો પસાર થાય છે પણ એ બધાં ક્યાંથી તૈયાર થઈને બહાર પડે છે તે ઘણા નહિ જાણતા હોય.

ભારતમાં નોટોના ઇતિહાસનો આરંભ ઇ. ૧૮૬૦ પછીથી થાય છે. એ પહેલાં અહીં એવું ચલણ ન હતું. ૧૮૬૧માં ઇંગ્લૅન્ડની બૅંકે ભારતીય નોટ છાપવી શરૂ કરી અને ૧૮૬૨ના માર્ચમાં હિંદમાં તેની પહેલી પ્રસિદ્ધિથી તે ૧૯૨૮ સુધી ત્યાં જ તે છપાતી રહી. ટિકીટ, કાર્ડ વગેરે છાપવાનો ઇજારો લંડનની ડેલા રૂ કંપનીએ રાખેલો ને ૧૮૬૨થી ૧૯૨૪ સુધી એ પણ ઇંગ્લંડમાં જ છપાતાં રહ્યાં.

પણ એ ઇજારાઓની મુદત પૂરી થતાં અહીંની સરકારને લાગ્યું કે એ સઘળાંની છપાઇ હિંદમાં જ થવી જોઇએ. એ માટે હવામાન વિચારી, યોગ્ય સ્થાનની શોધ કરતાં મુંબાઇથી ૧૨૫ માઇલ પર આવેલા નાસિક પર પસંદગી ઊતરી.

ઇ. ૧૯૨૪ના સપ્ટેમ્બર મહિનામાં પ્રેસ માટે નાશિકમાં જમીન ખરીદાઇ. નવેમ્બર ૧૯૨૫માં છપાઇકામ શરૂ થઇ ગયું, અને ચલણ વિભાગ, ટપાલ અને તાર વિભાગ, અદાલતોના તથા ભારત સરકાર અને પ્રાન્તીય સરકારોના કર વિભાગો માટેના સઘળાં છાપકામ ત્યાં થવા લાગ્યાં. નોટો છાપવાનું કામ ૧૯૨૮થી શરૂ થયું

આ પ્રેસમાં રોજ ૧૦,૫૦,૦૦૦ એકવડા પોસ્ટ કાર્ડો, ૨,૭૦,૦૦૦ જવાબી પોસ્ટકાર્ડો, ૪,૦૦,૦૦૦ કવરો અને જુદાજુદા મૂલ્યની ૧૫,૦૦,૦૦૦ નોટો છપાઇને બહાર પડે છે.

## શહેરોનો રાક્ષસ ધુમાડો

માણસજાત એ સૌથી વધુ વ્યયખોર જાતિ છે. છતાં નવાઇની વાત એ છે કે એ વ્યયનો એ ભાગ્યે જ વિચાર કરે છે. વિજ્ઞાનના દૃષ્ટિબિંદુએ જોઇએ તો સૂકી જમીન પરનું પાણીનું એકે ટીપું દરિયામાં જવા દેવું એ વ્યય છે. એવી જ રીતે વાહનોનો કે યંત્રોનો ઘોઘાટ એ પણ વ્યય છે, કારણ એ કોઈ ઉપયોગી વસ્તુ પર પડતા વિશેષ બોજાની નિશાની છે. નદીઓમાં ધોવાઈ જતી માટી એ પણ વ્યય છે, ને એનો ભયંકર વ્યય છે કે ભૂમિખંડોની ફળદ્રુપતાનો એથી નાશ જ થતો જાય છે

એવી જ રીતે કારખાનાઓનાં ભૂંગળાંમાંથી વછોડાતો બહાર નીકળતો ધુમાડો પણ વ્યય છે. એ ધુમાડો એક જાતનું કાચું દ્રવ્ય છે એ તમે જાણો છો? એમાંથી કેટલી યે દવાઓ, રંગો, વાર્નિશો, ખાદ્ય પદાર્થો, ડામર વગેરે બનાવી શકાય. આ જાણ્યા પછી કોઈ મિલના ભૂંગળામાંથી નીકળતો ધુમાડો જોઇ તમે નિઃશંક કહી શકશો, માનવજાતને ઉપયોગી અનેક ચીજોથી ભરેલા એક દ્રવ્યનો અપવ્યય થઇ રહ્યો છે.

અને શહેરની પ્રજા માટે તો એ ધુમાડો શાપરૂપ છે. તેમાં યે આપણું આ શહેર તો તોબા. થોડા વખત પહેલાં જ અમદાવાદની હવાનું રાસાયણિક પૃથક્કરણ અહીંની મ્યુનિસિપાલિટીએ કરાવ્યું હતું તેમાં મુંબાઈથી યે અહીં આપણી હવા વધારે અશુદ્ધ માલૂમ પડી હતી. એ અશુદ્ધિઓ—એમાં મુખ્યત્વે ડામરના કણો ને ગંધકના તેજાબના વાયુઓ (tar and acid sulphur gases) શ્વાસમાં ભરી ભરી શહેરી માણસ એનાં ફેફસાં ભરતો આવે છે. મકાનને પણ એ ધુમાડો નુકસાન કર્યા વિના નથી રહેતો ને? ઇંગ્લંડના ડિરેક્ટર ઑફ વર્ક્સ સર ફ્રાન્ક બેઇન્સે અડસટ્ટો કાઢ્યો છે કે ઇંગ્લંડનાં મકાનોને એકલા એ ધુમાડાએ જ ૬ કરોડ પૌંડનું નુકસાન પહોંચાડ્યું છે. જો કાળમીંઢ પત્થરો યે એથી જર્જરિત બનતા હોય તો કુમળાં ફેફસાંનું શું ગજું?

એટલે આ ધુમાડો શહેરી જીવન પર કાપ મૂકી રહેલો મોટામાં મોટો રાક્ષસ છે, અને એ રીતે એમાં રહેલા મૂલ્યથી યે વધુ મૂલ્યવાન જીવનની ત્રણ વસ્તુઓ તે વેડફે છે, ને તે મનુષ્યનાં લોહી પરસેવો ને આંસુ. ડૉ. ઓનરૂડે સાચું જ કહ્યું છે કે ગામડાંઓ કરતાં શહેરોમાં રોજી મળવી મુશ્કેલ છે એટલું મરવું મુશ્કેલ નથી.

આ રાક્ષસ મારફત થતો માનવશ્રમનો ને મૂલ્યવાન દ્રવ્યનો વ્યય અટકાવવો એમાં જ માનવજાતનું ડહાપણ રહેલું છે.

## પોસ્ટકાર્ડ પર કરેલી અરજી કાયદેસર છે

સામાન્ય રીતે સરકારી કોઇ પણ ખાતામાં અરજી કરવી હોય તો હાંસિયો પાડેલા ફુલસ્કેપ કાગળ પર હોવી જોઇએ એવી લોકોમાં સમજ છે.

પણ આ પ્રથાને કાયદાનો કોઈ પણ જાતનો અંશતઃ ટેકો નથી. થોડા જ વખત પર મુંબાઇની વડી અદાલતે ચુકાદો આપ્યો છે કે પોસ્ટ કાર્ડ પર—કાર્ડ પર (અલબત્ત, જરૂરી સ્ટાંપ (ટિકીટ સાથે જ) કરેલી અરજી તદ્દન કાયદેસર છે.

પૂનાના શ્રી શંકર લક્ષ્મણ વૈદે લોકસગવડ ખાતર આ મુદ્દો નક્કી કરાવવા અદાલતમાં કરવાની એક અરજી પોસ્ટ કાર્ડ પર લખી અને ઘટતા સ્ટાંપ સાથે મોકલી. તેમને આમાંથી કશો લાભ અંગત રીતે મેળવવાનો ન હતો. પણ ગામડાના ગરીબ લોકોને, ગામમાં ફુલસ્કેપ કાગળ વેચાતા પણ ન મળે તે ખાતર શહેરમાં જઇ ખાસ લખનારા મુખત્યાર વગેરેની ખુશામત કરીને કે નાણાં આપીને જ અરજી લખાવવી પડે, ફુલસ્કેપ કાગળના ને પરબીડિયાના પૈસા ખર્ચવા પડે (શહેરીઓને નવાઈ લાગે, પણ ગામડાંમાં ઘણાને એટલું નાણું પણ ખર્ચવું મુશ્કેલ પડે છે) તે ટાળવા માટે તેમણે આ એક અજમાયશ કરી.

ને અજમાયશ કંઇ સસ્તી ન નીવડી. તેનું તોફાન સારી પેઠે ચાલ્યું. ખૂબ પત્રવ્યવહાર થયો. સાતારા જીલ્લા અદાલતે પણ પત્રઅરજીને સ્વીકારવા ના પાડી. એટલે શ્રી વૈદ વાત મુંબાઇની વડી અદાલત સુધી લઈ ગયા, અને ધારાસભામાં પણ તે સંબંધે સવાલ પૂછાયા. પરિણામે વડી અદાલતે

મહાન ગ્રીક ફિલસૂફ સોક્રેટિસને કોઇએ 'દુષ્ટ' કહેતાં તેના શિષ્યોએ તેની ખબર લેવા માંડી ત્યાં સોક્રેટિસે આવી પહોંચી તેમને વારતાં કહ્યુંઃ 'હું કંઇ પાપથી મુક્ત નથી. આ ભલા માણસે મારા ચહેરા પર ક્યારેક પાપના વિચારો અંકિત થએલા જોયા હશે. નિત્યાભ્યાસથી હું તે દૂર કરવા પ્રયાસ કરી રહ્યો છું.'

અનેકાર્થી શબ્દ: જંજીરો=પાણીમાં બાંધેલો કિલ્લો; ટાપુ, બેટ; એક જાતની પૈડાંવાળી નાની તોપ; હનુમાનની સાધનાનો મંત્ર, જંતર; કસબી કિનાર.

કહેવતોના અર્થ: 'પાથરણું જોઇ પગ તાણવા'—પોતાની મર્યાદા પૂરતી વિચારીને પછી પગલું ભરવાની શિખામણરૂપ આ કહેવત છે. એને મળતી કહેવતો: 'સોડ પ્રમાણે સાથરો કરવો,' 'ગજા પ્રમાણે ગાતર કરવી,' 'ઘંટી પ્રમાણે ઓરણું ને ચૂલા પ્રમાણે ખોરણું,' 'ઘર પ્રમાણે આરસાપ,' વગેરે

ગણિતગમ્મત

$$૧^૨ - ૦^૨ = ૧ + ૦$$
$$૨^૨ - ૧^૨ = ૨ + ૧$$
$$૩^૨ - ૨^૨ = ૩ + ૨$$
$$૪^૨ - ૩^૨ = ૪ + ૩$$
$$૫^૨ - ૪^૨ = ૫ + ૪$$
$$૬^૨ - ૫^૨ = ૬ + ૫$$
$$૭^૨ - ૬^૨ = ૭ + ૬$$
$$૮^૨ - ૭^૨ = ૮ + ૭$$
$$૯^૨ - ૮^૨ = ૯ + ૮$$
$$૧૦^૨ - ૯^૨ = ૧૦ + ૯$$

અને એ પ્રમાણે આગળ.

—કાન્તિલાલ મનસુખલાલ જોષી

આપણાં ફેફસામાં બધાં મળીને સાડા બોંતેર કરોડ શ્વાસકોષો રહેલા છે.

પૂર્વ પશ્ચિમ ૧૭૦૦ માઇલ ને ઉત્તર દક્ષિણ ૨૦૦૦ માઇલ વિસ્તારના આપણા દેશને ૫૦૦૦ માઈલનો દરિયાકિનારો ને ૬૦૦૦ માઈલ જમીનની સરહદ છે.



શીશીને સજ્જડ બેઠેલું કાચનું ઢાકણું ઉઘાડવા જોર અજમાવશો તો ભાંગી બેસશો. તે કરતાં શીશી ને સ્ટૉપર વચ્ચે તેલનાં થોડાં ટીપાં નાખો એટલે સરળતાથી ઉઘડી આવશે.

મકાનમાલિક: અમને અહીં કશો ઘોંઘાટ ન જોઇએ એ પહેલી શરત છે. તમને કંઇ છોકરાં છે?

ભાડુઆત: ના.

'હાર્મોનિયમ, રેડીઓ, ગ્રામોફોન?'

'જી, ના.'

'બીજા કશા વાજિંત્રનો શોખ છે? કૂતરો, બિલાડી, પોપટ કંઇ પાળેલ છે?'

ભાડુત (ચીડાઇને): 'ના જી, પણ મારી ફાઉન્ટેન પેન તરડાઇ ગઇ હોઇ ક્યારેક અવાજ કરે છે.'

ચીની ભાષામાં મજૂર માટે વપરાતા શબ્દનો અર્થ 'શ્રમ વેચનાર' થાય છે.

મોરોક્કોના શાહ મુલાં ઇસમાઇલ ઇ. ૧૭૨૭મા ગુજરી ગયા ત્યારે તેને ૫૪૮ છોકરા અને ૩૪૦ છોકરીઓ હતી! પ્રાચીન ઇજીપ્તના ફેરોહ રામેસીસને ૧૬૨ છોકરાં હતા જ્યારે ઈ. ૧૯૧૦માં સયામનો રાજા ચૂડાલંકાર ગુજરી ગયો ત્યારે ૩૦૦૦ પત્નીઓથી તેને ૩૭૦ છોકરાં હતા જેમાં ૧૩૪ છોકરા અને ૨૩૬ છોકરીઓ હતી

પુરાણમાં સગર રાજાના ૧૦૦૦ પુત્રોની વાતની પણ અહીં નોંધ લેવી ઘટે!



સામાન્ય રીતે કાચબો મંદગતિ મનાય છે, પણ તેનો ઘાટ સંપૂર્ણ વૈજ્ઞાનિક—ઘર્ષણ અને હવાનું દબાણ પસાર કરે એવી રચનાવાળો (પૅરેબોલિક) છે. કલાકે ૨૩૧ માઇલની ઝડપ કરનારી મોટર પણ આવી પૅરેબોલિક ઢબે જ બનાવાઇ હતી. તે પછીની ૨૪૫ માઇલની ઝડપ કરનારી મોટર તો બરાબર કાચબા ઘાટની જ હતી. બરોબર સીધી રાખેલી નળાવાળી બંદુક ફૂટતાં તેની ગોળી હવામાં પૅરેબોલા કરતી જ છટકે છે.

સવારના ઊઠતી વખતે શરીર ભારેખમ અને આળસ જેવું જણાય તો લીંબુનો રસ ઠંડા પાણી સાથે પી જવો

ઝાંખું પડી ગએલું સોનેરી ભરત ફટકડીનો ભુકો ઘસવાથી પાછું રોનકદાર બનાવી શકાય છે

કડક થઈ ગએલા ચામડાના પટ્ટાને સાબુના પાણીમાં સારી રીતે બોળીને છાંયે સૂકવી દેવો; ત્યાર બાદ તેલનો આછો હાથ મારવો.

દુનિયામાં સૂકામાં સૂકો પ્રદેશ ચીનાઇ તુર્કિસ્તાનનું ત્રણ લાખ ચોરસ માઇલના વિસ્તારનું રણ છે.

દુનિયાનું સૌથી વિસ્તૃત શહેર ફિલિપાઇન ટાપુઓને ઠેઠ દક્ષિણ છેડે આવેલું ઝામ્બોઆંગા છે—૧૦૫૯ ચોરસ માઇલનું. એથી બીજે નંબરે ટોકીઓ (૮૩૩ ચો. મા.), પછી લંડન (૬૯૬) લૉસ ઍન્જેલિસ (૪૫૨.૫), બર્લિન (૩૪૮) અને ન્યૂ યૉર્ક (૩૧૦) આવે. આટલા વિસ્તારનું છતાં એની વસતિ તો એકાદ સામાન્ય શહેર જેટલી, ૧,૦૧,૦૪૮ છે.



બારણા માટે ચોખંડની જાળીનું ડિઝાઈન • કલ્પક: રવિશંકર રાવળ (કૉપીરાઈટ)




વર્ષ ૧૬ અંક ૧૦ • ઑક્ટોબર ૧૯૩૯ • સળંગ અંક ૧૯૦ તંત્રી રવિશંકર રાવળ • સંપાદક બચુભાઈ









**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ઉપર: ડાબી બાજુ, 'જૈન દેરાસરો'–ભાઈ દાગમ સુતાર (નડિયાદ), બીજું ઇનામ: જમણી બાજુ, 'અરૂણું બજે રે'–ભાઈ નરેન્દ્ર એસ. અધ્વર્યુ (અમદાવાદ), ત્રીજું ઇનામ; નીચે: ડાબી બાજુ, 'ધુવાંધાર ધોધ'–ભાઈ એન. છ. શાહ (મુંબાઈ), નોંધપાત્ર; જમણી બાજુ, 'કાર્યમગ્ન'–ભાઈ રમણિકલાલ શાહ (કચ્છ-માંડવી), ઉત્તેજના.



મંગલ કલશ

ચિત્રકાર - રસિકલાલ પરીખ



## મંડીનાં જોષી દંપતી

● મંડીની હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રીયુત હરિશ્ચન્દ્ર જોષી ઉપર ડૉ. કઝિન્સે ચિઠ્ઠી આપી હતી. એક મજૂર લઈને તેમના ઘર તરફ ચાલી નીકળ્યો. મંડી પહાડોનું એક સુંદર શહેર છે; મંડી રાજ્યનું પાટનગર છે; ડામરની સડક ને વીજળીની રોશનીથી સ્વચ્છ લાગે છે. શ્રી જોષીનાં પત્ની શ્રીમતી તારાબેન જોષી પણ મંડીની કન્યા હાઈસ્કૂલનાં પ્રિન્સિપાલ છે. ઉભય પતિપત્ની યુ. પી.નાં મહારાષ્ટ્રીય છે. તેમનું ઘર મંડીમાં પેસવાના ઝૂલતા પુલ પાસે એક આગળપડતા ટેકરા ઉપર જ હતું. સુંદર-ફૂલોની ક્યારીઓથી શોભતો તેમનો નાનકડો બગીચો મેં જતી વખતે જોએલો, પણ મને ખ્યાલ નહોતો કે ત્યાં મને આતિથ્ય, આદર અને સુંદર મૈત્રીનો અવસર મળશે. હું પહોંચ્યો તે વખતે શ્રીમતી તારાબેન જોષી બગીચામાં નદીના પટ સામે ખુરશી નાખી એકલાં કંઈક વાંચતાં હતાં. મેં નમસ્કાર કરી ડૉ. કઝિન્સની ચિઠ્ઠી તેમના હાથમાં મૂકી. તે તેમણે વાંચી અને પોતાના નોકરને બોલાવી મારો સામાન એક ખંડમાં મુકાવ્યો. મિ. જોષી કલબમાં ગયા હતા તે થોડી વારમાં આવશે એમ જણાવી મારા માટે ચા અને સ્નાનની ગોઠવણ કરી. મિ. જોષી આવ્યા તે પહેલાં હું કપડાં બદલી હળવો થઈ બહાર આવ્યો. મિ. જોષીએ સરળતાપૂર્વક મારી પિછાન કરી લીધી. તેમની બે નાની દીકરીઓ શીલા અને લીલા પણ આ સુશિક્ષિત દંપતીના સુમેળની લહરીઓ જેવી હતી. સાદા અને કરકસરભર્યા સંસારમાં પણ જીવનની કેટલીક મજા તેમણે સાચવી હતી. પહાડોમાં વિજળી સુલભ થઈ છે. તેનો લાભ લઈ તેઓ રેડીઓ દ્વારા લાહોર, દિલ્હી, મુંબાઈ, કલકત્તા, વગેરે સાથે રોજનો સંબંધ બાંધી સંસ્કારનો આનંદ મેળવતાં હતાં. તેમણે પહેલાં જ દિલ્હી પર કાંટો મૂકી સંગીત ચાલુ કર્યું. જમવા માટે ટેબલ ગોઠવ્યું, નોકર થાળીઓ મૂકી ગયો એટલે શ્રીમતી જોષી, મિ. જોષી અને હું એ સાદી સ્વાસ્થ્યપ્રદ રસોઈ જમતાં, વાતો કરતાં વધારે પરિચય પામ્યા. મુંબાઇની કેટલીક ઓળખાણો કાઢી. તારાબેન જોષીના નામ પરથી (સ્વ. ગિજુભાઈનાં સહકાર્યકર) તારાબેન મોડક યાદ આવ્યાં અને યોગાનુયોગે તેઓ પણ તેમનાં પરિચયવાળાં નીકળ્યાં. અલબત્ત પરદેશપ્રવાસીની છાપ ભૂંસાડી હું જૂનો મિત્ર હોઉં એમ થોડી વારમાં તેમણે મને સ્વસ્થ બનાવી દીધો. સવારે મારો વિચાર મંડી જોઈ લેવાનો અને થોડા ફોટોગ્રાફ લેવાનો છે એમ જણાવ્યું એટલે તેમણે આખા દિવસમાં ક્યારે અને ક્યાં જવું તે ગોઠવી આપ્યું. સવારમાં મેં તેમની સ્કૂલની પ્રાર્થના અને ડ્રિલ જોઈ. પહાડમાં કેળવણીની કેટલી યે સરળતા અને સગવડો છતાં રાજ્ય, શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં એક પ્રકારની જ્ઞાન તરફની બેપરવાઇ સહજ છે. તેને હઠાવી નવી દૃષ્ટિથી કેળવણી અને સંસ્કાર આપવાના શ્રી જોષીના પ્રયત્નોમાં તેમનું ઉચ્ચ માનસ અને કવિત્વ સમજાયાં. પછી મને પણ ખબર પડી કે તે ઉત્તમ પ્રકારના લેખક અને કવિ પણ છે; સારા ચિત્રકાર પણ છે. એમ. એ. થએલા, ઇંગ્લંડથી શિક્ષણની ડિગ્રી મેળવી આવેલા આવા તરુણને આ ખૂણે પીંજરાએલા જોઈ હું બહુ આશ્ચર્ય પામ્યો. તેમની સ્કાઉટિંગની પ્રવૃત્તિમાં તેમણે પહાડોનો પરિચય અને અભ્યાસ વિદ્યાર્થીઓમાં વધાર્યો હતો. પહાડોના નકશા, મોડેલો વગેરે કરાવ્યાં હતાં. પહાડોનાં પ્રાણી પશુ ખનીજ વનસ્પતિ વગેરેની નોંધો કરાવી હતી. એમ પહેલાં દેવભૂમિને ઓળખી જ્ઞાનનો વિસ્તાર કરવાનું ધોરણ અમલમાં મૂકતા મેં તેમને જોયા. સાંજે વિદ્યાર્થીઓ આગળ પ્રો. રોરીક વિષે બોલવાનું કહી મેં મંડી જોવા માંડ્યું.




* * પંજાબમાં અમૃતસર થઇ પઠાણકોટને રસ્તે બૈજનાથ પાંપોલા, મંડી, કુલુ અને નગરનો માર્ગ દર્શાવતો નકશો. કાળી લીટીવાળો ભાગ હિમાલયનો પહાડી પ્રદેશ બતાવે છે. * *



ડાબી બાજુ: મંડીનાં શિવમંદિરોના નંદી આપણે ત્યાંની પેઠે બેઠેલા નહિ પણ ઊભા હોય છે. તેના પગ વચ્ચે શિવનો પ્રિય સર્પ છે, પાછળ પૂછડે સ્પર્શ કરીને ભક્ત ઊભેલો છે. જમણી બાજુ: મંડી શહેરની મધ્યમાં આવેલો, નેપાળી બાંધકામની ઢબનો ટાવર

## મંડી

● મંડીનાં દેવળો જોતાં તે ઉપર ભુવનેશ્વરના મંદિરની છાયા સ્પષ્ટ લાગી. પછીથી તેનો ઇતિહાસ જાણતાં તે બાબત અચૂક ખાત્રી થઇ કે બિહારના સેન રાજાઓ ૧૪મા સૈકામાં અહીં આવ્યા અને રાજ્ય સ્થાપ્યું તે વખતના એ અવશેષો છે. આજે એ જ રાજવંશ ચાલુ છે અને રાજાઓના નામને છેડે સેન શબ્દ આવે છે. એ વખતથી મંડીમાં કેટલાંક દેવાલયો તીર્થની પ્રતિષ્ઠા પામેલાં છે. કેટલુંક મૂર્તિનિર્માણ પણ સુંદર છે. આખા કુલુ પ્રાંતમાં એક જ પ્રકારનું મંદિર-સ્થાપત્ય છે તેમાં આ રાજ્ય-વિસ્તાર જ કારણભૂત છે. મંડી રાજ્યમાં બીઆસ નદી અનેક ઠેકાણે ઊંચેથી પછાડ ખાતી આવે છે, એટલે પાણીની સપાટી ઘણે ઠેકાણે સેંકડો ફૂટ ઊંચી રહે છે. એવે દરેક ઠેકાણે પ્રવાહને ઢાળમાં લઇ બાંધેલાં જળચક્કીઓનાં થાણાં ને થાણાં નદીમાં દેખાય છે. પણ હવે પંજાબ સરકારે મંડી તાબેના જોગેન્દ્રનગરમાં વીજળી ઉત્પન્ન કરવા એક મોટામાં મોટું મથક બાંધ્યું છે અને એટલો જળપ્રવાહ બાંધ્યો છે કે તેના બળથી આખા પંજાબ પ્રાંત માટે વીજળીક બળ ઉત્પન્ન કરી શકાશે. આથી જોગેન્દ્રનગર એક અજબ સંસ્થાન બન્યું છે. ઈજનેરો, કામદારો અને વહીવટદારો માટે સુંદર બંગલા, રસ્તા અને વાહનની જે વીજળીક સગવડો ત્યાં કરેલી છે એવી જગતમાં થોડીક જ જગ્યાએ હશે એમ કહેવાય છે. આ યોજનાનો લાભ આખા પંજાબને હજુ પહોંચી શક્યો નથી, પણ તે પોતાના રાજ્યમાં કરવાની અનુકૂળતા આપવા બદલ મંડી રાજ્યને વીજળીક બળ મફત મળે છે, એથી પ્રજાને પણ બહુ સસ્તામાં વીજળીપ્રવાહ મળે છે.

આખો દિવસ મંડી જોવામાં ગાળ્યો. ફોટોગ્રાફો, નોંધો વગેરે કરી સાંજે ખૂબ થાકેલો, છતાં હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ આગળ પ્રો. રોરીક અને તેમની કળા ઉપર હિંદી (!) માં વાર્તાલાપ આપ્યો. પણ વિદ્યાર્થીઓ અને શિક્ષકોને આ બોલનાર પોતાની જ જાતિનો અને દેશનો માનવી છે એનો આનંદ થતો હતો. શ્રી રોરીક તેમના જ પ્રદેશમાં વસ્યા છે છતાં તેમની કળા કે વ્યક્તિત્વ વિષે તેમને પહેલો પ્રકાશ આપનાર હું હતો તેનો સગર્વ આનંદ મને પણ થયો. રાત્રે મારાં યજમાનોની રજા લઈ લીધી.

## અમૃતસરને માર્ગે

● સવારના ચાર વાગ્યે નોકરને જગાડી મોટર સ્ટૅન્ડ પર જઈ જગ્યા મેળવી અને પહાડો ચઢાવવા માંડ્યા. નવ વાગ્યે પાપ્રોલા તરફ આવતાં (અનુસંધાન પૃ. ૪૩૯ મે)



બીઆસ નદી ઓળંગી સામે તીરે મંડીમાં પ્રવેશ કરવાનો એક જ માર્ગ આ ઝૂલતો પૂલ છે

# લખમીદાસ



મુંબાઈની પ્રાંતિક કૉંગ્રેસ કમિટીમાં સ્વાગત માટે ગાંધીજીની રાહ જોવાઈ રહી હતી ત્યાં એક અવાજ આવ્યો, 'ગાંધીજી તો આવવાના છે પણ સાથે પોતાના એક વકિલને પણ લાવવાના છે.' સૌ એકાએક આશ્ચર્યચકિત થઈ ગયા. ત્યાં તો હસતાહસતા ગાંધીજી પ્રવેશ્યા. એમને એકલા જોઈ કોઈ ઉત્સુકથી ન રહેવાયું ને પ્રશ્ન કર્યો, 'ગાંધીજીના વકિલ ક્યાં?' ત્યાં તો મદ્રાસ લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીના હાલના અધ્યક્ષ શ્રી બુલુસુ સાંબમૂર્તિ પ્રવેશ્યા ને એ અવાજ કરનારે તરત તેમની સામે આંગળી ચીંધી કહ્યું, 'જુઓ, આ ગાંધીજીના વકિલ. ગાંધીજીના અંગ પર ખાદીનું પંચિયું ને પહેરણ છે, જ્યારે સાંબમૂર્તિ લગભગ દિગંબર છે. ગાંધીજીના વકિલ સ્થાને એ નથી શોભતા?'

આ ટીખળી વિનોદ તેરસીનો. આ ટીખળ જ શ્રી તેરસીનું જીવનભરનું વૈશિષ્ટ્ય હતું. એમના ટીખળમાં વિનોદ કરતાં મર્મભેદી ઉપહાસ વધુ રહેતો, પણ તેમાં સારાસારનું વિચારભાન સહેજ પણ ન ઊતરતું. અને એ ટીખળ વડે જ, એમણે એક વખત લોકોના શિરે સ્થાન પામી વખણ થતાં એમને પગે કચડાતી સુલભ 'લોકપ્રિયતા'ને સદા દૂર રાખી હતી.

કૉંગ્રેસમાં એમને વિશ્વાસ હતો, પણ અંધશ્રદ્ધા નહિ. કૉંગ્રેસની દરેક બેઠકમાં હાજરી આપતા, એના કાર્યમાં ભાગ લેતા, પણ જ્યાં જરા સરખી તર્કચ્યુતતાની ગંધ આવે ત્યાંથી તરત પોતાની જાતને અળગી કરી લેતા. 'ગોખલે-દેવધરના ઉપદેશો કરતાં ગાંધીની લંગોટી વધુ સામર્થ્યવાન છે' એ શબ્દો વડે પૂનાની વ્યાસપીઠેથી એમણે જ મહારાષ્ટ્રીઓને સાચી વસ્તુસ્થિતિનું ભાન કરાવેલું. મુંબાઈ કૉર્પોરેશનને પણ એમણે જ ગાંધીજીને માનપત્ર આપવાની ફરજ પાડી હતી. મુંબાઈની પ્રાંતિક કૉંગ્રેસ કમિટીના એ સંસ્થાપક સભાસદ હતા. પણ એમનો બુદ્ધિપ્રિય સ્વભાવ નકલને અનુકૃતિ કદી ન અપનાવી શક્યો. ગાંધીજીની વિચારસરણી પોતાની બુદ્ધિને અમાન્ય લાગતાં ને તેનાથી અલગ પડી ગયા. ધીમે ધીમે કૉંગ્રેસમાંથી પણ તેમણે પોતાનો પગ પાછો ખેંચી લીધો.

# રવજી તેરસી

એમનું મૂળ નામ ધારસી ડાકરસી હેમરાજ. એમના મામા રવજી તેરશીએ એમને દત્તક લેતાં તે લખમીદાસ રવજી તેરશી થયા. ઈ. ૧૮૭૬ના ઑક્ટોબરની ૨૬મીએ એમનો જન્મ. શ્રીમંતોના સામાન્ય સંસ્કારમાં જ એ ઊછર્યા, પણ એથી રંગાયા નહિ.

ઈ. ૧૮૯૯માં એ બી.એ. થયા. એમ.એ.ની ટર્મ પણ ભરેલી, પરંતુ માંદગીને કારણે પરીક્ષામાં ન બેસી શક્યા. એ માંદગીથી એમણે ભણતર પડતું મૂક્યું, પણ એમનો અભ્યાસ આજીવન ચાલુ રહ્યો. અને એ અભ્યાસ કેવો વિસ્તૃત અને તલસ્પર્શી હતો એ કચ્છ માંડવીના ભાટિયા મિત્રમંડળને એમણે આપી દીધેલાં એમનાં પુસ્તકોમાં એમને હાથે થએલાં અનેક ટાંચણો પરથી સમજાઈ આવે. કૉલેજમાંથી જ ફ્રેન્ચ સાહિત્યની એમને લેહ લાગેલી ને ફ્રેન્ચ રાજક્રાન્તિના પ્રણેતાઓ સમા વોલતેર ને રૂસૉના તે સદાના આશક બન્યા. તેમાં યે વોલતેરે તો બહુ જબરો પ્રભાવ પાડ્યો ને એમણે જિંદગીનો આરંભ પણ વોલતેર જેમ નીતિચ્યુત ધર્મગુરુઓ પર હલ્લા આદરીને કર્યો.

ભાટિયા જ્ઞાતિમાં ત્યારે પ્રવર્તતાં અજ્ઞાન અને ધર્મઘેલછા તો જાણીતાં છે. 'કાકા કહાન'ના ચાબખા પણ એ જ્ઞાતિ સામે લાઈલાજ નીવડેલા. ત્યારે જ્ઞાતિના કેટલાક સુધારકોએ કાઢેલા ભાટિયા મિત્રમંડળમાં તે જોડાયા ને 'પોલપત્રિકા'માં એમણે પોતાની જ્ઞાતિમાં ચાલતા દંભ ને છળ ઉઘાડા પાડવા માંડ્યા. એમની કલમના ઝાટકા એવા તો નેમલક્ષી નીવડ્યા કે એથી ઘવાએલા અનેક સમાજસર્પો એમને દંશ દેવા તૈયાર થયા. 'પોલપત્રિકાને' એક કરતાં વધુ વાર કોર્ટે ચડાવવામાં આવી, પણ એ હલ્લાનું જોર નરમ ન પડ્યું. અંતમાં સિક્યુરિટી તરીકે તેરશીએ ચારપાંચ લાખની પોતાની એસ્ટેટનાં કાગળિયાં કોર્ટને સુપ્રત કરી દીધાં, પણ પોતાનો મોરચો નબળો ન પડવા દીધો તે ન જ દીધો. આ યોગ શક્તિ એટલા જ ધૈર્યની પ્રતીતિરૂપ છે.

પણ આથી યે વધુ પ્રમાણમાં સનાતનીઓને તેઓ અપ્રિય થઈ પડ્યા હોય તો તે અસ્પૃશ્યોદ્ધારની ચળવળથી. શ્રી વિઠ્ઠલ રામજી શિંદે તથા સર નારાયણ ચંદાવરકરના નેતૃત્વ નીચે હિંદમાં પહેલવહેલું જ એ ચળવળે માથું ઊંચક્યું ને સમાજના અન્યાયો પર સદા પ્રકોપમાન રહેતા તેરસીને તરત તેણે આકર્ષી લીધા. એમને નાત બહાર મૂકવાની ધમકી અપાઈ ને મૂકાયા પણ ખરા; સામાજિક બહિષ્કાર પણ એમણે વેઠ્યો; પણ એ જરા યે પાછા ન હટ્યા. આવી દૃઢમૂલ રૂઢિને જ ધર્મગુરુઓના પાયા ઢીલા પાડ્યા એટલું જ નહિ, પણ એ પાયાની જડ જેવા ભાટિયા મહાજન મંડળને પણ નામશેષ બનાવી દીધું. પોતાનું જીવનસૂત્ર તો એમણે એક કેસમાં કોર્ટ વચ્ચે જાહેર કરેલું, 'મને જાત નથી, પાંત નથી; ધર્મ નથી, દેવ નથી; હું માત્ર હિંદુ છું.'

લોકમાન્ય ટિળક અને ઍની બેસંટે હોમરૂલની ચળવળ ઉપાડી કે તેરસીએ તેમાં ઝંપલાવ્યું ને ૧૯૧૬થી ૧૯૨૧ સુધી તેમાં સક્રિય ભાગ લીધો. ઉક્તિ કરતાં ઉદાહરણને વિશેષ માની, નાગપુર કૉંગ્રેસે માત્ર વિદેશી કાપડનો બહિષ્કાર પોકારેલો છતાં એમણે સર્વ વિદેશી માલને બંધનકર્તા માની, પરદેશી આડતોનો પોતાનો ધીકતો ધંધો વીંટી લીધો. કૉંગ્રેસની આ જાહેરાતને શિરોમાન્ય મનાવી બીજી બાજુએથી હિંદમાં જાપાનનો પગ ઘુસાડનારાઓ પણ ઘણા નીવડ્યા છે, પરંતુ તેરસીએ એ રસ્તો કદી ન લીધો.

એમનો ધંધો ચાલતો ત્યારે એક જર્મન વેપારી વાટાઘાટ કરવા તેમની પાસે આવેલો. વાતવાતમાં ઉકળી ઊઠી તે બોલ્યો, 'તમે જાણો છો કે મારા નામનો *અર્થ સિંહ થાય છે?'* તેરસીએ એની સાન બરાબર ઠેકાણે આણે એવો ઉત્તર આપ્યો: 'દોસ્ત, તારા નામનો અર્થ એક સિંહ થાય છે, પણ મારા નામનો તો "તેર સિંહ" થાય છે.'

અને એ 'તેરસિંહે' તેર સિંહ જેટલું જ પોતાનું મોકળું મેદાન માગી લીધું હતું. ઈ. ૧૯૧૮માં મુંબાઈમાં ઈન્ફ્લુએન્ઝા ફાટી નીકળ્યો ત્યારે એમણે ખડે પગે આપેલી સેવા અવિસ્મરણીય રહેશે. રોજનાં ૮૦૦ મડદાંને ઠેકાણે પાડવા માટે જાતે સ્મશાનભૂમિમાં એ હાજર રહેતા અને એ અંગેની બધી મદદ આપેલી. એ મહામારી વખતે હિંદુઓનાં મડદાં બાળવા લાકડાંની પણ તાણ પડેલી, કારણ મુસલમાન વેપારીઓ જ લાકડાંના વેપારી હોઈ, ભાવ ખૂબ ચડાવી દીધેલા. એ વખતે તેરસીએ જાતે લાકડાંની દુકાન ખોલી એ મોનોપોલી તોડી પાડેલી ને ૩૦-૪૦ના ભાવને બદલે

૩ રૂપિયાના ભાવે અને તેમાં યે ગરીબોને મફત લાકડાં પૂરાં પાડવા માંડેલાં. એમના ધર્મઘેલાઈ પરના ક્ષાથી કકળતા અંધશ્રદ્ધાળુઓ આની સાથે પોતાની અનુકંપા તોળી જુએ. ઈ. ૧૯૨૮ના હિંદુમુસલમાન દંગા વખતે પણ 'હિંદુ સંરક્ષક મંડળ' સ્થાપી હિંદુઓને એમણે સંપૂર્ણ રાહત અપાવેલી.

અન્યાયો સામે એ હરદમ ઝૂઝતા. આજની જેમ ભાષણખોરીથી કીર્તિ કમાનારા ભેભાગુઓનો રાફડો નહોતો ફાટ્યો ત્યારે એમણે જી. આઇ. પી. રેલવેના કામદારોની, ટ્રામ્વે કામદારોની કે 'ટાઇમ્સ ઑવ ઇન્ડીઆ'ના કામદારોની લીધેલી તરફેણ અને એનો બંને પક્ષને સંતોષકારક ને પ્રામાણિક આણેલો નિવેડો આજની વર્ગદ્વેષી બુદ્ધિને એક ઉત્તમ ઉદાહરણ પૂરૂં પાડે છે. એમની ન્યાયવૃત્તિ પર એતબાર રાખીને જ ડાંગે, રૉય વગેરે એમની સલાહ લેતા.

ઈ. ૧૯૧૯માં મિ. બી.જી. હૉર્નિમૅનને હિંદુસ્તાનમાંથી દેશનિકાલ કરવામાં આવ્યા ત્યારે તેરસીએ એમના સારૂ સાર્વજનિક ફંડ ઉઘરાવી રૂપિયા વીસ હજાર એમને મોકલાવી આપેલા. એટલું જ બસ ન હતું; હૉર્નિમૅનનાં ભાષણો અને લેખો પણ સઘળું જોખમ ઉઠાવી પોતાને પૈસે પ્રસિદ્ધ કર્યાં ને એ રીતે એ એકનિષ્ઠ કાર્યકર્તાના કીર્તિવિસ્તારની કૃતજ્ઞતા અનુભવી. આજે યે એવી અનેક વ્યક્તિઓ પર એમનું મૂગું ઋણ ઊભું જ છે.

ઈ. ૧૯૨૩માં મુંબાઇના સુધરાઇખાતામાં ચૂંટાઇને તેમણે તેમાં બહુમૂલ્ય સુધારા આણ્યા. ટેન્ડરો ખોલવાની પદ્ધતિને બહાર આણી એમણે એ નાબૂદ કરાવી. મ્યુનિસિપલ ઇન્સ્યુરન્સ ફંડ એમના પ્રયાસથી જ ઊભું થયું. રાજકારણથી અલિપ્ત જેવી એ સંસ્થા તરફથી ગાંધીજીને માનપત્ર અપાવ્યાની વાત ઉપર આવી ગઈ, પણ એ સંસ્થા પાસે એમણે બ્રિટિશ માલના બહિષ્કારનો ઠરાવ પણ પસાર કરાવ્યો હતો, જે વિષે ઈંગ્લંડમાં ખૂબ ચકચાર ચાલેલી. ઉપરાંત સ્ટૅન્ડિંગ કમિટી, ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટ વગેરેના તે સભ્ય હતા ને ૧૯૩૭ના જૂનમાં રાજીનામું આપ્યું ત્યાં સુધી મુંબાઇના પોર્ટ ટ્રસ્ટના યે સભ્ય હતા. આ પ્રમાણે ત્રણે કમિટીઓના સભ્યપદનું માન એકલા એ જ ધરાવી ગયા છે. પોર્ટ ટ્રસ્ટના સભ્યપદે રહી એમણે ઇટાલિયન કે જપાનીઝ સીમેન્ટને બદલે હિંદી સીમેન્ટને પસંદગી આપવાની ટ્રસ્ટને ફરજ પાડેલી, અને એ રીતે હિંદની તમામ સીમેન્ટ કંપનીઓ તેમના ઋણ નીચે છે.

ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બર તરફથી ધારાસભામાં એમણે બેઠક મેળવેલી. કૉંગ્રેસ શું, કૉર્પોરેશન શું કે કાઉન્સિલ શું, જ્યાં જે યોગ્ય લાગ્યું ત્યાં ને ત્યાં ને તડ ને ફડ કહી દેવું એ જ તેરસીનો સ્વભાવ હતો; ને એને લીધે એમના વક્તવ્યમાં એટલો રંગ પૂરાતો કે એક વખત તો હિંદી અજ્જનચીએ એમનું ભાષણ પૂરૂં સાંભળવા પોતાનો કાર્યક્રમ રદ કર્યો હતો. ધારાસભાના એક સભ્ય મિ. ગઝદરને એવો વા લાગેલો કે વખતોવખત અમુક સરકારી નોકરીમાં મુસલમાનો કેટલા છે એ પ્રશ્ન આગળ આણે. તેરસી સામે એ પ્રશ્ન આવતાં તરત તેમણે સામો સવાલ કર્યો, 'સરકારી નોકરીમાં ભાટિયા કેટલા છે?'

કચ્છ પ્રજાકીય પરિષદની સ્થાપના અને ટકાવ પાછળ સવિશેષ ફાળો આપી એ મૂગા પ્રાન્તને વાચા આપવાનું યશસ્વી કામ એમને હાથે થયું. એવી જ રીતે પૅસેન્જર્સ ટ્રાફિક રિલીફ એસોશીએશન એમણે ઊભી કરેલી અને અખિલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદની કારોબારી સમિતિમાં પણ એ છેવટ સુધી શામિલ હતા, આમ અનેકવિધ સંસ્થાઓ અને ચળવળોને એમણે પોતાના પ્રતિભાબળે પુષ્ટ કરી હતી. વિધવાવિવાહની હિમાયત કરી એમણે ઊભું કરેલું ફંડ એવા દરેક વિવાહને ૫૦૦ રૂપિયાનું પારિતોષિક આપતું. વિદ્યાર્થીવર્ગને આશીર્વાદરૂપ નીવડેલા સોનાવાલા ટ્રસ્ટની ટ્રસ્ટીશિપ એમણે સંભાળેલી ને એની છેલ્લી સભા તો એમની આખરીપથારી પાસે જ મળી હતી.

મુંબાઇના કૅનેડી સીફેઇસ પર ઊભેલા પી. જે. હિંદુ જિમખાનાને શ્રી તેરસીના સાર્વજનિક કાર્યના કળશસ્થાને મૂકી શકાય. ક્રિકેટના ક્ષેત્રમાં હિંદુઓનું સંમાન સ્થાપનાર આવા અગ્રણીની ખોટ જિમખાનાથી સહેજે નહિ પૂરાય. ક્રિકેટ સ્ટૅડિયમમાં હિંદુ જિમખાનાને અમુક ચોક્કસ બેઠકો અપાવવાની એમની લડત હજુ તાજી જ છે. જિમખાનાની જમીન લઇ લેવાનો સરકારી હુકમ પણ એમણે રદ કરાવ્યો હતો. જિમખાના સારૂ સ્વિમિંગ બાથ ઊભો કરવા રૂા. ૫૦,૦૦૦નું ભંડોળ તેઓ એકઠું કરી મૂકતા ગયા છે.

એકલા ટીખળથી જ તેરસીનું મૂલ્ય આંકનાર તો એમને અન્યાય કરે છે. ધર્મ કરતાં શીલને વધુ મહત્ત્વ આપનાર એમના જેવા મનાવાદી બહુ ઓછા હોય છે. બર્નાર્ડ શૉ જેમ જ ટીખળ એ એમનો બુરખો રહ્યો હતો ને એ ખસેડવા જેટલા ભાગ્યશાળી બનેલા અંતેવાસીઓને તેમના હૃદયની ઋજુતા તરત પરખાઈ આવતી.

ક્રિકેટથી એ ઠીક જાણીતા થઈ ગયા, પણ એમની રમવાની ઢબથી ઘણા અજાણ હશે. ફીલ્ડિંગમાં દડાને ગરજ હોય તો પોતાની પાસે આવે એવી વિરાગવૃત્તિએ તે ઊભા રહેતા, અને બાઉલિંગમાં પણ એમણે હમેશ સુધી દડાને ચાહે ત્યાં જવા દેવાની ઉદારવૃત્તિ રાખી હતી! એ પ્રખ્યાત હતા માત્ર 'હિટર' તરીકે, અને એકલા ક્રિકેટના મેદાનમાં જ નહિ; જીવનના મેદાનમાં પણ એક 'હિટર' તરીકે જ એ ખેલી ગયા.

અશોક હર્ષ

---

**મારી નજરે** (અનુ૦ પૃ. ૪૩૫થી) મોટરમાં હું એકલો જ પૅસેન્જર હતો એ જોઈ મને આશ્ચર્ય થયું. ડ્રાઈવરને પૂછ્યું કે ટ્રેનમાં જનારા આ વખતે કેમ બીજા ઉતારુ નથી? તેણે કહ્યું કે અત્યારે ટ્રેન જતી જ નથી! એકદમ મારું મન ખમચી ગયું. મેં અને મિ. જોષીએ ટ્રેન મળશે એવી ગણતરી બાંધેલી અને હવે સાંજ સુધી પાપ્રોલામાં રહેવું તો અશુભ બને! ડ્રાઈવરનું મેં પહેલાં તો માન્યું નહિ, પણ તેણે ધીરજ રાખી મોટરને સ્ટેશન પાસેથી લીધી અને મારી ખાત્રી કરી આપી. છતાં તેણે તુરત પઠાણકોટ જતી એક મોટર ઊભી રખાવી મારો સામાન તેમાં મુકાવી દેવા કહ્યું. હું કંઈ સમજ્યો નહિ, એટલે તેણે કહ્યું કે ટ્રેન તમને સાંજે મળશે, અને આ બસ હમણાં જ જાય છે. તેનું ભાડું પણ ઓછું છે અને ચાર કલાકમાં તમે પઠાણકોટ પહોંચશો. ત્યાંથી અમૃતસરની મોટરો જોઈએ એટલી મળશે. તેના કહેવા પર વિશ્વાસ મૂકવા જેવું લાગ્યું એટલે મેં મોટર બદલી. ખરેખર આ આકસ્મિક ભૂલ હતી, છતાં નવો અનુભવ વધારે સુખકર અને સગવડવાળો નીવડ્યો. હવેનો રસ્તો પહાડી નહોતો. બધી સડક સપાટ ડામરબંધ હતી અને મોટર ટ્રેન કરતા યે વધારે વેગે ઊપડી. વચમાંનાં ગામોએ ટ્રેનની પેઠે જ એક બે મિનીટ તે રોકાતી. ચાર વાગ્યે તો મને પઠાણકોટ ઉતારી દીધો.

હું હજી ઊતરું છું ત્યાં તો અમૃતસર જનારી એક મોટી પૅસેન્જર બસ ચાલવાની તૈયારીમાં પૅસેન્જરોને સાદ કરી રહી હતી. પઠાણકોટથી અમૃતસર માત્ર દસ આના! મોટર પણ પહોળી, સ્પ્રિંગની ગાદીવાળી, ત્રીસ બત્રીસ માણસો લઈ જનારી હતી. સરસરાટ મુસાફરી આગળ ચાલી. વચ્ચે એક ગામ આવ્યું ત્યાં જરા વધુ રોકાઈ, કારણ કે હૈદ્રાબાદ (દક્ષિણ)ના સત્યાગ્રહમાં જનારા એક જુવાન ભાઈને વિદાય કરવા સરઘસ આખું મોટર સ્ટેશન પર ઊભું હતું. ૐની ધજાઓ, ભજનોની રમઝટ અને છેવટે એ તરુણ ભાઈએ હારોની હાંસડીમાંથી પાતળું ડોકું બહાર કાઢી મોટરના દરવાજામાં ઊભાં ઊભાં જે એક ભાષણ કર્યું તેમાંની આર્યસમાજી વાક્છટા, ત્યાગનો મહિમા, વિદાયની ઘડી એ બધાં સ્થાનિકો અને મોટરવાળાનાં દિલ ઉપર ઊર્મિઓ ફેલાવી રહ્યાં હતાં. ઘણી 'જે' બોલાઈ ગઈ એટલે મોટરનું ઍંજીન ધમધમ્યું અને ચાલે છે ત્યાં એક જણ વિદાય થતા વીરને માટે પડીકામાં દસપંદર પાન બાંધી લાવ્યો અને તેણે તે સાચવીને લઈ લીધાં. એ દુબળી પાતળી કાયના વીરગર્જના કરતા જુવાનને એક ગલોફું પાનથી ભરી મૂક્યા વિના રસ પડતો નથી એમ જણાઈ ગયું. મોટરમાં તો શીખો, મુસલમાનો, બધા હતા. દરેક જણે મઝહબ, સરકાર, કૉંગ્રેસ બધા ઉપર ફાવે તેમ અભિપ્રાયો અને પ્રહારો કરવા માંડ્યા. આપણો વીર તો દરેક પળે વાગ્યુદ્ધમાં ઊતરવા તત્પર જ હતો. પાંચ વાગ્યે અમૃતસરના ગીરદીભર્યા રાજમાર્ગોમાંથી મોટર રસ્તો વીંધવા લાગી. ગામગામની હજારો મોટરોના અડ્ડા ત્યાં દેખાયા. અહીંની મોટરોની સરખામણીમાં એકાદ રમકડાંવાળાને ત્યાં પણ રમકડાંની મોટરો ઓછી લાગે. અહીં તો જાણે ભરવાડનાં ઘેટાંનાં ધણની જેમ મોટરોનાં ધણ દેખાતાં હતાં. હું પાંચ વાગ્યે પહોંચીશ એવી ગણત્રી મારા પ્રોગ્રામમાં નહોતી. મેં તો મારા સ્નેહી શ્રી મણિભાઈને રાત્રે આઠ વાગ્યે ટ્રેઈન ઉપર આવવા લખ્યું હતું, એટલે અહીં મોટરના અડ્ડામાં મને કોણ લેવા ઊભું હોય? પણ મજૂરી અને ગાડી અહીં સસ્તાં છે, અને ચાર આનામાં તો ઘણે દૂર જવાની ગાડી પણ મળી રહે છે એ હું સમજ્યો હતો, એટલે એક ટાંગાવાળાને 'કટરા હરિસિંહ જવું છે' કહી બેઠો. પણ મારો આવો શુદ્ધ ઉચ્ચાર એ સમજ્યો નહિ કે શું, પણ મને એક બે ચક્કર મારી પૂછવા લાગ્યો કે 'જનાબ આપકો કહાં ઉતરના હય?' મેં કમબખ્તી! ફરી 'કટરા હરિસિંહ' કહ્યું, પણ તે સમજ્યો જ નહિ. એક કેળવાએલા લાગતા શીખને મેં બોલાવી મુશ્કેલી સમજાવી એટલે તેણે ગાડીવાળાને ઠપકો આપ્યો કે 'બેવકૂફ! કટડા હરિસિંગઅ તુમકો માલૂમ નહીં હૈ?' 'હાં હાં હાં ચલીએ જનાબ' કહેતાં એ સીધો થઈ ગયો. આ દેશમાં છેવટે ભાર દઈને 'અ' બોલાવો જોઈએ! આપણે બોલીએ 'લાહોર', તેઓ 'લાહોરઅ' કહેશે. એમ જ 'અમૃતસરઅ'! અને 'કટડા હરિસિંગઅ' પહોંચ્યો ને મારા સ્નેહી જરીવાળા જયંતીલાલ ગિરિશંકરનું મકાન શોધી કાઢ્યું. ર. મ. શા.

વિખ્યાત અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સની The man who could work miracles પરથી



**જૂની દુનિયા ભૂંસીને તેને નવો અવતાર આપવાની કલ્પના ઉપર મંડાએલી, માનવ સ્વભાવની વિસંવાદિતા અને નબળાઇઓ પર વ્યંગ કરતી રંગદર્શી કથા**

(ગયા અંકથી ચાલુ)

બીજે દિવસે સુબોધ વહેલો પરવારી ઑફિસે ગયો. ત્યાં પહોંચતાં વેંત જ આગલા દિવસના ચમત્કારથી ચકિત બનેલા મૅનેજરે તેને બોલાવ્યો.

'મને બોલાવ્યો, મિ. રઘુનાથ?' પ્રશ્ન સહિત સુબોધે મૅનેજર રઘુનાથના ખંડમાં પ્રવેશ કર્યો.

રઘુનાથ: હા સુબોધ, બેસ, મારે તારી જોડે થોડી વાત કરવી છે.

પહેલાંની અનાવડત અને નવી મળેલી શક્તિ વચ્ચેની તંદ્રામાં સુબોધ ખુરશી પર પડ્યો. રઘુનાથે ખંડમાં આંટા મારવા માંડ્યા. થોડી વાર રહીને સુબોધને તેણે પૂછ્યું, 'સુબોધ, કાલે તેં કેવો ચમત્કાર કરેલો?'

સુબોધ: ચમત્કાર! હું તો માનું છું કે તે કેન્દ્રિત ઇચ્છાશક્તિનું પરિણામ જ હોવું જોઇએ!

રઘુનાથ: ઇચ્છાશક્તિ? વિલ-પાવર? તું તે કેળવે છે? તારા પર પ્રભાવ પાડવા મથતા કોઇના વિલ-પાવર સામે તેં ટક્કર ઝીલી છે?

સુબોધ: કદાચ આપણા ગ્રાહકો સામે તેમ કર્યું હશે.

રઘુનાથ: પણ અત્યાર સુધી તો તેનું પરિણામ કશું જ નહિ આવેલું.

સુબોધ: અને હજુ યે એવા ચમત્કારોમાં મને પૂરતી સમજણ કે શ્રદ્ધા નથી. છતાં એટલું તો ખરૂં કે હું ધારતો યે નહિ એવું બધું હવે નીપજાવી શકું છું.

રઘુનાથ: જો સાચે જ એવા ચમત્કારો તું કરી શકતો હો તો તો તારો રસ્તો સાફ સાફ થઇ જાય. આપણી કંપનીને તું કેટલો બધો ઉપયોગી થઇ પડે? હું તારો ચાન્સ અનેકગણો વધારી આપું,—અરે, તું કલ્પે પણ નહિ એટલો. પણ તારે એક કબૂલાત આપવી પડે! અને તે એ કે તારા ચમત્કારો આપણી કંપનીના હિતમાં જ વપરાવા જોઇએ.

સુબોધ: હા, પણ . . .

રઘુનાથ: એ પણ ને બણ હવે જતાં કર. પહેલા જ વર્ષથી હું તને માસિક એક હજાર રૂપીઆ આપવા બંધાઉં છું ને વાર્ષિક એક હજાર બક્ષિશના! આપણે રૂનો વેપાર એકહથ્થુ કરી લઇએ. લૅન્કેશાયર, ન્યૂયૉર્ક, કાઇરો ને કોબેમાં આપણે પેઢીઓ ખોલીએ!

સુબોધ: ઓહ, ખૂબ કહી! આ દુનિયાના આપણે કુબેરો ગણાઇ જઇએ, કેમ?'

રઘુનાથ: એમ જ! સુબોધ, આખી માનવજાત જરૂરીઆતો પર નભે છે. આપણે એ જરૂરીઆતો પૂરી પાડવાનું માથે લઇશું તો ધનકુબેર બનવું એ રમત વાત છે! આજે તો મારે બૅન્કમાં જરૂરી કામ છે એટલે હું જાઉં છું. કાલે આપણે બધી યોજના ઘડી મૂકીશું.

રઘુનાથ બૅન્કમાં ગયો કે સુબોધ પણ સીધો સ્નેહલતાને ત્યાં ગયો ને રઘુનાથ સાથેની વાતચીતથી તેને વાકેફ કરી. લાગલું જ તેણે કહ્યું: સુબોધ, તું ઝટ એમાંથી છૂટો થઇ જા!

સુબોધ: મેં હજુ કરાર પર સહી તો નથી જ કરી. પણ, લતા, મને આ ચમત્કારોની પરંપરાથી કંઇક ભય જેવું જણાય છે.'

લતા: તે સુબોધ, તું કોઇની સલાહ લે! નહિતર રઘુનાથ જેવા લોકો તારો કસ કાઢવા તને ચૂસી નાખશે.

સુબોધ: અને હું શું છું તે જ આ ચમત્કારો મને ભૂલાવી દેતા જાય છે.

લતા: તું પ્રોફેસર ફડકેની સલાહ લે. ફુરસદ હોય તો હમણાં જ જા.

સુબોધ: ખાસ કંઇ જ કામ નથી. હમણાં જ ઊપડું છું.

પ્રોફેસર હકકે પોતાના દમામદાર ખંડમાં વૈદક, ન્યાય, ફિલસૂફી ને માનસશાસ્ત્રનાં પુસ્તકોના ઢગલા વચ્ચે એક પુસ્તક વાંચી રહ્યા હતા. ખાલી વાંચતા જ ન હતા, પાને પાને પોતા તરફની ટંકાટ ટીકા પણ તેમાં ઉમેરતા જતા હતા. સુબોધ ત્યાં આવી લાગ્યો. પ્રોફેસરે આવકારભેર તેને બેસાડ્યો.

સુબોધઃ એક બાબતમાં મારે આપની સલાહ લેવી છે.

પ્રોફેસરઃ એવું શું છે વળી?

સુબોધઃ મારા પર કશાકની ગજબ અસર થઈ છે. હું જે ઇચ્છું તે મારાથી થઈ શકે છે.



પ્રોફેસરઃ હેં! એ તો ચમત્કાર જ કહેવાય!

સુબોધઃ એને ચમત્કાર કહો કે ગમે તે કહો, પણ એ તદ્દન સાચું છે. હું ધારું તે કરી શકું છું. જુઓ, હું કહું છું કે અહીં એક બંગાળી વાઘ હાજર થાય!

અને તરત ઘુરકાટ કરતો વાઘ સામેની શેતરંજી પરથી આગળ વધતો દેખાયો. બીજી જ પળે સુબોધે તેને અદૃશ્ય કરી દઈ પ્રોફેસરને પૂછ્યું: 'જોયું?' ઊંડો શ્વાસ લેતા પ્રોફેસર બોલ્યાઃ 'જોયું.'

સુબોધઃ એમ કેમ? હજી તમને કશી શંકા રહી છે?

પ્રોફેસરઃ કદાચ વાઘનો ખાલી ઓછાયો જ આપણે જાણ્યો હોય! હું ભ્રમમાં છું.

સુબોધઃ તો હું તેને ફરી બોલાવી બતાવું.

પ્રોફેસરઃ ના, ના, એવી ખાસ જરૂર નથી પણ...

સુબોધઃ વધુ સાબિતીમાં શેતરંજી પરની રજમાં પડી આવેલાં તેનાં પગલાં જુઓ.

પ્રોફેસરઃ સુબોધ, હું માની લઉં છું કે તારામાં કશુંક નવીન તો પ્રવેશ્યું જ છે. દુનિયાને તું જેમ ધારે તેમ ફેરવી નાખી શકે.

સુબોધઃ પણ હું મુંઝાઉં છું. મારે મારી શક્તિની હદ જાણવી છે.

પ્રોફેસરઃ હદ? તને હદ?! છોકરા, તું જાતે જ શક્તિ છે, મહાશક્તિ છે, તું બધું છે!! તું નવું તંદુરસ્ત હિંદ જન્માવ; તરુણોની નવી દુનિયા રચ; પ્લેગ ને મરકીના, ક્ષય ને મૅલેરિયાના આ દેશને તું નીરોગી બનાવ. તું ઘણું બધું કરી નાખવાને શક્તિમાન છો. સુબોધ, હું તને સાથ આપીશ, તારો રાહબર બનીશ. મારા પોતા માટે મેં એકાંત જ પસંદ કર્યું છે. શા માટે, જાણે છે? મને આપણા લોકોનું માનસ ક્ષુદ્ર— અતિશય ક્ષુદ્ર લાગે છે. તેમની વચ્ચે રહી મને કામ કરવાની મઝા નથી આવતી.

સુબોધઃ અને પ્રોફેસર, એ સાચું છે કે સમાજને સાંકળી રાખતું બળ પૈસો છે? રઘુનાથે તો મને કહ્યું કે પૈસા અને જરૂરિયાતો પર જ માણસોનો અરસપરસનો સંબંધ ટકી રહ્યો છે.

પ્રોફેસરઃ ઓહ, કેટલું અસત્ય! કેટલું જૂઠું!! સુબોધ, એવા માનસથી જ હું દૂર નાસું છું. દુનિયામાંના મનુષ્યને મનુષ્યમાં વિશ્વાસ નથી રહ્યા. તેણે પોતાની કલ્પના ગુમાવી દીધી છે. આત્મા ખોયો છે. તેજ—વાદળમાંથી પોતાનું વિજયબર્યું અવતરણ તે ભૂલ્યો છે. વેપારીઓ! શરાફો! પ્રભુ આપણને તેમનાથી બચાવે!! તેમણે તો માણસને બેકાર—સમૃદ્ધિની છોળો ઉછાળતી ધરતીમાતાની ગોદ વચ્ચે બેહાલ ને બેકાર બનાવી દીધો છે.

સુબોધ થોડી વાર તો ગંભીર વિચારમાં પડી ગયો. પછી એકાએક બોલી ઊઠ્યો, 'પ્રોફેસર, મને પણ એમ જ લાગે છે કે આપણે ચાલુ વ્યવસ્થા બદલાવી દઈ દુનિયાને સારા પાયા પર લાવી મૂકવી જોઈએ.

પ્રોફેસરઃ અને તે મેં આપણે બળજબરીથી કરી શકીશું, સરળતાથી તો નહિ જ. સુબોધ, આપણે દુનિયામાંથી બધા જ વેપારીઓ, શરાફો, દાક્તરો સુદ્ધાંને બાતલ કરવા છે. હું બધી યોજના વિચારી રહ્યો છું

અને જો મારા વિચારો યોગ્ય રીતે ગોઠવાશે તો સંતમ માનવતાની આજની રાત કદાચ છેલ્લી જ રહેશે. આવતી કાલે માનવતાનું નવું પરોઢ ઊગશે! આહ, કેટલી પુણ્યશાળી કલ્પના?!

અને હમણાં જે લોકોથી દુનિયા વસાયેલી છે તેનો ખ્યાલ કરીએ તો? આ જોને, મારી બાજુમાં જ એક ગરાસીઓ રહે છે. જર્મન લડાઈમાં સરકારની તેણે સારી સેવા બજાવેલી ને હમણાં પેન્શન ઉપર છે. બીર, બ્રાન્ડી, વ્હિસ્કી, મૉલ્ટ—કેટલા યે દારૂઓથી કેટલા યે કબાટોને ઠાંસોઠાંસ ભરી રાખે છે. આખો દહાડો ઢીંચ્યે જ રાખે! ને ઢીંચતો ન હોય ત્યારે બાપદાદાના વખતથી સંઘરાતા આવેલા હથિયારોનો ઉકરડો તપાસતો હોય! ચાલ, અત્યારથી જ આપણા કાર્યના શ્રીગણેશ માંડીએ. તેના બધા દારૂ તું બીનકેફી બનાવી દે અને તેનાં હથિયારોને સાદાં ઓજારો'

સુબોધ: પણ તેને એ ગમશે?

પ્રોફેસર: છોને ન ગમે! પણ તેને વિચાર કરતો તો કરી મૂકશે ને!

સુબોધ: ચાલો, થવા દો ત્યારે!

કર્નલ રણમલસિંહ પોતાના મકાનના શયનખંડમાં બિરાજમાન હતા. બારણાંની બારસાખ પર વાઘનાં



બે મહોરાં ટાંગેલાં હતાં, ને સામેના ખંડમાં જાણે પ્રદર્શન ગોઠવ્યું હોય તેમ બરછીથી માંડી ઠેઠ હાલની સાઇલન્ટ રિવૉલ્વરો સુધીનાં હથિયારો ટાંગ્યાં પડ્યાં હતાં. બાજુ પરના એક ખંડમાંથી એક ખવાસે તેમની પાસે દારૂની સુરાહી અને જામ લાવી મૂક્યાં. પ્યાલામાં દારૂ રેડી કર્નલ તે મોઢે મૂકતાં વેંત બરાડી ઊઠ્યા: 'સેતાન, આ કોણે કર્યું?'

'શું બાપુ!' ધ્રૂજતાં ધ્રૂજતાં ખવાસે પૂછ્યું.

'જો, આ!' કહી કર્નલે તેના પર જામનો છૂટો ઘા કર્યો. ઘા આડો જતાં ભીંત સાથે અફળાઈ જામ ફૂટી ગયો. 'એમાં સ્વાદ નથી, નશો નથી; જાણે નર્યું જૂ!'

ત્યાં તો સામેના ખંડમાં ખડખડાટ સંભળાતાં તે બોલ્યા, 'આ શાનો અવાજ? જઈને તપાસ કર તો!'

ખવાસ અવાજવાળા ખંડમાં જતાં કર્નલે દારૂની સુરાહી ઉઠાવી આમથી તેમ જોવા માંડી. 'સ્વાદ વગરનું ઝેર તો નહિ હોય!' તે સ્વગત બબડ્યો ત્યાં તો હાંફો ફાંફો બનેલો ખવાસ તેના શયનખંડમાં ધસી આવ્યો. તેના ધ્રૂજતા હાથમાં એક દાતરડું પકડેલું હતું ને આંખો ચકિત બની ગએલી.

'આ તો ગજબ કહેવાય, બાપુ!' હાંફતો હાંફતો તે બોલ્યો, 'ત્રણ મિનિટ પહેલાં બધું જ બરાબર હતું અને હવે . . .'

'હવે શું?' આશ્ચર્યમાં ડૂબતો કર્નલ ફરી ઊઠ્યો.

ખવાસ: બધું ઊપડી ગયું'

કર્નલ: હેં!!

ખવાસ: હા બાપુ. આપનાં હથિયારો—બધાં જ ગુમ!! તેને બદલે આ જુઓ!

કર્નલના હાથમાં તેણે દાતરડું સોંપ્યું. કર્નલ વધુ ચમકી ઊઠ્યો: 'આ બોલ્શેવિક નિશાની મારા ઘરમાં! સરકારી પેન્શનરના ઘરમાં? શા માટે? એનો અરથ શો?' એમ બબડતો તે હથિયારોવાળા ખંડ તરફ દોડ્યો. જઈને જુએ છે તો હથિયારોના બદલામાં બધે દાતરડાં, ખડપા, કાનસ, છીણી જેવાં નાનાંમોટાં ઓજારો તેની નજરે પડ્યાં. તેનું મગજ બહેર મારી ગયું અને ધુવાંફુવાં થતો તે બરાડી ઊઠ્યો. 'ઓહ, આ કયો કેરતૂત કરનારો જાગ્યો છે! પોલીસ છે કે મરી ગયા! હાય, મારાં હથિયારો...'

આ ધૂમરાણ વચ્ચે નીચેથી કોઈએ બારણું ઠોકવાનો

અવાજ આવતાં વિકળ ચહેરે તેણે ખવાસને પૂછ્યું: 'આવે ટાણે વળી એ કોણ મુડાણું?'

'રામ જાણે!' ગભરાટથી ખવાસે કહ્યું.

'બેવકૂફના જણ્યા! રામને બદલે તું જ જઈને જાણી લાવને કે એ કોણ મુઉ છે!' કર્નલે રાડ પાડી.

ખવાસ ગયો ને થોડી વારે નવા આગંતુકને લઇ તે કર્નલવાળા ખંડમાં દાખલ થયો. *નસીબજોગે એ* આગંતુક શહેરનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ને કર્નલનો ભાઇબંધ બલરામ જ નીકળ્યો.

'બલરામ, આ જો!' કર્નલે હથિયારોને બદલે ફૂટી નીકળેલા ઓજારોના ઢગલા તરફ બલરામનું ધ્યાન ખેંચતાં કહ્યું, 'મારાં હથિયારો, મારા માનચાંદો ...'

બલરામ (વચ્ચે જ): કર્નલ, આ શહેરમાં આવો આ બીજો દાખલો છે.

કર્નલ: શાનો?

બલરામ: ચમત્કારનો.

કર્નલ: ચમત્કાર!!

બલરામ: હા. શહેર આખામાં એવી જ પરંપરા ચાલી રહી છે. મારું ભેજું તો મુદ્દલ કામ નથી કરતું! હું તમારી સલાહ લેવા જ આવ્યો છું.

કર્નલ: તે મારે શું કરવાનું છે વળી!

બલરામ: કેમ, અમને સહાય અને સલાહ આપવા-નું. જાણો છો, તમારાં તો હથિયારો ગુમ થાય છે પણ અમારા તો ખાતાનાં માણસો યે ગુમ થઇ જાય છે! પૂલ પર ફરજ બજાવતો પેલો અંબક ઓચિંતો ગુમ થએલો ને પાછો પોલીસ ચાવડીમાં ફૂટી નીકળી કહેતો હતો કે તે બલૂન જેમ આકાશમાં ઊડી ગયો હતો!'

કર્નલ: એમ?

બલરામ: હા. અને અંબક તેની સચ્ચાઇ વિષે સોગન ખાય છે. તેના કહેવા પ્રમાણે આ બધી ધાંધલ કરનાર સુબોધ નામનો એક છોકરો છે.

કર્નલ: હં ... પણ મને વ્હિસ્કી જોઇએ. તે વગર મારું ભેજું કામ નહિ કરે.

ખવાસને ઇશારત કરતાં થોડી વારમાં એક સીલ-બંધ બાટલો લાવી તેણે તેની આગળ મૂક્યો. પોતાને હાથે સીલ તોડી, જામ ભરી, કર્નલે મોઢામાં મૂક્યો, પણ બીજી જ પળે ઉહું ... ઉહું ... ઉહું ... હું કરતાં તેણે ભરેલો કોગળો બારીમાંથી બહાર કાઢી નાખ્યો.

'આ તો સાબુનું પાણી ...' મોઢામાં હજુ કડવાશ લાગતાં વધુ ન બોલાતાં તેણે મોઢું સાફ કરવા માંડ્યું.

'મારા જીવના સમ, બાપુ, જો મને એની કશી ખબર હોય તો.' કરગરતો ખવાસ કર્નલ સામે ફાટી આંખે જોઇ રહ્યો.

બલરામ: એમાં એનો વાંક નથી લાગતો. પેલા *સુબોધડાનાં જ આ બધાં કરતૂક લાગે છે.*

કર્નલ: સંભવિત છે. તમે તેને અહીં મોકલાવો. હું તેને મળીશ. તેની સામે ગરમ-થવા જેવું નથી. ખૂબ શાંતિથી—ડહાપણથી તેની સાથે કામ લેવાનું છે.

બલરામ: વારુ, ત્યારે હું રજા લઇશ.

બલરામ ગયો. કર્નલ જમી પરવાર્યો ત્યાં સુબોધ આવી પહોંચ્યો. કર્નલ તેને આવકારી, બેસવા ખુરશી આપતાં બોલ્યો, 'છોકરા, મેં સાંભળ્યું છે કે તું ચમત્કાર કરી શકે છે!'

સુબોધ: મારાથી થાય છે ખરા, પણ મને યે એથી અજાયબી તો લાગે છે! કશી ગમ નથી પડતી. બધાંને સલાહ પૂછું છું, પણ કોઇ રસ્તો નથી બતાવતું. હું કહું છું તેમ થતું આવે છે ને મારા દુશ્મનો વધતા જાય છે. હમણાં જ હું પ્રોફેસર કડકેને ત્યાંથી આવું છું.

કર્નલ: મારાં હથિયારો સાથે પણ તેં રમત કરી, કેમ? એનું શું પ્રયોજન હતું?

સુબોધ: આપનું મન સુલેહ-શાંતિ તરફ વાળવાનું.

કર્નલ: તે કેવી રીતે?

સુબોધ: તે તો પ્રોફેસર કડકેને ખબર! મેં તો તેના કહેવા પ્રમાણે કરી દીધું. બાકી આપને હથિયારોની ચિંતા હોય તો હું હમણાં જ તે પાછાં લાવી મૂકું.

કર્નલે ડોકું ધુણાવી દરખાસ્ત સ્વીકારી અને સુબોધના કહેતાંમાં જ પહેલાંની સ્થિતિ પ્રમાણે હથિ-યારો આવી જઈ એ ખંડમાં ગોઠવાઇ ગયાં!

કર્નલ: બસ એટલી જ વારમાં?

સુબોધ: હા; મારે માત્ર ઇચ્છા જ કરવી પડે છે. મારામાં નવી શક્તિ આવી છે. પ્રોફેસર કડકે તેને કામે લગાડવાના છે. જરૂરીઆતો પર નભતી નહિ પણ વૈપુલ્યમાં નહાતી દુનિયા અમે બનાવીશું. અમારી એ રચનામાં લોકો ભૂખ્યા નહિ રહે, નાગા નહિ રહે ને માંદા યે નહિ રહે; લૂંટ કે ચોરીનું નામ મુદ્દલ નહિ મળે ને લડાઇઓ જડમૂળથી ચાલી જશે.

કર્નલ: એમ? વારુ; ચાલો હું માની લઉં કે તમે લડાઈઓ અટકાવી શક્યા, દરિદ્રતાઓનો નાશ કરી શક્યા, શ્રમને નકામો કરી શક્યા, વાપરી શકાય તે કરતાં વધુ પૈસા દરેકને આપી શક્યા; પણ એ બધાંનો લોકો ઉપયોગ શો કરશે?

સુબોધ: મને પણ એ સવાલ થાય છે. પણ પ્રોફેસર તો કહે છે કે લોકો એથી એકબીજાને વધુ પ્રેમથી ચાહવા માંડશે.

કર્નલ: એમ? પણ મનની લાગણીઓ પર તમે કંઈક અસર નીપજાવવાના છો? દરેકને ખાનગી લાગણીઓ જેવું હોય છે, હં! અને તેમાં તમે જો નિષ્ફળ નીવડ્યા તો તમારી બધી મહેનત માથે પડવાની ને નાદકના મૂર્ખાઈના એ નમૂના બની રહેવાના.

સુબોધ: પણ પ્રોફેસર કહે છે કે અખતરો કરી જોવામાં આપણું શું જાય છે?

કર્નલ: જહન્નમમાં જાય તારો પ્રોફેસર! એનું પૂછડું તો છૂટતું જ નથી. તારો પોતાનો મત બકતાં શું થાય છે! (ખંડમાં એચાર આંટા મારી કંઈક શાંત થતાં) ત્યારે, સુબોધ, આપણી હમણાંની સંસ્કૃતિ નકામી છે? શું તેમાં વ્યવસ્થા નથી?

સુબોધ: સંપૂર્ણ તો નહિ જ.

કર્નલ: તું એમ જ કહેવાનો, કારણ તારો પ્રોફેસર એમ કહે છે! પ્રો . . . ફે . . . સ . . . ર!! તું જાણે છે કે દુનિયાના લોકોનો મોટો ભાગ તારા જેવા લોકોનો બનેલો છે? હું તો હાલની દુનિયામાં કશો ફેરફાર નથી ઇચ્છતો. છેલ્લા સૈકામાં શું જોઈતો ફેરફાર નથી થયો? દુનિયાની જરૂર પ્રમાણે રેલવે, વીજળી, રેડિયો, મોટરો, મોટાં કારખાનાં ને રોકેટોની હસ્તીએ એવી એક-ઝિનામાં ઓછો ફેરફાર આણ્યો કહેવાય?

સુબોધ: એ બધાંએ તો આપણને વિશેષ પરિવર્તન સારુ હચમચાવી મુક્યા છે. દુનિયાને પરિવર્તન જોઈએ છે. હું ને પ્રોફેસર તે પરિવર્તન કરવાના જ!

કર્નલ: જાઓ ત્યારે, દુનિયાનું મોં ઉજાળી દો, ડાહ્યા બેવકૂફો!

૨

બીજે દિવસ ઊગ્યો. બપોર થતાં પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ બલરામ કર્નલને મળવા આવ્યો. કર્નલ વિચારોમાં પરોવાએલો આરામખુરશીમાં પડ્યો હતો. બલરામ આવતાં વિવેકપુરઃસર તેને બેસાડતો તે બોલ્યો.

"બલરામ, આ છોકરો બેજાંગેલ છે. તે વેપાર ધંધાનો નાશ કરશે. હિંદ પર હલ્લો લાવવા કોઈ પરદેશીને તે મદદ કરી આપે એમ છે. એ શું ન કરે? એ ભયંકર દિવાનો છે. કાયદેસર હોય યા ગેરકાયદેસર, બલરામ, તેને કેદમાં નાખવો જ જોઈએ.

બલરામ: કેદમાં? કયા ગુનાના બહાના નીચે!

કર્નલે જવાબ આપ્યા વગર પીઠ ફેરવીને બંદૂક ઉપાડી. થોડીવારે પાછી મૂકી દીધી. પછી રિવોલ્વર ઉપાડી તેમાં કાર્તુસ ઠાંસી બલરામનું ધ્યાન પોતા તરફ નથી એની એણે ખાસ ખાતરી કરી લીધી.

બપોર નમવા આવતાં બલરામે રજા લીધી. કર્નલ પણ તેની સાથે જ બહાર નીકળ્યો અને પ્રોફેસર તથા સુબોધને નદી તરફ જતા જોઈ તે પણ તે બાજુ વળ્યો.

પ્રોફેસર: કેવી ખુશનુમા સાંજ છે! આજે આપણે દુનિયાની કાયાપલટ કરવાની છે. જરૂરીઆતોની દુનિયા નાશ પામશે ને વિપુલતાથી છલકાતી દુનિયા જન્મશે.

એક સૂકા ઠૂંઠા આગળ આવી બન્ને અટક્યા.

સુબોધ: આપણે જે કરવાના છીએ તે હું પહેલાં સંપૂર્ણ સમજી લઉં તો સારું.

પ્રોફેસર: મેં તે માટે ખાસ યોજના તો નથી ઘડી, પણ ઉજ્જ્વળ ભવિષ્ય તો હું જોઈ શકું છું. પહેલાં તો આપણે બધાંને તંદુરસ્ત બનાવી દેવાં જોઈએ કે જેથી તેમને ફાળે આવતા કાર્યમાં કંટાળાને બદલે તેમને પૂર્ણ ઉત્સાહ આવે.

સુબોધ: દાક્તરોના હક પર આપણે એથી તરાપ નહિ મારીએ?

પ્રોફેસર: એ હક નાશ પામે એમાં જ મઝા છે. સુબોધ, દાક્તરો આપણને તંદુરસ્ત રાખવા કરતાં માંદા રાખવાને જ વધુ તૈયાર હોય છે. અને ત્યાર-પછી આપણે નાણું હાથ પર લઈશું.

સુબોધ: પણ લોકો એનો ખોટો ઉપયોગ નહિ કરે?

પ્રોફેસર: આપણે ઉત્પન્ન, વેપાર અને નાણાંનો પ્રબંધ વ્યવસ્થિત બનાવીશું. લોકોને એથી ઘણું કરવાનું મળી રહેશે. આપણે નવી દુનિયા સર્જીશું—બૌદ્ધિક, કલામય, શક્તિસંપન્ન અને સર્જનાત્મક!

સુબોધ: પણ કર્નલે તો મને જુદું જ સુણાવ્યું. તે કહે છે કે બધી લોકલાગણી એક વલણ નહિ પકડે!

પ્રોફેસરઃ આપણે તે માટે તેમને ફરજ પાડીશું.

સુબોધઃ પ્રોફેસર, ત્યાં જ મારા ચમત્કારો અટકે છે. લાગણીઓ પર તે અસર નીપજાવવામાં નિષ્ફળ જાય છે. માલતી પર મેં એ નુસખો અજમાવી જોએલો. અને, પ્રોફેસર, નવી શક્તિ મળતાં લોકોની નવીનતર ઇચ્છાઓને શું વેગ નહિ મળે? મને પોતાને જ આ શક્તિ મળ્યા બાદ દિલમાં કેટલીયે જોશવંત ઊર્મિઓ ઊઠ્યા કરે છે!

પ્રોફેસરઃ એમ તો મને યે ઊડે અને બધાયને ઊડે; પણ સુબોધ, નિત્યનવી ઇચ્છાઓ પરના પ્રભુત્વથી જ સાચી માનવતા જન્મે. તારી ઇચ્છાઓ ઘણી બલવત્તર છે અને તે પર નિગ્રહ જરૂરી છે. માલતીની યાદ જ તું મનમાંથી કાઢી નાખ.

સુબોધઃ પણ લતા મને ગમતી નથી, અને માલતીને હું ભૂલી શકતો નથી.

ભાષણકર્તાની અદાએ પ્રોફેસર ફડકે ઊભા રહ્યાઃ સુબોધ, તું અવનત થાય છે. તારો મોહ કાબૂમાં રાખ; સેવાને તારૂં ધ્યેય બનાવ.

સુબોધઃ સેવા? શા માટે? દુનિયાને સુખી અને તંદુરસ્ત બનાવવા, એમ ને? અને હું તો ગુરુ ગોરખનાથ જ રહું! વાહ, પ્રોફેસર, વાહ!!

પ્રોફેસરઃ ઓહ, સુબોધ તારૂં પતન . . .

પ્રોફેસરના શબ્દો તેમના મોંમાં જ રહી ગયા. એક ગોળીબાર સંભળાયો ને સુબોધની ટોપી તેના માથા પરથી ઊડી પડી. સુબોધ માથે હાથ મૂકી, ત્યાંથી આંખ સામે ધરતાં તે લોહીથી ખરડાએલો જોઇ ભડકી ઊઠ્યો. ત્યાં તો ફરી બાર થયો ને ઝાડની એક સૂકી ડાળખી નીચે તૂટી પડી.

'પ્રોફેસર, આપણા પર હલ્લો થાય છે. જમીન પર સૂઇ જાઓ' તેણે પ્રોફેસરને કહ્યું.

બંને જમીન પર ચત્તાપાટ થઇ ગયા. ગોળીઓની કતાર તેમના માથેથી ચાલી જવા માંડી.

થોડીવાર પડ્યો રહી સુબોધ ઘુંટણભર થયો. હાથ લાંબો કરી તે બોલ્યો, 'ગોળીઓ, અટકી જાઓ! મારો ઘા રૂઝાઇ જાઓ!'

તે ઊભો થયો. ગોળીઓ બંધ થઇ હતી. માથે હાથ ફેરવતાં ઘા અદૃશ્ય થયો હતો. 'પ્રોફેસર ઊઠો, એ કોણ છે તેની તપાસ કરીએ.' તેણે પ્રોફેસરને કહ્યું.

એ બે ચાર મિનીટમાં તો સુબોધના ચહેરામાં ઘણોક ફેરફાર થઇ ગયો. પ્રોફેસર સાથેનો શિષ્યનો તેનો સંબંધ તો જાણે નાશ જ પામ્યો. પ્રોફેસરને આજ્ઞા કરતો હોય એ ઢબે તે ફરી બોલ્યોઃ 'પ્રોફેસર, ઊભા થાઓ. ચમત્કારો કરનારને દુનિયાએ આપેલો બદલો જોયો? અને એ લોકોને સુખી, તંદુરસ્ત, સ્વતંત્ર બનાવવાનું તમે મને કહેવા નીકળ્યા હતા! ચાલો હવે.'

સુબોધ આગળ વધ્યો, ને તેનાથી દોરાતા હોય તે ઢબે પ્રોફેસર ફડકે તેની પાછળ પાછળ ચાલવા માંડ્યા.

'કશો વાંધો તો નહિ આવે ને?' પ્રોફેસરે પૂછ્યું.

'પ્રોફેસર, હું સહીસલામત છું ત્યાં સુધી તો નહિ જ આવે!' સુબોધ જવાબ આપતો આગળ વધ્યો.

કર્નલ નકામી થએલી રિવોલ્વરને તપાસતો એક ઝાડી પાછળ સંતાએલો તે આ બંનેને આગળ આવતા જોઇ અદૃશ્ય થઇ ગયો. બગીચાના છેડા સુધી આવતાં પણ સુબોધ અને પ્રોફેસરને હુમલાખોરની કશી ભાળ ન લાગી. સુબોધને એક નવો વિચાર આવ્યોઃ 'બાગમાંની વનસ્પતિ, તમે બોલી ઊઠો કે અમારા પર હુમલો કરનાર ક્યાં નાઠો છે?' વનસ્પતિને સંબોધી તે બોલ્યો.

ગુલાબ, ડોલર ને સૂરજમુખીનાં છોડવાંએ જાડાઝીણા અવાજે જવાબ દીધોઃ 'ડાબા પડખાની ખાઇમાં.'

વાડ પર ચડેલી જુઇની વેલ બોલી ઊઠીઃ 'બારી નીચેની ખાઇમાં.'

ખાઇના મથાળા પરનાં ઘાસનાં ફૂલ બોલી ઊઠ્યાં 'તે અહીં છે.'

કર્નલ હવે ગભરાયો. નાસવામાં મજા નથી એમ સમજી તે તરત સુબોધની પાસે આવી લાગ્યો. 'કેમ, સુબોધ!?' ગભરાટ છુપાવવા હસતો હસતો તે બોલ્યો.

સુબોધઃ હું ધારતો જ હતો કે આવું સાહસ કરવાની ચેળ બીજા કોઇને તમારા સિવાય ન થાય! એટલી હિંમતનું પ્રદર્શન કરવાનો શૉખ પણ બીજો કોઇ ન કરે! કર્નલ, તમે બહુ ચાલાક છો!

કર્નલઃ એ બધું હવે જવા દે, સુબોધ. હું મારી હાર કબૂલ કરૂં છું. હવે તમને ફાવે તેમ કરો.

સુબોધઃ પણ હવે મારો તેવો વિચાર જ નથી.

પ્રોફેસરઃ કેમ? એમ કેમ વળી?'

કર્નલઃ સુબોધ, તારા વિચારોની અસ્થિરતા તને ગાંડો ન બનાવી મૂકે.

સુબોધ: નહિ બનાવી મૂકે! કર્નલ, બે દિવસ થયાં હું મારી જાતનો જ વિચાર કરતો રહ્યો છું. સુવર્ણ-રાજ્યની શક્યતા મને નથી જણાતી. એ કદાપિ શક્ય થશે જ નહિ. પ્રો. ફડકેના આદર્શોને તો અંત નથી; પણ મારે પણ મારી ઊર્મિઓ છે, અને તેમને હું સૌથી પહેલી પસંદગી આપવા માગું છું.

પ્રોફેસર: પણ અત્યાર સુધી આપણે નક્કી કર્યું છે તેમાં તો સલાહ આપીશ ને?

સુબોધ: બિલકુલ નહિ!

પ્રોફેસર: કારણ, તારી અંગત ઇચ્છાઓ ભભૂકી ઊઠી છે એમ જ ને?

સુબોધ: એ ગમે તેમ હોય. કદાચ તમે નિર્દેશેલાં સાધનોમાંથી થોડાંકનો ઉપયોગ હું કરું યે ખરો. ચમત્કાર કરનાર હું છું—હા, હું. શક્તિ **મારામાં** છે. તમારી, કર્નલની, રઘુનાથની કે બીજા કોઈની નહિ, પણ મારી ઇચ્છાની દુનિયા હવે બનવાની છે. અને હું ચાહું તેવી તેને બનાવું તેની સાથે તમને કશી નિસ્બત નથી. **તમે બધા મારો ઉપયોગ જ કરવા માગતા હતા.** હવે, હું જાતે મારો ઉપયોગ કરીશ. પ્રોફેસર, ચાલો, હજુ યે મને કદાચ તમારી જરૂર પડે. કર્નલ, ચલો; તમારા ઘેરથી જ આપણે દુનિયાનું નવસર્જન કરીશું.

અને બધા કર્નલના ઘર બાજુ વળ્યા.

નિશાનબાજી અને કવાયતનાં પુસ્તકો તથા રેજિમેન્ટોના ફોટોગ્રાફોથી ભરપુર કર્નલના શયનખંડમાં ત્રણે આવી લાગ્યા. બધા શાંત હતા. થોડી વારે સુબોધે એ શાંતિ તોડી.

'પ્રોફેસર, કર્નલ. મને થોડી એકાંત જોઈએ છે. જરાવાર તમે બહાર જાઓ તો?'

પ્રોફેસર અને કર્નલ બહાર નીકળ્યા ને સુબોધે બારણું બંધ કર્યું. નેપોલિયન જેવા રુવાબથી તેણે અદબ વાળી ને બીજી જ પળે સામેના આયનામાં તેણે



પોતાનું પ્રતિબિંબ જોતાં કંઈક નિરાશા તેના ચહેરાપરફરી વળી. 'હું થોડો ઊંચો ને બરાબર બનું!' તે બોલ્યો ને આયનામાં જોતાં તેનું ઇચ્છિયું પરિણામ આવી ગયું હતું.

'મને વિશાળ કપાળ ને ચહેરા પર કડપ જોઈએ!'

અને આયનાએ તેમ બન્યું હોવાની સાક્ષી આપી.

'હં! આ બધું મને સારું લાગે છે? ના, ના, હું જેવો હતો તેવો પાછો થઈ જાઉં!'

અને આયનામાં પાતળો સુબોધ પાછો દેખાયો.

'મારે હવે કરવું શું? શું ઇચ્છું? પહેલાં તો માલતીને જ અહીં બોલાવું! કેમ વળી? તેને દેખાડવા કે હું દુનિયાનો સ્વામી બનું છું. બિચારા પ્રોફેસર! મને સૂચનાઓ કરવા, સલાહ આપવા ને રાહ દર્શાવવા સિવાય એમને આવડે બીજો ધંધો જ નથી!' ખૂબ જોરથી તે હસ્યો. 'તેમને તેમની બાજી રચવી હતી, હવે હું મારી બાજી રચું'.

અશોક હર્ષ



## મેંદીનાં પાન

શ્રમ એ આનંદનો પિતા છે.
આળસ એ એવો દરિયો છે, જે બધા સદ્‌ગુણો ગળી જાય છે.
નિષ્ક્રિય ડાહ્યા માણસ મધ વગરની મધમાખી જેવો છે.
ઉદ્યમનાં મૂળ કડવાં છે, પણ ફળ મીઠાં છે.
ઉદ્યમને રજા આપતાં જ ગરીબાઈની પરોણાગત કરવી પડે છે.
ચિત્ર એ મૂંગી કવિતા છે ને કવિતા એ બોલતું ચિત્ર છે.

. સોનાની ખાણો જોવાનો હમણાંહમણાંમાં આ મારે માટે ત્રીજો વારો હતો. સાથે ચિ. સરોજ ન હોત તો મેં પૃથ્વીના પેટમાંથી પીળી ચળકતી માટી ખેંચી કાઢવાની આ ધેલછા જોવા પાછળ એક દિવસ ન જ ખર્ચ્યો હોત.

પહેલી જ વાર જોવાના છીએ એ આનંદ તો અનેરો હોય છે. એથી ઊતરતો પણ લગભગ એના જેટલો જ આનંદ માણસને ત્યારે મળે છે જ્યારે એની સાથે એ જ વસ્તુનો નવો અનુભવ કરનાર કોઈ હોય છે. પોતાનું જ્ઞાન, પોતાની માહિતી, અને અનુભવ ઠાલવી દેવાની તક મળે છે ત્યારે એનો આનંદ માણસને ઓછો નથી હોતો. તે ઉપરાંત નવા માણસના ઔત્સુક્યના માર્ગદાર થવામાં પણ સ્વતંત્ર આનંદ હોય છે, જેને કારણે જૂના અનુભવનું વાસીપણું ઘણે ભાગે મટી જાય છે.

પહેલી વાર અમે ટ્રેનમાં ગયા હતા; બીજી વાર નંદીથી કોલર ગયા હતા; આ વખતે બેંગલૂરથી મોટર લઈને સોનાની ખાણ સુધી જઈ તે જ દિવસે પાછા આવ્યા. ૬૦ માઈલનો રસ્તો છે, પણ અમે તો જતાં આવતાં મળીને લગભગ ૧૫૦ માઈલ પૂરા કર્યા.

ऋद्धैः सह भुज्यताम्। એ ન્યાયે મેં અમારા મેજબાન શ્રીનિવાસરાવને એમની નાની છોકરીને અમારી સાથે મોકલવા સૂચવ્યું. પછી ન્યાય ખાતર એના ભાઈને સાથે લેવો પડ્યો. અને બે સાથે હવા ખાતર—અથવા કમિશન તરીકે—નાની લલિતાને અમે સાથે લીધી. આમ ત્રણ કન્નડ ભાષા બોલનાર છોકરાઓ સાથે થવાથી મેં એમની સાથે વાતો ચલાવી મારા કાનડી શબ્દોનો મરોળ ઊજળો કર્યો, રસ્તામાં પથરાની ટેકરીઓએ હંપીના માતંગ પર્વતનું સ્મરણ કરાવ્યું, આકાશનાં વાદળાંઓએ નંદીદુર્ગનું સ્મરણ કરાવ્યું અને રસ્તાની બાજુનાં લાબાંલાંબાં તળાવોએ સિન્ધ્રાયણી નદીની શોભા બતાવી. અને આમ અમે સ્મરણના માર્ગો મારે થઈને સોનાની ખાણો પાસે પહોંચ્યા. જ્યાં જુઓ ત્યાં બાજુના ટોપલામાં દિવાસળીની પેટી ખોસીને એવો ટોપલો માથે ચડાવી, હાથમાં કારબાઇડનું ફાનસ રાખી આમતેમ ફરતા મજૂરો નજરે પડ્યા.

થોડીક મહેનતથી સોનાની ખાણોના સરકારી કમિશનર શ્રી દોરાયસ્વામીને અમે શોધી કાઢ્યા. એમની સાથે કોલરના મારવાડી શેઠીઆ શ્રી ભૈરવલાલજી પણ હતા. બન્ને ઉપર અમારે વિષે બેંગલૂરથી તાર આવેલો હોવાથી તેઓ અમારી રાહ જોતા હતા. મારા ભોરાકની બેચાર વાતો કર્યા વગર છુટકો ન હતો, એટલે તેટલી વાતો કરી અમે ખાણો જોવા ગયા.

ભૂસ્તરવિદ્યાના જાણકાર લોકોએ નક્કી કર્યું છે કે અહીં લગભગ ૨૫ ચોરસ માઈલનો ભૂમિભાગ સોનાના પથરાથી ભરેલો છે, એમાંથી ચાર માઈલ જેટલી જમીન કોતરવાનું હમણાં ચાલે છે. એક ખાણ હવે ખૂટવા આવી છે એમ આ લોકો કહેતા જાય છે ત્યાં, ઊંડાણમાંથી એથી યે વધારે સારા પથરા મળી આવે છે. અહીંની ખાણો આખી દુનિયામાં સૌથી ઊંડી મનાય છે. લગભગ ૮૦૦૦ ફૂટ સુધી આ લોકો ગયા છે. અંદર ઊતરવાના મુખ્ય વિવરને અંગ્રેજીમાં—shaft—શાફ્ટ કહે છે. એ શાફ્ટમાંથી મોટા પારણામાં બેસીને લોકો અંદર જાય છે. દર વખતે ૩૫+૩૫=૭૦ માણસો એમાં ભરી નીચે મોકલવામાં આવે છે. એક પારણા સામે બીજું પારણું તોળેલું હોવાથી એક નીચે પહોંચે એટલે બીજું ઉપર આવી જાય છે, અને દરેક પારણામાં ઉપલો અને નીચલો એવા બે મજલા અથવા મેડી હોવાથી દરેક વખતે કુલ ૧૪૦ લોકોના જાન આ વિજળીના યંત્રહાથમાં લટકે છે. બે પારણાં સામસામાં તોળવાથી જોખમ ઘણું ઓછું હોય છે અને પારણાંનો વેગ ફાવે તેમ કાબૂમાં રાખી શકાય છે.

આ ખાણો પર કામ કરનાર ૨૦-૨૫ હજાર કૂલીઓમાંથી ૧૨-૧૫ હજાર કૂલીઓ પૃથ્વીના પેટમાં અહિરાવણ મહિરાવણની પેઠે કામ કરતા હોવાથી અને એમને અંદર લઈ જવામાં મિનિટ મિનિટની વાર થાય તો યે સેંકડો રૂપિયાનું નુકસાન થતું હોવાથી મજૂરોને વીજળીવેગે અંદર મૂકવા અને વીજળીવેગે બહાર કાઢવા એની પાછળ મનુષ્યબુદ્ધિ ઠીકઠીક ખરચાઈ છે. કોઈ પણ રીતે અકસ્માત ન થાય એને માટે અહીં એટલી બધી યુક્તિઓ રચાઈ છે કે માણસના જીવનની કિંમત અહીં સહુથી વધારે લેખાય છે એમ ખાતરી થયા વગર રહેતી નથી. હજારો રૂપિયાનું નુકસાન ભલે થાઓ, પણ એકે માણસનો જાન જોખમમાં ન આવો, એ સૂત્રથી અહીં કામ ચાલે છે. જતાં સેંકડે બેચાર લોકો જોખમમાં આવી જ જાય છે. આ વરસે—એટલેકે છેલ્લા થોડાક મહિનામાં પૃથ્વીના પેટમાં ઊતરતાં ઊતરતાં ૩૦-૪૦ સ્વર્ગે પહોંચ્યાનું શ્રી દોરાયસ્વામીએ

**માણસ સોનાનો દાસ થઈ શકે પણ તેનાથી છેતરાય તો નહિ જ; રેતી જોડે છટકી જતું છેવટનું બે ટકા સોનું પણ તે સાઈનાઈડની મદદ વડે એમાંથી કાઢી લે છે.**

છે—જાણે 'ચક્રં ભ્રમતિ મસ્તકે.' પથરા ખાંડીખાંડીને એ માંબિલાં તેનો એવો તે. ભૂકો કરી નાખે છે કે એ ઝીણી રેતી પાણીમાં મળી પ્રવાહી થતાં વાર લાગતી નથી.

હવે આ પ્રવાહી રેતી પાસેથી સોનાના કણ માગી લેવા એ જ મુખ્ય કામ છે. જૂના વખતમાં ઘેટાં બકરાંને મારીને એની વાળ સાથેની ચામડી ફેલાવી એના પરથી પેલી સોનાની રેતીવાળું પાણી વહેવડાવતા હતા. સોનાના કણ ભારે હોવાથી ચામડાના વાળમાં ભરાઈ જતા અને બાકીની રેતી પાણીના પ્રવાહથી તણાઈ જતી. દોરાયસ્વામીએ કહ્યું કે ગ્રીક લોકકથામાં Golden Fleeceની જે વાત આવે છે તેનું કારણ આ જ છે (Fleece એટલે વાળવાળું ચામડું). એના રંગ પરથી એને એ નામ મળ્યું છે એમ હું માનતો; હવે ખબર પડી છે કંજુસની પેઠે સોનાના કણને એ પકડી રાખે છે એટલા ખાતર એને એ નામ મળ્યું છે.

ખેર. હવે આજેકાલ ચામડાં વાપરવાને બદલે ઊનની કંબલ વપરાય છે. એમાં સોનાના જે કણ ભરાય છે તે બધા એક ચોરસ તપેલામાં ખંખેરાય છે અને પછી એ તપેલાનું પાણી એક ત્રાંબાના પતરા ઉપર થઈ વહેવડાવે છે. ત્રાંબાના પતરાને પારાનો પુટ આપેલો હોવાથી એને સોનાચાંદીની કણીની ભૂખ લાગેલી હોય છે. સોનાના કણવાળું પાણી એ પતરા ઉપર થઈને જ્યારે વહેવા માંડે છે ત્યારે પારો એને પકડી રાખે છે. પછી એ બધો પારો ભેગો કરીને ગરમ કરવામાં આવે છે. એટલે પારો અલગ અને સોનું અલગ એમ થઈ જાય છે. પેટમાંથી પારો નીકળી જવાથી સોનાનાં કણ વાદળી જેવાં થઈ જાય છે. એ વાદળીઓ ફરી ઓગાળી સોનાનો રસ બનાવે છે અને પછી એની ઈંટો બનાવી મુંબાઈ મોકલવામાં આવે છે. ખાણમાંથી નીકળેલા પથરાનું વજન કર્યા પછી જ તે કારખાનામાં મોકલવામાં આવે છે. એ વજન પરથી કુલ સોનું કેટલું નીકળશે એનો અંદાજ કાઢવામાં આવે છે. ઘણું કરીને એ અંદાજ સાચો પડે છે. જો ભારે ફેર પડે તો પછી પૂછવું જ શું? આખા કારખાનામાં મારે હાહાકાર થઈ જાય છે, અને ભૂલ ક્યાં છે, ચોરી ક્યાં છે એ બધાંની તપાસ થાય છે. કારખાનામાં ફરતાંફરતાં દોરાયસ્વામી કહે, અહીં દરેક માણસ કેવળ પોતાને શાહુકાર સમજે છે, બાકી બધાની ચોરની પેઠે તપાસ લેવામાં આવે છે. (સોનાની ખાણ જોયા વગર જ શ્રી શંકરાચાર્યે લખ્યું હતું 'પુત્રાત્ અપિ ધનભાજાં ભીતિ:')

પથરાના પેટમાંથી સોનું છીનવી લીધા પછી બાકીનો ભૂકો ડૂચો સમજી ફેંકી દેવામાં આવે છે. એના મોટી મોટી ટેકરીઓ ચારે કોર ખડકેલી જોવામાં આવે છે. આ રેતી નથી આવતી સિમેંટ બનાવવાના કામમાં કે નથી આવતી કાચ બનાવવાના કામમાં. બિચારી રેતી પોતાનો ઉપયોગ કરનાર ભવિષ્યના માનવીની રાહ જોતી અહીં શલ્યા થએલી અહલ્યાની પેઠે તપસ્યા કરે છે.

વચમાં માણસને સૂઝી આવ્યું કે આ રેતીમાંથી કેવળ ૯૮ ટકા સોનું જ આપણે કાઢી શકયા છીએ. બે ટકા સોનું કંબલના સકંજામાંથી છટકી રેતીમાં જ રહી જાય છે. માણસ સોનાનો દાસ થઈ શકે: પણ સોનાથી આવી રીતે એ છેતરાય એમ તો નથી જ. એણે એ રેતીના ઢગલા ફરી પાણીમાં પલાળી એમાં સાયનાઈડ (cyanide) નાખી સોનું પ્રવાહી બનાવી દીધું, અને એ રીતે રેતી પાસેથી સોનું છીનવી લીધું. હવે આ પાણી ફિલ્ટર કરી, જસતનાં પાતળાં પાતળાં છોલણો પર રેડી દે છે. કમજાત સાયનાઈડને જસત મળે છે એ તરત સોનું છોડી દઈ જસતને વળગે છે. અને આમ સોનાનો કાળો ઢગલો નોખો મળી આવે છે. સાયનાઈડ ઝહેરી જસતની ખૂબી નમે શું જાણો! એની આગળ સોનાનો સહવાસ દૂલ છે. ખરેખર તત્ तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः સોનું મોઘું અને જસત સસ્તું એ તો માણસે જ ઠરાવ્યું છે ના? ગાયને માણસના બાળક કરતાં પોતાના વાછરડાને ચાટવામાં વધારે સંતોષ મળે છે.

હવે આ સાયનાઈડે ફેંકી દીધેલું સોનું ગરમ કરવાથી સુવર્ણવર્ણ સોનું ઝતું થાય છે. અને એ જોઈને મહેનતુ માણસ રાજી રાજી થાય છે. પારાની મદદથી જ્યારે સોનું ભેગું કરાય છે ત્યારે એમાં સોના સાથે

આવી નારકી પ્રવૃત્તિ એને મૂકે છે. અજાણ્યા કવિએ પ્રાચીન કાળમાં જ ચીસ પાડી હતીઃ

* स्वापतेय कृते मर्त्याः किं किं पापं न कुर्वते? ॥

(૨)

સંન્યાસીઓને માટે કહેવામાં આવ્યું છે કે એમણે સોનાચાંદીને સ્પર્શ પણ ન કરવો જોઈએ. સ્વામી દયાનંદ સરસ્વતીના કમંડલને ચાંદીની નાનકડી ભૂંગળી હતી એટલા પરથી સનાતનીઓએ એમના વિષે કેટલું યે લખ્યું છે. કાન્તા અને કનક એ કળિયુગની મૂડી છે, અધઃપાતનાં સાધનો છે એમ જ્યાંત્યાં ગવાયું છે. સ્ત્રી એ જ પાપનું મૂળ છે, કનકમાંથી જ લોભ પેદા થાય છે એમ પણ ઘણા લોકોએ પ્રમાણિકપણે નોંધી રાખ્યું છે. પણ મને એ દૃષ્ટિ કોઈ કાળે સાચી નથી લાગી. એક જણે પક્ષપાત ટાળવા ખાતર કહ્યું છે કે કાન્ત ને કાન્તા બન્ને પાપનાં સાધન છે—પુરુષ અને સ્ત્રી બન્ને અધઃપાતનાં બીજ છે. કૅથૉલિક સાધુઓએ કહ્યું છે આપણો જન્મ જ પાપમાંથી છે, એટલે આ દુનિયામાંથી બચી જવું, આબાદ રીતે નીકળી જવું, એ જ જીવનનું સાર્થક્ય છે. જ્યારે સ્વામી વિવેકાનંદે કહ્યું, 'સ્ત્રી પાપનું મૂળ નથી, પણ મનના વિકારો જ પાપનું મૂળ છે; એ ટાળતાં આવડવું જોઈએ.'

લોકોમાં ધનનો લોભ જોઈ અને એ લોભને કારણે લોકોને પોતાનું જીવન નિઃસત્વ અને નીરસ કરતા જોઈ હું અકળાયો છું, છતાં સોના પ્રત્યે અણગમો મનમાં કોઈ કાળે ન હતો. નાનપણમાં મેં કેટલાં ય ઘરેણાં વાપર્યાં છે, પણ એમની શોભા તરફ જ હું જોતો. સોનાની સુંવાળપ, એનો રંગ, એનો સૌમ્ય ચળકાટ બધું મને ગમતું; પણ અમુક ચીજ આટલી કીમતની છે અને હું એનો માલિક છું એવો ભાવ મારા પર સવાર થતો જ નહિ. ચકમકના પાસાદાર પથરા અને હીરામાણેક મારે મન સરખા જ આકર્ષક હતા, આજે પણ એમ જ છે. મખમલના મળનાર ફૂલોની મારી પાસે જેટલી કદર હતી તેથી હીરામાણેકની વધારે નહિ જ.

હીરાની વીંટી પહેરવાની ઇચ્છા નાનપણમાં ઘણી હતી, પણ તે કોઈ કાળે તૃપ્ત ન થઈ. પછી જ્યારે આકાશના તારાઓ સાથે દોસ્તી થઈ ત્યારે તૃપ્તિ થઈ કે આપણી પાસે આટલા બધા હીરાઓ છે. એ હીરા સાચવવા પડતા નથી, કોઈ છીનવી પણ નથી લેતા. રાત પડી છે તગમગ તગમગ આવ્યા જ છે. એ જોયા પછી હીરાની વીંટી પહેરવાની ઇચ્છા ધીમીધીમી મોળી પડી અને અન્તે સવારના તારાની પેઠે ઓગળી ગઈ. સુવાના રંગો અને ફૂલોના રંગો ધરાઈને જોયા પછી રંગીન કપડાં પ્રત્યેનું આકર્ષણ કોણ જાણે ક્યાં જતું જ રહ્યું. આજે જ્યારે બીજાઓ રંગીન કપડાં પહેરે છે ત્યારે હું એમના તરફ ફૂલોની નજરે જોઈને ખુશ થાઉં છું અને કંઈક કૃતજ્ઞતા પણ અનુભવું છું કે એમણે મારે માટે સરસ દૃશ્ય રજૂ કર્યું. પણ હું રંગીન કપડાં પહેરીને બીજાઓ માટે પ્રદર્શન બનું એવી તો ઇચ્છા થતી જ નથી. આપણે અભદ્ર ન દેખાઈએ અને ખાસ આકર્ષક પણ ન બનીએ એટલે લોકનું ઓછામાં ઓછું ધ્યાન ખેંચીશું અને કેવળ માણસ રહી જઈશું એમ જ હમેશાં લાગ્યા કરે છે.

સોનું છે જ સુવર્ણ. ચાંદી કરતાં વર્ણે સૌમ્ય, ચળકાટમાં ઓછું આંજી નાખનારું, રણકારમાં વધારે આસ્તિક. કોઈ પણ સોનીને પૂછો. સોનું એટલું તો સૌમ્ય અને કહ્યાગરું હોય છે કે એમાંથી જાતજાતના અલંકાર બનાવતાં એનો ઉત્સાહ ખૂટતો જ નથી. સોનાને જો કીમતી ચીજ ન બનાવી હોત, સોનાના સિક્કાઓ બનાવીને જો મૂલ્યસંગ્રહનું એને સાધન ન બનાવ્યું હોત તો સોનાના આટલા બેહાલ ન થયા હોત. સોનું સડતું નથી, બગડતું નથી, થોડી જગ્યા રોકે છે, સામાન્ય તેજાબની અસરમાં પણ આવતું નથી, વગેરે વગેરે એના જે સદ્ગુણો છે તે જ એને માટે મારક થયા છે. લોભી માણસે પોતાના લોભનું એને પ્રતીક બનાવ્યું. હું સોનું હોત તો આત્મહત્યા કરી ભગવાન પાસે જઈ કહેત કે 'મારો કોઈ એક ગુણ ઓછો કરો, સુવાની પેઠે મને ક્ષણજીવી બનાવો, કપુરની પેઠે ઊડી જનાર બનાવો, સાકરની પેઠે ઓગળી જનાર બનાવો, તારાઓની પેઠે અગ્રાહ્ય બનાવો, પણ માણસના હાથમાંથી મને છોડાવો. સત્યયુગની સુવાસ ક્યાં ગઈ? શા માટે મને કલિયુગનું પ્રતીક બનાવી મૂક્યું છે? મને જોઈને માણસની નજર બગડે છે, એની મતિ બગડે છે, ભાઈભાઈઓ મારે માટે આપસમાં લડવા માંડે છે; મને જ.ઈને સ્થિરતા નાશ

---

* સ્વાપતેય એટલે સોનું.

# નવી નજરે.

*સમાજહિતની કોઈ અદ્ભુત ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે મજાક-મશ્કરીની વિચક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ;—જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી વિચારબળને તાજગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા*

---

એક મિત્રનો કાગળ મને મળ્યો છે. પોતે ગુજરાતી ભાષાના આગળપડતા સાક્ષર છે. તેઓ અત્યારે મારી પાસે એજિક શીખી રહ્યા હોવાથી એમની એ શરમ ખુલ્લી ન કરવા ખાતર નામ લખતો નથી. પરંતુ એમની જે ફરિયાદ છે તે એમના જ શબ્દોમાં આપું છું.

'ઘણાં પુસ્તકોમાં અંગ્રેજી ફકરા મૂકવામાં આવે છે, પણ તેનું ગુજરાતી આપતા નથી. ભાષાંતર જે આપે છે તે ફુટનોટમાં મૂકે છે. મને લાગે છે કે ગુજરાતી ગ્રંથોમાં અંગ્રેજી મૂળ આપી એટલી જગ્યા નકામી ન રોકવી જોઈએ. છતાં આપવામાં જ આવે તો પાદટિપ્પણીમાં તે અપાવું જોઈએ. કેવળ અંગ્રેજી આપવું અને ભાષાંતર આપવું નહિ તે તો ગુજરાતી ન જાણનાર વાચકોને માટે એટલા પૂરતું પુસ્તક નકામું બનાવવા જેવું છે. તમે આ બાબતમાં 'કુમાર'માં કોઈ ઠેકાણે લખશો તો ઉપકાર થશે. 'કુમાર'માં પણ ઘણી વાર ચાલુ લેખમાં આમ થાય છે.'

મારા આ મિત્ર સંસ્કૃતના અભ્યાસી હોવાથી પોતાનાં પુસ્તકોમાં સંસ્કૃતનો એવી છૂટથી ઉપયોગ કરે છે કે અંગ્રેજી આગળ જેવી પરાધીન સ્થિતિ એમની પોતાની થાય છે એવી જ સ્થિતિ સંસ્કૃત ન જાણનાર વાચકોની તેમનાં પુસ્તકો વાંચતી વખતે થાય છે. આમ, એક રીતે તેઓ સહધર્મી હોવાથી અંગ્રેજીનો છૂટથી ઉપયોગ કરતા લેખકોની એ ભૂલની પાછળનાં નિર્દોષ તત્ત્વોને તેઓ સહેજે સમજી શકશે. લેખક જ્યારેજ્યારે પણ મૂળ અંગ્રેજી આપવા પ્રેરાય અને તેનો ગુજરાતી અનુવાદ આપે કે ન આપે ત્યારે ત્યારે નીચેમાંનાં કોઈ કારણે હોય છેઃ

(૧) તેને મૂળ અંગ્રેજી લખાણ એવું તાઝગીભર્યું લાગતું હોય છે કે ભાષાંતર કરવા જતાં તેને હવા લાગી જશે એવી દહેશતે તે મૂળ લખાણ જ મૂકે છે.

(૨) મૂળ લખાણનો ભાવ પોતે માતૃભાષામાં ઉતારવા સમર્થ હોવા છતાં પોતે તે પહેલવહેલું વાંચેલું ત્યારે પોતાને જે અપ્રતિમ આનંદ થએલો એ આનંદ એવો ને એવો જ પોતે વાચકોને પણ આપવા માગતા હોય છે. આમ કરવા જતાં આંધળા આગળ આરસી જેવું કદાચ બની જાય તો વિચારાનાં કમભાગ્ય!

(૩) લેખકમાં માતૃભાષા તરફ ખાસ પક્ષપાત કાંઈ ન હોવાથી જે વિચાર જે ભાષામાં વધુ ચમકથી દર્શાવી શકાય તે વિચાર માટે તે ભાષા તે અધિકારથી વાપરે છે. એવે પ્રસંગે ગુજરાતી અનુવાદ મૂકવા જાય તો એનો મૂળ હેતુ જ માર્યો જાય.

(૪) મૂળ લખાણનો અનુવાદ આપ્યા પછી પણ એની ખરી ખૂબી પોતે સમજાવી શકેલ નથી એવો તેને અસંતોષ રહી જતો હોય છે, અને તેથી પોતાના અનુવાદની પૂર્તિ રૂપે મૂળ લખાણ આપવાની લાલચ તે રોકી શકતો નથી હોતો.

આમ, આ બધા પ્રસંગોએ અંગ્રેજી અવતરણો અપાય છે તે અનિવાર્ય બની જતાં હોવાથી એ આપનાર લેખક સાથે વાચકે સહાનુભૂતિ દાખવવી ઘટે. માત્ર કોઈક જ વખતે એવું બને છે કે અંગ્રેજી અવતરણો મૂકવામાં લેખકનો દુષિત આશય હોય, અને આ પ્રકારની ભૂલ ખાસ કરીને શરૂઆતમાં જ બને છે. જીવનની પહેલી પચ્ચીશીમાં યુનિવર્સિટિના કાળા જામા સહિત લેખક હાથમાં કલમ પકડી લખવા બેસે છે ત્યારે 'ધન્ય છે મને કે હું આવું અઘરું લખાણ પણ સમજી શકું છું.' એવા કોઈ આત્મગૌરવના ભાવથી તે ક્લિષ્ટ રચનાવાળાં અવતરણો આપી વાચકને પોતાના ભાષાજ્ઞાનથી આંજવાનો બાલિશ પ્રયાસ કરતો હોય છે. પણ અનુભવી વાચકોની નજર આવા પ્રયાસોને તુરત પકડી શકતી હોય છે. ઘણુંખરું કાવ્યનાં કે તત્ત્વજ્ઞાનનાં વિવેચનોમાં આવું બહુ બને છે. એવે વખતે ભાષાની મિઠાશ કે વિચારના પ્રવાહની પ્રબળતાને ખાતર નહિ પણ માત્ર અઘરી ભાષાને ખાતર જ જ્યારે અંગ્રેજી અવતરણો ગુજરાતી લેખોમાં લેવામાં આવે ત્યારે એની પાછળ તાજા નિશાળીઆનું આ માનસ છે એમ અનુભવીઓ સમજી લઈને એના પર આછું સ્મિત કરી શકે છે. પણ એ પ્રસંગે આટલું ખાત્રીપૂર્વક કહી શકાય કે જે

અવતરણ લેખક આપી રહ્યો હોય છે તે અવતરણને તે પોતે જ સમજી શક્યો નથી હોતો, નહિતર તેને તેની એટલી બધી કિંમત ન હોય; અને એ દૃષ્ટિએ પણ એવાં અવતરણો ક્ષંતવ્ય બની જાય છે!

અત્યારે યુરોપમાં ચાલી રહેલી લડાઈની ભયંકરતા વચ્ચે વચ્ચે પણ આપણી આંખને ઠારી જાય એવાં કોઈ કોઈ દશ્યો નજરે પડે છે. જેમકે પોલૅંડને મુક્તિ અપાવનાર માર્શલ પિલસુદસ્કીની કબર આગળ પહોંચતાં નાઝી લશ્કર એ પ્રજાના તારણહારના અવશેષોને ભવ્ય અદાથી સલામી આપે છે, અને એમ આડકતરું સૂચવે છે કે લોકોત્તર પુરુષોની મહત્તા એ પ્રજાઓ વચ્ચેના વેરથી પરની વસ્તુ છે; ત્યારે બીજી બાજુ પોલૅંડના સત્તાધીશો પણ એવી જ અજબ ખેલદિલી વાપરી જર્મન પ્રજાની સહાનુભૂતિ મેળવી લે છે. તેઓ જર્મન પ્રજા અને નાઝીવાદ એ બે વસ્તુ વચ્ચેનો ભેદ બરાબર સમજી લઈ યુદ્ધમાં પકડાએલા નાઝી કેદીઓના કુશળ સમાચાર જર્મન પ્રજાને રેડીઓ મારફત પહોંચાડે છે. દુનિયાની લડાઈઓના ઇતિહાસમાં આ એક અતિ વિરલ ઘટના છે. યુદ્ધના કેદીઓને સન્માનપૂર્વક રાખવામાં આવ્યા હોય એવા પ્રસંગ ઇતિહાસને ચોપડે ચડી ચૂક્યા છે. પણ આજે રેડીઓ એક એવી વસ્તુ શક્ય બનાવે છે જે લડવા તૈયાર થએલી પ્રજાના જિગરને નરમ બનાવી નાખે છે. નાઝી સરકારે પોલૅંડથી આવતા આ સંદેશા સાંભળવા ઉપર પ્રતિબંધ મૂક્યો છે. પણ હિટલરની એ સરકારે જ રેડીઓની ચાંચીઆગીરી શરૂ કરેલી, એટલે એની સામે અત્યારે એ લાઇલાજ છે. કેમકે યુદ્ધ શરૂ થયું ત્યારે અને અત્યારે પણ પોલૅંડના વૉરસૉના રેડીઓ સ્ટેશન માટે જે વેવ લેન્ગ્થ નક્કી થએલું એ જ વેવ લેન્ગ્થ ઉપર પોલીશ ભાષામાં પોલૅંડના વતી ખોટા સંદેશાઓ બર્લિનથી મોકલી દુનિયાને છેતરવાનો પ્રયાસ હિટલરે કરી જોયો છે, એટલે એના પ્રતિબંધ છતાં લડાઇમાં પકડાએલા પોતાના મિત્રો કે સંબંધીઓના સમાચાર મેળવવા જેટલો પોતાનો નૈતિક હક્ક નાઝીવાદ નીચે પીસાએલી પ્રજા પણ હજુ સમજી શકે છે.

ટેલીપથી અને ક્લેઅરવૉયન્સ સંબંધે વૈજ્ઞાનિક ચોકસાઇથી અભ્યાસ કરતા એક અમેરિકન પ્રોફેસર રૂહાઇને લગભગ એક લાખ અખતરાઓ પછી એ સંબંધી ચોક્કસ નિર્ણયો બહાર પાડ્યા છે. તે કહે છે કે ટેલીપથી એટલે કે એક માણસના મનમાં જે વિચાર હોય તેનું બીજાના મનમાં થતું પ્રતિબિંબ; અને ક્લેઅરવૉયન્સ એટલે સંજયદૃષ્ટિ અથવા દૂર બનતા બનાવો જોવાની શક્તિ. આ બન્ને એક જ શક્તિનાં જુદાંજુદાં રૂપાંતરો છે. વળી જે માણસમાં એક શક્તિ હોય તેમાં બીજી પણ હોય છે, અને આ શક્તિ વારસામાં પણ ઊતરે છે.

જેઓમાં આ શક્તિ હોય છે તેઓ જેમ જોવાની ઇન્દ્રિય—આંખ—નું સ્થાન બતાવી શકે તેમ એ શક્તિનું ચોક્કસ સ્થાન બતાવી શકતા નથી. એટલે માનવાને કારણ મળે છે કે મગજના કોઈ કેન્દ્ર પર નહિ, પણ માનસની ભૂમિકામાં જ તેનું સ્થાન છે.

આ શક્તિ ધરાવનાર વ્યક્તિની તંદુરસ્તી સાથે એ શક્તિને ઘણો સંબંધ છે. માંદગીમાં કે ચિંતામાં અથવા તો થાકથી એ ઘટી જાય છે. વળી બીજા કોઈ વિષયમાં ચિત્ત રોકાયું હોય ત્યારે પણ આ ક્રિયા અટકી પડે છે.

ટેલીપથીની પરીક્ષા કરવા માટે પ્રયોગ કરનાર તથા તેનો વિષય સામસામે બેસે છે અને જુદાજુદા આકારની નિશાનીઓવાળાં પતાકડાંમાંથી પ્રયોગ કરનાર એક પસંદ કરી તે કયું છે તે જણાવવા વિષયને કહે છે.

ક્લેઅરવૉયન્સની પરીક્ષા કરવા પ્રયોગ કરનાર પોતે જોયા વિના જ એક કાર્ડ જુદું મૂકી દે છે અને તેનું નામ જણાવવા વિષયને કહે છે.

આ બન્ને વચ્ચે સ્થળનું અંતર અંતરાયરૂપ થતું નથી.

પ્રો. રૂહાઇને આ ઉપરાંત દસેક હજાર શિક્ષિતોને અંગત બાબતોની ઊંડી પૂછપરછ કરી અને તેમાંથી ૨૫ ટકા જેટલાએ જીવનમાં કોઇ ને કોઇ વખતે કોઈ અનિચ્છનીય ભાવીની આગાહી પોતાને મળ્યાનું કબૂલ્યું છે.

અંધોમાં કોઇ વિશિષ્ટ શક્તિ છે એમ સામાન્ય-રીતે મનાય છે, અને ડ્યૂક યુનિવર્સિટી, જ્યાં આ પ્રોફેસરના પ્રયોગો ચાલે છે ત્યાં, માલૂમ પડ્યું છે કે અંધોમાં આ શક્તિઓ વાસ્તવિક રીતે વધુ પ્રમાણમાં હોય જ છે, અને તેમાં પણ ટેલીપથી ૫.૬૯ના પ્રમાણમાં ગણીએ તો ક્લેઅરવૉયન્સ ૫.૯૬ના પ્રમાણમાં હોય છે.

વળી એ પણ જણાયું છે કે મોટી ઉમરનાં માણસો કરતાં બાળકોમાં આ શક્તિ ૨૦ ટકા જેટલી વધુ હોય છે. આથી બાળકો 'મન વરતે છે' એમ આપણી સ્ત્રીઓ કહે છે એ એક વૈજ્ઞાનિક સત્ય બની જાય

છે, કેમકે તમારા ચહેરાના સ્નાયુઓના આકાર ઉપરથી નહિ પણ તમારા મગજમાંના વિચારો ટેલીપથીથી જાણીને જ બાળક તમારા ભાવ પકડે છે એમ આ પ્રયોગો પરથી ફલિત થયું છે. એ પણ એક જોવા જેવી બાબત છે કે સામાન્યથી હલકી કક્ષાની બુદ્ધિવાળાં ૨૨ બાળકો તપાસવામાં આવતાં તેમનામાં આ શક્તિ જરા પણ જોવામાં આવી ન હતી.

ઘણીવાર કોઈ મહાન શોધ આશ્ચર્યકારક સરળતાથી થઇ જાય છે, અને એથી ઉલટું કેટલીક નાની શોધો પાછળ વધુપડતું ભેજું ખર્ચાઇ જાય છે. થોડી મહેનતે થએલી મહાન શોધોનાં ઉદાહરણ તો વાચકે ઘણાં વાંચ્યાં હશે. જેમકે ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધ્યો એ આખી શોધનો જન્મદાતા એક નજીવો અકસ્માત. એ અકસ્માત થયો અને સુભાગ્યે ન્યૂટનનો છવ એવી કોઇ નાડે ચડી ગયો કે એને સહેજે એ સિદ્ધાંત સ્ફૂરી આવ્યો. અને પછી એણે એ સિદ્ધાંત વિકસાવ્યો એ એની શાબાશી. બ્લૉટિંગ પેપરની અથવા તો ન ભાંગે એવા કાચની વગેરે સેંકડો શોધો માણસ જાતના હાથમાં અનાયાસે આવી પડી છે. પણ જેના પર વિચારપૂર્વક ચિંતન કરવું પડયું હોય અને છતાં એ ચિંતનને અંતે હાથમાં ખૂબ નાની શોધ આવે ત્યારે જરા નાસીપાસ થવાય.

આવી એક નાની શોધની વાત મહુવાથી આવતી ગાડીમાં રસ્તામાં બેઠેલા એક મિત્ર પાસેથી થોડા વખત પહેલાં જાણવા મળી. એમના પરિચયના એક ભાઇની આ શોધ છે. તેમનું એમ કહેવું છે કે અઠવાડીએ એક વખત દાઢી બોડવી એ વિલાયતમાં ભલે અવિવેક લેખાય, પણ આપણે ત્યાં તો બસ થઈ પડે એમ છે; એટલું જ નહિ, પણ આપણે કુદરતને આ બાબતમાં જરા છેતરી પણ શકીએ તેમ છીએ. અને તે એવી રીતે કે પહેલે અઠવાડીએ તમે સોમવારે સવારે હજામત કરો, બીજે અઠવાડીએ સોમવારે બપોરે, ત્રીજે અઠવાડીએ સોમવારે સાંજે અને ચોથે અઠવાડીએ મંગળવારે સવારે. આમ એક મહિને તમે કુદરતને છેતરી એક દિવસનો ફાયદો કરી શકો! વિચાર ખરેખર મૌલિક છે, ને અઠવાડીએ એક વખત દાઢી લેવાની નિયમિતતા પણ જેને કષ્ટરૂપ બની જતી હોય એવા મારા જેવાને એ વિચારની પાછળ એક ભેજાનું દર્શન થાય છે. કેમકે એ ભાઇની ગણતરી મુજબ આ યોજનાથી હિંદમાં દર વર્ષે અર્ધો અબજ હજામતનો બચી જાય!

વાંચનારને પહેલી તકે લાગ્યું હશે કે હું અત્યારે જે ચર્ચા કરી રહ્યો છું એ વસ્તુની કિંમત એની પાછળ ખર્ચાવાના કાગળ અને શાહી જેટલી પણ નથી. પરંતુ આ વાત એમ કેવળ હસી કાઢવા જેવી નથી. એની પાછળ પણ એક દષ્ટિ છે, તે હવે જોઈએ. આપણા જીવનક્રમમાં આપણે કેટલી બધી આવી નાની શોધો કરવા પાછળ મગજશક્તિ હમેશાં ખર્ચતા હોઇએ છીએ? બેચાર મિત્રો સાથે ફરવા ગયા હોય ત્યારે હમેશ એકાદ આવી શોધને જન્મ આપે છે. આ વસ્તુને 'શોધ' કહેવામાં હું 'શોધ' શબ્દને અપમાન પહોંચાડું છું એમ માનવાનું નથી. આ વસ્તુ 'શોધ' અલબત્ત છે અને એ શોધ કરવામાં માણસની વિચારશક્તિ પણ એટલી જ ખર્ચાય છે, જેટલી બીજી વધુ ઉપકારક શોધોમાં ખરચવી પડતી હોય. જો મગજશક્તિ કસવાનું મીટર આવતું હોય તો કૃષિશાસ્ત્રમાં rotation of cropsની શોધ જે સ્થાન ભોગવે છે એ જ સ્થાન હજામતના ક્ષેત્રમાં આ શોધનું આવે. બન્નેનું નિરપેક્ષ મૂલ્યાંકન સરખું છે. ફેર માત્ર એટલો કે એક શોધ પ્રજાને તારી શકે છે, બીજી તેના શોધકને ઉપહાસનું પાત્ર બનાવે છે.

આ વસ્તુના મૂળમાં ઊતરતાં આપણને એનું કારણ સમજાય છે. આપણી પ્રજામાં પ્રજાકીય પ્રશ્નો તરફ સહૃદયતા ઓછી હોવાને કારણે બેચાર મિત્રો નવરા પડે ત્યારે આવી હલકા પ્રકારની વાતોમાં સમય વીતાવી અથવા તો તેના પર ચર્ચા કરી પોતે એટલો સમય આનંદમાં ગાળ્યો છે એમ માને છે. અને તેથી પ્રજાના નીચેના થરોમાં નજર કરીએ તો મહાન પ્રશ્નોની સફળતાપૂર્વક છણાવટ કરવાની સંભાવના ધરાવતાં પણ તે કરવાની આવડત વિનાનાં, સેંકડો ભેજાં આ હજામતની નવી થીઅરી જેવી શોધો પાછળ સેંકડોની સંખ્યામાં ખરચાયે જાય છે. એ બધા એવા થર છે, જ્યાં સંસ્કાર પહોંચાડવાના ઉપરના થરોમાં થઈ રહેલા આપણા પ્રયાસ પહોંચતા જ નથી. હિંદનું નવસર્જન કરવાની ધગશ રાખનારા બધાએ આ બધી સુષુપ્ત શક્તિઓને રોચક કામ આપવા માટેની યોજનાઓ વિચારવાની હજુ બાકી છે; કેમકે આવાં ભેજાં એ હિંદના બુદ્ધિબળની રીઝર્વ બૅંક છે એ ભૂલવું જોઈતું નથી.

એક સિંહ હતો. જે જંગલમાં તે રહેતો હતો ત્યાં દુકાળ પડવાથી પાણી ખૂટ્યું. છેવટે તે એક જૂના કૂવાને કાંઠે આવ્યો. તેમાં પાણી તો હતું, પણ તેના પર લાખો મચ્છર બણબણતા હતા. તેઓએ સિંહને પાણી પીવા મનાઇ કરી, પણ સિંહને ગર્વ હતો કે પોતે જંગલનો રાજા છે. તેથી થોડી જીભાજોડી પછી મચ્છરો સાથે તેણે લડાઇ આદરી. પરિણામે મચ્છરો તેને ખાઇ ગયા.

આ એક આફ્રિકન લોકકથા છે. આની સાથે નાનપણમાં શીખેલી કીડી અને નાગની વાત સરખાવો એટલે બંનેમાં સિદ્ધાંતનું સામ્ય જણાશે. વાર્તાનાં પાત્રો દેશકાળને અનુસાર છે, પણ એ પાત્રોની મદદ વડે જનકલ્પના એક ને એક જ સત્ય લગભગ એક સરખી બાનીમાં રજૂ કરે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે આ શું સાહિત્યચોરીનો કિસ્સો છે, કે એની પાછળ કોઇ વધુ ઊંડું માનવ તત્ત્વ છે? આ પ્રશ્નમાં માનસશાસ્ત્રીઓ, માનવવંશશાસ્ત્રીઓ, પુરાકલ્પશાસ્ત્રીઓ અને ભાષાશાસ્ત્રીઓ, પોતપોતાની રીતે રસ લે છે; કેમકે એ દરેકને જુદાજુદા દેશોમાં વસતી પ્રજાઓ વચ્ચેના આચારસામ્યમાં પોતાની વિદ્યાના કોઇ ને કોઇ ભેદ ઉકલતા લાગે છે.

• અને હિંદ તથા આફ્રિકાની જ વાત શા માટે? કોઇ પણ બે દેશને નકશા પરથી આડા અવળા પસંદ કરો અને ત્યાંની દંતકથાઓ જુઓ. એટલે સામ્યનું આ જ તત્ત્વ ક્યાંક ને ક્યાંક જણાશે.

આ પ્રશ્ન શિકાગોના પ્રદર્શનના પાયામાં પાંચ હજાર વર્ષ પછીની માનવતા પરનો સંદેશો સાચવતી Time capsule નાખતી વખતે બહુ મહત્ત્વનો બની ગએલો. એવી કયી દંતકથા છે કે જે સંસ્કૃતિઓના ચડતીપડતીના સૈકડો પસાર જતાં પણ માનવજાતના રુધિરમાં ઊતર્યે જાય? એવી દંતકથાની શોધ એટલા માટે અનિવાર્ય બની હતી કે જો એ દંતકથા અત્યારે પૃથ્વી પર હસ્તી ધરાવતી બધી મુખ્ય ભાષાઓમાં લખીને સંગ્રહવામાં આવી હોય તો એ દંતકથાને જોરે એ યુગની પ્રજા પોતાની એ વખતની ભાષા સાથે વધુ નજીકનો સંબંધ ધરાવતી આ યુગની ગમે તે એક ભાષા (કોને ખબર છે કે એ કયી ભાષા હશે!) શીખી લે, પછી એ ભાષાને આધારે અંગ્રેજી શીખી લે, અને પછી અંદર મૂકેલાં બધાં અંગ્રેજી પુસ્તકો વાંચી શકે અને એ રીતે આપણો સંદેશો તેને પહોંચી શકે. અંતે 'સૂરજ અને પવન'ની વાર્તામાં આ ચિરંજીવ તત્ત્વ લાગવાથી તેજ વાર્તા એ નળીમાં ઉતારવામાં આવી છે.

દંતકથા એ કેટલી મહત્ત્વની વસ્તુ છે એનો ઝાંખો ખ્યાલ આપવા માટે આ બધી ચર્ચા છે. કહેવત પણ એવી જ ચીજ છે. 'કમળો હોય તે પીળું દેખે' એ કહેવત આપણી સાત પેઢીના વડવા વાપરતા આવ્યા છે, અને અંગ્રેજી ભાષામાં પણ તદ્દન સ્વતંત્ર રીતે એ કહેવત એ જ રૂપમાં કહેવાય છે. આનું કારણ બે પ્રજાઓનું બહુ દૂરના ભૂતકાળનું એક મૂળ હોય અથવા તો દૃશ્ય જગતે બધી પ્રજાઓના માનસ પર પાડેલી એક જ સરખી છાપનું એ પ્રતિબિંબ હોય.

આ બધાં કારણોથી મ્હૈસુર(?) સ્ટેટે તાજેતરમાં દંતકથાઓ અને લોકકથાઓના સંગ્રહ માટે એક ખાતું ખોલ્યું છે. એનો એક જ હેતુ છે કે દંતકથાઓને બની શકે એટલા શુદ્ધ સ્વરૂપમાં એકઠી કરવી. આમ તદ્દન શુદ્ધ સ્વરૂપમાં દંતકથાઓનો જો સંગ્રહ થાય તો બીજી પ્રજાઓની એવી જ દંતકથાઓ જોડે સરખાવતાં તેમાંથી માનવ ઇતિહાસનાં અનેક પ્રકરણો ઉકેલી શકાય.

[આ નીચે શીઘ્રલિપિમાં છાપેલા ફકરામાં ચાલુ જરૂરિયાત માટેના શબ્દો તેમ જ પ્રત્યયો આખા લખવાને બદલે એને માટે ખાસ નક્કી થએલી સંજ્ઞાઓનો પ્રયોગ કર્યો છે. આવા લગભગ દોઢસોએક સાદા સંકેતો શીઘ્રલિપિમાં છે જેનાથી લખાણ અર્ધાં જેટલું ટુંકાવાઈ જાય છે. એ સંકેતોના વ્યવસ્થિત અભ્યાસ વિના વાંચવામાં જરા મુશ્કેલી પડશે; છતાં અર્થ બંધ બેસાડી તો શકાશે જ.]

ન્યુઝીલાંડન પાર્લમેન્ટમ ૰ પ્રથા પડી ગ છ ક પાર્લમેન્ટમ ૨૮ ૭૮ વાદવિ૦ બ્રૉ૦ જ બ્રૉડકાસ્ટ થા છ. ૧થી રાજ્યતંત્ર શ શ રહ્ય છ ત આપ પ્રજા જાણી શક છ. ૧ પ્રથા હ લોકન છતાં ૨ ઊંડ ઊતર ગ છ ક જ લોકન ૧ રથાપિ– હક સા પાર્લા૦ ક સભ્ય આંગળ ચીંધ ત ૨ બળવો, કાટ પડ. ૧થી ૨૫ સલાહ માર્ગ લોક જ લઈ પડ છ ક ૧ખી પ્રજા કાન પર 'શબ્દ સાંભળી રહ્ય છ પા સતત નજર સા રાખી પર જવાબ –દ સમજી બોલ.

(ચાલુ) હરિકૃષ્ણ વ્યાસ



# પ્રકાશપુત્ર શક્કરખોરો

આમારા આંગણામાં ગીચી કરેણનું એક વિશાળ ઝાડ છે. સવાર સાંજ અને રોજ એના ફૂલે ફૂલે ઉજ્જ્વલ નીલમણિ જેવું કોઈ અલ્પકાય પ્રાણી ભમતું ફરતું નજરે પડે છે. એનો સમગ્ર વર્ણ ચમકતો ઘેરો આસમાની. એમાં ચળકતા જાંબુડા કે ઘેરા લીલા રંગની છાયા. દાઢી, ગળું, ગરદન અને છાતી પાણી પાયેલ પોલાદની કરવતી જેવા ચળકતા જાંબુડા આસમાની રંગે. છાતી પર તાંબટ વર્ણની આભા. પૂંછડીને પાંખોના ભાગ ઘેરો કાળાશ પડતો આસમાની. . . .

પણ એનું વર્ણન કરવું નિરર્થક છે. એ સમગ્ર આસમાની રંગલતા જેમજેમ હવામાં ફરે છે, જેમજેમ આડાં અવળાં સીધાં તીરછાં સૂર્યકિરણો એના ઉપર પડે છે, તેમતેમ એના રંગની શોભા બદલાય છે. જ્યાં વાદળી જેવો હોય ત્યાં ઘડીમાં લીલા રંગની ધારાઓ ઉભરાતી જોઈએ છીએ, તો ઘડીક જ લાગે એનાં જાંબુડા કે આછા સુવર્ણ રંગની સાથે આસમાની ભરેલા દેખાય છે.

તેજ અને છાયાના પરિવર્તનજન્ય આવાં પ્રભોત્પાદક કિરણમંડળ રચાતાં જોઈને, કોઈ એને પતંગિયું માની બેસે છે. પણ એ પતંગિયું નથી: એ તો છે પ્રકાશના પુત્ર સમો એક પ્રસન્નચેતા પક્ષિવિશેષ. એનું નામ શક્કરખોરો. પ્રકાશમાં રમનારો અને એના તેજઃપુંજ શરીરની શોભા સૂર્યકિરણોમાં જ અનુભવવામાં આવે એથી એનું નામ Sun Bird. ફૂલના મધથી જીવનારો એટલે એને શક્કરખોરો કહે છે. એથી જ એનું શાસ્ત્રીય અભિધાન Nectariniidae.

અનેક પક્ષિસમાજમાં જેવી એની સુંદરતા અજોડ છે, એવી જ લોકોત્તર એની જીવનપ્રણાલિકા છે. એના અગાધ રૂપરાશિનો ભેદ પામતાં હજુ વર્ષોનાં વર્ષો જશે. પણ એની જીવનચર્યા—ફૂલના મધનો ઉપભોગ અને એ ઉપભોગને અનુકૂળ અદ્ભુત એની ચાંચ—નો થોડો પાર પામી શકાયો છે. એ 'ચાંચ'ના જન્માન્તરની કથા કહેતાં પક્ષિશાસ્ત્રવિદો કહે છે કે સમગ્ર પક્ષિવંશનો આદિ પુરુષ ઝાડોનો જ રહેનારો હશે, કારણ પક્ષીની ઉત્પત્તિ પહેલાના વસનારા કોઈ વિશિષ્ટ સરિસૃપ (Rep-tiles)ના સ્થાના પુરાતન ભૂગર્ભમાંથી મળી આવે છે. જેમજેમ આદિ પંખીઓનો વંશવિસ્તાર વધતો ગયો તેમતેમ ઝાડોનાં વસનારાં પંખી સમગ્ર વનનાં વસનારાં થઈ ગયાં હશે. પછી ક્રમે ક્રમે એ વનમાંથી ખસીને નદી તળાવ જેવાં જળાશય, વિશાળ મેદાન, ગિરિતટ, સરોવર અને ઉજ્જડ સૂકાં રેતાળ રણ પર એમણે પ્રભુત્વ મેળવ્યું હશે. આ બધું બનતાં અનેક યુગ લાગ્યા હશે. વળી આવાં પરિવર્તન કેવળ સ્વેચ્છાથી જ થયાં હશે એમ માનવાનું નથી. એના મૂળમાં તો પ્રાકૃતિક તત્ત્વોની બદલાતી સ્થિતિ, ઋતુઓના અસહ્ય ઉત્પાતો, વનસ્પતિનો વિકાસ, આહારસામગ્રીની ખોટ વગેરે અનેક કારણો હોવાં જોઈએ.

વસ્તુસ્થિતિ ગમે તે હોય, પણ આવા ઉત્પાતોની પરંપરા વચ્ચે રહીને પણ જીવનસંગ્રામ નભાવવાનું તથા પ્રજાતન્તુનો ઉચ્છેદ ન થાય તે માટે આ બધા ફેરફારને અનુકૂળ બની જવાનું એક પ્રબળ સાધન પંખીઓ પાસે હતું, અને તે એમની ઊડવાની કળા. આ ઊડવાની શક્તિને લીધે જ, જ્યાં ચોપગાં અને બેપગાં પશુઓની ગતિશક્તિ કુંઠિત થઈ જતી એવી દુર્ગમ પર્વતમાળા કે વિશાળ જલવિસ્તારની પાર જઈને નવાં આશ્રયસ્થાન શોધી કાઢવામાં એ સફળ થયાં હતાં. આવી સફળતાને પરિણામે જ આજે પક્ષીઓની આટલી આટલી જાતો બની જઈ, જીવનસંગ્રામ નભાવતી દેખાય છે. આવી અકુંઠિત પ્રયાણશક્તિના અભાવે જ પશુઓની અનેક યોનિઓ આજ સુધીમાં જીવન સંગ્રામમાં ન નભી શકવાને લીધે ઉચ્છિન્ન થઈ, નામાવશેષ બની ગઈ છે અને બની રહી છે. આજે નહિ નહિ તો પણ પંખીઓની ૧૯,૦૦૦ જેટલી યોનિઓ વિદ્યમાન હશે! મેરુદંડવાળાં પ્રાણીઓમાં એમની વસ્તી મોટામાં મોટી ગણાય. એમ



શક્કરખોરાનો માળો

નાથી ઊતરતે પાટલે આવે મત્સ્યવંશ. એમની સંખ્યા ૮૦૦૦થી ૯૦૦૦ જેટલી. એ પણ પાણી જેવાં સરળ પ્રવાસ સાધનોને લીધે જ બચી ગયાં છે. જ્યારે આવાં સરળ પ્રવાસસાધન—ઉડ્ડયન શક્તિ કે અપ્રતિબદ્ધ ગમનને અનુકૂળ અનાવૃત્ત આકાશપથ કે નદનદિસાગરનો અગાધ જળરાશિ—જે નથી પામ્યાં એવાં સરિસૃપ અને પશુઓ બીચારાં છે પણ કેટલાં? સરિસૃપના માત્ર ૩૫૦૦ અને પશુઓના કેવળ ૨૦૦૦–૩૦૦૦ વંશ જ!

પ્રાકૃતિક ઉત્પાતોના દબાણથી પંખીઓને જેમ નવાંનવાં આશ્રયસ્થાનો શોધવાં પડ્યાં તેવી જ રીતે એ સંગ્રામમાં નભવાને માટે તેમને આહારવિહાર અને વર્તન પણ ફરજીઆત બદલવાં પડેલાં. આવા ફેરફારની અસર, અન્ય પ્રાણીઓ પેઠે, પંખીનાં શરીરમાં પણ સ્પષ્ટ દેખાય છે. નિરંતર ઘટાનાં વસનારાં અને જમીન પર જેને ચાલવા, કૂદવાનું જ નથી એવાં પંખીના પગ જુઓ: ટૂંકા, નિર્બળ, અશક્ત. એથી ઊલટું, જમીન પર જ હરનારાં ફરનારાંના પગ કઠોર, દૃઢ, ભારે અને શક્તિવાળા હોય છે. વળી જેમને જમીન પરનાં ઘાસ કે પાણી ખૂંદવાનાં હોય છે એવાં (બગલાં, સારસ, સુરખાબ વગેરે અનેક જળચર) પંખીઓના પગ લાંબા, વાળ વિનાના સરળ જોવામાં આવે છે. જેમને તરતાં તરતાં કે ડૂબકી મારીને પાણીમાંથી આહાર મેળવવાનો છે એવાં બતક, હંસ, વગેરેના પગ વળી હલેસાં જેવા જાળપાદ બની ગયા છે. પાંખોમાં પણ આવા જ ફેરફાર થએલા જોઈએ છીએ. અત્યંત ઝડપથી ઊડનારાંની પાંખો લાંબી હોય છે, ત્યારે થોડું ઊડનારાંની નિર્બળ, ટૂંકી અને છેડેથી સામાન્ય રીતે ગોળ જોવામાં આવે છે. લાંબો વખત પાંખ પર જ રહેનારાંને વળી આ બંનેથી જુદી જ જાતની, પહોળી કઠોર અને મોટી પાંખો મળી છે. આ બધું એક દિવસે કે એક યુગમાં બન્યું નથી. છતાં ફેરફારનો ક્રમિક વિકાસ આવી સરખામણી દ્વારા સ્પષ્ટ જોઈ શકાય છે.

.. પણ સૌથી વધુ ફેરફાર તો પંખીઓની ચાંચમાં થએલો છે. સ્વભાવે જ પરસ્પરવિરોધી એવાં બાજ, સમળી, ગરુડ જેવાં હિંસ્ર અને પોપટ જેવાં ફળભક્ષ પંખીની ચાંચો સરખાવો. બંને વચ્ચે કેટલું અસાધારણ સામ્ય છે? બંને વર્ગની ચાંચ કઠોર, ટૂંકી, છેડેથી અણીદાર, વજેલી અને ભારે છે; માંસ કે કઠણ ફળ જેવા ભક્ષને તોડી ફોડી ખાવાને પૂરેપૂરી સમર્થ. એથી ઊલટું, જીવાત જેવો નરમ આહાર ખાનારાં અને ચાવવાની ખટપટ વિનાનાં અબાબીલ; પતરીંગા, દશરથિયાં વગેરેની ચાંચ ઝીણી, પાતળી, લાંબી, સીધી, નિર્બળ. વળી ચકલી, મુગરી જેવાં કણાદ પંખીઓની ચાંચ ટૂંકી, કઠોર અને જાડી, ત્યારે કાદવ-કચરાનાં ફેંદનારાં સુરખાબ, ચમચા, ઘોંકડાં વગેરે અસંખ્યાત જળચરોની લાંબી, સીધી કે ચીપીઆ ચારણીની ગરજ સારે એવા વિશિષ્ટ ઘાટની. આવી તો કેટલી યે ગણાવી શકાય. એ બધીમાં કોઇ ચાંચો સામાન્ય પ્રતિની તો કોઇ લોકોત્તર રચનાવાળી, પણ બધીયનો ઉપયોગ બહુધા સ્થળનાવો, કારણ નરમ આહારને ચૂંથવા ચીરવા પકડવા ભાંગવા કે ગળવામાં કરવાનો હોય છે.

એ બધીયમાં કોઇ અનોખી ભાત પાડનારી, અજોડ, અનન્યસાધારણ ચાંચ હોય તો 'મધુભક્ષક' પંખીઓની જ. આ વિશિષ્ટ પંખીઓ તે અમેરિકાનાં 'હમિંગ બર્ડ' અને આપણા શક્કરખોરા.

આ બંને વર્ગનાં પંખીઓનો આહાર છે ફૂલના ગર્ભમાં રહેલું મધ અને એ મધમાં ડૂબેલી માખીઓ વગેરે અણુતમ જીવાત. એ મધ (અને એમાં ડૂબેલી જીવાત) લેવા માટે આ પંખીઓ ફૂલ ઉપર બેસતાં

નથી, પણ ઊડતાં ઊડતાં પાંખો પર અદ્ધર લટકી રહે છે અને ફૂલના કોશમાં ચાંચ પરોવી દઈ અંદરનું મધ ચૂસી લે છે. પછી તરત બીજા ફૂલ ઉપર ઊડી જાય છે. હમિંગ બર્ડની પાંખો આવે વખતે એટલા તો વેગથી હાલતી હોય છે કે એના હવા સાથેના સંઘર્ષણથી 'હુંઉઉં' કરતો (વીજળી ઉત્પન્ન કરનાર મોટા જનરેટરમાંથી નીકળે છે એવો) અવાજ નીકળે છે. આવા અવાજને લીધે જ એનું નામ 'હમિંગ' બર્ડ પડ્યું છે. પાંખોના એ વેગને લીધે, ભલભલા વિચક્ષણ છબી પાડનારા પણ એની છબી પાડી શકતા નથી. શક્કરખોરાની પાંખોનો વેગ આટલો અમાપ નથી હોતો.

આહારોપાદાનની આવી સમાન પદ્ધતિ ઉપરાંત હમિંગ બર્ડ અને શક્કરખોરા વચ્ચે અન્ય પણ સામ્ય છે. બંનેની ચાંચો એક જ પ્રકારની વિશિષ્ટ રચનાવાળી; બંનેનાં શરીર પણ સમાનવરણાં. અપ્રતિમ શોભાવાળાં; છતાં બંને વચ્ચે શાસ્ત્રીય દૃષ્ટિએ ગોત્રાપત્ય સંબંધ નથી. હમિંગ બર્ડ છે 'સ્વિફ્ટ' (અબાબીલ)નું કુટુમ્બી, 'નૉન -પેસર'; શક્કરખોરો છે ચકલીના વર્ગનું, 'પેસર' પંખી (એનો અવાન્તર વર્ગ Tenuirostris: સુકોમલ ચંચુ; એ વર્ગનું અન્ય પંખી હુદહુદ). હમિંગ બર્ડની આશરે ૫૦૦ જેટલી જાતો થાય છે. એમાંનું મોટામાં મોટું દૈયડ જેવડું અને નાનામાં નાનું બે આંગળનું છે. જગત ભરનાં પંખીઓમાં નાનામાં નાનું પંખી તે આ (Trochilidae) હમિંગ બર્ડ જ.

શક્કરખોરાની પંદરેક જાતો ભારતવર્ષમાં થાય છે. એમાંની માત્ર એક જ આપણા ગુજરાતમાં નજરે પડે છે—બારે માસ રહેનારી, સર્વ સ્થળે દૃગોચર થતી. એનું અંગ્રેજી નામ **The Purple Honey Sucker** કે **Indian Purple Sun Bird.**

એનું કદ: આશરે ચાર આંગળનું. આંખો: ઘેરી બદામી. પગ: કાળા રંગના.

ચાંચ: કાળી; પાતળી, લાંબી, વચ્ચેથી વળેલી ઢાળ પડતી. આગળના ભાગે અર્ધ ઉપરાંત ચાંચનાં બંને પાંખીઆંની બાજુની ધારો પર કરવત જેવા અસંખ્ય ઝીણા બારીક દાંતા. ચાંચ બંધ કરતાં, આ દાંતા એક બીજાના વચલા ગાળામાં બંધબેસતા બરાબર જાય છે એટલે આખી ચાંચ એક પોલી નળીની ગરજ સારે છે.

જીભ: નળી જેવી, બાજુની ધારો અંદરના ભાગે વળેલી હોવાને લીધે. જીભનું ટેરવું: પીંછી જેવું; એની અંદર પાતળા ચીરા હોવાથી.

ચાંચ અને જીભ, આ બંને સાધનો વડે પુષ્પકોશાભ્યન્તરથી મધ ચૂસી લેવામાં ભારે સુગમતા પડે છે.

રૂપ: સંવનનકાળના નરના અદ્ભુત રૂપવિકાસની વાત ઉપર થઇ ગઈ. એ વખતની એની શોભા જેવો તેજ અને છાયાનો દૃષ્ટિભ્રમ, પતંગિયાની બાદ એકાદ બે જાતમાં, કબૂતરના કંઠપ્રદેશ પર અને એક જાતના સાપના માથા સિવાય આપણે ત્યાં બીજા કોઈ પ્રાણીની કાયામાં મેં જોયો નથી.

સંવનનકર્મ પૂરું થતાં જ નર આ ચિત્રવર્ણ વાઘા ફગાવી દે છે અને એને સ્થાને પીઠ પર લીલાશ પડતો અને હેઠળના ભાગે આછા પીળાશ પડતા રંગની કાયાવાળો બની જાય છે. પહેલાંનો રૂપમણિ આ જ: એની એંધાણી જેવો ચાંચના મૂળથી તે છાતી સુધી પહોંચતો હેઠળના ભાગે માત્ર એક ચળકતો કાળો પાતળો પટ્ટો જ બચી રહી ગયો હોય છે.

પણ માદા તો આવું બહુરૂપ કદીય ધારણ કરતી નથી. એ તો સદાકાળ એક જ રંગી, ઉપરના ભાગે લીલાશ પડતા બદામી વર્ણની અને પેટના ભાગે મેલા કે ચળકતા પીતવર્ણની જ હોય છે. એના ગળા પર નરના જેવો કાળો પટ્ટો પણ નથી હોતો. અપક્વ વયનાં નર પંખી પણ માદાના જેવાં જ રૂપરંગવાળાં હોય છે. માત્ર એમના જીવનની પહેલી વસંત આવે છે ત્યારે ચાંચથી છાતી સુધીનો કાળો ચળકતો પટ્ટો ધારણ કરે છે. એટલી વિશિષ્ટતા.

વસંત, ગ્રીષ્મ અને વર્ષા એનો ગર્ભાધાન કાળ (પણ એના માળા ઘણુંખરું વૈશાખ–જેઠમાં જ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે). એ વખતની એની મસ્તી અને ઉન્માદ અજબ હોય છે. પતંગિયાં પેઠે પુષ્પે પુષ્પે તે આખો દિવસ ફર્યા કરે છે. ફરતાંફરતાં, પુષ્પો પર ઠરે એટલી ઘડી મૌન રહી બાકીનો સમય ઉચ્ચૈઃ સ્વરે 'ચીં ચીં ચીં' કરી વાતાવરણ ગજવી મૂકે છે. બાગબગીચાનાં દેશીવિદેશી ફૂલ ઉપર તેમજ વગડામાં લીમડા–કેરડાના મોર ઉપર પણ સરખા ઉલ્લાસથી ફરતાં દેખાય છે. અમારા બગીચાનું પીળી કરેણનું ઝાડ શક્કરખોરાનું પ્રિય રમણસ્થાન છે. એના એક એક

ફૂલ ઉપર એક એક શક્કરખોરો—એમ આખા ઝાડમાં નહિ નહિ તોય ૨૫–૩૦ શક્કરખોરા—નર, માદા, બચ્ચાં—સહેજે ભમતાં દેખાશે. છતાં એમનો માળો આ ઝાડમાં એ કદી ય બાંધતાં જોવામાં આવતાં નથી. એ માટે તો એ ઘણે ભાગે ચીકુ અને પારિજાતક પસંદ કરતાં દેખાયાં છે. અન્ય સ્થળે બીજી અનેક જાતનાં ઝાડમાં સંતાનોત્પત્તિ કરતાં જોવામાં આવે છે. પણ આ બધાય માળા જમીનથી છ ફૂટ કરતાં વધુ ઊંચે કદીય તે બાંધતા નથી.

જેવી એમની ચાંચ અને રંગની તથા આહારોપાદનની વિશિષ્ટતા છે એવી જ એમની માળો બાંધવાની વિચિત્રતા છે. શક્કરખોરો માળો બાંધે છે હમેશાં લટકતો: સુગરીની પેઠે. પણ એ બાબતની બનાવટ સુગરીથી ભિન્ન પ્રકારની છે. શક્કરખોરાના માળા છોતરાં, છાલ, કાગળના ટુકડા, પીંછાં, ઘાસનાં તણખલાં, ચીંથરાં એમ જે હાથમાં આવ્યું એનાથી બાંધેલા હોય છે. એનો આકાર અણીવાળા જામફળ જેવો. એના એક પડખે પ્રવેશદ્વાર. એ દ્વાર ઉપર વાછાંડિયું. અંદર ઊંબરાથી જરા નીચાણ પડતો ખાડો કરી એમાં બેથી ત્રણ ઈંડાં મૂકે છે: મેલા શ્વેત રંગનાં, બદામી રંગનાં છુંદણાંવાળાં.

આ રૂપાળાં પંખી માત્ર ફૂલના મધ પર જ જીવનારાં હોવાથી એમને આપણે ત્યાં પાળવાનો રિવાજ નથી, પણ જરા કાળજી રાખવામાં આવે તો એ સહેજે પાળી શકાય છે. એનો એક અનુભવ કહું. લંડનની ઝૂઓલૉજિકલ સોસાએટીના ભૂતપૂર્વ સેક્રેટરી સર પૅટ્રિક ચામર્સ, હમિંગ બર્ડ અને શક્કરખોરાની વંશાનુપૂર્વીના પ્રખર અભ્યાસી છે. એમણે પાંચ છ વર્ષ ઉપર મારી પાસે થોડા શક્કરખોરા મંગાવ્યા હતા. તે વખતે મારે આ પંખીઓને થોડો વખત પાંજરામાં રાખવાં પડેલાં, એ ઉપરથી હું માનું છું કે એમને પાળવાનું દુષ્કર નથી. એ વખતે હું એમના ખોરાકમાં દૂધ, ખાંડ અને મધ તથા ગ્લૅક્સોનું એક જાતનું મિશ્રણ બનાવી ચીની માટીના વાસણમાં ભરી મૂકતો જે એ પંખી હોંશે હોંશે પીતાં કલ્લોલ કરતાં હતાં. એ વખતે આહારની ઊણપથી વ્યથિત થતાં મેં એમને કદી જોયાં ન હતાં.

લ ને ચર

## ખાલી તો યે જોમભર્યું ફીનિક્સ

વખતમાં જનારાઓએ ફીનિક્સ ખાલી કર્યા પછી અમે દસ બાળકો પાછળ રહ્યાં હતાં. ઘરમાં નોકર ન રાખવાની પ્રથાને બાપુજી હજુ યે કડકપણે વળગી રહ્યા હતા. ઝાડુ અને વાસણ એ એવાં કામ હતાં જે સવારસાંજ બંને વખત અચૂકપણે થવાં જ જોઈએ. બાળકો એ કરે ખરાં, પણ એમના ઉત્સાહમાં ઓટ આવે તો એ કામને કેમ પહોંચી વળાય?

બાપુજીએ એવી રચના કરી કે ઉત્સાહ મોળો પડે જ નહિ. પાંચ પાંચ બાળકોની બે ટોળી પાડી નાખી. એકના નાયક દેવદાસ કાકા અને બીજીનો હું. જમી લીધા પછી એક ટોળી વાળઝૂડ અને પોતું ફેરવવાનું કામ કરે, અને બીજી ટોળી વાસણ માંજવાનું કામ કરે. દરેક ટોળીમાં ૪ થી ૧૨ વરસની ક્રમશઃ ચડતી ઉમરના અમે હતા. કઈ ટોળી પોતાનું કામ પહેલાં પતાવે છે અને પૂરી સફાઈથી કરે છે એ હરીફાઈમાં બધું કામ વીસથી ત્રીસ મિનિટમાં આટોપાઈ જતું. અમને પીરસી જમાડીને બાપુજી પોતે જમતા હોય તેટલા સમયમાં અમે સફાઈ કામ હસતાંરમતાં કરી નાખતા. સવારસાંજનો એ અર્ધો કલાક કદાચ અમારે સારુ સૌથી વધુ આનંદનો હતો. નિયમિત રીતે દરેક જણ પોતાથી વધુમાં વધુ થાય તેટલું કરી વળતો.

સ્ટેશનેથી ટપાલ લાવવાનું કામ પણ નોકર વિના પાર ઉતારવું કપરું હતું. દેવદાસકાકા અને મારે ભાગે વધુ જરૂરી કામ હતાં. સવારની ટપાલ અમે વારાફરતી લાવતા. સાંજની માટે બાપુજીએ અને મગનકાકાએ અમારાથી નાનાઓને શૂર ચડાવ્યું. ચાર જણને તૈયાર કર્યા: નવીન, કેશુ અને કૃષ્ણ અને છોટમ. બધાની ઉમર આશરે છ વરસની ગણાય. પાછલાં પ્રકરણોમાં વર્ણન આવી ગયું છે કે સ્ટેશન સુધી રસ્તે પડતું જંગલ કેટલું સૂનું અને ડરામણું હતું. બપોરે એક–દોઢને શુમારે ચારે જણ નાનકડી પરોણીઓ હાથમાં લઈ ઊપડતા અને પાંચેક વાગ્યે ટપાલ લઈને આવી પહોંચતા. ટપાલનું ભારે પોટકું બબ્બે જણા વારા કરતી લાકડીમાં ટાંગી

# જીવનનું પરોઢ



## ભાગ ત્રીજો · પ્રકરણ ચોથું

ઉપાડી લાવતા. આથી બે કામ સરતાં. એક તો ટપાલ આવતી, અને બીજું નકામી રખડપટ્ટીથી બચાવવા કોઈ શિક્ષકને હાજરી ન ભરવી પડતી. બીજાં ચાર બાળકો જે બહુ નાનાં હતાં તેમને મગનકાકા પોતાના દફતર (ઑફિસ)માં કાગળો ગોઠવવા અને ચિઠ્ઠી પહોંચાડવા વગેરેમાં રોકી રાખતા. સાંજે અને સવારે અમે બધા બે એક એક કલાક ફળવાડી અને શાકવાડીમાં જઈ તૈયાર પાક ઉતારી આવતા અને ક્યારી વગેરે ઠીકઠાક કરી આવતા.

નિશાળ પણ સાવ બંધ પડી ન હતી. વહેલા ઊઠીને સૂરજ ઊગતાં સુધી દેવદાસકાકા અને હું બેસીને 'ઇન્ડીઅન ઓપીનિયન'નાં સરનામાં લખતા. ત્યાર પછી પથારી સંકેલવી, નહાવુંધોવું, નાનાઓને નવડાવવાધોવામાં મદદ કરવી અને લોટ બાંધવો વગેરે પતાવી અમે નિશાળે પહોંચી જતા. શિક્ષક વિના અમારા પાઠ વાંચતા અને અંકગણિત ગણતા. થોડો વખત નાના ભાઈઓને બાળપોથી પણ શીખવતા. બીજેત્રીજે દિવસે મગનકાકા છાપખાનામાંથી વખત મેળવી આંટો મારી જઈ અમારું ભણતર તપાસી જતા.

આમ કામ ચલાવનારા માણસોની પૂરેપૂરી અછત છતાં ફીનિક્સ આશ્રમનું બધું કામ નિયમસર અને સંતોષપૂર્વક ચાલુ રહ્યું એ ખરેખર બાપુજી અને મગનકાકાનો ચમત્કાર જ હતો. તણખલામાંથી લશ્કર ઊભું કરવાની એ બાપુજીની શક્તિ હતી.

બીજી વાત પર આવું એ પહેલાં આ સ્થળે દેવીબ્હેનનું પવિત્ર સ્મરણ આપવાનું મારે ન ભૂલવું જોઇએ.

મિસ્ટર વેસ્ટનાં બ્હેન મિસ વેસ્ટ ફીનિક્સથી ટૉલસ્ટૉય ફાર્મ ગએલાં ત્યારથી બાપુજીએ એમનું નામ દેવીબ્હેન પાડેલું. બધા જેલ ગયા એ સમયે તેમની ઉંમર આશરે પાંત્રીસ વરસની હશે. લગભગ એ બધી ઉંમર તેમણે કંઈ ને કંઈ સેવામાં જ વીતાડેલી. તેઓ પરણ્યાં ન હતાં, એટલે જગત એ જ એમનું કુટુંબ હતું. મારી બા વગેરે જેલ જતાં એમણે અમારી માતાનું સ્થાન લીધું. રસોડાનો ભાર તેમણે ઉપાડ્યો. લાગટ ત્રણ મહિના સુધી બંને વખત એમણે અમારા રોટલા ટીપ્યા. 'બા નથી એટલે હવે એ ચીજ ક્યાંથી મળે ?' એવો નિસાસો નાખવાનો પ્રસંગ અમને આવ્યાનું સાંભરતું નથી. એમને ગુજરાતી કે હિંદી આવડતું નહિ. પોતે જન્મે અને સ્વભાવે અંગ્રેજ હોઈ અમારામાં ઓતપ્રોત થવું એમને માટે બહુ અઘરું હતું. અમારાં ભાંગ્યાંતૂટ્યાં વાક્યો ત્રણત્રણ ચારચાર વાર સાંભળે ત્યારે તેમની સમજમાં આવતું. છતાં બે છોકરાઓ લડે તો તેને ન્યાય આપવાનું, દરેક પક્ષની વાત ધીરજથી સાંભળી લેવાનું અને કજીઆ અટકાવવાનું તેઓ થોડું ન કરતાં. થોડું હસીને, થોડી મશ્કરી કરીને અને થોડું પંપાળીને રસોડામાં તેઓ આનંદનું વાતાવરણ જમાવી રાખતાં પણ જ્યારે ચીડાઈ ઊઠતાં ત્યારે બહુ લાલચોળ થઇ જતાં. એમનો એવો ચહેરો જોઈ એમની પાસે ફરકવાની અમારી હિંમત ન જ થતી.

કેટલીક વાર દેવીબ્હેન અમારી વાત સમજી ન શકતાં ત્યારે ભારે ગમ્મત થતી. ઘણી વાર અમારી ઇચ્છા પ્રમાણે તેઓ વાનગી બનાવે, અમને પૂછે, અને ન પૂછે તો અમે માગણી કરીએ. અમારી રુચિ તેઓ સમજી ન શકતાં ત્યારે વાત ગુંચવાતી. એક દિવસ દેવદાસકાકાને અડદની દાળ ખાવાની ઇચ્છા થઇ. તેમણે દેવીબ્હેનને વાત કરી. અમને તે દિવસે અડદની દાળ મળી કે નહિ તે સાંભરતું નથી, પણ દેવીબ્હેનની ઝાટકણી યાદ છે. તેમણે કહ્યું, 'દાળના તે વળી કેવા સવાદ ! દાળ બધી સરખી. અડદ શું કે મગ શું !' છતાં આવી ઝાટકણી પછી તેઓ અમને ભાવતું કરી આપવાની ભારે જહેમત ઉઠાવતાં. ટેબલ ઉપર ઊભાં ઊભાં, પણ સોળે આની દેશી ઢબની રસોઇ કરતાં. પોતાની આંગળીનાં ટેરવાં રોટલી શેકતાં દાઝવાથી કે વાસણ સાફ કરતાં આંગળાંના નખ ઘસાતાં તેમને કંટાળો ન આવતો. એમનું એ દર્શન આજે યે અમારું માથું ઝુકાવે છે. ખરેખર તેઓ મુનિ હતાં— સાવ થોડું બોલનારાં, પ્રસન્ન વદન અને વધુમાં વધુ ઉત્સાહથી કામ કરનારાં તેઓ સાક્ષાત દેવી હતાં.

**હિતેચ્છુ મિત્ર કેરું જે ન માને વાક્ય પૂરુષ।**
**કાચબો જેમ દુર્બુદ્ધિ કાષ્ઠભ્રષ્ટ મરે અરે ॥૩૪૪॥**

તેણે કહ્યું, 'એ કેમ?' ટીટોડી બોલીઃ

## કથા ૧૭

મગધદેશના ફુલ્લોત્પલ નામે એક સરોવરમાં કંબુ-ગ્રીવ નામે કાચબો વસતો હતો. સંકટવિકટ નામે બે હંસ એના પરમસ્નેહી હતા. એક વાર બાર વર્ષનો દુષ્કાળ પડ્યો ને સરોવર શોષાવા મંડ્યું એટલે હંસોએ બીજે જવાનો વિચાર કર્યો અને ચિરપરિચિત પ્રિયમિત્ર કંબુગ્રીવ આગળ શીખ લેવા ગયા.

કંબુગ્રીવ કહે, 'શીખ લેવા શું આવ્યા? જો સ્નેહ હોય તો મને પણ મૃત્યુમુખથી બચાવો.' હંસ કહે, 'અમે તને અવશ્ય લઈ જઈએ; પણ પંથ કરતા હોઈએ ત્યારે તારે ચપલ થઈને બોલવું નહિ પણ મૌનવ્રત પાળવું. તારે આવવાની ઇચ્છા હોય તો આટલું અમારું કહ્યું કર.' કાચબો કહે, ભલે; એટલે હંસે લાકડી આણી ને કાચબાને એના મધ્યમાં દાંત ભરાવીને વળગી રહેવા કહ્યું. કાચબો વચ્ચે વળગ્યો એટલે બે છેડા બે હંસે ઝાલ્યા ને ચાલી નિકળ્યા. વચ્ચે નગર આવ્યું ત્યાંના લોકો 'આ પક્ષી ચકરડા જેવું શું લઈ જાય છે! જુઓ તો ખરા.' એમ કલકલ કરવા મંડ્યા. તે સાંભળીને કાચબાને પોતે આપેલા વચનની વિસ્મૃતિ થઈ ગઈ, ને લાકડી મૂકીને તે બોલ્યો, 'આ કોલાહલ શેનો થાય છે?' આમ બોલે છે એવો જ એ ભૂમિ ઉપર પડ્યો ને એના ફોદેફોદા વેરાઈ ગયા. એટલે કહું છુંઃ 'હિતેચ્છુ મિત્ર કેરું જે' ઇત્યાદિ.

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી

## કહેવત કથન અને કવિતા

ॐ

**सर्वे गुणाः कांचनमाश्रयन्ते**

સકર્મીના સાળા ઘણા, લીલા વનના સૂડા ઘણા
જર ખિસ્સાર, મરદ હુશિયાર
બતરને જુહાર
દામકે સબ ગુલામ
ધમધમતી ચહેલે સૌ બેસવા આવે
ॐ
માયાકો માયા મિલે, કરકે લંબે હાથ,
તુલસીદાસ ગરીબકી કોઈ ન પૂછે બાત.



## ચાંદો અને સૂરજ

રાત પડી ને સૂરજ ઊગ્યો. ઊગીને તેણે જોયું કે તેની સાથે કોઈ રમનારું છોકરું નથી. એટલે તે એકદમ તેની બા પાસે જઈને નાચવા લાગ્યો. આથી તેની બા ઘણી રાજી થઈ ને તેને એક ચૂંટી ખણી. એટલે તો સૂરજ ખૂબ ખિજાઈ ગયો અને ઠેઠ ઉપર ઉપર આકાશમાં પહોંચી ગયો. તેની બાએ તેને ચૂંટી ખણી એટલે તે ગુસ્સે થઈને લાલલાલ થઈ ગયો અને દિવસે ખૂબ અંધારું કરવા લાગ્યો. એથી તારા, ચાંદો અને તેના બીજા ભાઈબંધો તેના ઉપર ખિજાયા અને તેઓ બધા સૂરજને મનાવવા ચાલ્યા. કહે, 'તું શાને રિસાયો છે? તને જોઈએ તો એક પાઈના મમરા આપીએ?'

આથી સૂરજ ઘણો ખુશ થયો અને બધા ભાઈ-બંધોની સાથે બજારમાં મમરા ખરીદવા ચાલ્યો. બધા જણે મળીને એક પાઈને પકડીને ઉંચકી હતી. બધા એક મકોડા શેઠને ત્યાં ગયા. મકોડા શેઠે પેલા લોકો પાસેથી એ પાઈ લઈને મમરાનો એક દાણો સૂરજને આપવા માંડ્યો. પણ સૂરજ કહે. 'ના, એક દાણો નહિ, અરધો જોઈએ.' આમ ખૂબ રકઝક ચાલી. એવામાં ચાંદો છાનોમાનો નાસીને આકાશમાં જ્યાં સૂરજ બેઠો હતો ત્યાં પહોંચી ગયો ને પોતે આખી દુનિયા ઉપર ધોળું દૂધ જેવું અંધારું કરી દીધું.

આ વાત મેં ક્યારે જાણી હશે? તમે જ કહોને! નહિ કહો! તો લ્યો હું કહું. જ્યારે હું અને મારા ભાઈબંધો અજવાળી રાતે ફરવા જતા હતા, ત્યારે આ-કાશમાંથી સાદ પાડીને ચાંદે મને આ વાત કહી હતી.

ગુલાબસિંહ બારહટ

## બાળજોડકણાં

### તાવડી પાસે રોટલો શેકાવી દ્યો

વનમાં બોલે ઝીણા મોર
કાળી રાતે ભાગ્યો ચોર
ચોર દોડે ચૂપ ચાપ
ફૂંફૂં કરતો નાસે સાપ
સાપ રંગે કાળો મેશ
બાળીબેનના સુંદર કેશ
કેશનો બાંધ્યો ચોટલો
ને તાવડી શેકે રોટલો

ગુલાબસિંહ બારહટ

# આ મહિનો (ઑક્ટોબર) . . . અને એની પ્રતિભા

**તા. ૧** બ્રિટિશ અને અરબના સંયુક્ત લશ્કરની સહાયે જનરલ એલેન્બીએ તુર્કી પાસેથી દમાસ્કસ લીધું-ઈ. ૧૯૧૮ ** જર્મન લશ્કરનો સુડેટન પ્રદેશમાં પ્રવેશ—ઇ. ૧૯૩૮

**તા. ૩** શ્રી હરબિલાસ સારડાનું બાળ લગ્નનિષેધક બિલ ધારાસભામાં પસાર થયું-ઈ. ૧૯૨૯

**તા. ૯** યુગોસ્લાવિયાના રાજા એલેક્ઝાંડરનું માર્સેલ્સમાં ખૂન-ઇ. ૧૯૩૪

**તા. ૧૦** હિમાલયના ચિત્રકાર મહર્ષિ રોરીકનો જન્મ-ઈ. ૧૮૭૪

**તા. ૧૨** કોલંબસે અમેરિકા ખંડ શોધ્યો-ઈ. ૧૪૯૨ ** ૩૮મે વર્ષે મુગલ શહેનશાહ જહાંગીરનું રાજ્યારોહણ -ઇ. ૧૬૦૫

**તા. ૧૬** હિંદી પ્રજાના કટ્ટર વિરોધ છતાં બંગભંગ આવ્યો-ઈ. ૧૯૦૫ ** યુરોપની શાંતિ અર્થે જુદાજુદા રાષ્ટ્રોના પરદેશ મંત્રીઓએ લોકાર્નો મુકામે સંધિખત ઘડ્યાં-ઈ. ૧૯૨૫

**તા. ૨૧** અમદાવાદના સૂબા શેખ સૂફી સાથે અંગ્રેજ કૅપ્ટન બેસ્ટે ગુજરાતમાં અંગ્રેજોના વેપારને લગતા કોલકરારો કર્યા-ઈ. ૧૬૧૨

**તા. ૨૩** મુંબાઈ સરકારે સવિનયભંગની ચળવળમાં સરકારે ખાલસા કરેલી મિલકતો તેમના હકદારોને પાછી સોંપી-ઈ. ૧૯૩૭

**તા. ૨૮** સિસ્ટર નિવેદિતાનો જન્મ -ઈ. ૧૮૬૭ ** ફ્રાન્સે સોવિયેટ સરકારને માન્ય રાખી-ઈ. ૧૯૨૪ ** ગાંધીજીએ રાજકારણમાંથી નિવૃત્તિ જાહેર કરી-ઈ. ૧૯૩૪

**તા. ૨૯** તુર્કી પ્રજાસત્તાક જાહેર થયું ને મુસ્તફા કમાલ તેનો પ્રથમ પ્રમુખ ચૂંટાયો-ઈ. ૧૯૨૩

**તા. ૩૧** સાયમન કમિશનના વિરોધી સરઘસનો મોખરો સાચવતાં લાલા લજપતરાય પર લાઠીમાર-ઈ. ૧૯૨૮ ** હિંદના અજોડ ક્રિકેટીઅર મેજર કોટરી કનૈયુનાયડુનો જન્મ-ઇ. ૧૮૯૫



આ માસની વિભૂતિ
સિસ્ટર નિવેદિતા

યુરોપના ભોગવિલાસ છોડી, તપોમય જીવન સ્વીકારી ભારતની સેવાનું વ્રત ગ્રહણ કરનાર આ આયરિશ કુમારિકાનો જન્મ ઈ. ૧૮૬૭ના ઑક્ટોબરની ૨૮મીએ રેવ.સૅમ્યુઅલરિચમંડ નોબલને ત્યાં ઇંગ્લંડ મુકામે થએલો. એનું મૂળ નામ માર્ગરેટ ઈ. નોબલ.

શિક્ષણ પ્રત્યે એને ખૂબ પ્રેમ હોઈ સઘળી શિક્ષણ પદ્ધતિઓનો એણે અભ્યાસ કર્યો ને શાળા છોડતાં એક કન્યાશાળામાં શિક્ષિકા તરીકે દાખલ થઇ. સ્ત્રીનું અને માતાનું ગૌરવ વધારવા સદા ઇંતેજાર રહેતી આ કુમારિકાએ જુવાન કન્યાઓમાં અથાગ ઉત્સાહ અને નવીન પ્રાણબળ રેડતા 'સિસેમ ક્લબ' સ્થાપી, જેમાં સાહિત્ય સમાજ તથા નીતિ પર ચર્ચા ચાલતી.

એવામાં અમેરિકામાં વેદાંતનો વાવટો ફરકાવનાર સ્વામી વિવેકાનંદનું ઇંગ્લંડમાં શુભાગમન થયું. એમના સચ્ચારિત્ર્ય તરફ એની સુરુચિ ઢળી. એમનો વિશેષ સંપર્ક એણે સાધ્યો ને સ્વામીજીએ એને જીવનદિશા બતાવી આપતાં એણે હિંદનો સંદેશ અપનાવ્યો ને ૧૮૯૮ના આખરે હિંદને કાંઠે ઊતરી.

કલકત્તાથી થોડે દૂર આવેલા બેલૂર મઠમાં જ એક સુંદર પ્રભાતે માર્ગરેટની આર્જવતા જોઈ સ્વામીજીએ તેને હિન્દુ ધર્મની દીક્ષા આપી. ત્યારથી એ સિસ્ટર નિવેદિતા બન્યાં. દીક્ષિત થયા પછી યે એમના મનની શંકાઓનું નિરસન બહુ લાંબે કાળે થયું.

અને આમ સંપૂર્ણ હિંદુ બન્યા પછી એ પોતાનું જીવનકાર્ય શરૂ કરે ત્યાં તો ૧૯૦૨ના જુલાઈની ચોથીએ વિવેકાનંદનું અવસાન થયું. છતાં એમણે હિંમત રાખી કલકત્તામાં બાગ બજારના બોસપરામાં એક નાનું ઘર ભાડે રાખી 'ભગિનીગૃહ' ચલાવવાનો નિરધાર કર્યો. અનાથ બાળકો ને નિરાધાર વિધવાઓ માટે એમનું ઘર આશ્રય સ્થાન થઇ પડ્યું ને પછી તો કુલીન કુટુંબની સ્ત્રીઓ પણ તેમને ત્યાં શીખવા આવવા લાગી.

પોતાના ખાનગી ખર્ચમાંથી જ એ શાળા ચલાવતાં. એમને મન શાળા જ એમનો પ્રાણ હતો. હિંદુસ્તાન માટે તે હમેશાં 'આપણી ભારત માતા' સંબોધન વાપરતાં. શરીર ગમે એવું કૃશ અને પટકાએલું છતાં હિંદની પ્લેગ, રેલ, કે મૅલેરિયા જેવી આપત્તિઓમાં એમણે ખડે પગે સેવા ઉઠાવેલી.

'કામ, કામ ને કામ'ને જ જીવન મંત્ર સ્વીકારનાર આ કુમારિકાનો, હિન્દુ ધર્મનો આત્મા સચેતન કરવાનો જ દૃઢ સંકલ્પ હતો. કાછો ને મજબૂત બાંધી, ચળકતા આસમાની રંગની ભવ્ય આંખો, સ્વદેશી સાડી ને ગળે રુદ્રાક્ષની માળા સાથે એમના કંઠમાંથી સંગીત જેવી વાણી નીકળતી. એમનાં અગીઆર પુસ્તકો ને અનેક લેખોમાં હિંદનો આત્મા પ્રકાશી રહે છે.

જિંદગીનાં છેલ્લાં ત્રણ વર્ષ યુરોપ અમેરિકામાં ગાળી ઇ. ૧૯૧૧ની બેસતી વસંતે એ દાર્જિલિંગ આવ્યાં ને એકાએક બિમાર પડ્યાં. આક્ટોબરની ૧૩મી એમનો મરણ સંદેશ લઇ ઊગી. એ સવાર માટે શ્રી જગદીશ બોઝનાં ધર્મપત્ની લખે છે, 'આવી જ કોઇ સવારે હૈમવતી ઉમા પિયર જવા નીકળ્યાં હશે. અહીં બીજી ઉમા સૂતી હતી. ત્રણ વરસના વિયોગ પછી તે પાછી પોતાની પ્રિય ભૂમિને ખોળે ઠરવા આવી હતી.'



# માધુકરી

કરો શરીર વજ્રનું, વિપદ–ધા ખમો હારમા,
ઉઘાડી મુખ ના કદી હરફ એક ઉચ્ચારવો,
નહિ ભડકવું જગે, અચળ બેસવું આસને,
અહીં જીવનઅર્થને જીવન હોરવું ચાહિશે,
લઈ મનુજમાપને વિરલ પુણ્ય વિસ્તારવું,
પછી ખપી જજો ભલે સફળ હોય એ સિદ્ધિમાં
અને અગર પ્રાણ આ અખિલ વિશ્વ શું જોડવો. —મોહિનીચન્દ્ર

## ઈંગ્લંડનો રાજકવિ જ્હૉન મેઇસફીલ્ડ

ઇંગ્લૅંડમાં આજે મહાન ગણી શકાય એવા ઘણા યે કવિઓ છે, પણ એ બધામાં ત્યાંના રાજકવિનું માન પામેલા જ્હૉન મેઇસફીલ્ડનું નામ વધુ ધ્યાન ખેંચે એવું છે.

'ખારવાઓના કવિ' તરીકેનું એને બિરુદ મળ્યું છે. અને એ સાચું જ છે. એણે નથી કોઇ બાદશાહોનાં ગુણગાન ગાયાં કે નથી કોઇ શ્રીમંતને ખુશ રાખનારાં કવિતો જોડ્યાં. મુરબ્બીઓના ભાટ બનવાનો પ્રયાસ એણે કદી નથી કર્યો. એણે તો દુનિયાના અજાણ્યા અને અંધારા ખૂણામાં પડી રહેતા ગામડીઆઓ, ઝૂંપડાંઓમાં જ જિંદગી પૂરી કરતા રંકજનો, મોતની રમતા નાવિકો અને જિંદગી નીચોવતા



કારીગરોની વાસ્તવિક સ્થિતિનાં હૃદયભેદક તથ્યો જગતને સાદર કર્યાં છે. તેની પ્રસિદ્ધિનું ખરું કારણ તો તેની આ પ્રવૃત્તિ જ ગણી શકાય.

જીવનની શરૂઆતમાં જ પછાત ગણાતા વર્ગના કવિ બનવાનું તેણે પણ લીધેલું. જિંદગીની પહેલી વીશીમાં તે ઘણીવાર કહેતો કે, 'મારે એક ઊંચું વહાણ જોઇએ અને તેને હંકારવામાં માર્ગદર્શક બનવા આકાશમાં એકાદ ચળકતો તારલો જોઇએ.'

મેઇસફીલ્ડ અત્યારે વનમાં પ્રવેશી ચૂક્યો છે છતાં તેના ગ્રંથો કોઈ યુવાન લેખક જેમ જોમ, નિર્ભયતા, તીક્ષ્ણ સાત્વના અને પ્રબળતાથી એટલાં ભરપૂર રહે છે કે આજ પણ ઘણા સારા સાહિત્યરસિકોનાં હૃદયો તે પોતાની તરફ વાળી રહ્યો છે.

ઇ. સ. ૧૮૭૮ના જુનની પહેલી તારીખે ઇંગ્લંડના હરફર્ડશાયરમાંના લેડબરી મુકામે તેનો જન્મ થએલો. થોડા જ વખતમાં અનાથ બનતાં લિવરપૂલમાં તેની કાકીને ત્યાં એ ઉછર્યો. નાનપણથી જ વહાણો તરફ તેને આકર્ષણ રહેલું. રોમનાં જૂનાં ગીતો ત્યારે તે ખૂબ આનંદથી વાંચતો.

ચૌદ વર્ષની વય થતાં તો દરિયાઇ જીવન ગાળવાના કોડે, મેઇસફીલ્ડ એક વહાણની નોકરીમાં દાખલ પણ થઇ ગયો. ખૂબ સફરો ખેડી સત્તર વર્ષની વયે તે ન્યૂ યૉર્ક ગયો. તે વખતે તેના ખીસ્સાની મૂડી પાંચ ડૉલરની હતી. સાહિત્ય જીવનનાં તે ખૂબ સ્વપ્નો સેવતો. ત્યાં ગ્રીનીજના એક ગૃહસ્થ લ્યૂક ઑ'કૉનરને આ છોકરો ગમી જવાથી માસિક દશ ડૉલર આપવાના ઠરીને પોતાને ત્યાં રાખ્યો.

ત્યાર પછી તો આજીવિકા માટે અનેક ઉપાયો તેણે અમેરિકામાં હાથ ધરેલા. એને લઇને ત્રણ વરસ પછી

ઉચ્છૃંખલપણા કરતાં એનું મગજ અનેક ખાટાંમીઠાં અનુભવોથી સમૃદ્ધ થયું હતું, અને વાચનથી દૃષ્ટિની ક્ષિતિજ પણ વિકસી ચૂકી હતી. પાંચ વર્ષ પછી ઇ. ૧૯૦૨માં એણે 'ખારા પાણીનાં ગીતો' (Salt-Water Ballads) બહાર પાડ્યું. ત્યાર પછી એક વરસ રહીને એનું જ બીજું પુસ્તક 'Ballads' બહાર પાડ્યું. આ બીજા પુસ્તકમાં એણે સૂક્ષ્મ લાગણીઓને વાચા આપી પોતાની કલમને ધન્ય બનાવી એમ કહી શકાય.

ધીમે ધીમે પણ દૃઢતાપૂર્વક એણે પોતાનું જીવન સાહિત્યને જ સમર્પી દીધું. મહાયુદ્ધના વખતમાં ને તે પછી અદ્ભુત રસનાં અંગ્રેજ નાટકોમાંથી પ્રેરણા મેળવી એણે ઘણાં સુંદર નાટકો રજૂ કર્યાં, જેમાં 'ઇસુની તપાસ' (Trial of Jesus), 'મહાન પૉમ્પી' (Pompy the Great) વગેરે પ્રખ્યાત છે. 'ઇસુની તપાસ' પર કેટલાકોએ ટીકા કરી કે તેમાં ત્રણ ભરવાડો સમાજવાદ વિષે જે ચર્ચા કરે છે તે અજુગતું લાગે છે. મેઇઝફીલ્ડે સામો પ્રશ્ન કર્યો, 'ત્યારે ભરવાડો કઈ બાબતની ચર્ચા કરે એ યોગ્ય લાગે છે—પગના ને મોંના રોગોની?' એણે 'સાર્ડ હાર્કર' જેવી નવલકથાઓ યે લખી છે, પણ એની પ્રતિભાને વહેણની મોકળાશ તો નાટકો ને વર્ણનાત્મક (Narrative) કવિતામાં જ મળે છે એમ કહી શકાય. 'આવળનાં ખેતરો' (The Daffodil Fields)થી માંડી 'રાજપુત્રી' (A-King's Daughter) સુધીનાં તેના રૂપાળાં કાવ્યો એની પ્રતીતિરૂપ છે.

ઑક્સફર્ડ નજીક રહેતા રાજકવિ રોબર્ટ બ્રીજીસના રહેઠાણ પાસે જ મેઇઝફીલ્ડ હાલ પોતાના કુટુંબ સહિત રહે છે. તેને એક પુત્ર અને એક પુત્રી છે. પુત્રી જુદીયે તો તેનાં પુસ્તકોનાં ચિત્રો પણ આલેખેલાં છે. પત્ની પણ તેને એવી સુયોગ્ય મળી છે કે કુટુંબની બાબતમાં તેને કદી માથું મારવું પડતું નથી. —'મોહિનીચન્દ્ર'

### અસ્સલ પઠાણ

અફ્ઘાન અને પઠાણ એ પર્યાયો નથી. 'અફ્ઘાન' શબ્દ, તેના વિશાળ અર્થમાં, આધુનિક અફ્ઘાનિસ્તાનના રહેવાસી માટે વપરાય છે; જ્યારે 'પઠાણ' શબ્દ ભાષા સાથે સંબંધ ધરાવે છે. તે 'પખ્તોન' શબ્દનો અપભ્રંશ છે ને એનો અર્થ 'પુખ્તો' બોલનાર થાય છે. દક્ષિણ અને પૂર્વ અફ્ઘાનિસ્તાન તેમજ હિંદી સરહદના તમામ પુશ્તુ કે પખ્તોન બોલનાર લોકોનો તેમાં સમાવેશ થાય છે. સરહદના વડા પ્રધાન ખાન સાહેબ તો કહે છે કે જે કોઈ સરહદ પ્રાન્તમાં ઘર કરી રહે છે ને પખ્તોન બોલે છે તે પઠાણ જ છે અને તે હિંદુ, સીખ કે મુસલમાન હોય તેની સાથે એ શબ્દને ઝાઝી લેવાદેવા છે જ નહિ. અને વાત ખરી છે. ત્યાં એવા હિંદુઓ, સીખો, શીઓ અને બાજેરો પઠાણો વચ્ચે વસે છે જેમણે પઠાણ પોશાકને પોતાનો કર્યો છે ને પુશ્તુ જ માત્ર બોલી શકે છે. પુશ્તુ પ્રત્યય 'ઝઈ'નો પુત્રને પણ તેમણે અપનાવી લીધો છે.

પઠાણ દેખાવે સરકસ, પાતળો અને ખડતલ લાગે છે. અમારા આખા પ્રવાસમાં એકે ફાંદાળો પઠાણ અમારી નજરે ચડ્યો નથી. ચરબી ન ચડાવે એવો માંસાહાર ને વાયડા પદાર્થો માફકસર ખાવાના રિવાજને લીધે એનો જરા નથ છે. એનાં શસ્ત્રો વિના એ ડગલું પણ માંડતો નથી. એનાં ઢોર ચરાવતાં કે એનાં પશુ હાંકતાં, ખેતર ખેડતાં કે મેળામાં જાહેર ઉત્સવમાં બેઠામાં પણ એ તો શસ્ત્રસજ્જ રહેવાનો જ. એની રાઈફલ અથવા એની લાંબી ભારે જેઝેલ (જૂની જામગરીવાળી પઠાણ બંદુકનું નામ) જે એના ડાબે ખભે ઘણુંખરું આરામ કરતી હોય છે તે, એનાં કારતૂસનાં પટ્ટા, અને એના છરા ને ખંજરો એ લગભગ હોય ત્યાં સુધી અને ઘરની બહાર, એ જરાયે વીલાં મૂકતો નથી ને સદૈવ પહેરી રાખે છે. ને આખાદ તાકનિશાનિયો હોય છે ને ઓચિંતા હુમલા કરવામાં કે સંતાકૂકડી જેવું યુદ્ધ ખેલવામાં તો તે એક્કો હોય છે.

પઠાણો સંબંધી લખતા અંગ્રેજ લેખકો—જેઓનો મોટો ભાગ ભૂતપૂર્વ લશ્કરી અફસરોનો બનેલો હોય છે ને એટલે જેઓ એના દુશ્મનો હોય છે તેઓ—માં તો પઠાણોને દીપાવી ચીતરવાની એક ફૅશન જ થઈ પડી છે, "ચાકુ અને નખશીખ ઉઠાવગીર" એવું તેનું વર્ણન અપાયું છે. કમાન્ડર સ્ટીવન કિંગ હોલ લખે છે, "સૂતેલા માણસની ધાબળી પણ પઠાણ ચોરી જશે" પરંતુ પેલી મજાની ચોપડી "ખૈબર કારવાન" ના લેખક અને ડેવીસનો આપણને સબળો પુરાવો છે કે આજે લશ્કરી અમલદારોને મૂંઝવતો પ્રશ્ન શહેરી તજેનો ધાબળો ચોરી જતાં પઠાણને અટકાવવાનો નથી, પરંતુ જે ખાવાથ આ લશ્કરી કાયદો સજા કરે છે તેની, ચોકી સાચવતા સંત્રીની રાઈફલ ચોરી જતાં તેને અટકાવવાનો છે. ફરજ સાચવતા એ સિપાહીની કમરે અને કાંડે સાંકળથી બંદૂક લટકાવી દેવામાં આવે છે તો પણ આમું સ્વાભાવિક ટળી નથી.

સામાજિક સંબંધોમાં પઠાણ જેને 'પુખ્તોવાલી' અથવા પઠાણોની ઈજ્જતની નિયમાવલિ કહે છે તેને અનુસરે છે, ને સરહદવાસીઓ માટે એ એવી તો ફરજિયાત છે કે એનો ભંગ ભયંકર પાપ મનાય છે ને માનહાનિ અને બહિષ્કારમાં ને પરિણામે છે. એ નિયમો આ છેઃ (૧) દરેક આગંતુકને એણે આશ્રયસ્થાન આપવું જોઈએ (નાનાવટાઈ), (૨) કદાચ હિસે પરોણાગત (મેલામસ્તીઆ)–કટ્ટા દુશ્મનની પણ કરવી, (૩) અપમાનનું અપમાનથી જ સારું વાળવું (બદલ); આ છેલ્લો નિયમ લોહીઆળ કલહોનું જન્મસ્થાન છે, અને પઠાણ જાતિનો એ મહારોગ છે. દરેક શાખા કે ટોળીના વિભાગમાં આંતર કલહો થયા જ કરતા હોય છે. દરેક કુટુંબને લોહી નીકળતા કજિયા વારસામાં મળે છે, ને દરેક વ્યક્તિને એના પોતાના અંગત શત્રુઓ હોય છે. "દરેક માણસ પોતાનાં કરેલાં ખૂનોનો હિસાબ રાખતો

હોય છે અને દરેક ટોળીને પાડોશીઓ સાથે જમે ઉધારનો ચોપડો ચૂકવવાનો હોય છે, જેમાં જીવન જીવન વડે ચૂકવાય છે.'' 'દુર્ભાગ્યે', ડેવીસ લખે છે, 'ઉન્મત્ત પઠાણને કદી યે ખબર પડતી નથી કે આ જંગલી રિવાજની અનિષ્ટ અસરને લીધે કઈ યે ઉમદા કુટુંબો મરી પરવાર્યાં છે, અને આ આંતરકલહો નહિ શમે ત્યાં સુધી પ્રજા એક નહિ થાય ને શાંતિ સ્થપાશે નહિ.' આ હિંસક વેરઝેરને ખાન બ દરશાહખાન ખૂબ નિંદે છે અને માને છે કે પઠાણના અંતરમાં અહિંસા જો ઊંડાં મૂળ નાખશે તો જ આ અક્કલ-હીણા કજિયાનો નાશ થશે અને પઠાણ જીવી જશે.

(પ્રજાબંધુ) —પ્યારેલાલ

## ઍંજીન વગર

ના. શાહેનશાહની સરકારે હિંદ માટે જે સમૂહતંત્ર અમલમાં લાવવાની ઇચ્છા વ્યક્ત કરી છે તેના પર હિંદમાં અને ઇંગ્લંડમાં ખૂબ ચર્ચા થઈ છે અને થઈ રહી છે. બ્રિટન કે રશિયા જેવા દેશોને બાદ કરતાં બીજા દેશોનાં રાજકીય બંધારણ વિષે આપણે ઓછું જાણીએ છીએ. અત્રે તદ્દન ટૂંકમાં અમેરિકન સમૂહતંત્ર વિષે ખ્યાલ આપવાનો એક પ્રયત્ન છે. સમૂહતંત્રનો મુખ્ય ઉદ્દેશ અને અમેરિકન સમૂહતંત્રનો પ્રકાર ખ્યાલમાં રાખવાથી હિંદી સમૂહતંત્ર વધારે સ્પષ્ટતાથી સમજાશે. માનવાને કારણ છે કે હિંદી સમૂહતંત્રનો પ્રકાર કેવો છે તેનો સ્પષ્ટ નહિ તો અસ્પષ્ટ ખ્યાલ ઘણાને હશે એટલે એ વિષેની માહિતી અત્રે રજૂ કરવાની તસ્દી લીધી નથી.

સમૂહતંત્રનો મુખ્ય ઉદ્દેશ જુદા જુદા પ્રદેશોના હક્કો અને રાષ્ટ્રીય એકતા તેમ જ બળનો સમન્વય કરવાનો છે.[1]

અમેરિકન સમૂહતંત્રના ઘડવૈયાઓએ પ્રથમના હક્કો અને સિદ્ધાંતોનું રક્ષણ કરવા નીચેની ત્રણ બાબતો લક્ષમાં રાખી બંધારણ ઘડ્યું હતું:

(૧) દરેક જણને શહેરી તરીકે સરખા જ હક.

(૨) છેલ્લી સત્તા લોકોની જ.

(૩) અમલદારો તરફથી સત્તા ઝૂંટવી લેવાના અથવા સત્તાનો દુરુપયોગ કરવાના પ્રયત્નો સામે પ્રજાને રક્ષણ.

આ હેતુઓ લક્ષમાં રાખીને એ ઘડવૈયાઓએ રાજ્યનાં ત્રણે મુખ્ય ખાતાંને એકબીજાથી સ્વતંત્ર બનાવ્યાં. ત્રણ ખાતાં તે: (૧) રાજકારોબાર કરનાર, (૨) ન્યાય સંભાળનાર અને (૩) કાયદા ઘડનાર.

એ બંધારણ ઈ. સ. ૧૭૮૧માં ઘડવામાં આવ્યું. તે વખતે અમેરિકામાં ૧૩ સ્વતંત્ર રાજ્યો હતાં એટલે તેર રાજ્યો યુ. એસ.એ.માં સમાયાં. એ જ વરસમાં એ બંધારણમાં પ્રથમ સુધારો દાખલ કરી લોકો જેની સામે વાંધો લે એવી કેટલીક બાબતો તેમાંથી કાઢી નાખવામાં આવી. બીજો સુધારો ૧૭૯૮માં અને ત્રીજો ૧૮૦૪માં કરવામાં આવ્યો. આ સુધારાઓ બાદ કરતાં આંતરિક વિગ્રહ પછી બીજા તેર સુધારાઓ કરવામાં આવ્યા, એ ઉપરાંત વળી ચૌદમો સુધારો દાખલ થયો. તે અગત્યનો ગણાય છે કારણ કે પહેલી જ વાર એ સુધારાથી હબશીઓને શહેરી તરીકેના હક્ક મળ્યા. ત્યાર બાદ ૧૯૧૧ ને '૨૦ની વચ્ચે બીજા ચાર સુધારાઓ થયા. એમાં ત્રણ અગત્યના છે. એકથી કૉંગ્રેસમાં સેનેટરો મોકલવાનો હક્ક પ્રાંતોની ધારાસભાઓને બદલે પ્રાંતોના લોકોને મળ્યો. બીજાથી સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. ત્રીજાથી દરેક પ્રકારના દારૂનાં ઉત્પન્ન અને વેચાણ પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો.[1]

હવે એ બંધારણનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે છે:

(ક) પ્રેસિડેન્ટ: કારોબારીનો વડો; હોદ્દાની મુદત ચાર વરસની; એને ચૂંટી કાઢનાર લોકોને બધા પ્રાંતોના લોકો ખાસ ચૂંટી કાઢે છે.

(ખ) મધ્યસ્થ ધારામંડળ જેને કૉંગ્રેસ કહેવામાં આવે છે અને જે બે ભાગમાં વહેંચાયેલું છે: (૧) પ્રતિનિધિસભા અને (૨) સેનેટ. પ્રતિનિધિ સભાના સભ્યોને સરખી જ વસતીવાળા વિસ્તારોના લોકો સીધા જ ચૂંટી કાઢે છે. દર વર્ષે વસતીગણત્રી કરીને વસતીના વધારાના પ્રમાણમાં એ સભ્યોની સંખ્યા વધારવામાં આવે છે. હાલમાં એ સભામાં લગભગ ૪૫૦ સભ્યો બેસે છે. ૧૮૭૦ના સુધારાથી દરેક વર્ગના શહેરીને સરખો જ મતાધિકાર આપવાની યોજના થઈ હતી, પણ દક્ષિણના પ્રાંતોમાં એ સુધારાનો અમલ બરાબર થતો નથી. એક અગર બીજાં બહાનાં હેઠળ હબશીઓને એ અધિકારથી વિમુખ રાખવામાં આવે છે. હવે સેનેટમાં નાનો કે મોટો વિસ્તાર ધરાવનાર દરેક પ્રાંતને બે પ્રતિનિધિ મોકલવાનો હક્ક છે. સેનેટરની મુદત છ વરસની છે. તેને પગાર મળે છે. હાલ લગભગ દર વર્ષે ૧૫૦૦ પૌંડ મળે છે જે રકમ યુરોપની એવી કોઈ પણ સભાના સભ્યને મળતી રકમ કરતાં મોટી છે.

(ગ) કારોબારીમંડળ: જુદાં જુદાં ખાતાંઓના વડાઓનું એ બનેલું હોય છે. ઉપરાંત પ્રેસિડેન્ટે નીમેલા અમલદારોની મોટી સંખ્યા એમાં હોય છે. એ અમલદારો પ્રેસિડેન્ટને જવાબદાર હોય છે અને પ્રેસિડેન્ટ અને પાર્ટીના બદલાવા સાથે બદલાઈ જાય છે.

(ઘ) ન્યાયખાતું: આખા દેશમાં નાની અદાલતો સ્થપાવામાં આવેલી છે. તેઓ ઉપર એક સુપ્રીમ કોર્ટ છે.

---

૧ A. V. Dicey: Law of the Constitution: P.139

૧ દારૂબંધીમાં અમેરિકન સરકારને નિષ્ફળતા મળી હતી એ વાત આગળ કરીને આપણે ત્યાં પણ એ નિષ્ફળ જશે એમ કહી અપશુકન કરવાનું ઘણા ચૂકયા નથી.

તેમાં ન્યાયાધીશોને પ્રેસિડેન્ટ સેનેટની સંમતિથી આ-જીવન-મુદત સુધી નીમે છે. એ ન્યાયાધીશોને રાજદ્રોહ ગેરવર્તણૂક, અવ્યવસ્થિત કારભાર અથવા બીજા કોઈ ગંભીર ગુનાને આધારે ખસેડી શકાય છે. ઉપલાં કારણોસર આજ સુધીમાં ઘણા ન્યાયાધીશોને હોદ્દા પરથી ખસી જવું પડયું છે.

પ્રાંતોનું અંગત બંધારણ લગભગ ઉપરના પ્રકારનું જ છે. બે કે ચાર વરસની મુદત માટે દરેક પ્રાંતના લોકો પોતાના પ્રાંત માટેનો ગવર્નર સીધો જ ચૂંટી કાઢે છે. તે કારોબારીનો વડો ગણાય છે. કારોબારીમાં બે પ્રકારના અમલદારો હોય છે: (૧) લોકોએ સીધા જ ચૂંટી કાઢેલા અને (૨) ગવર્નરે નીમેલા. બંને વર્ગનાને પાર્ટીમાંથી જ લેવામાં આવે છે. દરેક પ્રાંતના ધારામંડળના બે ભાગ હોય છે. બંનેના સભ્યોની ચૂંટણી સામાન્ય મતાધિકારથી થાય છે. ગણ્યા પ્રાંતો બાદ કરતાં બીજા પ્રાંતોમાં ન્યાયાધીશોને લોકથી ઘણી ટૂંકી મુદત માટે ચૂંટવામાં આવે છે. છેવટની સત્તા લોકોના જ હાથમાં રહે એ સિદ્ધાંત ઉપર કારોબારી ને ન્યાયખાતું રચાય એવી યોજના રાખવામાં આવી છે. એટલે કે અમલદારો અને ન્યાયાધીશોને એમ જ ભાન રહે કે તેઓ સીધા લોકોને જ જવાબદાર છે અને લોકોની ગરજને આધારે જ તે અંદર રહી શકે અથવા બહાર જઈ શકે.

આ એક સ્વતંત્ર, પ્રગતિકારક અને ધનાઢય દેશનું સમૂહતંત્ર. એનાથી પણ ત્યાંના લોકોને સંતોષ નથી' પુષ્કળ સુધારાઓ પછી પણ મિ. સ્ટીમસન ને મિ. હૅટેલ દક જેવા અમેરિકન રાજનીતિજ્ઞોને અમેરિકન બંધારણમાં કેટલીક બ્રિટિશ પદ્ધતિઓ અનુસરવાનું આવશ્યક લાગે છે!

આ એક ઍંજિનવાળી ગાડીની વાત થઈ. પણ આપણે માટે તો વગર ઍંજિનની ગાડી આવવાની છે. સમૂહતંત્રનો મુખ્ય ઉદ્દેશ, અમેરિકન સમૂહતંત્રની ગાદિની અને હિંદી સમૂહતંત્રની રચના એ ત્રણે ધ્યાનમાં લેવાથી નીચેના અભિપ્રાયમાં કેટલું સત્ય છે એ તમને સમજાશે.

'આપણે માટે તો સાંકળો અને બેડીઓ, અને આગળા અને તાળાંથી આપણી હીલચાલને ઈરાદાપૂર્વક રોકી રાખવા-માં આવી છે. એક (ચાંપો)વાળી પણ ઍંજિન વિનાની ગાડી આપણને સોંપવામાં આવી છે. એ બંધારણ એવા લોકોએ ઘડયું છે કે જેમણે હરકતી કાયદાને સદા પાયા રૂપે નજરમાં રાખ્યો છે.'[1] —અમ્બેલાલ નાયક

## ગરીબની કસ્તુરી ડુંગળી

અંગ્રેજીમાં એક એવી મતલબની કહેવત છે કે 'રોજ ખાય કાંદો તે કદી ન પડે માંદો.' આ કહેવત વહેમમાંથી નથી જન્મી, પણ અનુભવ અને વૈદકીય શોધખોળના આધારે ઘડવામાં આવી છે.

૬૦૦૦ વર્ષ પૂર્વે ઈજીપ્તના લોકો તૃષા છીપાવવાનો ઉપાય ડુંગળીને માનતા હતા અને હીરોડોટસ કહે છે કે પેલી વિશાળ પીરામીડ બાંધવાને માટે રોકાએલા કામદારોને ડુંગળી અને લસણ પૂરું પાડવા ૧૬૦૦ ટેલન્ટ (૪,૨૮,૮૦૦ પાઉન્ડ)નો ખર્ચ થયો હતો! ને પ્રો. ઇલીયટ સ્મીથ, જેણે ઈજીપ્તની પીરામીડો અંગે ઘણી શોધખોળ કરી છે તેણે ત્યાંના શબોના પેટમાં, આંખના ખાડાઓમાં તથા કાનના પડદા સામે ભરી રાખેલી ડુંગળી જોઈ હતી!

ડુંગળીની ૧૬૬ કરતાં વધુ જુદી જુદી જાત થાય છે. આધુનિક રસાયણીઓ કહે છે કે, દરેક જાતની ડુંગળીમાં ઓછેવત્તે ભાગે જલદીથી ઊડી જાય તેવું ગંધક મિશ્રિત તેલ, અમુક જાતની ચિકાશ, ઈંડાની સફેદી, ફૉસ્ફોરીક ઍસિડ, છુટો અને મિશ્ર ચૂનો તથા પુષ્કળ લોહ ભરેલાં છે. ઘણીક સ્ત્રીઓ ડુંગળી પરનાં છોડાં કાઢી નાખી તેને ગરમ પાણીમાં આંખો બળે નહિ તે માટે નાખી દે છે. પણ તેમ કરવાથી તેમાંનું અગત્યનું ઍસીડ ઑઈલ જે કેવળ કાચી ડુંગળીમાંથી જ છૂટે છે તેનો નાશ થાય છે. પૂર્વના દેશોમાં વૈદો પણ ભયંકર તાવમાં, ઉદર રોગમાં ડુંગળીનાંના ઍસીડ ઑઇલને દવા તરીકે વાપરે છે. એક ડૉક્ટર ડોકોરાઇટ્સ કાનના દુખાવામાં ડુંગળીનો રસ આપતો હતો. હિંદુસ્તાન-માં પણ એ રોગ પર એ જ રસ રેડવામાં આવે છે.

કોઇ ઝેરી માખી કે વીંછીના ડંખ પર ડુંગળીનો રસ ચોપડતાં વેદના ઓછી થાય છે, પણ ઘણા માણસો એ નહિ જાણતા હોય કે કાપેલી ડુંગળીની ગંધ સામે સાપ જેવાં પેટે ચાલતાં પ્રાણીઓ પણ ઊભાં રહી શકતાં નથી. આફ્રિકાના મૂળ વતનીઓ આ કારણે લીધે જ ખોરાકની ચીજો આગળ કાપેલી ડુંગળીના કટકા મૂકી રાખે છે.

અરબસ્તાનમાં મધ્યકાળ દરમિયાન ડુંગળીનો ઘણો ભાવ પૂછાતો. ઈબ્નરાયલી નામનો પ્રખ્યાત દાક્તર ડુંગળીનો ખૂબ ઉપયોગ કરતો અને તેણે અનેક કેસોમાં મેળવેલી ફતેહથી તેની ખ્યાતિ ખૂબ વધી હતી. એણે જ પહેલીવાર ડુંગળી કચરીને રસના સીસા ભર્યાં અને જેમ અત્યારે હીસ્ટીરિયાના દર્દમાં અમુક જાતનું મીઠું સુંઘાડવામાં આવે છે તેમ ત્યારે પણ એ રસનો એ દરદમાં ઉપયોગ થતો. અરબી સ્ત્રીઓ જથ્થાબંધ ડુંગળી સંઘરી રાખતી અને તેમની ચામડી 'પૅશન ફ્લાવર'–લાગણી ઉત્તેજક ફૂલની પાંખડીના કરતાં ય વધારે સુંદર અને સુંવાળી રહેતી એમ કહેવાય છે.

કાપેલી ડુંગળીના જેવું એક પણ શાકભાજી નથી કે જે ઘણું જલદી બગડી જાય; તે જ કારણે ડુંગળીના કટકા ચારેક કલાક પછી આહારને યોગ્ય રહેતા નથી. કેમકે એ સમય સુધીમાં તેના પર જંતુ બાઝી જાય છે. જો આ કટકા તુરતમાં ખાઇ ન શકાય કે રાંધી ન શકાય તો તે ફેંકી દેવા કે બાળી નાખવા. માંદા માણસના ખંડમાં છોડાં

---

[1] પં. જ. નેહરુની આત્મકથા, પા. ૬૨૮.

ઉતારેલી ડુંગળી એક રકાબીમાં મૂકી રાખવાથી ગંદકી વાસ મારતી નથી. હવા ચોકખી બનાવી ચેપને ફેલાતો તે અટકાવે છે. હિન્દુસ્તાનમાં મુખ્યત્વે ગ્રામપ્રજા કૉલેરા અને પ્લેગ જેવા ચેપી રોગોમાં ડુંગળીના હારડા પહેરી રાખે છે, જેની અસર ઘણી જ અસરકારક હોય છે.

હજુ ડુંગળી વિષે સંપૂર્ણ તપાસ નથી થઇ. વૈદક ધંધાને તેનો ઘણો ખપ પડે છે. સને ૧૮૩૫માં એક યુરોપિયન ડૉક્ટરે હિંદમાં ડુંગળીનો ઘણા મોટા રોગોમાં થતો ઉપયોગ વાંચીને ઉદરરોગ પર તેનો અખતરો કર્યો. આવા રોગીને ડુંગળી અને દૂધનો જ ખોરાક આપવામાં આવ્યો જેથી તેને ઘણો જ ફાયદો થયો. ૧૮૯૯માં એક બીજા યુરોપિયન દાક્તરે ગુર્દાના રોગીઓને દૂધમાં ઉકાળેલી ડુંગળી આપી. તેથી તે રોગ મટી ગયો. તેની ફતેહ એટલી બધી હતી કે તે રોગીઓનાં ટોળેટોળાં તેના દવાખાને ઉમટતાં. એ જ પ્રમાણે ૧૯૧૦માં ડૉ. મગોરે લાંબા કાળના અને ઉદરના રોગથી પીડાતા એક દરદીને ત્રણ દિવસ ડુંગળી ખવડાવી તદ્દન સાજો કર્યો. એવા ઘણા દાખલા મોજુદ છે કે ખાસ કરીને ઉદરરોગ ડુંગળી ખાવાથી મટી ગયા છે. દિવસની ૧૫–૨૦ ડુંગળી ખવડાવવી જોઈએ.

યુરોપના મહાન વિગ્રહ દરમ્યાન રોગિષ્ઠ સૈનિકોને ડુંગળી જ આપવામાં આવતી અને તેને લઇને ઘણા રોગથી મુક્ત થઈ ગયા હતા.

થોડા વખત પછી ઈટલીના ઇ. કુમોની અને રી. મોરીઓન્ડી નામના બે દાક્તરોએ એવી શોધ કરી કે, ડુંગળી પર જંતુ રહી શકતાં નથી; જો કે તેઓ તેનાથી આકર્ષાય છે એ ખરેખર વિચિત્ર છે. ટેબલ પર ડુંગળીના કટકા મૂકો તો તુરત દેખાશે કે જંતુઓ તેનાથી ખેંચાય છે, પણ તુરત મરી જાય છે. ડુંગળી તેઓને મારી નાખે છે. આ બે દાક્તરોએ ગાયેનાનાં ડુક્કરોના શરીરમાં ક્ષયરોગના જંતુ દાખલ કર્યાં. અને જ્યારે રોગ ખૂબ વધ્યો ત્યારે તેમને ત્રણ ત્રણ દિવસે ડુંગળીના રસનું એક ઇન્જેક્શન આપ્યું. આની અસર તાત્કાલિક થઇ. રોગ નાબૂદ થવા લાગ્યો અને છેવટે ડુક્કરો તદ્દન સારાં થયાં.

ડુંગળીમાં દરેક જાતનાં આશ્ચર્યજનક તત્વો રહેલાં છે એમ કહેવામાં આવે છે. કેટલાક કહે છે કે કાચી ડુંગળી નિદ્રાજનક છે; બીજા કેટલાક કહે છે કે ડુંગળીનો તાજો રસ લૂ લાગવા પર ઘણો અસરકારક છે. અને દરદ પર રસ ઘસવાથી વધારે અસર થાય છે તથા લોહીને શાંત પાડે છે. આવા ગુણોને લીધે જ એ સસ્તી વનસ્પતિ 'ગરીબની કસ્તુરી' લેખાય છે. (હાંડીઓ)

### ફિન્લૅન્ડ

યુરોપ ખંડના છેક ઉત્તર છેડે બાલ્ટિક સમુદ્રથી તે ધ્રુવપ્રદેશ સુધી પથરાએલા ફિન્લૅન્ડ દેશનો પરિચય અગાઉ 'કુમાર'માં આવી ગયો (જુઓ અંક ૧૮૧). તેની પૂર્વમાં રશિયા પથરાએલો છે, પશ્ચિમે બોથનીઅન સમુદ્રની પેલે પાર સ્વીડન અને નૉર્વે આવેલાં છે, અને યુરોપનો એ સાતમા નંબરનો મોટો દેશ છે.

આજે એ દેશ સ્વતંત્ર છે. આજથી લગભગ બાવીસ વર્ષ પહેલાં જનરલ મૅનરહાઈમ પોતાના 'વ્હાઈટ ગાર્ડ્સ' સાથે તેની રાજધાનીમાં દાખલ થયો ને સાડી સાત સદીઓ પછી પહેલી જ વાર ફિન્લૅન્ડની સ્વતંત્રતા જાહેર કરી. ઈ. ૧૧૫૪માં સ્વીડને તેને પરતંત્ર બનાવ્યું અને તેના હાથમાંથી ઈ. ૧૮૦૯માં રશિયાએ ઝૂંટવી લઈ પોતાનું 'big bad wolf'નું નામ સાર્થક કર્યું ત્યારબાદ ઠેઠ ૧૯૧૭ના ડીસેમ્બરમાં એણે પોતાનું ખરેખરૂં સ્વાતંત્ર્ય હાંસલ કર્યું ને ૧૯૨૦માં એસ્ટોનિયાના તાર્તુ મુકામે એનું સ્વાતંત્ર્ય માન્ય રાખવામાં આવ્યું.

સ્વાતંત્ર્યની લડત તો ફિન્લૅન્ડે ઠેઠ ૧૭૪૦થી શરૂ કરેલી. એ પછીની સદીના આરંભમાં ઇલિયાસ લૉનરૉટે તેનું રાષ્ટ્રીય મહાકાવ્ય 'કાલેવાલા' લખ્યું ને ૧૮૫૮માં ફિનિશ ભાષાની પહેલવહેલી શાળા ખોલવામાં આવી. અને સ્વતંત્ર થયા પછી આ થોડાં જ વર્ષમાં એણે જે પ્રગતિ સાધી છે તે યુરોપમાં આશ્ચર્યજનક જ લેખાય છે.

એ ખેતીપ્રધાન, ખેડૂતોનો જ દેશ છે એમ કહી શકાય. ઈ. ૧૯૧૦માં ૧,૨૫,૧૭૨ સ્વતંત્ર ખેડૂતો (freehold farmers) ત્યાં હતા એ સંખ્યા આજે ૩ લાખ પર પહોંચી ગઈ છે. આજે પોતાની ખોરાકી માટે એને પહેલાં જેમ રશિયા પર નભવું પડતું નથી. ઘઉં, જવ, ઓટ, રાઈ વગેરેનો ભરચક પાક ત્યાં હવે ઊતરે છે. એવી જ રીતે એનાં જબરાં જંગલોનો ઔદ્યોગિક ઉપયોગ વધ્યો છે, ઢોરઉછેરમાં પ્રગતિ થઈ છે ને વાહનવ્યવહાર પણ વિકસ્યો છે; આજથી પંદર વર્ષ પર જ્યાં ૧૭૪ બસ હતી ત્યાં આજે એ સંખ્યા ૧૩ હજાર પર પહોંચી છે.

એવી જ રીતે સિવિલ સર્વિસ, સંરક્ષણ, શિક્ષણ ને ફિનીશ આતંકનિષ્ઠનું સમાજ ક્ષેત્ર. પાંચ વરસમાં ખેડૂતોની સંખ્યા ૬૦ હજાર જેટલી ઘટી ગઈ છે ને રેલવે, હવાઈ માર્ગો તથા ધોરી રસ્તાઓના વિકાસ સાથે એનું રાષ્ટ્રીય ઋણ પણ ઘટતું ગયું છે.

### તક

ગ્રીસના એક પુરાણા નગરમાં એક પ્રતિમા ઊભી કરવામાં આવેલી. આજે તો એ પ્રતિમા નામશેષ બની ગઈ છે પણ એ ઘડનારની સુંદર હથોટી જેવું જ સુંદર લખાણ હજુ તેના પર કાયમ રહ્યું છે. કોઈ વટેમાર્ગુ અને એ પ્રતિમાના સંભાષણના રૂપમાં આ મુજબ એ લખાણ છેઃ

'ઓ, પ્રતિમા! તારૂં નામ શું છે?'

'ઓ, વટેમાર્ગુ! મારૂં નામ તક છે.'

'કોને હાથે તારું સર્જન થયું, પ્રતિમા?'
'લીસિપસ નામના શિલ્પીને હાથે મારું સર્જન થયું.'
'તું પગના અંગૂઠા પર કેમ ઊભી રહી છે.'
'હું માત્ર પળવાર જ થોભી શકું છું એ બતાવવા માટે.'
'અને તારે પગે પાંખો શા માટે છે?'
'મારી ત્વરા સૂચવવા માટે.'
'પણ તારા વાળ બધા કપાળ પર કેમ વિખરાએલા છે?'
'મારો ભેટો થતાં જ માણસ મને પકડી શકે, પાછળથી નહિ તે સૂચવવા સારૂ.'

### કિલ્લેબંદીને બદલે બોસ્તાન

કોઈ પણ જાતની કિલ્લેબંદી વિનાની લાંબામાં લાંબી કોઈ સરહદ હોય તો અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ અને કૅનેડા વચ્ચેની. આવી એખલાસભરી મૈત્રિ જાળવવા માટે બંને દેશો મગરૂબ છે. એક પછી એક એમ અનેક સરહદો રક્તરંજિત બનવા છતાં ઉત્તર અમેરિકાના આ બે દેશોએ આજે વીસ વરસથી પોતાની સરહદ પર નાનામોટા બગીચા રચી અવનવા ફૂલોના રંગે ને સુગંધે એને રંગી નાખી છે. ૩૦૦૦ નાનાં નાનાં સરોવરો સાથે હજારો માઈલ વિસ્તીર્ણ આ બોસ્તાન એકબીજાથી દૂર હડસેલવાને બદલે બંને દેશોને વધુ ને વધુ નિકટ આણતું જાય છે. એ બંને દેશોનું હાર્દ ત્યાં ઊભા કરવામાં આવેલા આ શિલાલેખમાં ટંકાએલું માલૂમ પડે છે:

'To God in His glory
We two nations do pledge ourselves
That as long as men shall live
We will not take up arms against one another.'

બંને દેશોના પચાસ હજાર જેટલા વતનીઓની હવા સાથે ટંકાએલા આ શબ્દો સાર્થક નીવડો એમ આપણે પણ ઈચ્છીએ.

### કૃત્રિમ આંખો

કાચની કૃત્રિમ આંખો આજકાલ એવી તો આબેહૂબ બનાવવામાં આવે છે કે તેને સાચી આંખથી જુદી પારખવી મુશ્કેલ થઇ પડ્યું છે. આજથી એક સો વર્ષ પહેલાં એક જર્મને આંખના ડોળાને મળતા રૂપેરી કાચની બનાવટ શોધી કાઢી અને આજ સુધી એ આખી પ્રક્રિયા માત્ર એ શોધકનું કુટુંબ જ જાણે છે. જર્મનીમાં એ કૃત્રિમ આંખોની બનાવટ માટે જ એક જંગી કારખાનું ચાલે છે. પહેલાં તો રૂપેરી કાચની એક પાતળી નળીનો એક છેડો ઓગાળી તેને ફુલાવીને આંખનો આકાર આપવામાં આવે છે. ત્યાર પછી કાચની સળીઓ વડે તેમાં આંખને મળતા રંગો પૂરી, છેવટે 'ક્રિસ્ટલ ફિનિશ' દ્વારા સાચી આંખ

### નવી કેડીઓ

ફોટોગ્રાફીની કળાની શરૂઆતમાં જે જાતના શોખ અસાધારણ લાગતા તે આજ સર્વસામાન્ય થઈ ગયો છે. એવું જ અત્યારે ગ્રામોફોન રેકર્ડીંગ તથા સીનેમેટોગ્રાફી માટે કહી શકાય. જેમ ગામેગામ ફરતા ફોટોગ્રાફરોને પહેલાં સારૂં બીઝનેસ મળતું એ જ પ્રમાણે ગામેગામ ફરી રેકર્ડીંગ કરનારાઓ તથા મૂવીફિલ્મ લેનારાઓ ધારે તો એક વર્ગમાંથી સારૂં દામ મેળવી શકે તેમ છે. એવા ઘણા માણસો મળી આવે જેઓને પોતાની રેકર્ડ તથા ફિલ્મોનો શોખ ભલે ન હોય પણ પોતાનાં માતા, પિતા, બાળકો, સ્ત્રી વગેરેની રેકર્ડો કે ફિલ્મો લેવરાવવા ઈચ્છતાં હોય. જો કે આ બધા કામમાં રીહર્સલ માટે અવકાશ નથી હોતો, અને બીજી પણ કેટલીક મુશ્કેલીઓ નડે. પણ વૃદ્ધ લોકોની રેકર્ડો કે ફિલ્મો લેવરાવનારા ઘણા પિતૃપરાયણ પુત્રો મળી શકે તેમ છે. આવા લોકોએ પોતાનાં માતાપિતાની દૈનિક કોઇ સારી ક્રિયાની ફિલ્મ લેવરાવી હોય તે જોવા તેઓની પાસે પ્રોજેક્ટ ન હોય ને તે જોવાનો વિચાર થાય ત્યારે કોઇનું માગીને કે ભાડે પણ લઈ આવે, અને એ રીતે ગત વૃદ્ધોનાં ફરીથી દર્શન કરવાની પોતાની ઇચ્છા તૃપ્ત કરે. નવજુવાનો માટે આ બે ફુઘડતી લાઇનો છે. —દેવકૃષ્ણ પીતાંબર જોશી

### વિકસતું વિજ્ઞાન

નકામા જતા લાકડાના વ્હેર માટે અમેરિકાના ખેતીવાડી ખાતાની પ્રયોગશાળાના વિજ્ઞાનીઓએ નવો ઈલાજ શોધી કાઢ્યો છે. વ્હેરની અંદર તેટલા જ વજનનું પાણી ઉમેરી કુલ વજનના ૨૦ ટકા એનીલાઈન ઉમેરી સઘળાને ધાતુના એક મોટા વાસણમાં મૂકી દર ચોરસ ઈંચે ૧૬૦ રતલનું વરાળનું દબાણ દેવામાં આવે છે. ત્રણ કલાકના દબાણ પછી એને ધોઈ નાખતાં અંદરનું એનીલાઈન તથાં બીજા દ્રાવ્ય પદાર્થો ગળી જઈ, સરસ પ્લાસ્ટિક તૈયાર થાય છે, જેને ગમે તે ઘાટમાં ફેરવી શકાય છે; અને એનું ખરચ જુઓ તો એક રતલે માત્ર ૧ પેની.

બ્રિટનમાં શિક્ષણ પામેલા રશિયન વિજ્ઞાની પ્રો. પીટર કાપિટ્ઝાએ હવાને પ્રવાહી બનાવવાનું બહુ નાજુક યંત્ર શોધી કાઢ્યું છે. આ નવું રોટરી ટર્બાઈન માત્ર ૮.૮૧ ઔંસ વજનનું ને કદમાં દીવાસળીના ખોખા જેવડું છે. પણ કલાકે ૩૦ કિલોગ્રામ હવાને દ્રવરૂપમાં ફેરવે છે. આ શોધ માટે મોસ્કોની એકેડેમીએ પ્રો. કાપિટ્ઝાને ૧૦૦૦ પૌંડનું ઈનામ આપ્યું છે.

લંડનના ખૂબ પ્રકાશિત દીવા અને ખૂબ ભારે રજકણોને કારણે ગ્રીનિચની શાહી વેધશાળાને ૨૬૪ વરસ પછી ત્યાંથી ખસેડવાનું નક્કી થયું છે. ત્યાંની સરકારે પણ એ દરખાસ્ત સ્વીકારી લીધી છે. જો કે તેની ફેરબદલી માટેનો નવો

પોતાનો જીવ લેવાનું કાવતરું કરનાર સિનાને દંડ આપવાના વિચારમાં સીઝર ઑગસ્ટસ સ્તબ્ધ બેઠો હતો ત્યાં રાણી લિવિયા આવી. ચિંતાનું કારણ જાણી તે બોલી, 'મહારાજ, રોગ ઉપર એક ઔષધની કારી ન ફાવે ત્યારે ઘણીવાર તેથી ઉલટા જ ગુણનું ઔષધ અજમાવાય છે, એવી રીતે શિક્ષાથી કાવતરાંનો અંત નથી આવતો તો ક્ષમાનો આશરો લઈ જુઓ તો?' અને ખરેખર, સીઝરે ક્ષમા કરવાથી સિના તેનો આજીવન મિત્ર બની રહ્યો.

અનેકાર્થી શબ્દ: ઉબાળો=બાફ; ઊભરો; કકરાણી, રોષ; હોહા, તોફાન; બળતણ, છાણાં; કહ્યાં.

કહેવતોના અર્થ: 'દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી'—એક ઉપયોગની વસ્તુ એ ઉપયોગ પાર ન પડતાં નકામી જવા દેવાને બદલે બીજા ઉપયોગમાં કામે લગાડવાની કુનેહ માટે આ કહેવત વપરાય છે. એને મળતી કહેવતો: 'માનીએ ત્યાં સુધી શાલિગ્રામ, નીકર ઉપરવટણો (વાટવાનો પથરો)', 'આજરની પીપુડી વાગી તો વાગી,–નીકર કરડી ખાધી,' 'હરનું હર ને ઘરનું ઘર' વગેરે.

ગણિત-ગમ્મત

ઈ. ૧૮૭૭માં લુકાસે શોધી કાઢેલી આ સંખ્યા મોટામાં મોટી અવિભાજ્ય સંખ્યા છે, એને કોઈ આંકડાથી ભાગી ન શકાય: ૧૭૦૧૪૧૧૮૩૪૬૦૪૬૯૨૩૧-૭૩૧૬૮૭૩૦૩૭૧૫૮૮૪૧૦૫૭૨૭.

નાનાં બચ્ચાંના દૂધની શીશી ધોવા માટે અરધી શીશી ઠંડા પાણીથી ભરી તેમાં એકેક ચપટી ચોખા નાખી ખૂબ હલાવજો. ચોખા ચોમેર ફરીને દૂધની ચિકાશ ચૂસી લેશે, શીશીને ચોખ્ખી ચણક બનાવી દેશે અને વળી સુવાસિત પણ બનાવશે.




ત્રિયાકિસસ નામના આ નામાંકિત ચિતારાને પોતાનું કરેલું એક ચિત્ર જોતાં હસવું છૂટ્યું, અને તેમાંથી હૃદય બંધ થતાં મરી ગયો!

કુંભણીવાળું પાણી ફેંકી ન દેતા. સોનાના ગિલ્ટવાળી મોટાંપેઇન્ટિંગોની ફ્રેમો તે વડે સારી સાફ થાય છે.

ગુમાવેલી તંદુરસ્તી મેળવવાનો માર્ગ બિલકુલ સીધો ને સાદો છે; પડેલાં જેટલી એને ગુમાવવા પાછળ ચીવટ રાખી એટલી જ પછી તેને પુનઃ પ્રાપ્ત કરવા પાછળ રાખો.

સુએઝની નહેરનું ઉદ્ઘાટન અમર બનાવવા માટે વર્ડી નામના સંગીતકારને ખાસ કમિશન પર નીમવામાં આવેલો, જેણે એ પર 'એઈડા' નામનો ઓપેરા રચી કાઢેલો છે.

રીક્રૂટ: મારે લશ્કરમાં દાખલ થવું છે

સાર્જન્ટ: પણ તમારા મોંમાં એકે દાંત ક્યાં છે?

રીક્રૂટ: તે મારે લશ્કરમાં રહીને બંદૂક ચલાવવાની છે, કે બધાંને બચકાં ભરવાનાં છે?



આફ્રિકાનું આ જિરાફ પ્રાણી કદી અવાજ જ કરી શકતું નથી એમ મનાય છે.



સ્પેનના માડ્રિડ પરગણાના સર્વેરા ગામના બધા માણસોના હાથપગે પાંચ કરતાં વધુ આંગળાં છે. એમને એ એટલું સ્વાભાવિક લાગે છે કે ઉલટા નવા આગંતુકનાં પાંચ પાંચ આંગળાં જોઈ એમને કુતૂહલ ઉપજે છે.

દુનિયામાં કદી કોઈ સાથે યુદ્ધમાં ન ઊતરી હોય એવી એક માત્ર જાતિ એસ્કિમો છે.

જગતનું ૬૦ ટકા રેશમ જાપાન ઉત્પન્ન કરે છે.

વાસી બટાટા કરતાં તાજા બટાટામાં વિટામીન સીનું પ્રમાણ વધુ હોય છે.

સફેદ પદાર્થો પર પડેલા કાટના ડાઘ ધોવા માટે ખાટું થઈ ગયેલું દૂધ અકસીર ગણાય છે.

કપડા પર મીણબત્તીનો ડાઘ પડ્યો હોય તો શાહીચૂસ કાગળ પર ડાઘવાળી બાજુ પાથરી બીજી બાજુએ ગરમ ઇસ્ત્રી ફેરવો એટલે મીણ પીગળશે ને શાહીચૂસ ને બધું શોષી લેશે.

ઉનાળાની રાતે ઘરનાં બારીબારણાં બંધ કરી છજા પર સૂતા હશો તો રાતે ઘરમાંની હવા એટલી ઠંડી થઈ ચૂકી હશે કે દિવસે ગરમ હવા ઘરમાં નહિ પ્રવેશી શકે ને ઠંડક અનુભવાશે.

# કુમાર



નવેમ્બર ઈ. ૧૯૩૯ · સળંગ અંક

મા. તંત્રી: રવિશંકર રાવળ · · સંપાદક: બચુભાઈ



આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનું માસિ



રાજપૂત યુગનું ભીંતચિત્ર મત્ત હસ્તી 'વિશાલ ભારત'ના સૌજન્યથી



**અ મૃ ત સ ર**

● અમૃતસરમાં લોકજીવનના અનેક પ્રકારો મને જોવા-જાણવાના મળ્યા. સીખ પ્રજાનું એ કેન્દ્ર એટલે ઊંચા પડછંદ બાંધાના શિખાબંધ જુવાનો, શ્વેત દાઢી ચમકાવતા છતાં સશક્ત અને ગહેરા વૃદ્ધ સીખ સરદારો જોઈ પ્રાચીન આર્યજાતિ પંચનદમાં આવી ત્યારે કેવી કદાવર હશે તેનો ખ્યાલ આવે છે. મને ત્યાંની ઈમારતોમાં કળાપૂર્ણ પણ એકધારી સામાન્યતા લાગી. એકાદ સારી જગ્યા જોઈ હશે એટલે તેના નમૂને વધુ મોટી કે નાની પણ એવી જ રચના બધે જણાય. મેં મારી અમૃતસરની મુલાકાતમાં માત્ર સુવર્ણમંદિર જોઈ લેવાનો લોભ રાખ્યો હતો, એટલે બીજે દિવસે સવારે પહેલાં ત્યાં જવા નીકળ્યો. આ મંદિરના મહત્ત્વને લીધે તેની આસપાસનો બધો ભાગ ગીચ વસતિથી ભરેલો છે. બે ગાડી ભાગ્યે જ સાથે ચાલી શકે એવી ગલીઓ પણ ગર્દીથી ભરચક જણાઈ. સાધારણ દિવસે પણ જ્યારે એકદમ નીકળી જઈ ન શકાય તો ઉત્સવના પ્રસંગે શી દશા થતી હશે? અજાણ્યો માણસ એ ગલીઓમાં અટવાઈ જ જાય. દરેક ગલીને કોઈ પ્રસિદ્ધ સીખ સરદારનું નામ આપેલું છે.

હું તો મારા યજમાન મણિભાઈનો હાથ પકડી સુવર્ણમંદિર આગળ પહોંચ્યો. ચિત્રોથી તેનો યથાસ્થિત વિસ્તાર કે દેખાવ મળતો નથી એની ખાત્રી થઈ. ચોરસ હોજ—સરોવરની વચ્ચે સુવર્ણમંદિર એક નાનકડા રમકડા જેવું લાગે છે. બહુ ઊંચું કે વિસ્તારવાળું પણ નથી. યાત્રા કે મેળાના પ્રસંગે માણસોએ ચાલુ ક્રમથી ચક્કર લેતાં નીકળી આવવું જ પડે. એ મંદિરનાં ચિત્રો એટલાં બધાં પ્રકટ થયાં છે કે તેનું સ્વરૂપ કોઇને પણ યાદ રહી જાય. તળાવના ફરતા ઓવારા ઉપર જતા પહેલાં પાળને કાંઠે દરેક જણે જોડા ઉતારી નાખવા જ પડે એમ કોઇનો અપવાદ થતો નથી. પણ તેની ગોઠવણ સરસ છે. અમૃતસરના કેટલાક મોચીઓ જોડા સાચવવાનો ધંધો કરે છે તેઓ બેકાબેઠા દરેક જણના જોડાના સમૂહ જુદા રાખે છે અને કોઇ ખોટા ઘરાક બની લઈ ન જાય તે માટે સાવધ રહે છે. દર્શનાર્થી પાછા વળે ત્યારે એકાદ પૈસો તેમને આપે છે. મંદિરમાં જવાના પૂલના દરવાજામાં પ્રવેશ કરતાં પહેલાં છત્રી કૅમેરા વગેરે રોકનાર ખાતું મંદિર તરફથી છે. ત્યાં આપણો સામાન એક ખાનામાં રાખી તેનો નંબરી સિક્કો આપે છે. એ દરવાન બહાર કૅમેરાનો ભલે તેટલો ઉપયોગ થાય, પણ અંદર સખત મનાઈ છે. અમે પણ અમારી એ મત્તાનો થોડીવાર ત્યાગ કર્યો. પૂલ પરથી મંદિર તરફ પવિત્ર ભાવે જનારની કલ્પના સહેજે થશે એવી ત્યાં રચના છે. ચોપાસના સ્વચ્છ પાણી વચ્ચે




અમૃતસરની લાક્ષણિક સાંકડી ગલીનું દૃશ્ય (સ્કેચ: ર.મ.રા.)

સૂર્યમાં ઝગારા મારતું એ સુવર્ણ-મંદિર સીખ પ્રજાની ઈશાર્પણની કલ્પનાનું પ્રતીક છે. સીખો મૂર્તિની પૂજા કરતા નથી પણ પવિત્ર વાણીના ગ્રંથોનાં દર્શન પૂજન કોઈપણ હિંદુ સંપ્રદાય જેટલા જ વિધિનિષેધો અને આડંબરથી કરે છે. ગ્રંથસાહેબ આખો દિવસ આ મંદિરમાં બિરાજે છે અને રાત્રે કાંઠે આવેલા બીજા મંદિરમાં શયનકાલે પાલખીમાં પધારે છે.



અમૃતસરના સુવર્ણમંદિરની અંદરનું દૃશ્ય (સ્કેચઃ ર. મ. રા.)

અમે ગયા ત્યારે ગ્રંથસાહેબ મંદિર વચ્ચે એક ગાલીચા ઉપર બિરાજ્યા હતા. ઉપર પણ એક કપડું ઢાંકેલું હતું અને ભાવિકોએ અર્પેલી સુવાસી મોગરાની માળાઓ એક વૃદ્ધ મુર્શિદ હળવે હળવે ગોઠવી રહ્યા હતા. સામે પૈસાનો ઢગલો થયા કરતો હતો. ઘડીએ ઘડીએ મંદિરના સેવકો થાળ ભરી તે ત્યાંથી ખસેડી લઈ જતા હતા. બીજી બાજુ સંપ્રદાયના કીર્તનકારો પ્રસંગાનુસાર રાગરાગણીમાં સ્તુતિઓ અને ભજનો ગાયાં જ કરતાં હતાં. આ સેવા વારાફરતી બીજી મંડળીઓ આવીને છેક શયન સુધી અખંડ ચાલુ રાખે છે. આ દર્શન, આ ઉપાસના ને સેવા સીખ પ્રજાને કેન્દ્રમાં રાખી શકી છે. ચુસ્તપણે મંદિર અને મંદિરના ઉપક્રમો પળાય છે. કંઈક રાજસી સીખ સરદારો યાત્રા બાધા દર્શન માટે અહીં દિવસોના દિવસો જપ કરતા પ્રદક્ષિણા કરતા રહે છે. સુંદર સશક્ત બાળકો, સ્ત્રીઓ ને પુરુષો કળાકાર કે કથાકારને અચ્છા નમૂના અહીં પૂરા પાડી શકે એમ છે.

કીર્તન સાંભળવા અને બધો વ્યવહાર જોવા અમે થોડીક મિનીટો ત્યાં બેઠા એટલામાં મેં એ દૃશ્યનો ઉતાવળો સ્કેચ કર્યો. એકબે સીખોએ તે જોયું, પણ કંઈ વાંધો લીધો નહિ. એટલે કૅમેરા જ અહીં ગુન્હાપાત્ર ગણાતો લાગ્યો. મંદિરમાં દરેક ઠેકાણે મરામત અને સાફસુફી ચાલુ રહેતા તેના ઈંચે ઈંચ પર સીખ પ્રજાનાં દાન અને ભક્તિ આલેખાએલાં છે.

મંદિરની આસપાસ ફરતાં બીજી ઘણી સંસ્થાઓ જોવા મળે છે. ખાસ કરીને સીખ-સમસ્ત માટેનું રસોડું. જમવાને વખતે હરકોઈને ત્યાં ભાણું મળે. સંપ્રદાયના અનુયાયી માટે એ કંઈ જેવીતેવી સગવડ અને ઉદારતા ન કહેવાય. હજારોને સારું અન્ન અને આશ્રય આપવાની તૈયારીવાળા સંપ્રદાયનું પીઠબળ જરૂર સંગીન હોવું જોઈએ. સીખ પ્રજાનું પંથ બહુ તાકાતવાળાં રાજ્યોનું બનેલું છે. સીખ કોમની રંકથી રાય સુધીની વ્યક્તિઓનો તે ઈન્સાફ કરી શકે છે. ખુદ મહારાજા રણજીતસિંહે પણ આ પંથ આગળ નમતું આપી સંપ્રદાયનું માન કર્યું હતું. મંદિરનાં ફંડો કરોડોના છે. છતાં મંદિરને જાતમહેનતની સેવા આપવાનું મહાપુણ્ય સમજાયું છે. મંદિરનું તળાવ ખાલી કરી નીચેનો કાદવ ઉઠાવી જવાનું ઠર્યું ત્યારે રાજાઓ અને રાણીઓએ પાવડા-તગારાં લઈ કામનો આરંભ કર્યો હતો અને આરામ કે સગવડની પરવા કર્યા વિના લાખો સીખો અમૃતસરમાં ઉલટી પડયા હતા. ખાસ સ્પેશ્યલો દોડી હતી. સીખ પ્રજામાં જે અભેદ એકતા અને સંગીનતા છે તેથી જ તે અણનમ રહી શકી છે. તેઓ દુનિયાના બધા મુલ્કોમાં ધંધા ખાતર જઈ વસ્યા છે. ચમારના કામથી રાજવહીવટ સુધીના દરેક ક્ષેત્રમાં તેઓ આજીવિકા મેળવી શકે છે. છતાં દરેક સીખ, સંપ્રદાયની આંખે, એકસરખો છે. સંપ્રદાય મારફત તેમની મોટી કૉલેજો, કારખાનાં ને ઉદ્યોગશાળાઓ સફળતાપૂર્વક ચાલી રહ્યાં છે.

મંદિર જોઈ હું બહાર નીકળ્યો એટલે મણિભાઈએ યાદ આપ્યું કે જલિયાંવાલા બાગ નજીકમાં જ છે. આ ઐતિહાસિક સ્થાનની યાત્રા કર્યા વિના કેમ રહેવાય? સાંકડા રસ્તાઓ પરથી અમે એક ગલીમાં પેઠા. પછી વિશાળ ચોગાન દેખાયું. તેમાં બગીચો હજુ જામતો હતો, એટલે ચારે તરફનો વિસ્તાર અને ઘેરાવા પરનાં મકાનો જોઈ તેમાં જે ગઝબનાક બનાવ બની ગયો તેનો ત્રાસ ઉપજ્યા વિના રહેતો નથી. આજે તો પ્રવેશમાર્ગ જરા મોકળો કરેલો છે; તો ય કલ્પના થઈ શકે કે એ બંધ કર્યા પછી નાસવાની કે બચવાની કોઈ બારી ન રહે. ભીંતો પર ગોળીઓ વાગેલી તે નિશાનો સાચવી રાખવામાં આવ્યાં છે. એ નહોતો કોઈ રાજદ્વારી મેળાવડો. નિર્દોષ ગામડીઆઓ અને શહેરીઓનો ઉત્સવમેળો એ હતો.

જલિયાંવાલા જોયા બાદ અમૃતસરમાં સૌથી જૂનામાં જૂના વસેલા ગુજરાતી ગૃહસ્થ શ્રી ગિરજાશંકરભાઈ પંડિતને ત્યાં ગયા. આ બાપ્પાપિતામહ જેવા દેખાતા કાઠીઆવાડના ગઢડા ગામના વતની છે. તેમની પાસે ગુજરાતના આવ્યા-ગયા સૌ વેપારીઓ અને પ્રવાસીઓની સુંદર સ્મૃતિ છે. મેં તેમને વિનતિ કરી કે એ સ્મૃતિઓ ગુજરાતને વેળાસર આપે. તેમણે અને પછી ત્યાં જઈ વસેલા ગુજરાતી બંધુઓએ સમાજ સ્થાપી એક ગુજરાતી શાળા સ્થાપી છે ને સૌને એકત્ર રાખવા પ્રયાસો કર્યાં છે, તેમાંથી આજે માત્ર શાળા જેવીતેવી સ્થિતિમાં ટકી રહી છે. સંસ્કારની જાગૃતિ અને સંગઠનમાં ગુજરાતી જનતા બીજા પ્રાંતો કરતાં શિથિલ જ છે એમ લાગ્યા વિના રહેતું નથી. પરસ્પરના નાનામોટા રોપો અને અસમાનતા કે રિવાજોની ચેષ્ટા ભૂલી જઈ જ્ઞાન, વિનોદ, સેવા અને શિક્ષણનાં કાર્યોમાં ઉદાર મને ફાળો આપવો, સહકાર આપવો અને જરૂર પડે તો પોતાના વખતનો ભોગ આપવો એ પ્રત્યેક પરપ્રાંતવાસી ગુજરાતીનું સૂત્ર બનવું જોઈએ.

આ વચનો લખતાં જ મારે અમૃતસરની હિંદુ જનતાની પામર મનોદશાની નોંધ લખવાની ફરજ પડે છે.

પહેલાં હિંદુ જનતાને સીખ પ્રજા સાથે સુમેળ હતો. સુવર્ણમંદિરની નજીકમાં એક શિવાલય હતું અને ત્યાં પૂજા-અર્ચન કરવાની, આવજા કરવાની પણ છૂટ હતી. ગમે તે નિમિત્તે તેમાંથી વિરોધ જાગ્યો અને હિંદુ પ્રજાએ વટમાં આવી અમૃતસરની બહાર મોટી જગ્યા લઈ લાખોના ખર્ચે એક શિવાલય બંધાવ્યું. તેમનો ઇરાદો સુવર્ણમંદિરની સ્પર્ધા કરવાનો હતો, ધાર્મિક સરસાઈ બતાવી દેવાનો હતો; એટલે અંધ તેજોદ્વેષે તેમને કલા અને કલ્પના તેમજ સત્યસંકલ્પથી વંચિત રાખ્યા અને સુવર્ણમંદિરના નમૂનાની માત્ર નમાલી ચોખ્ખી નકલ કરી મંદિર બાંધ્યું છે. લાખ મંદિરના ઘાટમાં શિવમંદિર કરનારાઓએ હિંદમાં બ્રાહ્મણ ધર્મે જે સંસ્કારજાગૃતિ અને ઉચ્ચ જ્ઞાનભંડોળ આપ્યું છે તેનો સમૂળગો અસહકાર એ મંદિરમાં દેખાડ્યો છે. શિવની વિરાટ કલ્પના આપતા ગુજરાત કે ખજુરાહોના અથવા ભુવનેશ્વરીનાં મંદિરોનું, શંકરાચાર્યનાં સ્તવનોનો રણકાર કરતા ઘુમ્મટો અને ઉચ્ચ ભવ્ય શિખરોવાળું હિંદી સ્થાપત્ય વીસરીને તેમણે મુસ્લીમોના પતનકાળમાં જન્મેલું લટકાળું લાડીલી બારકર્યું એ મંદિરમાં ઉતાર્યું. પણ સીખોની ભાવના, તપસ્યા, સંપ્રદાય તરફનો ઝુમખો ને સેવા તેમાં ક્યાંથી આવે? ગાંધીશ્રી નિશિ દાનનું ગૌરવ માણવા નાણાં આપ્યા, ને તેથી એ ખું બન્યું; પણ પ્રાણ ક્યાં છે?

(ચાલુ) 

ર. મ. રા.

# અબ્રાહમ

'જગતનો સર્વોત્તમ પુત્ર' નેપોલિયન જ્યારે સત્તાના સર્વોચ્ચ શિખરે હતો ત્યારે, અમેરિકાના પહેલા પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટનના અવસાનના દસ વર્ષ બાદ, ઈ. ૧૮૦૯ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે કેન્ટુકી પરગણાના નોલિન ક્રીક નજીક એક સુતારને ઘેર અબ્રાહમ લિંકનનો જન્મ થએલો. ડાર્વિન, ગ્લૅડસ્ટન અને ટેનિસને પણ એ જ વર્ષમાં જગતનાં અજવાળાં જોયાં. ઉજ્જડ જમીન પર ઊભેલી એક બદસૂરત ઝૂંપડી તે લિંકનનું જન્મસ્થાન. અને એનાં માવિત્રો પણ ઝૂંપડીના ગવૈયા બર્ન્સ, વૈરાગી લ્યૂથર કે ખુદાના મજનૂં મહંમદનાં માબાપ જેવાં જ નિષ્કંચન હતાં.

પ્રગતિને પ્રતિરોધક જ બધા સંજોગો લિંકનને કાજે આવ્યા. દારૂડિયા ને ધાંધલિયાઓ વચ્ચે રહીને જિંદગી બસર કરનારો કોઈ કિશોર પોતાની પ્રતિભાની પૂર્ણ કળા સાધે એ વાત સહેજે માની શકાય એવી છે? છતાં એ નરસિંહની કાર્યમૂર્તિ, સૂર્યનો ભરપ્રકાશ અનુભવતા કોઈ શિરોન્નત શિખર જેમ હજુ અમેરિકાના મનોરાજ્યની અધિષ્ઠાત્રી રહી છે.

લિંકનનો બાપ નિરાંતિયો જીવ નહોતો. પૂરા ન વસાએલા પ્રદેશોમાં અહીંથી તહીં ને પોતાનો મુકામ બદલાવતો જ રહેતો. અબ્રાહમ સાત વર્ષનો થવા આવ્યો હશે, ત્યાં ઇ. ૧૮૧૬માં એણે પોતાનો મુકામ વળી સાઉથ ઈંડીઆનામાં ફેરવ્યો. વાંસનું એક ઝૂંપડું ઊભું કરવામાં આવ્યું. તેની એક બાજુ બિલકુલ ખુલ્લી. સતત ચાલુ રહેતું એક તાપણું ગરમી આપતું ને રાની પશુઓને દૂર રાખતું. હાથે લાકડાં કોડીકોડીને બાર મહિને છેવટે કૅબિન તૈયાર કરી. તેમાં યે પાથરણાં તો પાંદડાંનાં જ.

અમેરિકામાં ત્યારે શહેરોનો આટલો બધો ધચૂમલો નહોતો જામ્યો. એકબીજાથી ખૂબ અંતરે એ પથરા-



જગતના મહામાનવો પૈકીના એક અબ્રાહમ લિંકનનું જન્મસ્થાન

# લિંકન

એકલાં. વેરાનના વસાહતીઓને તો એમની જોડે શાનો સંપર્ક રહે જ શાનો! એટલે દરેક ખેતરનો માલિક પોતાના ખપ પૂરતું પોતે જાતે જ ઉપજાવી લેતો. ભાગ્યે કોઈ શહેરની મુલાકાત લેતું. નોકરચાકર પણ કોઈને નહોતા. એક કુટુંબથી ન પતે એવા કામમાં આડોશી-પાડોશી આવી મદદ કરતાં.

એ જ પ્રચલિત રસમોરિવાજ મુજબ અબ્રાહમનો બાપ ટૉમસ ખેતર ખેડી મકાઈ ને બટાટા ઉગાડતો. એની મા નૅન્સી ઊન કાતરતી. કાંતતી ને કપડાં વણતી. આમ છતાં એનામાં સ્ત્રીસહજ ભીરુતા ન હતી. જેટલી કુશળતાથી એ ઘરખટલો ચલાવી શકતી એટલી જ કુશળતાથી એ બંદૂક પણ ચલાવી શકતી ને શિકાર પણ ખેલી શકતી. નાનો 'એબ' તેને ખૂબ ચાહતો. પણ તેની વત્સલ છાયા લાંબો કાળ ન રહી. ઘણાને ભરખતા પણ ગૂઢ એક દર્દ 'milk-sick'થી તે ૧૮૧૮ના ઑક્ટોબરની પાંચમીએ અવસાન પામી. જંગલમાં જ કશી અંતિમ વિધિ વિના બાપદીકરાએ મળી તેનું દફન કર્યું.

બાપને હવે અબ્રાહમ અને તેની બહેન સારા એમ બે સંતાનો ઉપરાંત, ઉપરોક્ત ગૂઢ દર્દથી જ મરી ગયેલાં માવિત્રોના અનાથ સંતાન ડેનિસ હૅન્ક્સને સંભાળવાનું માથે આવ્યું. બાર વરસની સારા ઘરનો બધો ભાર ઉપાડવા લાગી. પણ પછી કેન્ટુકીના એલિઝાબેથ ટાઉનની એક વિધવા મિસિસ સૅલી જૉન્સ્ટન સાથે પુનર્લગ્ન કરી બાપે એ ભાર હળવો કર્યો. નવી મા ખૂબ હેતાળ નીવડી. પોતાના આગલા ઘરનાં ત્રણ છોકરાં તે સાથે લાવી હતી, પરંતુ તેમની ને નૅન્સીનાં સંતાનોની વચ્ચે તે જરા યે ભેદ ન રાખતી. એનાં સ્મરણ આંકતાં અબ્રાહમે એને 'ઉમદા ઓરત' ગણાવેલી છે.

નિશાળો એ વખતે ત્યાં વેરવિખેર હતી. એટલે ઉમરલાયક થતાં સુધી યે અબ્રાહમનું જ્ઞાન આગળ વધ્યું ન હતું. નવી માતા હેતે તેને લેખન-વાચન તરફ પ્રેર્યો. ઘરમાં કાગળ-કલમ કે સ્લેટ-પેન તો હતાં જ નહિ; ઝાડની છાલ પર કોલસાથી તે લખતાં શીખ્યો. પછી એક પુરાણું ગણિત હાથ લાગતાં એક જૂના પાવડા પરનો કચરો સાફ કરી તેના પાના પર એ દાખલા



'ભલે ગમે તે થાય; મને યશ મળે, ચાહે અપયશ; પણ હું જ્યાં જ્યાં કાંટો ભાળું ત્યાં ત્યાં તે ઉખેડી ફૂલ ઊગે ત્યાં તે વાવવા પ્રેરાઉં એવી મારી વૃત્તિ કાયમ રહો.'



અંતરનો સ્વાભાવિક ઝોક બતાવતી આ ઉક્તિ એક એવા પુરુષની જબાનની છે, જે દેશકાલને ઓળંગી જઈ આજે વિશ્વમૂર્તિ બની ચૂકેલ છે. હિંદના ફકીર મહાત્મા ગાંધીજીને બાદ કરતાં આધુનિક કોઈ અન્ય મનુષ્ય જેના જેવો પુણ્યશ્લોકી નથી નીવડ્યો એવો એ નરોત્તમ તે અમેરિકાનો ભૂતકાલીન પ્રમુખ અબ્રાહમ લિંકન. પ્રજાતંત્રના આત્માનો એના જેવો પુરસ્કર્તા પણ બીજો જવલ્લે જ મળે. શાસિતોની અનુમતિ (Consent of the Governed) એ એની શાસનનીતિનું મુખ્ય સૂત્ર હતું. ઉમદામાં ઉમદા ચારિત્ર્ય, વિશુદ્ધમાં વિશુદ્ધ ચિંતન અને નમ્રમાં નમ્ર સ્વભાવ ધરાવતા એ મહાનુભાવને માનવજાતિના સર્વથા યોગ્ય એલચીનું પદ નિઃવિવાદ આપી શકાય.

# સર્વોચ્ચ માનવતા ધરાવતો



તરુણ લિંકનનો અભ્યાસ

ગણવા માંડ્યો. એમ કરતાંકરતાં થોડા કાગળ હાથ લાગ્યા એટલે પીછાંની કલમ અને જાંબુ જેવાં ફળો-માંથી શાહી બનાવી એણે પહેલો જ નિબંધ લખ્યો, અને તે પ્રાણીઓ પ્રત્યે ચલાવાતી ઘાતકી વર્તણૂકના વિરોધનો.

અને એના અભ્યાસનો સમય ક્યો? આખો જ દિવસ ખેતરમાં બાપ પાસે ને ઘેર મા પાસે ઘસડઓળો કરવાનો. બપોરે ખાધા પછી આરામ માટે થોડો સમય મળે. એ આરામનો સમય તે જ એનો અભ્યાસસમય. આમ, જ્ઞાનની તૃષા જાગે એવો એકે સંજોગ ન હોવા છતાં એને એટલી તો પિપાસા જાગેલી કે એના ઘરની આજુબાજુના ૫૦ માઈલમાં એવું એકે પુસ્તક નહોતું રહ્યું જે એણે વાંચ્યું ન હોય. એનું પોતાનું જ ગણી શકાય એવું તો એક જ પુસ્તક તેની પાસે હતું. ને તે આ રીતે મેળવેલું: એના સાંભળવામાં આવ્યું કે તેના ઘરથી માઈલો દૂર રહેતા કોઈ મિ. ક્રૉફર્ડ પાસે જ્યૉર્જ વૉશિંગ્ટનનું ચરિત્ર હતું. એ તરત ચાલતો ચાલતો ત્યાં પહોંચ્યો. એની ધગશ જોઈ મિ. ક્રૉફર્ડે ખુશીથી પુસ્તક આપ્યું, પણ તેની ખૂબ દરકાર રાખવા કહ્યું. પુસ્તક વાંચતો વાંચતો જ એ ત્યાંથી ઘર ભણી વળ્યો. અંધારું થતાં ઉતાવળે ઘેર પહોંચી તાપણા પાસે બેસી એ વાંચતો રહ્યો. ઠેઠ મધરાત થતાં તે ઊઠ્યો ને છાપરાનાં બે ભારોટિયાં વચ્ચે ચોપડી ભરાવી ઊંઘવા પડ્યો—ઊઠતાં વેંત તરત વાંચી શકાય એ માટે!

પણ થોડી જ વારે વરસાદ આવ્યો. અબ્રાહમે જાગી ઊઠતાં પહેલી જ સંભાળ ચોપડીની લીધી. પણ એ તો તદ્દન ભીંજાઈ ગએલી. પાનાં બધાં ચોંટી ગએલાં ને પૂંઠું ઊખડી પડેલું. તરત ને તરત તાપણું સળગાવી એણે તેની મરામત કરવા માંડી, પણ ફોગટ.

એ જ વખતે એ પેલા ગૃહસ્થને ઘેર ઊપડ્યો ને ત્યાં પહોંચી હકીકત તેને કહી. પોતાની ગફલત બદલ દિલગીરી દર્શાવતો એ બોલ્યો, 'મારી પાસે પૈસા તો નથી, પણ એના વળતર રૂપે તમે જેવું ને જેટલું કામ કહેશો એ કરી આપીશ.'

પેલા ગૃહસ્થે ત્રણ દિવસનું કામ માગ્યું. અબ્રાહમ બોલ્યો, 'ત્રણને બદલે તમે કહેશો તો એથી યે વધુ દિવસ કામ કરીશ, જો એ બગડેલી ચોપડી મારી પાસે રહેવા દેશો તો.'

'ના. ત્રણ દિવસ બસ છે,' પેલા ગૃહસ્થે કહ્યું, 'ચોપડી ભલે તું તારી કને રહેવા દેજે.'

ને આમ ત્રણ દિવસના પરિશ્રમે એ પુસ્તક લિંકનના કબજામાં આવ્યું.

હવે ધીમેધીમે સંસ્કૃતિનો પગ અમેરિકાનાં વેરાનો તરફ પણ લંબાતો ગયો. એક શિક્ષકે લિંકનના નિવાસથી દોઢેક માઈલ ઉપર 'લિટલ પીજિયન ક્રીક' મુકામે શાળા ખોલી. લિંકન પોતાનાં ભાંડુઓ સાથે ત્યાં ભણવા જવા લાગ્યો. એની વાચનની ભૂખ જેવી ને તેવી ઉગ્ર હતી. પછી બૂનવિલેની કોર્ટમાં એક કેદીના બચાવ માટેનું 'વિખ્યાત મિ. બ્રેકિનરિજ'નું ભાષણ સાંભળી તેને વક્તા થવાનું મન થયું; અને ડેમોસ્થેનિસ દરિયાનાં મોજાંને સંબોધીને જેમ વક્તૃત્વ કેળવતો તેમ એણે જંગલનાં ઝાડોને સંબોધીને એ કેળવવા માંડ્યું.

•

ઊંડી ભૂરી આંખો, ઘાટા વાળ ને વિશાળ બાવડાંવાળો અબ્રાહમ લિંકન સત્તરેકની વયે પહોંચતાં તો ૭ ફૂટ ને ચાર ઇંચ ઊંચો પૂરો જુવાન બની ગયો. કુસ્તીમાં ને દોડમાં, વજન ઊંચકવામાં ને જબરાં ઝાડ પાડવામાં જ

# જગતનો મહાનુભાવ નરોત્તમ · પુણ્યશ્લોક અબ્રાહમ લિંકન

> પોતાનું આત્મવૃત્તાંત લખવાનું કહેવામાં આવતાં જેણે ચાર જ લીટીમાં તે પતાવી દીધેલું એટલા બધા વિનમ્ર અને પુણ્યશ્લોકી પુરુષની કારકિર્દીને વધુ તારીફથી શા માટે ગુંગળાવવી ? એ તો અનન્ય હતો ને અનન્ય જ રહેશે.

નહિ, પણ વિદ્વત્તા અને વિવાદમાં પણ તે એક્કો ગણાતો. પણ એથી યે વધુ સચોટ છાપ તો તેના પ્રમાણિકપણાની હતી. 'ઑનેસ્ટ એબ' તરીકે જ તે આસપાસમાં ઓળખાતો.

એકદા એક તરાપો બનાવી એણે નદીના પ્રવાહમાં ઝંપલાવ્યું. એનાં નૌકૌશલ્ય ને હિંમત જોઈ ત્યાંના એક વેપારી મિ. જેન્ટ્રીએ તેને પોતાના પુત્ર ઍલન જેન્ટ્રી સાથે ન્યૂ ઑર્લિયન્સની ૧૮૦૦ માઈલની સફરે ખરીદી માટે મોકલ્યો. અવનવાં સાહસો અનુભવતા એક કિનારે હોડી નાંગરી એ સૂતા હતા ત્યાં સાતેક ગુલામોએ એમના પર હલ્લો કર્યો. પરંતુ અબ્રાહમે એવો તો દાવ બનાવ્યો કે બધા જ નાસી ગયા. એમને ભાગ્યે જ ખબર હશે કે એ જ મજબૂત હાથે ભવિષ્યમાં એમની ગુલામીની શૃંખલા તૂટવાની છે.

ન્યૂ ઑર્લિયન્સમાં લિંકને પહેલવહેલી જ ગુલામોની બજાર જોઈ. રસ્તામાં યે અનેક વાવેતરો પર એમનો વેઠ્યાનો કાળજાતૂટ શ્રમ એણે ભાળેલો. પરંતુ અહીં તો ગુલામો પ્રત્યે એમને ખરીદનારા તરફથી એવી હેવાનિયત એણે આચરાતી જોઈ કે એ જ વખતે તેના દિલમાં એક આખા ખંડના ઇતિહાસને પલટો આપનાર ભાવનાનાં બી રોપાયાં. 'મને તક મળશે તો આ આખી પ્રથા હું નાબૂદ કરીશ' તે બોલી ઊઠ્યો.

ત્રણ મહિને એ પાછો ફર્યો ત્યારે એના બાપે ફરી મુકામ ઈલીનૉઈ ફેરવવાનું નક્કી કરી નાખેલું. તદનુસાર, ૧૮૩૦ની વસંતઋતુમાં બધું વેચીસાટી આખું કુટુંબ એ ઘાસનાં મેદાનોનો પ્રદેશ કાપતું આગળ વધ્યું. બે અઠવાડિયાં પછી મૅકન પરગણાના ડીકેટર મુકામે નવો વાસ ઊભો થયો. ત્યાંથી. એની પહેલી સફરથી ખુશ થએલા ઑફુટ નામના વેપારીએ તેને પાછો ખગાનન માટે મોકલ્યો. આ વખતની સફરમાં એણે ગુલામગીરીનો વધુ બારીક અભ્યાસ કર્યો. એ અરસામાં 'કાળા બાજ' (Black Hawk) તરીકે ઓળખાતા એક ઈંડીઅન સરદારે બંડ ઉઠાવતાં તેના સામના માટે લિંકને સ્વયંસેવક તરીકે પોતાની સેવા આપી. જોકે તેના લડાઈના મેદાન પર પહોંચવા પહેલાં તો એ બંડ શમી ગયું.

હવે નવરા પડેલા લિંકને બેરી નામના કોઈ ભાગીદાર સાથે ન્યૂ સાલેમમાં એક સ્ટોર ખોલ્યો. પરંતુ એ ભાગીદારી તેને મોંઘી પડી. ભાગીદાર ખૂબ દારૂડિયો હતો ને દારૂમાં જ તે ખતમ થયો, પરંતુ પાછળ દેવું એટલું મૂકતો ગયો કે તે ચૂકવતાં લિંકનને સત્તર વરસ લાગેલાં!

આમ, પરેશાન બની એણે છેવટે પોસ્ટ માસ્તરની નોકરી સ્વીકારી. પણ પગાર બહુ ટૂંકો, એટલે મોજણી-કામ શીખ્યો ને એમાંથી થોડીઘણી આવક મેળવવા લાગ્યો. ધીમે ધીમે બધું થાળે પડતું જતું હતું ત્યાં તો પોસ્ટ ઑફિસ જ બંધ થઈ! એક તો દેવાનો પત્થર ગળે લટકતો હતો, ત્યાં આ નવી આપદા ઊભી થઈ. પણ એના પર અફસોસ કરવાને બદલે પ્રફુલ્લ ચિત્તે લિંકને એ નવી પરિસ્થિતિ આવકારી લીધી. એની સલુકાઈને લઈને ગામલોકોના પણ તે ખૂબ માનીતો થઈ પડ્યો હતો. ગામના થોડાઘણા કાગળો આવે તે હૅટમાં લઈને એ નીકળે ને જે જે મળે તેને તેમના કાગળો આપી દે. એ પરથી લોકો રમૂજમાં કહેતા કે 'ન્યૂ સાલેમની પોસ્ટ ઑફિસ તો અબ્રાહમ લિંકનની હૅટમાં જ છે.' પોસ્ટ ઑફિસ બંધ પડતાં એણે બધા હિસાબકિતાબ તૈયાર કરી રાખ્યા, પણ કોઈ ચોખવટ કરવા જ ન આવ્યું.

હવે એનું મન કાયદા તરફ વળ્યું. એ વખતે વકીલાતમાં પ્રવેશ બહુ સહેલો હતો. એટલે પ્રૅક્ટિસનું લાઈસન્સ એને તુરત મળ્યું. પચીસ વર્ષની વયે ઈલીનૉઈ પરગણાના ધારામંડળમાં એ ચૂંટાયો ને પોતાનો બધો અસબાબ ઘોડા પર નાખી તે એના મુખ્ય શહેર સ્પ્રિંગફીલ્ડ પહોંચ્યો. ત્યાંના શહેરીઓને વિનમ્ર ભાવે એણે પોતાની ઓળખાણ આપીઃ 'વહાલા શહેરીઓ, હું કોણ છું તે તમે જાણતા હશો. હું સીધો સાદો અબ્રાહમ લિંકન છું. મારું રાજકારણ પણ કોઈ પુરંધ્રીના નૃત્ય સમું અલ્પ ને સુમધુર છે.' શહેરીઓને એ વખતે કલ્પના પણ ક્યાંથી હોય કે આ સીધો સાદો

તરણુ એમના શહેરને જગતખ્યાત કરશે.

પણ લિંકન સ્પ્રિંગફિલ્ડમાં વકીલાત કરવા ને પાર્લામેન્ટમાં બેસવા જ્યારે આવ્યો ત્યારે સુવા માટે પથારી ખરીદવાના યે પૈસા તેની પાસે નહોતા. જોશુઆ સ્પીડ નામના એક માયાળુ દુકાનદારે તેને પોતાની અરધી પથારી સુવા માટે કાઢી આપી ને તેનું ગાડું ચાલ્યું. પરંતુ ત્યાં પાછો સરકારી એજન્ટ મૂકી પોસ્ટ ઑફિસનું લ્હેણું પતાવવા આવી લાગ્યો. મિત્રો વિમાસણમાં પડ્યા કે આ સ્થિતિમાં લિંકન શું કરશે. પૈસા ધીરવા પણ તેઓ ઉત્સુક હતા, પણ લિંકને તો શાંતિથી એક ઓઆખું ઉઘાડી તેમાંથી એક જૂનું મોજું કાઢી ખંખેર્યું ને હિસાબનું કાગળિયું સોંપી પૈસા તપાસી લેવાનું કહ્યું. એ પોસ્ટ માસ્તર હતો એ વારના જ પૈસા એમના તેમ પડેલા હતા. એણે ખુલાસો કર્યો. 'જે પૈસા મારા નથી હોતા તેને હું અડતો જ નથી.'

ઈ. ૧૮૪૨માં કેન્ટુકીની મેરી ટૉડ સાથે એ પરણ્યા. એનાથી યે વધુ મહત્ત્વાકાંક્ષી એની મહિયરદાર આ લગ્ન પર ખૂબ મગરૂબ રહેતી. પણ લિંકને તો ઘરની શાંતિને વફાદાર રહેવા કરતાં પોતાના ધ્યેયને વફાદાર રહેવાનું જ મુનાસિબ માન્યું હતું.

વકીલાતમાં પણ કાયદાનું દૃષ્ટિબિંદુ એ બાગે જ વિચારતો. ન્યાય કે અન્યાય એ જ તેનો મુખ્ય સવાલ રહેતો. સાક્ષીઓને અટપટા પ્રશ્નો પૂછી ગભરાવવાની તે મુદ્દલ કોશિષ ન કરતો. કારણ બીજાઓની ભૂલનો લાભ લેવાનું તેના સ્વભાવથી કોશો દૂર હતું. અસીલ નીતિની દૃષ્ટિએ જૂઠો જણાય તો કાયદાની દૃષ્ટિએ સાચો હોવા છતાં એ તેનો કેસ હાથ ન ધરતો. જ્યારે ન્યાયની બાજુએ વગર મહેનતાણે પણ તે ઊભો રહેતો.

એક વખત એના ઓળખીતા એક કુટુંબનો છોકરો એક ખૂનના કેસમાં સંડોવાયો. કુટુંબ ગરીબ હોઈ વકીલ રોકી શકે એમ ન હતું ને કેસ પણ હાથથી ગયો લાગતો હતો, કારણ ખૂન નજરોનજર થતું જોનાર સાક્ષી મોજૂદ હતો. લિંકનને આ વાતની ખબર પડતાં જ એણે બચાવ માટે ઊભા રહેવાનું વચન આપી પેલા કુટુંબને દિલાસો દીધો. આખો કેસ એણે ચાલવા દીધો. બધો યે વખત તે શાંત જ રહ્યો. સાક્ષીએ વારંવાર એ બાબત ભારપૂર્વક જણાવેલી કે અમુક તિથિએ નવ ને દસ વાગ્યાના વચગાળામાં ચાંદનીના પૂર્ણ પ્રકાશમાં એ ખૂન થતું એણે જોએલું.

બધી દલીલો પતી જતાં બચાવ માટેના છેલ્લા શબ્દો કહી લેવાનું લિંકનને કહેવામાં આવ્યું. એવી જ શાંતિ ને એવા જ સ્થૈર્ય સાથે કશું પણ બોલ્યા ચાલ્યા વિના એણે તો બધાની અજાયબી વચ્ચે ખીસામાંથી પંચાંગ કાઢી આગળ ધર્યું ને બધાના લક્ષ પર વાત આણી કે સાક્ષીએ કહેલી તિથિએ ચન્દ્ર અગિયાર વાગ્યા પહેલાં ઊગે જ નહિ! આરોપીને છોડાવવા આ એક જ નક્કર પુરાવો બસ થઈ પડ્યો.

ન્યાય માટે લિંકનની વૃત્તિ એટલી તો ખબરદાર રહેતી કે એક કેસમાં પોતાનો અસીલ ગુનેગાર જણાતાં ચાલતા કેસે તે કોર્ટ છોડી ચાલ્યો ગએલો ને ન્યાયાધીશે હાજર થવાનું ફરમાન મોકલતાં પ્રત્યુત્તર મોકલેલો, કે 'ન્યાયાધીશને કહો કે મારા હાથ ખરડાયા છે તે ધોવા હું રોકાયો છું.' એની પાસે આવતા ઘણાખરા કેસ તો પરસ્પર સમજાવટથી જ ને પતાવી દેતો ને કોર્ટે ચડતા કેસોની ફી પણ ઓછી લેવાથી વકીલો હમેશાં બૂમો પાડતા રહેતા કે તેમનો ધંધો એ ભાંગી નાખશે. પણ લિંકનને એવા ખૂનશાણની કશી પડી નહોતી. કાયદાના અભ્યાસી એક તરુણને પણ એણે સલાહ આપેલી કે 'કાયદો ભણીને તારાથી ઇમાનદાર વકીલ નહિ થઈ શકાય એમ લાગતું હોય તો બહેતર છે કે કાયદો જતો કરીને તું ઇમાન જાળવી રાખ.'

'For God's sake let us sit upon the ground
And tell sad stories of the death of kings.'

એ શેક્સપીઅરની પંક્તિઓ લિંકનને ખૂબ પ્રિય હતી. એકાંતમાં અવારનવાર એ પંક્તિઓ તે ગુંજી ઊઠતો: કેમ જાણે માનવ-ઇતિહાસની કરુણમાં કરુણ ગાથાના એ કરુણતમ અધિનાયકના પશ્ચાદ્જીવનનું ને પ્રતિબિંબ ન હોય!

(ચાલુ) અશોક હર્ષ

---

તેનું જીવન સફળ છે જે શક્ય એટલી સુંદરતાથી જીવતો હોય, પ્રેમથી તેનું હૃદય ને સ્મિતથી તેનું મુખ સદા જ્વલંત હોય ને જેણે બાળકોનો પ્રેમ, યુવાનોનો આદર, વડિલોનું વાત્સલ્ય ને બુદ્ધિમાનોનો આવકાર મેળવ્યો હોય

# वाचाळ मौनवादी

लेखक

दत्तात्रेय बालकृष्ण कालेलकर

કાશ્મીરની યાત્રા પૂરી કરીને હું ગંગાતટે હૃષિકેશ પાસેના સ્વર્ગાશ્રમમાં કેટલાક દિવસ રહ્યો. અકસરનો પ્રવાસ કરવાને લીધે પ્રકૃતિ સારી પેઠે ક્ષીણ થઈ ગઈ હતી. સ્વર્ગાશ્રમના અન્નછત્રમાંથી દાળરોટી મળવાની સગવડ હતી. અમે કેટલાક યુવાન સાધકો સ્વર્ગાશ્રમના બદરીવનમાં પોતપોતાની ઝૂંપડી પસંદ કરીને રહ્યા. ગંગાના સામા કાંઠા ઉપર લાતા બેઝનાથે, સ્વામી રામતીર્થના નામથી સ્થાપન કરેલો રામાશ્રમ હતો. ત્યાંના પુસ્તકાલયમાંથી કેટલાક સાધકો પુસ્તકો વાંચવા માટે લાવતા. મારી પાસે મારી પોતાની કેટલીક ચોપડીઓ હતી. રાત્રે અઢી અથવા ત્રણ વાગ્યે ઊઠીને હું ધ્યાનમાં બેસતો તે નિર્જન વનમાં કોઈકોઈ વાર મુક્ત કંઠે ભજન પણ ગાતો. સૂર્ય ઊગવા પહેલાં જ હું ગંગાના પ્રવાહમાં સ્નાન કરીને જપ કરવા બેસી જતો. બપોરનું ભોજન થઈ જાય એટલે પછી થોડુંક લેખનવાંચન કરતો. મારું લેખન કેવળ આત્મનેપદી હતું. મારે કોઈ પુસ્તક લખવું ન હતું, કે કોઈ છાપા કે માસિકને લેખ લખીને મોકલવો ન હતો. કોઈ મિત્રને પત્ર લખવાની પણ ઇચ્છા ન હતી. મારું લેખન એટલે ચિંતનનો જ એક પ્રકાર. લખવાની લહેર આવે ત્યારે થોડું લખવું અને પછી ફાડી નાખવું. સાંજે ચારપાંચ વાગ્યાને સુમારે અમે અમારી ઝૂંપડીમાંથી બહાર નીકળીને આસપાસ ફરવા જતા.

ગમે તેવા થયા તોપણ અમે આખરે મનુષ્ય ખરા જ. સામાજિક જીવનનો થોડોઘણો ભાગ અમને જરૂરી લાગતો. અમારી ઝૂંપડીઓમાં કોઈ બંગાળી, કોઈ મદ્રાસી, કોઈ મહારાષ્ટ્રી અથવા ગુજરાતી, તો એકાદો સિંધી,—એમ અનેક પ્રાંતના સાધુઓ હતા. દેખીતી રીતે સંયુક્ત પ્રાંત અને પંજાબ એ બે પ્રાંતના સાધુઓની સંખ્યા એમાં વધારે હતી. તે બધા શાસ્ત્રી હિંદી બોલતા. તેમની ટોળી જ જુદી. અમે અન્યભાષી લોકો હિંદીમાં બોલવા જઈએ એટલે અમારું ફજેતું જ થાય. આથી, સ્વાભાવિક રીતે અમારામાંના જેમને અંગ્રેજી આવડતું તેમની ટોળી જુદી થઈ. તેમાંનો એક બંગાળી યુવાન સાધક મોટો સેવાપરાયણ અને મિઠાઈપરાયણ હતો. હૃષિકેશના બજારમાં કોઈનું કાંઈ પણ કામ હોય તો ભાઈસાહેબ ત્યાં જઈને કાળજીથી કરી આવે અને દલાલી તરીકે સીધી રીતે તમારા પૈસામાંથી મિઠાઈ ખાઈ આવે. તેની અંગ્રેજી ભાષા બિલકુલ ચીની પદ્ધતિની. તેને અવ્યયો કે પ્રત્યયોની કાંઈ આવશ્યકતા જ નહોતી. નામ, સર્વનામ અને ક્રિયાપદ પાસે મૂક્યાં એટલે કામ ચાલ્યું. અમે અંગ્રેજી બોલનારા ઘણે ભાગે ધાર્મિક ગ્રન્થોની ચર્ચા કરતા. એ વિષય ન હોય ત્યારે દરેકને પોતપોતાની પ્રવાસવર્ણનની પોથી નકટકે ઉઘાડવી જ પડતી.

સાધુ લોકો જે રીતે આપસઆપસમાં વાતો કરે છે તે પ્રમાણે પ્રાકૃત ગૃહસ્થો સાથે નથી કરતા. સાધુઓને સંસારી લોકો સાથે બહુ સંભાળીને બોલવું પડે છે. સાધુ કોઈ દિવસ પ્રથમપુરુષ સર્વનામ વાપરતો નથી. 'હું' કહેવાને બદલે 'આ શરીર' એમ જ કહે છે. 'ઇસ શરીર કો જુખામ (સળેખમ) હો ગયા હૈ', 'ઇસ શરીર ને તીન દફા બદરીનારાયણ કી યાત્રા કી હૈ', 'ઇસ શરીર કો સુંઘની (તપખીર) કી આદત હૈ'. જે કાંઈ થાય છે તે શરીરને થાય છે. આત્મા તો દેખીતી રીતે અલિપ્ત જ હોય! જે મહાત્માને આત્મજ્ઞાન થયું હોય તે પોતાના શરીરના તુચ્છ વ્યવહારનો સંબંધ પોતાના શરીરની સાથે જ લગાડે છે. જો આત્માનો સંબંધ શારીરિક ક્રિયા સાથે લગાડ્યો તો અજ્ઞાનતાનો મોટો દોષ પોતાને લાગી જાય!

કેટલાક સાધુઓ કર્તાકારવતા પરમેશ્વર છે, એ સિદ્ધાંતનું અવલંબન કરીને 'આ શરીર' કહેવાને બદલે 'નારાયણ' એમ કહે છે. 'આજ નારાયણને તેનો એક પ્રેમી ભક્ત મળ્યો. નારાયણને પ્રથમથી જ હંસાઈની ટેવ. તે કેટલાક દિવસ થયાં નહોતી મળી. આજ તે ભક્તે નારાયણને એવી તો કાંઈ સ્વાદિષ્ટ હંસાઈ તૈયાર કરી આપી કે નારાયણની તબિયત ખૂબ ખુશ થઈ.'

'ગિરસ્તા' (ગૃહસ્થ) લોકો સાથે શાસ્ત્રોક્ત બોલવું જોઈએ, કારણ કે તેઓને આત્માઅનાત્માનો વિવેક

નથી હોતો. પણ જ્યારે ચાર સાધુ એકત્ર થાય અને તેમની દોસ્તી બંધાય ત્યારે 'શરીર' અને 'નારાયણ'ને વચમાં લાવવાની જરૂર હોતી નથી. બધા જ જ્ઞાની અને મુક્ત હોવાને લીધે આપસઆપસમાં ગમે તેવી ભાષા બોલે તોપણ ચિત્ત ભ્રાન્ત થવાનો સંભવ રહેતો નથી. અમે પોતપોતાના ઘરની વાતો પણ કોઈકોઈ વખત કરતા. સાધુએ પૂર્વાશ્રમના પ્રસંગનું સ્મરણ સરખું પણ કરવું ન જોઈએ એવો વૈરાગ્યધર્મનો નિયમ છે. પૂર્વાશ્રમનું સ્મરણ કર્યાથી શા શા દોષો લાગે છે એની પણ અમને ખબર હતી. પણ અમે વિચારતા કે જેને આવી પૂર્વસ્મૃતિના દોષોની ખબર છે તેને માટે તે દોષો ટાળવા કઠણ નથી. 'यत् दृष्टं तन्नष्टम्' જે દોષ દેખાયો આવ્યો—ઉઘાડો પડ્યો—તે કેવી રીતે નડે? બંધન અજ્ઞાનને જ લાગે છે.

અમારી સાથે નારાયણન્ કરીને કેરળનો એક બ્રહ્મચારી હતો. તે આખો દિવસ યોગવાસિષ્ઠના અંગ્રેજી ભાષાંતરનું પારાયણ કરતો. સાંજે મળે કે યોગવાસિષ્ઠ વિષે મારી સાથે વાર્તાલાપ શરૂ થાય. યોગવાસિષ્ઠ વાંચતાંવાંચતાં તેને મૌનનું મહત્ત્વ સમજાયું; અને પછી તે જ અમારા મન ઉપર ઠસાવવા માટે તે સતત પ્રયત્ન કરવા લાગ્યો. મારો તેની જોડે મતભેદ હતો. મેં કહ્યું, આપણે બધા સાધક છીએ. આપણે જે કાંઈ બોલીએ છીએ તે અનુભવની વાતો હોઈને તે વડે ઉત્કૃષ્ટ સાધનાનું વાતાવરણ ઉત્પન્ન કરીએ છીએ. આપણી ટોળીનાં જો કોઈ જેવીતેવી વાતો કરે તો આપણે તેનો અવશ્ય પ્રતિબંધ કરવો જોઈએ. આપણે કાંઈ મોજ કરવા આવ્યા નથી. પણ રોજ સાંજે કલાકવાર બોલીએ છીએ તે બંધ કરવાની જરૂર નથી. નારાયણનને મારા એ આદર્શમાં થોડી શિથિલતા જણાઈ. તેણે કહ્યું, 'એ નહિ ચાલે. વાણીમાત્ર સદોષ છે. સાધકોએ બોલવું જ ન જોઈએ.'

દુર્દૈવ મારું કે તેનું કહેવું મારે ગળે ઊતર્યું નહિ. તેથી મારા પ્રત્યે તેને જે સદ્ભાવ હતો તે હળવે હળવે સુકાઈ ગયો. પહેલાં પ્રમાણે તે મારી સાથે બોલતો અટકી ગયો. જ્યારે અમે પહેલા મળ્યા ત્યારે તેણે પોતાની આખી કર્મકહાણી કહી હતી. પણ આ બધી 'યોગવાસિષ્ઠ'નો કેફ ચડ્યા પહેલાંની વાત છે. તેનું આ બદલાઈ ગયેલું વલણ જોઈને મેં મનમાં કહ્યું, 'સાધનાનાપનેકતા' દરેકનો સાધનક્રમ જુદો હોય છે. એને કદાચિત્ સંપૂર્ણ મૌન જ આવશ્યક હશે એમ વિચારીને મેં પણ તેની સાથે બોલવું બંધ કર્યું. અમે કોઈ દિવસ નકામી વાતો તો કરતા જ નહિ. તદ્દન અંતરની વાતો જ કરતા. તેને આવો શુષ્ક થએલો જોઈને મને માઠું તો લાગ્યું, પણ ઉપાય શો? તે જો મારા ઉપર ગુસ્સે થયો હોત અથવા ચીડાયો હોત તો મેં તેને સમજાવ્યો હોત. પ્રસંગ પડ્યે ક્ષમા પણ માગી હોત. પણ સ્વભાવ આડે ઓસડ ક્યું?

**થો**ડા દિવસ ગયા અને લંકાથી એક યુવાન સંન્યાસી આવ્યો. તેનું શરીર તામિલ ભાષા બોલનારું હતું. એ હિંદી પણ સારી બોલતો, પરંતુ મદ્રાસી લહેકા સાથે. તેની સાથે વાતચીત કરતાં મને જણાયું કે આ મૂર્તિ પણ મૌનવાદી જ છે. મેં તેને મારો પક્ષ સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ હું ફાવ્યો નહિ. ઊલટું અમારા નારાયણન્ કરતાં પણ એ વધારે કટ્ટર લાગ્યો. વાણીમાત્ર પાપ છે, એવો તેનો નિશ્ચય હતો. મેં તેને કહ્યું, 'તમારા જેવો જ મત ધરાવતા એક બ્રહ્મચારી અમારે ત્યાં છે. તમારા જેવા જ "ચક્રમ"; યોગવાસિષ્ઠ વાંચે છે; મૌનવાદી છે.' બે મૌનવાદીનો પરિચય થતાં કેટલી વખત લાગે? એ નવા આવેલા શંકરાનંદજીએ અમારા બાકીના બધાનો એકદમ ત્યાગ કર્યો. પછી તો નારાયણ અને શંકરાનંદ બંને સાથે ફરવા લાગ્યા. ગંગા ઉપર નહાવા જાય તે પણ સાથે. જ્યારે જુઓ ત્યારે તેમની જોડી જ હોય. અમારામાંથી એક જણ ન્યાયશાસ્ત્ર વાંચતો હતો તેણે આ બેલડીનું નામ અયુતસિદ્ધ રાખ્યું. तौ एव अयुतसिद्धौ द्वौ विज्ञातव्यौ ययोः द्वयोः अनश्यत् एकम् अपराश्रितम् एव अवतिष्ठते।'

પણ આશ્ચર્યની વાત એ હતી કે અમે ત્યારે આ બે જણાને જુઓ—સવારે, બપોરે કે સાંજે—ગંગાના પ્રવાહ પ્રમાણે એમના સંભાષણની વાગ્ધારા અખંડ ચાલતી જ હોય! અને જ્યારેજ્યારે મારા સુદૈવે તેમનું સંભાષણ મને સાંભળવા મળતું ત્યારેત્યારે તે અચૂક મૌનની પ્રશંસા ઉપર જ રહેતું!

મૌનવાદીઓએ પ્રાકૃત લોકો સાથે મૌન રાખવું જ જોઈએ. મૌનવાદીઓ આપસ આપસમાં અખંડ બોલતા રહે તો પણ તેમનું મૌન તૂટતું નથી!!

(મરાઠી ઉપરથી અનુવાદક કનૈયાલાલ ખી. વોરા)

વિખ્યાત અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સની The man who could work miracles પરથી



જૂની દુનિયા ભૂંસીને તેને નવો અવતાર આપવાની કલ્પના ઉપર મંડાએલી એક 'રંગદર્શી' કથા જેમાં માણસજાતની અહંતા અને વાસનાઓ પર ચતુર વ્યંગ કર્યો છે

(ગયા અંકથી સંપૂર્ણ)

બારણા બહાર કર્નલ ને પ્રોફેસર મૂંગામૂંગા ઊભા રહ્યા પછી કર્નલે પોતાનાં હથિયારો તપાસવા માંડ્યાં ને પ્રોફેસરે મુંઝાતાં ખીજાતાં બારણા ભણી તાકવા માંડ્યું.

એટલામાં સુબોધ બહાર આવ્યો. બેમાંથી એકે બોલ્યું નહિ. બન્ને ઇચ્છતા હતા કે સુબોધ જ બોલવાની શરૂઆત કરે. અને એમ જ બન્યું

'છેવટે મારા વિચારો મેં ઘડી કાઢ્યા છે. તમારી–હા, તમારી આ જૂની દુનિયા ખલાસ થશે. બીજી નવી દુનિયા જન્મશે, અને તે દુનિયા મારી હશે.'

પ્રોફેસરઃ પણ લોકોને આ ઓચિંતા પરિવર્તન પહેલાં થોડોક અવકાશ આપવો જોઇએ.

સુબોધઃ અવકાશ આપવો અને રાહ જોયા કરવી એમ ને? એ નહિ બને, હરગીઝ નહિ બને. મારે મારા વિચારો અહીં અને અત્યારે જ બર લાવવા છે.

પ્રોફેસરઃ પણ એટલું તો હું કહીશ જ, સુબોધ, કે પહેલાં નિશ્ચિત યોજના ઘડી રાખજે. પછી ભલે તને ફાવે તેમ ગાડું હંકારજે! તું જાણે તો છે ને, કે સમાજમાંનાં બીજાં માણસો જેવો હું નથી?

સુબોધઃ તમે કેવીક યોજના કહો છો?

પ્રોફેસરઃ સમતુલા; નિયમન; સર્જક આદર્શો.

સુબોધઃ આદર્શો? હવે નથી જોઇતા! મારે કશી યોજનાની જરૂર નથી. મારે અત્યારે જ નવી દુનિયા રચવી છે. મારી નજરે તેનું ગૌરવ મારે જોવું છે, સમજ્યા?

પ્રોફેસરઃ પણ...

'ચૂપ રહો' વચ્ચે જ સુબોધે તેમને અટકાવી દીધા.

સુબોધે અદૃશ્ય વાણી કડકાઇથી કોક બીડ્યા અને આજ્ઞાકારી સૂરે તે બોલ્યોઃ 'આ ઘરને બદલે અહીં એક સુંદર મહેલ બની જાઓ!'

તરત કર્નલનું ઘર વિશાળ મહેલમાં ફેરવાઇ ગયું. બારીઓમાંથી આથમતા સૂર્યનાં કિરણો ધસી આવ્યાં.

'વાહ વાહ! પાશ્ચાત્ય સ્થાપત્યની સર્વાંગ સંપૂર્ણતા આમાં સચવાઇ છે. પણ મારે હજુ લશ્કર જોઇએ. અને હાથીઓ તો આપણે ત્યાં રાજમહેલની ખાસ શોભા ગણાય છે! પણ એ બધું પછી. હમણાં ખરેખરી જરૂર તો માલતીની જ છે.'

એણે ફરી અદૃશ્ય વાણી અને આજ્ઞા ફરમાવીઃ 'માલતી અહીં આવી જાય!'

માલતી દેખાતાં વેંત બોલી ઊઠીઃ 'ઓહ, સુબોધ, જબરો હાક જમાવ્યો છે ને શું! પણ ચન્દ્રકાન્ત ક્યાં છે?'

સુબોધઃ કેમ? તેના વગર નહિ ચાલે?

માલતી એમ ને એમ જમીન પર બેસી ગઇ. સુબોધને થયું, 'આવા સરસ મહેલમાં બેસવાનું યે સાધન નહિ! ચાલો. મહેલમાં રજવાડી ફર્નિચર આવી જાઓ.'

અને આખા મહેલમાં ફર્નિચર ગોઠવાઇ ગયું.

સુબોધે સ્નેહલતાને પણ બોલાવી. પછી બન્નેને સંબોધતો તે બોલ્યોઃ 'લતા, માલતી, જુઓ' સુબોધના ચક્રવર્તિત્વની આ શરૂઆત થાય છે.'

લતા બોલી ન શકાય એટલા અચંબા ને આનંદમાં સુબોધ સામે જોઇ રહી. પણ માલતી ખળભળી ઊઠીઃ 'સુબોધ, ચન્દ્રકાન્તને કશું ન કરતો!'

સુબોધઃ એમ? માલતી તું ગુમાની છે, પણ હું તારાથી યે વધુ ગુમાન રાખતો થયો છું. તારા જેવી રૂપાળી છોકરીઓનો તો મેં ચોક્કસ ઘાટ ઘડી રાખ્યો છે! હમણાં તો હું જે કરૂં તે જોયા કર.

અને પ્રોફેસર ફડકે, તમે પણ જુઓ; જે તમે મારી પાસે કરાવવા માગતા હતા એ હું હવે મારી જાતે કરૂં છું. હું જૂની દુનિયાનો સદંતર નાશ કરૂં છું.

પ્રોફેસર, લતા, માલતી, કર્નલ બધાં જ સફાળાં ચમકી ઊઠ્યાં: 'સુબોધ! સુબોધ!!'

સુબોધે ઉપેક્ષાભર્યું એક સ્મિત કરી રૂવાબભેર અદબ વાળી: 'હું બોલાવું એ બધા લોકો સમાઈ જાય એવડો મોટો આ ખંડ બની જાય!'

તે બોલ્યો અને વિશાળતા અનેકગણી વધી ગઈ.

'દુનિયાના મોટા મોટા શરાફો અહીં આવી જાય.'

અચંબામાં ફાટેલી આંખોવાળા વિવિધ દેશવાસીઓ એ ખંડમાં આવી લાગ્યા.

'દુનિયાના સફળ અને સમૃદ્ધ સર્વ વેપારીઓ અહીં આવી જાય.'

અને જામેલા ઘેરામાં નવો ઉમેરો થયો.

'હવે પાંચસો જણ એવા આવી જાય જે પ્રજાઓ પર શાસન ધરાવતા પ્રમુખો કે સરમુખત્યારો હોય, પત્રકારો કે પત્રકારોના રાહદર્શકો હોય!'

ભવ્ય આકૃતિઓવાળાં થોડાંએક વધુ સ્ત્રી-પુરુષો આવી લાગ્યાં, તેમાં થોડાક ધર્મગુરુઓ પણ હતા. ઘેરામાં હિંદી, જાપાની, ચીના, અમેરિકનો ને યુરોપિયનો ઉપરાંત બેચાર સીદી ને અરબો પણ હતા. બધાંની આંખો અચંબામાં આમતેમ ફરી રહી. અંતે આ બધા ઉત્પાતના જનક તરીકે સૌની નજર સુબોધભણી ખેંચાઇ.

સુબોધ બોલ્યો: 'મહાશયો, હું ગમે તે હોઉં; પણ નવી દુનિયાના સર્જનમાં મારે તમારો ઉપયોગ કરવો છે—તમારો બધાંનો, સમજ્યા?'

વચ્ચે સંતાપનો એક દમ ખેંચી એણે આગળ ચલાવ્યું: 'આ દુનિયાને તમે જરા સુધારો. વધુ તંદુરસ્ત, વધુ સુખી અને વધુ સહૃદયી બનાવો. અત્યાર સુધી તો નીચોવાએલી સમૃદ્ધિની ચરબી પર જ તમે જીવ્યા છો. મને કમને પણ દુનિયા તમને મહાન ગણી લેતી; તમારામાં વિશ્વાસ મૂકતી. અને તેના વિશ્વાસના બદલામાં તમે દુનિયાને શું આપ્યું? કામધેનુ જેવી દુનિયામાં તમે તંગીને પેદા કરી. વિજ્ઞાનને પણ તમારા સ્વાર્થોનું હથિયાર બનાવી મૂક્યું. અને એ વડે જે સત્તા ફેલાવી તેમાં અમારો—દુનિયાના સાધારણ વર્ગનો શો હિસ્સો રાખ્યો?'

અર્થશાસ્ત્રીઓ અને પત્રકારોમાં ગણગણાટ શરૂ થયો. દૂર સરમુખત્યાર જેવા લાગતા કોઇ કદાવર સૈનિકનો હાથ રિવૉલ્વર પર ગયો. સુબોધે તે જોયું: 'મહાશય એથી કશું નથી વળવાનું. એવી રિવોલ્વરો તો મારી સામે ઘણી યે તકાએલી. બધી યે નિષ્ફળ ગએલી. તેમ જ આ પણ જશે.

'સજ્જનો, આ બારીઓમાંથી બહાર નજર કરો. જુઓ, સૂરજ આથમે છે. એ તમારો સૂરજ આથમે છે, અને એ આથમી જતાં પૂર્વે તમારે તમારૂં કાર્ય શરૂ કરવું જોઇએ. મને–તમને–લોકોને સુખી કરતી નવી દુનિયા રચવાની છે. તમે બધા દુનિયાને ઉપયોગી છો અને હવે ખરેખર ઉપયોગમાં આવો.

તમને ખબર છે ને, કે દુનિયા માટે નાણાંને તમોએ આશીર્વાદને બદલે એક શાપ સમાન બનાવી મૂક્યું છે? કારણ, તમારે પોતાને એમાં ગળાબૂડ ડૂબાઇ જવું હતું! નાણું' કેવી કરુણ મજાક?! એ વડે તમે તમારા પોતપોતામાં પણ છેતરપિંડીની રમતો રમતા! અને સાધારણ વર્ગને તો તમારી ફુરસદમાં યે ભાગ નહિ!

અને તમે લડાઈઓ કેટલી બધી વધારી મૂકી? તમે ધારત તો લડાઇનું જડમૂળથી નિકંદન કાઢી નાખી શકત; તેને બદલે તમે તો સૈનિકોની કવાયતો જોઈ મગરૂબ બનતા જેમ હરખાતા રહેતા! સાધારણ વર્ગ તરફ તો તમારા નાકનું ટીચકું ચડયું જ રહેતું!'

ધ્રૂજતા હોઠે ઘડીભર મૌન સેવી તે ફરી બોલ્યો:

'લશ્કરી અફસરો, પરદેશમંત્રીઓ, ગૃહમંત્રીઓ, નાણાંશાસ્ત્રીઓ વગેરેની નરદમ જૂઠી હિવાલો વગર તમે તમને સહીસલામત ન માની શકતા! પણ એ લમણાં-ઝીક હું ઝાઝી લંબાવવા નથી ઇચ્છતો. મને તો તમે નવી દુનિયા સર્જવા માટેના પોષાક વિચારો આપો. તે સિવાય તમે અહીંથી ખસી શકશો નહિ. ખાઇ કે પી પણ નહિ શકો. અને છતાં જો નહિ માનો તો બાળક જેમ પાટી પરથી બધા અક્ષરો ભૂંસી નાખે છે તેમ તમને બધાંને એકસામટાં આ દુનિયામાંથી હું ભૂંસી નાખીશ.'

પ્રોફેસર: હવે તો ચસકી જ ગયું લાગે છે!

સુબોધ: એમ કે, પ્રોફેસર કાકા? તમને વધુ અવકાશ આપવાની ઉદારતાનો તમે આવો જ ગેરઉપયોગ કરવા માગો છો?

કર્નલ: પણ એ બધું તરતમાં નહિ જ બની શકે?

પ્રોફેસર: અને હવે તો સૂરજ પણ આથમે છે. સુબોધ, આજની રાત બધાંને વિચાર કરવાની તક આપ.

સુબોધઃ સુરજ આથમે છે ખરૂં? કશી પરવા નહિ! હું તેનો અસ્ત અટકાવી શકું છું.

ઘેરામાંથી એક જણઃ તમે સૂર્યાસ્ત તો નહિ જ અટકાવી શકો. હું ભૌતિકશાસ્ત્રનો વિખ્યાત પ્રોફેસર ગોલાન્ઝ છું અને કહું છું કે તે અશક્ય છે.

સુબોધઃ અશક્ય! હમણાં જ તમે જોશો કે હું તે શક્ય કરી શકું છું.

પ્રો. ગોલાન્ઝઃ એમ કરતાં તો બધા ગ્રહોપગ્રહોનો એક બીજા સાથેનો સંબંધ તૂટી જશે તે સઘળા અવકાશમાં ગબડી પડશે.

સુબોધઃ એ તમારૂં પ્રોફેસરપણું તમને જ મુબારક હો! હું મારી ઇચ્છા બર લાવવાનો જ.

પ્રો. ગોલાન્ઝઃ તો તમારે પૃથ્વીને પણ ફરતી બંધ રાખવી પડશે.

સુબોધઃ એ પણ કરીશ! તમે હવે ચૂપકીદી પકડો. મારે કોઇની સાથે હવે વાત નથી કરવી. કર્નલ, બીજો કોઇ બોલે નહિ તેની તકેદારી રાખો. મારી દુનિયા હમણાં જ રચાય છે. બધા ચૂપ રહો.

ખૂબ જુસ્સામાં આવી, હથેલીમાં જમણા હાથની જોસબંધ મુક્કી પછાડતો સુબોધ બોલ્યોઃ 'પૃથ્વી ફરતી બંધ થઈ જાઓ. હમણાં, હમણાં ને હમણાં જ!'

આકાશમાંના પેલા ત્રણ તારાઓએ નીચે નજર કરી.

પહેલો તારોઃ અરે, અરે! આ પૃથ્વીને શું થયુ?!

બીજો તારોઃ એ તો તમે બક્ષેલી શક્તિથી પેલા વેંતિયાએ પૃથ્વીને ફરતી અટકાવી દીધી છે.

પહેલો તારોઃ ઓચિંતી?

ત્રીજો તારોઃ હા, તદ્દન ઓચિંતી!

પૃથ્વી કડડભુસ કરતી અવકાશમાં ગબડવા માંડી. ઝાડો, મકાનો, યંત્રો, વહાણો, પાણી, પૂલો, પર્વતો, પૃથ્વી પરની દરેક ચીજ નાયાગરાના ધોધના વેગથી અવકાશમાં ધસવા લાગી. પૃથ્વીની ગતિ બંધ થતાં વાતાવરણ પણ ખળભળી ઊઠ્યું. સુસવતો વંટોળિયો પૃથ્વી પર ફરી વળ્યો. વાદળાં ધોધબંધ વરસવા લાગી ગયાં અને વીજળી કાંટાળી ઝબ ચારેકોર ફરી વળી.

પદાર્થોના વછૂટતા ધમસાણ વચ્ચે પૃથ્વી પરથી ઊંધે માથે ઊડી પડેલો સુબોધ અનેક પદાર્થોથી અફડાતાં કૂટાતાં બબમાં ને બબમાં આક્રાન્ત સ્વરે બોલી



ઊઠ્યોઃ 'આ બધા ધચૂમલાને બદલે પહેલાં હતો તેવો પૃથ્વીનો ક્રમ ચાલુ થઇ જાઓ!'

હવામાં ઊડતા જતા પદાર્થો એક આંચકા સાથે પાછા જોડાવા માંડ્યા. કાળી ઝીણી રેખાઓ થોડી વારમાં શહેરોના રાજમાર્ગો ને નાની મોટી ભૂરી રેખાઓ નદીઓ ને અખાતોમાં પરિવર્તન પામી ગઇ.

અને એ સાથે સુબોધ પણ તેની નવી લૅાજના દરવાજા બહાર આવી લાગ્યો. તેનો ચહેરો રૂ જેવો સફેદ બની ગયો હતો ને તે ખૂબ અકળાઈ ગયો હતો. માથે હાથ દઇ તે પગથિયા પર ફસડાઈ પડ્યો.

'મારે આ ચમત્કારો નથી જોઇતા!' તે બોલ્યો, 'એ બધા ધોવાઇ જાઓ! ચમત્કાર કરવાની મારી શક્તિ નાશ પામો, અને—અને મારા ચમત્કારોની સારીયે પરંપરા સૌકોઇથી ભૂલી જવાઓ. મારાથી યે ભૂલી જવાઓ! હું સાદો, સીધો સુબોધ જ રહું!'

બીજી જ પળે ઉનાળાની ગરમીથી આકુળવ્યાકુળ બનેલા તેના શરીરમાં ઠંડા પાણીએ કરેલા સ્નાન જેટલી તાજગી આવી અને પ્રફુલ્લ મને સીટી વગાડતો તે લૅાજમાં દાખલ થઇ ગયો.

આકાશમાં હજુ પેલા ત્રણ તારા ગોષ્ટિ કરી રહ્યા હતા.

# ટિકીટો સંઘરવાનો શૉખ

## એ વિષે કેટલીક રસમય માહિતી · ટપાલની ટિકીટનો શતાબ્દી મહોત્સવ · ટિકીટો પર સાહિત્યકારોનું સ્મરણાંકન · હિંદુસ્તાનના ટિકીટ-ધનિકો





દુનિયાની પહેલવહેલી પોસ્ટેજ સ્ટૅમ્પ 'બ્લૅક પેની' અને (ઉપર) એ બ્લૅક પેની માટે આજથી ૧૦૦ વર્ષ પર ૧૮૩૯માં મિ. ચીવર્ટને કરેલો તેનો સ્કેચ; જેના ઉપર સર રાઉલૅન્ડ હિલની સહી છે.

પછાત રહેવું એ હિંદનો જાણે ધર્મ થઈ પડ્યો હોય તેમ ટપાલની ટિકીટોની બાબતમાં પણ થયું છે. એના પૌરાણિક ઇતિહાસ કે એની કલા-સમૃદ્ધિની ટિકીટોના માધ્યમ મારફત જગતને પિછાણ કરાવવાની તક એણે આજ સુધી નથી અજમાવી. પરદેશોમાં તો તે તે દેશના ઇતિહાસના કોઈ મહાપ્રસંગ કે કોઈ મહાન વિભૂતિને ઝડપી તેની સખાવતની ટિકીટો (charity issues) પણ કાઢવામાં આવે છે, પણ દુર્ભાગ્યે હિંદમાં એ પ્રકારની ચેષ્ટા નથી દેખાતી.

આજ સુધી પ્રજામાન્ય સાહિત્યકારોનું નામસ્મરણ કરવા બે પદ્ધતિ અખત્યાર કરાતી: તેમની પ્રતિમાઓ ઊભી કરીને અગર તો શહેરના કોઈ રાજમાર્ગ કે જાણીતા લત્તાને તેમના નામથી અંકિત કરીને. પણ હમણાં હમણાં પોસ્ટેજ સ્ટૅમ્પ ઉપર સાહિત્યકારોને સ્થાન આપીને તેમનું પ્રજાહૃદયમાં સતત સ્મરણ રાખવાની પદ્ધતિ ફ્રાન્સ અને અમેરિકાએ અખત્યાર કરી છે તે ઉચિતરીતે બહુમાનજનક છે. ગયા જૂન માસમાં ફ્રાન્સે વિખ્યાત નવલિકાકાર અને ફ્રેંચ સાહિત્યકાર બાલ્ઝાકને એ સ્થાન આપ્યું છે; અને હમણાં જ અમેરિકાના પોસ્ટ માસ્તર જનરલે ૩૫ જાણીતા અમેરિકન સાહિત્યકારોની પોસ્ટેજ સ્ટૅમ્પ પ્રકટ કરવાનું જાહેર કર્યું છે, જેમાં એમર્સન, માર્ક ટ્વેઇન, વૉશિંગ્ટન અરવિંગ, કવિ લૉંગફેલો, વ્હિટિયર અને વૉલ્ટ વ્હિટમૅન વગેરે વિખ્યાત વિભૂતિઓ છે.

આવું બધું હિંદમાં તો થાય ત્યારે ખરું. પણ આપણે ત્યાં જે કુમારો ટિકીટો સંઘરવાનો પ્રાથમિક શૉખ ધરાવતા હોય તેમને એક મહત્ત્વના પ્રસંગની અત્રે યાદ આપી દેવાની જરૂર છે, અને તે ટપાલની ટિકીટોની આવતી સાલ ઉજવાનારી શતાબ્દીની. એક સૈકા પહેલાં, ઈ. ૧૮૪૦ના મેની છઠ્ઠી તારીખે પહેલવહેલી ચોંટાડી શકાય તેવી ટિકીટ (adhesive postage stamp

બહાર પડેલી. મિ. રાઉલૅન્ડ હિલે તેનું ડીઝાઇન સ્વીકારેલું, મિ. હેન્રી કૉર્બોલ્ડ એફ. એસ. એ. એ એની ડાઈ બનાવેલી ને મેસર્સ પર્કિન્સ બેકન ઍન્ડ પેચ કંપનીને તેનું છાપ-કામ સોંપવામાં આવેલું. એ સૌ પહેલી ટિકીટ 'પેની બ્લૅક' તરીકે ઓળખાય છે.

આ મહાપ્રસંગ ઊજવવા લંડનની રૉયલ ફીલાટેલિક સોસાએટી ત્યાંના પ્રખ્યાત 'અર્લ્સકોર્ટ બિલ્ડીંગ'માં ઈંગ્લંડના રાજાના આશ્રય તળે આવતી સાલની મેની ૬ઠ્ઠીથી ૧૧મી સુધી એક જંગી પ્રદર્શન યોજવાની છે ને બ્રિટિશ પોસ્ટ ઑફિસ એ પ્રસંગે ટિકીટોની ખાસ શ્રેણી બહાર પાડવાની છે. બ્રાઝિલે તો એવી શ્રેણી બહાર પણ પાડી દીધી છે. એના ડાબા ઉપલા ખૂણે બ્રિટનની 'પેની બ્લૅક' છે ને નીચેના જમણા ખૂણે બ્રાઝિલની પહેલવહેલી પ્રખ્યાત ટિકીટ 'Bull's Eye' છે. ગ્રેટ બ્રિટન પછી બીજે નંબરે બ્રાઝિલે જ ટિકીટોની પદ્ધતિ અખત્યાર કરેલી.

ટિકીટોના સંગ્રહમાં રહેલા રસ, જ્ઞાન તથા બહુ-મૂલ્યતાની કોઇને ખાતરી કરાવવાની હવે ભાગ્યે જ જરૂર રહે છે. હિંદમાં પણ એ શોખ જાગ્યો છે, પણ પરદેશોના મુકાબલે હજુ જોઇએ તેટલો વિસ્તર્યો ન લેખાય. આ પ્રસંગે આપણને સવાલ થાય કે આપણું હિંદનું ટિકીટધન કેટલું?

'કલકત્તામાં ટિકીટો સંઘરનારા વધારે છે, પણ હિંદમાં સૌથી સમૃદ્ધ ટિકીટભંડાર તો મુંબાઈ પાસે જ છે.'—મુંબાઈના જાણીતા ટિકીટ-સંગ્રાહક શ્રી જે. એમ. કૂપરે થોડા જ વખત પર આ પ્રકારની જાહેરાત કરેલી. અને એ જાહેરાતમાં જરા યે અતિશયોક્તિ નથી. મુંબાઇનું ગૌરવ તો એ છે કે હિંદની જૂનામાં જૂની ટિકીટ કંપની–'The Bombay Philatelic Company'–તે ધરાવે છે, જેણે થોડા જ માસ પર પોતાનો સુવર્ણમહોત્સવ ઊજવ્યો. પણ એટલેથી જ મુંબાઇના એ વિષયક ગૌરવની પર્યાપ્તિ નથી થતી. હિંદની જૂનામાં જૂની 'The Philatelic Society of India' નું વડું મથક તે ધરાવે છે, 'India Stamp Journal' એ નિયમિત માસિક ત્યાંથી બહાર પડે છે અને હિંદની ટપાલના ઇતિહાસમાં અનેક મૌલિક શોધખોળો કરનાર અને લંડનની રૉયલ ફીલાટેલિક સોસાએટીના ફેલો શ્રી ચુનીલાલ ડી. દેસાઈ જેવી વ્યક્તિથી તે મગરૂર છે.



# વતનનો કાંટો

• શિખરિણી •

મળસ્કાંના નાના ચિરસ્મૃતિવતા સ્વપ્ન સરીખા
દિવાળીના દ્હાડા દિલભર વીતાવ્યા વતનમાં;
નવે શ્વાસે શામી નિખિલ ઉરનિઃશ્વાસ નીસર્યો
જૂને જેમે પાછો જનમભૂમિથી કર્મભૂમિમાં.
વળ્યાં વ્હાલાં શીખે પરમ પથ-પાથેય દઇને,
ભર્યા ભૌને નાની ભગિની વળી ઝાંઝેરૂં કહીને;
વડોની છાયામાં દગ ભરી રહી બાલ્યની છવિ,
તહીં વાગ્યો કાંટો ચરણ મુજ ને આંખડી ઢળી.

અરે કાંટા! તીણા ઉરઉઝરડા! આ જતુનીના!
દીઠા કે દ્હાડે મેં વિસરી નિજનાં વ્યોમ ચગવાં?
મને પ્રેરી રહેવા પ્રતિ ડગ પ્રયત્ને જતનના,
ભલે ભાગ્યો મારે ચરણ અયિ કાંટા વતનના!
હવે ખોડંગાતો ખલક મહીં ભારે ડગ ભરૂં,
અને મૈયા! તારે ચરણ કહતા કંટક સ્મરૂં.

**રમણિક અરાલવાળા**

વળી ઉપરોક્ત જાહેરાત કરનાર શ્રી કૂપર પણ વીસ વરસથી ટિકીટોના ચુનંદા સંગ્રાહક છે ને આવતે વર્ષે લંડનમાં ઉજવાનારી ટિકીટશતાબ્દી પ્રસંગે યોગ્ય રીતે જ એમને હિંદના ટ્રેડકમિશનર ચૂંટી કાઢવામાં આવ્યા છે.

મુંબાઇમાં એવા તો ડઝનબંધ સંગ્રાહકો છે જેમના સંગ્રહનું મૂલ્ય પાંચ આંકડા ઉપર થવા જાય. અને એક લાખ ઉપરાંતના મૂલ્યનો સંગ્રહ પણ મુંબાઇથી અજાણ્યો નથી. શ્રી કે. એચ. કામા એક વખત હિંદના 'ફર્સ્ટ ઇસ્યુઝ'ના અજોડ સંગ્રાહક લેખાતા અને આંતર-રાષ્ટ્રીય પ્રદર્શનોમાં અનેક ચાંદ એમણે મેળવેલા. એમના એ વિષેના જ્ઞાનને લઇને તો અમેરિકાએ પોતાને ત્યાંના એક પ્રદર્શનમાં એમને જ્યુરર નીમેલા હતા.

એમનો સંગ્રહ તાજેતરમાં જ દોઢ લાખની કીમતે વેચાયો.

મેસર્સ દેવકરણ નાનજી ઍન્ડ કંપનીના ભાગીદાર શ્રી ચુનીલાલ ડી. દેસાઇ આજે હિંદી ટિકીટો પર પ્રમાણભૂત મનાય છે, જ્યારે એમના સંગ્રહની કીમત બે લાખ ઉપર થાય છે. ઉપરાંત તાતા સન્સ લિ. વાળા શ્રી એસ. ડી. સકલાતવાળાનો સંગ્રહ બ્રિટિશ ગ્રેટન-શાહતની અમૂલ્ય ને અપ્રાપ્ય ટિકીટોથી સમૃદ્ધ છે, તો શ્રી જે. એમ. કૂપરનો વિમાની ટિકીટોથી સમૃદ્ધ છે.

આમ હિંદની ટિકીટોની સંગ્રહ-સમૃદ્ધિમાં મુંબાઈ નિઃસંશય મોવડી છે.

# ઑસ્ટ્રેલિયાના વેરાનની આરપાર

**માનવીને હાથે મ્હાત થવાનો ઈન્કાર કરતું ઊભેલું, ધ્રુવપ્રદેશ કરતાં યે કપરૂં, દુનિયાનું સૌથી કરાળ નિગૂઢ અને અફાટ રણ**

અસંખ્યાત ટાપુઓથી ખચિત પ્રશાંત (પૅસિફિક) મહાસાગરમાં એક નાનકડા ખંડ જેવડા મુખ્ય ટાપુ ઑસ્ટ્રેલિયાનું હૃદય ચીરવાની વેતરણ કેટલાક વિજ્ઞાનીઓ આજકાલ કરી રહ્યા છે. એ વેતરણ તે દુનિયાના એકના એક માપ્યા વિનાના રહેલા ત્યાંના સિમ્પ્સન રણની મોજણી કરવાની.

સિમ્પ્સન રણ! દુનિયામાં બીજે કશે કદાચ આટલા અફાટ, ગૂઢ અને નિર્જન રેગિસ્તાન જેવું વેરાન નહિ મળે. દક્ષિણ ઑસ્ટ્રેલિયા અને ક્વીન્સલૅન્ડની સરહદો જ્યાં મળે છે ત્યાં, ઑસ્ટ્રેલિયાની બરાબર મધ્યમાં, ત્રીસ હજાર ચોરસ માઇલમાં એ પથરાએલું છે અને એટલું તો નિગૂઢ છે કે કરાલ એવા ધ્રુવપ્રદેશોનું જ્ઞાન પણ એને મુકાબલે આગળ વધેલું લેખાય. આજે યે નકશામાં એ માત્ર ખાલી ડાઘ રૂપે દેખાય છે. ગઈ કાલ સુધી તો તે નનામું જ રહેલું, અને આજ સુધી માત્ર એક જ યુરોપિયનને તે પાર કરવાની ખુશનશીબી સાંપડી છે.

પાણીની બૂ સરખી પણ જ્યાં નથી એવું એ વેરાન એટલું તો ભયંકર છે કે તેના કાંઠેકાંઠે હજારો વરસથી વસતા ઑસ્ટ્રેલિયાના મૂળ નિવાસીઓ પણ તેના પ્રવેશની હિંમત નથી કરતા ને તેને 'ડેવિલ-ડેવિલ' (દાનવી) ગણી તેનાથી સદા ભયત્રસ્ત રહે છે. અને ખરેખર, ચાહે તેવા સાહસી જીવની પણ, તેના ઝાંખી નાખતા પવન ને સરકતી રેતીના એક પછી એક રચાએલા ઢુવા (sand-hills) છાતી ભાંગી નાખે એમ છે.

ઊંટની પીઠ પર ચડી એ રણની મોજણી કરવાના પ્રયત્નો ઘણા થયા છે, પણ એ પ્રયાસકોનું મોં દુનિયા કદી ફરી જોઇ શકી નથી, ને એ આખો ઇતિહાસ એક કરુણ સહે બની ગયો છે. ભયંકરમાં ભયંકર રીતે રીબાઈ ને મૂએલાં એ કમભાગીઓનાં હાડકાં હજુ તાપથી ચીમળાતાં ત્યાંની રેતી પર પથરાએલાં છે.

જોકે આ વેરાન પહેલવહેલું ઈ. ૧૮૪૪માં પ્રખ્યાત શોધસફરી કૅપ્ટન ચાર્લ્સ સ્ટર્ટની નજરે પડેલું, પણ એનું નામાભિધાન થતાં બીજાં ચોર્યાસી વર્ષ વહી ગયાં. ઑસ્ટ્રેલિયાની ઍડીલેઇડ યુનિવર્સિટીના શોધક-વિજ્ઞાની ડૉ. સી. ટી. માડિગને ઇ. ૧૯૨૯ના ઑગસ્ટમાં ઑસ્ટ્રેલિયાના હવાઈદળનાં બે વિમાનો પ્લેન પર મેળવી પહેલી જ વાર એ વેરાન પાર કર્યું. ભૂસ્તર તથા પ્રાકૃતિક ભૂગોળ વિ યક શોધખોળ માટે વિમાનોનો એ પહેલો જ અખતરો હતો. એ સફળ ઉડ્ડયનને પરિણામે એ વેરાનનું નામ ઑસ્ટ્રેલિયાની રૉયલ જીઑગ્રાફિકલ સોસાયેટીના ત્યારના પ્રમુખ મિ. એ. એ. સિમ્પ્સનના નામ પરથી 'સિમ્પ્સન રણ' પાડવામાં આવ્યું.

એક કરતાં વધુ ઇન્સાનોને એ રણ પગે પાર કરવાનો સંમોહ જાગેલો, પણ પોતાનો નાશ નોતર્યા સિવાય જગતને બીજી કશી ભાળ એમણે નથી આપી. માત્ર બે વરસ પર મધ્ય ઑસ્ટ્રેલિયાનો નામીચો મુશાફર મિ. એડમંડ કૉલસન તેને ૩૭ દિવસમાં પાર કરી શકયો. એ પહેલો જ સફળ પ્રયાસ હતો. એણે પાંચ ઊંટ સાથે લીધેલાં–બે સવારીના ને ત્રણ સામાનના. પૂરતી ખોરાકી ને ૮૦ ગૅલન પાણી એણે સાથે લીધેલું. ઊંટને તો પંદર દિવસે એક વાર પાણી પાવું પડતું.

આવો વણશોધ્યો, વણમાપ્યો બીજો એકે પ્રદેશ નકશા પર નથી. એને નકશે ચડાવવાની તૈયારી આજે થાય છે. જોઈએ, તુમાખીભર્યું એ વેરાન માનવીથી મ્હાત થાય છે કે નહિ.

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી લેખમાળા

વનવગડાનાં વાસી



ભરત

## સંગીતના ત્રણ અધિનાયક

# ભરત · અગન · ચંડોળ

અંગ્રેજી સાહિત્યના સંપર્કથી જેમ આપણી વાણી અને વર્તન બદલાયાં છે, તેવી જ રીતે આપણે નક્કર વસ્તુઓની કિંમત પણ પરદેશી નજરે કરતાં શીખ્યા છીએ. સૌન્દર્યની અને રોચકતાની આપણી વ્યાખ્યા પણ એ સાહિત્યની અસર હેઠળ ઘડાએલી છે. એટલે જ આપણે ભણેલા ગણાતા, આપણાં ઘરઘરનાં ફરનારાં અને અ-ભણ પણ કદરદાન ભારતવાસીઓની નજરે અદ્‌ભુત ગાયક ઠરી ચૂકેલાં પંખીઓને ભૂલી જઈ, અંગ્રેજી સાહિત્યમાં ગવાએલાં વખણાએલાં પરદેશી પંખીઓને, વગર જોયે ને વણસાંભળ્યે વખાણતા થઈ ગયા છીએ. કક્કૂ, નાઈટિંગેલ, કૅનેરી, લિનેટ, રૉબિન—કયો ભણેલો આ નામ નહિ જાણતો હોય? પણ એની આગળ શામા, દૈયડ, કસ્તૂરો, પિદ્દા, ચકદિલ, શૌબીગી કે શ્વેતનયનાનું નામ લ્યો: બાઘાની પેઠે મોં સામું જોયા જ કરશે. એને બીચારાને ક્યાંથી ખબર હોય કે અંગ્રેજી પંખીઓનાં ગુણગાનના ગવૈયા શેલી કે કીટ્સ કે વર્ડ્‌સ્વર્થ આપણે ત્યાં જન્મ્યા નથી, એટલે જ આવાં લોકોત્તર ગાયકો ભણેલાઓની પોથીએ હજુ ચડ્યાં નથી.

પણ આટલાં બધાં યે શીદ ગણાવવાં? એક સ્કાઈ-લાર્ક જ લ્યો. ઉચ્ચકંઠમાં ગાનાર તો અનેક છે. કેવળ કંઠની મિઠાશમાં કે સ્વરની વિવિધતામાં કદાચ એ બધાં ચડી જાય, પણ ગાનની એક જ ક્ષણ જીવનભરની સુન્દરતા, માર્દવ અને ઓજનું સર્વસ્વ નીચોવી રેલાવી નાખનાર, આનંદની મૂર્તિ સમું, અશરીરિવાક શું, અંગ્રેજ પ્રજાનું પરમ પ્રીતિભાજન પંખી તો એકલું સ્કાઈલાર્ક જ: જેના ગાનની શ્રુતિથી કોઈ પણ અંગ્રેજનું હૈયું ધરાતું નથી, જેના મનોહર ઉડ્ડયનને અવલોકતાં એની આંખો થાકતી નથી, જેના કંઠની કોમલતાનાં ગીત ગાતાંગાતાં કવિઓની કલમ કદી થાકી નથી. આ બધું આપણે શીખ્યા છીએ, પણ આપણામાંના કેટલાકને ખબર હશે કે આપણા જ ગામના તેલી તંબોળી કે ભઠીઆરાની દુકાને લટકતા અગર કોઈ કાદીતૂટી કંથાધારી ફકીરના હાથે ઝૂલતા પેલા ત્રિકોણાકાર વસ્ત્રાવૃત્ત નાના પાંજરા પાછળ આ સ્કાઈલાર્કનું જ કોઈ ને કોઈ સગોત્રી ભારતવાસી અદ્‌ભુત ગાનાર છુપાએલું છે? કારણ અંગ્રેજોને તો એક જ સ્કાઈલાર્કથી ગર્વ માણવો રહ્યો, પણ આપણે ત્યાં તો એ સ્કાઈલાર્કનું સ્થાન લેનાર છે ત્રણ ત્રણ પંખીઓ: ભરત, અગન અને ચંડોળ.

### (૧) ભરત

અંગ્રેજી સ્કાઈલાર્ક (Alauda arvensis)નું એશીઆ ખંડમાં નિવાસસ્થાન છે સાઈબીરિયા, તુર્ક-સ્તાન, ઈરાન, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન. ત્યાંથી એ શીઆળામાં દોઢ બે માસ પૂરતું પંજાબના સરહદી પ્રદેશમાં આવી રહી જાય છે એટલે એને ભારતીય પંખી તો ન જ કહેવાય. પણ આપણે ત્યાં એના જ જેવું અન્ય ગાયક—રૂપેરંગે એને મળતું પણ કદમાં સહેજ નાનું—અશેષ ભારતવર્ષમાં નજરે પડે છે. એનું નામ Small Indian Skylark (Alauda culgula). હિન્દીમાં 'ભરત' અને સંસ્કૃત કોષકારોનું 'ભારદ્વાજ'.

એની કાયા ચકલી જેવડી. વાન પણ ચકલીની માદા જેવો, મેલો, બદામી, જમીનના વર્ણ સાથે ભળી જતો ધૂળિયો કે ગોરાડુ માટી જેવો. પીછાંના છેડા રતાશપડતા ઘેરા. પેટાળનો ભાગ પણ લાલ છાયા વાળો મેલો શ્વેત. આવી રૂપસામગ્રી વડે એ સહેજે જમીન સાથે એકરૂપ થઈ તિરોહિત રહી શકે છે.

એની ચાંચ: પાતળી અણીદાર, સહેજ ગુલાબી. આંખો: ઘેરી બદામી. પગ: ઘઉં વર્ણા.

એના શિરે આભૂષણ જેવી ટૂંકી ત્રિકોણાકાર કલગી હોય છે, જે એ ઇચ્છાનુસાર ઊંચીનીચી કરી શકે છે. એના પગનું પાછળનું આંગળું લાંબું અને એ આંગળી-એ અસાધારણ લાંબો સીધો નહોર હોય છે. આવો લાંબો નહોર. એ વર્ગનાં (larks) પંખીઓને ઓળખ-વાની મહત્ત્વની એંધાણી છે.

આવું રૂપવિહોણું છે છતાં અશેષ પંખીઓમાં પ્રથમ સ્થાન પામ્યું છે એની લોકોત્તર ગાનશક્તિને લીધે.

અન્ય પંખો ઊંઘતાં હોય એવે વખતે બ્રાહ્મમુહૂર્તમાં એ વહેલું ઊડે છે. ઊડતું ગાતું જ આકાશમાં ઊડે છે. ઊડતાં ઊડતાં ગાય છે અને ગાતાં ગાતાં ઊંચે ચડે છે. ઊંચું ચડે તે પણ પચીસ પચાસ ફૂટ નહિ, સો બસો ફૂટ નહિ પણ પૂરા હજાર ફૂટ જેટલું ઊંચે હડી અરુણકિરણની સુવર્ણ પ્રભામાં ઓગળી જતું દેખાય છે. (અંગ્રેજ સ્કાયલાર્ક તો ક્વચિત્ પાંચ હજાર ફૂટથી યે ઊંચે ઊડતું દેખાયું છે. ભરત આટલું ઊંચું ચડતું હશે કે કેમ એનો તાગ કોઈએ કાઢ્યો નથી.)

એને મનગમતી ઊંચાઈએ પહોંચે કે ત્યાંથી પાછું હેઠે ઊતરવા માંડે છે. આ વખતે પણ એનું ગાન તો ચાલુ જ હોય છે. ચડતાં યે ગાય અને ઊતરતાં યે ગા ; છતાં એ બંને ગાનની માત્રા વચ્ચે ફેર હોય છે. જોકે અજાણ્યાની નજરે તો એ સૂક્ષ્મ ભેદ પરખાતો નથી; એને મન તો ચડ ઊતરનું ગાન બધું ય સરખું એક પ્રકારનું જ લાગે છે.

ગાતાં ગાતાં હેઠે જમીન પાસે આવે કે તુરત ગાન સંકેલી લઈ, પાંખો બંધ કરી ધબાક કરતું ભોંય પર પડતું મૂકતું દેખાય છે. પણ પૂરું પડતું તો નથી જ. પડતાં પડતાં અધવચ અટકી જઈ જમીનનો સ્પર્શ પણ કર્યા સિવાય પાછું ગાતું ગાતું ઊંચે ચડે છે. આવી ચડ-ઊતર એ સવારથી બપોર સુધીમાં, નહિ નહિ તો યે હજારેક વખત કરતું હશે, પણ નથી એથી એ થાકતું દેખાતું કે નથી જણાતી એના કંઠમાં કર્કશતા.

એના ગાનની રીત પણ અનોખી છે. અન્ય પંખીઓનાં ગાન અલ્પ ક્ષણાન્તરસ્થાયી હોય છે. લાંબું ચાલે તો તે પણ વચ્ચે વિસામો ખાઈને જ. જ્યારે ભરતનું ગાન તો અવિરત ચાલ્યા જ કરે છે. અવિરત એટલે અરધા કલાક જેટલા દીર્ઘકાળ પર્યંત એકશ્વાસે એકધારું ગાયાં કરે છે. એ દરમ્યાન નથી એનો કંઠ થડકાતો કે નથી એના સ્વરની માત્રા ન્યૂનાધિક થતી દેખાતી. આખો વખત એક જ આલાપસરણી એ ટકાવી રાખે છે.

એની અન્ય એક વિશિષ્ટતા છે: પ્રતિદિન ગાવાની. સંગીતના શાહ સમો (સ્કાઈલાર્ક અને ભરતમાં પણ નર પંખી જ ગાનાર છે. માદામાં એટલી લોકોત્તર ગાનશક્તિ કે ઉન્માદ નથી હોતાં) નાઈટિંગેલ ઉન્મુક્ત કંઠે તો ગાય છે માત્ર સંવનન પ્રસંગે (ક્વચિત્ બચ્ચાં હોય, ઊંઘમાંથી ઝબકી ઊઠ્યો હોય કે લડતાં ઝઘડતાં ક્રોધાવિષ્ટ થયો હોય ત્યારે પણ એ ગાય છે ખરો) પણ એનું એ ગાન પ્રતિદિન, અમુક કાળે નિયમિત, આખું વરસ તો ચાલતું નથી જ. એવું જ અન્ય પંખીઓનું પણ. કદૂ, કોયલ, બપૈયા જેવા વળી કોઈ અમુક ઋતુ પૂરતો ગાનારંભ કરી અન્ય દિવસોમાં મૂગા મંતર બની જાય છે. ત્યારે ભરત (અને સ્કાયલાર્ક) તો નિરપવાદ આખું વરસ ગાયા જ કરે છે. શિયાળો હોય કે ઉનાળો, ચોમાસાની અશ્રાન્ત હેલી થતી હોય ત્યારે પણ એના ગાનની ધારા દરરોજ સવારથી બપોર સુધી અબાધિત અખંડિત વહેતી જ હોય છે. માત્ર બપોર પછી એ ક્વચિત જ ગાતું સંભળાય છે.

એનું ગાન એટલે પદની વિવિધતા વિનાની ચીઈચ કે ઝીણી સીસોટી જેવી અત્યંત આહ્લાદક સુમધુર સ્વરપરંપરા (એની અને સ્કાઈલાર્કની ગાવાની રીત સરખી જ છે: ફેર હોય તો અવાજમાં જ. ભરતનો કંઠ કંઈક ધીરો અને મૃદુ હોય છે, પણ એથી ગાનની મધુરતામાં ફેર પડતો નથી, એમ અનુભવીઓ કહે છે). એ ઉપરાંત તે પંખીઓની બોલીનું અનુકરણ કરતું પણ કહેવાય છે.

એના આવા દ્વિવિધ આકર્ષણને લીધે ભરત પાલ્ય પંખી તરીકે ખૂબ આદર પામે છે. સ્વભાવે સુશીલ અને કષ્ટ સહી શકે એવી કઠોર કાયાવાળું છે, એટલે બન્દી દશામાં ગમે તેવા નાનામોટા નિવાસસ્થાનને તરત અનુકૂળ થઈ જાય છે. જન્મથી જ આકાશના અસીમ પટનું ખૂંદનારું છે છતાં પાંજરાની સંકુચિત અવસ્થામાં પણ એ એટલા જ ઉલ્લાસથી અને એવા જ બુલંદ અવાજે ગાયાં કરે છે. કુદરતને ખોળે તો એના ગાનનો સમય ઉષ:કાળથી મધ્યાહ્ન સુધીનો નિયત છે, પણ પાંજરાના પડદા પાછળથી તો એ રાતે પણ એટલા જ ઉત્સાહથી ગાય છે.

આકાશપથસંચારી છતાં ભરતનો કાયમી નિવાસ તો તો જમીન પર જ હોય છે. સ્કાઈલાર્કની પેઠે એ પણ આછાં ઝાળાંઝાંખરાંવાળાં ખુલ્લાં મેદાન, ઘાસનાં બીડ કે ખારીનાં વસનારાં છે એટલે બાગબગીચા, વાડીઝાડી કે ગીચ જંગલમાં નજરે નથી પડતાં. એને લીધે જ એ વાડ પર કે ઝાડની ડાળીએ બેસતાં ક્વચિત જ નજરે પડે છે.

એમનો આહાર છે કાંગ, બંટી, ચણા, કુરી વગેરે

અનાજના કણ અને નાનાં તીડ જેવાં જંતુ. એના આવા કણભક્ષપણાને લીધે પાળવામાં સરળતા પડે છે.

મે અને જૂન એનો ગર્ભાધાનકાળ. આડે અવસરે દિવસે એ ટોળે વળીને ફરતાં દેખાય છે, પણ સંવનન પ્રસંગે તો બધાં પંખી છૂટાં પડીને એમનાં જોડાં બંધાઈ જાય છે. ઘાસના ભોથાના મૂળમાં કે માટીના ઢેફાની ઓથે, પગથી જમીન ખોતરી, એ ખાડામાં ઘાસનો છીછરો માળો બનાવી એમાં દૂધીઆ રંગનાં અને ઘેરાં કસુંબી છુંદણાંવાળાં ૪–૫ ઈંડાં મૂકે છે.

ભરત આપણા ગુજરાતનું સ્થાયી અધિવાસી અને સામાન્ય પંખી છે, પણ એના નિવાસસ્થાનની વિશિષ્ટતાને લીધે એ ડગલે ડગલે નજરે નહિ પડે. અમદાવાદની આસપાસ એને મેં ચાંગોદરના બીડમાં, રહુના રસ્તે તથા માંડળ અને વણોદની વચ્ચે ઘણી વખત જોયું છે. એનાં ટોળાં તો માત્ર ઝિંઝુવાડાના પાદરે જિલ્લાણંદના ટાપુમાં બીડ વચ્ચે જ મારા જોવામાં આવ્યાં છે. એના માળા હજુ મારે જોવાના બાકી છે.

ભરત સિવાય એનાં અન્ય સગોત્રી (larks)ની પ્રાન્તભેદે ૨૫–૩૦ જાતો ભારતવર્ષમાં થતી હશે. એ બધાંય પાળવા માટે યોગ્ય ગણાય છે, પણ કંઠની મિઠાશમાં કે ગાનના ઉન્માદમાં તો કોઇ ભરતને ન પહોંચી શકે. એમાંથી ય ભરતને પડખે શોભે એવાં તો બે જ: અગન અને ચંડોળ. આ બંને પંખી ગુજરાતમાં ખૂબ વ્યાપક અને પક્ષિવિદોમાં પાલ્ય પંખી તરીકે ભારે આદર પામનારાં છે.

### (૨) અગન

અગન એટલે Singing Bushlark.[૧] ભરત પેઠે આકાશમાં વિહરતાં ગાતું હોવાથી 'Singing' વિશેષણ અને ઝાળાંઝાંખરાં તથા વાડ ઉપર બેસવાના સ્વભાવને લીધે 'Bush' Lark અભિધાન પામ્યું છે.


અગન

કદમાં તથા રૂપેરંગે એ ભરત જેવું જ છે, એટલે અગન અને ભરત જમીન પર ફરતાં હોય ત્યારે છેટેથી ઓળખવાં મુશ્કેલ છે. અગનની આંખ ફરતું શ્વેત કુંડાળા જેવું નિશાન પણ આવે પ્રસંગે દેખાતું નથી. એમને ઓળખવાં હોય તો ઊડતાં જ જોવાં જોઇએ.

નૈસર્ગિક દશામાં ભરત અને અગન બંને ઊડતાં ઊડતાં જ ગાય છે, છતાં અગન ભાગ્યે જ ૪૦–૫૦ ફૂટ કરતાં વધારે ઊંચે ચડતું હશે. વળી એનું ગાન પણ ભરત પેઠે અવિરત અને દીર્ઘકાળ પર્યંત ચાલતું નથી. એ ગાતાં ગાતાં ઊંચે ચડે છે. ઊંચે ચડીને થોડી વાર પાંખો પર તરે છે. પછી તરત હેઠે ઊતરીને વાડ કે ઝાડવાની ટોચે મૂગું થઈ બેસી જાય છે. થોડી વાર બેસીને વળી પાછું ઊડે છે અને ગાવાનું શરૂ કરે છે. વળી પાછું ઊતરીને એની એ જ વાડ અને એની એ જ ડાળે આવીને બેસે છે. આવી ચડઊતર અને એક જ આસને[૨] બેસવાનો વિધિ એકાદ કલાક ચાલતો હશે. એટલો કાળ વ્યતીત થતાં એ બેસવાનું સ્થાન બદલે છે અને ત્યાંથી પાછી ચડ-ઊતર શરૂ કરે છે.

અગન પણ અત્યંત બુલંદ સ્વરે ગાય છે. એના કંઠમાં મિઠાશ તેમ માર્દવ પણ છે, પણ એનું ગાન ભરતના તોલે તો ન જ આવે. ધ્યાન દઇને સાંભળો એ તો એના ગાનમાં ભરતના જેવી પ્રફુલ્લતાને સ્થાને ઘણી વખત કરુણતાનો ધ્વનિ સંભળાય છે.

ગાનની આવી પ્રતિભા સાથે અગનમાં અન્ય

---

૧ Mirafra cantillans

૨ આ ટેવને લીધે એને પકડવાનું અત્યંત સરળ પડે છે. એ બેસે છે તે ડાળી કે વાડ ઉપર વડ ઊમરાના દૂધને એકાદ સળેકડા ઉપર લગાડીને મૂકવામાં આવે છે. હવેથી ઊતરી આવીને અગન જેવું એ ડાળે બેસે કે પેલા સળેકડા પરના ચીકણા રસમાં એનાં પગ અને પીંછાં ચોંટી જાય છે. ત્યાંથી ઊડે ત્યારે એ પાંખો પહોળી કરી શકતું નથી, એટલે ધબ લઇને હેઠું પડે છે અને પટકાઇ જાય છે. ભરત આ રીતે પકડાતું હશે કે કેમ તે હું કહી શકું નહિ, પણ અગન પકડવાનો તો મારો અંગત અનુભવ છે. વળી ભરત ડાળે કે વાડે બેસતું નથી એટલે જમીન પર પાળેલા પક્ષીનું પાંજરું મૂકી તેનાથી આકર્ષાઈ આવેલા વગડાઉ ભરતને હેઠો ઊતરતાં ભોંય પરથી જ હાસાથી પકડવાનું. અગન જેટલું સહેલું તો નથી જ.

પંખીઓની બોલીનું અનુકરણ કરવાની અદ્‌ભુત શક્તિ પણ છે. એને લીધે પાલ્ય પંખી તરીકે ભરત કરતાં એ વિશેષ સન્માન પામે છે. એની એ શક્તિની ખીલવણી માટે એને વિશાળ પાંજરાની પણ જરૂર નથી. એકાદ ફૂટ સમચોરસ અને આઠેક આંગળ ઊંચું, તાર કે વાંસની પાતળી સળીઓથી બનાવેલું પીરામીડના આકારનું પાંજરૂં પણ એને પૂરતું થઇ પડે છે. એ પાંજરાની સળીઓ કે તાર એના પગનાં સુકોમળ તળીઆંને વાગે નહિ એ માટે એને તળીએ મુલાયમ કંતાન કે મીણકપડનો કકડો ઓછાડી, એ ઉપર સુંવાળી ધૂળ પાથરવામાં આવે છે. કુલડીમાં એક ખૂણે કાંગ કે ચણો અને બીજે ખૂણે પાણી મૂકીને, પાંજરા ફરતું સફેદ કપડું વીંટાળી દેવામાં આવે છે. આ દેખીતી નરી ક્રૂરતા જ છે, છતાં એના પાળનારની એના પરની મમતા ઓછી નથી. એવી બંધીઆર દશામાં પણ એનું એ જીવની પેઠે જતન કરે છે અને એનો ઉલ્લાસ ઓછો ન થાય એ ખાતર દરરોજ સવારે કે સાંજે એને ફરવા લઇ જાય છે. ગામ તળાવની પાળે, નદીતટની કુંજમાં કે બગીચા અથવા ગાઢ વનરાઇની વચ્ચે, પાંજરાને એક છેડેથી ઢાંકણ ખુલ્લું કરીને મૂકે છે, એટલે પડદા પાછળ અંધકારમાં એકલું અટૂલું સહવાસ માટે ઝૂરતું અગન, ભૂખ્યા દિલે આસપાસ ગાતાં બોલતાં પંખીઓને સાંભળવામાં તલ્લીન થઇ જાય છે. સાંભળતા વેંત જ એ બોલીઓ ઝડપી લે છે અને પ્રસંગ મળ્યે એ બધું, વધુ કોમળતાથી, વધુ મિઠાશથી આબાદ ગાઈ બતાવે છે. એની આવી સ્મરણશક્તિનો લાભ લઈ, પક્ષિપાલનના રસીઆ એને મનુષ્યવાણીના સંગીતનાં જુદાં જુદાં ધર ભારે પ્રયત્નપૂર્વક શીખવે છે. (અગન કે ભરત એક પાંજરામાં એકથી વધુ રાખવામાં આવતાં નથી).

ભરત પેઠે અગન પણ ભૂમિતલનું વસનારૂં છે, છતાં વાડ વગેરે પર બેસવાના સ્વભાવને લીધે એ વૃક્ષાદિથી ભરપૂર ખેતર, વાડી, બગીચા વગેરે સ્થળે નજરે પડે છે એટલે જ મનુષ્યના વસવાટની અત્યંત નિકટ તેમજ ઉત્તર ગુજરાતના સુક્કાખંભ પ્રદેશમાં કે ચરોતરની સઘન વનરાઇઓમાં પણ સ્વચ્છંદે વિહરતું જોવામાં આવે છે. અમદાવાદમાં મેં એને સુએજ ફાર્મનાં ખેતરોમાં, ચંડોળાની સડક પાસેની ક્યારીઓમાં તેમજ બાવળાને રસ્તે વાડમાં રખડતું, સવિશેષ વર્ષાઋતુમાં ધૂળમાં નહાતું, અનેક વખત જોયું છે.

વન્ય દશામાં એ બંટી કાંગ વગેરે અનાજ તથા તીડ વગેરે જીવાત પર જીવન નભાવે છે, પણ પંજરાવસ્થામાં એના કંઠની શક્તિ અને મિઠાશ વધારવાના હેતુથી, ઉસ્તાદો એને, શેકેલા ચણાના લોટને ઘીમાં તાંસળી નાખી એમાં બદામ પિસ્તા મેળવીને બનાવેલો સથ્થુ કે ચોગો પણ અનાજની સાથે આપે છે.

માર્ચથી જુલાઈ સુધીના ગાળામાં એ પ્રજનન કરે છે. એ દરમ્યાન એનાં બે જણતર થવાનું મનાય છે. એના માળા જમીન પર જ બાંધે છે. એકાદ અવેડ ખેતર વચ્ચે કે વાડના થડ પાસે, ઘાસનાં તરણાંની ઓથે, ભોંય ખોતરીને એમાં, વરસાદ ન પડે એવા ઘુમટવાળો ઘાસનો ગૂંથેલો માળો ગોઠવી દે છે. એનાં ઈંડાંનો રંગ ધૂળિયો સફેદ; એમાં ફિક્કા પીળા કે કેસરી રંગનાં છાંટણાં અને રેખાઓ. એકી વખતે એ ત્રણથી ચાર ઈંડાં મૂકે છે.

અગનનું અન્ય એક પીતરાઈ, Red Winged Bushlark[3] (ધાચસ?) આપણે ત્યાં કાયમ રહેનારૂં છે, પણ ગાનમાં એને ન પહોંચે. વળી હાથમાં લીધા સિવાય એને ઓળખી પણ શકાતું નથી, એટલે એના વર્ણનથી અર્થ નહિ સરે.

### (૩) ચંડોળ

છેલ્લું આવ્યું ચંડોળ, Crested Lark.[4] ભરત અને અગનથી ભારે શરીરનું, પણ રૂપેરંગે એમને મળતા આ Larkને ઓળખવાનું વિશિષ્ટ ચિહ્ન છે, એના માથા પરની મોટી કલગી કે ચોટલી. ખુશ થયું હોય, બીન્યું હોય કે ચીડાયું હોય ત્યારે એ આ ચોટલી ઊભી કરે છે.


ચંડોળ

આપણે ત્યાં એ બારે માસ રહે છે. અગન પેઠે જ એ ઝાડપાનવાળા પ્રદેશમાં વસનારૂં હોવાથી અમદાવાદની આસપાસ ખરેજે જોવામાં આવે છે.

(અનુસંધાન આગળ પાન પ૨ મે)

૩ M. reythroptera ૪ Galerida cristata

# નવી નજરે

*સમાજહિતની કોઈ અદમ્ય ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે માનવ-મશ્કરીની વિલક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા અવનવા અખતરાના કિસ્સાઓ;—જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આપણાં વિચારબળને તાજગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા*

---

**મા**ણસના શરીરના પ્રમાણમાં એના પગ કેટલા લાંબા હોવા જોઈએ, એ વિષય ઉપર લડી રહેલા કેટલાક જણ અબ્રાહમ લિંકન પાસે નિર્ણય માટે આવ્યા. લિંકનના પગ ખૂબ લાંબા હતા! લિંકને વિચાર કરી નિર્ણય આપ્યો: 'માણસના પગ કેડથી જમીન સુધી પહોંચે એટલા જ લાંબા હોવા જરૂરી છે!'

**ઈં**ગ્લંડના એક ગામડામાં ગામ આખાની નૈતિક જવાબદારીની ચિંતા કરતાં એક શ્રીમતીએ એક મજૂરને એક વખત ઠપકો આપતાં કહ્યું કે 'તારી રેંકડી મેં પીઠા સામે જોઈ હતી, માટે નક્કી તું ત્યાં પીવા ગયો હોઈશ.'

એ અભણ મજૂરને દલીલો કરતાં આવડતી ન હતી, એટલે એ વખતે તો એણે એ ઠપકો સાંભળી લીધો; પણ તે સાંજે તેણે પોતાની રેંકડી લઈ જઈ ને એ બાઈ સાહેબના ઘર સામે મૂકી દીધી અને આખી રાત ત્યાં પડી રહેવા દીધી!

**ડા**યોજિનીસને કોઈએ એક વખત પૂછ્યું કે કયા પ્રાણીનો ડંખ વધુમાં વધુ ભયંકર હોય છે, ત્યારે તેણે જવાબ આપ્યો કે 'જંગલી પ્રાણીઓમાં ચુગલીખોરનો અને પાળેલાં પ્રાણીઓમાં ખુશામતીઆનો.'

**ઈ**.સ.૧૮૬૦માં અમેરિકાના પ્રેસિડેન્ટની જગ્યા માટેના બે ઉમેદવારોમાં એક અબ્રાહમ લિંકન હતો. તેનો પ્રતિસ્પર્ધી પોતા માટે મત જીતવા તનતોડ મહેનત કરી રહ્યો હતો, એ વખતે એ પ્રતિસ્પર્ધીના એક ટેકેદારે લિંકનને આમ જનતાની નજરમાં ઉતારી પાડવા માટે લોકોને જણાવ્યું કે લિંકનમાં જો કોઈ મહત્ત્વની લાયકાત હોય તો તે ફક્ત લાકડાં ફાડવાની જ હતી; બાકી તેનામાં ઉચ્ચ કેળવણી ન હતી. લિંકનના એક મિત્રે આ વાત ઉપાડી લીધી અને નાનપણમાં જે ઝૂંપડી લિંકને જાતે લાકડાં ફાડીને બનાવી હતી તેમાંથી બે પાટીઆં ખેંચી લાવી એ સહિત મતદારોમાં ઘૂમવા લાગ્યો અને 'લાકડાં ફાડી જાણનાર લિંકનને મત આપો' એ શબ્દોને તેણે મત માટેની લડતના સંજ્ઞાચિહ્ન રૂપ બનાવી દીધા. એ લાકડાનાં પાટીઆં પાછળ, ગરીબીમાંથી અદ્ભુત ખંત અને શ્રમથી જાહેર જીવનમાં ઊંચે આવનારના પૂર્વ-જીવનનો આખો ઇતિહાસ પ્રજા વાંચી શકી અને જે ખમીર માટે અમેરિકન પ્રજાને કાયમ યાદ રહ્યા કર્યો છે એના આ દર્શનથી અનેક માણસોએ લિંકનને જ ઉત્સાહભેર મત આપ્યા.

**મ**દ્રાસ બાજુ કોર્ટમાં ચાલેલા એક કેસની વિચિત્ર હકીકત જાણવા જેવી છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર એક વખત મદ્રાસ તરફ ગએલા. એ વેળા માર્ગે રસ્તે જતાં બે મદ્રાસી વચ્ચે ઝગડો થયો ત્યારે તેના પ્રેક્ષકવર્ગ તરીકે એ એકલા જ હાજર હતા. આથી તેમને કોર્ટમાં જુબાની આપવા જવું પડ્યું. ઝગડો શા માટે થયો, અને તે ઉપસ્થિત કરવામાં પહેલો કોનો દોષ હતો એ કોર્ટને જાણવાનો બધો આધાર આ એક જ સાક્ષી ઉપર હતો. પરંતુ મુશ્કેલી એ હતી કે આ સાક્ષી એ લડનારાઓની ભાષા જાણતા ન હતા. તેમ છતાં તેમણે કોર્ટને જણાવ્યું કે પોતાની યાદશક્તિ ખૂબ સરસ હોવાથી તેઓ લડવાનું શરૂ કરતાં પહેલાં જે કાંઈ બોલેલા એ બધા સ્વરોની પોતે નકલ કરી શકશે. કોર્ટે એમ કરવાની છૂટ આપી એટલે પેલા બંને એક પછી એક શું બોલેલા એ એમણે ગ્રામોફોન રેકર્ડની માફક બોલી બતાવ્યું. એમાં કદાચ તામીલ ભાષાના ઉચ્ચાર શુદ્ધ નહિ આવ્યા હોય, પણ બીજી રીતે એમણે કરેલી એ નકલમાં પણ એવો ગંધભેદનો અર્થ આવતો જતો હતો કે કોર્ટે એનો સનજપૂર્વક આપેલી જુબાની તરીકે જ ઉપયોગ કર્યો, અને તેથી ગુનો સાબિત કરવાનું બહુ સરળ બન્યું.

**મા**ણસો એકલાં પડે અને પોતાની ચેષ્ટા કોઈ જોતું નથી એવી ખાતરી હોય તો કેવા કેવા ચેનચાળા કરે ને આપશે, સૌ પોતપોતાના અનુભવથી જાણતા હોઈએ

છીએ. પણ આવી હકીકતો એકઠી કરવાના એક શોખીને થોડા સરસ નમૂના રજૂ કર્યા છે.

એક મશ્કરો એક સરકસના અંધારા ભાગમાં થઈ પસાર થતો હતો. આસપાસમાં કોઈ નથી એમ એને ખાતરી હતી. રસ્તામાં એક સ્થળે એક મોટો અરીસો હતો. તેની સામે આવી તેણે પોતાની ટોપી ઉતારી અરીસામાંની પોતાની મૂર્તિને છટાથી માન આપ્યું!

એક બીજો આવો શખ્સ પોતાના બાગમાં બેઠો બેઠો ઝાડનાં પાંદડાં સોંસરવાં આવતાં સૂર્યનાં કિરણને પોતાની ટોપીમાં જાણે પકડી લઈ, એવી રીતે ભરેલી ટોપી માથે મૂકવા પ્રયાસ કરતો હતો. પણ એ પ્રયત્નમાં સફળ ન થવાથી તે ગુસ્સે થયો, અને તેથી ટોપીને પોતાના ગોઠણ પર પછાડી તુરત માથા ઉપર મૂકી અને વધારામાં પાસે બેઠેલા પોતાના કૂતરાને લાત મારી!

લીઓ ટૉલ્સટૉય એક વખત ફરતાં ફરતાં એક પથ્થર પર બેઠી શિયાળાની ઠંડીમાં તાપી રહેલા એક કાગડા પાસે આવી ચડતાં, તેમનાથી 'કેમ મઝામાં?' બોલી જવાયું અને પછી આસપાસ ચોરની નજરથી જોઈ, કોઈ નથી એવી ખાતરી કરી. કાગડા આગળ પોતાના દિલની વાત કરી, 'મને મઝા નથી, યાર!'

એક થીએટરની ઓરડીમાં એક ખૂબસૂરત સ્ત્રી આવી અને આસપાસ કોઈ ન હોવાથી ત્યાં ટાંગેલા એક આયના પાસે જઈ, કાળજીથી કપડાં તથા વાળ ઠીકઠાક કરી સ્વગત બોલી 'અને છતાં છેવટે મરી જવાનું!'

એક પાદરીની વાત છે. લોકોને દબદબાભરી વાતોથી ગંભીર બનાવી દેનાર એ બિરાદર પણ એક વખત એકલા પડ્યા ત્યારે કોણ જાણે કેવા તોરમાં આવી ગયા કે પગમાંથી બૂટ કાઢી સામે ફેંક્યા અને પછી બહુ જ ગંભીરતાથી તે બૂટને ઉદ્દેશીને બોલ્યાઃ 'લે, જા! તારાથી જવાય તો જા તો ખરો!' અને પછી થોડી વારે જાણે એ બૂટને પગના વિરહની પૂરી શિક્ષા થઈ ગઈ હોય એમ આસ્તેથી બોલ્યાઃ 'જોયું! મારા વગર તારાથી ક્યાંય જઈ શકાય તેમ નથી!'

એવામાં કોઈ ત્યાં આવી ચડ્યું અને 'શું થાય છે?' એવા એના પ્રશ્નના જવાબમાં પાદરી બોલ્યાઃ 'જુઓને, આ જોડો તળીએ સાવ ફાટી ગયો છે. આ લોકો કેવા તકલાદી જોડા બનાવે છે!'

ફ્રાંસમાં ક્રાન્તિ થઈ એ જમાનામાં ડૉ. ગીલોટિન નામનો એક ભલો માણસ લોકપ્રતિનિધિ સભાનો સભ્ય બન્યો. એ વખતે મોતની સજાને લાયક ગુનેગારોમાં ઊંચનીચના ભેદ રાખવામાં આવતા. અને ઊંચા વર્ગના માણસને તરવારના ઝાટકાથી મારવામાં આવતો ત્યારે નીચા વર્ગના માણસને ફાંસી અપાતી. ડૉ. ગીલોટિને આ પ્રથા સામે પોકાર ઉઠાવી એક એવો ધારો પસાર કરાવ્યો કે મોતની સજાના બધા પ્રસંગોમાં કોઈપણ જાતના ભેદ વિના યંત્રની મદદથી જ ગુનેગારનું માથું ઉડાવી દેવું, જેથી તેને ઓછામાં ઓછું દુઃખ થાય. આવું એક યંત્ર ત્યારના રાજાના સર્જન લૂઈએ બનાવ્યું હતું, અને એના બનાવનારના નામથી લોકો એ યંત્રને 'લૂઇઝેટ'ના નામથી ઓળખતા હતા. પણ હવે ડૉ. ગીલોટિન એ યંત્રનો વકીલ બન્યો હતો એટલે પ્રજાએ તુરત જ એ યંત્રને એના માનમાં 'ગીલોટિન' એ નામથી ઓળખવા માંડ્યું. એ ભલા માણસે પોતાનું નામ આવા યંત્ર સાથે ન સંડોવાય એ માટે બનતા પ્રયાસ કર્યા. પણ પ્રજાની કદરદાની એવી આગ્રહભરી બની કે હજુ પણ મૃત્યુનું દુઃખ ટાળવા માગનાર એ દયાળુ માણસનું નામ મૃત્યુના દૂત સમા એ યંત્ર સાથે જ સંડોવાયેલું રહ્યું છે!

ઈજિપ્તના પીરામીડોના નામની સાથે જ જેનું નામ જોડાએલું છે તે સ્ફિન્ક્સ થોડાં વર્ષો પહેલાં અર્ધું રેતીમાં દટાએલું હતું. જો કે રેતી વખતો વખત ત્યાંની સરકાર તરફથી સાફ કરાવવામાં આવતી, છતાં પ્રાચીન શોધખોળ ખાતાને એ બાબતની મજૂરી પૂરો સંતોષ આપી શકી નહિ. આથી એ કામ કરી આપવા માટે વિદ્યાર્થીઓને અપીલ કરવામાં આવી. દુનિયાનાં મુખ્ય આશ્ચર્યોમાં જેની ગણના થતી હોય એવી ચીજ પોતાને જ આંગણે છે, એ એક જ વાત વિદ્યાર્થીઓની સહાનુભૂતિ મેળવવા માટે પૂરતી હતી. એથી ૮૦૦ વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓએ છ માસ સુધી કામ કરી સૈકાઓથી દટાઈ રહેલ એ આકૃતિનો નીચેનો ભાગ સાફ કરી આપ્યો. આ પ્રસંગ યાદ આવતાં આપણે ત્યાં અત્યારે જીવનમરણના બની ગએલા એક પ્રશ્નનો નિકાલ કરવાનું આપણને સ્ફુરે છે. ગુજરાત કાઠીઆવાડમાં જ્યાં જ્યાં વૃક્ષોને અભાવે દેશ સૂકો બની ગયો છે ત્યાં વૃક્ષારોપણની યોજનાઓ તાબડતોબ હાથ પર લેવાની જરૂર પડી છે. એ સમયે તંદુરસ્ત

વિદ્યાર્થીઓ જેની છલકાતી જીવનશક્તિ કામ માગી રહી છે એ શક્તિને સ્કાઉટિંગની રમતો કે અર્થ વગરના મેચ કે એવી બીજી નમાલી પ્રવૃત્તિઓમાં વાળી રણમાં વહેતા પાણીની માફક નિષ્ફળ બનાવવાને બદલે એ જ શક્તિની મદદથી ઠેર ઠેર જંગલો ઉત્પન્ન કરી શકાય. ખાડો ખોદીને તેમાં ઝાડ વાવવું, અને પછી એક બોરીંગ પર મૂકેલી પવનચક્કીમાંથી નીકળતું પાણી તે તરફ વાળવું એ કામ ગામડાં અને શહેરોમાં વસતા બધા વિદ્યાર્થીઓને રસિક અને તંદુરસ્ત રમત પૂરી પાડે એમ છે. માત્ર જેઓના કબજામાં આ અખૂટ શક્તિના પ્રવાહની ચાવી છે તેઓની દૃષ્ટિ રાષ્ટ્રલક્ષી થવા પૂરતી જ ઢીલ છે.

ઉપકારનું પણ એક નવું જ તત્ત્વજ્ઞાન છે. સમાજનું વ્યાવહારિક જ્ઞાન આપણને એમ શીખવે છે કે એકગણો ઉપકાર કરનાર ઉપર સોગણો ઉપકાર કરવો. પણ આ અર્ધું જ સત્ય છે. ખરું જોતાં બદલાના ઉપકાર કરતાં ઉપકારનું સતત ભાન વધુ કીમતી વસ્તુ છે. એ સમજવા બહુ ઉદાર હૃદય જોઈએ છે. આપણે એવા ઘણા માણસો જોઈએ છીએ જેને આપણે એક ચાનો પ્યાલો પાયો હોય તો બદલામાં આપણને પણ ચા પાય ત્યારે જ તેને નિરાંત થાય, પછી આપણને તેની જરૂર હોય યા નહિ. ઉપકારનો હિસાબ આમ ચોકખો રાખવાની પોતાની તકેદારી માટે આવા લોકો ગર્વ લેતા હોય છે. પણ જે ભાવનાથી એ લોકો આ હિસાબ રાખે છે એ ભાવના ગર્વ કરતાં શરમને પાત્ર વધારે છે. પોતાના પર ચડેલો ઉપકાર વહેલામાં વહેલી તકે ધોઈ નાખવાની આ અધીરાઈની પાછળ એ ઉપકાર કરનાર તરફનો ઊંડો તિરસ્કાર છે. એવા લોકો પોતાના પર થએલા ઉપકારને ફૂલોની માળાના જેવો નથી માની શકતા, પણ એને ખસના ચેપ જેવો માને છે, અને બનતી ત્વરાએ એમાંથી મુક્ત થવા ઇચ્છે છે. અને આથી જ તેઓ ઉપકાર પરત્વે અસહિષ્ણુ હોય છે.

પરંતુ ખરી મહાનુભાવતા ઉપકાર ધોઈ નાખવાની ઉતાવળમાં નહિ પણ પોતાના ઉપર ઉપકાર કરવાની સામા માણસને તક આપવામાં છે. અને ઉપકાર કરવાની આવી તક આપવી એ પણ કાંઈ ઓછો ઉપકાર નથી. કેમકે જે વખતે તમે કોઈનો પણ ઉપકાર સ્વીકારો છો એ વખતે સાથોસાથ તે તમારા ઉપર ઉપકાર કરવાની સ્થિતિમાં હોવાની વાતનો પણ તમે સ્વીકાર કરો છો, અને એ રીતે તમે તેને આદર આપો છો. એ આદર એ જ તમારો તેના તરફનો બદલાનો ઉપકાર. એથી ઊલટું, જો કોઈ મિત્ર કે ઓળખાતો તમારો ઉપકાર સ્વીકારવાની અનિચ્છા બતાવે તો તમે ખાતરીપૂર્વક માની શકો કે તે અંદરખાને તમને પોતાનાથી હલકા દરજ્જાના ગણી તિરસ્કારે છે, અને માટે જ તમારા ઉપકારમાં આવી તમારું વર્ચસ્વ કબૂલ રાખતાં અચકાય છે.

આવી રીતે બીજાના ઉપકારમાં ન દબાવાના ધ્યેયવાળા માણસો એક તરફથી ઉપકારની પતાવટ કરવામાં જેટલા કાળજીવાળા હોય છે, એટલા જ બીજી તરફથી નવાં ખાતાં ન ખોલવાની પણ કાળજી રાખે છે. અને તેથી પોતાની સરસાઈ બતાવવાનો હેતુ જ્યાં પાર પડી શકતો ન હોય ત્યાં કોઈ પર નવેસરથી તેઓ ઉપકાર કરી શકતા નથી હોતા. પરિણામે આવા માણસને જો તમે કોઈ કટોકટીને પ્રસંગે સો રૂપીઆ આપ્યા હોય તો તમારા પર હજાર રૂપીઆનો ઉપકાર ચડાવવાના પ્રસંગની તે રાહ જોઈ રહેશે—અથવા કહો કે તમે એવી મુશ્કેલીમાં મૂકાઓ એવી દુવા પણ માગશે! પણ તમારે એના ઉપર ઉપકાર ચડાવવાનો પ્રસંગ ન આવ્યો હોય અને તમારે જરૂર પડી હોય તો રાતી પાઈ નહિ આપે. એકગણા ઉપકારનો બદલો સોગણા ઉપકારથી વાળવાની વાત સમાજનો મોટો ભાગ આ અર્થમાં જ સમજતો હોય છે.

પરંતુ જે લોકોની દૃષ્ટિ ઉપકાર પરત્વે વધારે ગઈ તેઓને ઉપકાર ચૂકાવવાની ઉતાવળ નથી હોતી, એટલું જ નહિ પણ ઉપકાર જે સ્થળેથી આવ્યો હોય ત્યાં જ પાછો વાળવાની વેપારી બુદ્ધિ પણ તેઓમાં નથી હોતી. તેઓ ઉપકારને ફૂલના ગજરા જેવી વધાવી લેવાની વસ્તુ માને છે, આફતનું પડીકું નહિ. તેઓ ઉપકારનું ખાતું રાખતા નથી. જરૂર પડે ત્યારે ગમે તેનો ઉપકાર સ્વીકારી લે છે, અને કોઈને પણ જરૂર પડી હોય ત્યારે ભેદભાવ વિના ઉપકાર વેરે જાય છે. એટલે વ્યક્તિ પરત્વે તેઓના અનેક હિસાબ એક યા બીજા પાસામાં અધૂરા રહી જાય છે. પણ સમાજ પરત્વે જોતાં સમાજમાંથી તેમને જે મળ્યું હોય તેથી અનેકગણું આપી છૂટે છે. આવા

માણસનો તમને રેલવેમાં ભેટો થઈ ગયો હોય તો તમે રેસ્ટોરાંનું બીલ ચૂકવવા માગતા હશો તો વગર આનાકાનીએ તમને તેમ કરવા દેશે. પણ એ પહેલાં અનેક બીલ એણે સમાજના વિરાટ ચોપડામાં જમા કરાવ્યાં હશે એમ તમે એની બેપરવાઈ ઉપરથી જ જોઈ શકશો. અને જગત ઉપર સાચો ઉપકાર આવા પહેલો એકગણો ઉપકાર કરનારા કરી જાય છે, બદલાનો સોગણો ઉપકાર કરનારા નહિ.

ટોકીઓના એક સ્ટેશનમાં એક કુતરાનું બાવલું છે. આ કુતરો ઇમ્પીરીઅલ યુનિવર્સિટીના પ્રોફેસર યુએનોનો હતો. પ્રોફેસર યુનિવર્સિટીમાં જતા ત્યારે કુતરો તેની સાથે સ્ટેશન સુધી આવતો અને સાંજે પાછો પ્રોફેસરને લેવા સ્ટેશને આવતો. પણ એક દિવસ કુતરો સાંજે પોતાના મિત્રની સામે આવ્યો છતાં પ્રોફેસર ગાડીમાંથી ન ઊતર્યા કેમકે યુનિવર્સિટીમાં જ તેમનું મૃત્યુ થએલું. અને છતાં કુતરાએ દરરોજ સાંજે ગાડીએ સામે આવવાનો ક્રમ ચાલુ રાખ્યો. આઠ વર્ષ કુતરાએ આ મિત્રધર્મ બજાવ્યો. અને પછી એનું મૃત્યુ થતાં એની વફાદારીની વાત આખા જાપાનમાં પ્રસરી. જનતાના હૃદય ઉપર તેણે એવી અસર કરી કે જાહેર ફંડ કરી જ્યાંથી જે સ્થળે કુતરો હમેશાં પોતાના મિત્રની રાહ જોતો એ સ્થળે એનું બાવલું ઊભું કરવામાં આવ્યું.

**શીઘ્ર લેખન**

[આ વખતના ફકરામાં કૃત્ પ્રત્યયો, એટલે કે વિભક્તિ અને કૃદંતના પ્રત્યયો—ને, થી, નું, મા, તો, લો, વાને, રો, યો એને માટેની ટૂંકી સંજ્ઞાઓનો પ્રયોગ કર્યો છે, અને બાકીનું બધું ટુંકાવ્યા વિના જ મૂકેલું છે.]

ઈ.સ.ન પહેલા સૈકામ રોમમ કેલીગ્યુલા નામે એક સમ્રાટ થઈ ગય. એન નાનપણમ કોઈ જોશીએ આગાહી ભાખલ કે નેપલ્સન અખાતમ ઘોડેસવાર થઈને દરિયાપાર થવાન જેટલો સંભવ હોઈ શક એટલો જ સંભવ તે સમ્રાટ થવાન હત.

પણ એવી આગાહી છતાં તે સમ્રાટ તો થય. એટલે જોશીન આગાહીન પૂર્વાર્ધ પણ ખોટો પાડવ તેણે કમર કસ. આ તેણે ચારેક હજાર વહાણ કેરાબરમાં એકઠાં કર્યં, અને બધ અખાતન આ કાંઠ સામા કાંઠા સુધી એવડી હારમ ગોઠવી દીધ. પછી એન ઉપર પાટીઆં પથરાવ્ય, અને છેવટ એન ઉપર ધૂળ નાખી રસ્તો બનાવ્ય. વળી અધૂરામ પૂરું થોડાં વહાણ પાછળ આવ્ય ને પછ વહાણમ લેઈ એ રસ્તાન બાજુ તેન ટાપુ બનાવી તેમ નાનાં ગામ બનાવી દીધ અને પછી વીશ હજાર પાયદળ લશ્કર સાથે સમ્રાટે પોતાન ઘોડા શણગારી તેન ઉપર કૂચ કરી અને એન પાછળ બે લાખ જેટલાં માણસન ટોળું પણ આવ્ય.

એ કુચ અંતે તેણે લશ્કરી સિપાહી દરેક સોનાન બે સિક્કા અને ફાલતુ માણસે દરેક રૂપાન પાંચ સિક્કા આપવન પોતાન ઇરાદો જાહેર કર્ય. તિજુરી ખાલી થઈ છતાં આ લેણદાર વધી પડ્ય, એટલે સમ્રાટે ઉદારતા પાછળ આવનારે પહેલાં આવી ગએલા લૂંટી લેવન મંજૂરી આપી. આ ઉન્માદમ બસો ત્રણસો માણસો પાણીમ પડી ડૂબી ગય હશ. પણ ઘણા પડ્યા છતાં બચી ગય, એટલે એકંદર તો વિજયન ઉત્સવ સમ્રાટન આંખે સંતોષે એવો બન્ય.

એ ઉત્સવ પતી ગય પછી વહાણ જેન તે સોંપવન સમ્રાટને યાદ ન આવ્ય, અને તે દરમ્યાન સમુદ્રમ વાવાઝોડું થય હજારેક વહાણ તત્કાળ ડૂબી ગય, અને બાકીન જેવાં તેવાં બન્ય. પરિણામે ઇટાલીન પરદેશન વેપારે ઘણું સોસવું પડ્ય.

એ ગમે તેમ, પણ સમ્રાટે જોશીન જોશ ખોટો પાડ્યન આત્મસંતોષ તો અનુભવ્ય. પ્રશ્ન એ રહ છ કે ખરેખર આ જોશ ખોટો પડ્ય?

(ચાલુ) હરિકૃષ્ણ વ્યાસ

આ બે વસ્તુઓ સમજની નબળાઇ બતાવે છે; બોલવું યોગ્ય હોય ત્યાં મૂંગું રહેવું ને મૂંગું રહેવું યોગ્ય હોય ત્યાં બોલવા માંડવું.



# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો

પ્રકરણ પાંચમું

## જેલયાત્રીઓના સમાચાર

વૉલક્રસ્ટમાં બધાને અટકાયતમાં રાખ્યાના ખબર આવ્યા પછી રોજ અમે ત્યાંની ટપાલની આતુરતાથી રાહ જોવા લાગ્યા. ત્રણેક દિવસ પછી ત્યાંથી નવાનવા રમૂજી ખબર આવ્યા. એ કંઇક આવી જાતના હતા: આ કાચી કેદમાં તો જાણે અમે ઉજાણી માણી રહ્યા છીએ. અહીંના વેપારીઓ અમને કાચું સીધું પહોંચાડે છે. રોટલી શાક રાંધી લઇએ છીએ. ટાઢ સારીપેઠે છે. બિસ્તરા પૂરતા નથી, પણ આપણા વેપારી ભાઇઓ જેમાંના એક સિવાયના બધા મુસલમાન ભાઇઓ છે તેમણે વેચવાના નવા ધુંસાઓ કાઢી આપ્યા છે. વૉલક્રસ્ટના હિંદી ભાઇઓ આવે છે તેમની સાથે હળવા મળવામાં સહેજે દિવસ વીતી જાય છે. સાંજના વખતે પ્રાર્થના અને ભજનકીર્તનમાં આનંદ આવે છે.

ટુકડીમાંના ઘણાખરા અંગ્રેજી સમજી સમજાવી શકે એમ હોવા છતાં કેવળ મારા પિતાશ્રીએ બધા વતી બોલવું એવો ઠરાવ કરવામાં આવ્યો હતો. સરકારી અમલદારોના સવાલોના જવાબ તેમણે જ આપ્યા. *બીજા સૌ જાણે અંગ્રેજી જાણતા જ નથી એમ વર્ત્યાં.*

વૉલક્રસ્ટના સ્ટેશન પર ટ્રેનમાંથી બધાંને ઉતાર્યાં ત્યારથી અંગ્રેજોને આ આખી ટોળી કૌતુકભરી લાગવા લાગી. સૌથી નવાઇની વાત એ હતી કે સોળે જણા એક જ જાતનું વર્તન કરે. એમને સમજાવી ફોસલાવી વગર પરવાને ટ્રાન્સવાલમાં જતાં પાછા વાળવાનો એકે ઉપાય ન જડ્યો ત્યારે વૉલક્રસ્ટ ગામથી થોડા ફર્લાંગ દૂર વાલ નદીના નાનકડા પૂલ પર એ બધાને પોલીસ લઇ ગઇ. પૂલની પેલી પાર નાતાલની હદમાં બધાને પહોંચાડી પોલીસે પીઠ ફેરવી કે સૌ પાછા ટ્રાન્સવાલમાં ઘુસી ગયા. પોલીસે બધાને કેદ કર્યાં અને કોરટમાં ઊભા કર્યાં. મૅજિસ્ટ્રેટે સૌનાં નામ પૂછ્યાં. મારા પિતાશ્રીએ દુભાષિયા બની સૌનાં નામ બતાવ્યાં અને બધા વતી બચાવ કરવાની ના પાડી. ત્રણત્રણ મહિનાની સરકારી મહેમાની સૌને મળી.

ધીમેધીમે અમારી પાસે વધુ ખબર પહોંચ્યા કે વૉલક્રસ્ટની જેલમાં દાખલ થયાને બીજે દિવસે પિતાશ્રીને દુભાષિયાનું કામ કરવાનું આવ્યું ત્યારે બારે વિનોદ થયો. જેલના કારકુને પૂજ્ય બા વગેરેને તેમનાં નામ ઠેકાણું ને ઓળખ લખી લેવા બોલાવ્યાં. એમાં જયાકુંવર બેન અંગ્રેજી જાણતાં હોઇ બધાની વતી બોલી શકત, પણ તેઓ સૌ મૂગાં જ રહ્યાં. નછૂટકે મારા પિતાશ્રીને જેલરે ઑફિસમાં બોલાવ્યા અને કારકુનના એક એક સવાલનો જવાબ મેળવવા કહ્યું.

કારકુન: (પૂજ્ય બાને બતાવી) આ પહેલાં ઊભાં છે એમનું નામ પૂછો.

પિતાશ્રી: (પૂજ્ય બાને) આ કૃષ્ણ ભવનની પહેલી રાત કેવી ગઇ?

પૂ. બા: અમે તો અંધારું થયું એટલે ભજન કીર્તન ગાઇ નિરાંતે ઊંઘી ગયાં.

પિતાશ્રી: (કારકુનને અંગ્રેજીમાં) એમનું નામ કસ્તુરબાઇ.

કારકુન બિચારો એ નામની જોડણી કરી ન શક્યો એટલે છેવટે પિતાશ્રીને જ એ નામ લખી આપવું પડ્યું.

કારકુન: એ પરણ્યાં છે?

પિતાશ્રી: (પૂ. બાને) રાતે વાળુ કર્યું?

પૂ. બા: મારે તો ફળાહાર જોઇએ અને આ બધાંયું-એ તો રોટી શાક આવ્યાં ને સૂંઘીને મૂકી દીધાં. કહે, આવા સુગામણા કામમાં કેમ ખવાય? અને એવું રેઢી-આળ શાક મોઢામાં કોને નાખવું ગમે!

પિતાશ્રી: (કારકુનને) તેઓ પરણ્યાં છે અને તેમના પતિનું નામ મોહનદાસ કરમચંદ. આ પછી ઉમર, જાત, વતન વગેરે સવાલો એક પછી એક ચારેયને પૂછ્યા અને પિતાશ્રીએ કેદખાનાની પહેલી રાતના પૂરા ખબર જાણ્યા અને આપ્યા. પૂ. બાના ફળાહારનું શું થશે એ ચર્ચા

પણ કરી અને જણાવ્યું કે હનુમાનજી (મિ. કેલનબેક) વૉલક્રસ્ટમાં આવી પહોંચ્યા છે અને જેલરને મળી ફળ પહોંચાડવાની ગોઠવણ કરતા હોવાના ખબર મળ્યા છે. પિતાશ્રીએ સાંજની પ્રાર્થના વખતે જરા ઉંચે સાદે ગાવાનું કહ્યું જેથી બહેનોનાં ભજન ભાઇઓ પણ સાંભળી શકે. આગલી સાંજ કાકાએ 'દાદા રામજી'નું ભજન સંભળાવવા જોરથી કહેલું એ પણ જણાવ્યું.

વૉલક્રસ્ટ જેલમાં રહ્યા ત્યાં સુધી તો આનંદ રહ્યો. ભાઇઓ-બહેનોની બરાક પાસે પાસે હોવાથી એકબીજાને સંદેશા પહોંચાડી શકાતા. પણ આ મજા ચારપાંચ દિવસ જ રહી ને પછી સૌની બદલી મારિત્સબર્ગની જેલમાં થઇ.

સત્યાગ્રહીઓ વૉલક્રસ્ટ હતા ત્યાં સુધી તો મિ. કેલનબેકના કાગળો દ્વારા ફીનિક્સ બધા સમાચાર પહોંચતા રહ્યા. પણ એ બધાંની બદલી મારિત્સબર્ગ થયા પછી કેટલાક દિવસો સુધી અમને અધૂરા અને મોડા મોડા ખબરો પહોંચતા.

મારિત્સબર્ગથી પહેલા ખબર આવ્યા કે પૂજ્ય બાને ફળ નથી અપાયાં. જ્યારે પૂજ્ય બાની તો પ્રતિજ્ઞા હતી કે ગમે તે ભોગે જેલમાં ફળાહાર જ કરવો. જો જેલવાળા ફળ પૂરાં ન પાડે તો ભૂખ્યા રહેવું. મરવા વારો આવે તો મરી જવું. પણ પ્રતિજ્ઞાને જેલના અધિકારીઓએ તુચ્છકારી કાઢી અને કહ્યું 'એવા ચાળા કરવા હતા તો જેલમાં શા સારૂ આવ્યાં?' પૂજ્ય બા પાસે બીજો ઉપાય ન રહ્યો. તેમણે ઉપવાસ આદર્યા. એક બે ને ત્રણ દિવસ થયા ત્યાં એમના ઉપર તાકુકતી મેટ્રન ઢીલી થઇ ગઇ. કહે, 'અમને રોટાની એક ટંકની ચા નથી મળતી ત્યાં અમારૂં માથું ફરી જાય છે, અને તમે આવે સુકલકડી શરીરે ત્રણત્રણ દિવસ ખાધા વિના કેમ ચલાવો છો? અમે લાચાર છીએ. તમારે માટે કંઇ કરી શકીએ એમ નથી. જેલમાં માગ્યું ખાવાનું ન મળે. મહેરબાની કરી જે મળે છે તેથી ચલાવો.' પાંચમે દિવસે સરકાર ઝૂકી અને પૂજ્ય બાને ફળોની છૂટ મળી. પણ એ એટલી ઓછી માત્રામાં મળ્યાં કે ખરૂં જોતાં પૂજ્ય બાને ત્રણ મહિના અર્ધ ઉપવાસી જ રહેવું પડ્યું. ફક્ત ત્રણ કેળાં, ચાર પ્રુન્સ (એક જાતના મોટા આલુબુખારા), બે ટમેટાં અને બે લીંબુ. આમાં મગફળી જેવી કોઇ પણ એવી ચીજ ન હતી કે જેથી ઘીતેલની ગરજ સરે. ત્રણ મહિને પૂજ્ય બા જેલના દરવાજામાંથી બહાર આવ્યાં ત્યારે સાવ હાડપિંજર થઇ ગયાં હતાં. એમનાં દર્શન કરનારની આંખમાંથી આંસુ ટપકી પડ્યા વિના ન રહ્યાં.

મારી બા પાસેથી પછી મેં એ પણ જાણ્યું કે એમને જેલમાં પોષાકની ફેરબદલી સૌથી વસમી લાગી. હબસણ કેદીઓને મારેનાં ફરાક ને માથે રૂમાલ પહેરતાં એમને બારે સંકોચ થયો. પહેલા પાંચસાત દિવસ ખોરાક પ્રત્યે સૂગ રહી, પણ પછી ભૂખ એવી કકડીને લાગવા માંડી કે મકાઇના પુપ્પુમાં બધાયે રસ મળવા લાગ્યા. એટલું જ નહિ, પૂજ્ય બાને મળતાં કેળાંની છાલને પણ એળે ન જવા દેતા. છત હોય ત્યાં સૂગ પોસાય. આખરમાં તો 'ઉંઘ ન જાણે સાથરો અને ભૂખ ન જાણે કાંકરો'.

બાની જેમ રૂસ્તમજીકાકાને યે અન્નનો ત્યાગ કરવો પડ્યો. મારિત્સબર્ગની જેલમાં દાખલ થતાંની સાથે જ કાકાજીનાં કસ્તી સદરો જપ્ત કરવામાં આવ્યાં. અધિકારીઓને સમજાવવામાં આવ્યું કે કસ્તી સદરા વિના પારસી પોતાની ઇશ્વિરોપાસના ન કરી શકે અને ઉપાસના કર્યા વિના તો ખવાય પણ નહિ. પરંતુ સમજાવ્યા કે વિનવ્યા તેઓ માન્યા નહિ, એટલે આખી ટોળીએ ભૂખ્યા રહેવામાં રૂસ્તમજી શેઠને સાથ આપ્યો. આવાં તોફાનો જેલવાળાઓ કેમ સાંખી શકે? એમણે જોયું કે ટોળીમાં નાનાનાના છોકરાઓ છે એ તો કેવળ એમના મુખીઓની ઉશ્કેરણીથી જ અપવાસે વળગ્યા છે. એટલે રૂસ્તમજી શેઠ અને મારા પિતાશ્રીને તો પહેલી ટ્રેનમાં જ ડરબન લઇ જવામાં આવ્યા. બંને નાયકોને ઉપાડી લીધા છતાં એ જુવાન ટોળીએ અપવાસ છોડ્યા નહિ. એટલે વળી મોટામોટા, રાવજીભાઇ, મગનભાઇ વગેરે દરેકને જુદાજુદા પૂરવામાં આવ્યા અને જુવાનીઆઓને ધમકાવવા તથા લલચાવવામાં આવ્યા. બેએક દિવસ માંડ એ ઉપવાસ ચાલ્યા ત્યાં કાકાજીને સદરો કસ્તી ડરબનમાં મળ્યાના ખબર પહોંચ્યા અને આ પહેલી પરીક્ષા પૂરી થઇ.

ડરબન જેલમાંથી સમાચાર આવ્યા કે મારા પિતાશ્રીનું શરીર તપાસતાં જેલના દાક્તરને એ નબળું જણાયું છે અને છાતીમાં ક્ષયના જેવાં ચિહ્ન જણાયાં તેથી એમને જેલની ઇસ્પિતાલમાં રાખવામાં આવ્યા છે. મજૂરી આકરી નહિ, પણ હળવી અપાઇ છે. કાથીનાં

પગલૂછણિયાં બનાવવાનું કામ તેઓ કરે છે અને ખોરાકમાં રોજ પોણોક રતલ દૂધ મળે છે. આ સમાચાર જાણી પિતાશ્રી ક્યાંક ગામતરે ગયા હોય એવું મને લાગ્યું. ઘણીવાર તેઓ 'ઇંડિયન-ઓપીનિયન'ની ઉઘરાણી માટે મહિનાઓ સુધી બહાર જતા એમ આ વણ મહિના માટે ગયા હોવાનો આભાસ મનમાં રહ્યો.

જેલવાસીઓના સમાચાર ફીનિક્સમાં કટકે કટકે આવતા રહેતા તે સાથે એ પણ ખબર આવ્યા કે પૂજ્ય બાના પકડાઈ જવાથી જોહાનિસબર્ગના સત્યાગ્રહીઓ જોશમાં આવી ગયા છે. ખાસ કરીને મદ્રાસી બહેનોની ટોળીઓ નીકળી પડી છે અને જેલ જવા માટે જાતજાતના પ્રયત્નો કરી રહી છે. વળી ખબર આવ્યા કે જૂની લડતના વીરો પ્રાગજીભાઇ દેસાઇ, સુરેન્દ્રનાથ મેઢ અને મણિલાલકાકા પણ વૉલકૂરસ્ટમાં પરવાના વિના હદ ઓળંગી મારિત્સબર્ગની જેલમાં પહોંચ્યા છે.

મગનકાકાએ ઉત્સાહભેર એક સાંજની ટપાલ આવતાં જાહેર કર્યું કે રાજકોટથી મારા સૌથી નાના કાકા જમનાદાસ કાકા સત્યાગ્રહ સારુ નીકળી ચૂક્યા છે અને બેરા બંદરેથી રેલ રસ્તે હાડેશિયા ચીરતા તેઓ મૅફેકિંગ આગળ કેપ કૉલોનીમાં ઊતરી ટ્રાન્સવાલની હદ ઓળંગશે અને ત્યાં પકડાશે. ગોખલેજી આવી ગયા પછી જમનાદાસ કાકા દેશ ગયા ત્યારે નક્કી કરતા ગયા હતા કે લડત ઊપડશે તો પહેલી સ્ટીમરે તેઓ પાછા આવી જશે. પહેલી ટુકડી પકડાયાના ખબર એમને પહોંચ્યા કે તેઓ તીરની જેમ રાજકોટથી ઊપડ્યા. આ ખબરથી મગનકાકાનો ઉમંગ ઊભરાતો હતો. મને જમનકાકાની એ અનેરી યાત્રાની અદેખાઇ આવી. સ્ટીમરમાં હું બેરાથી ડરબન આવેલો, પણ બેરાથી પાંચ દિવસ સુધી રેલગાડીને રસ્તે પહાડો અને રણમાં થઇ પસાર થવાનો લ્હાવો તેમની સાથે લેવાની મને તક મળી હોત તો કેવું સારું, એવા તરંગે હું ચડ્યો.

જમનકાકાના ખબરની બહુ રાહ જોયા પછી ખબર આવ્યા કે તેમણે ઠરાવેલ રસ્તે આવી કિંબર્લીમાં છસાત સત્યાગ્રહીઓની એક ટોળી ઊભી કરી હદ ઓળંગી અને ટ્રાન્સવાલ તથા ઑરેન્જ ફ્રી સ્ટેટની સરહદ પર ખૂણે આવેલા ક્રિશ્ચિયાના ગામની જેલનાં એકલા અટૂલા બંદી બન્યા છે. તેઓની ઉંમર એ વખતે પૂરી વીસ વરસની નહિ હોય, છતાં આવા સાવ અજાણ્યા અને અંધારા ખૂણામાં બહુ હિંમતભેર તેમણે જેલ વેઠી. તેમને પણ ઉપવાસો કરીને રાહત મેળવવી પડેલી. ડરબન-મારિત્સબર્ગ જેવી પડોશની જેલના કેદીઓ કરતાં પણ બહુ દૂર ક્રિશ્ચિયાનાની જેલના વાસી જમનકાકાને માટે અમારા દિલમાં અનેરો આદર હતો.

મેં ફીનિક્સના તથા સ્વજનોના જેલનિવાસની કહાણી લખી એ ઉપરથી કોઇ એમ ન માને કે બીજા સત્યાગ્રહીઓએ નહોતું ઝુકાવ્યું. ફીનિક્સની બહાર હિંદીઓમાં ભારે ખળભળાટ મચ્યો હતો અને સેંકડો વીરાંગનાઓ અને વીરોએ ઝુકાવ્યું હતું. પણ મારી બાળ નજરે ફીનિક્સની બહારના રણરંગોનું આકલન ક્યાંથી થાય? વળી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ કંઇ અપ્રસિદ્ધ નથી રહ્યો. એટલે ફીનિક્સના વાતાવરણના રંગની વાતોમાં મર્યાદિત રહેવું જ ઉચિત છે.

(ચાલુ) પ્રભુદાસ છ. ગાંધી

---

યુરોપમાં આઇરિશમૅન જવાબ આપવામાં ટેરો ગણાય છે.

એક અમેરિકન, એક અંગ્રેજ ને એક આઇરિશમૅન અમેરિકા જતી એક સ્ટીમરમાં ભેગા થઈ ગયા. વાતોડિયા ગણાતા અમેરિકને શાંતિનો ભંગ કર્યો: 'અમારું નૌકાદળ હવે ખૂબ બળવાન બન્યું છે.'

બોલવામાં ચોકસાઈ જાળવનાર અંગ્રેજે કહ્યું: 'બાગુમાં અમારું નૌકાદળ તમારાથી વધુ બળવાન છે.'

એટલે વટ જાળવવા આઈરિશમૅને ટેક્યું: 'તમારાં બંનેનાં દળો કરતા અમારું વધુ બળવાન છે.'

અંગ્રેજ ને અમેરિકન: જરા માહિતી આપી સાબિત કરી બતાવશો?'

આઇરિશમૅન: જરૂર તેમ કરને. પણ તમે બંને બગુસ હો નો?!

એવા ટેટા આઇરિશમૅનને પણ ચાબખો લગાવી જનાર કોક મળે છે. લંડનની એક હૉટેલમાં એક આઇરિશમૅન અને એક સ્કૉટલૅન્ડ એક ટેબલ પર સામસામા આવી ગયા.

આઇરિશમૅને મશ્કરી કરવાના હેતુથી પૂછ્યું, 'એક મૂર્ખ અને એક સ્કૉટ વચ્ચે કેટલો ફેર?'

'આ ટેબલની પહોળાઇ જેટલો' સ્કૉટ્સમૅને ચાબખો વીંઝ્યો.

∽

સફળ ઉમેદવાર: કૉંગ્રેસની પાંખમાં ભરાવાથી હું ચૂંટાઇ ગયો ખરો બાકી મને જબરી શંકા હતી.

ઉમેદવારનો મિત્ર: મને હતી જ નહિ. વલ્લભભાઈએ નહોતું કહ્યું કે કૉંગ્રેસ તરફથી વાંસડો ઊભો રહેશે તો તે પણ ચૂંટાઈ જશે?

—અરમેલાલ નાયક

ને માણસ છે કે 'જમ!' એક જણે 'જમ' જેટલું પાણી પીધું. આટલું પાણી ક્યારે સીંચાઈ રહેશે?

છોકરાએ જમને પૂછ્યું, તમે કોણ છો? માણસ તો નથી લાગતા. માણસ તે કાંઈ આટલું પાણી પીએ? જમ પીએ. મારી મા ઝાઝું પાણી પીએ એને કહેતી કે આ તો જમ જેટલું પાણી પીએ છે.

જમ કહે, છોકરા, અમે "જમ" જ છીએ. તું બીશ નહિ. તને બીક લાગે એટલા માટે જ અમે માણસનું રૂપ ધરી આવ્યા છીએ. લે, અમે તને એક વડલાના પાનનો પોટલીઓ બનાવી દઈએ તેમાં પાણી મૂકી કુવામાં નાખીશ એટલે તરત ઢુંઢી જશે. એક એક પોટલીએ તો અમે ધરાઈ રહેશું. કળશ્યે પાર નહિ આવે.

એમ કહી જમે એક મોટો બધો પાનનો પોટલીઓ બનાવી દીધો. છોકરાએ બધાને પાણી પાયું.

જમે પછી પૂછ્યું, તું ક્યાં જાય છે? છોકરો કહે, કાશીએ ભણવા. જમ કહે, ન જા તો ન ચાલે? છોકરો કહે, ન જાઉં તો ખાઉં શું?

જમ કહે, હજી હમણા જ વહુ આણું વળીને આવી છે.

છોકરો કહે, અરરર! જમરાજ, એણે એવો તે શો ગુન્હો કર્યો છે કે તમે આજ લેવા આવ્યા?

જમ કહે, એનો બાપ બહુ પાપી છે. ઘરમાં ઘણું છે, પણ ચપટી લોટ કોઈને દેતો નથી. એટલે અમે એના દીકરાને લઈ જશું.

છોકરો કહે, કોઈ રીતે એને બચાવો!

જમ કહે, હા; તું માગવા જા અને તને શેર જ લોટ આપે, વધારે નહિ, તો અમે એને બચાવીએ.

છોકરો કહે, ઓહો, એમાં શું? શેર લોટ નહિ આપે?

જમ કહે, નહિ આપે તો...

છોકરો કહે, અરે વાત છે કાંઈ? હમણા લાવું.

એમ કહી પાંચે ગામમાં આવ્યા. જમ કહે, અમે ચોરે બેસીએ છીએ. તું અમને ચોરે મળજે.

છોકરો તો પટેલને ઘેર જઈ 'દયા પ્રભુની' કરી ઊભો રહ્યો.

પટેલ ઓસરીમાં ખાટલા ઉપર ધોળું ફૂલ જેવું

ગયો'તો. ઘડીએ ઘડીએ દીકરાની ફૂંક તાણતા હતા. ત્યાં છોકરાએ શબ્દ નાખ્યો.

સાંભળીને પટેલ તાડૂક્યા. કયો છે એ! સખ જ આવવા દેતા નથી! જા અહીંથી, કોઈ નવરું નથી. એસાં, કોણે બારણાં ઉઘાડાં મૂક્યાં!

છોકરો કહે, બાપુ, એ તો હું ગરીબ બ્રાહ્મણ છું. કાશીએ ભણવા જાઉં છું. જતાં જતાં આ ગામમાં આવી ચડ્યો. એટલે તમારે ઘેર માગવા આવ્યો. ફક્ત શેર લોટનું કામ છે. બીજું કાંઈ નથી જોતું.

પટેલ કહે, જા, જા, હાલ્યો જા. તારા જેવા કંઈક બામટા હાલ્યા આવે છે.

છોકરો કહે, શેર નહિ તો અચ્છેર જ આપો. નીકર પાશેર જ આપો.

પટેલ કહે, હવે જાઉં કે નહિ છાનો માનો? નીકર મારવો પડશે.

છોકરો કહે, લોટ લીધા વિના નહિ જાઉં.

પટેલ કહે, ઊભો રહે, બામટા. લેતો જા.

એમ કહી એ તો છોકરાને મારવા જ મંડ્યો. મારીમારીને બીચારાના ગોઠણ ભાંગી નાખ્યા ને ધક્કો મારી ડેલા બહાર કાઢી મૂક્યો.

છોકરો કહે, ભોગ તારા; હું શું કરું? હું તો તારા દીકરાને જીવાડવા બધું કરતો હતો. હમણાં તારા દાદા આવીને ઉપાડી જશે.

છોકરો ઘેરે જઈ જમને મળ્યો. જમ કહે, કાં, લાવ્યો?

છોકરો કહે, ના રે, એ ને આપે! મારા તો ગુડા ભાંગી નાખ્યા.

જમ કહે, કાં, અમે નહોતા કહેતા કે નહિ આપે.

છોકરો કહે, શી ખબર કે લોટ ય નહિ આપે!

જમ કહે, ઠીક. તું અહીં બેસ. હમણાં એના છોકરાને લઈને આવશું.

એમ કહી ચારે જમ ઉપડ્યા. આવ્યા પટેલને ઘેર.

એક જણ ગમાણમાં બેઠો. બીજો પાણીઆરે. ત્રીજો ચૂલા આગળ ને ચોથો ઊંબરામાં બેઠો. ગમાણમાં બેઠેલા જમે ખીલેથી પાડીને છોડી મૂકી. પાડી કુંડીઆમાં ચણાની દાળ પડી હતી તે ખાવા મંડી. ત્યાં પટેલની નજર ગઈ. અને તે તાડૂકી બેઠા ના-રણીઆ! ક્યાં ગયો! આ તારી મા દાળ ખાઈ જાય છે. કોઈ ધ્યાન જ આપતું નથી. મારા હાથા ભાંગલી ટેર જ ખદખદા કરે છે.

ત્યાં તો ઘરમાંથી. આખું વળીને આવેલી. હાથ પગના રંગતો હઠ ગયા યે નથી એવી વહુ છાની સમાણી ઘુમટો કાઢી, કાંબી કડલાંનો રણણ રણણ અવાજ કરતી બહાર આવી. ત્યાં નારણીઓ બાજુ ઓરડામાંથી દોડ્યો ને પાડીને ખીલે બાંધવા જાય છે ત્યાં તો જમ એક ધક્કો કર્યો. ધક્કો દીધું. 'ઓય, ઓય, મારા બાપ, મને કાંઈક કરડ્યું' કરતોકને હેઠો પડ્યો.

જોતજોતામાં ઝેર ચડી ગયું. પછી તો વૈદને બોલાવ્યા, જોશીને બોલાવ્યા, ફકીરને ય બોલાવ્યા. દવા દારૂ કર્યા, દોરા ધાગા ય કર્યા. પણ હવે શું વળે! થવાની થઈ ગઈ.

છોકરાના પ્રાણ નીકળી ગયા! તેના પ્રાણ લઈ જમ ઘેરે આવ્યા. છોકરાને કહે, ચાલ હવે જઈએ.

છોકરો કહે, હાં, લઈ આવ્યા!

જમ કહે, હા.

છોકરો કહે, મને દેખાડો.

જમ કહે, તું ન જોઈ શકે.

છોકરાને લઈ બધા વાત ઉપર આવ્યા.

જમ કહે, હવે તું જા. અમે કહ્યું તેમ કરજે. ભણવા જવાની જરૂર નથી.

છોકરો કહે, એ તો ઠીક. પણ મારે તમને એક વાત પૂછવી છે.

જમ કહે, ભલે ખુશીથી પૂછ.

છોકરો કહે, મારું મોત ક્યારે છે?

જમ કહે, તારે વળી એ જાણીને શું કરવું છે! તું તારે ખા પી ને મજા કર.

છોકરો કહે, મને કહો તો જ જવા દઉં.

જમ કહે, તું પરણીશ ને ચાર આંખો ભેગી થશે ત્યારે અમે તને તેડવા આવશું.

છોકરો કહે, હું પરણું જ નહિ તો?

જમ કહે, તો કાંઈ નહિ. ઠીક હવે અમે જઈશું. તું રસ્તામાં એક નગર આવે છે ત્યાં જા. ત્યાંના નગરશેઠનો દીકરો ભરપૂર માંદો હશે. એને તારી દવાએ સારું થશે. શેઠ તને લાખ રૂપિયા આપશે. તારી ભૂખ ભાંગશે. પછી તારે ગામ જઈ વૈદું કરજે.

છોકરો શહેરમાં આવ્યો. જમને પાણી ઉપર બેઠો.

ત્યાં બધી બાઇયું પાણી ભરતી'તી ને વાત કરતી'તી, કે બિચારા નગરશેઠને એકનો એક દીકરો છે, ઘણા વૈદ હકીમ કર્યા પણ કોઈની કારી નથી ફાવતી.

છોકરો કહે, હું વૈદું જાણું છું; સારું થાય તો.

ત્યાં તો એક બાઈ કહે, તો તો તમે જ પરમેશ્વર. ચાલોને બાઈ.

છોકરો કહે, એમ ન આવું. તમે જઇને વાત કરો. બોલાવે તો આવું.

બાઇએ નગરશેઠને ત્યાં ખબર કર્યા કે કુવા આગળ છોકરો બેઠો છે એ કાંઇક વૈદું જાણે છે. તેને બોલાવો તો સારું થાય.

તરત જ માણસો દોડ્યા ને છોકરાને તેડી લાવ્યા.

છોકરે આંખમાં દવા આંજી. જમને પાંગતે ભાળ્યા. છોકરાને જોઈ જમ હટ્યા ને ઊઠીને ચાલતા થયા. છોકરે સાથે આણેલાં મૂળિયાં ઘસીને પાયાં. ત્યાં તો વળતાં પાણી થવા લાગ્યાં. આઠ દિવસમાં હરતો ફરતો થઈ ગયો. શેઠ તો બ્રાહ્મણના દીકરાના પગમાં પડ્યો ને કહે, જે માગો તે આપું.

છોકરો કહે, હું માગીશ નહિ. જે આપશો તે લઇશ.

શેઠે એક લાખ રૂપિયા આપ્યા. તે લઈ છોકરો પોતાને ગામ આવ્યો. ગામમાં બધાંને ખબર મળ્યા કે ડોશીનો દીકરો ભણીને આવ્યો. છોકરાએ એની માને બધી વાત કરી.

ડોશી તો રાજીના રેડ થઈ ગઈ. છોકરાએ મોટાં હવેલી જેવાં મકાન કર્યાં ને ગામમાં બધાંનું વૈદું કરવા લાગ્યો. કોઈ લાખોપતિ મળે તો જ પૈસા લ્યે. એ તો મોટો વૈદરાજ થઈ ગયો.

થોડા. દિવસ થયા ને, ડોશી પ્રભુજીને ધામ ગઈ. વૈદરાજે ડોશીની પાછળ દસ કોશી ચોરાશી કરીને આખા ગામને ધૂમાડાબંધ જમાડ્યું.

વૈદરાજ હવે એકલા પડ્યા. પરણાય તો નહિ. પરણે તો મરી જાય!

ગામનાં માણસોને નવાઈ લાગી કે આ એકલો રહે છે, હાથે રાંધીને જમે છે, પણ પરણતો નથી. પૈસાની કાંઇ ખોટ નથી. આનું શું કારણ? કેટકેટલાંય માગાં આવે છે પણ ચોકખી ના પાડે છે.

એક વાર પાસેના ગામના રાજા બહુ માંદા પડ્યા. ત્યાં ખબર પડી કે આ ગામમાં વૈદ બહુ સારું જાણે છે. તરતજ ચાર ઘોડાની ગાડી આવી તેડવા. વૈદરાજે આવીને જોયું તો જમને પાંગતે જોયા. દવા શરૂ કરી. જમ ચાલ્યા ગયા. રાજાને આરામ થયો. આખા રાજમહેલમાં આનંદ આનંદ થઈ રહ્યો.

રાજાએ વૈદરાજને લાખો રૂપિયા આપ્યા. હીરા, માણેક ને ઝવેરાતના દાગીના આપ્યા. બંને મિત્રો થયા. વૈદરાજ હવે ઝાઝેભાગે રાજમહેલમાં રહેવા લાગ્યા.

એકવાર રાજાને ખબર પડી કે વૈદરાજ પરણતાં નથી. રાજાએ આગ્રહથી પૂછ્યું, તમારે આટઆટલો પૈસો છે છતાં કેમ નથી પરણતા? એનું કારણ શું?

વૈદરાજ કહે, કારણ શું હોય? મારે પરણવાનો વિચાર જ નથી. રાજા કહે, એમ તે થાય? મારે તમને પરણાવવા છે.

વૈદરાજ મુંઝાણા. જમે એને કહ્યું હતું કે તારા મોતની વાત કરીશ તો તરત મરી જઈશ. રાજા માને નહિ. ખરી વાત કહેવાય નહિ. રાજાએ તો હઠ લીધી. એક પંડિતની ભણેલીગણેલી દીકરી સાથે વેશવાળ કર્યું. ઘડીમાં લગ્ન લીધાં. પંડિતની દીકરી તો જાણે રૂપરૂપનો અવતાર. ડહાપણનો તો પાર જ નહિ.

ધામધૂમથી રાજાએ લગ્ન કર્યાં. વરકન્યા પરણી ઘેર આવ્યાં. મહેમાનો સૌસૌને ઘેર ગયા. વર વહુ બે રહ્યા. વૈદરાજ તો તરત મેડીએ ચડી ગયા.

વહુએ વિચાર્યું કે ઘરમાં કોઈ નાનુંમોટું નથી. હું એકલી છું. મને કોઈ કહેવાનું છે કે ઊઠ, એમ કહી એ તો ઊઠી. પાનેતર સંકેલીને પેટી ઉપર મૂક્યું, મોડીઓ ખીંટીએ વળગાડ્યો. રસોઇ તો તૈયાર જ હતી. એ તો વૈદરાજની વાટ જોઈ બેઠી. પણ વૈદરાજ ઊતરે શેના? વહુએ વિચાર્યું કે, લેને બોલાવું. નાહક મોડું થાય છે ને ખાવાનું ઠરી જાય છે.

ઝાંઝરનો અવાજ સાંભળી વૈદરાજે આંખે પાટા બાંધી દીધા. પોતાના ધણીને આમ આંખે પાટા બાંધેલ જોઈ બાઈ તો વિચારમાં પડી કે આ શું? એ તો વિનવવા માંડી કે મારો શો વાંક છે? હજી તો હું ચાલી આવું છું. મારું મોઢું તો જોયું યે નથી, ત્યાં મારા રે એવા અવગુણ જોયા કે આમ પાટા બાંધીને બેઠા છો ખાવાનું ઠરી જાય છે. પાટા છોડી નાખો ને જમવા ઊઠો!

વૈદરાજ કહે, તું તારે જમી લે; મારે નથી જમવું

વહુ કહે, તમે ન ખાઓ ને હું શી રીતે ખાઉં

એ તો કલ્પાંત કરવા લાગી. વૈદરાજ નીચે ગયા. બાઈ પણ પાછળ ગઈ. હાથેપગે લાગી વિનવવા મંડી.

વૈદરાજ કહે, લે આ પેટીયુંની કૂંચીયું. તું તારે ખા પી ને મજા કર. ઘરબાર બધું તારું છે. ફાવે તેમ ઉડાડજે. પણ મારું નામ ન લઈશ.

બાઈ કહે, મારે ઘરબાર અને પૈસામાં શું લાલ-બાઈ મૂકી છે? એ બધું કોકને આપી દ્યો. ચાલો આપણે વનમાં ઝૂંપડી બાંધીને રહેશું.

બાઈનું બોલવું સાંભળી વૈદરાજનું હૃદય પીગળ્યું. પણ કરે શું? પાટા છોડે તો મરી જાય. ને બાઈના બોલ સાંભળતાં દુઃખ થવા લાગ્યું. આખરે જમની આપેલી ડાબલી દઈ કહે, લે, આ દવા આંખમાં આંજ ને પછી જે કહેવું હોય તે કહે.

બાઈએ તરત દવા આંજી. ત્યાં તો ઘરને ચાર ખૂણે ચાર જમને બેઠેલા ભાળ્યા.

બાઈ: તમે કોણ છો!

જમ: જમ છીએ.

બાઈ: શું કામ આવ્યા છો!

જમ: તારા ધણીને તેડવા. પાટા છોડે એટલી વાર છે.

બાઈને હવે બધું સમજાયું કે શા માટે પાટા બાંધ્યા છે.

બાઈ: મેં એવો તે શો ગુન્હો કર્યો છે કે તમે આજ મારા ધણીને લેવા આવ્યા? હજી અમારા શરીર ઉપરથી પીઠીનો રંગ તો ઊતર્યો નથી. મોડીઓ ખીલીએ પડ્યો છે. પાનેતર પેટી ઉપર પડ્યું છે, મીંઢોળ બાંધ્યાં છે. મારા ઉપર દયા કરી તમે પાછા જાઓ.

જમ કહે, બાઈ એ કાંઈ અમારા હાથમાં નથી. અમને તો ધર્મરાજાનો હુકમ થાય એટલે આવીએ.

બાઈએ શરીર ઉપરથી બધાં ઘરેણાં ઉતારી નાખ્યાં ને છાતીફાટ રુદન કરવા લાગી.

તેનું રુદન સાંભળી એક જમને દયા આવી. બીજા ત્રણને કહે, તમે બેસજો, હું ધર્મરાજા પાસે જઈ આવું.

સ્વર્ગમાં જઈ તેણે ધર્મરાજાને બધી વાત કરી કે મહારાજ, બધું તો ઠીક, પણ બાઈનું કલ્પાંત અમારા જમના હૃદયને પણ પીગળાવી દે છે; આપનો શો હુકમ છે?

ધર્મરાજા કહે, તું બેસ; હું હમણાં આવું છું.

ધર્મરાજા મૃત્યુલોકમાં આવ્યા. એક ભિખારીનો વેશ લીધો. શરીરે પત નીકળ્યું છે; ચારે કોરથી પાચ-પરુ વહે છે; શરીર થરથર કંપે છે. અંધારી મેઘલી રાત જામી છે; અને એમાં વરસાદ કહે મારું કામ. મુશળધારે મે પડે છે. બધાં માણસો ઊંઘી ગયા છે. આ વખતે ધર્મરાજા ભિખારીને વેશે નીકળ્યા.

'એ . . . બા . . . કોઈ આંધળાને બટકું રોટલો આપો. એ . . . કોઈ પતીયાને ખાવાનું આપો. આજ આઠઆઠ દિ'નો ભૂખ્યો છું. એ . . . કોઈ ધરમનો બેલી કોઈ આંધળાનો લાલ.' આમ બોલતા જાય છે. પણ એનું કોણ સાંભળે? બધે જગ જંપી ગયું હતું. કોઈ જાગતું હોય ત્યારે ના? એક વૈદરાજ ને તેની સ્ત્રી



બાઈએ દવા આંજી ત્યાં તો ઘરને ચાર ખૂણે ચાર જમ ભાળ્યા

બે જાગતાં હતાં. એને શે સુખે ઊંઘ આવે? બાઈને કાને ભિખારીનો અવાજ ગયો. તરત બોલી ઊઠી: એ . . . બાઈ અહીં આવ, અહીં આવ.

ભિખારી ત્યાં જઈને ઊભો રહ્યો. બાઈએ પોતાનું મા-બાટલું અકબંધ હતું તે તેને આપ્યું. લે, બાઈ, મારે શે સુખે મા-બાટલું ખાવું? મારા ધણીને તો જમ તેડવા આવ્યા છે. તું લઈ જા. તારું પેટ ઠરે.

બાઈની આંખમાં તો શ્રાવણ ને ભાદરવો.

બાઈનું બોલવું સાંભળી ધર્મરાજાને ય દયા આવી. આખા ગામમાં કોઈએ એક રોટલાનો ટટકોય ન આપ્યો ત્યારે આણે આખું મા-માટલું આપ્યું.

ધર્મરાજાએ કહ્યું, બેન, તમારૂં અખંડ સૌભાગ્ય રહેશે. જરા માટલું ઓટલા સુધી મૂકી જાઓ તો ઠીક. રાતની રાત ઓટલે પડ્યો રહીશ. સવારે જ્યાં જવાશે ત્યાં જઈશ.

બાઈએ માટલું બહાર ઓટલા ઉપર મૂક્યું.

ધર્મરાજા તરત સ્વર્ગમાં આવ્યા. જમને કહે, જાઓ જઈને એને કહો કે પાટા છોડી નાખે. હવે એનું મોત નથી. કહેજો કે તારૂં આયુષ્ય સો વરસનું થયું છે.

જમ મૃત્યુલોકમાં આવ્યો. બાઈને કહે, બેન, તમે હવે કલ્પાંત બંધ કરો. તમારા ધણીને તમે બચાવ્યો છે. તમે જેને માટલું આપ્યું તે ભિખારી નહોતા, પણ ધર્મરાજા પોતે હતા. તમારા ધણીનું આયુષ્ય સો વરસનું થયું છે.

વૈદરાજે પાટા છોડી નાખ્યા. જમ પાછા ગયા.

વૈદરાજ અને તેની વહુ સુખેથી રહેવા લાગ્યા.

મોંઘીબહેન



# પંચતંત્રની વાર્તાઓ



વળી ટીટોડી કહે: 'ટિટ્ટિભરાજ,

**અનાગતવિધાતા ને પ્રત્યુત્પન્નમતિ તથા।**
**આ બે જણ સુખી થાતા યદ્દભવિષ્ય જુઓ જુઓ ॥ ૩૪૭ ॥**

તે બોલ્યો 'એ કેમ?' ટીટોડી કહે:

## કથા ૧૮

એક નદીના ધરામાં અનાગતવિધાતા, પ્રત્યુત્પન્નમતિ તથા યદ્દભવિષ્ય નામે ત્રણ સહચારી માછલાં હતાં. ધરા આગળ થઈને માછી ચાલ્યા જતા હતા તે બોલ્યા કે કાલ પ્રભાતે અહિં જાળ નાખશું. આ વાત અનાગતવિધાતાએ સાંભળી, ને પોતાના મિત્રો આગળ સૂચના કરી, કે આપણે બીજે ધરે ભાગો. પણ પ્રત્યુત્પન્નમતિ કહે, 'મચ્છીમાર આવશે તો સમયોચિત ઉપાય કરીને હું મારી રક્ષા કરીશ'. અને યદ્દભવિષ્ય

મરેલા જેવું રૂપ કરીને રહેલા પ્રત્યુત્પન્નમતિને માછીએ ફેંક્યો તેવો તે ગંભીર નીરમાં ચાલ્યો ગયો.

ખડખડ હસ્યો ને બોલ્યો, 'તારી મંત્રણા ઠીક નથી. કોક કાંઈક બોલી જાય એટલે પિતાપિતામહની વારીનો જન્મધરો ત્યજવો એ ક્યાંનો ન્યાય? જો આયુષ ક્ષીણ થયું હશે તો બીજે જઈને પણ મરવું જ પડશે. એટલે હું તો મારે કાંઈ અહિંથી નહિ જાઉં.' એટલે અનાગતવિધાતા તો બીજે ચાલ્યો ગયો.

બીજે દિવસે માછી આવ્યા, પણ પ્રત્યુત્પન્નમતિ મરેલા જેવું રૂપ કરીને રહ્યો, એટલે માછીએ એને જાળમાંથી કાઢીને નદીના પ્રવાહમાં નાખી દીધો એવો જ તે ગંભીર નીરમાં ચાલ્યો ગયો. પણ યદ્ભવિષ્યની મતિ મૂંઝાઈ ગઈ, શું કરવું તે એને સૂઝ્યું નહિ, ને હડિયાદડી કરતાં તે જાળમાં અટવાઈ ગયો.

એટલે કહું છું, 'અનાગતવિધાતા જે' ઇત્યાદિ.

ટીટોડો બોલ્યો, 'ભદ્રે, તું ન જાણતી કે હું યદ્ભવિષ્ય છું. ભય રાખ મા, મારા બાહુબળથી સુરક્ષિત તારો પરાભવ કરવા કોણ સમર્થ છે?' એટલે ટીટોડીએ ત્યાં જ ઈંડાં મૂક્યાં.

સમુદ્રે વિચાર્યું: 'આ પક્ષીનો ગર્વ તો જો. આભ ભાંગી પડે એવા ભયથી એને ટેકવવા સારૂ ટીટોડો પગ ઊંચા રાખે છે! કુતૂહલ સારુ પણ મારે આનું પરમાણું લેવું.' એમ કરીને એ ઈંડાં તાણી ગયો.

સૂનો માળો જોઈને ટીટોડીએ એના વરને કહ્યું, 'જોયું ને? હું કહેતી હતી પણ તમે માન્યું નહિ.'

ટીટોડો બોલ્યો, 'ભદ્રે, કાંઈ ચિન્તા કરીશ મા, ને મારો બુદ્ધિપ્રભાવ જોજે. આ દુષ્ટ સમુદ્રને ચાંચથી શોષવી નાખું.'

ટીટોડી કહે, 'હે કાન્ત, જ્યાં ગંગાસિન્ધુ નવશત નવશત નદીઓને લઈને નિત્ય પ્રવેશ કરે એવા સમુદ્રને બિન્દુવાહિની ચાંચથી તું કેમ કરીને સૂકવીશ?'

ટીટોડો કહે, 'ધીરજ મોટી વાત છે, મારી ચાંચ લોઢા જેવી છે, ને રાતદિવસ લાંબાં છે; તો પછી સમુદ્ર ન શોષાય એ કાંઈ વાત છે!'

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિન્દજી

# જંગલમાંથી રસ્તો

## (ચિત્રરમત)

ધારો કે તમે કોઈ ગીચ જંગલના મધ્યભાગમાં ફસાઈ પડ્યા છો, તો પછી શું કરવાના? ઉપરની ચિત્રરમતમાંના કોયડાનો હકેહક એ જ જાતનો છે.

ચિત્રમાંના આંકડાવાળાં વર્તુલો એકેક ઝાડ છે એમ માનો. અને એની વચ્ચેથી રસ્તો કરવાનો એક જ માર્ગ છે. એ રમત ઘણી રસભરી છે. તમે બરાબર મધ્યમાં આવેલા પાંચમા નંબરના ઝાડથી શરૂઆત કરો. ત્યાંથી તમે ગમે તે દિશામાં પાંચ ડગલાં આગળ વધો. એમ કરવાથી જે નંબરનું ઝાડ આવે તેની સંખ્યા, તમારે હવે બીજી કોઇ પણ દિશામાં કેટલાં ડગલાં ભરવાં તે સૂચવશે. એમ ને એમ જે સંખ્યા આવતી જાય તે મુજબનાં કુંડાળાં વટાવતા જઈ છેવટે તમે સહીસલામત બહાર નીકળી આવવાના. માત્ર એટલું ધ્યાનમાં રાખવું કે એમાં જો કદાચ કોઇ ખાલી વર્તુલમાં આવી લાગો તો પાછો નવેસરથી આરંભ કરવો.



**વનવગડાનાં વાસી** (અનુસંધાન પાછળ પાન ૪૬૬થી)

આહારવિહાર અને પ્રજનનની રીત અગન જેવી જ: માત્ર એની સંતાનોત્પત્તિનો કાળ એપ્રિલ મે. તેમ એના માળા પણ ઢાંકણ વિનાના ઉઘાડા, છીછરા વાડકા જેવા.

સ્વભાવે ખુશદિલ અને નીડર હોવાથી એની અત્યંત પાસે જઈને પણ અવલોકી શકાય છે. એનું ગાન મધુર ને આહ્લાદક હોવા છતાં અગનને તો ન જ પહોંચે. તેમ એ અગન જેટલું ઊંચે પણ ઊડતું નથી: જોકે ઊડતાં-ઊડતાં ગાય છે ખરું. એની અનુકરણ શક્તિ પણ સામાન્ય પ્રકારની હોવાથી, અગન જેટલી પ્રશંસા પામતું નથી.

**ભા**રતવર્ષમાં પ્રાચીનતમ કાળથી જનમનરંજન કરનાર આ ગાયક ત્રિપુટીની કથા પૂરી થઈ. અગન અને ભરત જેવાનાં ગાનની સફળ ગાથા તો થી ફ્રેંચનશાય જેવા પંખીપાલનના કોક અવધૂત જ ગાઈ શકે: પંખીઓનાં કેવળ કલેવરે રાચતો હું કોણમાત્ર? છતાં આટલું વાંચીને આપણાં ગોંદરાનાં આ વસનારાંને ઓળખતાં શીખો, એના દર્શન-શ્રવણ અર્થે વગડવગડામાં રખડતા થઈ જાઓ અને અંગ્રેજી સાહિત્યથી રંગાએલા હો તો, વર્ષાગમે નીગળતી વાદળીના જલકણસ્પર્શે જાગી ઊઠતા નવ દૂર્વાંકુરના ઉચ્છ્વાસથી યે વધુ કોમળ, વસન્તની ફૂંકમાં વિકસતા ફૂલનાં હાસ્યથી યે વધુ ઉજ્જ્વલ, નભોમંડળથી વેરાતી શારદી જ્યોત્સ્નાના ખળખળ નિનાદથી યે વધુ મધુર અને ઈન્દ્રધનુમાંથી ઊભરાતી સપ્તવર્ણી રંગલહરીથી યે વધુ રસભર ભરતાદિના કંઠરવને સાંભળી, એના ગાનશ્રવણથી ઉન્મત્ત બનેલા પેલા અંગ્રેજ કવિવર[૫] પેઠે, એ દૈવી પંખી પાસેથી 'ગાંડપણ'–Harmonious Madness– ભાખતા થઈ જાઓ તો મારો આટલો શ્રમ સફળ થયો માનીશ.

લ ક્ષ્ ધર

---

૫ શેલી

Teach me half the gladness
That thy brain must know,
Such harmonious madness
From my lips would flow
The world should listen then,
As I am listening now!



પતિ: આજે મને એક હરીફાઈમાં પચીસ રૂપિયા આવ્યા....

પત્ની: તો તો આપણું જૂનું દેવું —

'અરે, પણ આખું સ્વપ્નું તો પહેલાં સાંભળી લે!'

~

શિક્ષક: વરાળ કેમ પેદા થાય છે, ચમન?

ચમન: પાણીને પરસેવો વળવાથી, સાહેબ!

~

'રમુ, આ ક્યાં વગાડયું, એને આવડું મોટું ઢીમણું થયું છે?'

'તમારા જમુને તો જો જો! આ એકના બદલામાં મેં એને બે ઢીમણાં કર્યાં છે.'

~

દુકાનદાર: કેમ, તમે લઈ ગએલા તે એલાર્મ ક્લૉક સારું કામ આપે છે ને?

ઘરાક: હા, અમને તો એ નથી જગાડી શકતું પણ અમારા પોપટને જગાડે છે. પોપટ પછી અમારા કૂતરાને જગાડે છે ને છેવટે કૂતરો અમને જગાડે છે.

~

બે સ્પેનિયર્ડો આપસમાં ઝગડ્યા ને ઝગડાનો નિકાલ દ્વંદ્વથી આણવા માટે કોઈને ખબર ન પડે તેટલે દૂર જઈ લડવાનું ઠરાવ્યું. એકે સિંગલ ટિકીટ લીધી જ્યારે બીજાએ રીટર્ન ટિકીટ. આથી પહેલો બોલી ઊઠ્યો, 'તને જીવતા પાછા આવવાની જ ખાતરી નથી ને?'

'ના, એથી ઊલટું મારા હરીફની ટિકીટનો લાભ મળવાની ખાતરી હોવાથી હું વધારાના પૈસા નથી ખરચતો.'

~

ઘરાક: મારે થોડી ચોપડીઓ જોઈએ છે.

પ્રકાશક: હળવું સાહિત્ય આપું?

ઘરાક: ગમે તેટલું ભારે આપો ને? હું મોટર સાથે જ લાવ્યો છું.

~

ડાક્તર: આ દવાથી તમે દસ વર્ષ નાના લાગશો.

ઘરાક: તો તો મારે એ ન જોઈએ; ક્યાંક ઘડપણ માટે મળતું પેન્શન હું ગુમાવી બેસું.

~

ઉત્સાહી વક્તા: જે લોકો માત્ર વાતો જ કરી જાણે છે પણ કામ કરી જાણતા નથી તે લોકો કેટલી ઊંચાઈ પ્રાપ્ત કરવાની આશા રાખી શકે?

એક શ્રોતા: માત્ર પ્લૅટફૉર્મ જેટલી.

## ફોટોગ્રાફી હરીફાઈ

માર્ચ આ મહિને આવેલાં ચિત્રોમાંથી કોઈ પણ ઈનામને લાયક ઠરતું નહિ હોવાથી કોઈને ઈનામ મળતું નથી. —ખ.

# આ મહિનો (નવેમ્બર) . . . અને એની પ્રતિભા

**તા. ૧** ખડકીના યુદ્ધમાં અંગ્રેજો સામે પેશવા બાજીરાવની હાર–ઈ. ૧૮૧૭

**તા. ૨** આબીસીનિયાનો શહેનશાહ હેલસિલાસી ૩૯ વર્ષની વયે તખ્તનશીન થયો–ઈ. ૧૯૩૦

**તા. ૫** પાણીપતના યુદ્ધમાં હારેલા મુહમ્મદશાહ આદિલના સેનાપતિ હેમુનો બહેરામખાને વધ કર્યો–ઇ. ૧૫૫૬

**તા. ૮** અફઘાનિસ્તાનના અમીર નાદિરશાહનું એક વિદ્યાર્થીએ ખૂન કર્યું –ઈ. ૧૯૩૩

**તા. ૧૦** શિવાજીને પકડવાના સોગન લઈ વિજાપુરથી નીકળેલા અફઝલખાનનો શિવાજીએ વધ કર્યો.–ઈ. ૧૬૫૯

**તા ૧૨** શહેનશાહ પાંચમા જ્યોર્જે પહેલી ગોળમેજી ખુલ્લી મૂકી–ઈ. ૧૯૩૦

**તા. ૧૪** બ્રુસે બ્લ્યુ નાઇલનો પ્રવાહ શોધી કાઢ્યો–ઈ. ૧૭૭૦

**તા. ૧૫** લીગ ઑવ નૅશન્સની પહેલી બેઠક મળી–ઇ. ૧૯૨૦

**તા. ૧૯** ગ્રીસમાં પ્રજાતંત્રનો અંત આવી રાજાતંત્રની પુનઃ સ્થાપના–ઇ. ૧૯૩૫

**તા. ૨૨** હિંદ અને અફઘાનિસ્તાન વચ્ચે સંધિ થઈ, જેમાં અફઘાનિસ્તાન રશિયન પ્રચારકાર્યને ટેકો ન આપે એ શરતે તે સ્વતંત્ર રાજ્ય તરીકે માન્ય થયું.–ઇ. ૧૯૨૧

**તા. ૨૩** પ્રખર વિજ્ઞાની શ્રી જગદીશચંદ્ર બોઝનું અવસાન–ઇ. ૧૯૩૭

**તા. ૨૫** ચિન્સુરા નજીક બીદેરા મુકામે અંગ્રેજ સેનાપતિ ફૉર્ડે વલંદાઓને પરાજિત કરી હિંદમાંથી તેમનો પગદંડો ઉખેડી નાખ્યો–ઈ. ૧૭૫૯

**તા. ૨૬** મધ્ય એશિયાના વિખ્યાત શોધસફરી સર ઑરેલ સ્ટીનનો જન્મ –ઈ. ૧૮૬૨

**તા. ૨૭** બે બંગાળી કુમારિકાઓએ ટિપેરાના ડિસ્ટ્રીક્ટ મૅજિસ્ટ્રેટ મિ. સ્ટીવન્સનનું કૉમિલા મુકામે ખૂન કર્યું –ઈ ૧૯૩૧

**તા. ૩૦** ફ્રેન્ચ સરકારે મૉરિશિયસનો કબજો અંગ્રેજોને સોંપ્યો–ઈ. ૧૮૧૦



આ માસની વિભૂતિ
બિપીનચંદ્ર પાલ

ઇ. ૧૮૫૮ના નવેંબરની ૭મીએ સિલહટના બાબુ રામચન્દ્ર પાલને ત્યાં જન્મ. મૅટ્રિક પછીના અભ્યાસ માટે કલકત્તા જતાં આખા બંગાળની જુવાન જનતા જેમના પર વારી જતી એ બાબુ કેશવચંદ્ર સેનની અસર તળે આવ્યા ને બ્રાહ્મોધર્મની દીક્ષા લીધી. આથી પિતાએ ક્રુદ્ધ બની પોતાના વારસદાર તરીકે રદ કર્યા ને મરતાં સુધી પુત્રનું મોં ન જોવાની પ્રતિજ્ઞા લીધી જે મરણપથારી પર પડતાં સુધી પાળી.

કુટુંબથી આમ વિભક્ત બનતાં બિપીનચંદ્ર પર અનેક મુશ્કેલીઓ આવી. આર્થિક તંગીને કારણે અભ્યાસ પણ મુલતવી રાખી તેઓ કલકત્તાની સિટી લાયબ્રેરીના લાયબ્રેરિયન નિમાયા.

એ અરસામાં બાબુ કાલિચરણ બૅનરજીએ બ્રાહ્મોધર્મને નિંદતાં ભાષણો આપવા માંડતાં પાલબાબુનું મન ઊકળી ઊઠ્યું ને તેમણે એના બચાવમાં એવાં તો વિદ્વત્તાભર્યાં ભાષણો આપ્યાં કે એમને વણમાગી કીર્તિ મળી ગઈ. ઇ. ૧૯૦૦માં તુલનાત્મક ધર્મજ્ઞાન શીખવા તેઓ ઑક્સફર્ડ ગયા ને ત્યાંથી ઇંગ્લંડ ફ્રાન્સ ને અમેરિકાની સફરે ઊપડ્યા. જુદાંજુદાં પત્રોમાં લેખો આપી પોતાનું ખર્ચ એ કાઢી લેતા. ઈ. ૧૯૦૧માં તેઓ હિંદ આવ્યા ને પોતે પચાવેલા નવસંદેશ જનતાને આપવા 'નવભારત' (New India) નામનું સાપ્તાહિક શરૂ કર્યું. જોકે એમની આર્થિક સ્થિતિ જરાયે સરળ નહોતી.

બંગભંગે અનેક તરુણ હૈયાંની જેમ બિપીનચંદ્રના હૈયામાં યે નવો આતશ પૂર્યો. એ અગાઉ એમણે રાજકારી ક્ષેત્રમાં પોતાનું નામ તો નોંધાવી જ દીધેલું. કૉંગ્રેસની વ્યાસપીઠોએથી એમણે ભાષણો કરેલાં ને ઇંગ્લંડમાં આનંદમોહન બોઝને યે હિંદ અર્થેની લડતમાં સાથ આપેલો. પણ હવે તો એ ધીમી લહેર વાવંટોળમાં ફેરવાઈ ગઈ. એમનાં ભાષણોએ હિંદની મુક્તિ ઝંખના પ્રજ્વાળવામાં ખૂબ ફાળો આપ્યો.

અને પછી, ૧૯૦૭ના ઑગસ્ટમાં, અરવિંદ ઘોષનો પ્રખ્યાત કેસ ઊભો થયો ને તેમને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યા. એમણે નિર્ભીકપણે સુણાવી દીધું કે એ ખટલો રાષ્ટ્રને પ્રત્યાઘાતી હોઈ પોતે તેમાં કશા પ્રકારનો ભાગ લેવા નથી માગતા. પરિણામે એમને ૭ મહિનાની આસાન કેદની શિક્ષા મળી, જે જેલનિવાસ દરમિયાન હિંદુ ધર્મ ઉપર બે પુસ્તકો લખી નાખ્યાં.

એ જેલમાંથી બહાર નીકળી તેઓ ઇંગ્લંડ ગયા ને ત્યાંથી 'સ્વરાજ' નામનું પત્ર કાઢવા માંડ્યું પણ હિંદી સરકારે એ પત્ર પર પ્રતિબંધ મૂક્યો.

દીર્ઘ કાળના પરદેશવાસ પછી તેઓ હિંદને કાંઠે ઊતર્યા કે તેવી જ મુંબાઈ સરકારે તેમની ધરપકડ કરી એક માસની સજા આપી. એ સજા ભોગવી પાછા બંગાળા પહોંચતાં એમણે 'હિંદુ રીવ્યૂ' થોડો વખત શરૂ કરેલું, પણ સંજોગવશાત્ એ બંધ કરવું પડેલું. હિંદના રાજકારણ પર નવી દૃષ્ટિ આપતાં અનેક પુસ્તકો ને સંખ્યાબંધ લેખો તેઓ લખી ગયા છે. છેલ્લે છેલ્લે પોતાની જાતને રાજકારણમાંથી એમણે ઊંચી લીધી હતી, પરંતુ હિંદની જનતા તો એક આખી પેઢીના પ્રેરણાદાતા તરીકે હજુ યે એમને વીસરી શકી નથી.



# મધુકરી

હૈ કૌન યહાં રે ક્રુચ્ય નીચ?
હૈ કૌન યહાં સ્વાર્થી દધીચ?
યદિ જગજ્જનનીકા જલ પુનીત?
તો કમલોત્પાદક કુલ-કીચ:
હમ એક ઈશ્વરકે અંશ, તાર હૈ ભિન્ન, એક હી પર ઝિનકાર!
જન જનમેં કૈસા તિરસ્કાર?
—'પ્રદીપ'

## ગુજરાતના ગણિતિ ફિલસૂફ કિશોરલાલ મશરૂવાળા

"તમે ભલે અખતરો કરો. એથી તમે સત્યને–કલ્યાણને માર્ગે વધારે જ આગળ જશો એમ મને લાગતું નથી. છતાં ગોમતીબહેનની રજા હોય તો અખતરો કરવાને હરકત નથી. તમે જ્યારે નિશ્ચય જ કર્યો છે ત્યારે મારે તેની આડે આવવું યોગ્ય નથી."

સને ૧૯૨૨ની એક સવાર હતી. સત્યાગ્રહાશ્રમ સાબરમતીમાં રોજિંદો સમુદાય બ્રાહ્મ પ્રાર્થના પછી ભેગો મળ્યો હતો. પ્રસંગ અતિવિશિષ્ટ હતો. આશ્રમના એક બંધુએ એકાંતવાસ માટે ગાંધીજીની રજા લેવાનો એ પ્રસંગ હતો.



એ આશ્રમવાસી તે કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. ગાંધીસિદ્ધાંતને જીવનમાં ઓતપ્રોત કરનારા ગાંધીજીના જે બહુ જ અનન્ય સાથીઓ જણાય છે તેઓમાંના એ એક છે. કદે સામાન્ય, રંગે શામળા, દેખાવે ભવ્ય પણ નહિ, પ્રેરક પણ નહિ, આકર્ષક પણ નહિ.

પણ જેટલો એમનો બાહ્ય દેખાવ સામાન્ય છે તેટલું જ એમનું આન્તરતત્ત્વ અસામાન્ય છે, લોકોત્તર છે. ગુજરાતને એ એકાકી ગણિતિ ફિલસૂફ છે. શિક્ષણને, ફિલસૂફીને, તત્ત્વચિંતનને જે ગણિત જેવી પૃથક્કરણાત્મક વિદ્યાને ધોરણે આંકી–તોળી શકે છે, ધૂમાચ્છાદિત લાગતી, ઝાંખી, અસ્પષ્ટ ભાવનાઓને જે મૂર્ત, સાકાર, સુસ્પષ્ટ રૂપે દેખે છે ને દેખાડી શકે છે, જીવન પર અસર કરતા ગુપ્ત વિચાર-પ્રવાહોનું જેને સુપ્રકાશ દર્શન છે, એવો એ છે સુરતનો વતની અને સ્વજ્ઞાતિએ ઝારોળા વણિક, બાબુભાઈ ઇચ્છારામ મશરૂવાળા ઉર્ફે કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા બી. એ., એલએલ. બી., ઉર્ફે K. G. M.

એમના પિતાનું નામ ઘનશ્યામલાલ નથી. સુરત શહેરના પુરાના રહેનાર, આકોલામાં જઈ વસેલા, પરમ સ્વામીનારાયણ ભક્ત ઇચ્છારામભાઈના એ સૌથી નાના પુત્ર. ઇચ્છારામભાઈએ જન્મથી જ એમના આ કનિષ્ઠ પુત્ર પરનો પોતાનો હક છોડી દઈ એમને શ્રી ઘનશ્યામને અર્પણ કર્યા તેથી પિતાનું નામ ઇચ્છારામને બદલે ઘનશ્યામ રાખવામાં આવ્યું છે. ઇચ્છારામના ચાર પુત્રો: શ્રી બાલુભાઈ ઉર્ફે ઈશ્વરલાલ, શ્રી નાનાભાઈ, શ્રી જુગલભાઈ ને શ્રી બાબુભાઈ ઉર્ફે કિશોરલાલ. ત્રીજા જુગલભાઈને પણ પિતાનું નામ છોડાવીને ધનજીને અર્પણ કરેલા, તેથી તે પણ પિતાના નામ તરીકે ધનજી લખે છે. નાનપણમાં બનેલા એક અકસ્માતમાં એ

ભાઇઓ આશ્ચર્યકારક લાગે એવી રીતે બચી ગએલા તેને ઈશ્વરની કૃપા સમજી પિતાએ પોતાને સ્થાને ઈશ્વરનું નામ લખવાનું ઠરાવેલું, અને સહજાનંદ સ્વામીનાં અનેક નામોમાંનું ઘનશ્યામ નામ પસંદ કર્યું. ઉપરાંત, એ બંને નાના ભાઇઓનાં નામ એકઠાં કરીને 'જુગલકિશોર ઘનશ્યામ' ને નામે એમના કુટુંબમાં વેપાર પણ ચાલતો. મોટા બે ભાઈ બાલુભાઇ અને નાનાભાઈ વેપારમાં પડ્યા, ને બાળુભાઇએ એલએલ.બી. પાસ થઈ વકીલાત શરૂ કરી. આખું કુટુંબ સત્યનિષ્ઠ એટલે કિશોરલાલભાઈ પોતાની પ્રામાણિક ઢબે જ વકીલાત ચલાવતા. તેમાં તેમને સફળતા પણ મળેલી, અને રસ પણ હતો; પણ મોટાભાઇની ઈચ્છા એમને વેપારમા જોડવાની હતી એટલે તેમાં પડ્યા. પણ તેમાં એમને રસ ન હતો. વળી કૉલેજના દિવસોથી જ, જો કૌટુંબિક સ્થિતિ સુધરે તો 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા' જેવી કોઈ સંસ્થામાં જોડાવાની એમના મનમાં હોંશ હતી. મુંબઇમાં તબિયત સારી રહેતી નહોતી, વેપારમાં રસ નહોતો, કૌટુંબિક સ્થિતિ સુધરી હતી, પિતાના મરણથી એક મોહ ઓછો થયો હતો, અને એવામા ગાંધીજી આવી મળ્યા એટલે યુવાનીનો એ મનોરથ સિદ્ધ થયો.

ઈચ્છારામભાઇએ આકોલા કેમ વસાવ્યું તે પણ જાણવા જેવું છે. સુરતની મિશન સ્કૂલમાં માસિક વીસ રૂપીઆને પગારે માસ્તર થયા. એટલામાં પૂરૂં ન થવાથી નારણદાસ રાજારામની પેઢીમાં નોકર રહ્યા ને એમને આકોલા મોકલવામા આવ્યા. આ સાઠ વર્ષ પહેલાંની વાત છે. અળસી અને રૂમાં નારણદાસ રાજારામે આકોલા ખાતે સારી કમાણી કરી ને ઇચ્છારામભાઈ ત્યાંના એજન્ટ નીમાયા. સ્વ.મી-નારાયણના એઓ ચુસ્ત ભક્ત અને આજે પણ આકોલામા એમને ત્યાં સ્વામીનારાયણની રાજસેવા છે. આકોલાના એમના મકાનનો એક ભાગ મહાત્માજીએ અસહકાર પોકાર્યો તે સમયથી અતિથિગૃહ તેમજ મંત્રણાગૃહ તરીકે વપરાતો આવ્યો છે ને હજી પણ વપરાય છે. કિશોરલાલના ભાઈ નાનાભાઈનાં પુત્રો મહાત્માજીના પુત્ર મણિલાલ સાથે વર્યાં છે. સત્યનિષ્ઠ કુટુંબને મહાત્માજીના જેવા સત્યનિષ્ઠ વેવાઇનો યોગ પ્રાપ્ત થયો; ને ઇચ્છારામભાઈએ ભગવાનને અર્પણ કરેલો પુત્ર કિશોરલાલ આજે ભારતની સેવા કરી રહ્યો છે.

મૂળથી જ કિ. ઘ. મ.ની વૃત્તિ તત્ત્વચિંતક અને સત્ય-શોધક. સને ૧૯૨૧માં અસહકાર પૂરવેગમા ચાલતો હતો ત્યારે એમણે એકાંતવાસની મનીષા જાહેર કરી. સત્યાગ્રહાશ્રમથી અરધો-પોણો માઇલ દૂર એક ઝૂંપડી બાંધવી, તેમાં પોતે રહેવું; રોજ સવારસાંજ એક માણસ આવીને ચુપચુપ, બોલ્યા વગર, દૂધ ને ભાખરી મૂકીને ચાલ્યો જાય; ન કોઇ સાથે વાતચીત, ન સંસર્ગ, ન પરામર્શ; ન છાપાં, ન ચોપાનિયાં, ન બાહ્ય દુનિયાનો સ્પર્શ;—સ્પર્શ માત્ર બે વસ્તુનો: તુકારામના અભંગની ચોપડી અને જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતાનો. આ રીતે છ મહિનાના એકાંતવાસનો પ્રયોગ કરવાનું એમણે નક્કી કર્યું. ગાંધીજીની રજા માગી. આજે ગાંધીજી મહાત્મા છે; ૧૯૧૯ સુધી તેમનું બિરુદ કર્મવીર હતું. આફ્રિકાની તેમની લડતોએ તેમને કર્મવીર મોહનદાસ ગાંધીને નામે દેશભરમાં જાણીતા કર્યાં હતા. કર્મયોગ એ ગાંધીજીના જીવનનો અને સિદ્ધાંતનો મુખ્ય પાયો છે. એવા કર્મયોગીને આ વૈરાગ્યયોગ સમો અખતરો બહુ ગળે ન ઊતર્યો. ને શરૂમાં લખ્યાં છે તે વાક્યો વડે, તેમણે ઝીણી-ઝીણી બધી વિગતો પૂછ્યા પછી, તમામ હકીકતથી વાકેફ થયા કેડે, રજા આપી.

ને કિ. ઘ. મ.એ એકાંતવાસનો અખતરો કર્યો. છ માસથી યે વધારે કર્યો. પણ તે પછી તેમણે ગુરુની આજ્ઞાની ઉપયોગિતા જોઇ એકાંતવાસનો ત્યાગ કર્યો.

તત્ત્વચિંતનના અતિ અલ્પ ગુજરાતી સાહિત્યને કિ. ઘ. મ.એ ફળવતું બનાવ્યું છે, અને જગતના તત્ત્વચિંતન-સાહિત્યમાં ગુજરાતી સાહિત્ય સ્થાન લઈ શકે એવું થોડું છતાં ગરવું સર્જન એમની કલમે સર્જાવ્યું છે.

પણ કિ. ઘ. મ.ની કલમે શરૂઆત તો મરાઠીના રૂપાંતરોથી કરેલી. તે પછી મરાઠી ખાવાના મૃણમતી મૃદંગેના. મનોરથ અને બીજા એવા જ એમના સ્વતંત્ર લેખો 'સુંદરી સુબોધ'માં K. G .ની સહીથી પ્રગટ થતા.

'બળતું'ના અર્થોવાળો લેખ એ ગુજરાતી સાહિત્યમાં એક નવો જ પ્રકાર હતો. એ લેખ તેના લેખકની વિચારક-વેધક-વ્યાપક દૃષ્ટિની સાબિની રૂપ હતો. આજે એ વિચારક-વ્યાપક દૃષ્ટિ, જે તે વેળા બીજ રૂપે હતી તે, ખીલી, ફુલી-ફાલીને અતિ આર્ષ બની છે. એવું માનનારા પડ્યા છે કે ગાંધીજીના સિદ્ધાંતો ખુદ ગાંધીજીના કરતાં પણ વધારે સ્પષ્ટ સ્વરૂપે કિ. ઘ. મ.ની કલમ વ્યક્ત કરી શકે છે. ગાંધીજીનાં લખાણોમાં સિદ્ધાંતચર્ચા સાથે લાગણીનો અતિરેક ભળે છે. કિ. ઘ. મ. એ જ સિદ્ધાંતોને લાગણીના રંગ વિના, લાગણીથી વિમુક્ત રીતે, શુદ્ધ, નિર્ભેળ પાંડિત્ય રૂપે ચર્ચી શકે છે, પ્રગટાવી શકે છે, સમજાવી શકે છે. એમની શૈલી રંગ વિનાની છે, પણ મિઠાશ વિનાની નથી. એ મિઠાશ સાકર કે કેરીની નથી-પોંકની કે લીલા ઘઉં-બાજરીની અવશ્ય છે, ને એ મિઠાશ માણનારા માનવીઓનો સમુદાય ઓછો હશે, તો યે વધારે સત્ત્વશાળી જ હશે. શ્રી કિશોરલાલે ગુજરાતના સાહિત્યને વેંતભર ઊંચું કર્યું છે. ગુજરાત કિશોરલાલની કલમ માટે, તેમના તત્ત્વચિંતન માટે મગરૂર છે.

(દાંડિયો) —નટવરલાલ વીમાવાળા

## ઇંગ્લંડનો વડો પ્રધાન

રાજકારણ એ બુદ્ધિનો વિલાસ નથી એ જોવું હોય તો ઇંગ્લંડનો વડો પ્રધાન તેનું જીવતુંજાગતું ઉદાહરણ છે. ફક્ત પાંચ કલાકની ઊંઘ લઈ સવારના સાડાસાતવાગ્યે તો પોતાની

કામગીરી માટે તૈયાર થઈ જાય છે. પથારીમાં જ નાસ્તો કરવાના દિવસો વડા પ્રધાનો માટે વહેલા જ આથમી ગયા છે ને એમની ફરજને લીધે કુટુંબથી એ એમને એવા અતિમ જેવા રહેવું પડે છે કે મિસીસ બાલ્ડવિન, મિસીસ લૉઇડ જ્યૉર્જ, લેડી ઍસ્ક્વિથ કે ઈસાબેલા મૅક્ડોનાલ્ડે આત્મકથાઓમાં એ વસ્તુસ્થિતિ પર અનેક બળાપા કાઢેલા છે.

સાડા સાતે તૈયાર થઈ એ ચાને ઈન્સાફ આપી રહ્યો હોય છે ત્યાં તો એક પછી એક એના સેક્રેટરીઓ આવે છે. એ દિવસની કામગીરી, મુલાકાતો બધી ગોઠવાય છે ને અગત્યના કાગળપત્રોનો નિકાલ થાય છે એટલે એક સેક્રેટરી અગત્યની ચેતાવણીઓથી તેને વાકેફ કરે છે. સાડા નવ વાગ્યે એક ડેપ્યુટેશન તેને મળવા આવવાનું છે. વડો પ્રધાન ઘડીઆળ સામે જુએ છે. સાડા આઠ વાગ્યા છે. એક કલાકમાં તો સઘળા મુખ્ય પ્રશ્નો જાણી લેવાનું ને એ દિવસનું ભાષણ તૈયાર કરવાનું રહે છે.

બીજો સેક્રેટરી અગત્યના દસ્તાવેજો સાથે આવે છે. વડા પ્રધાનને એ વાંચી સંભળાવે છે ને વડા પ્રધાન તે પર પોતાને યોગ્ય લાગે તેવી નોંધ એ સેક્રેટરી પાસે ઉતરાવે છે.

એટલામાં ડેપ્યુટેશનને મળવાનો સમય થાય છે. પરસ્પર મિલાપ ને ઓળખાણો થઈ જતા શાંતિથી એક ખુરસીઓ ને ગોઠવાય છે ને ડેપ્યુટેશનનો એક પછી એક સભ્ય પોતાના મુદ્દા રજૂ કરતો જાય છે. વડા પ્રધાનની નજર ઘડીઆળ પર જાય છે. સાડા દસે પરદેશમંત્રીને મુલાકાત આપવાની છે.

બધાની આતુર નજર આકર્ષતો વડો પ્રધાન ઊભો થાય છે ને ડેપ્યુટેશનની માગણીઓનો ટૂંકો ઉત્તર આપે છે. એ ઉત્તર સમજૂતીભર્યો, માગણીઓને આવકારતો હોવો જોઈએ ને સરકાર તેમને મૂંઝવતા પ્રશ્ન તરફ સહાનુભૂતિ ધરાવે છે એવી ખાતરી અપાવી જોઈએ.

ડેપ્યુટેશન રજા લે છે ને સેક્રેટરી આવી કહી જાય છે કે પરદેશમંત્રી રાહ જુએ છે. અગત્યની ફાઈલો સાથે એ તેને મળે છે. પરદેશમંત્રીએ પણ અગત્યનાં કાગળિયાં મેજ પર પાથરી દીધાં હોય છે. ખંડસત્તાઓ (Continental Powers) સાથેની નિષ્ફળ નીવડતી સમજૂતી તે વડા પ્રધાનને કહી સંભળાવે છે, કે જર્મની મચક નથી આપતું, રશિયા દૂર નાસે છે ને ઈટલી કંઈ સ્પષ્ટતા નથી કરતું, જ્યારે ફ્રાન્સ વધુ ને વધુ સહકાર માગે છે.

'વારુ, તમારી શી દરખાસ્ત છે?' વડો પ્રધાન પૂછે છે પોતાના અનુભવના પીઠબળે દોરેલી કાર્યદિશાથી પરદેશમંત્રી તેને વાકેફ કરે છે. નવી નીતિ નક્કી થાય છે ત્યાં વળી જાસૂસીખાતાના ભયપ્રેરક રીપોર્ટ આવી પડે છે. 'વારુ, બધાં કાગળિયાં કૅબિનેટની બેઠકમાં લાવજો,' કહી, વડો પ્રધાન તેને વિદાય કરે છે.

પણ ત્યાં તો, નવાં દસ હજાર વિમાનોની માગણી મૂકતો હવાઈખાતાનો પ્રધાન આવી પહોંચે છે. એનો અંદાજ અને એને મંજૂરી મળવાની શક્યાશક્યતા ચર્ચી એ જેમ તેમ પોતાના ભોજનથી પરવારે છે. દરમિયાનમાં લાલપટ્ટી બાંધેલાં અગત્યનાં કાગળિયાંના થોકડાને થોકડા તેના પર આવતા જ રહે છે જે બધા એને વાંચી કાઢવાના હોય છે.

ભોજનથી પરવારી એ ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટમાં આવેલા ઐતિહાસિક 'કૅબિનેટ રૂમ'માં પ્રવેશે છે ને લાંબા ટેબલને છેડે પોતાનું પ્રમુખસ્થાન લે છે. તરત જ કૅબિનેટનો સેક્રેટરી એક પછી એક ટાઇપ કરેલા 'ઍજેન્ડા' તેની સામે ધરતો આવે છે. એ વખતની ચર્ચાચર્ચીમાં ચાને ઈન્સાફ મળે છે, જે પ્રથા લૉઈડ જ્યૉર્જે પોતાના વડા પ્રધાનપદેથી શરૂ કરેલી છે.

કૅબિનેટની બેઠક પૂરી થાય છે કે હાઉસ ઑવ કૉમન્સ તરફ ધસારો થાય છે. વડાપ્રધાને એની બેઠકમાં હાજર રહેવું જ જોઈએ. જો પ્રશ્નોની ઝાઝી ધમાલ ન હોય તો તેણે વર્તમાન પરિસ્થિતિ પર ભાષણ કરવું જોઈએ, અને તે યે ટૂંકું નહિ પણ એક કરતાં વધુ કલાક ચાલે તેવડું. અને એ ભાષણ પરની ટીકાઓ, સૂચનાઓ ને નિંદા સાંભળવા પણ તેણે ત્યાં હાજર રહેવું જોઈએ.

પછી એ ઘેર પહોંચે છે, પણ ત્યાં યે જુદાં જુદાં ખાતાંઓની 'રેડ ડીસ્પૅચ બૉક્સીસ' પોતાના નિકાલની રાહ જોઈ જ રહી હોય છે. થાકેલો કંટાળેલો વડો પ્રધાન એકાદ બે નિસાસા નાખી એ કામ હાથ ધરે છે. એના ખંડના બળતા દીવા સામે જોતો સંત્રી ઉપરાઉપર બગાસાં ખાધે જાય છે.

રાતે ત્રણ વાગ્યે વડા પ્રધાનના ખંડના દીવા ઓલવાય છે. થોડીક ઊંઘ એ ખેંચી લે છે ને થોડાક કલાક પછી તો પાછી બીજા દિવસની તેની કામગીરી શરૂ થાય છે.

### પરિન્દાની શહાદત

એક મેજ, એક ખુરશી, તેલનો એક દીવો ને એક નકશો—વર્ડુનની એક ગુપ્ત ખાઈમાં આટલા સરંજામ સાથે બેઠેલા બે શખ્સમાંથી એક બોલ્યો: 'આપણો દોસ્ત ક્યાં છે?'

'આ રહ્યો સાહેબ,' કહેતાં બીજાએ પોતાના ખીસામાંથી 'દોસ્ત'ને બહાર કાઢ્યો. પીંછાં ફેરવતો એ દોસ્ત ટેબલ પર નાચી રહ્યો.

એ દોસ્ત હતું માત્ર એક અદના કબૂતર. એનું નામ 'ચેર આમી.' કબૂતરોમાં ચાહે ત્યાં જઈને ચાહે તેવા જોખમ વચ્ચે પણ પાછા અચૂક પોતાને મૂળ સ્થાને પહોંચી જનારી જે ખાસ જાત આવે છે તેમાંનું એ એક હતું. અફસરે રબરની પટ્ટીથી તેના પગે સંદેશો બાંધી રવાના મોકલાવ્યો કે વર્ડુનના પતનની ઘડીઓ ગણાય છે.

આંખમારો શહેરનું એક પછી એક અંગ ભાંગતો જતો હતો. ટેલીફોનનાં દોરડાં તો વહેલાં જ તૂટીફૂટી ગયેલાં.

એ વખતે આવા સંદેશવાહક કબૂતરોમાં જ સૌને દિલાસો રહેતો. અને ચેર આમીએ તો ૭૭મા ડીવીઝનની ન્યૂ યૉર્કની પ્રખ્યાત 'લૉસ્ટ બટેલિયન'ને બચાવી હતી, એટલું જ નહિ પણ રૅંપૉ ને વર્દુન વચ્ચે અગિયાર સફરે જાન-સાટે ખેડી અનેક કીમતી સંદેશા એણે પહોંચાડ્યા હતા. એ જ રીતે, આ વખતે પણ, અફસરના હાથમાંથી છૂટતાં જ એક ઘૂમરી ખાઇ તે સીધું રૅંપૉની દિશામાં ધસી નીકળ્યું.

એક જર્મન સંત્રીની નજર અચાનક તેના પર ગઈ, ને જતાંવેંત જ તેણે ને તેના સાથીદારોએ ગોળીઓ છોડી. ચેર આમી કશી યે પરવા વિના આગળ ને આગળ ધસતું રહ્યું. પછી એકાએક તીણી દુઃખભરી ચીસ પાડી ગબડતા પત્થર જેમ જમીન તરફ પડવા માંડ્યું; પણ એના પડવાની જગ્યાએ જર્મન સૈનિકો જઇ પહોંચે તે પહેલાં તો જમીનથી થોડેક અદ્ધરથી જ કાયા સમાલી લઇ, પોતાના બંને પગ વધેરાઈ ગએલા છતાં, એ પાછું રૅંપૉ તરફ ધસી નીકળ્યું!

રૅંપૉ એ પહોંચ્યું, પણ પહોંચ્યા પછી બીજી જ મિનીટે તે લોથ થઈ નીચે પડ્યું. છતાંય એનો શ્રમ વૃથા ન જ ગયો. વર્દુનને એના સંદેશાએ પુષ્કળ રાહત આપી ને વર્દુને પણ એ ઋણ સ્વીકારી એ પરિન્દાની શહાદત અમર બનાવવા એના મુખ્ય ચોગાનમાં ચેર આમીના નામે એક પ્લૅક મૂકેલ છે જેના પર આ શબ્દો કોરેલા છે: 'To the pigeon that died for France'.

## અગિયાર વર્ષની ઉમર સૌથી વધારે તંદુરસ્ત હોય છે

ન્યૂ યૉર્કની મેટ્રોપોલિટન લાઈફ ઈન્સ્યુરન્સ કંપનીના આંકડાશાસ્ત્રીઓના જણાવ્યા મુજબ અગિયાર વર્ષની ઉમર આખા જીવનમાં સૌથી તંદુરસ્ત હોય છે. તેઓ એમ જણાવે છે કે આ ઉમરે આરોગ્યના દૃષ્ટિબિંદુથી, સરેરાશ બાળક, જગતના શિખરે બેઠેલું જણાય છે કેમકે તે અગાઉ કદી હોય અથવા ભવિષ્યમાં થવાનું હોય તેના કરતાં તે વધારે તંદુરસ્ત તથા સહીસલામત હોવાથી તે જીવનના એવા સમયમાં જીવે છે કે જ્યારે મૃત્યુપ્રમાણ તદ્દન નીચું હોય છે અને જ્યારે કોઈપણ દર્દ કરતાં અકસ્માત જ મૃત્યુના કારણ માટે મોટે ભાગે જવાબદાર હોય છે.

અગિયારમું વર્ષ અથવા લગભગ ત્યારનો સમય સર્વ-સુખબિંદુ છે. ત્યારે બાલ્યાવસ્થાના તથા નાનપણનાં જોખમો વીતી ગયાં હોય છે; યુવાની, પુખ્ત વય તથા વૃદ્ધાવસ્થાનાં વધતાં જતાં જોખમોની હજુ શરૂઆત થઇ હોતી નથી. જીવનની આ અવસ્થામાં દર્દોથી એટલાં ઓછાં મૃત્યુ થાય છે કે મૃત્યુના કારણોમાં પ્રાણઘાતક અકસ્માતો જ પહેલું સ્થાન ભોગવે છે. અને છતાં આ પ્રમાણ પણ ઘણું ઓછું હોય છે.

(ઇંડિયન રીડર્સ ડાઇજેસ્ટ)—છોટાલાલ માનસિંહ કામદાર

## આપણા દેશના મુખ્ય ઉદ્યોગો

આપણા દેશમાં ક્યાં ક્યાં ક્ષેત્રોમાં ઔદ્યોગિક પ્રગતિ કરવાની જરૂરત અને ક્ષેત્ર છે તેનો ખ્યાલ નીચેની યાદી ઉપરથી આવશે. બીજા દેશોનાં કારખાનાંઓની યાદી સાથે સરખાવીને નવાં ક્ષેત્રો વિષે પણ વિચાર કરવાનો અવકાશ છે:

| ઉદ્યોગનું નામ | કારખાનાં | ઉદ્યોગનું નામ | કારખાનાં |
|---|---|---|---|
| શણ (Jute) | ૯૯ | તેલની મિલ | ૨૧૧ |
| રબર | ૨૧ | ચામડું | ૨૯ |
| સેલ્યુલૉઇડ | ૧૧ | સાબુ (ટૉઇલેટ) | ૨૪ |
| રાસાયણિક (મોટા પાયા પર) | ૧૮ | ,, (ધોવાનો) | ૩૪ |
| રંગ | ૧૧ | એનામેલ | ૭ |
| સામાન્ય ઈજનેરી | ૨૯૦ | મૅટલ | ૪ |
| વીજળીક ઇજનેરી | ૫૪ | રબરનું ને તેલિયું કાપડ | ૬ |
| મિઠાઇ અને બિસ્કિટનાં કારખાનાં | ૨૪ | વીજળીક પંખા | ૧૧ |
| ચોખાની મિલ | ૭૦૮ | ફાનસ | ૩ |
| ઉત્તેજક પીણાં ને બરફ | ૪૮ | બલ્બ | ૭ |
| હાડકાં ને ખાતર | ૨૦ | સુતારકામ (મોટે પાયે) | ૫૧ |
| કાચ | ૪૪ | કાપડની મિલ | ૩૬૯ |
| દીવાસળી | ૪૯ | સીમેન્ટ,ચૂનો,પૉટરી | ૩૯ |
| કાગળ | ૮ | રેશમની મિલ | ૩૮ |
| ગૅસ વર્ક્સ | ૧૩ | ખાંડ | ૧૬૪ |
| હોઝિયરીની મિલ | ૫૪ | દોરડાં | ૪૦ |
| | | લોખંડ અને પોલાદ | ૪ |

## કેળાં—ડાહ્યા લોકોનો ખોરાક

લૅટિન ભાષામાં કેળાનું નામ 'ડાહ્યા લોકોનો ખોરાક' છે, એ નામ અનેક રીતે જોતાં યોગ્ય લાગે છે. 'આખે આખું સોનેરી રંગનું બની ગએલું, વચ્ચે વચ્ચે તપકીરી રંગના ડાઘાવાળું ને કોક ઠેકાણે છાલ કાળી પડી ગએલી હોય એવું કેળું' ખાવાથી શરીરને જોઈએ એટલી ગરમી મળે છે. પાકેલાં કેળાંમાં ખોરાકના બધા ગુણ હોય છે.

કાચાં કેળાંમાં સ્ટાર્ચ વધારે હોય છે, પણ પાકાં કેળાંની અંદરના બધા પદાર્થોનું ગ્લુકોઝ-એક જાતની સાકર-માં રૂપાંતર થઈ ગએલું હોય છે ને બીજી કોઈપણ જાતની સાકર કરતાં ગ્લુકોઝ શરીરમાં બહુ જ સહેલાઈથી શોષાઈ જાય છે. એ સાકર શરીરના જીવનરસમાં તરત ભળી જાય છે. મન બહુ જ કંટાળી ગયું હોય છે ત્યારે એકાદું કેળું ખાઇ લેવાથી તરત ઠીક લાગવા લાગે છે. ગ્લુકોઝ ઉપરાંત કેળાંમાં એ. બી. સી. વિટામીનો, ફોસ્ફરસ, કૅલ્શિયમ, તાંબુ, લોહ વગેરે પણ સૂક્ષ્મ પ્રમાણમાં હોય છે.

બાંનો ઈતિહાસ પણ જરા જાણવા જેવો છે. ઇ. સ. ઙમાં સિકંદર ફોજ સાથે હિન્દમાં આવ્યો હતો

ત્યારે એણે પોતાની ને લશ્કરની તંદુરસ્તી કેળાં ખાઇને જ જાળવી રાખી હતી. જમાઈકા, કૅનેરી વગેરે બેટોમાં કેળાંનું ભારે વાવેતર થાય છે ને પાશ્ચાત્ય રાષ્ટ્રો એનો સંપૂર્ણ લાભ લે છે. ઈંગ્લૅંડના કેળાંનું વાવેતર માત્ર ૩૬ વરસ પહેલાં જ કરવામાં આવ્યું છે; તોપણ ઇંગ્લૅંડમાં દર અઠવાડિયે ૪૦,૦૦૦,૦૦૦ કેળાંની આયાત કરવામાં આવે છે.

કેળાંનો હરેક જણ ઉપયોગ કરી શકે. નિશાળે જનારાં બાળકો જો બપોરે એકેક કેળું ખાય તો તેમને એનાથી ઘણો ફાયદો થાય છે. મોટાં માણસોને પણ એનો ઘણો ઉપયોગ છે. પાકાં કેળાં તો માંદા માણસોને પણ માફકસર આપી શકાય. કેળાંની છાલ જાડી હોવાથી બહારનાં જંતુઓ એની અંદર જલદી પ્રવેશ કરી શકતાં નથી.

## સિંધપરિચય

મુંબાઈ ઈલાકાથી જુદા પડતાં જેને ત્રણ વર્ષ પણ નથી વીત્યા એ સિંધ અથવા પ્રાચીનકાલનો સપ્તસિંધુ આઠ જિલ્લામાં વહેંચાએલો છે. પ્રાંતમાં ચાર ભાગની વસતિ અથવા ૨૮ લાખ જેટલા મુસલમાન છે, જ્યારે આઠ લાખ જેટલા હિંદુ. થરપારકર જિલ્લા સિવાય બીજે ક્યાંય હિંદુઓ છૂઆછૂતમાં નથી માનતા. મુસલમાનો મોટે ભાગે ખેતી કરે છે, જ્યારે હિંદુઓ વેપાર અગર નોકરી કરે છે.

અહીંના હિંદુઓ બીજાઓની નકલ કરવામાં કુશળ છે. જ્યારે મીર, કલોડા, ટાલપુર આદિનું રાજ્ય હતું ત્યારે એ લોકોએ મુસ્લિમ ટોપી અને ધોતિયાને ઠેકાણે 'સુંથણ' અને 'કૂંચ' અપનાવી લીધું હતું. બ્રિટિશ સરકાર આવી એટલે એમનો વેશ અપનાવ્યો. હૈદ્રાબાદમા સૅંકડે ૯૫ ટકા 'આમિલો' પાશ્ચાત્ય સભ્યતા અપનાવેલા જણાશે.

સિંધ માટે ડિંગલ-ભાષામાં એક કહેતી પ્રચલિત છે, કે

હેખી તેરી સિન્ધ ગિન્ધ
પૂત જિન્દપીર કી
ગધે કી સવારી કરે
નજર રખ્ખે માર કી.

પણ ગંદકી અને ગુમાન સિવાય સિંધી લોકોમાં અનુકરણીય વિશેષતાઓ પણ છે. ગરીબ કે અમીર હરેકને ઘેર સાંજે વાળુ પછી દૂધ પીવાનો મહાવરો બચપણથી જ પાડવામાં આવે છે. સ્નાન કરતી વખતે તેલની માલિશ પણ એ લોકોમાં જરૂરી છે. અને બીજાઓની નિંદા કરવાનો દુર્ગુણ તો એ લોકોમાં ઓછામાં ઓછો ફેલાયો છે.

## સોવિયેટ

'સોવિયેટ' એ રશિયન શબ્દનો અર્થ થાય છે 'સમિતિ'. ૧૯૧૭ની ક્રાન્તિ વખતે આખા રશિયામાં ઠેરઠેર સમિતિઓ અથવા સોવિયેટોએ ઊભાં થઈ રાજસત્તા હાથ કરેલી, જે કાયમ રહી છે. આવી સ્થાનીય સમિતિ પોતાના પ્રતિનિધિ ચૂંટી, જિલ્લા સમિતિમાં મોકલે છે; જિલ્લા સમિતિ પોતાના પ્રતિનિધિઓ ચૂંટી પ્રાન્તિક સમિનિમાં મોકલે છે; અને આવી પ્રાન્તિક સમિતિઓના ચૂંટાએલા પ્રતિનિધિઓ સર્વોપરિ સોવિયેટ-રાજ્યસમિતિમાં મોકલાય છે. આને લઇને રશિયા આજે 'Union of Socialist Soviet Republics' (U. S. S. R.) તરીકે ઓળખાય છે. રશિયાનો સરમુખત્યાર લેખાતો જોસેફ સ્ટાલિન કંઈ આ સોવિયેટોનો પ્રમુખ નથી. ગાંધીજી જેમ મહાસભાના નેતા છે તેમ એ માત્ર કૉમ્યુનિસ્ટ પાર્ટીનો નેતા છે. ફેર માત્ર એટલો જ કે ગાંધીજીનું નેતૃત્વ હાર્દિકતાભર્યું છે, જ્યારે આ સ્ટાલિનનું અધિકારરૂઢ.

## પ્રધાનોના પગાર

ઇ. ૧૯૩૯–૪૦ના અંદાજપત્ર અનુસાર કૉંગ્રેસ પ્રાન્તોના પ્રધાનોના પગાર બીનકૉંગ્રેસી પ્રાન્તોના પ્રધાનોથી પાંચમા ભાગના જ રહ્યા છે:

| | |
|---|---|
| પંજાબ | રૂ. ૩૦૦૦ થી ૩૫૦૦ |
| બંગાળ | ,, ૨૫૦૦ થી ૩૦૦૦ |
| કૉંગ્રેસ પ્રાંતો | ,, ૫૦૦ |

એ પગાર ઉપરાંત પ્રધાનોને પાછું ઍલાવન્સ મળે છે. કૉંગ્રેસી ને બીન કૉંગ્રેસી પ્રાંતોમાં એમાં બહુ તફાવત નથી:

| | |
|---|---|
| પંજાબ | રૂ. ૯૭૭૫ |
| બિહાર | ,, ૮૦૫૦ |
| બંગાળ | ,, ૭૮૪૨ |
| સંયુક્ત પ્રાંતો | ,, ૭૫૫૦ |
| સિંધ | ,, ૭૪૫૦ |
| મદ્રાસ | ,, ૭૪૫૦ |
| મુંબાઈ | ,, ૬૧૮૬ |
| બીજા પ્રાંતો | ,, ૫૦૦૦ ની નીચે. |

## વિકાસનો ગજ

ખગોળશાસ્ત્ર અને ઉત્ક્રાન્તિવિદ્યાની દૃષ્ટિએ આ પૃથ્વી અને બ્રહ્માંડના થએલા વિકાસનાં વિધાનો કરવા માટે 'કૉસ્મિક વર્ષ' (આપણે એને બ્રહ્માનું વર્ષ કહીએ)નું એક માપ નક્કી કરવામાં આવ્યું છે. આપણાં ૨૦,૦૦,૦૦,૦૦૦ વીસ કરોડ વર્ષનું એક કૉસ્મિક વર્ષ થાય.

આ ગજ વડે આપણી સંસ્કૃતિનું માપ કાઢતાં તેનું આયુષ્ય અત્યંત કંગાલ માલુમ પડે છે. વાનરજાતિમાંથી માનવની ઉત્ક્રાન્તિ થયે, આ હિસાબે તો હજી માંડ એક અઠવાડિયું વીત્યું છે; માણસની સંસ્કૃતિનો ઉદ્ભવ થયે માંડ અરધો કલાક વીત્યો છે; ઇજિપ્તના પિરામિડ હજી દસ જ મિનિટ પહેલાં બંધાયા છે, અને જેને માટે આપણે ભારે અરમાન લઈએ છીએ તે આપણી વીસમી સદીની સંસ્કૃતિ તો છ જ સેકન્ડની ઉમરની છે.

# અવનવીન

### 'ફુલ્સકેપ' નામ કેવી રીતે પડ્યું?

એવું કહેવાય છે કે 'ફુલ્સકેપ' નામ પ્રાચીન સમયથી ચાલ્યું આવે છે. અસલના વારામાં ફોલિઓ સાઈઝના કાગળોમાં નાની ઘંટડીઓવાળી ટોપી પહેરેલ વિદૂષકની 'વૉટરમાર્ક' છાપ આવતી. તેરમા સૈકાથી સત્તરમા સૈકા સુધી એ છાપ સર્વસાધારણ પ્રચલિત હતી. એ ઉપરથી 'ફુલ્સકેપ' નામ પડ્યું હોય એવી એક કલ્પના છે. બીજી બાજુએ વિદ્વાનોનું માનવું છે કે 'ફોલિઓ-કેપો' (Folio-capo) નામના લૅટિન ભાષાના શબ્દ પરથી અપભ્રંશ થઈને એ ફુલ્સકેપ શબ્દ ઊતરી આવ્યો છે. 'ફોલિઓ-કેપો'નો અર્થ 'ફોલિઓ કદનો' એવો થાય છે. એ કદનું માપ આ પ્રમાણે છે: છાપવાના કાગળો માટે ૧૩½" × ૧૭" અને લખવાના કાગળો માટે ૧૩¼"×૧૬½"   —ત્રિભુવન વી. હેમાણી

### 'જૉન બુલ' એટલે?

વર્તમાનપત્રોનાં રસિયાંઓને જૉન બુલનું નામ સારી રીતે પરિચિત હશે, પણ એ શબ્દનો પ્રયોગ શા હેતુથી કરવામાં આવે છે તે શોધવા તેમજ સમજવા બહુ થોડાઓ જ પ્રયત્ન કરતા હશે. સાચી વાત તો એ છે કે ડૉક્ટર આરબુથનૉટે તેની 'હિસ્ટ્રી ઑફ જૉન બુલ' નામની કથાક્ષિકામાં કોઈ ઉદાર દિલના તેમજ હૃષ્ટપુષ્ટ શરીરવાળા અંગ્રેજ ખેડૂતના પાત્ર માટે એ નામની યોજના કરી હતી. આડકતરી રીતે કરાએલા એ કટાક્ષયુક્ત સૂચનને પરિણામે અંગ્રેજ પ્રજાના કોઈ સભ્યનું એ રાષ્ટ્રીય અપરનામ (Nickname) બની ચૂક્યું છે. એ જ લેખકે તેના એ પુસ્તકમાં ફ્રાંસવાસી માટે 'લુઈ બબૂન' (Lewis Baboon) અને હૉલાંડવાસી ડચ માટે 'નિકોલસ ફ્રૉગ' (Nicholas Frog) જેવા શબ્દપ્રયોગો યોજીને હળવા કટાક્ષનો અચ્છો નમૂનો રજૂ કરેલો.   —ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

## વિકસતું વિજ્ઞાન

ધાતુઓની ઔષધીય મહત્તા સમજનાર ભારતીયો સૌ પહેલા હતા, પણ હવે પાશ્ચાત્યો પણ ધાતુઓની રોગ મટાડવાની શક્તિ સમજતા થયા છે. તાજેતરમાં જ સંધિવા તથા સોજા સામે લીડ્સના પ્રો. સ્ટૅનલી હાર્ટફેલે સોનાના એક ક્ષાર-પર્સૅનિલ-નો ઉપચાર અજમાવી જોયો. એનું ઈન્જેક્શન લેતાં બે જણા સંપૂર્ણ સાજા થઈ ગયા, બેતાળીસ જણામાં ખૂબ સુધારો દેખાયો, ત્રણમાં સામાન્ય અને એકમાં નહિ જેવો. ભવિષ્યમાં કદાચ એ અકસીર નીવડશે.

ચાલુ યુદ્ધમાં પેટ્રોલ, કેરોસિન વગેરે દાહ્ય પદાર્થોને બૉંબમારાથી સળગી ઊઠતા બચાવવા માટે જે વિમાસણ ચાલી રહી હતી તે એક ફ્રેન્ચ વિજ્ઞાનીએ બનાવેલા નવા પ્રકારના બૉંબથી દૂર થશે એમ મનાય છે. આગની જગ્યાએ આ બૉંબ ફોડતાં જ તે બધું ઑક્સિજન શોષી લેશે ને તેના અભાવે આગ આપોઆપ ઓલવાઈ જશે.

# નવી કેડીઓ

સરકારી ટપાલ માટે વપરાતાં National Economy કવરથી બધા પરિચિત છે. એ કવર એક વખત વપરાયા પછી જેના પર ગયું હોય તે તેની ફ્લૅપ પર એક પતાકડું ચોડી ફરીથી વાપરે છે. અને એમ એકનું એક કવર અનેક વખત ઉપયોગમાં આવી શકે એવો સિદ્ધાંત છે. પણ આ રીતે કરકસર કરવાની સખ્ત સૂચનાઓ છતાં ટપાલ રવાના કરનારા કારકુનો એનો અમલ બહુ ઓછો કરતા હોય છે. અને ઘણાંખરાં કવર તો એક વખત વપરાયા પછી કચરા પેટીમાં જ જાય છે.

આ વસ્તુ અટકાવવા માટે કવર એવાં બનાવવાં જોઇએ કે પતાકડું ચોડ્યા વગર તે વાપરી ન જ શકાય. એટલે નવું કે જૂનું કવર વાપરનારને મન એક સરખું જ થઈ જવાથી તે વપરાએલાં કવર વાપરવા પ્રેરાય. અને આ માટે કવર પર જાડી કાળી લીટીઓ પાસેપાસે છાપી નાખવી જોઇએ, અથવા તો એવા સળી પાડેલા કાગળોમાંથી કવર બનાવવાં જોઇએ, જેથી કવર પર સીધેસીધું કાંઈ જ લખાણ શક્ય ન બને.

દેશહિતને લક્ષમાં રાખી ચાલતી સંસ્થાઓ આવાં કવરો સમાજમાં તરતાં મૂકી દે એટલે કે પોતે એવાં જ કવરો પોતાના પત્રવ્યવહારમાં ઉપયોગમાં લે તો બીજા પણ એવાં જ કવરો વાપરવા પ્રેરાશે, એટલે પછી પોતાના નામનાં કવરો છપાવવાને બદલે દરેક પોતાનાં નામનાં પતાકડાં જ છપાવવાનાં રહેશે, અને કવરો તો પોતાનાં પર આવેલાં પણ વાપરી શકશે. અથવા તો એ સ્ટૉકમા ન હોય ત્યારે બજારમાંથી ખરીદીને એવાં કવરો વાપરી શકશે. જેઓ આવાં કવરો છપાવે તે એકાદ સળમાં કવર છપાવનાર તરીકે પોતાનું નામ નાના ટાઇપમાં મૂકે તો એ રીતે નાની એવી જાહેરાતનું કામ પણ એ કવર સારી શકશે.   હ.

## આપણે પોતે·આપણો દેશ·આપણી પૃથ્વી

૨૪ કલાકમાં આપણું હૃદય એટલો શ્રમ કરે છે કે તેટલા શ્રમથી ૧૨૫ ટન વજનનો પથ્થર ૧ ફૂટ ઊંચો થઈ શકે.

માણસની જિંદગીમાં તબિયત લથડવાના ભયંકર તબક્કા ત્રણ ગણાયા છે: ૩૯મું વર્ષ, ૪૫થી૫૦મું અને ૬૧મું.

આપણા દેશમાં વધુમાં વધુ ગીચ વસતિ કોચીન રાજ્યમાં-૧ માઇલે ૧૯૫ છે જ્યારે ઓછામાં ઓછી બલુચિસ્તાનમાં-૧ માઈલે ૫.

આપણા દેશમાં બધાં મળીને ૫૬૨ દેશી રાજ્યો છે.

આપણી પૃથ્વીના સમાવરણ (Stratosphere)માં ૫ થી ૨૦ માઇલ જાડાઇનું ઓઝોન વાયુનું પડ આવ્યું છે, જે ક્લોરિન જેટલું ઝેરી છે. છતાં એ પડ ન હોય તો અલ્ટ્રા વાયોલેટ કિરણો સીધાં પૃથ્વી પર ધસી આવી સઘળી સજીવતાનો નાશ નીપજાવી દે.

પોતાના પિતા કરતાં પણ સિકંદર ગુરુને શા માટે વધુ માન આપતો હતો એવો કોઈ મિત્રે સવાલ કરતાં તેણે કહ્યું, 'પિતાએ મને જીવન આપ્યું; પણ એનું કેમ સાર્થક્ય કરવું એ ગુરુએ મને શીખવ્યું એટલે.' આપણા ઇતિહાસમાં પે શિવાજી પોતાના પિતા શાહજી કરતાં રામદાસ સ્વામીનું વધુ સંમાન કરતા હોવાનો દાખલો છે જ.

અનેકાર્થી શબ્દ: **કાંઠલો**=ગળાને બેસતો આવતો અંગરખાનો કાપ; પોપટનાં કંઠનું કાળું વર્તુલ; વાણાનો તાર તાણામાં નાખવાનું આંતર; સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું, હાંસડી; ઘડા વગેરેના પેટની ઉપરનો ભાગ, કાંઠો; ધાર, કિનારો.

કહેવતોના અર્થ: 'ગાંડી સાથે બેડું', તે વખતે ઘેર લાવે કે વખતે રસ્તામાં જ ફોડી નાખે એનું ધાર્યું નહિ; એ મુજબ પોતાના બોલમાં મક્કમ ન રહેતાં વારે વારે ફરતા રહેતા માણસ પર પણ પતીજ ન રખાય. એને લગતી બીજી કહેવતો: 'બોલે બંધ નહિ.' 'હજી તો પનો પનરવાર પરણશે.' 'શિંગડે ઝાલો તો ખાંડો, પૂછડે ઝાલો તો ખાંડો,' વગેરે.

ગણિત ગમ્મત

૧ તમારા ઘરનો નંબર લખો.
૨ તેના બમણા કરો.
૩ તેમાં ૫ ઉમેરો.
૪ તેને ૫૦ વડે ગુણો.
૫ તેમાં તમારી ઉમર ઉમેરો.
૬ તેમાં ૩૬૫ ઉમેરો.
૭ તેમાંથી ૬૧૫ બાદ કરો.

—અને તમે જોશો કે તમારા ઘરના નંબર પાસે તમારી ઉમરનો આંકડો છે!

ઇંગ્લંડમાં રવિવારે દરિયાકિનારે ગધેડે બેસવું, બુધવારે માંસ ખાવું, પોતાના ધંધાના સહકાર્યકરોને નાતાલની ભેટ આપવી કે પાદરી થઈને ગંજીફો રમવો ગેરકાયદેસર ગણાય છે.



ત્રણ કાચલીવાળું આ નાળિયેર ત્રિચિનોપલીના મનાપરાઇ ગામેથી બરોબર પાકેલું મળેલું. અને બહારના જેટલું જ તે અંદરથી પણ કઠણ છે. તેને ત્રણ આંખો છે. બૅંગલોરના સરકારી મ્યૂઝિયમમાં હાલ તે રાખવામાં આવ્યું છે.

બસનો કંડક્ટર ટિકીટના પૈસા ઉઘરાવતો ઉઘરાવતો પહોળા હાથ કરી બેઠેલા એક શખ્સ પાસે આવ્યો, એટલે તે ગૃહસ્થ બોલ્યા: 'મારા જમણી બાજુના ગજવામાં ટિકીટ મૂકો ને તેમાંથી એક આનો લઈ લો.'

'કેમ સાહેબ, આપને હાથે કંઈ થયું છે?' કંડક્ટરે હમદર્દીથી પૂછ્યું.

'કંઈ નથી થયું'. જવાબ મળ્યો, 'આ હાથ તો ઘરની બારી માટે જોઇતા કાચનું માપ સાચવવા માટે પહોળા રાખ્યા છે.'

ઘણીવાર ઝીણી ચૂંક કે ટૅકસને કોઈ ઠેકાણે બેસાડતી કે જડતી વખતે પકડવી ફાવતી નથી. એ વખતે એકાદ રદ્દી પોસ્ટકાર્ડના ખૂણા પર તેને ભરાવી એ ખૂણા સાથે ચૂંક યોગ્ય જગ્યાએ ધરી રાખી હથોડી વડે જડી લેવી અને પછી પોસ્ટકાર્ડ ખેંચી લેવું એટલે છેડો ફાટીને નીકળી આવશે અને ચૂંક તેની જગ્યાએ જડાઈ રહેશે.

દુનિયામાં વહેલામાં વહેલો દિવસ સાઇબીરિયામાં આવેલા ઈસ્ટ કેઇપ મુકામે ઊગે છે.

જાપાનની રાજધાની ટોકીઓની વસતિ વધીને હવે ૬૮,૭૦,૫૨૩ થતાં ગઈ તા. ૧૦મી એપ્રિલથી તે દુનિયાનું બીજા નંબરનું શહેર ગણાવા લાગ્યું છે (પહેલો નંબર ન્યૂ યૉર્કનો છે).



ડાબી બાજુ બતાવેલો પીટર હીગુજી આફ્રિકાના પીટર્સબર્ગ ગામનો રહીશ, દસ ઓરતોનો ધણી અને ૩૯ બચ્ચાંકચ્ચાંનો બાપો હતો; અને તેને પડખે ઊભેલો ચાંગ ચીનો એટલો તો લંબૂસ હતો કે ૧૧ ફૂટની ઊંચાઇએ તે પોતાનું નામ લપેડી કાઢતો!

આપણો હિંદુસ્તાન જગતની વસ્તિનો $\frac{1}{5}$ ભાગ ધરાવે છે; અને જગતના નિરક્ષરોનો $\frac{1}{3}$ ભાગ પણ આપણે ત્યાં જ છે!

એક રતલ કોલસો બાળવા બાર રતલ હવા જોઈએ.

નીચેના શબ્દો એવા છે કે તે વાંચતાં તેના ઉચ્ચાર વડે જ તેના અર્થનો બોધ જણાતો થાય છે. આવા શબ્દોને અંગ્રેજીમાં Onomato poetic words કહે છે: જરઠ, મુલાયમ, બરછટ, ઘૃણા, દિલબર, ગલીપચી, ચબરાક.

આવા બીજા શબ્દો શોધીને મોકલી આપશો?

કડવી દવા પીવી ન ગમતી હોય ને મોં કટાણું થતું હોય તો તે પીવા પહેલાં એક ગાંગડો બરફનો ચાવી જવો, એટલે પછી જીભને દવા કડવી જ નહિ લાગે.

# કુમાર

ડિસેમ્બર

આવતી કાલનાં નાગરિકોનું પત્ર

## ૧૯૨

તંત્રી · રવિશંકર મ. રાવળ ☆ સંપાદક · બચુભાઈ રાવત



સ્મશાને જતાં પગ દાઝતા લાગ્યા એટલે જોડાનો સદંતર ત્યાગ કરી પગનાં તળિયાં એવાં રીઢાં કર્યા કે પછી કદી જોડા પહેરવાની જરૂર ન પડી. દેહદમનની ખટપટ ત્યાગવા પંચકેશ ચાલુ રાખ્યા. દરજીની પીડા ટાળવા વગરસીવ્યાં વસ્ત્રોથી ચલાવ્યું. જેમ બને તેમ જીવનને સ્વસ્થ અને નિઃસંગ રાખવા અનેક પ્રકારના ત્યાગ અને સંયમ સેવવા છતાં સ્વભાવમાં મૃદુતા, પ્રેમ અને તત્પરતા કદી ઓછાં થવા ન દીધાં. આ લેખકના યુવાન અને પ્રૌઢ જીવનના સંસ્કારો આધુનિક વ્યવહારને અનુકૂળ છતાં એમની સાથેની નિકટતા અને સ્નેહસંબંધમાં એમની જ ઉદારતાએ કદી ભેદ પડવા નહોતો દીધો. ઘણી વાર હું એમની સાથે કળાના અવનવા પ્રકારો અને ઐતિહાસિક અન્વેષણોની રસમય ચર્ચા કરતો તેનો આસ્વાદ એ લઈ શકતા.

ભાવનગરની ભૂતપૂર્વ કલા અને કલાકારોનો તેમને સતત પરિચય રહેતો. રહીમખાંનો સિતાર સાંભળ્યો હોય તો દેવ મહારાજ રાત્રે તેનું બારણું ઉઘડાવી શકે. કલાવંતી ચંદ્રપ્રભાનાં ગાયનો તે સાંભળતા અને કહેતા કે એ ગાયનોમાં બ્રહ્મચર્યનો પ્રભાવ હતો. રાજ્યગાયક હરગુણરામભાઈ તો એમના સ્નેહી હતા. અને વિદ્યાર્થીઓના નાટ્યપ્રયોગોમાં પણ દેવ મહારાજ આવી જતા અને તેમની સમર્થ અભિનયશૈલીની સપ્રયોગ તાલીમ આપતા. આશ્રવર્ગ ઉપર તેમની બહુ મમતા હતી. ગુર્જરીના મેળાઓમાં કે નવરા બાગમાં દેવ મહારાજ જઈને ગમે ત્યાં ખૂણે બેસે એટલે તેમની આસપાસ સો, પચાસ માનવસમૂહનું ટોળું વણનોતર્યું આવીને બેઠું હોય જ. અને તે વખતે મહાભારત, રામાયણ વગેરેનાં કથાપાત્રોને તે પોતાની પ્રાસાદિક પવિત્રતાથી રંગી સજીવન કરતા.

એમની વાતોમાં 'પરાકાષ્ઠા' અને 'સીમા વગરની' શબ્દો તાલની જેમ વપરાતા અને અગાધ વિનોદનું સાધન બનતા. મહાપુરુષો કલ્યાણકારી હોય છે તેમ દેવ મહારાજ કંઈક સંતપ્તને પોતાના દૃષ્ટાંતથી અને પ્રવચનથી શાંત અને સંતુષ્ટ બનાવતા અને તેમની માનવતાને ઉચ્ચ બનવાને પ્રેરતા. 'તમને પગાર કે સાધન થોડાં છે માટે તમે મહામંત્રી કે સમ્રાટથી ઓછા છો એવું માની ન બેસતા' એવા મંત્રો તેઓ આમ વર્ગને ભણાવતા અને તેના સમર્થન માટે ગળે ઊતરી જાય એવા પુરાણો કે શાસ્ત્રના દાખલા અને વચનો આપતા. કલિયુગમાં કદાચ તે એકલા જ આવા છેવટના બ્રાહ્મણ હતા કે જેના ચરણમાં નમન કરવા માત્રથી પણ પવિત્ર થવાય.

ર. મ. રા.

# ગરવી ગુજરાત

પોતાની પ્રતિભા વડે ગુજરાતના નામને તેના સીમાપ્રાન્તોની પાર હિન્દવ્યાપી ને જગતવ્યાપી કરનાર ગુજરાતપુત્રોના નામથી ગૌરવાન્વિત થવાની અસ્મિતામાં ગુજરાત હમેશાં પછાત રહ્યું છે. પુરાતન કાળે વાણિજ્યવિસ્તાર અને નૌ-યાનમાં સાત સાગરના સીમાડા લોપીને જગતના મહાસાગરોને સરોવર જેવા ગણી ઘૂમનાર ગુજરાતીઓએ સંસ્કારક્ષેત્રમાં પણ એવી જ પ્રતિભા નહિ દાખવી હોય એની કોને ખબર છે? પણ વ્યાપાર-બુદ્ધિની પ્રધાનતાથી સૌમ્યમનસ્ બનેલા ગુજરાતને હાથે એ આખી યે બાજુ ત્યારથી માંડી આજની ઘડી સુધી ઉપેક્ષિત રહી છે.

માનવપ્રેમના ઉદાત્ત રંગે રંગાયેલા હૃદય વડે દેશસેવાની સાથોસાથ જગતસેવા સાધી રહેલા પુણ્યશ્લોક ગાંધીજીના એકના જ નામથી રાચીને આજે આપણે બેસી રહીએ છીએ. પણ એવા મહાજ્યોતિઓ ઉપરાંત બીજા ઉજ્જ્વલ ધરતીવડાઓ પણ આપણે ત્યાં છે જેણે પોતાની પ્રતિભાનો પ્રકાશ બીજા પ્રાન્તોમાં પાથરી સંસ્કાર અને સેવાના ક્ષેત્રમાં ગુજરાતના મોંને ઊજળું કર્યું છે.

માનવસેવાના કાર્યમાં કદાચ ગાંધીજીથી બીજે નંબરે બિરાજી શકે એવા ઠક્કર બાપાએ પોતાની એ સેવા-સુવાસ

# 'भारत हमारा देश है'?

लेखक
दत्तात्रेय बालकृष्ण कालेलकर

હિંદુસ્તાનમાં જે લોકોએ જન્મ લીધો અને હિંદુસ્તાનમાં જ જેમને રહેવાનું છે તે હિંદુસ્તાની છે એમાં તો કોઈ શક નથી. હિંદુસ્તાને એમને જન્મ આપ્યો, આબોહવા આપી, આહારવિહારની સામગ્રી આપી, અને અહીંના સમાજમાં કંઈક સ્થાન પણ આપ્યું. એમને માટે જે કરવું જોઈએ તે હિંદુસ્તાને કરી આપ્યું. આથી તેઓ હિંદુસ્તાનના થઈ ગયા. પરંતુ એટલાથી હિંદુસ્તાન એમનું નથી થઈ જતું. તેઓ અગર કહે કે 'હિંદુસ્તાન અમારો દેશ છે' તો તેમને તરત પૂછી શકાય કે 'તમે હિંદુસ્તાન માટે શું કર્યું છે? તમારી એવી કયી તપસ્યા છે જેથી તમે દાવો કરો છો કે હિંદુસ્તાન તમારો દેશ છે?'

હિંદુસ્તાનના તમામ લોકોને માઈબહેન સમજી એમને પ્રેમથી આપણે અપનાવીશું ત્યારે જ હિંદુસ્તાન આપણું થશે. હિંદુસ્તાનના લોકોને સુખી કરવા જ્યારે તનતોડ મહેનત આપણે કરીશું ત્યારે હિંદુસ્તાન આપણું થશે. મોકો મળતાં જ કન્યાકુમારીથી કાશ્મીર સુધી અને કરાચીથી કલકત્તા સુધી ઘૂમી વળી દેશના પહાડો ને નદીઓ, સરોવરો ને જંગલો, શહેરો ને ગામડાં, ખેતરો ને બીડો, તીર્થસ્થાનો ને ઉદ્યોગસ્થાનો, ધર્મક્ષેત્રો ને કુરુક્ષેત્રો સર્વેનું જ્યારે ભક્તિભાવથી દર્શન કરીશું; હિંદુસ્તાનની નાનીમોટી બધી મળી કેટલી બોલીઓ છે, કેવી કેવી છે, એની ખોજ કરીશું, એવી દરેક બોલીના કોશ અને વ્યાકરણ તૈયાર કરીશું, એ બોલીઓમાં પોતાનું જીવન અને હાર્દ વ્યક્ત કરવાવાળા ગરીબ લોકો સાથે એકરૂપ થઈ જઈશું અને એમની બુદ્ધિ શક્તિ વધારવાની કોશિષ કરીશું ત્યારે હિંદુસ્તાન આપણું થશે. હિંદુસ્તાનના બીમારોની, અનાથોની અને પતિતોની સેવા કરવાની જવાબદારી જ્યારે આપણે પિછાણશું અને એમને આપણાં માઈબહેન સમજી, દયાથી નહિ પરંતુ પ્રેમથી, બંધુત્વથી એમની સેવા કરવાનો સમુચિત પ્રયત્ન કરીશું ત્યારે હિંદુસ્તાન આપણું થશે. લિપિકાર ગણેશજીના વારસદાર આપણે જ્યારે સેંકડે ૯૩ નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવાનો, એમને સાક્ષર બનાવવાનો પ્રચંડ પ્રયત્ન કરીશું ત્યારે જ હિંદુસ્તાન આપણું થશે. હિંદી, ઉર્દૂ, બંગાળી, તેલગૂ, મરાઠી, ગુજરાતી, કન્નડ, તામિલ આદિ આપણી સંસ્કારસંપન્ન ભાષાઓમાં આધુનિક તમામ શાસ્ત્રોનું ગ્રહણ કરવાની ક્ષમતા આપણે જ્યારે પેદા કરીશું ત્યારે કદાચ અભિમાનપૂર્વક આપણે કહી શકીશું કે હિંદુસ્તાન આપણું છે. આપણા પુરુષાર્થ વડે આપણે એ કહેવાની યોગ્યતા જ્યારે હાંસલ કરીશું કે અમારા દેશમાં કોઈ ઇન્સાન ઉદ્યોગરહિત નથી, બેઘર નથી, ભૂખ્યો અને મોહતાજ નથી, ત્યારે આપોઆપ સિદ્ધ થઈ જશે કે હિંદુસ્તાન આપણો દેશ છે. અને હિંદુસ્તાનમાં રહી આપણામાંથી દરેક જણ જ્યારે ભારતના સ્વાતંત્ર્ય ખાતર મરી ફીટવા હરક્ષણે તૈયાર રહેશે ત્યારે તો સારી દુનિયા એક અવાજે બોલી ઊઠશે, 'બેશક, હિંદુસ્તાન એમનું જ છે.'

જ્યારે આપણે કહેવા ચાહીએ છીએ અથવા તો ગાવા માગીએ છીએ કે 'भारत हमारा देश है' ત્યારે આપણા હૃદયને સવાલ કરવો જોઈએ કે 'શું આપણું દિલ ભારત જેવડું વિશાળ અને વ્યાપક છે? હિંદુસ્તાનના સજ્જન અને દુર્જન, પુણ્યવાન અને પાપી, મહાત્મા અને દુરાત્મા, દેશપ્રેમી અને દેશદ્રોહી, બુઢ્ઢા અને બચ્ચા, ઈસાઈ અને યહૂદી, આર્યસમાજી અને બ્રાહ્મસમાજી, હિંદુ અને મુસલમાન, પોર્ટુગીઝ અને પારસી, સ્ત્રી અને પુરુષ, તાલેવંત અને ગરીબ, આસ્તિક અને નાસ્તિક, પ્રજ્ઞ અને અજ્ઞ—તમામ આપણાં કુટુંબી છે? શું આપણે એમનાં અને એ આપણાં છે? શું એમનું દુઃખ તે આપણું દુઃખ, એમનો દુરાચાર તે આપણો દુરાચાર, એમનું પ્રાયશ્ચિત્ત તે આપણું પ્રાયશ્ચિત્ત છે?' અગર દિલમાંથી સ્પષ્ટ અવાજ ઊઠે કે 'હા, અમે બિલકુલ એવું જ માનીએ છીએ,'—તો તો સ્વયં ભગવાન પણ કહેશે કે 'ખરેખર ભારત તમારું જ છે.'

આપણે આપણા જન્મથી અથવા વારસાથી હિંદુસ્તાનના બની જઈએ છીએ. પરંતુ હિંદુસ્તાન આપણું તો આપણી આજીવન તપસ્યાથી જ બની શકે.

આપણી જાણકારી માટે હિંદુસ્તાનની આપણે તપાસ કરવી જોઈએ. શું પહેલાંની જેમ આજે આપણે

ચતુર્ધામની યાત્રા કરીએ છીએ? શું કુંભાદિ મેળામાં લાખોની મેદનીમાં મળતા ભારતવાસીઓની સાથે આપણે એકહૃદય થઈ શકીએ છીએ? શું આપણે આપણા દેશનાં પવિત્રમાં પવિત્ર સ્થાનોનું સાચું માહાત્મ્ય સાંભળ્યું છે, શોધ્યું છે? પુરાણી વાત જવા દો. સૂત અને નારદ, રોમહર્ષણ અને બલરામ, અગસ્તિ અને પરશુરામ આદિ પ્રાચીન ભારતયાત્રીઓનાં યાત્રાવર્ણનો પણ છોડી દો. આજકાલનાં નવાં ગૅઝિટીઅરો આપણે લઈએ તો તેમાં યે આપણા લોકોનું રચેલું કેટલું છે? હિંદુસ્તાનની પછાત જાતિઓનું વર્ણન, એમનો સ્વભાવ, એમની આદતો, એમની ધાર્મિક માન્યતાઓ અને એમનો જીવનક્રમ વગેરે બાબતોનું આવશ્યક જ્ઞાન આપણે એકઠું કર્યું છે કે મિશનરી લોકોએ? આસામ, બિહાર, મધ્યપ્રાંત આદિમાં જે પર્વતીય જાતિઓ છે એમની ભાષાનું અધ્યયન આપણે કર્યું છે? એમની સેવા કરીને એમની જીવનયાત્રા સુખદ કરવાનો અને એમને મનુષ્યના સૌ અધિકારો પ્રાપ્ત કરાવવાનો પ્રયત્ન આપણે કર્યો છે? દેશના સેંકડો બલ્કે હજારો નાનામોટા હુન્નર ઉદ્યોગો કેવળ આપણી ઉપેક્ષાથી ને વિદેશી વસ્તુઓના મોહથી આપણે મરવા દીધા એનો સંતાપ આપણને કદી થયો છે? ગામડાંના લોકોમાં જે અજ્ઞાન અને અબુદ્ધિ ભર્યાં પડ્યાં છે તે હટાવવાની આપણે કોશિશ કરી છે? બીમારી અને રોગ જે રીતે રાષ્ટ્રની પ્રાણશક્તિને ક્ષીણ કરે છે એ રીતે વહેમો અને ભ્રાન્ત કલ્પનાઓ દેશની બુદ્ધિ અને ચારિત્ર્યનો હ્રાસ કરે છે, એની વિરુદ્ધ આપણે કદી

## માનવતાના કલંકને પોતાના

કપાસમાંથી કપાસિયા છૂટા પાડવાની પ્રયુક્તિએ સસ્તી મજૂરીની માગ પેદા કરી ને તે પૂરી પાડવા આફ્રિકાના કિનારેથી જેટલા પકડાય એટલા હબશીઓ પકડીને અમેરિકાના કપાસના વિસ્તારોમાં ઉતારી તેમનું લીલામ કરવાનું શરૂ થયું. એમની મજૂરી વડે સમૃદ્ધ થવાથી સંસ્થાનોમાં દિનોદિન ગુલામોની આયાત વધતી ચાલી, તે એટલે સુધી કે ૧૮૬૦ સુધીમાં તો એમની સંખ્યા ૪૦ લાખ પર પહોંચી ગએલી.

ઈ. ૧૮૫૨માં મિસીસ હૅરિયેટ બીચર સ્ટોએ 'અંકલ ટૉમ્સ કૅબિન'નું પુસ્તક બહાર પાડી આ અમાનુષિતા સામે માનવતાને પહેલવહેલો પડકાર કર્યો. સમભાવી જિગરોને એ પુસ્તકે હચમચાવી મૂક્યાં ને જૉન બ્રાઉનની સરદારી નીચે કેટલાકોએ એકત્ર થઈ, મેરીલૅન્ડનું થાણું સર કરી ગુલામોને મુક્ત કરવા પાસો ફેંકી જોયો. પણ મુક્તિપ્રયાસના એ મોવડી ને એના સઘળા સાથીદારોને ફાંસીને માંચડે લટકાવી દેવામાં આવ્યા.

સંયુક્ત સંઘમાં શામિલ દક્ષિણનાં બધાં રાજ્યોમાં ગુલામીની પ્રથા ચાલુ હતી. સંઘનું બંધારણ જાહેર કરતું હતું કે 'બધાં મનુષ્યો સમાન જન્મેલાં છે એ સ્વયંસિદ્ધ સત્ય અમે કબૂલ રાખીએ છીએ ને માનીએ છીએ કે દરેક વ્યક્તિને તેના જીવન પર, સ્વાતંત્ર્ય પર ને સુખેષણા પર સરખો હક છે,' પરંતુ દક્ષિણને

રીતે બરદાસ્ત કરી લીધો તે જ માત્ર એની સંમાનિત સ્મૃતિ તર્મામ ભવિષ્ય માટે કોરી રાખવા બસ છે.'

એ કટોકટીમાં નબળાં દિલાં તો સંઘના પતનની ઘડીઓ ગણી રહ્યાં હતાં, પણ લિંકન તો એ જ હિંમત, એ જ શાંતિ, એ જ નમ્રતા ને એ જ નિશ્ચય સહિત એનો સામનો કરી રહ્યો. ઇ. ૧૮૬૧ના નવેમ્બરમાં દખ્ખણના પ્રમુખ જેફરસન ડેવિસે મિ. મૅસન તથા જૉન સ્લિડેલને લંડન તથા પારીસ મદદ માટે મોકલ્યા. જમાઇકાથી બ્રિટિશ સ્ટીમર 'ટ્રેન્ટ'માં એ ચડ્યા, પરંતુ સંયુક્ત સંઘના જહાજ 'સાન યાચિન્ટો'ના કપ્તાને તેના પર હલ્લો કરી એ બંનેને તેમના સેક્રેટરીઓ સહિત કેદ કર્યા. આથી ઇંગ્લંડ ખળભળી ઊઠ્યું ને એના વડા પ્રધાન લૉર્ડ પામર્સ્ટને ઉત્તર વિરુદ્ધ દખ્ખણને મદદ કરવાનું ઠરાવ્યું. પરંતુ લિંકને ફરી એવી રીતે વેપારી જહાજને ન તપાસવાની કબૂલાત આપી એ ત્રાહિત સત્તાને એવી તરકીબથી અળગી રાખી કે આજ પણ એની મુત્સદ્દીગીરીનો એ વિજય લેખાય છે. ઘણીવાર ઉકળી ઊઠતા સૈનિકો ને સેનાપતિઓને પણ મીઠી રીતે પંપાળીને એણે પ્રોત્સાહિત રાખ્યા હતા.

યુદ્ધ દરમિયાન વિલિયમ સ્કૉટ નામના એક સૈનિકને ફરજચૂકને માટે ઠાર કરવાનો હુકમ થયો. અમેરિકાનો પ્રમુખ જ માત્ર તે હુકમ ફેરવી શકે. લિંકનને ખબર પડી. એનો આત્મા આવો ઘાત સહન ન જ કરી શકે. એ પેલા સૈનિકની પાસે પહોંચ્યો ને તેને પૂછ્યું, 'જો હું તને માફી આપું તો તેનો બદલો તું કેવી રીતે વાળી આપે?'

સ્કૉટ આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો. પછી વિચાર કરી ખેદભર્યો ઉત્તર આપ્યો, 'મારું કુટુંબ બધું વેચી નાખે તો પાંચસોએક ડૉલર ઊપજે.'

'ના, એ પૂરતું ન કહેવાય; તારી જિંદગી પાંચસો ડૉલરથી વધુ કીમતી છે.'

સ્કૉટનું હૈયું બેસી ગયું. પૈસાના અભાવે પોતાની જિંદગીથી હાથ ધોવા પડશે એવી એના મનમાં ખાતરી થઈ ગઈ. પણ ત્યાં તો લિંકને આગળ ચલાવ્યું:

'તારું કુટુંબ એ ઋણ ભરપાઈ ન કરી શકે. માત્ર વિલિયમ સ્કૉટ જ તે ભરપાઈ કરી શકે. આજથી જ જો તે પોતાની ફરજ પ્રત્યે જાગ્રત રહેવાનું કબૂલ કરે તો એ ઋણ અદા થઈ જાય.'

સ્કૉટ તેને પગે ઢળી પડ્યો. તેણે વચન આપ્યું ને એ વચનનું પરિપૂર્ણ પાલન કરી દેશની સેવામાં જ એણે પોતાનો જાન આપ્યો.

લિંકનની બાહોશ દોરવણી સફળ નીવડી. ઈ. ૧૮૬૫ના એપ્રિલની ૯મીએ જનરલ યુલીસિસ ગ્રાન્ટને હાથે કૉન્ફીડરેટ હાર્યું. લોહીની નીકોમાંથી નવજન્મ પામેલા અમેરિકાનો, લિંકન 'ફાધર અબ્રાહમ' બન્યો ને પાછા વળતા આનંદઘેલા સૈનિકોની જીભે તે રમવા લાગ્યો:

'We are coming Father Abraham,
Three hundred thousands strong.'

એમણે લિંકનનું પિતા જેવું વત્સલ હૃદય પિછાણ્યું હતું. પરંતુ લિંકનના પ્રેમનું ઊંડાણ તો ગેટીસબર્ગના ખૂનખાર યુદ્ધમાં પડેલા સૈનિકોની આરામગાહ પર એણે વેરેલી વાણીમાં નીતરે છે. જિજ્ઞાસુએ, સાહિત્યના ગૌરવ સમું એ આખું ભાષણ વાંચી જવા જેવું છે.

કૉન્ફીડરેટ હાર્યું ને ૧૮૬૫ના એપ્રિલની ૯મીએ સુલેહનો ખરીતો ઘડાયો. પરાજિતો સામે કશી ઠકરનો મૂક્યા વિના લિંકને તેમને સંઘમાં સમાવી લીધા ને રાજ્યબંધારણના ૧૩મા સુધારા અનુસાર નવી દુનિયામાંથી ગુલામીની જડ સદા માટે નાબૂદ કરી. એ દિવસે આખું વૉશિંગ્ટન શહેર કલ્લોલી ઊઠ્યું જે કલ્લોલ દિવસો સુધી ચાલુ રહ્યો. લિંકને પણ એ કલ્લોલમાં ભાગ લેવા ૧૪મીની રાતે એક થીએટરની મુલાકાત લેવાનું ઠર્યું.

પ્રજાને લિંકનમાં એટલો વિશ્વાસ બેસી ગયો હતો કે તેને બીજી વાર પોતાનો પ્રમુખ ચૂંટી કાઢ્યો હતો; ને લિંકને પણ રાષ્ટ્રશરીરને લાગેલા ઘા રૂઝવવામાં જ પોતાની જાતને ઘસવાનો નિર્ણય કર્યો હતો. પણ એની એ મનોકામના પૂર્ણ ન થઈ.

અગાઉથી નક્કી થયા મુજબ ૧૪મીની રાત્રે સહકુટુંબ તે થીએટરમાં પહોંચ્યો. નાટક શરૂ થઈ ગયું ને બધાંનું લક્ષ તખ્તા પર ચોંટ્યું ત્યારે સાડા દસ વાગ્યે તે બેઠેલો એ બૉક્સનો પાછલો દરવાજો ઉઘાડી દખ્ખણનો વિલ્કીસ બૂથ નામનો એક જુવાન અંદર ઘુસ્યો ને પિસ્તોલ ચાંપી દીધી. બીજા દિવસના ૭-૨૫ વાગ્યા સુધી બેભાન અવસ્થામાં રહી આ કરુણતાના પરિણામે લિંકને આ જગતમાંથી ચિરવિદાય લીધી.

યુદ્ધસમાપ્તિના પાંચ જ દિવસ બાદ બનેલા આ બનાવે દેશને સ્તબ્ધ બનાવી દીધો. આજે એ સ્તબ્ધ-

તાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. લિંકનના અવસાનની જાહેરાત કરનાર ડિવીઝન કમાન્ડરની કલમ પણ 'Lincoln is dead' એ ત્રણ શબ્દોથી વધુ કશી જાહેરાત કરવા અસમર્થ નીવડી, અને એ ત્રણ શબ્દોએ લાખો લોકોને ચોધાર આંસુએ રડાવી મૂક્યા. એ રુદન અમેરિકાના પ્રમુખ પર નહોતું; અમેરિકાના ત્રાતા પર હતું.

લિંકન વધુ જીવ્યો હોત તો વિદ્રોહનાં લાંબાં વર્ષો એણે અવશ્ય ટૂંકાં કર્યાં હોત. એની મરણોત્તર કારકીર્દિની ઇતિશ્રી તો વૉલ્ટ વ્હિટમૅનની આ કરુણ-પ્રશસ્તિ સિવાય શી રીતે કરી શકાય?—

ભયંકર સમાપ્ત થૈ સફર, સર્વ ઝંઝા શમી,
જહાજ સરકે ખુશાલ, ફલદા મનીષા ફળી,
પણે નિકટ બંદરે રણુકઘોષ ઘંટા તણા
સુણાય, સઘળે છવાય નવલો હર્ષોલ્લાસ, ને
વળે અમ તમામની ય નજરો ભરીભાદરી
સલામત સુકાન પે ગભીર ધામણે ને ફુવે.



એક દિવસ એક ગૃહસ્થ પારીસ શહેરમાં વાળ કાપવાની દુકાનમાં એક છોકરાને લઈને ગયો ને કહેવા લાગ્યો : મારે જરા કામ છે માટે મારા વાળ જલદી કાપી આપો. પોતાના વાળ કપાઈ ગયા પછી તેણે પેલા છોકરાને ખુરશી પર બેસાડ્યો ને એના વાળ સંભાળીને કાપજો એમ કહીને તે ચાલ્યો ગયો. છોકરાના વાળ કપાઈ રહ્યા તોપણ પેલો માણસ આવ્યો નહિ. એટલે હજામે એ છોકરાને બીજી એક ખુરશીમાં બેસાડ્યો. અરધો કલાક ગયો એટલે તેણે પેલા છોકરાને કહ્યું કે 'ગભરાઈશ નહિ, હં કે ભાઈ? તારા બાપા હમણાં આવશે.' પેલા છોકરાએ તરત જવાબ આપ્યો. 'એ મારા બાપા નથી. હું રસ્તામાં ઊભો હતો એટલામાં એ મારી પાસે આવીને કહેવા લાગ્યા કે ચાલ આપણે બંને જણા વાળ કપાવી આવીએ.'

## કહ્યાગરા કમાઉ દીકરા કરતાં



પાંચ સાત બેરાં વચ્ચે દબાઇ બેઠેલી દુર્ગા પાસે પહોંચી તેણે એને બોલાવી, 'દુર્ગા!'

તે દિવસે પીરૂડીના પાનાચંદને ત્યાંથી પહેલા પુત્રજન્મની વધાઇમાં સગાંસંબંધીઓને ખોબા ભરી ભરીને સાકર વહેંચાઈ.

વીજળીનાં દોરડાંએ અને વીસમી સદીના વાયરાએ જ્યાં હજી પણ પગપેસારો નથી કર્યો એવા પીરૂડી ગામમાં ખાધેપીધે સુખી એવા પાનાચંદના એકઢાળીઆ મકાનમાં તે દિવસે આનંદ આનંદ થઈ રહ્યા. નાના બાળકનો 'ઉંવાં ઉંવાં' રુદનસ્વર કોઈ મંગળ ગીતના ગુંજન સમો મા-બાપના કાનોમાં રણકી રહ્યો. જેવી આ વાત ગામમાં ફેલાઈ કે લોકોનાં ટોળાં પાનાચંદને ઘેર ઉમટી પડ્યાં. ચુલે લાપસીનાં આંધણ મેલાયાં ને સગાંસંબંધીઓને સાકર વહેંચાઇ. જિન્દગીના એ રૂડા પર્વ નિમિત્તે તે રાતે એક નાનકડો ઉત્સવ એ એકઢાળીઆ મકાનમાં લાલટેનને અજવાળે ઉજવાઈ ગયો.

પીરૂડી ગામને ફરતો જમાનાની થપ્પડો ખાઇને બેડોળ બનેલો એક ગઢ હતો અને તેની ઉત્તર દિશા તરફની બાજુએ સપુરા કરીને એક નદી મર્યાદારે વહી જતી હતી. ઉપરની વાત બની ગયા પછી એ નદીમાં સોળ ચોમાસાનાં પાણી આવ્યાં અને સુકાઈ ગયાં છે.

પાનાચંદના હરીઆને આજ સત્તરમું બેઠું છે. એનાથી નાનો જમન પંદર વર્ષનો અને સૌથી નાની દુર્ગા તેર વર્ષની છે. પાનાચંદે રાતદિવસ વેઠ કરીને અને હેવકારે ખાવા, પીવા ને પહેરવાની બાબતમાં જેટલી બને તેટલી કરકસર કરીને આજદિન સુધીનો ઘર નિભાવ્યે રાખ્યું પણ હવે સત્તર વર્ષથી એકધારી ગતિએ ચાલતા સંસારના રગશિયા ગાડામાં ચીચ-કાટ બોલવા લાગ્યો છે. ધન રૂપી તેલ પુર્યા વગર હવે એ ગાડું વેગ નહિ પકડે એમ લાગવાથી પાનાચંદે હરીઆને પોતાની પાસે બોલાવ્યો.

'હરીઆ'' એમણે કહ્યું, 'હવે તું મોટો થયો. ભણતરને મેલ દિવાસળી અને ક્યાંક નોકરીએ લાગી જા. ખાધેપીધે તો ભગવાનના પરતાપે વાંધો નહિ આવે, પણ કાલ્ય ઊઠીને દુર્ગાનાં લગન લેવાં પડે ત્યારે? કોઇ સારુંમાઠું થાય તઈ?... આજ તો હું હજી બેઠો છું, પણ કાલ્ય એવી ઊગે કે વખને.....'

'બાપા!' પાનાચંદને આગળ બોલતાં અટકાવી હરીઆએ કરુણતાથી કહ્યું.

પાનાચંદ પુત્ર સામું જોઈ રહ્યા. સોળ વર્ષની ઉમરના પુત્ર સાથે મિત્રરૂપે વાત કરવી જોઇએ એવો હિંદુધર્મનો આદેશ છે. પાનાચંદને થયું કે 'હવે કશું છુપાવવાથી લાભ નથી. વાત હરીઆને ગમે તેવી કડવી લાગે તો પણ એને એની જવાબદારીનો ખ્યાલ તો આપવો જ જોઇએ. એટલે તે બોલ્યે ગયાઃ 'કાલ્ય એવી યે ઊગે કે વખને હું ન પણ હોઉં. સંસારમાં અમરપટો કોણ લઈને આવ્યું છે? તારે તારી જવાબદારી સમજવી જોઈં. મેં દાસભાઇને તારા વિષે વાત

લબાડ-લફંગો છોકરો કદિક હૃદયનો ઊંચો ગુણ ધરાવે છે એની મૂક પ્રતીતિ કરાવતો

# હરીઓ આવ્યો

કરી રાખી છે. કાલથી એમની દુકાને જતો રે'જે. કામગરીમાં પાણી દેખાશે તો પછી તારે એમની મુંબઈની દુકાને જવાનું થાશે.'

બીજા દિવસથી હરીઓ દાસભાઈની કાપડની દુકાને જતો થયો. મહિને હાલ માટે તો પાંચ રૂપિયાનો રોકડો પગાર. દુકાને જવાનું સવારે આઠ વાગે અને ત્યાંથી પાછા ફરવાનું રાતના નવે. વચમાં બપોરે એક વાગ્યે અરધો કલાક ઘેર આવીને જમી જવાનું. આમ ભણતરને વેગળું મૂકી હરીઓ સંસારની ઘાણીએ જૂત્યો.'

પણ જમનની વાત જુદી જ હતી. એના રંગ-ઢંગ નિરાળા હતા. ગામમાં બેપાની તરીકે એની ખ્યાતિ હતી. પટેલની વાડીઓને એ પોતાની જ ગણી બોર, કેરી, જામફળ, વગેરે ખંખેરી ખાતો. એ છાનીમાની બીડીઓ તો પીતો જ, પણ હમણાં વળી સપુરાને કાંઠે બાવાઓની જે જમાત ચાર દિવસથી પડી હતી ત્યાં જઈ ગાંજાની ચલમનો એકાદ દમ લગાવવાને ચસ્કે એ ચડ્યો હતો. નવો નવો નશો ન જીરવાયાથી એ ત્યાં જ લાંબો થઈ નદીની વેકુરમાં ઊંઘી જતો. બેફિકરો, નગુણો, બેપાની ને લબાડ જમન આટલી નાની ઉમરમાં તો બદમાશીની મૂર્તિ બની ગયો હતો. રાતના જ્યારે પાનાચંદની ડેલીએ અંદરથી આગળીઓ વસાતો ત્યારે 'હજી યે પીટ્યો ન આવ્યો!' કહેતી દેવકોર એક ઊંડો નિશ્વાસ નાંખી પથારીમાં પડતી.

ઉપાધિઓથી ઘેરાએલી અને સદા ચિંતાતુર રહેતી દેવકોરનું શરીર અનેક રોગોનું તીર્થધામ થઈ પડ્યું છે. એક રોગ મટે છે ને બીજો થાય છે; ત્રણ સાંધે છે ત્યાં તેર તૂટે છે. કોણ જાણે ક્યાંથી એનામાં એક ભૂત ભરાઈ બેઠું છે. એને એમ થયાં કરે છે કે એ હવે ઝાઝા દહાડા નહિ કાઢે. મરતાં પહેલાં એની ઈચ્છા છે કે દુર્ગાને એક વખત સાસરે જતી જોઉં. એની લીલી વાડીના મીઠા પવનની ટાઢપ એક વાર અનુભવું અને પછી આંખ હાળી દઉં.

એક દહાડો એણે તક જોઈ પાનાચંદને વાત કરી:

'સાંભળો છો કે? આ છોડી મોટી થઈ. એને ક્યાંક ઠેકાણે પાડી હોય તો ઠીક.'

'હવે તું યે કેવી વાત કરે છે? આ હરીઓ અઢાર વરસનો થયો એનું પહેલાં કરવાનું હોય કે તેર વરસની છોડીનું?' પાનાચંદે કહ્યું.

'છોકરાઓનું તો થઇ પડશે. બે વરસ આમ કે આમ; પણ છોકરીનું ન લંબાવાય. પે'લાં મારી દુર્ગા-નું કરો.'

'જોશું.' પાનાચંદે વાત ટુંકાવી.

'ના, જોશું બોશું નહિ. કોઈ દિવસ મેં તમારી સામે વાતમાં વેન લીધું છે? પણ આ વાતમાં તો તમારે મારાં વેણ રાખવાં જ પડશે. મરતાં પહેલાં દીકરીનો સંસાર તો જોતી જાઉં?' દેવકોરની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

પાનાચંદ પોતાની પત્નીના સુકાઈને ઠુંઠું બની ગએલા દેહ તરફ જોઈ રહ્યા. એમની આંખમાંના કડપે માર્દવતાનું સ્વરૂપ પકડ્યું. પરણ્યા પછી બીચારીએ જરાય સુખ માણ્યું નથી. રાત ને દિવસ કાળાં વૈતરાં કરીને તો એણે દેહ ઘસી નાખ્યો છે. આ વાતમાં ભલે એની જક્ક હતે. માનું મન પુત્ર કરતાં પુત્રીના તરફ વધુ ઢળતું હોય એ દેખીતી વાત છે. એમણે દેવકોરને માથે હાથ ફેરવતાં કહ્યું: 'કોઇ ઠેકાણું હશે તો ખબર કાઢવીશ. સંભળાય છે કે ગુંદાળાના ઘેલા-ભાઇના છોકરાને માટે મોટી શોધખોળ થાય છે. ખબર મોકલશું? જોઈએ શું કહે છે.'

દેવકોરના મોં ઉપર સંતોષ ફરક્યો. પોતાના લગ્ન વિષેની આ વાતચિત પુલકિત મને ને લજ્જાળુ વદને બારણાની ઓથે ઊભી ઊભી સાંભળતી દુર્ગા પિતાને બહાર નીકળતા જોઇ ત્યાંથી દોડતી ફળીઆમાં નાસી ગઈ.

**પા**નાચંદની ડેલીએ આજ ઢોલ ત્રાંસાં પીટાય છે. શરણાઈનો સૂર ગુંજે છે, અને દરવાજાના તોરણનાં આસોપાલવનાં પાંદડાં એ ગુંજનમાં મસ્ત બની હવા-

## કેહ્યાગરા કમાઉ દીકરા કરતાં



પાંચ સાત બૈરાં વચ્ચે દબાઇ બેઠેલી દુર્ગા પાસે પહોંચી તેણે એને બોલાવી, 'દુર્ગા!'

તે દિવસે પીરડીના પાનાચંદને ત્યાંથી પહેલા પુત્રજન્મની વધાઈમાં સગાંસંબંધીઓને બોબા ભરી ભરીને સાકર વહેંચાઈ.

વીજળીનાં દોરડાંએ અને વીસમી સદીના વાયરાએ જ્યાં હજી પણ પગપેસારો નથી કર્યો એવા પીરડી ગામમાં ખાધેપીધે સુખી એવા પાનાચંદના એકઢાળીઆ મકાનમાં તે દિવસે આનંદ આનંદ થઈ રહ્યા. નાના બાળકનો 'ઉંવાં ઉંવાં' રુદનસ્વર કોઈ મંગળ ગીતના ગુંજન સમો મા બાપના કાનોમાં રણકી રહ્યો. જેવી આ વાત ગામમાં ફેલાઈ કે લોકોનાં ટોળાં પાનાચંદને ઘેર ઉમટી પડ્યાં. સુશે લાપશીનાં આંધણ મેલાયાં ને સગાંસંબંધીઓને સાકર વહેંચાઇ. જિન્દગીના એ રૂડા પર્વ નિમિત્તે તે રાતે એક નાનકડો ઉત્સવ એ એકઢાળીઆ મકાનમાં લાલટેનને અજવાળે ઉજવાઈ ગયો.

પીરડી ગામને ફરતો જમાનાની થપ્પડો ખાઇને બેહાલ બનેલો એક ગઢ હતો અને તેની ઉત્તર દિશા તરફની ભાગોળે સબુરા કરીને એક નદી સર્પાકારે વહી જતી હતી. ઉપરની વાત બની ગયા પછી એ નદીમાં સોળ ચોમાસાનાં પાણી આવ્યાં અને સુકાઈ ગયાં છે.

પાનાચંદના હરીઆને આજ સત્તરમું બેઠું છે. એનાથી નાનો જમન પંદર વર્ષનો અને સૌથી નાની દુર્ગા તેર વર્ષની છે. પાનાચંદે રાતદિવસ વેઠ કરીને અને દેવકોરે ખાવા, પીવા ને પહેરવાની બાબતમાં જેટલી બને તેટલી કરકસર કરીને આજદિન સુધી તો ઘર નિભાવ્યે રાખ્યું પણ હવે સત્તર વર્ષથી એકધારી ગતિએ ચાલતા સંસારના રગશિયા ગાડામાં ચીચડાટ બોલવા લાગ્યો છે. ધન રૂપી તેલ પૂર્યાં વગર હવે એ ગાડું વેગ નહિ પકડે એમ લાગવાથી પાનાચંદે હરીઆને પોતાની પાસે બોલાવ્યો.

'હરીઆ!' એમણે કહ્યું, 'હવે તું મોટો થયો. ભણતરને મેલ દિવાસળી અને ક્યાંક નોકરીએ લાગી જા. ખાધેપીધે તો ભગવાનના પરતાપે વાંધો નહિ આવે, પણ કાલ્ય ઊઠીને દુર્ગાનાં લગન લેવાં પડે ત્યારે? કોઇ સાજુંમાંદું થાય તઈ? . . . આજ તો હું હજી બેઠો છું, પણ કાલ્ય એવી ઊગે કે વખને . . . . .'

"બાપા!" પાનાચંદને આગળ બોલતાં અટકાવી હરીઆએ કરુણતાથી કહ્યું.

પાનાચંદ પુત્ર સામું જોઈ રહ્યા. સોળ વર્ષની ઉંમરના પુત્ર સાથે મિત્રરૂપે વાત કરવી જોઇએ એવો હિંદુધર્મનો આદેશ છે. પાનાચંદને થયું કે 'હવે કશું છુપાવવાથી લાભ નથી. વાત હરીઆને ગમે તેવી કડવી લાગે તો પણ એને એની જવાબદારીનો ખ્યાલ તો આપવો જ જોઇએ. એટલે તે બોલ્યે ગયા: 'કાલ્ય એવી યે ઊગે કે વખતે હું ન પણ હોઉં. સંસારમાં અમરપટો કોણ લઈ ને આવ્યું છે! તારે તારી જવાબદારી સમજવી જોઈ. મેં દાસભાઇને તારા વિષે વાત

વિચાર કરતાં જ ચડાપ કરતો એ ઊભો થયો અને ગામના ઉતાર તરીકે ઓળખાતો એ જમન વ્હાલસોઇ બહેનની ભાળ કાઢવા લાંબી લાંબી છલાંગો ભરતો બપોરના ધોમ ધીખતા તડકામાં ગુંદાળાને માર્ગે પડ્યો.

ગુંદાળામાં ઘેલાભાઇનું ઘર બજાર વચ્ચે જ ઊભું હતું. ચાર કલાકની એકધારી દોડ પછી જમન એ ઘર પાસે આવી પહોંચ્યો. એક બાજુ પડતી બારીમાંથી એણે ડોક લાંબી કરી અંદર જોયું . . . અને ચમક્યો. અંદર એના પિતા પાનાચંદ ઘેલાભાઈ સાથે કંઈક ગુફ્તેગો ચલાવી રહ્યા હતા. અંદરનું વાતાવરણ ઉગ્ર બનતું ગયું અને મોટેથી બોલાતાં વાક્યો જમન બારીની આડમાં ઊભો ઊભો સાંભળતો રહ્યો.

'ના, ઈ નો હાલે. તમારે સાત વાર ગરજ હતી તો પગે પડતા આવ્યા'તા. મને તો બીજા છસ્સો દેનારા પણ હતા. આ તો મને થયું કે છોકરી ઠીક છે તો તમે પાંચસો આપજો. વાત પાકી થઈ હતી ને આજ ફરીને નકાર ભણો છો? કેટલી જીભે વાતુ કરો છો તમે? ઘેલાભાઈ તાડૂકતા હતા, પાનાચંદ રંક ચહેરે એમની સામે બેઠા હતા.

'નથી આપવા એમ હું નથી કે'તો ને કઈશ પણ નહિ. હું તો એટલું જ વિનવું છું કે થોડા દિ' ખમૈયા કરી જાવ. દુધે ધોઈને તમારા રૂપિયા આપીશ. આટલું મારું માનો.' પાનાચંદે કહ્યું.

'કેટલા દિ'?'

'ત્રણ ચાર મહિના.'

'વા શેઠ વા, એક મહિનાનો વાયદો અને ચાર મહિનાની મુદત! છોકરાં સમજાવો છો? ઘર ગીરે મેલ્યું ત્યારે તો લગન ઉકેલ્યાં. હવે ચાર મહિનામાં પાંચસો કાઢશો ક્યાંથી? કાંઇ ઝાડ બાડ છે તે ખંખેરશો! જુઓ આ તમને કીધું; જો એક મહિનામાં રૂપિયા નથી આવ્યા તો દુર્ગા ઉપર બીજી લાવીને બેસારીશ. ઘેલાભાઇના છોકરા ઉપર તો હજુ સત્તર જણા ટાંપી રહ્યા છે. વારે નહિ લાગે.'

બહાર ઊભેલો જમન આ સાંભળીને ચમક્યો. રૂપિયાની વાત શી અને વાયદો શેનો? કૌરવપાંડવની કથા જેવો આ બધો સંવાદ શો?

પાનાચંદ ઊભા થયા. ભિક્ષુક વદને એ બોલ્યા: 'જરા દુર્ગાને બોલાવો તો?'

'પહેલા પૈસા લાવો, પછી દુર્ગાને મળો. તમે તમારો દાવ લીધો તો પછી અમે પણ અમારું ધાર્યું કરીશું.'

'ઘેલાભાઈ' પાનાચંદે ગળગળા અવાજે કહ્યું, 'તમે પણ દીકરીના બાપ છો. મારું દિલ તો જરા વાંચો? હું કોઈ લબાડ નથી કે તમારા પૈસા ડુબાડીશ. જીવીશ તો ઇજ્જતની જિન્દગી અને મરીશ પણ ઇજ્જતથી. કોઈનાં કડવાં વેણ હજી સુધી મેં સાંભળ્યાં નથી. આજ હું એક દીકરીનો બાપ, તમારી પાસે પાઘડી ઉતારું છું. જરા મારી દુર્ગાને હાક મારો તો!'

પાનાચંદે પાઘડી ઉતારી ઘેલાભાઇ પાસે મૂકી દીધી. દુર્વાસા મુનિ જેવા ધુવાંફુવાં થએલા ઘેલાભાઈએ પાઘડી ઊંચકી પાનાચંદ ઉપર ફેંકી: 'આ બધાં નખરાં મારી પાસે નહિ ચાલે. પોચા બનીએ તો તો તમારા જેવા કાંઈક બનાવી જાય. રૂપિયા લઈને આવજો, બીજી વાત પછી કરશું.'

પાનાચંદે ચુંથાઇ ગએલી પાઘડી બગલમાં દાબી. 'જાઉં છું,' એણે ધીમેથી કહ્યું. જવાબમાં ઘેલાભાઈ ક્રોધ અને કટાક્ષ મિશ્રિત નજર એમની ઉપર ફેંકી 'આવજો' કહેતા અંદરના ઓરડામાં ચાલ્યા ગયા.

આમાં હવે દુર્ગાને મળી શકાશે નહિ એમ લાગવાથી બહાર ઊભેલો જમન પોતાના પિતા બહાર આવે તે પહેલાં આડે રસ્તેથી મધુરા નદી તરફ ભાગ્યો અને ત્યાં પહોંચી પાનાચંદની રાહ જોતો શિવમંદિરના પડછાયામાં પાછો લાંબો થઈ સુતો.

એકાદ કલાક પછી નિરાશાના ધીમા ડગ માંડતા પાનાચંદ જ્યારે એ રસ્તેથી નીકળ્યા ત્યારે જમન એમની પાસે પહોંચ્યો. 'બાપા', એણે પૂછ્યું, 'ઘેલાભાઇ આટલા તાડૂકે છે શાના? આપી દેશું એમના રૂપિયા!'

પાનાચંદ ચમક્યા. આ વંઠેલ છોકરે ખાનગી વહેવારની આ વાત ક્યાંથી સાંભળી? 'રૂપિયા શેના ને વાત શી?' પાનાચંદે કહ્યું.

'તમે હમણાં ઘેલાભાઇને ત્યાં ગયા હતા નહિ! મેં બધું સાંભળ્યું છે. પાંચસો રૂપિયા આપ્યા વના એ લોકો દુર્ગાનું મોઢું ય આપણને નહિ જોવા દીએ. આપણે ત્યાં મોકલશે નહિ, એમ જ ને?'

'એમ જ' નિશ્વાસ નાખતાં પાનાચંદે કહ્યું. 'વીવા કરતી વખતે મારી ને એમની વચ્ચે શરત થએલી કે લગન પછી એક મહિનાની અંદર મારે એમને

પાંચસો રૂપિયા આપવા...જમન!'

'બાપા!'

'તારી માને આ વાતની ખબર નો પડે હો!'

'હું કાંઇ મૂર્ખો છું?' કહેતો જમન વધુ કંઈપણ બોલ્યા વગર ત્યાંથી ચાલતો થયો. ગામમાં જઈ બે પૈસાની બીડીઓ લઈ એ પાછો સરોવરને તીરે આવ્યો. એક ઓલાવે ને બીજી સળગાવે એ ક્રમે એણે બધી બીડીઓ એક જ બેઠકે ખલાસ કરી નાખી. રોજ દેવકોર પાસેથી બેચાર પૈસા મળતા હોવાથી બીડીઓ ફૂંકવામાં એને બાધા નહોતી આવતી.

મુંબઈમાં દાસભાઈની દુકાને નોકરી કરતાં હરીઆની તંદુરસ્તી લથડી છે ને પગાર વધતો વધતો સાઠ રૂપિયાનો થયો છે. એમાંથી એક પાઇ પણ એ દેશમાં નથી મોકલતો. 'મુંબઈની કમાણી મુંબઈમાં સમાણી' એ કહેવત અનુસાર એના બધા પૈસા ચાનાં કોડીઆં ઢીંચવામાં, પાનનાં બીડાં ચાવવામાં, સીગરેટ ફૂંકવામાં અને સીનેમા જોવામાં ખર્ચાઈ જાય છે. દેશમાંથી પાનાચંદે એને કાગળ લખ્યો છે. એમ શીખામણ દીધી છે કે, 'પૈસા બચાવી રાખજે. આ તો મુંબઈના મામલા કહેવાય; સાજા માંદા પડ્યા તો કોઇ ભાવ પૂછવા યે નહિ આવે. અને જો ઠીક પ્રમાણમાં તારી પાસે જોગવાઈ થાય તો આવતી સાલ લગન ઉકેલી નાખવા છે.' હરીઆએ જેનાથી સીગરેટ સળગાવી એ જ દીવાસળીએ કાગળ બાળી નાખ્યો. એના બાપની આશા એ રીતે ઠોકરાઈ, હાંસીપાત્ર બની અને રાખ થઇ હવામાં ઊડી ગઇ.

દેવકોર હવે થોડા દિવસની જ મહેમાન છે. 'મુંબઇ હરીઆને કાગળ લખો કે અહીં આવી જાય. હવે હું નહિ બચું.' એક દિવસ એણે પોતાના પતિને કહ્યું. 'અને દુર્ગાને ય બોલાવી લ્યો. બધાને પથારી ફરતા બેસાડું ને પછી મરું. અને ઓલો જમનીઓ આજે ય નો આવ્યો ને? ત્રણત્રણ દિ'થી ઘરમાં ટાંટિયો ય મૂક્યો નથી એણે. રોયો કોણ જાણે ક્યાં ભટકે છે? કોઇને મોકલી નદીએ ખબર તો કઢાવો?'

'ખબર તો ક્યારની કઢાવી. ત્રણ દિ'થી કોઇએ એને જોયો જ નથી. રામ જાણે ક્યાં પડ્યો હશે!'

'આવે તો એને મારી પાસે ન લાવતા, ત્રણ દા'ડા થયા છતાં ય આવ્યો? અરે મરતી માનો ય એને વિચાર આવે છે? બોલોને! ચૂપ કેમ બેઠા છો? હું તો હવે માગું છું કે આ દેહે એનું મોઢું ય હું મારી આંખે ન ભાળું. જાણીશ કે એક છવ નહોતો જણ્યો!' અને દેવકોર રોઈ પડી. પાનાચંદને બહાર જતો જોઈ એ બોલી, 'દુર્ગાને ત્યાં આજ કે'વડાવી દેશોને?'

પાનાચંદના પગ થંભી ગયા. ચોંટી રહ્યા. મરતી માનું મોં જોવા ય દુર્ગા નહિ આવી શકે! પોતે કોલ-કરારની એક એવી સાંકળમાં એને બાંધી આવ્યો છે કે એનાથી જરાય નહિ ચસકાય. સિવાય કે ચેલાભાઇના હૃદયે રામ વસે. પણ એ અસંભવિત છે. એક રસ્તો છેઃ પાંચસો આપીને પેલી સાંકળ તોડવાનો. પણ રૂપીઆ લાવવા ક્યાંથી? બંધાયું ત્યારે બારસોનું બનેલું પોતાનું એકઢાળિયું મકાન દુર્ગાના લગ્ન વખતે નવસોમાં તો દાસભાઇને ત્યાં ગીરો મુકાયું છે. હવે એનો એક પૈસો ય વધારે ઊપજે એમ નથી. ત્યારે?

'શું વિચાર કરો છો?' દેવકોરે પૂછ્યું.

વિચારના વેરાગીએ ચડેલા પાનાચંદને એ ન સૂઝયું કે શો જવાબ આપવો. થોડીવાર પછી 'હા, હા, સંદેશો મોકલી દેશું' કહી એ ગુન્હેગારની જેમ ત્યાંથી જતા રહ્યા.

પાંચ દિવસ વીતી ગયા. આજે થઈ ફાગણ શુદ ત્રીજ. હરીઆને બે કાગળો અને ત્રણ ત્રણ તાર મુકાયા છે પણ એના તરફથી કોઇ જવાબ નથી. કોણ જાણે શાથી, પણ દેવકોરની આ માંદગીએ એની આંખનું તેજ સંપૂર્ણ હરી લીધું છે. હવે એને જરાય સૂઝતું નથી. તાવના ઘેનમાં ને ઘેનમાં વારંવાર જાગી ઊઠી પથારી પાસે બેઠેલા પાનાચંદને પૂછે છેઃ 'હરીઓ આવ્યો?'

પાનાચંદ આડીઅવળી વાત કાઢી ગોળગોળ જવાબ આપે છે. દેવકોરની આંખમાં ઝપકી આવે છે ને એ પાછી નીંદરમાં પડે છે.

આખી રાતનો ઉજાગરો કરવાથી પરોઢીએ પાના-ચંદને ઝોકું આવે છે પણ દેવકોરનો પ્રશ્ન એમને જાગ્રત કરે છેઃ 'દુર્ગા આવી?'

પાંચ પાંચ દિવસથી એક યા બીજું બહાનું શોધી કાઢતા પાનાચંદને હવે કંઈપણ સૂઝતું નથી. જાણે પ્રશ્ન સાંભળ્યો જ ન હોય એમ એ ઊભા થઇ બહાર જાય છે અને ડેલીનું બારણું ઉઘાડે છે. એ ફળીઆમાં જવા જાય છે ત્યાં એમની નજર એક ટીલાળને અર્ધ-

લાને સૂઈ ગએલા જમન ઉપર પડે છે. એમણે જમનને ઢંઢોળી જાગ્રત કર્યો: 'એલા અહીં ક્યારનો સૂતો છે?'

'રાતના અગ્યાર વાગ્યાનો' જમને કહ્યું. એના વાળ મેલા અને જરજટ બની ગએલા છે. કપડાં કેટકેટલાણેથી ઉઝરડાઈ ફાટી ગયાં છે. પગમાં થાક, આંખમાં ઊંઘ અને દિલમાં દર્દ ઠાંસી ઠાંસીને ભર્યાં હોય એવો એ ત્યાં બેઠો છે. 'ડેલી બંધ હતી એટલે રાતના ઉઘડાવી નહિ. સાંભળ્યું છે કે બા બહુ જ માંદી છે?'

'માંદીની તો ક્યાં વાત! મરવા પડી છે મરવા. હાલ્ય હવે ઘરમાં'

જમન ઊભો થયો. 'મોટાભાઈ મુંબઈથી નો આવ્યા?' એણે પૂછ્યું.

'જહન્નમમાં ગયો તારો મોટોભાઈ! સા... ને ત્રણ ત્રણ તાર કર્યાં પણ જવાબ સરખો ય નથી. મારા બેટા કોઈ સીધા ન પાક્યા. તારી મા તો 'હરીઆ હરીઆ' કરતી રાતે ઊંઘતી પણ નથી. એની આંખો તો ગઈ; હવે જીવ પણ જવાને ઝાઝી વાર નથી.'

'શું બાને જરાય દેખાતું નથી?' જમને પૂછ્યું. બાપની વાત સાંભળીને નરમ બનેલી તેની આંખમાં આ પૂછતાં પૂછતાં એક જાતની ચમક આવી.

'ના, જરાય નહિ. પણ આટલા દિવસ તું ગયો'તો ક્યાં?'

'બાપુ, એક વાત કહું? બા કોઇને જોઈ શકતાં નથી ખરું ને?'

'હં તે?'

'તો હું હરીઓ બની જાઉં? હરીભાઇને ઝંખતી બાને એટલી તો શાંતિ થાય કે આખરે હરીભાઈ આવ્યા ખરા!'

પાનાચંદ જમનની વાત સાંભળી રહ્યા. એનું કહેવું એને ઠીક લાગ્યું... પણ જો દેવકોર વાત જાણી જાય તો! એણે એ શંકા જમનને કહી.

'અરે, ખબર નો પડવા દઉં. એ કળામાં જમન હુશિયાર છે, બાપા!'

'નો ભલે, હરીઓ આવે એમ લાગતું નથી અને દુર્ગાને લાવી શકીએ એમ નથી. પણ જોજે તારી માને શેનોય અણસાર નો પડે હો!'

હાથ ફેરવતાં અવાજ બદલી એણે કહ્યું, 'બા, મુંબઇથી હું આવી પોંચ્યો છું.'

'કોણ હરીઓ!' કહેતી દેવકોર આંધળી આંખે રોઈ પડી. 'આવ્યો, ગગા! શરીર તો સારું છે ને બાપુ?'

'હા બા.'

'પણ તારો સાદ કેમ ભારે લાગે છે?'

'એ તો બા, મુંબઈનું પાણી. શરદી તો હાલતા-ચાલતાં થાય.'

પાનાચંદ માતા અને પુત્રનો આ તમાશો દેખતા દિલે જોઈ રહ્યા. અરે મરતા મનુષ્ય પાસે આ છળ-કપટ શાને? તો પછી શું હરીઆને મળ્યાનો આનંદ, સાચી વાત પ્રગટ કરી, દેવકોર પાસેથી છીનવી લેવો? ના... ના. હરીઆમાં રહેલી એની શ્રદ્ધા ભલે એમની એમ રહે. નાટક ભલે ભજવાયે જાય. પ્રભુ કંઈ આંધળો નથી કે કેવા સંજોગોમાં આ બધું થાય છે એ ન જોઈ શકે.

અને બીજા બે દિવસ સુધી એ નાટક સંપૂર્ણ સફળતાથી ભજવાયે ગયું. વચમાં એકવાર સફુરા નદીને કાંઠેના શિવમંદિરમાં જઈ જમન પથ્થરની પેલી મૂર્તિને કહી આવ્યો કે 'અધમ છું... પાપી છું. હજાર ગુના કર્યા છે; પણ મારો આ છેલ્લો ગુનો માફ કરી દેજે, ભોળાનાથ!'

એ બે દિવસમાં કેટલી યે વાર દેવકોરે દુર્ગાને સંભારી. દુર્ગાનો નામ-પોકાર ચોવીસે કલાક પાનાચંદને મગજમાં ઘણની પેઠે ગાજ્યા કર્યો. બસ હવે દુર્ગા આવી જાય તો સાગર પાર ઊતરી ગયા... પણ?

'હરીઆ' દેવકોર બોલી, 'ઓલો જમનીયો આવે ને, તો એને કહેજે કે તારી મા તારા નામનું નાહીને પછી મરી છે... એટલું કહી દેજે એને'

હરીઆનો નામધારી જમન ડળક ડળક રડી પડ્યો. એનાં આંસુ દેવકોરની રજાઈનું રૂ ચૂસી ગયું.

બીજા ચોવીસ કલાકમાં દેવકોરને બે વાર ઝોલા આવી ગયા, પણ જિંદગીની દીપકવાટ હજી બાકી હશે તે પાછી એ ભાનમાં આવી. ભાનમાં આવતાં આમ-તેમ મોં ફેરવે ને પછી કહે, 'હજી યે દુર્ગા ન આવી?'

સૌ સૂનમૂન બેસી રહેતાં. કોઈ જવાબ આપવાની

ધોઇ નાખતો.

રાતના બાર વાગ્યા હશે. દેવકોર ઊંઘમાં ને ઊંઘમાં દુર્ગાને પોકારતી હતી. જમન આડે પડખે પડ્યો પડ્યો બધું સાંભળતો હતો. એના મનમાં મંથન મચ્યું. ઘેલાભાઇ કોણ કે દુર્ગાને રોકે? અરે ઘેલાભાઈ કોણ કે માના અંત વખતે દીકરીના મિલનમાં બાધા નાખે? અને જો દુર્ગાને બળજબરીથી લઇ આવીએ તો ઘેલાભાઇ પેલી ખાનગી વાત પ્રગટ કરી પોતાના પિતાની ઇજ્જત ઉપર કલંક ચોંટાડશે એ જ ને? ભલે ચોંટાડે! દીકરાના રૂપિયા ઉપજાવનાર એ શાહુકાર ક્યાંના? એ લોકો દુર્ગાને પાછી નહિ રાખે તો પોતાની બહેનને જિંદગીભર રોટલો ખવડાવવાની તાકાત પોતામાં આવી જશે. જમન હવે રખડુ મટી ગયો છે. ગામ વગોવે તો ભલે વગોવે. ગામ તો ગાંડું છે; એ કાંઇ અમારા દુઃખમાં ભાગ લેવા નથી આવતું. ઘેલાભાઈ અહીં પગલાં ચાલશે તો અમે પણ કંઇ કમ નથી. ભલે ગમે તે થઈ જાય, પણ દુર્ગાને તો લાવવી...

અને એ હળવેકથી પથારીમાંથી ઊઠ્યો. ઓરડા બહાર નીકળી ડેલીનો આગળીઓ આસ્તેથી ઉઘાડી ફળીઆમાં આવ્યો. બારણું હાલું વાસી દીધું અને ટમટમતા તારાઓને અજવાળે એણે ગુંદાળાની સડક પર સુસવાટો કર્યો.

પરોઢિયે સાડા ત્રણે કુકડાએ જ્યારે બાંગ દીધી ત્યારે જમન ઘેલાભાઈના મકાન પાસે પહોંચ્યો.

એ તો રૂઢિ છે કે શું શિયાળો કે શું ઉનાળો, પણ ઘરની વહુએ વહેલા ઊઠીને કામે વળગવું જ જોઇએ; છાણ વાસીદાં કરવાં જોઇએ; પાણી પણ ભરી આવવું જોઇએ. દુર્ગા દાતણ કરતી હતી ત્યાં જમન ગયો.

'અરે! અત્યારના?' દુર્ગાએ કંઇક આશ્ચર્યથી પૂછ્યું 'શું, બા...?'

'ના... પણ હવે વખત નથી. બા છેલ્લી ઘડી છે. તને જોવા તલસી રહી છે. જીવ બે વાર બ્રહ્માંડથી પાછો ફર્યો છે. તેડવા આવ્યો છું. આવીશ?'

'શંકા છે?'

'વખતે અહીં...'

'પાછું ન અવાય એમને?... બાઈ તમે હજી દુર્ગાને ઓળખી નથી.'

'પહેરેલે કપડે... કોઇને પણ કહ્યા વગર અત્યારે જ નીકળવાનું હોય...'

'તોપણ...' દુર્ગાએ મક્કમતાથી કહ્યું.

'તો ચાલ.'

અને બંને ભાઈ બહેન ત્યાંથી છાનાંમાનાં ગામ બહાર નીકળી ગયાં. જેવી સડક આવી કે બંને દોડી નીકળ્યાં અને સાતેક વાગતામાં તો દેવકોરની પથારી પાસે હાંફતાં હાંફતાં આવી બેસી પણ ગયાં. હાંફવાનો અવાજ સાંભળી દેવકોરે કહ્યું, 'કોણ આવ્યું?'

પાનાચંદે ગળું સાફ કર્યું: 'આ આપણી દુર્ગા આવી.' એમણે કહ્યું: 'જો તો...!'

દેવકોરે જ્યોતિહીન આંખો દુર્ગા તરફ ફેરવી. આંતરચક્ષુથી જોતી હોય એમ એ દુર્ગા તરફ જોઇ જ રહી. 'બીજું કોણ સાથે આવ્યું બેટા?' એણે પૂછ્યું.

'આ આપણો જમન એને લઈ આવ્યો.' પાનાચંદ બોલ્યા.

દેવકોરનું મ્હોં લાલચોળ થઈ ગયું. આંખનાં બે ચાર મટકાં એણે માર્યાં અને પછી એણે સ્મિત ફરકાવ્યું. 'આપણો જમનીઓ! ક્યાં છે એ? ક્યાં ગ્યો'તો આટલા દિવસ?

'આ રીયો બા' કહેતાં જમને એની માનો હાથ લઈ પંપાળ્યો. 'આટલા દિવસથી તારી પાસે તો'છું.'

'કોણ હરીઓ? આટલા દિવસથી તું મને બનાવતો રહ્યો ને લુચ્ચા! એમ ત્યારે હરીઓ ન આવ્યો નહિ?... હશે જમન, બેટા! થોડું પાણી તો લાવ'

જમને પ્યાલામાંથી બે ચાર ટીપાં દેવકોરના મોંમાં નાખ્યાં. બે પડખે બેઠેલા જમન અને દુર્ગાના હાથમાં પોતાનો એક એક હાથ મૂકી દેવકોરે છેલ્લી નીંદર તાણી.

કંઈપણ ખબર આપ્યા સિવાય અગીઆર વાગ્યાની લોકલમાં આવેલો હરીઓ ગાડામાં બેસી જ્યારે ઘેર આવતો હતો ત્યારે એક ગલીમાં એને એની માની ઠાઠડી સામી મળી.

ચંદુલાલ પટેલ

**નવાં પુસ્તકો** કુમારનાં કાવ્યો: લેખક-મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ બી.એ.,પ્રકાશક-જે.એમ. દેસાઈ, અમદાવાદી પોળ, કડવા શેરી' વડોદરા. ૧-૦-૦; **શ્રી ગોપાળકાવ્ય:** લેખક-બ. મ. શ્રી ગોપાળરામ, ૧-૪-૦; **શ્રીભક્તિરસામૃત:** લેખિકા-બહેન સરસ્વતી, ૦-૬-૦; બંનેનું પ્રકાશનસ્થાન-શ્રી નિરાંત મંદિર ફતેહપુરા વડોદરા



દેખીતી રીતે ભિન્ન છતાં સઘળી એકસરખી ખાસિયતો દ્વારા એ ભેદરેખાને ભૂંસી દેતાં



# વનસ્પતિ અને પ્રાણીજીવન

એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકાની ચૌદમી આવૃત્તિમાંથી વનસ્પતિશાસ્ત્રવિષયક જે કેટલાક લેખો જુદા તારવી કાઢીને 'બૉટની-ધ સાયન્સ' નામથી છપાવવામાં આવ્યા છે (બ્રિટાનિકા બુકલેટ નં-૧૦) તેની પ્રસ્તાવનામાં 'વનસ્પતિ કે પ્રાણી' એ વિષયથી જ શરૂઆત થઇ છે. વનસ્પતિ અને પ્રાણી બંનેમાં પૃથગ્જનોને ખૂબ જ તફાવત જણાય છે. પ્રાણીઓ ખાય છે, પીએ છે, ઊંઘે છે, હલનચલન કરે છે, પ્રજોત્પત્તિ કરે છે; જ્યારે વનસ્પતિઓ હાલતી ચાલતી નથી, ખાતીપાતી નથી અને ચૈતન્યહીન છે એમ સાધારણ રીતે લોકો માને છે. પરંતુ આ વાત સાચી નથી.

મહાભારતમાં શાંતિપર્વમાં વૃક્ષોને ચૈતન્યયુક્ત—જીવવાળાં—ગણ્યાં છેઃ—જીવં પશ્યામિ વૃક્ષાણાં અચૈતન્યં ન વિદ્યતે.' વૃક્ષો ખાય છે, પીએ છે, ઊંઘે છે, શબ્દગ્રહણ કરે છે, સ્પર્શ અનુભવ કરે છે, જુએ છે, રસનો આસ્વાદ લઇ શકે છે[1], શ્વાસોચ્છ્વાસ લઇ શકે છે, તેમને સુખદુઃખનું જ્ઞાન છે આ બધી વાતો મહાભારત શાંતિપર્વમાં કહેલી છે. પરંતુ વૃક્ષો અને પ્રાણીઓ એક છે એમ માનવાની સાધારણ જનસમાજમાં શક્તિ નથી એ દીવા જેવું સ્પષ્ટ છે.

ઉદયને વૃક્ષોને અંતઃસંજ્ઞાવાળાં પણ અતિમન્દ-સુષુપ્તાવસ્થામાં રહેલાં ગણાવ્યાં છે. ચક્રપાણિદત્તે ભાનુમતી વ્યાખ્યામાં વૃક્ષોને ચેતનાવાન પરંતુ તમસ્થી વ્યાપ્ત થએલ હોવાથી મનુષ્યોની માફક તેમનું જીવન દગ્ગોચર થઇ શકતું નથી એમ કહ્યું છે. મનુએ પણ વૃક્ષોને 'અન્તઃસંજ્ઞા ભવન્ત્યેતે સુખદુઃખસમન્વિતાઃ'—સુખદુઃખથી યુક્ત, સંજ્ઞાવાળાં ગણાવ્યાં છે.

આ સિવાય વૃક્ષોને સ્ત્રીશરીર માફક વિશિષ્ટ દૌહૃદ હોય છે. દૌહૃદપૂરણથી જેમ સ્ત્રી ખૂબ આનંદમાં રહી પ્રાણવાન સંતાનો ઉત્પન્ન કરે છે તેમ વનસ્પતિ પણ દૌહૃદપૂરણથી ખૂબ ફળફૂલ પ્રગટાવે છે. અશોકનું દૌહૃદ સુંદર સ્ત્રીના ચરણનો પાદાઘાત (पादाघातात् अशोकः) સુપ્રસિદ્ધ છે.

પરંતુ આપણે પ્રાચીન સાહિત્યની નહિ, પણ અર્વાચીન વિજ્ઞાનની દૃષ્ટિથી આ વિષયને છણીશું.

વૉલ્વૉક્સ (Volvox) નામનો એક અતિ ક્ષુદ્ર જીવ છે. કેટલાક વિજ્ઞાનવેત્તાઓને મન તે વનસ્પતિ છે, જ્યારે બીજા એવા જ નિષ્ણાત વિજ્ઞાનવીરોને મન તે પ્રાણી છે. અર્થાત્ એને પ્રાણી પણ કહી શકાય તેમ છોડ પણ કહી શકાય એવો જીવ છે. તેની કેટલીક ખાસીઅતો આપણને પ્રાણીસૃષ્ટિનુ સ્મરણ કરાવે છે, જ્યારે બીજી કેટલીક વિશેષતાઓ તેને છોડ ગણાવવા પણ પ્રેરે છે. ખરીરીતે તો જીવ જેમ તુચ્છ કોટિનો તેમ તેના પૂર્વજો એકસરખા જ હોય છે. વિકાસવાદના ક્રમમાં બન્નેના પૂર્વજો એકસરખા જ ગણાય છે. આ પૃથ્વી ઉપરના સકલ જીવન્ત પદાર્થો, ખરી રીતે, લગભગ મળતા જ—સમાન જ છે. જે જાતના કોષોથી છોડનું શરીર બનેલું છે તે જ જાતના કોષોથી મનુષ્યશરીર પણ ઘડાએલું જણાય છે. કોષ (cell), જીવનરસ (પ્રોટોપ્લાઝમ)-આ બધું છોડમાં અને મનુષ્યમાં સમાન જ છે, પરંતુ અહીં જ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે છોડને હલન-

**વૃક્ષો ખાય છે, પીએ છે, ઊંઘે છે, જુએ છે, અનુભવ કરે છે વગેરે વાતો મહાભારતના શાંતિપર્વમાં કહેલી હોવાથી તમે માનવા તૈયાર ન થયા હો તો તેની નક્કર વૈજ્ઞાનિક સાબિતીઓ પણ આ લેખ આપે છે**



1 ષડ્દર્શન સમુચ્ચયની ટીકામાં ગુણરત્ન



વૉલ્વૉક્સ

ચલન નથી જ્યારે મનુષ્ય ગમે ત્યાં હરીફરી શકે છે. વનસ્પતિ એક જ જગ્યાએ મૂળ ઘાલીને સ્થિર ઊભી રહે છે, જ્યારે મનુષ્ય ગમે તેમ આવજા કરે છે. પરંતુ વિજ્ઞાનવેત્તાઓએ છોડ અથવા વનસ્પતિમાં પણ હલનચલન છે એ પૂરવાર કરેલું છે. તેઓ કહે છે કે વનસ્પતિમાં હલનચલન કરવાની શક્તિ તો છે જ. પરંતુ તે આપણા ધ્યાનમાં આવી શકે તેવી હોતી નથી. નરી આંખે જોઇ શકાય એવી તે ગતિ હોતી નથી. જળસરગોળીયાં (વૉલ્વૉક્સ ગ્લોબ્યુલેટર) વૉલિસ્નેરીઆ સ્પાઇરેલીસ) નામનો એક છોડ પાણીમાં થાય છે. ઘણેખરે ઠેકાણે એ હોય છે. આમાં નર અને માદા ફૂલ જુદા જુદા છોડ ઉપર આવેલાં હોય છે. નરફૂલ પરિપક્વ થતાં, વળ ખાઇને રહેલા છોડ ઉપરથી છુટું પડી માદાફૂલ પાસે પહોંચી જાય છે. છોડનો વળ તે વખતે ઉકલી જાય છે. છોડ ઉપરનું ફૂલ પાણીના મથાળે આવે છે. છુટું થઇને તે માદાફૂલ સાથે સંવનન કરે છે અને એ સંપ્રયોગને અંતે ગર્ભાધાન થાય છે. જીવનરસની આ ગતિ, વનસ્પતિમાં ગતિ છે—હલનચલન છે એ બતાવવા બસ નથી શું? જલમાં રહેતા કેટલાક અતિસ્વલ્પ છોડવા (microscopic plants) પણ છૂટથી હાલતા ચાલતા જણાય છે. સૂક્ષ્મદર્શકયંત્રની મદદથી તેમની ગતિ જોઇ શકાય છે. વળી આથી કંઇક મોટા એવા જલજ છોડવા—ઑસ્સીલેરીઆ જેવા (oscillating motions હોવાથી એનું નામ oscillaria રાખવામાં આવ્યું છે) જુદીજુદી જાતની હલનચલન દાખવે છે.



ઑસ્સીલેરિયાનો એક તંતુ

કેટલાક પારદર્શક જલજ છોડોના કોષોમાં જીવનરસના દોરાઓની ગતિ (Streaming movement of threads of protoplasm) ચોક્કસપણે જોઇ શકાય એવી હોય છે. અપુષ્પ વનસ્પતિ વર્ગના બે અતિ ક્ષુદ્ર છોડો nitella (નીટેલા) અને chara (ચારા)માં આ જાતની જીવનરસગતિ સ્પષ્ટ જોઇ શકાય છે.

Asha Gray (અશા ગ્રે) એ તો વનસ્પતિના પ્રત્યંગોમાં—મૂળમાં, દાંડીમાં, પ્રતાનોમાં, પાંદડાંમાં હલનચલન ચાલી જ રહ્યું છે એમ વિસ્તારથી બતાવેલું છે. રીસામણી (લજ્જાલુ)નાં પાન જરા જેટલો પદસ્પર્શ થતાં અદ્ભુત રીતે સંકોચાઇ જાય છે તે પણ સૌ જાણે છે જ. પશુનો પદસ્પર્શ થતાં રીસામણીનાં પાન બીડાવા લાગે છે. આ દૃશ્ય શું બતાવે છે? વનસ્પતિઓમાં હલનચલન કરવાની શક્તિ છે એ અનેક દાખલાઓથી પુરવાર થઇ શકે એમ છે. કેટલીક લતાઓ (દાખલા તરીકે સમુદ્રશોષની વેલ)નાં તંતુઓ ઝાડને પકડવા-બેટવા કેટલા બધા કંથાય છે તે બારીકીથી જોનારને જણાયા વિના રહેતું નથી. સમુદ્રશોષની વેલ વનમાં થાય છે. ગગનચુંબી વૃક્ષોની છાયામાં તે ઊગે છે. સૂર્યપ્રકાશ ઝીલવા અને તે દ્વારા પ્રાણ વિકસાવવા તેને અંધારામાં વૃક્ષો નીચે રહેવું પાલવતું નથી. તે ઝપાટાભેર ઊંચે વધે છે અને વૃક્ષને પકડી પાડી તેની ટોચે પહોંચી જઇ વિરમે છે, સૂર્યની શક્તિઓને પોતામાં ભરે છે અને જીવનની ગડમથલમાં તે વિજયી નીવડે છે.

હિંદુસ્તાનમાં 'ટેલિગ્રાફ પ્લૅન્ટ' તરીકે ઓળખાતો એક છોડ (Desmodium gyrans) થાય છે. તેને ત્રણ ત્રણ પાન હોય છે. એ ત્રણ પાન પૈકીનું સૌથી મોટું વચલું પાન સાંજ પડતાં સૂઇ જાય છે અને સવાર થતાં જાગે છે. પરંતુ એનાં બીજાં બે આજુબાજુનાં પાન જ્યારે માફકસરની ગરમી વાતાવરણમાં હોય



ટેલીગ્રાફ પ્લૅન્ટ

છે ત્યારે વારાફરતી આંચકા ખાઈખાઈને ઊંચાં નીચાં થયાં જ કરે છે; વચમાં જાણે આરામ લેતાં હોય તેમ થોડીકવાર આરામ પણ લઈ લે છે. આ અજાયબ જેવા છોડનાં પાનની આ ગતિએ ઘણાને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખ્યા છે. તારના કટ, કડ, કટ અવાજોની માફક, રહીરહીને આ પાન આંચકા ખાતાંખાતાં ઊંચાંનીચાં થયા જ કરે છે!

ગર્ભાધાન સાધવામાં પણ ફૂલો ક્યાં ઓછી હલન-ચલન દર્શાવે છે![2] જલસરપોલિયાની વાત આપણે ઉપર જોઈ ગયા. ખપાટ, પરદેશી બાંગરો વગેરે છોડો જ્ઞાનપૂર્વક લગ્ન કરતાં હોય એમ ઘડીભર આપણને લાગે છે!

પરંતુ સૌથી અદ્ભુત તો આપણને કેટલાક માંસભક્ષક છોડવાઓનું હલનચલન લાગે છે. ડ્રોસેરા (માખીમારો) નામનો છોડ તેની ઉપર માખી બેસતાં તેને કેવી સફાઈથી પોતામાં સમાવી લે છે! માખને સારી રીતે ચૂસી લઈ, તેની પાંખો વગેરે અવશેષ જો ત્યાં પડી રહે તો બીજા જંતુઓ પાછાં આવે નહિ એટલે, બીડાએલાં પત્રો એ જોશથી ખોલે છે અને તેના સપાટે માખના અસ્થિ વગેરે દૂર ઊડી જાય છે. આ માંસભક્ષક છોડની રસિક હકીકતો કોઈ વખત વિસ્તારથી આપણે જોઈશું. ડ્રોસેરા અને ડાયેનિયા આ બે માંસભક્ષક છોડોની જીવનલીલા વનસ્પતિના હલનચલન માટેની કોઈની રહી-સહી શંકાને પણ દૂર કરી નાખે છે. અર્થાત્, વન-સ્પતિઓ હાલીચાલી શકતી નથી એ વિચાર ભ્રમમૂલક છે.

પ્રાણીઓ ઉદ્ભિજ્જ વા પ્રાણિજ (પ્રાણી પણ વન-સ્પતિ ખાઈને જ જીવે છે એટલે પ્રાણીનું માંસ પણ આખરે ઉદ્ભિજ્જ પેદાશ તરીકે જ ગણી શકાય) ખોરાક ખાઈને જીવે છે, જ્યારે ઉદ્ભિદ ખનિજ પદાર્થોમાંથી પોતાને ઉપયોગી તત્ત્વો ખેંચે છે. પ્રાણીઓ ખનિજ પદાર્થ ખાઈને જીવી શકતાં નથી, જ્યારે વનસ્પતિનું જીવન ખનિજ પદાર્થો ઉપર જ અવલંબેલું હોય છે. આવી માન્યતા આજદિન સુધી પ્રચલિત છે અને પ્રાણી અને વનસ્પતિ વચ્ચેનો તફાવત દર્શાવવા તે આગળ ધરવામાં આવે છે.

ખનિજ પદાર્થોમાંથી પોષણ મેળવવાની વનસ્પતિની શક્તિ સૌકોઈ કબૂલે છે. પ્રાણીઓમાં ખનિજને આત્મ-સાત્ કરવાની શક્તિ નથી એ પણ બધા કબૂલે છે. વનસ્પતિ જે ખાદ્ય સામગ્રી તૈયાર કરે છે તેજ ખાઈને પ્રાણિમાત્ર પોતાનું જીવન–અસ્તિત્વ ટકાવી રાખે છે. આ વાત બધા કબૂલે છે. છતાં યે ફૂગનો આખો વર્ગ (Fungii), મલભોજી (સૅપ્રોફાઇટ્સ), પરભોજી (પૅરે-સાઇટ્સ) અને માંસભક્ષક (કાર્નિવરસ) વર્ગની વનસ્પતિ-ઓ, મોટે ભાગે, ખનિજ નહિ પરંતુ સાશન (organic) પદાર્થોમાંથી જ પોતાનું જીવન સર્જે છે એમ પૂરવાર થયું છે; જ્યારે કેટલાંક પ્રાણી પણ એવાં છે કે જેનું પોષણ કેવળ સાશન પદાર્થો ઉપર નહિ પરંતુ અનશન પદાર્થો (inorganic) ઉપર જ નિર્ભર છે. અર્થાત્ આજ સુધીની માન્યતા—પ્રાણી ઉદ્ભિજ્જ પદાર્થો ખાઈને જીવે છે અને ઉદ્ભિદ ખનિજ પદાર્થ ખાઈ જીવે છે એ—હવે બદલાઈ ગઈ છે.

ત્રીજી વાતઃ વનસ્પતિમાં લીલો રંગ–ક્લૉરોફીલ–છે જે પશુઓમાં નથી એ અગત્યના ભેદ ઉપર આજ દિન સુધી વનસ્પતિ અને પ્રાણી વચ્ચેની ભિન્નતા દર્શાવવા ભાર મૂકવામાં આવે છે; પરંતુ હવે વિદ્વાનોએ આ વિષય ઉપર નવીન પ્રકાશ નાખે એવી સામગ્રી ભેગી કરી છે. કેટલીક વનસ્પતિઓ એવી છે કે જેમાં લીલો રંગ(Chlorophyl) મુદ્દલેય નથી અને કેટલાંક પ્રાણીઓ એવાં છે કે જેનો રંગ લીલોછમ છે અર્થાત્ તેમાં ક્લૉરો-ફીલ છે. બિલાડીના ટોપ જેવા તદ્દન સફેદ દૂધ જેવા મલભોજી છોડા ઘણાએ જોયા હશે. આમાં મુદ્દલેય ક્લૉરોફીલ (હરિતરંજક દ્રવ્ય) નથી. યુગ્લીના (Euglina) જેવાને હજી પ્રાણી કહેવું કે છોડ કહેવો તે સંદિગ્ધ છે—વિવાદાસ્પદ જ છે. અર્થાત્ પ્રાણીઓમાં ક્લૉરોફીલ નથી હોતું અને વનસ્પતિમાં જ તે હોય છે એમ આજ-દિન સુધી મનાતું હતું તે પણ વિદ્વાનોએ ભ્રમમૂલક જણાવ્યું છે.

વનસ્પતિમાં સુઘટિત કોષભિત્તિઓ (cell-walls) હોય છે જ્યારે પ્રાણીઓમાં કોષભિત્તિઓ નથી હોતી એમ વનસ્પતિ અને પ્રાણી વચ્ચેનો ભેદ દર્શાવવા આજ સુધી બતાવવામાં આવતું. પરંતુ વધતી જતી શોધોએ કેટલીક એવી વનસ્પતિઓ શોધી છે જેમાં સુઘટિત કોષભિત્તિઓ નથી. જ્યારે કેટલાંક એવાં પ્રાણીઓ શોધાયાં છે કે જેમાં સુઘટિત કોષભિત્તિઓ ન હોવા છતાં યે બીજું કેટલુંક એવું છે કે જે તેમને વનસ્પતિ તરીકે ઓળખાવે.

વનસ્પતિઓ કાર્બન ડાયૉક્સાઇડ શ્વાસમાં લે છે અને

[2] જુઓ 'વૈદ્યોનું વાર્ષિક'માં મારો 'ફૂલનાં લગ્ન' નામનો લેખ

ઑક્સિજન બહાર કાઢે છે, જ્યારે પ્રાણીઓ શ્વાસમાં ઑક્સિજન લે છે અને કાર્બન ડાયૉક્સાઇડ બહાર કાઢે છે એમ આજ પર્યંત માનવામાં આવતું. પરંતુ હવે આ વાત પણ ભ્રમમૂલક જ પુરવાર થઇ છે. ખરી વાત તો એ છે કે પ્રાણી માફક વનસ્પતિ પણ ઑક્સિજન (શ્વાસ) લઈ કાર્બન ડાયૉક્સાઇડ (ઉચ્છ્વાસ) જ બહાર કાઢે છે. પણ રાત્રે સૂર્યનો પ્રકાશ ન હોવાથી, ફેટોશીન્થેસિસના અભાવે, ઑક્સિજન કરતાં રાત્રે કાર્બન ડાયૉક્સાઇડ વધુ જણાય છે.

ટૂંકામાં, આજ સુધી પ્રાણી–વનસ્પતિ વચ્ચે પાર્થક્ય દર્શાવવા આ પાંચ મુદ્દાઓ બતાવવામાં આવતા હતા:

(૧) વનસ્પતિઓમાં હલનચલન (movement) કરવાની શક્તિ નથી, જ્યારે પ્રાણીઓમાં તે છે.

(૨) વનસ્પતિ ખનિજ પદાર્થોને આત્મસાત્ કરી શકે છે. પ્રાણી નહિ. પ્રાણી તો ઉદ્‌ભિજ્જ આહાર ખાઇને જ જીવી શકે છે.

(૩) વનસ્પતિમાં લીલો રંગ (ક્લૉરોફીલ) હોય છે, જ્યારે પશુઓમાં તે નથી.

(૪) વનસ્પતિમાં સુઘટિત કોષભિત્તિઓ (cell-walls) હોય છે જ્યારે પ્રાણીઓમાં કોષો ને કોષભિત્તિઓ હોતી નથી.

(૫) વનસ્પતિ કાર્બન ડાયૉક્સાઇડ શ્વાસમાં લે છે અને ઑક્સિજન બહાર કાઢે છે, જ્યારે પ્રાણીઓ ઑક્સિજન શ્વાસમાં લઇ કાર્બનડાયૉક્સાઇડ બહાર કાઢે છે.

પરંતુ આપણે ઉપર જોઈ ગયા તેમ આ પાંચે ય મુદ્દાઓ હવે ટકતા નથી. આ બધા ઉપરથી વિદ્વાનો એવા નિર્ણય પર આવ્યા છે કે પ્રાણી અને વનસ્પતિ બન્ને આખરે તો એકબીજામાં ભળી જ જતાં લાગે છે. ચલાચલ વિશ્વનો આદિ જનક એક છે એવી માન્યતાને આ શોધો દૃઢમૂલ બનાવે છે. વિકાસવાદના ક્રમમાં બન્નેના પૂર્વજો એક જ છે એમ પુરવાર થયું છે.

આથી વિદ્વાનો પ્રાણી, વનસ્પતિ અને પ્રૉટિસ્ટા Protista (જેને પ્રાણીમાં કે વનસ્પતિમાં મૂકતાં સંકોચ થાય એવો સમૂહ) આવા ત્રણ વર્ગો પાડવા લલચાય છે. ખરી રીતે આવા વર્ગો મનુષ્યરચિત (man-made) છે, નૈસર્ગિક નથી. સુગમતા ખાતર આ ભેદો છે એટલું ધ્યાન રાખવું જોઇએ. આપણા પૂર્વજોએ તો સાચું જ ભાખ્યું છે કે વનસ્પતિમાત્ર અંતઃસંજ્ઞાવાળી છે અને સુખદુઃખની લાગણી ને અનુભવી શકે છે. સ્વ. જગદીશચંદ્ર બસુની અનેક શોધખોળોએ પણ આ પુરવાર કરી આપ્યું છે.

મનુષ્યો આ પૃથ્વી પર વસવા લાગ્યા તે પહેલાં લાખ્ખો વર્ષો પૂર્વે વનસ્પતિનું અસ્તિત્વ હતું. વનસ્પતિઓ જ પ્રાણીજીવનની પુરોગામી હતી. લાખ્ખો વર્ષો પહેલાં સૌપ્રથમ સમુદ્રના પાણીમાં ઊગનાર વનસ્પતિઓ થઈ. સૃષ્ટિની શરૂઆતમાં થનાર આ વનસ્પતિઓને આપણે સ્થાણૂદ્‌ભિજ્જ (Thallophyta) કહીશું. આ વનસ્પતિઓમાં પોષક અને પ્રસવક પેશીઓ નિરનિરાળી સ્પષ્ટ રૂપમાં ન હતી. આ પછી અનેક સૈકાઓ વીત્યા બાદ, વિકાસક્રમમાં પોષક અને પ્રસવક (nutritive and reproductive) પેશીઓવાળી વનસ્પતિઓ અસ્તિત્વમાં આવી. વિદ્વાનો આ વર્ગની વનસ્પતિઓને **ઉદ્‌ભૂતાવયવી (Bryophyta)** કહે છે. આ પછી હજારો વર્ષો પછી મૂળ, દાંડી, પાન વગેરે સ્પષ્ટ ધારણ કરતી વનસ્પતિઓ અસ્તિત્વમાં આવી. આ વનસ્પતિઓને આ બધાં અંગો છતાં ફૂલ બેસતાં ન હતાં. રેણુરૂપ (spores) પ્રસવક અવયવોથી પોતાની ઉત્પત્તિ તે સાધે છે. આપણે એને **પર્ણિની (Pteradophyta)** કહીશું. બાગબગીચાઓમાં હંસરાજના દર્શનીય છોડવા દેખાય છે તે આ વર્ગના છે. આ પછી હજારો વર્ષોના ગાળા પછી ફૂલફલ ધારણ કરનાર વનસ્પતિઓ ભૂપૃષ્ટ ઉપર દેખાવા લાગી અને અત્યારે એ જ વર્ગની વનસ્પતિઓ વિશેષ જોવામાં આવે છે. આ બધાની વિગતમાં ઊતરવાનું આ સ્થાન નથી. આ રસિક ઇતિહાસ ભવિષ્ય માટે રહેવા દઇ અહીં તો એટલું જ કહેવું બસ થશે કે વનસ્પતિ અને પ્રાણી બન્નેના પૂર્વજો એક જ છે. વનસ્પતિ પોતે જ જ્યાં પ્રાણયુક્ત છે ત્યાં તેને પ્રાણીથી ભિન્ન કરી જ કેમ શકાય? ડલ્લણ કહે છે કે वृक्षादयो हि वनस्पति वर्गानुकारोपदेशात् शास्त्रे प्राणिन उक्ताः न तु लोके प्राणिसंज्ञकाः।[1] વૃક્ષોને શાસ્ત્રમાં પ્રાણીઓ જ લેખવામાં આવેલાં છે. સાધારણ લોકો તેને પ્રાણવાન માનતા નથી. હજારો વર્ષો થયાં છતાં ય હજી આ સ્થિતિ પ્રવર્તે છે!

બાપાલાલ ગ. વૈદ્ય

[1] સુશ્રુત સંહિતા ઉપર ડલ્લણની ટીકા સૂ. સ્થા.અ. ૨૬



# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો

પ્રકરણ છઠ્ઠું

## બાપુજી ગયા

પહેલી ટુકડી રવાના કરી કે તુરત બાપુજી પોતે ફીનિક્સનું કામ સરાડે ચડાવી જેલ જવાની તૈયારી કરવા લાગ્યા. છાપાનું કામ હળવું કરવા કેટલાક ફેરફારો કર્યા. પહેલો ફેરફાર એ કર્યો કે છાપું શનિવારે નીકળતું તે બુધવારે પ્રગટ કરવાનું ઠરાવ્યું. શનિવારના છેલ્લા અંકને બુધવારના પહેલા અંક વચ્ચે ચાર જ દિવસનું અંતર પડવાથી એ અંક સોળને બદલે ચાર જ પાનાંનો કરી નાખ્યો. અને એ પછીના અંકો આઠ પાનાંના કરવાનું ઠરાવ્યું. છાપામાં દવાની, મોજશોખની ચીજોની ને એવી જાહેર ખબરો લેવાનું તો બંધ જ હતું, અને હવે બીજી જૂજ જાહેરાતો લેવામાં આવતી એ પણ બંધ કરી.

છાપાનાં જુદાંજુદાં કામ કરવાની તો મને મઝા આવતી, પણ એ વાંચવાનો મને રસ મુદ્દલ ન હતો. માત્ર જે અડવાડીએ છોકરાઓએ જ મળીને છાપું કાઢ્યું હતું એ અંક વાંચવા લઈ ગએલો. બાકી તો છાપું વાળતાં, તેને વાળાના ટાંકા મારતાં કે રૅપરમાં વીંટતાં છુટક છુટક ગમે તે એચાર લીટી વાંચી લેતો. જ્યારે ચિત્રો છપાય ત્યારે એ ઉપરથી વર્તમાન સ્થિતિ જાણતો ખરો. પણ આ પહેલું બુધવારનું છાપું હું આખું વાંચી ગયો. એમાં બાપુજીએ અધિપતિ તરીકે જે લખ્યું હતું તે કંઈક આવા પ્રકારનું હતુંઃ

'હવેથી બુધવારે છાપું પ્રગટ કરવાનું નક્કી કર્યું હોવાથી આ વેળાનો અંક તૈયાર કરવા ત્રણ જ દિવસ મળ્યા છે એટલે આ અંકનાં પાનાં ચાર જ છે. છાપું શનિવારે પ્રગટ થવાથી એ ડર્બન વગેરે નાતાલનાં બધાં સ્થળે તે જ દિવસે પહોંચી જાય છે, પણ જોહાનિસબર્ગ અને બીજે ટ્રાન્સવાલમાં એ વાચકોના હાથમાં સોમ કે મંગળે પહોંચે છે. "ઈંડિઅન ઓપીનીઅન"ના ઘણાખરા વાચકો કામધંધામાં એટલા ગુંથાએલા રહે છે કે તેમને બીજા શનિ કે રવિવારની રજા ન આવે ત્યાં સુધી છાપું વાંચવાનો અવકાશ નથી રહેતો. તેમની સગવડતા ખાતર હવેથી શનિવારે જ એમના હાથમાં એ પડે એવી ગોઠવણ આ નવી વ્યવસ્થામાં છે.

આ છાપું જાહેર સેવા કરવા, હિંદીઓની વર્તમાન સ્થિતિની ખરી બાતમી દેવા ચાલુ રહેવા ધારે છે. જો લોકોને એવી જરૂર ન હોય અને તેઓ તેને ન પોષે તો સારી નરસી જાહેર ખબરો વગેરેથી ભરી મૂકી એને ગમે તેમ ચલાવ્યે જ રાખવું અને એમાંથી કમાણી કરવી એ તો આ છાપું છાપનારાઓનો, પ્રજાનો અને દેશનો ભારે ગુનો કર્યા બરાબર લાગે છે. અત્યારે આના નવ સો ગ્રાહકો છે. જો સંખ્યા એથી ઘટશે તો છાપું નહિ ચલાવી શકાય. એટલે ગ્રાહકોએ આનાં ઓછાં પાનાં જોઈને ભડકવાનું નથી. કારણ જે પાનાં ઘટ્યાં છે તેમાં માત્ર જાહેરખબરો અને એવી નકામી તથા બીજેથી સહેજે મળી શકનારી વસ્તુ ઘટાડવામાં આવી છે. જે વાચન બાકી રહ્યું છે એ કંઇ પોલું પોલું નથી રહ્યું. અમારી આશા છે કે થોડા વાચનની અંદર વધુમાં વધુ આપીશું. નકામો એક શબ્દ પણ નહિ આપીએ અને એથી વધુ કરતાં આ ઓછાં પાનાંનું છાપું કાઢવાના શ્રમ અને ખરચમાં બહુ ભારે તફાવત નથી પડી જતો, એટલે એનું લવાજમ ઘટાડી શકાય એમ નથી. દરેક વાચનારની ફરજ છે કે આમાં છપાતી વિગતો અને વિચારો પોતાના ઓળખીતા બધા હિંદીઓમાં ફેલાવે અને જેઓ પૈસાથી "ઈન્ડિયન ઓપીનીઅન"ને મદદ કરી શકે એવા હોય એવા પોતાના મિત્રોને તેના ગ્રાહક બનાવે.' આવી કેટલી યે ચેતવણીઓ અને ભલામણો એ લેખમાં બાપુજીએ લખી હતી.

છાપું પ્રસિદ્ધ થવાનો દિવસ શનિવારને બદલે બુધવાર કર્યો તે સાથે મોટો ફેરફાર કર્યો કે છાપવાનાં એ યંત્રો ચલાવવા માટેના 'ઑઇલ ઍન્જિન'નો બહિષ્કાર કર્યો. ઘાસતેલભક્ષી એ દેવ રૂઠે ત્યારે કોઈના નહિ.



# સંસારનાં શહેરો

## ૬—તેહરાન

જગતના મહાન ધર્મોમાંના એક જરથોસ્તી ધર્મનું ઉત્પત્તિસ્થાન ઈરાન સરઝમીન એક વખત દુનિયાભરમાં પોતાની શેહ પાથરતું. ઇસ્લામી દેશોમાં રંગદર્શી તવારીખભર્યો એના જેવો બીજો દેશ મળવો મુશ્કેલ છે. ઈ. પૂ. ૫૪૯માં સાઈરસે સ્થાપેલા ઈરાની સામ્રાજ્યની સીમાઓ પંજાબના પડખાથી માંડી મિસરની પેલી પારના રણ સુધી પહોંચતી. પરંતુ પછી પડોશી રાજ્યોના લોભે તેને છિન્નભિન્ન કરી નાખ્યું ને બધો મુલક પીંખી નાખ્યો. તેનો રહ્યોસહ્યો મુલક આજે રીઝાશાહ પહેલવીના હાથ નીચે પુનર્રચના પામી રહ્યો છે. પૂર્વમાં હિંદથી તે પશ્ચિમમાં ઈરાક સુધી અને ઉત્તરે કાસ્પિયન સમુદ્રને બંને છેડે રશિયાની સરહદથી તે દક્ખણમાં ઈરાની અખાત સુધી આજ પણ ઇરાન વિસ્તરેલું છે.

તેહરાન એ ઇરાનના એ જ નામના પ્રાંતનું મુખ્ય શહેર અનો આધુનિક ઈરાનની રાજધાની છે. 'શામરાન'નો અર્થ જેમ પર્વતો થાય તેમ 'તેહરાન'નો અર્થ મેદાનો થાય. અને કાસ્પિયન સમુદ્રથી સિત્તેર માઇલ પર, અલબુર્ઝ પર્વતના ઢાળ પર આવેલા મેદાનમાં સઘળી કારવાંઓના કેન્દ્ર સમું તે ઊભેલું છે. ઇસ્ફહાન ત્યાંથી ૨૨૪ માઇલ થાય, બુશાયર ૬૦૭ માઈલ, બગદાદ ૫૦૦ માઇલ, તબ્રેઝ ૩૭૪ માઇલ, મશદ ૪૭૧ અને હેરાત ૬૭૨ માઇલ.

તેહરાનનો પહેલો ઉલ્લેખ ઈસુની બારમી સદીમાં યાકૂત અને પછી ચૌદમી સદીમાં હમદુલ્લાહ મુસ્તવફી કરે છે. સત્તરમી સદી સુધી એની કશી મહત્તા ન હતી. ઈસ્ફહાન અને શિરાઝના ગૌરવે ત્યારે બાકીના ઈરાનને ગૌણ બનાવી દીધેલું. પછીથી એ સદીના આખર ભાગે સફવી વંશના શાહોએ તેને અગત્ય આપવા માંડી અને છેવટે ૧૭૮૮માં આગા મોહંમદખાને ઇસ્ફહાનને બદલે તેહરાનને જ ઇરાનની રાજધાનીનું શહેર બનાવ્યું.



પુરાણું તેહરાન અસલી માટે જ ૨૦ ફૂટની દિવાલની કિલ્લેબંદી ને ખુર્જોથી સંરક્ષાએલું. એનું આજે ખંડિયેર જેવું ઉકેલું પડે રિહાઇ પણ એક વખત જહોજલાલ શહેર હતું. પયગંબર જરથોસ્ત અને મહાન ખલીફ હારૂન અલ રશીદનો જન્મ ત્યાં જ થએલો. શાહ નસરૂદીને ઈ. ૧૮૬૯માં એ પુરાણા શહેરનું પુનર્નિર્માણ કર્યું ને આજે બાર દરવાજા સાથેનું તેનું વિકસિત સ્વરૂપ બાર માઇલનો પટ રોકી ઊભું છે.

તેહરાનનું મુખ્ય જાહેરસ્થાન ૨૭૦ x ૧૨૦ વારનું 'મયદાને તોપખાના' છે. એવું જ બીજું સ્થાન ૫૫૦ x ૩૫૦ વારનું લશ્કરી કવાયતનું સ્થાન 'મયદાને મશ્ક' છે. મયદાને તોપખાનાથી પાએક માઈલ પર જ શાહી મહેલ આવેલો છે, જેના દરબારનાં 'તખ્તે મરમર' તથા 'તખ્તે તાઉસ' રાજ્યાસનો તો ઇતિહાસપ્રસિદ્ધ છે.

આખા ઇરાનની પેઠે તેહરાન પણ ફારસી બોલનારા ને શીઆપંથી લોકોથી વસાએલું છે. જોકે બહાઈ, યહૂદી, ખાલ્ડીઅન ને આર્મીનિયન લોકો પણ ત્યાં વસેલા છે. દેખાવે એ બહુ ચિત્તાકર્ષક શહેર ન કહેવાય. શાહી મહેલ, બ્રિટિશ લીગેશન અને કેટલીક મસ્જિદો સિવાય ખાસ કોઇ પ્રેક્ષણીય બાંધકામ પણ ત્યાં નથી. દરિયાની સપાટીથી ૩૮૬૦ ફૂટ ઊંચું આવેલું હોવાથી તેનું હવામાન સમશીતોષ્ણ રહે છે, છતાં ઉનાળામાં તાવનો ઉપદ્રવ રહે છે. ઉત્તરની ટેકરીઓમાંથી કનાત (જમીન નીચેની નહેરો) દ્વારા શહેરને પાણી પૂરું પાડવાની સગવડ કરેલી છે, તો પણ ઉનાળામાં ટાંચ ભોગવવી પડે છે.

**નવાં પુસ્તકો** **બળવાખોર પિતાની તસવીરઃ** સંપાદક—કકલભાઈ કોઠારી, પ્રકાશક—નવસૌરાષ્ટ્ર પ્રકાશન મંદિર, ૨—૮—૦; **રાસમાલિકાઃ** પ્રકાશક—ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી, ૧—૦—૦; **લોર્ડ લીગરાજ તથા મુંબાઈમાંનો મહોત્સવ** (૧—૪—૦), લેખક—પ્રકાશક—ન્હાનાલાલ દ. કવિ, એલિસબ્રીજ અમદાવાદ; **બેઝિક સ્ટેપ બાઈ સ્ટેપઃ** ૦—૨—૦, **બેઝિક ઇંગ્લિશ પૂર્તિઃ** ૦—૧—૦, **પૈસામાં પ્રૌઢ શિક્ષણઃ** ૦—૦—૩, **૨૦૦૦ અંગ્રેજી શબ્દોઃ** ૦—૬—૦, પ્રકાશક—બેઝિક ઇંગ્લિશ ક્લાસ, લાઠી; **મોરિયો, ભગો, રતનીઓ, રણધીર, ગંગારામ, સંગીતશાસ્ત્રી, નાગકુમાર, રાવજી** દરેકની ૦—૦—૩, **બાલવિનોદિની** (બેંટ પુસ્તક); સૌના પ્રકાશક—નાગરદાસ ઇ. પટેલ, મલાડ મુંબાઈ; **વાચનપ્રવેશપોથી** ભાગ ૧-૨-૩-૪, યોજક—રા. રતિલાલ અધ્વર્યુ, જંગલમંગલ આશ્રમ, પોલારપુર—ભીમનાથ (બી.એસ.રેલવે); **ખોલકી અને નાગરિકાઃ** લેખક—સુન્દરમ્, **ઝબુકિયાંઃ** લેખક—અનિલ ભટ્ટ, **રાત પડતી હતીઃ** લેખક નિરુ દેસાઈ (ગતિ ગ્રંથમાળા પુસ્તક ૧-૨-૩) દરેકની ૦—૮—૦, પ્રકાશક—જયન્તિ દલાલ, પીપલ્સ બૅંક બિલ્ડિંગ અમદાવાદ.

# નવી નજરે

સમાજહિતની કોઇ અદષ્ટ ભાવનાથી, જનસ્વભાવની અજબ સમજથી કે ગમ્મત-ગમ્મતની વિલક્ષણ રીતથી જગતના જીવનમાં અજમાવાતા નવનવા અખતરાના કિસ્સાઓ;—જેની પાછળનું માનવ તત્ત્વ આપણને આકર્ષી વિચારબળને તાઝગી આપશે એવી યોજનાથી અપાતી તેની લેખમાળા

---

એક લેખકે આપેલી મિત્રો મેળવવાની કેટલીક તદબીરો ઉપયોગી થઈ પડે એવી છે. તે નીચે પ્રમાણે:

(૧) બીજાના કામ ઉપર ચર્ચા ન કરો. (૨) દલીલ ન કરો. (૩) 'હું' શબ્દનો પ્રયોગ ન કરો. (૪) તમારે માટે જ અમુક વસ્તુ જોઇએ છે એમ કદી ન કહો. (૫) તમારી ભૂલ હોય ત્યારે કબૂલ કરો. (૬) બીજાં માણસોનાં સુખદુઃખ કે સિદ્ધાંતોમાં રસ લો. (૭) બીજાની વાત સાંભળવા જેટલો વિવેક બતાવો. (૮) નામો યાદ રાખો. (૯) બીજાઓને એવો ખ્યાલ આપતા રહો કે તેઓમાં પણ કાંઇક છે.

કોઈ સ્થિતપ્રજ્ઞ માણસે દેશપ્રેમની એક સરળ વ્યાખ્યા આપી છે: 'દેશપ્રેમ એટલે દેશમાં જેટલા દેશપ્રેમીઓ વસતા હોય એટલા ગણો સ્વાર્થ.'

દસેક વરસથી ટાઇપરાઇટરના કીબોર્ડ માટે એક નવી યોજનાની શોધ થઈ છે, પણ એ શોધને જે ધીમી ગતિએ આદર મળે છે તે જોતાં સમાજમાં પડી ગએલા ચીલા ખસેડવાનું કામ કેટલું મુશ્કેલ છે તેનો આપણને ખ્યાલ આવે છે. આ શોધ કરનાર અમેરિકાની એક કૉલેજનો પ્રોફેસર Dvorak છે. આ પ્રો. વૉરાકે ટાઇપરાઇટરની ચાવીઓ અત્યારે જે રીતે ગોઠવાએલી છે એનું સંશોધન કરી જોયું તો એમાં તેને બે ઊણપો જણાઈ: (૧) બીજી હાર જેના ઉપર બન્ને બાજુ ટચલી આંગળી રાખવામાં આવે છે અને જેને home row નામથી ઓળખવામાં આવે છે, એ હારના અક્ષરો ટાઇપ કરવા વધુમાં વધુ સહેલા પડતા હોવા છતાં અત્યારે એ હારને માત્ર ૩૨ ટકા જેટલું જ કામ મળે છે, ત્યારે તેની ઉપર-નીચેની હારો અનુક્રમે ૫૨ અને ૧૬ ટકા કામ ખેંચે છે..(૨) જમણા હાથ કરતાં ડાબો હાથ ઓછી આવડતવાળો હોવા છતાં એને ભાગે ૪૭ ટકા જેટલું વધારે કામ આવે છે. નીચેની રચનાથી આ વસ્તુ વધારે સ્પષ્ટ થશે:

સ્ટાન્ડર્ડ કીબોર્ડ

" ૱ $ % _ & ' ( ) *
2 3 4 5 6 7 8 9 0 — } 4

52% Q W E R T Y U I O P ¼ ½ } 3

32% A S D F G H J K L : ; @ ¢ } 2

16% Z X C V B N M ? , . / ¾ } 1

આમાં સુધારો કરી પ્રો. વૉરાકે ચાવીઓ એવી રીતે ગોઠવી કે home rowને વધુમાં વધુ કામ મળે, ને બાકીની હારોમાં કામ ઉપયોગિતાના પ્રમાણમાં વહેંચાઈ જાય. એ રીતે તૈયાર થએલું કીબોર્ડ આ રીતનું છે:

વૉરાક કીબોર્ડ

૱ ( ) " % _ ¢ $ @ *
7 5 3 1 9 0 2 4 6 8 } 4

22% : ; ? , . P Y F G C R L & / } 3

70% A O E U I D H T N S ½ — } 2

8% ; . Q J K X B M W V Z } 1

આ યોજના પ્રમાણે ચાવીઓ ગોઠવતાં નીચેથી બીજી હાર (home row)માં જ વધુ ઉપયોગના બધા અક્ષરો આવી જતા હોવાથી હાથના થોડા જ હલન-ચલનમાં ઘણું કામ થઈ શકે છે. પરિણામે બાળકો પણ એ રીતે ટાઇપ કરતાં તરત શીખી જાય છે. અને ઉપરાંત ટચ સિસ્ટમને આ કીબોર્ડ બહુ અનુકૂળ હોવાથી મિનિટના ૭૦ શબ્દોની ઝડપ તો જલદી આવી જાય છે.

આમ છતાં ઘણા થોડા ટાઇપિસ્ટો આ કીબોર્ડ પર નવેસરથી કાબૂ મેળવવાની તકલિફમાં ઊતરવા તૈયાર હોય છે. અને તેથી દસ વરસમાં આવાં કીબોર્ડવાળાં ટાઇપ-રાઇટરો હજારેક માંડ પ્રચારમાં આવી શક્યાં છે. આ બતાવે છે કે સારી વસ્તુને જગત અપનાવી લેવાનું જ

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી લેખમાળા

# વનવગડાનાં વાસી

## પંખીઓમાં વ્યક્તિત્વ હોય?



## હૂપો અથવા હુડહુડ

વ્યક્તિત્વ એટલે સ્વભાવની વિચિત્રતા નહિ; એ રીતે તો પાળેલાં જાનવરોમાં વ્યક્તિગત ખાસિયતો ઘણી નજરે પડે છે. પરંતુ અહીં તો રૂપરંગ કે આકૃતિજન્ય વિષમતા જ અભિપ્રેત છે. જેમ દેહની ઘટના સમાન ધોરણે થએલી હોવા છતાં ભિન્નભિન્ન મુખાકૃતિને લીધે પ્રત્યેક મનુષ્યને આપણે સહેજે ઓળખી શકીએ છીએ અથવા હાથની આંગળીઓનાં ટેરવાં ઉપરની શંખાકૃતિ કે વલયાકાર-ત્વક્ મુદ્રા (Finger prints-આંગળાંની છાપ)ના આધારે જગતની અશેષ માનવ વ્યક્તિઓનો (ક્વચિત્ ચહેરા મળતા દેખાય ત્યાં પણ) પરસ્પર ભેદ કરી શકાય છે, તે જ પ્રમાણે મનુષ્યેતર પ્રાણીઓમાં–સવિશેષ પંખીઓમાં–આવું કોઈ ભેદક તત્ત્વ હોય છે ખરું?

'આ પશુ', 'આ પંખી', 'આ જીવાત', 'આ સરિસૃપ'—પ્રાણી પ્રાણી વચ્ચેનો આવો વંશવિભેદ પ્રાણિવંશવિશારદોએ, ક્વચિત્ બાહ્ય રૂપરંગના આધારે તથા મુખ્યત્વે શરીરાન્તર્ગત વ્યાપારો, હાડકાંની રચના તથા સ્નાયુસંકલનાની વિશિષ્ટતાનું આલંબન કરીને નિશ્ચિત કર્યો છે. વળી પતંગીઆંની પાંખોમાંના નસોતરનાં જાળાં, સાપનાં માથાં કે માછલીનાં શરીર ઉપરનાં ભીંગડાં, વગેરે અનેકવિધ સાધનો વડે, તે તે વંશાન્તર્ગત ભિન્ન ભિન્ન કોટિઓ કે જાતિઓ પણ નક્કી કરેલી છે. પરંતુ, માનવ વંશનો પૂર્વજ ગણાતો મર્કટવંશ બાજુએ રાખીએ તો આ જાતિઓમાંના કોઈ પણ એક ગોત્રમાંની વ્યક્તિઓને જુદીજુદી ઓળખવાનું પ્રત્યેક વ્યક્તિગત વિશિષ્ટ લક્ષણ હજુ અનુભવમાં આવ્યું નથી, એવું તદ્વિદો કહે છે. આ સંબંધમાં અન્ય પ્રાણીઓની વાત બાજુ રાખીને આપણે કેવળ પંખીઓ જ લઈએ તો ત્યાં પણ આવું જ છે. ચાંચ, સેં, માથું, પગ, પાંખો, પૂંછડી, બધાંમાં એક જ જાતિનાં તમામ પંખીઓની અંગરચના એક જ સરખી, એક જ માપની, એક જ ગણતરીનાં પીંછાંવાળી હોય છે. રંગનું પણ એવું જ. એકનું માથું પીળું તો એનાં તમામ નાતીલાંનાં માથાં પીળાં. એકની પાંખો કાળી તો એનાં બધાં ય જાતીલાં કાળી પાંખોવાળાં. આવું જ પગનું, પેટનું, પૂંછડીનું.

પણ આમાં એક અપવાદ છે. આ અપવાદ તે Hoopoe; 'હૂપો'. એ એક જ પક્ષિકોટિ એવી છે કે જેમાં 'નાથો પેથાથી જુદો', એવો પંખીપંખી વચ્ચેનો વ્યક્તિભેદ કરી શકાય છે. આ ભેદક તત્ત્વ તે એમનાં અનેકરંગી પીંછાંથી શરીર પર નીપજતી ભાત.

'હૂપો'નો સમગ્ર વર્ણ આછો રતુમડો કે મેલો ગુલાબી (એટલે કે ગેરાડુ માટી જેવો) છે. એ વર્ણની એકરૂપતાનો ભંગ કરતી, આંખને રૂચે એવી, એ પંખીના શરીર પર વચ્ચે વચ્ચે કાળી રેખાઓ કે પટાપટીઓ હોય છે. આવી ભાત તો અન્ય પણ કેટલીક જાતનાં પંખીઓમાં જોવામાં આવે છે; પરંતુ તે તે જાતનાં બધાં પંખીઓની ભાત એક જ પ્રકારની હોય છે, ત્યારે હૂપોમાં પ્રત્યેક પંખીનું શરીર અનન્યસાધારણ વિશિષ્ટ ભાતથી અલંકૃત હોય છે.

આ કથન શાસ્ત્રાધારે. પ્રત્યક્ષ પ્રમાણમાં તો, શિકારી મનોવૃત્તિનો મારામાં અભાવ છે એટલે હજારો હૂપોનો સંહાર કરીને મેં આ વાત તાણી જોઈ નથી પરંતુ વગડામાં રખડતાં પંખીઓની અત્યંત સમીપ જઈ દૂરબીન વડે નિરીક્ષણ કરીને અને બંધનાવસ્થા ભોગવતાં પચીસ પચાસ પંખીઓને હાથમાં લઈ અવલોકવાથી, હું આ

અદ્‌ભુત સત્યની સાક્ષી પૂરવાની હિંમત કરી શકું છું. અદ્‌ભુત એટલા માટે કે માત્ર બે જ રંગનો આશ્રય લઇને પ્રત્યેક હૂપોનું શરીર અનૂઠી ભાતથી શણગારવામાં નિસર્ગનો કેટલો લોકોત્તર શક્તિપરિચય આપણને થાય છે!

વિચાર કરો. એ પંખીનું આખું શરીર એક જ (ગુલાબી) રંગે રંગાએલું છે. એમાં ભાત પડે છે કાળા પટાને લીધે. આ પટા એટલે પ્રત્યેક પીંછામાંનો કાળો ભાગ, એની નિકટનાં પીછાંમાંના કાળા ભાગ સાથે ભળી જવાથી ઉપજતી આકૃતિવિશેષ. આવી ભાત પાડનારાં પીંછાં થોડા ભાગમાં રતુમડાં, કદીક કાળાં ને કદીક ધોળાં હોય છે. પ્રત્યેક પીંછું ઊગે છે અલગ અલગ, છતાં કોઇ નિગૂઢ નિયમને વશવર્તી, એની આસપાસનાં પીંછાંના સહકારથી, એ ચોક્કસ ભાત પાડવાને શક્તિમાન બને છે અને એ ભાત પણ પ્રત્યેક દેશના પ્રત્યેક હૂપોની જુદીજુદી! કેવી અલૌકિક રચના!

છતાં આ વાત માનવાનાં મારો અનુભવ કે શાસ્ત્રાધાર અધૂરો, અપ્રમાણ લાગે તો ય હરકત નહિ. એ ભલાને પણ હૂપો જેવા સુન્દર પંખીનો પરિચય કરવામાં ગેરલાભ તો નથી જ થવાનો.

જગતભરમાં હૂપોની માત્ર પાંચ જ કોટિઓ જોવામાં આવે છે. એમાંની એક[1] જ ભારતવર્ષમાં સ્થાયી નિવાસી છે. ગુજરાતમાં પણ એ પ્રત્યેક સ્થળે નજરે પડે છે. એ આપણું અત્યંત સામાન્ય વનવાસી ગણાય, છતાં નવાઇની વાત છે કે આપણી ભાષામાં એનો નામવાચક કોઇ જ શબ્દ નથી! ઉત્તર ભારતમાં એ 'હુદ્દુદ' કે 'હુદહુદ' નામે ઓળખાય છે, એ એની બોલી ઉપરથી. એ બોલીની શબ્દાનુકૃતિરૂપ જ એનું અંગ્રેજી 'Hoopoe' અને યુરોપની અન્ય ભાષાઓનાં 'poo-poo', 'put-put', 'bub-bul-a', 'poupa' વગેરે નામ પડ્યાં છે.

હૂપોની વંશાનુપૂર્વી જોઇએ તો, એની સુકોમલ ચાંચને લીધે એ શક્કરખોરાનું સગું ગણાય,[2] જ્યારે શરીરરચનાના હિસાબે તો એનો ગોત્રસંબંધ[3] ચાષ, નીલકંઠ, કલકલિયા અને ચિલોત્રાની સાથે છે. છતાં દેખાવે એમાંના કોઈની સાથે એ મળતું આવતું નથી. ગામ બહાર, વગડામાં હમેશાં જમીન પર ધૂળમાં રમતું ફરતું, કાળાધોળા ચટાપટાવાળી રતુમડી કાયા અને નીચે બે પાતળી ચાંચવાળું કાબર જેવડું પંખી દેખાય તો તે 'હુડહુડ' જ. વાડ ઝાડ પર બેસે છે છતાં એનો આહાર હમેશાં જમીન ઉપરથી જ મેળવવાનો હોવાથી, એ મોટે ભાગે જમીન પર જ ભમતું હોય છે. સ્વભાવે વગડાઉ પંખી છે એટલે વસતિમાં નજરે નહિ પડે, છતાં ઘણી વખત મનુષ્યના વસવાટની અત્યંત નિકટ, ગામને ગોંદરે કે વાડીખેતરમાં અને ક્વચિત્ બાગબગીચામાં પણ ફરતું દેખાય છે.

એની ચાંચ મેલી કાળી, આંખો બદામી રંગની અને પગ સીસાના રંગે મેલા કાળાશપડતા હોય છે. શરીરનો રંગ ઘેરો રતુમડો હોય છે અને તેમાં ચટાપટા હોવાને લીધે એ જમીન પરની ધૂળ સાથે ભળી જઇ સહેજે તિરોહિત રહી શકે છે. આત્મસંગોપનના આવા સબળ સાધનને લીધે એ સઘન વૃક્ષરાજી કે ગાઢ જંગલવાળા પ્રદેશો કરતાં, રેતાળ અને સૂકા પ્રદેશમાં વધારે પ્રમાણમાં નજરે પડે છે.

એનો આહાર છે ઝીણીમોટી જીવાત, નાનાં તીડ-ગોકળાં વગેરે સુકોમળ જંતુઓ. એ આહારને અનુકૂળ એની ચાંચ લાંબી, પાતળી, નરમ: વચ્ચેથી સહેજ વળેલીઃ ધૂળમાંથી જીવાત વીણી ખાવા પૂરતી જ ઉપયોગી. આવી વિશિષ્ટ ચાંચને લીધે જ, દશરથિયા પેઠે, એની મોંફાડ અત્યંત વિશાળ હોવા છતાં, એનાથી જીવાત પકડી ખાઇ શકાતી નથી. શિયાળાના દિવસોમાં સવારે કે સાંજે ચંડોળાની આસપાસ જીવાત ઉભરાતી હોય, વાત કરતાં આપણા મોંમાં પેસી જતી હોય, છતાં એ પકડવાનો રજ પણ પ્રયત્ન ન કરતાં શાંત ચિત્તે ધૂળમાંથી જ જીવાત વીણી ખાતાં અનેક હુડહુડ મેં જોયાં છે.

પરંતુ આ પંખીની ખરી શોભા તો એના માથા પરની કલગી: વાસઉઘાડ થઇ શકે એવી. ઉઘાડે ત્યારે જાપાની પંખા પેઠે, ગોળ, પહોળી, સુન્દર. એને લીધે એ અત્યંત ગૌરવવંતું લાગે છે. જ્યારે વાસે છે ત્યારે

[1] Indian Hoopoe; Upupa Ceylonensis કે Indica. યુરોપનું હુદહુદ (U. Epops) શીઆળા પૂરતું આપણા ત્યાં આવે છે, પરંતુ એની અને આપણા હુદહુદ વચ્ચે એટલું બધું સામ્ય હોય છે કે છેટેથી યાયાવર પંખીને ઓળખવું અશક્ય છે.

[2] Tenuirostres.

[3] Sub-order Coracii.

માથા ઉપર જાણે બીજી ચાંચ જ ન ઊગી હોય, તેમ પાતળી, અણીદાર, સોયા જેવી ટટાર, ક્વચિત્ પાછળ સહેજ ઝૂકતી, વાંકી. એની આ વિશિષ્ટતાને લીધે ભ્રમમાં પડી ઘણા એને ઘંટીટાંકણીઓ (લક્કડફોડ) પણ કહે છે. વાસ્તવિક રીતે તો લક્કડફોડનું એક પણ લક્ષણ એનામાં નથી. લક્કડફોડની ચાંચ જરદ, જાડી, કઠોર. ઝાડની છાલ તોડવાને સબળ. હુડહુડનો આહાર જમીન પરથી મેળવવાનો, એટલે એને એવી કઠોર, ખોદવા ટીપવામાં ઉપયોગી ચાંચની જરૂર નહિ.

ઘંટીટાંકણીઓ સાથે ભ્રમ થવાનું અન્ય કારણ છે એનો વિશિષ્ટ 'હુડહુડ' અવાજ; જાણે કોઇ ટીપતું હોય એવો લાગે. પરંતુ આ અવાજ એ ચાંચ પછાડીને કાઢતું નથી પણ અન્ય પંખીઓ પેઠે ગળામાંથી જ કાઢે છે. એની વિશિષ્ટતા એટલી જ કે એ આપણા પગ આગળ બોલતું હોય છતાં, તાંબટ કે કંસારા પેઠે, ડોકને ડાબાજમણી હલાવીને બોલતું હોવાથી, એનો અવાજ છેટેથી આવતો હોય એવો સંદેહ થાય છે.

એની ચાલ અત્યંત મનોહર. એ કૂદતું ઠેકતું નથી, પણ ડગીપગી ભરતું, દડબડ દોડતું ફરતું હોય છે. રંગનો ભપકો નથી, છતાં એની ગંભીર ચાલને લીધે એ અત્યંત આકર્ષક નીવડે છે.

એ ઊડે છે પ્રત્યાઘાતી, તિર્યક ગતિએ. એની પાંખો મોટી હોવા છતાં એ ભારે ઝડપવાળું કે ચપળ પંખી તો ન જ કહેવાય. કારણ, રસ્તા વચ્ચે ચાર પાંચ પંખી છૂટાં છવાયાં[૪] ચણતાં હોય ત્યાં મોટર આવે તો આઘાંપાછાં થતાંથતાંમાં તો એકાદને કચડાઇ જતું મેં અનેક વખત અનુભવ્યું છે.

વસંત અને ગ્રીષ્મ એનો ગર્ભાધાન કાળ. સદૈવ જમીન પર વસનારૂં છતાં એવે વખતે એ ઝાડના બાકોરાં, ભેખડમાંના દર કે ભીંતનાં કાણાં શોધે છે અને એમાં સાંઠા સાંઠીઓ, પાંદડાં મૂળિયાં કે ઘાસ, અગર વાળ, ઊન વગેરે પાથરીને કે ક્વચિત્ ખુલ્લી જમીન ઉપર પણ પાંચથી આઠ ઈંડાં મૂકે છે.

હુડહુડ સ્વભાવે અત્યંત શાંત, નિરુપદ્રવી અને આનંદી પંખી છે. બોલે ત્યારે એનો સ્વર કર્કશ લાગે ખરો, પણ કૉયલાં જેટલું માથું પકવનાર એ નથી. એટલે એ અણગમતું નથી થઇ પડતું. કાચી, પત્થરની સડકો હતી ત્યારે તો એ અમદાવાદની ચારે દિશાએ રસ્તા વચ્ચે રઝળતાં ડગલે ડગલે દેખાતાં હતાં; પણ ડામરની સડકો થતાં હવે એનાં દર્શન જરા દુર્લભ થઈ પડ્યાં છે. હવે તો એને અવલોકવા માટે જનપથથી દૂર છેટે અવેડ ખેતર કે ધૂળિયાં મેદાન જ શોધવાં રહ્યાં.

વનેચર

---

૪ એ સમૂહચારી પંખી નથી.




## હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ: મોકૂફ. બીજું ઈનામ: 'ઘર તરફ' એસ. એન. છીપા (અમદાવાદ), ત્રીજું ઇનામ: 'શહીદને ચરણે' રમણિક ન. (માટુંગા). નોંધપાત્ર (ગુણ પ્રમાણે): ૧ હ. વ. જોડી, ૨ સુરેન્દ્ર ચિનાઈ (અમદાવાદ), ૩ એન. જી. શાહ (મલાડ), ૪ જયંતીલાલ શાહ (નડિયાદ).

'ઘર તરફ' ચિત્રની પસંદગી સારી છે પણ ચિત્રવિસ્તાર બરોબર વિચારાયો નથી. અત્રે બ્લૉકમાં વધારાનો વિસ્તાર કાપીને મુખ્ય વસ્તુ બહાર લાવવા સૂચન કર્યું છે તેથી જણાશે કે ગાડી અને બેલની ગતિ વધારે ધ્યાન ખેંચી શકે છે. અને પાછળ મૂકેલા ઝાડની ડાળીને વેગ આપે છે.

ત્રીજા ઇનામને પાત્ર ઠરેલા ચિત્રમાં હલથ બેઠેલા પાત્રો મુખ્ય આકારના પૂરક નથી બનતા અને આપેલા નામને સાર્થક બનાવતાં નથી. માત્ર સમય અને સ્થાનની પસંદગી જ ચિત્રમાં દમ પૂરે છે. સુરેન્દ્ર ચિનાઈનું 'અગરિયા' ચિત્ર વસ્તુ તેમજ પ્રબંધમાં સંપૂર્ણ છે, પણ આકારોને છુટા દર્શાવનારી પ્રકાશયોજના થઈ નથી એટલે ચિત્ર પાછું પડ્યું છે. એ બની શક્યું હોત તો પ્રથમ ઈનામને પાત્ર થાત.

## લેન્સ-હૂડનો ઉપયોગ

દરેક કૅમેરા વાપરનાર જાણે છે કે વિષયની પાછળથી કૅમેરાના લેન્સમાં સીધાં પ્રકાશનાં કિરણો આવે તેવા વિષયના ફોટોગ્રાફો લેતાં લેન્સ આગળ એક નાનકડું ઢાંકણ કે ટોપી (જેને અંગ્રેજીમાં લેન્સ હૂડ કહે છે તે) વપરાય છે. તેનાં ઉપયોગથી લેન્સમાં દાખલ થતાં જોરદાર કિરણો ગમે ત્યાં પ્રસરી ફિલ્મમાં 'ફૅગ'-ધાબું ઉપજાવતા નથી અને દૃશ્ય સ્વચ્છ દેખાય છે. મકાનની અંદર પણ એનાં જ સામા પ્રકાશનાં ચિત્રો (against light pictures) પાડતી વેળા હૂડ એક આવશ્યક સાધન છે.

બલવન્ત ભટ્ટ







# પંચતંત્રની વાર્તાઓ

ટીટોડી કહે, 'જો સમુદ્ર હારે વિગ્રહ કરવો હોય તો બીજા પક્ષીઓને બોલાવીને મિત્રોને ભેળા લ્યો. ઘણું નબળાનો સમવાય થાય તો તે દુર્જય બને છે; તરણાં ગૂંથીને રાંઢવું કરિએ તો એનાથી હાથી પણ બંધાય છે. તથા

**ચકલી કાકફૂટો ને માખી તેમ જ દેડકો ।**
**મહાજનવિરોધેથી કરી મરણ પામિઓ ॥૩૬૪॥**

તે બોલ્યો, 'એ કેમ?' ટીટોડી કહે:

## કથા ૧૯

તમાલના ઝાડ ઉપર ચકલોચકલી રહેતાં હતાં. કાળ જતાં એને સંતતિ થઈ. એક દિવસ એક મદોન્મત્ત હાથી ગર્મીથી ત્રાસીને તમાલના છાયામાં આવ્યો, અને ચકલાંના માળાવાળી ડાળી શુંડથી ખેંચીને ભાંગી નાખી. આથી ચકલાંનાં ઈંડાં બધાંય ભાંગી ગયાં ને ચકલોચકલી માંડ બચ્યાં: ચકલી વિલાપ કરવા મંડી તે સાંભળીને તેનો પરમ મિત્ર કાષ્ઠકૂટ નામે પક્ષી તેને દુઃખે દુઃખી થઈને આવ્યો ને કહ્યું, 'ભગવતિ, વૃથા વિલાપ શું કરવો, ને એકમાંથી બે અનર્થ શું સેવવા?' ચકલી કહે, 'કાષ્ઠકૂટ, ઠીક છે. પણ દુષ્ટ હસ્તીએ મારાં સંતાનોનો ક્ષય કર્યો છે, એટલે તું સાચો સુહૃદ્ હો તો હાથીનો વધ કરવાનો ઉપાય વિચાર, જે કરીને હું મારૂં દુઃખ હળવું કરું.' કાષ્ઠકૂટ બોલ્યો, 'ચટકાબાઈ, સાચું કહ્યું. આપત્તિમાં કામ આવે એ જ મિત્ર; એટલે મારું બુદ્ધિબળ જો. પણ મારી મિત્ર વીણારવા નામે માખી છે, એને મળીને આવું પછી દુરાત્મા હાથીને મારવાનો વિચાર કરિએ.' ચકલી ને કાષ્ઠકૂટ માખી આગળ ગયાં ને વાત કરી તો માખી કહે, 'મારો મિત્ર મેઘનાદ નામે દેડકો છે, એને ભેગે થઈને યથોચિત્ કરીએ.' એટલે ત્રણે જણ મેઘનાદ આગળ ગયાં ને બધો વૃત્તાન્ત એને કહ્યો. એ બોલ્યો:

દેડકાંઓના અવાજથી પાણીની આશાએ તે તરફ જતાં હાથી ખાડમાં પડી મરી ગયો

'મહાજન કોપે ત્યાં એ હાથીનું શું ગજું? એટલે મારા મંત્ર પ્રમાણે કરવું. મક્ષિકાબાઇ, તારે મધ્યાહ્ન સમયે જઈને ઉદ્ધત હાથીના કાનમાં વીણારવ જેવો શબ્દ કરવો, એટલે શ્રવણસુખ ભોગવતો તે આંખ બંધ કરે. પછી કાષ્ઠકૂટ એને આંખ ફોડીને આંધળો કરે. અને તરસ લાગે ત્યારે ખાડને કાંઠે મારો તથા મારા પરિજનનો સાદ સાંભળી એને જલાશય જાણીને આવે, એવો જ ખાડમાં પડીને પંચત્વ પામે. આમ સમવાય કરવો એટલે વેરસાધન થઈ જાય.' આમ કર્યું એટલે મોટી ખાડમાં પડીને હાથી મરી ગયો.

એટલે કહું છું: 'ચકલી કાષ્ઠકૂટો ને' ઇત્યાદિ.

(ચાલુ) બાલજી ગોવિન્દજી દેસાઇ

# Our Friends Abroad

યુરોપની લડાઇના મામલાથી તેમજ સાગરપ્રવાસનાં વધી પડેલાં જોખમોથી પરદેશની ટપાલનો વ્યવહાર અસ્તવ્યસ્ત છે, એટલે આ વિભાગમાં પહેલાંના જેટલી ભરતી નહિ હોવાથી હમણાં તેનો વિકાસ અશક્ય બન્યો છે. જે કંઈ છુટાછવાયા પત્રો અમને મળ્યા છે અને મળશે તે અનુકૂળતા પ્રમાણે પ્રકટ કરતા રહીશું. દરમિયાન જેમની પાસે આ વિભાગને સમૃદ્ધ કરવા જેવું પત્રસાહિત્ય હોય તે મોકલી બીજા વાચકોને લાભ આપે એવું ઇચ્છીએ છીએ.

ડેનમાર્કની પત્રડીરેક્ટરીનું લિસ્ટ હજુ થતું જાય છે.

**પરદેશના પત્રો:**

Ratikantbabu Jobanputra

P. Box 571. MOMBASA (E. Africa)

ઉમર વર્ષ ૧૬, હાઈસ્કૂલમાં છે. પત્રસંબંધ, ટિકીટ-સંચય અને ફોટોગ્રાફનો સંગ્રહ એ તેના શોખના વિષયો છે, તેમજ રમતગમતમાં રસ ધરાવે છે.

નટવરલાલ હિંમતલાલ વ્યાસ, દીવ.

એમના પર જૅનેટ હેરકેલનો પત્ર આવેલો, તે નીચે મુજબ પ્રગટ કરવા મોકલે છે:

'તમે પત્ર લખ્યો અને ટિકીટો મોકલી તે માટે આભાર. પોર્ટુગીઝ હિંદની ટિકીટો મારી પાસે એકે નહોતી. મારું વય તમારા જેટલું જ છે. હું કળા અને પત્રલેખનને મારા જીવનના વ્યવસાય બનાવવા ધારું છું. મને આશા છે કે મને અને મારાથી એક વર્ષે નાના ભાઈને યુનિવર્સિટીમાં ભણવા જેટલા પૈસા મારાં માબાપ ખર્ચશે.

૧૬ વર્ષ સુધી અમારા દેશમાં દરેકને કોઇને કોઇ શાળામાં ફરજિયાત ભણવું પડે છે. અમારા દેશમાં હજારો વગર ફીની શાળા ચાલે છે. પેન્સિલ, કાગળ અને ચોપડીઓ પણ સાથે મફત મળે છે.

હિંદ વિષે અને મહાત્મા ગાંધી વિષે અમે વાંચીએ છીએ, ચિત્રો પણ જોઈએ છીએ. તરુણોને શિક્ષણ આપવાનું કામ ઉપાડી તમે જગતસુધારણામાં સહાય કરી રહ્યા છો. અહીં પણ હિંદમાંથી ઘણા વિદ્યાર્થીઓ ભણવાં આવે છે. અમારે ત્યાં કન્યાઓ છોકરાઓ જેટલી જ કેળવણી પામે છે અને મોટી જગ્યાઓ મેળવી શકે છે. લગભગ ૨૦ કે ૨૫ વર્ષ લગી તેમનાં લગ્ન થતાં સુધી તેમની ઘણી સંભાળ લેવામાં આવે છે અને તેઓ નિષ્પાપ રહે છે. સીનેમાનાં ચિત્રો જોઈને અમારી જીવનપ્રણાલીની કલ્પના ન કરતા. અમારા ઘરમાં કોઈ દારૂ પીતું નથી કે સીગાર પીતું નથી. હું તમને એક બીજા મિત્રનું સરનામું આપું છું તેને પોતાને કેમિસ્ટ્રીનો શોખ છે. યુનિવર્સિટી માટે ખર્ચ કરી શકે એવું તેનું ઘર નથી એટલે દિવસે કામે જાય છે અને રાત્રિ શાળામાં ભણે છે. કેમિસ્ટ્રી વિષે તે સરસ પત્રો લખશે તેનું સરનામું આ રહ્યું:

Cyril Poop 265 Upland Road
North CAMBRIDGE Mass. U.S.A.

અમારી ઉનાળાની રજા ચાર મહિનાની હતી. હવે પાનખર આવે છે. ઝાડ પરથી પાન ખરી જાય છે. નવેમ્બર સુધીમાં ભૂરું આકાશ વધુ ભૂખરું બનતું જાય છે અને ડિસેમ્બરમાં પૃથ્વી બરફથી છવાઈ રહે છે. હું અને ભાઈ બેંક સ્કેટિંગ અને સ્કી ખેલીએ છીએ. આખો શિયાળો ઘણા કલાકો સુધી અમે વાંચવાંચ કરીએ છીએ-ઠેઠ જૂન સુધી. મોટરથી બોસ્ટન ૩૦ મિનિટ પર છે. અમારી મોટરે જમીન તળેના માર્ગે શાળાએ પહોંચાડે છે.

તમારે ત્યાંની કન્યાઓ માટે મને ઘણું લાગી આવે છે. શરીર સગવડથી આનંદ મળતો જ નથી. અહીં દરેક ઘરમાં એક બે બાળકો હોય છે. ઘણે ઠેકાણે હોતાં જ નથી. કેળવણી આપી શકાય અને મોટાં કરી શકાય તે કરતાં વધારે છોકરાં હોય તે સારું નહિ. અહીં કોઇ ઝાઝાં છોકરાં ઇચ્છે નહિ. કપડાં અને સારી તાલીમ પાછળ બહુ ખર્ચ થાય છે, પણ દરેક પર ખૂબ ધ્યાન અપાય છે અને સુંદર સુઘટ નારી બની શકે છે. હું તમારો પુરુક લેખ ઇંતેજાર છું.

ભાવપૂર્વક

જૅનેટ હેરકલ'

# આ મહિનો (ડીસેમ્બર) . . . અને એની પ્રતિભા

**તા. ૭** મહીસુરના સિંહ હૈદરઅલીનું ચિતુરની છાવણીમાં અવસાન થયું—ઈ. ૧૭૮૨. પણ એ ખબર સાંભળી અંગ્રેજો કંઈ નવાજૂની ન કરે તે માટે ટીપુએ મલબારથી આવી લશ્કરનો કબજો લીધો ત્યાં સુધી હૈદરના પ્રધાન પૂર્ણૈયાએ એ ખબર છુપાવી રાખ્યા.

**તા. ૧૦** મુગલકાલીન ઇતિહાસના સમર્થ સંશોધક શ્રી જદુનાથ સરકારનો જન્મ—ઇ. ૧૮૭૦ * * આઠમા એડવર્ડનો ગાદીત્યાગ—ઇ. ૧૯૩૬

**તા. ૧૧** ઇટલીએ લીગ ઑવ નૅશન્સથી છૂટાછેડા કર્યા—ઈ. ૧૯૩૭

**તા. ૧૪** છત્રપતિ શાહુનું અવસાન—ઈ. ૧૭૪૯

**તા. ૧૬** ચીનના કાનસુ પ્રાંતમાં થએલા તવારીખમાંનો ભયંકર ધરતીકંપ—ઈ. ૧૯૨૦. વીસ લાખ જિંદગીઓનો ભોગ લેનાર એ ધરતીકંપે દુનિયાના બીજા બધા ધરતીકંપો કરતાં તન-માલની વધુમાં વધુ ખુવારી કરેલી છે.

**તા. ૧૯** લાહોરના ડે. પોલીસ સુપરી૰ મિ. સૉન્ડર્સનું ખૂન—ઈ. ૧૯૨૯

**તા. ૨૪** હિંદ પરના ફિરંગી આક્રમક વાસ્કો દા ગામાનું કોચીન મુકામે અવસાન—ઈ.૧૫૨૪. એનું શબ અહીંથી પોર્ટુગાલ લઈ જવામાં આવેલું.

**તા. ૨૬** મુગલ શહેનશાહ બાબરનું ૪૮ વર્ષની વયે આગ્રા મુકામે અવસાન અને તેના ૨૨ વર્ષના પુત્ર હુમાયૂંનું રાજ્યારોહણ—ઈ. ૧૫૩૦

**તા. ૨૯** ઈસ્ટ ઇંડીઆ કંપનીના નોકર તરીકે વૉરન હેસ્ટિંગ્સ હિંદને કિનારે ઊતર્યો—ઇ. ૧૭૫૦ * * 'આયરિશ ફ્રીસ્ટેટ'નો અંત આવી આયર્લેંડ 'આયર' તરીકે નવજન્મ પામ્યું—ઈ. ૧૯૩૭

**તા. ૩૧** ઇંગ્લંડની રાણી એલિઝાબેથે 'ગવર્નર ઍન્ડ કંપની ઑવ મર્ચન્ટ્સ ઑવ લંડન, ટ્રેડિંગ ટુ ઈસ્ટ ઇંડીઝ'ની કૉર્પોરેશનને પંદર વર્ષ માટે વેપારનો ચાર્ટર આપ્યો—ઈ. ૧૬૦૦



આ માસની વિભૂતિ
દુર્ગારામ મહેતાજી

ઇ. ૧૮૦૯ના ડીસેમ્બરની ૨૫મીએ સુરતમાં જકાતી ખાતામાં કામ કરતા વડનગરા નાગર બ્રાહ્મણ મંછારામ દવેને ત્યાં જન્મ. આઠ વર્ષની વયે બધા આંક ને લખતાંવાંચતાં આવડી ગયું. અગિયારમે વર્ષે માતા નાનીગવરીનું અવસાન થતાં તે ગોવિંદરામ જીવણરામની પેઢીએ નોકરી રહ્યા.

પરંતુ એમનું ઉમંગી ને સાહસિક મન ગુમાસ્તાગીરી પરથી થોડા વખતમાં ઊઠી ગયું ને તે પોતાની વિધવા માશી રેવાકુંવર સાથે ઇ. ૧૮૨૫માં મુંબાઇ જઈ ત્યાં શાળામાં દાખલ થઈ ગયા. ત્યાં બાળકૃષ્ણ શાસ્ત્રીની અસરથી એમના મનમાં સુધારાનાં બી વવાયાં. એ વર્ષે જ પિતાનું અવસાન થતાં માત્ર માશીનું જ વાલીપણું રહ્યું.

દુર્ગારામના હેડિકવરસના અભ્યાસ પછી ત્યાંના ઉપરીએ એમને શિક્ષકપદ માટે લાયક ઠરાવી રૂ. ૨૦)ના પગારે મહેતાજી નીમી સુરત મોકલ્યા ને આ રીતે મુંબાઈમાં સુધારાનાં બી ગુજરાતની ભૂમિ પર ઊતર્યાં.

ઇ. ૧૮૩૦માં સુરતની પહેલા નંબરની નિશાળમાં સ્થાયી થતાં જ એમણે વિધવા પુનર્લગ્નની હિમાયતરૂપે સુધારાનો પહેલો અવાજ ઉઠાવ્યો. ધિક્કાર કે હાંસીની પરવા કર્યા વગર ચકલે ચકલે ને મહોલ્લે મહોલ્લે એ બોધ આપવા લાગ્યા. પરંતુ એમની પ્રથમ પત્ની ગુજરી જતાં, મઘુરી નામની એક ડુંગરપરી વિધવા એમને પરણવા તૈયાર થઇ છતાં, નાતબહાર મુકાવાના ભયે દુર્ગારામ તેની જોડે ન પરણ્યા અને ઇ. ૧૮૪૩માં અમેગવરી નામની પોતાની નાતની જ એક કન્યા સાથે એમણે બીજી વારનાં લગ્ન કર્યાં. અને, નવલરામના કહેવા પ્રમાણે, એ કન્યાના પક્ષમાં પોતાની જીભની સ્વતંત્રતા આપી દીધી. જો પરણીને નાતબહાર મુકાયા હોત, તો મહીપતરામના કથન અનુસાર 'એ વિશાળ બુદ્ધિનો ઉત્સાહી નર ભરતખંડના કોઇ મોટા આચાર્ય કે યુરોપના લ્યૂથર જેવો થાત.'

વિધવાવિવાહની હિમાયત છોડયા પછી એમણે બીજી દિશામાં ધ્યાન દોડાવ્યું. 'માનવધર્મસભા' સ્થાપી ધાર્મિક વહેમોનું એમણે છડેચોક ખંડન કરવા માંડયું. એમણે પોતાના ચાર સાથીઓ સાથે મળીને—'સુરતના પાંચ દદ્દા' તરીકે ઓળખાતા એ દુર્ગારામ, દાદોબા, દલપતરામ, દિનમણિશંકર અને દામોદરદાસ એમ પાંચ જણે—સુરતમા પુસ્તકપ્રસારક મંડળી કાઢી, છાપખાનું આણી પુસ્તકો છાપવાં શરૂ કર્યાં. ગુજરાતમાં પડેલું છાપખાનું એ જ.

'લાકડાંમાંહોમાંહે ઘસાયાથી અગ્નિ પેદા થાય છે તેમ માણસો માંહોમાંહે સાચા વિચાર કરે તો જ્ઞાનરૂપી ફળ પેદા થાય' એ આશયે એમણે 'માનવધર્મસભા' સ્થાપેલી. અનેકાનેક વિષયો પર બોધ આપી, પરલોકમાં નહિ પણ આ પૃથ્વી પર જ જીવતે છતે, થોડે શ્રમે મુક્તિ મેળવી આપવાનું કાર્ય એમણે માથે લીધેલું. એમણે ફેલાવેલી ક્રાન્તિની સવિસ્તર નોંધ લેવાનું આ સ્થળ નથી. પાશ્ચાત્ય વિચારક્રાન્તિના જનકો પર વારી જતા આપણા જુવાનો, શ્રીન સાહેબે જેને 'હિંદુ લ્યૂથર' કહ્યા છે એવા આ દુર્ગારામ મહેતાજી જેવાં નરરત્નો ઓળખવા ઘરઆંગણું ઝાંખતા થાય તો બસ છે.



# મધુકરી

## ફૂલને

અશોક હર્ષ



તું સૃષ્ટિનું સઘન સત્ત્વ પરાગ કેરું,
તું તો અહો, સુમન ! રત્ન વસુંધરાનું
માધુર્યથી સભર, સુંદર ને ઉદાર,
તું દેવદૂત જગતે અવતાર પામ્યો
ફેલાવતો સકલ સત્ત્વ વિલીન થાનાં.
રે મર્ત્ય છો નહિ તું મોત થકી ડરાય;
ને તું જતાં ઉદધિ તો નહિ ખિન્ન થાતાં
મારે ચડી હૃદય ભાઇ ! તું સાથ થાજે.

## ગાંધીજીના ભાઇ: ઈમામ સાહેબ

ઈમામસાહેબને તો હું આશ્રમમાં આવ્યો ત્યારથી જ ઓળખું. ઈમામસાહેબનું પ્રથમ આકર્ષણ કંઇક પ્રાંતિક ભાવને લીધે થયું હોય તો નવાઈ નથી. કારણ તેમના દાદા મહારાષ્ટ્રીય હતા. પણ આશ્રમમાં મારા આવ્યા પછી થોડા જ દિવસમાં પોતાના વ્યક્તિત્વથી એમણે મારો આદર મેળવ્યો. એમના સ્વભાવમાં ખાસ ગુણ એ હતો કે નિસનાથી અન્યાય જરા સરખો સહન ન થઈ શકતો. પરંતુ જો તમે તેમની પાસે સાચી વાત કહી દો તો પછી બધી વસ્તુ એક ક્ષણમાં ભૂલી જાય.

ઈમામસાહેબ બહુ ભણેલા નહોતા પણ તેમની સલાહ લેવામાં આવતી ત્યારે એવી સલાહ આપતા કે ભણેલાઓ પણ તેમની કદર કરતા. વિદ્યાપીઠ ચલાવવામાં મને કોઇક વખત મુંઝવણ ઊભી થતી ત્યારે ઇમામસાહેબની સલાહ મેં લીધી છે અને માન્ય રાખી છે. વિદ્યાપીઠ તો ભણેલાઓની સંસ્થા છે છતાં ભણેલાઓને ઘણી ચર્ચાને અંતે એમ અનુભવમાં આવતું કે અન્તે ઈમામસાહેબે જે સૂચવ્યું છે તે જ સારું હતું.

એમના પિતાશ્રી મુંબઈની એક પ્રખ્યાત મસીદના ઇમામ હતા. ઇમામસાહેબને નાનપણમાં જ એમ જણાયું કે પિતાના પ્રેમમાં પોતે દબાઇ જાય છે. આથી માબાપની રજા વગર પરદેશ ચાલ્યા ગયા. તેમના પિતાશ્રીએ તેમને પરદેશ કાગળ લખ્યા કે મદદ મોકલું, અને ભલામણચિઠ્ઠીઓ પણ મોકલી પણ તેમણે એ ભલામણચિઠ્ઠીઓનો પણ ઉપયોગ ન કર્યો. તેમની એ ટેક કે હું પરદેશમાં પણ મારી મેળે રસ્તો કાઢીશ.

એમની કમાણી પરદેશમાં ખૂબ થી હતી હતી સાથે તેઓ પૈસા વાપરવામાં શોખીન હતા. એમના મનમાં એ પણ વિચાર રહ્યા કરતો કે ગોરાઓના મુલકમાં આપણી ઇજ્જત સાચવવી હોય તો રસિયો સ્વભાવ રાખવો જોઇએ. ગોરાઓ પોતાની કોમની ઈજ્જત ખાતર પાણીની માફક પૈસા ખરચે છે તો આપણે શા માટે આપણી કોમની ઇજ્જતને ખાતર પૈસા ન ખરચીએ !

સાબરમતી જેલમાં અમે સાથે બેસીને ખૂબ વાતો કરતા. અમે સાથે ઊઠતા, બેસતા, ખાતા, સૂતા. તે વખતે તેઓએ પોતાના જીવનની અનેક વાતો અને અનુભવો કહેલા છે. જેલમાં મેં તેમને તે વખતે પૂછ્યું હતું કે ગાંધીજી વિષે તમારા મનમાં સદ્ભાવ ક્યારથી જાગ્યો ? તેમણે કહ્યું કે 'અમે આફ્રિકામાં સહુથી પહેલો વેપાર માટે ગયા હતા. તે વખતે ત્યાં લગભગ બધા વેપારીઓ મુસલમાનો હતા અને તેથી એશિયાટિક કાયદાથી મુસલમાન ભાઇઓને ઘણું નુકસાન ખમવું પડતું. ગાંધીજી આફ્રિકા આવ્યા અને મેં જોયું કે ગાંધીજી હિન્દુ હોવા છતાં મુસલમાનોનો ભેદ રાખતા નથી. એમણે જોયું કે આ કાયદાથી પોતાના આ ભાઇઓ તારાજ થાય છે અને એમાં આબરૂનો સવાલ છે. એટલે તરત એઓ અમારી વ્હારે ધાયા. ગાંધીજીને આ રીતે ઓળખી લીધા પછી થયું કે એ આપણા ભાઈ જેવા છે એમની પડખે રહીએ નહિ તો ન ચાલે.'

આમ સમજીને ઈમામસાહેબ ગાંધીજી સાથે જોડાયા. ગાંધીજી તો માણસોના મોટા શિકારી. પરંતુ ભગવાન જેમ ભક્તની કસોટી કરે તેમ ગાંધીજી પણ બરોબર કસોટી કર્યા પછી જ મૂકે. ઇમામસાહેબનો બધો વેપાર લડતમાં સાફ થઈ ગયો. લડતને અંગે પોતે જેલમાં ગયા. ત્યાં અનેક

અગવડો વેઠી. જેલમાંથી આવ્યા પછી મનમાં થયું કે હવે ધંધો કેવો ? દેશની સેવા સિવાય બીજો ધંધો શાનો હોય.

ગાંધીજીની સાથે રહ્યા તે દરમ્યાન તેમણે અનેક કામો કર્યાં. કાળો ઝગડ એમાં પણ બહાદુરીનો પરિચય કરાવવાના અનેક પ્રસંગો તેમને મળ્યા છે. મુસલમાનો ઉશ્કેરાએલા હોય ત્યારે તો ખાસ સભામાં જાય અને પોતાને કહેવાનું હોય તે નીડરતાથી કહે. ડરના માર્યા ન બોલે એવું ન બને એમનું પાક હૃદય અને એમની નિખાલસતા એમની બોલવાની શક્તિથી સહુ સમજી જતા. આફ્રિકામાં કામ કર્યા પછી, ગાંધીજીએ હિન્દુસ્તાન આવી આશ્રમ સ્થાપ્યો ત્યારે તે આશ્રમમાં આવીને રહ્યા. હું પણ આવ્યો પરંતુ પ્રથમ મને ખબર નહિ કે ઈમામસાહેબ કોણ છે. હું આશ્રમની નિશાળ ચલાવતો. એક વખત તેમની છોકરી આવીને કહે કે મને નિશાળમાં દાખલ કરો. મેં ના પાડી કે મહેમાનની છોકરીને હું નિશાળમાં નહિ લઉં. બે દિવસ બેસે અને પછી ચાલી જાય; ઈમામસાહેબને આની જાણ થઈ કે તરત જ મારી આગળ આવી એમણે રાવ ખાધી, કે શું હું આશ્રમનો મહેમાન છું ? પાછળથી મને ખબર પડી કે એ પણ એક સ્થાયી આશ્રમવાસી જ છે.



હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારથી એ આશ્રમમાં જ રહેતા. એક વાર ગાંધીજી કહેતા કે ઇમામસાહેબને લાવ્યો હું પણ ઉપયોગ તો કરી જાણ્યો સરદાર વલ્લભભાઈએ. ઈમામસાહેબે પ્રાંતિક સમિતિનું ઘણું કામ કર્યું હતું. વિદ્યાપીઠમાં અમે એકેએક બાબત ઈમામસાહેબને પૂછ્યા વગર ન કરતા. એમની દુવાથી એક પાક મુસલમાનના આશીર્વાદ મળે છે એમ અમને જણાતું. છેલ્લી સ્વાતંત્ર્યની લડત વખતે એમની તબિયત જોઈ ગાંધીજીએ એમને ના પાડી, પણ ઇમામસાહેબથી ન રહેવાયું. સરદાર પકડાયા અને ગાંધીજીએ કૂચ શરૂ કરી. તે પછી મહાદેવભાઈ જેલમાં ગયા. મેં ઇમામસાહેબને કહ્યું કે ઈમામસાહેબ તમે કષ્ટ ન કરો; તો કહે ના. અને આખરે ધરાસણા ગયા અને ત્યાં એક જુવાનની માફક કામ કરવા મંડ્યા. લોકો તેમને રોકે પણ રોકાતા નહિ. સ્વાતંત્ર્ય યુદ્ધમાં આગળ ધસ્યા અને પકડાયા. તેમની તબિયત ખૂબ નાજુક હતી, અનેક રોગોએ એમના શરીરમાં ઘર કર્યું હતું. છતાં તેઓ જેલમાં ગયા. શરીરે તેઓ ગમે તેટલા સુંવાળા હતા તોપણ તેમનું મન કસાયલું અને દેશના સ્વાતંત્ર્ય માટે સંકટો સહન કરી શકે તેવું હતું. દેશ સ્વતંત્ર થાય એ એમનો સંકલ્પ હતો. આઝાદી મળવી જ જોઈએ એનો એમને વિશ્વાસ હતો.

અમે જેલમાં વાતો કરતા ત્યારે ઇમામસાહેબ કહેતા કે ઈસ્લામને જેટલો સમજું છું તેટલો જીવનમાં જીવવાનો પ્રયત્ન કરીશ. મારાથી કોઈ કામ ખરાબ થશે તો તેટલે દરજ્જે ઇસ્લામ લજવાશે.

એક વખત મને એમની જે મદદ મને મળી છે તેથી તો તેમનો હું કાયમને માટે કૃતજ્ઞ રહીશ. એક મિત્રે એક વાર વાત ફેલાવી કે કાકાસાહેબને હિન્દુ મુસલમાન વચ્ચે ભેદભાવ છે. આ જાણીને તરત તેઓ એ મિત્રની પાસે ગયા અને કહ્યું કે 'બીજા ગમે તેને વિષે તમે ભલે આવું બોલો પણ કાકાસાહેબને તો આવું હોય જ નહિ.' આ પ્રમાણપત્ર સાચવવાની શક્તિ ઈશ્વર મને આપે એમ ઇચ્છું છું.

સ્પાર્ટાને ઘેરો ઘાલી ઝર્કસિસે ત્યાંના સેનાપતિ લીઓનિડાસને સંદેશો મોકલ્યો કે 'જો તમારાં હથિયારો મોકલી દો તો ઘેરો ઉઠાવી ચાલ્યો જઈશ.' વીર લીઓનીડાસે ઉત્તરમાં કહેવડાવ્યું કે 'આવીને લઈ જાઓ.'.

કહેવતોના અર્થ: 'કોણ કહે છે રાંપીનો ઘા?' વારંવાર સતાવતા એક કૂતરાને કોઇ મોચીએ રાંપી (એનું ઓજાર) મારી. જખમી કૂતરાને જોઇ શાથી એ જખમ થયો હશે એ પર બધા ચર્ચા ચલાવતા હતા ત્યાં મોચી આઠથી ઉપલું વાક્ય બોલી જવાયું, અને ઘા મારનાર તરીકે તે પકડાઈ ગયો. આમ હૈયે રમતું હોઠે આવવા માટે 'ચોરને માથે ચાંદરણું', 'મારો રૂપિયો શું બાય છે?' વગેરે કહેવતો પણ વપરાય છે.

ગણિત ગમ્મત

$०^२+(०\times१०)=०$
$१^२+(१\times९)=१०$
$२^२+(२\times८)=२०$
$३^२+(३\times७)=३०$
$४^२+(४\times६)=४०$
$५^२+(५\times५)=५०$
$६^२+(६\times४)=६०$
$७^२+(७\times३)=७०$
$८^२+(८\times२)=८०$
$९^२+(९\times१)=९०$
$१०^२+(१०\times०)=१००$

(હ. મ. જોષી)

એશિયામાં બ્રિટનને જેટલો પ્રદેશ કબજે છે એથીયે અઢી ગણો આફ્રિકામાં છે—૪૭,૫૦,૦૦૦ ચોરસ માઈલનો.

વૉટરપ્રૂફ કાગળની પહેલી પ્રથમ શોધ સને ૧૮૯૭માં થઇ હતી.

અવાજનું આંદોલન દરિયાને તળિયે મોકલીને તેને પાછા આવતાં લાગતા વખત પરથી દરિયાની ઊંડાઈ માપવામાં આવે છે.

આપણી ભાષામાં નીચેના શબ્દો એવા છે, કે જે સીધા કે ઊલટા બંને તરફથી એક જ સરખા વાંચી શકાય. એવા 'ગતાગતૈક રૂપો'ના બીજા નમૂના તમે શોધીને મઝા લઇ જુઓ: કઉક, કટક, કડક, કડાક, કશાક, કતક, કપોક, કનક, કલંક, કલાક, કારિકા, કાલિકા, ખીખી, કોકો, ઘોઘો, જણજ, ઝાઝા, ટોટો, ઠઠું, ઠુંઠું, ડોડો, તરત, દરદ, દશોદ, દાદા, નમન, નયન, નર્તન, નલિન, નવીન, નશીન, નાના, નાગના, પડપ, ફાંફાં, બીબી, ભાભા, મડમ, મલમ, મામા, રબર, રૂબરૂ, લાલા, લીલી, વડાવ, શીશી, સમાસ, સરસ.

ટ્રેન આવતી હોય ત્યારે એની સીટી જતી વખત કરતાં વધુ તીવ્ર સંભળાય છે. આવતી વેળા તેના તરંગો વધુ નજીક ધકેલાતા જઈ ટુંકાવાતા જાય છે.

કચકડાની ફાઉન્ટનપેનને રખે ગરમ પાણીથી સાફ કરતા! કચકડું નરમ પડી જઈ પેનના બધા સાંધા ઢીલા થઇ જશે અને તે નકામી બની જશે.



બંને હાથે અને પગે છ આંગળાવાળો

ફ્રેંચ શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટને સેંટ હેલિનામાં કેદી રાખવા માટે બ્રિટિશ સલ્તનતને દર વરસે ચાર લાખ પાઉન્ડનું ખર્ચ થતું હતું.

અમેરિકામાં ન્યૂ જર્સી નામના પ્રાંતમાં દરિયા કિનારે સારો હવાપાણીનાં સ્થાન તરીકે પ્રખ્યાત થએલા 'એટલાંટિક સિટિ' નામના શહેરમાં એક રાક્ષસી કદનું ગરમીમાપક યંત્ર (થર્મોમીટર) ગોઠવવામાં આવ્યું છે, જેમાંનો ગરમીના માપનો આંક એક માઈલ દૂરથી વાંચી શકાય છે.

ચીનમાં એવો રિવાજ છે કે બાળક જન્મે ત્યારે તે એક વર્ષનું થયું ગણાય; અને વિશેષ આશ્ચર્ય ઉપજાવે એવું તો એ છે કે સમસ્ત ચીનમાં સૌ કોઇનું વર્ષ તેના જન્મદિવસે નહિ પરંતુ નૂતન વર્ષ દિને જ બદલાતું ગણાય છે. એટલે આપણી દૃષ્ટિએ જોતાં ધનતેરશને રોજ જન્મનારા બાળકની ઉંમર એક વરસની ગણાય અને ત્રણ દિવસ પછી આવનારા નૂતનવર્ષદિને એ જ બાળક તેની જિંદગીનું બીજું વર્ષ પૂરું કરીને ત્રીજામાં પ્રવેશતું મનાય છે, જ્યારે આપણા દેશમાં એ બાળકની ઉંમર માત્ર ચાર રોજની કહેવાય છે.

(ત્રિ. ચી. હેમાણી)

કાચબાને દાંત નથી હોતા.

'બ્રિટિશ મૅડિકલ જર્નલ' પ્રમાણે જુદાજુદા દેશોની જન્મ સરેરાશમાં જોડિયાં બાળકોનું પ્રમાણ આ મુજબ છે:

| | | |
|---|---|---|
| રશિયા | દર ૪૩ | જન્મે |
| હિંદુસ્તાન | ,, ૫૯ | ,, |
| ઈટલી | ,, ૬૨ | ,, |
| આયર્લેંડ | ,, ૬૬ | ,, |
| અમેરિકા | ,, ૬૭ | ,, |
| જર્મની | ,, ૮૩ | ,, |
| જાપાન | ,, ૯૩ | ,, |
| ઇંગ્લંડ | ,, ૯૫ | ,, |
| ચીન | ,,૧૨૯ | ,, |





## संपन्ने षोडषे वर्षे

कस्मै देवाय हविषा विधेम એ સર્જનજૂનો પ્રશ્ન પોતાની મજલના આરંભથી જ 'કુમારે' પોતાની જાતને પૂછી લીધો છે, અને તેનો ઉત્તર પણ મેળવી લીધો છે કે जनता जनार्दनाय. અંને એ જનતાના નવાંકુર સમી કુમાર જનતાનાં જીવનમૂળ વધુ સશક્ત, વધુ જીવનદર્શી ને સ-વિશેષ વર્ધમાન બનાવવાની પોતાની ફરજ એ આજ સુધી સંભાળતું આવ્યું છે. એને લઇને તો એકેક વર્ષનું એનું એકેક સોપાન એની આગેકદમી સાથે ગુજરાતના કુમાર માનસને યે એટલું જ ઊર્ધ્વગામી બનાવતું આવ્યું છે. ધ્યેયલક્ષિતાની બાદબાકી સમું બની રહે એવું એકે લખાણ 'કુમારે' આજ સુધી આવકાર્યું નથી, એટલું જ નહિ પણ કુમારજીવનના અંગપ્રત્યંગને ઘેરી વેળતી દિશાઓ પર પ્રકાશ પાથરવામાં એણે પોતાની જાતને કૃતાર્થ માની છે. એટલે આ ટાંકણે વિશેષ કાંઈ કહેવા કરતાં તમારો સહકાર અને અમારી ભાવના કાયમ રહો એ જ અભ્યર્થના.

## જીવનપરિચય



## ઇતિહાસ



## ભૂગોળ



## વિજ્ઞાન



## આરોગ્ય અને સ્વાસ્થ્ય



## દિશાસૂચન

### ધ્વનિ વિભાગ



## જીવનચરિત્રો



### પરિચય



## વાર્તાઓ

### નવલિકાઓ



### શિકારકથાઓ



### રંગકથાઓ



## લેખો

### ઇતિહાસ અને પુરાતત્ત્વ



### ભૂગોળ

## વિભાગીય અને બીજા લેખો